વિવિધ ગ્રંથમાળા ગ્રંથાંક ૧૯૩-૧૯૬, વર્ષ ૧૭ મું-સંવત ૧૯૮૪

# मुस्लीम महात्माओ

( ૯૨ ચરિત્રો અને ૧૩૦૦ વચનામૃતો. )

अनुवादक-पाठक जगजीवन कालिदास
સ્થળ: પોરબંદર ( કાઠિયાવાડ )

सस्तुं साहित्यवर्धक कार्यालय तरफथी
संशोधक अने प्रकाशकः भिक्षु-अखंडानंद
સ્થળ: અમદાવાદ અને મુંબઈ-૨

પૃષ્ઠસંખ્યા ૫૯૨, પ્રત ૧૦૩૦૦ જેઠ-૧૯૮૪.
મૂલ્ય ૨॥, સાદું પૂંઠું ૧॥

# अर्पण-पत्र

**हिंदु, मुस्लीम, पारसी के कोईपण कोमना**

જે જે સજ્જનો આવા ધર્મગ્રંથોના વાચન-શ્રવણમાં રસ લેતા હોય

અને પોતાની મતિ-કૃતિનું શોધન-નિરીક્ષણ કરતા હોય; તે તે

**प्रत्येक भव्य आत्मबंधुने**

તેમની તે શ્રેયસ્કર સાધના માટે, અને

ભાવી અપાર અહોભાગ્ય માટે

અત્યારથીજ ભિક્ષુનાં

**अनेक अभिनंदन**



जाति पांति पूछे नहीं कोई, हरिको भजे सो हरिका होई.

एकं सत् विप्रा बहुधा वदंति

" વિપ્રો એકજ સત્યને અનેક પ્રકારે કહે છે."

# ચાતુર્માસમાં આવતા પુરુષોત્તમ માસ નિમિત્તે

## જેઓ સારા ગ્રંથો વહેંચવા કે વાંચવા ઈચ્છે, તેમનેમાટે

## આ સંસ્થાનાં બધાં પુસ્તકોમાં આખુ ચોમાસુ

# ખાસ કિફાયત

**ખાસ સૂચનાઓઃ—**(૧) નીચે જણાવેલી ખાસ કિફાયત ચાતુર્માસની આખર સુધી ચાલુ રહેશે. (૨) એક સાથે રૂ. ૧૦૦) યા વધુનાં પુસ્તક એક સાથે લેનારને એમાંથી પણ ૬। ટકા કપાશે. (૩) પોસ્ટેજ ઉપરાંત વી. પી. ખર્ચ જુદો સમજવો. (૪) કાચું પૂંઠું નથી લખ્યું ત્યાં બધે પાકાં પૂંઠાંજ સમજવાં. (૫) મંગાવેલામાંનાં જે પુસ્તકો ન આવે તે ખલાસ સમજવાં. (૬) દશેક રૂા. નાં પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી બહુ ઓછા ખર્ચે આવશે. પરંતુ પેકીંગ ૮૦ ના રૂ. ૧ સાથે ચૂકતાં નાણાં પ્રથમથી મોકલવાં. (૭) બુકસેલરો ખર્ચ જોગુ મૂલ્ય વધુ લેશે. (૮) બહારગામથી મંગાવનારે અમદાવાદજ લખવું.

### અતિ ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| ગ્રંથનું નામ | પૃષ્ઠ. | મૂલ્ય. | તરતમાં | પોસ્ટેજ |
|---|---|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત**—શુદ્ધ ગુજરાતી ભાષાંતર | ૫૨૦૦ | ૩૬) | ૩૨) | ૫) |
| **શ્રીવાલ્મીકિ રામાયણ**—૩૨ ચિત્રોસાથે | ૧૩૨૦ | ૬) | ૫। | ૧। |
| **તુલસીકૃત રામાયણ**—૪૦ ચિત્રોસાથે | ૧૩૫૦ | ૬) | ૫। | ૧। |
| **ગિરધરકૃત શુદ્ધ રામાયણ** | ૭૮૪ | ૨। | ૨) | ૦।- |
| **શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ**—બે ભાગમાં | ૧૯૦૦ | ૧૦) | ૮) | ૨) |
| **મહાભારતનું શાંતિપર્વ**—નવી આવૃત્તિ | ૯૦૦ | ૫) | ૪॥ | ૧) |
| **મહાભારતનાં આદિ અને સભાપર્વ**(૧લીઆવૃત્તિ) | ૬૦૦ | ૨॥ | ૨) | ૦॥= |
| **શ્રીમદ્ભગવતી ભાગવત**—ઉત્તમ ભાષાંતર | ૮૬૪ | ૪॥ | ૪) | ૦॥= |
| **શ્રીમદ્ભાગવત**—ઉત્તમ ભાષાંતર | ૭૦૦ | ૫) | ૪) | ૧) |
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**—નવી આવૃત્તિ | ૭૦૦ | ૨॥ | ૨। | ૦॥ |
| **શ્રીદાસબોધ**—નવી આવૃત્તિ | ૬૨૦ | ૨। | ૨) | ૦।= |
| **શ્રીરામકૃષ્ણકથામૃત**—બંને ભાગ ભેગા | ૬૫૦ | ૨। | ૨) | ૦।= |
| **મહાભારત અને રામાયણ** વિષે વિચારો(સાદુ) | ૨૦૦ | ૦॥= | ૦।= | ૦)॥ |
| **શ્રીમહાભારત વિષે**—જાણવાજોગ વિચારો | ૩૨૮ | ૧॥ | ૧) | ૦।= |
| **ધર્મતત્ત્વ**—બંકિમચરિત્રસાથે | ૨૪૮ | ૦॥। | ૦॥= | ૦)॥ |
| **યોગતત્ત્વ** | ૩૮૪ | ૧। | ૧) | ૦।- |
| **સ્વામી રામતીર્થ**—ચારે ગ્રંથ ભા.૧થી૧૩ | ૨૪૨૦ | ૮। | ૭) | ૧॥ |
| ,, ,, ગ્રંથ૧લો ભાગ ૧થી૫ | ૫૮૦ | ૨) | ૧॥। | ૦॥= |

" " ગ્રંથ ૨ જો ભા. ૬ થી ૯ ... ૬૮૦ ... ૨। ... ૨) ... ૦।≈
" " ગ્રંથ ૩ જો ભાગ ૧૦-૧૧ ... ૫૨૮ ... ૨) ... ૧।।। ... ૦।=
" " ગ્રંથ ૪ થો ભાગ ૧૨-૧૩ (ચરિત્ર) ૬૪૦ ... ૨) ... ૧।।। ... ૦।≈

**સ્વામી વિવેકાનંદ**–નીચલા સર્વ ભાગો ...૩૨૦૦ ...૧૧। ... ૮) ... ૧।=
" " ગ્રંથ ૧ લો ભા. ૧-૨-૩ ... ૫૭૫ ... ૨। ... ૧।।। ... ૦।=
" " ગ્રંથ ૨ જો ભાગ ૪-૫ ... ૬૦૦ ... ૨। ... ૧।।। ... ૦।=
" " ભાગ ૬-૭ (સાદું પૂંઠું) ... ૪૩૦ ... ૧) ... ૦।।। ... ૦)≈
" " ભાગ ૮ મો ... .. ૫૭૨ ... ૨) ... ૧।। ... ૦।
" " ભા.-૯ મો-સંપૂર્ણ ચરિત્ર. ૭૪૦ ... ૨।। ... ૨) ... ૦।–
" " ભાગ ૧૦ મો-રાજયોગ ... ૩૦૦ ... ૧। ... ૦।।। ... ૦)≈

**ભગવદ્ગીતા**–ગુજરાતી ટીકાસહિત નવી આવૃત્તિ છપાય છે. ... ૦। ... ૦)=
**ભગવદ્ગીતા** મરાઠી કે હિંદી ટીકાસહિત ... ... ... ૦।। ... ૦। ... ૦)=
**ભગવદ્ગીતા–મૂલમાત્ર**–મધ્યમ અક્ષર ૦। અને મોટા અક્ષર ૦।।
**પંચરત્નગીતા–મૂલમાત્ર**–નાના, મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦।, ૦।=, ૦।।।
**પ્રભુમય જીવન**—છપાય છે. ... ... ... ... ...
**સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ** ... ... ૫૫૨ ... ૧।।= ... ૧। ... ૦)≈

## સંત-મહાત્માઓની વાણી

**અખાની વાણી**—મનહરપદ સાથે ... ૫૦૦ ... ૧।। ... ૧। ... ૦।=
**પ્રીતમદાસની વાણી**–સર્વથી મોટો સંગ્રહ... ૪૨૦ ... ૧।। ... ૧। ... ૦।–
**છોટમની વાણી**–ગ્રંથ ૧ લો ... ... ૨૬૪ ... ૧) ... ૦।।। ... ૦)≈
**છોટમની વાણી**–બીજો ભાગ છપાય છે ... ૪૦૦ ... ૧। ... ૧) ... ૦।
**શ્રીભજનસાગર**–નવી આવૃત્તિ... ... ૨૦૦ ... ૦।।– ... ૦।। ... ૦)≈

## સ્વર્ગનાં પુસ્તકો

**સ્વર્ગનું વિમાન** ... ... ... ૩૮૪ ... ૧।= ... ૧)= ... ૦।–
**સ્વર્ગની કુંચી** ... ... ... ૩૭૮ ... ૧।= ... ૧)= ... ૦।–
**સ્વર્ગનો ખજાનો** ... ... ... ૩૨૪ ... ૧।= ... ૧)= ... ૦।–
**સ્વર્ગનો પ્રકાશ** ... ... ... ૩૩૬ ... ૧।= ... ૧)= ... ૦।–

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

**શુભસંગ્રહ**–ભાગ ૧ લો ... ... ૧૯૨ ... ૦। ... ૦)≈ ... ૦)≈
**શુભસંગ્રહ**–ભાગ ૨ જો ... ... ૭૦૦ ... ૨।। ... ૨) ... ૦।।–
**શુભસંગ્રહ**–ભાગ ૩ જો છપાય છે. ૪૦૦ ... ૧। ... ૧) ... ૦।
**આગળ ધસો** ... ... ... ૪૬૮ ... ૧।।। ... ૧।। ... ૦।≈
**આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧ લો ... ૩૩૬ ... ૧)= ... ૧) ... ૦।
" " ભાગ ૨ જો ... ૩૯૨ ... ૧। ... ૧) ... ૦।
**બંકિમનિબંધમાળા–ધર્મતત્ત્વ સાથે** ... ૫૯૦ ... ૧।।। ... ૧।। ... ૦।≈
**ભાગ્યના સૃષ્ટાઓ** (સાદું પૂંઠું)... ... ૭૨૦ ... ૧।। ... ૧। ... ૦।

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૦ | ૨૧ | કયુ | કર્યું |
| ૪૭ | ૧૧ | પા | પાસે |
| ૪૯ | ૨૨ | છટા | છૂટા |
| ૧૧૫ | ૧૬ | મલિકે | ખલિફે |
| ૧૬૮ | ૨૦ | માનત | માનતાં |
| ૧૭૭ | ૧૯ | લેખક તે | લેખક તો |
| ૧૯૧ | ૨૭ | બજારમ | બજારમાં |
| ૧૯૯ | ૧૬ | તમારાપર એક | એક |
| ૨૨૬ | ૧૦ | સધાવ | સધાવાં |
| ૨૫૪ | ૪ | વિચાર | વિશ્વાસ |
| ૨૬૯ | ૯ | ડબીજ | ડૂબીજ |
| ૨૬૯ | ૧૦ | અલાકિક | અલૌકિક |
| ૨૮૦ | ૨૮ | **अनन्याश्चितयतो** | **अनन्याश्चितयंतो** |
| ૨૯૦ | ૧૩ | લાલે | દલાલે |
| ૩૧૯ | ૨૮ | વઘ | વૈદ્ય |
| ૩૨૦ | ૧૦ | વાંકી | વાંકો |
| ૩૨૯ | ૧૫ | છટકો | છૂટકો |
| ૩૩૦ | ૧૪ | "આ "આ | "આ |
| ૩૪૦ | ૧૦ | સમય સમય | સમય |
| ૩૫૦ | ૩૧ | પક્ષ- | પક્ષો- |
| ૩૯૫ | ૧૯ | મારી | મારા |
| ૪૦૯ | ૯ | બોલ્યો. | લ્યો. |
| ૪૧૬ | ૧૬ | બાઇબંધી | ભાઇબંધી |
| ૪૩૬ | ૨૨ | ડબી | ડૂબી |
| ૪૬૦ | ૧૬ | તના | તથા |
| ૪૬૬ | ૧૭ | એટકાવ | અટકાવ |
| ૪૭૫ | ૧૪ | તેને બળ | બળ |

આ પુસ્તકમાં જ્યાં જ્યાં **સરી શક્તિ** છે ત્યાં **સરી સકતી** એમ વાંચવું.

બે ઠેકાણે ચરિત્રોના અંકમાં ભૂલ હોવાથી અનુક્રમણિકામાં બબ્બે અંક મૂક્યા છે. માત્રા કે દીર્ઘ ઉ ઇ૦ છાપતાં ઉડી જાય છે, તે વાંચનારે સુધારી લેવું.

# આ ગ્રંથની ઉપકારકતા

## ૧–ફારસી ગ્રંથકારના નિવેદનનો સારાંશ

ધર્માત્મા મહાપુરુષોની જીવનકથા જેવી ઉપકારક વસ્તુ આ સંસારમાં બીજી ભાગ્યે હશે. એવા મહાત્માઓનાં વચનો પણ તેમનાં ઉચ્ચતર કાર્યો અને અવસ્થાઓના ફળરૂપે ઉદ્‌ભવેલાં હોય છે. આ ગ્રંથમાંની જીવનકથાઓને કોઇએ કપોલકલ્પિત સમજવાની નથી. કારણ કે તે મહાપુરુષોને લગતી સાચી હકીકતો છે, અને તેમનાં વચનો પણ ભાષાજ્ઞાનમાંથી કે પોથાંપાંડિત્યમાંથી ઉદ્‌ભવેલો વાણીવિલાસ નથી, પણ તેઓનાં પવિત્ર અંતઃકરણમાંથી ઉદ્‌ભવેલા લાગણીભરેલા ને અતિ ઉપકારક ઉદ્‌ગારો છે. હકીકત આ પ્રમાણે છે, તેથીજ આમાંની ચરિત્રકથાઓ અને વચનામૃતો પરમાત્માનો મહિમા સમજાવી આધ્યાત્મિક સ્વારાજ્યસિદ્ધિ પ્રાપ્ત કરવા પ્રેરે એવાં અસરકારક છે.

મને લાગ્યું કે, આવા સંત પુરુષોની કથાઓ તરફ ધર્મપ્રેમી માનવબંધુઓનો ઘણોજ પ્રેમ છે અને મારામાં એવાં ચરિત્રો વર્ણવવાનો ઉત્સાહ છે; તેથીજ હું આ ગ્રંથરૂપે એ કથાઓની ગુંથણી કરવા પ્રવૃત્ત થયો છું. જે સજ્જનો આ ચરિત્રો વિસ્તારપૂર્વક જાણવા ઇચ્છે, તેમણે એ વિષે પ્રાચીન ગ્રંથોનું અધ્યયન કરવું જોઇએ. અરબ્બીમાં આ વિષયના જે અનેક ગ્રંથો છે; તેમાં આ ત્રણ ગ્રંથો મુખ્ય છેઃ–"શરહુલ્‌ કલ્બ," "કશફુલ અસરાર" અને "મારફતુન્નફ્સ અર્રબ્બ." આ ગ્રંથોમાં એ ઔલિયાઓની બધી બાબતો વિસ્તારથી વર્ણવેલી હોઇ તેના રચનાર પણ એક મહાન પંડિત અને સાધુપુરુષ હતા.

એ ગ્રંથોમાંનું બધું એટલાજ વિસ્તારથી લખવા જતાં આ ગ્રંથ ઘણો મોટો થઇ જાય; એટલે આમાં તે બને તેમ ટુંકામાં રજુ કર્યું છે. મહાત્માઓનાં વચનોમાં, ચરિત્રોમાં, સ્થિતિઓમાં, સમજણમાં અને ભાવવદનમાં કોઇ કોઇ ઠેકાણે પરસ્પર વિરોધાભાસ જેવું જણાયું; ત્યાં ત્યાં મેં એકતામાટે પણ યથાશક્તિ કાળજી રાખી છે.

આ સંસારમાં પ્રભુપ્રેમીઓ અને સાધુજનો વિવિધ પ્રકારના પાકતા આવ્યા છે. કેટલાક મહાત્માઓ તત્ત્વપરાયણ રહેનારા હોય છે, તો કેટલાક કર્મપરાયણ રહેનારા હોય છે. કેટલાક પ્રભુપ્રેમમાં મગ્ન રહેનારા તો કેટલાક એકાંતપ્રેમી હોય છે, અને કેટલાક વિશ્વાસ ઉપરજ નિર્ભર રહેનારા હોય છે. અર્થાત્ કોઇ મહાત્મામાં અમુક ગુણ વિશેષ હોય છે તો કોઇમાં બીજો ગુણ વિશેષ રહેલો હોય છે. એ પ્રત્યેક પ્રકારના સંત–સાધુઓની અનેકવિધ પ્રકૃતિઓનું વર્ણન કરવામાં આવે તો એ બાબતનો પણ એક ઘણો મોટો ગ્રંથ બની જાય; એટલે એ વિષય પણ આમાં લીધો નથી. વળી હજરત મોહમ્મદ સાહેબ(સલ.)ના સહચરોને લગતા, તથા પરિવારમાંના ખાસ ખાસ પુરુષોને લગતા પ્રસંગો લખવામાં આવે તો તેનો

પણ એક મોટો ગ્રંથ થાય, એટલે એ બાબતો પણ આ ગ્રંથમાં આપી નથી.

મને આ ગ્રંથ રચવામાં ઉત્સાહ થવાનાં કેટલાંક કારણો આ પ્રમાણે છેઃ—

૧–જે સજ્જનો આ ગ્રંથનો લાભ ઉઠાવશે તેમને આ સેવક પણ પ્રસંગોપાત યાદ આવશે અને આ ગ્રંથના વાંચન–મનનથી જેમની હૃદયગ્રંથિઓ છૂટી જશે તેઓ તો આ સેવકને આશીર્વાદ પણ આપશે; જેથી દેહાંત પછી પણ મારા આત્માને લાભજ થશે. જેમકે–એક સજ્જનને એક સદ્‌ગત મહાત્માનું સ્વપ્નમાં દર્શન થતાં તેણે પૂછ્યું કે, પરલોકમાં આપની સાથે કેવો વર્તાવ થયો ? ત્યારે તે મહાત્માએ કહ્યું કે, પ્રથમ તો મારી સારી પેઠે જડતી લેવાઈ; પણ પછી મને કહેવામાં આવ્યું કે, એક વાર એક સભામાં ત્હારે મોઢે પ્રભુના બંદાઓની કથા–વાર્તા સાંભળીને એક પ્રભુપ્રેમી ભાવમગ્ન બની ગયો હતો; તેથી તને ગુન્હાની માફી અપાઇ છે.

૨–એક વાર સંતશિરોમણિ શેખ અબુ અલિ દક્કાકને લોકોએ પૂછ્યું કે, અમે મહાત્માઓનાં ચરિત્રો અને વચનો સાંભળીએ, પણ તે પ્રમાણે ચાલી શકીએ નહિ તો એટલાથીજ કાંઇ લાભ થાય ? તે મહાત્માએ કહ્યું કે, એટલાથી પણ બે લાભ થાય છે. (૧) જે શ્રોતા સામાન્ય પ્રાર્થના કરતો હશે તેની પ્રાર્થના વધારે તેજસ્વી–અર્થાત્ વધારે શ્રદ્ધા ને લાગણીવાળી બનશે અને સાહસશક્તિ પણ વધશે; અને જે શ્રોતામાં (બીજી–ત્રીજી કુથલી કરતાં કથાવાર્તામાં વખત ગાળવો ઠીક એવી) સામાન્ય સમજણ હશે, તેને બીજા લાભો પણ સમજાઇને ઉત્સાહ તથા યત્ન જાગશે. (૨) જે શ્રોતા અભિમાની હશે તેનું અભિમાન ટળી જશે અને તેનામાં ક્રૂરતા હશે તો તે પણ આપોઆપ અવગુણતરીકે સમજાશે. જેમકે એક વાર એક મહાન પુરુષે એક પ્રસંગે એવા ભાવનું કહ્યું હતું કે "તમે ધાર્મિક પુરુષોને તમારે ત્રાજવે તોળવાનો તથા તમારા આશ્રિત બનાવવાનો અભખરો જવા દઇ તમને પોતાનેજ તેમને ત્રાજવે તોળવાનું અને તેમનાજ આશ્રિત બનવાનું શીખો, કે જેથી તમને પોતાની ક્ષુદ્રતા અને તેમની મહત્તા સમજાય.

૩–એક વાર મહાત્મા જુન્નેદને લોકોએ પૂછ્યું કે, શ્રેષ્ઠ આત્માઓની કથા–વાર્તા સાંભળવાથી શો લાભ ? ત્યારે તેમણે કહ્યું કે, ઇશ્વરના બંદાઓની કથાવાર્તાઓ તો એક એવું અસાધારણ ઇશ્વરી લશ્કર છે, કે જે લશ્કરનો (એવી કથાવાર્તાઓનો) પરિચય થવાથી દુર્બળ હૃદય બળવાન બને છે અને નિરાશ (આશાભંગ) થઈ ગયેલું હૃદય આશાવાન બને છે. એટલુંજ નહિ પણ એ પરિચય વધે છે તેમ બીજી રીતે પણ એ લશ્કરની કુમક અને મદદ વધતી ચાલે છે. આ વિષે કુરાને શરીફમાં પણ એવા ભાવનું કહ્યું છે કે "હે મોહમ્મદ! તારા આગળ પૂર્વકાળના સંતસાધુઓ એટલા માટે વર્ણવું છું કે એથી તારૂં મન બળવાન, આશાભર્યું ને તેજસ્વી થશે."

૪–હજરત મોહમ્મદ સાહેબ (સલ.) એમણે પણ એ વિષે એવા ભાવાર્થનું

કહ્યું છે કેઃ—પ્રભુની કૃપા પામેલા સંતસાધુઓના સંગ-પ્રસંગ જે કોઇ સાધે-સાંભળે, તેના ઉપર પ્રભુ પોતે પણ પ્રેમ અને દયા વરસાવે છે.

૫-સાધુપુરુષોનાં પવિત્ર ચરિત્રોથી આપણામાં પણ જ્ઞાન-ચારિત્રની ખીલવણી થતી હોવાથી દુર્ભાગ્ય દૂર થઇ ધન અને કીર્તિ પણ પ્રાપ્ત થાય છે.

૬-આમાં આપેલાં મહાત્માઓનાં વચનો કુરાન અને હદીસસિવાયના તમામ ગ્રંથો કરતાં મને વધારે સરસ લાગ્યાં છે. એટલુંજ નહિ પરંતુ ખુદ કુરાન અને હદીસમાં પણ મને એવા ભાવનાં વચનો જણાય છે. આથીજ એ વચનો મેં આ ગ્રંથમાં એકત્ર કર્યાં છે. જો કે હું સંત મહાત્માઓની પંક્તિમાં આવી શકું એટલી લાયકાત ધરાવતો નથી, છતાં તેમને અનુસરવા ઇચ્છનારો અને પ્રયત્ન કરનારો તો છુંજ. એક મહાત્માએ ઠીકજ કહ્યું છે કે, જે માણસ જેવો થવાનો હોય-અથવા થવા માગતો હોય-તે તેવાજ માણસોના કે તેમના ગ્રંથોના સહવાસ-સમાગમ સેવે છે.

૭-કુરાન અને હદિસને સમજવા માટે વ્યાકરણ અને શબ્દકોષની પણ જરૂર પડે છે, કેમકે તે સિવાય તેનો મર્મ યથાવત્ સમજી શકાતો નથી. ત્યારે આ ચરિત્રકથાઓ તો સાધારણ માણસ પણ સમજી શકે એવી છે. જો કે પહેલાં તો તે અરબીમાં રચાયલી હતી, પરંતુ હવે તે ચાલુ ભાષામાં ઉતારાતી હોવાથી સર્વ કોઇને સમજાશે.

૮-આ તો સ્પષ્ટજ છે કે, માણસો એકબીજાની જૂઠી કે વિરોધી વાત સાંભળતાં મરવા-મારવા ઉપર પણ આવી જાય છે અને વર્ષોસુધી ડંખ ભૂલી શકતા નથી. આ પ્રમાણે એકાદ અસત્ય કે વિરોધી વચનની પણ માણસ ઉપર આટલી બધી અસર થાય છે, તો પછી આ પુસ્તકમાં તો તદ્દન સાચી, અત્યંત હિતકારી અને અનેકાનેક વાતો કહી છે; છતાં પણ શું માણસો ઉપર તેનો પ્રભાવ નહિ પડે? પડશેજ. આ કારણથી પણ એ બધાં સત્યો સર્વસાધારણમાં ફેલાવવાને હું પ્રસન્ન થયો છું.

૯-મારા મનની હાલતજ એવી થઇ રહી છે કે, આવી ચરિત્રકથાઓસિવાય બીજા પ્રકારની વાતો હું કહી શકું કે સાંભળી શકું તેમ નથી. પછી ખાસ કારણને લીધે અનિચ્છા છતાં પણ કોઇ વાર સાંસારિક વાતો બોલવી-સાંભળવી પડે એ જૂદી વાત છે. સ્થિતિ આવી છે તેથી પણ પરમાત્માના માર્ગમાં ઉપયોગી થાય એવીજ હકીકતો ભેગી કરીને આમાં યોજી છે. મહાત્મા અબુઅલિ કહે છે કે "મારા મનમાં બે જાતની વાસનાઓ તો હજી પણ છે અને રહેશે. એક વાસના એ કે, હું ઈશ્વરસંબંધીજ વાતો સાંભળું અને બીજા પ્રકારની વાતો સાંભળું નહિ. એ વાસનાને સંતોષવા ખાતર બીજી વાસના મારામાં એવી રહેલી છે કે, મારૂં ચાલે ત્યાંસુધી હું માત્ર પ્રભુપ્રેમીઓનેજ મળું અને બીજાઓને મળું નહિ. કારણ કે હું એક અભણ માણસ હોઇને કશું લખી-વાંચી જાણતો નથી. તેથી એવાજ માણસોનો સમાગમ ઇચ્છું છું કે, તેઓ મને પ્રભુસંબંધી વાતો કહે અને હું તે સાંભળું.

અથવા હું કહું અને તેઓ સાંભળે. જો સ્વર્ગલોકમાં પણ એવા પ્રસંગ મળે એવું ન હોય તો મારે એ સ્વર્ગનો પણ ખપ નથી.

૧૦–એક વાર મહાત્મા યુસફ હમદાનીને કોઇએ પૂછયું કે, જ્યારે પરમાત્માનો મહિમા ફેલાવનારા (એ સમયમાં હયાત હતા તે) મહાત્માઓ મરણરૂપી પડદા પાછળ છુપાઇ જશે, ત્યારે લોકો બિચારા સાંસારિક વ્યસનોનાં નુકસાન કોની પાસેથી જાણશે અને તેનાથી બચવાની ઉત્તેજના પણ કયાંથી મેળવશે? ત્યારે એ મહાપુરુષે કહ્યું કે:–લોકો જો એ મહાત્માઓનાં ચરિત્રો ને ઉપદેશો વાંચશે–સાંભળશે તો તેમાંથી પણ તેઓ ધાર્મિક શિથિલતા છોડી દેવાની અને ધર્મનું પાલન કરવાની ઉત્તેજના મેળવી શકશે.

૧૧–નાનપણથીજ આમાં વર્ણવેલા સંત–મહાત્માઓ ઉપર મને પ્રેમ ઉપજેલો છે; તેથી હમેશાં તેમનીજ વાતોમાં મને શાંતિ અને આનંદ મળતાં આવ્યાં છે. અત્યારે તો આવા સાચા સંત–સાધુઓ ઘટી ગયા છે, અને આધ્યાત્મિક મહાપુરુષોના વેશમાં ધર્મઠગો વધી પડ્યા છે; જેથી લોકો પણ પોતાના ઔલિયાનાં (ઋષિમુનિઓનાં) કલ્યાણ-કારી જ્ઞાન–ચારિત્ર ભૂલી ગયા છે અને સંસારમાં દુરાચાર વધતો ચાલે છે. આ વિષે મહર્ષિ જુન્નેદે એક વાર સાધુવર્ય અબુબકર શબ્લીને કહ્યું હતું કે "જો આ જગતમાં તમને એવો કોઈ માણસ મળે કે જે તમારા એકાદ ઉપદેશ પ્રમાણે પણ ચાલતો હોય, તો તમે તેનો પલ્લો જરૂર પકડજો."

૧૨–આ ગ્રંથમાં સમાયલાં મહાત્માઓનાં ચરિત્રો અને વચનો એવા પ્રકારનાં છે કે જેનું ધ્યાનપૂર્વકનું વાંચન અથવા શ્રવણ નપુંસકને મર્દ, મર્દને વીર અને વીર માણસને પરમાત્માનાં ગૂઢ રહસ્યો સમજવાને લાયક મહાવીર બનાવી દે.

૧૩–આ ઓલીઆનાં ચરિત્રોને નીચલાં કારણોથી પણ ઉત્તમ કથાતરીકે ગણી શકાયઃ–(૧) આ ચરિત્રો અસાર સંસાર ઉપરનો મોહ અને આસક્તિ દૂર કરે છે; (૨) પરલોકનું સ્મરણ કરાવે છે; (૩) પરમાત્મા ઉપર પ્રીતિ ઉપજાવે છે અને (૪) પારલૌકિક ભાતુ તૈયાર કરવા પ્રેરે છે.

૧૪–આ પુસ્તકપ્રકાશનના ઇનામતરીકે સંભવ છે કે, જેમ એક મહાત્માએ પોતાની સાથેના કુતરાના કલ્યાણમાટે સફળ પ્રયત્ન કર્યો હતો; તેમ આમાં વર્ણ-વેલા બુજર્ગો મારા કલ્યાણમાટે પણ યત્ન કરે. જોકે મારી લાયકાત તેમના કુતરા જેટલી પણ નથી. કહ્યું છે કે મહાત્મા જમાલ મુસલીએ એજ ઉમેદથી પોતાનું તમામ ધનમાલ લૂંટાવી દઇને તમામ ઉંમર તપ અને ભજનમાં વીતાવી હતી કે, હજરત મોહમ્મદ સાહેબ(સલ.)ના રોજા પાસે તેમને કબરજોગી જગ્યા મળે. પછી ત્યાં તેમને જગ્યા મળવાની ઠરી, અને દેહાંતનો સમય આવ્યો, ત્યારે તેમણે પોતાની કબરપર આ પ્રમાણે લખવાની વસિયત કરી હતી કે "**આપકા કુત્તા આપ હીં કે દ્વાર પર પડા હૈ.**"

યા અલ્લાહ! (હે પ્રભો!) એક કુતરો મહાત્મા સાથે રહેવાથી તેને પણ આપે તેમના જેટલોજ દરજ્જો આપી દીધો હતો; તો હું તો આપના દોસ્તો સાથે દોસ્તી પણ રાખું છું, તેથી મને શ્રદ્ધા છે કે આપના દરબારમાં આપના દોસ્તો આગળ આપ મને શરમિંદો નહિ કરતાં તેમના જેવીજ ઉદારતા મારા ઉપર પણ રાખશો, અને આ ગ્રંથરચનાને આપની સમીપતાના નિમિત્તરૂપ બનાવશો. નિઃસંદેહ પ્રાર્થનાનો સ્વીકાર કરવા ન કરવાને આપ મુખ્તીઆર છો.

૬૫–એક દહાડો હું ઇમામ મોજુદ્દીન ખારજમીનાં દર્શને ગયો અને જોયું તો તેઓ અશ્રુપાત કરી રહ્યા હતા. શાંત થયા પછી એનું કારણ પૂછતાં તેમણે કહ્યું કે, હજરત મોહમ્મદ સાહેબ(સલ.)ના અનુયાયીઓમાં એવા અનેક ઔલીઆ (ઋષિઓ) શામિલ થયા છે, કે જેઓ બહુજ ઉચ્ચ કોટીના અને પેગંબરોના જેવી લાયકાત ધરાવતા હતા. હજરત મોહમ્મદ સાહેબે એક મહાત્માવિષે પવિત્ર કુરાનમાં એવા ભાવનું કહ્યું છે કે "બની ઇસ્રાઇલ જેવા મહાન જ્ઞાની પણ ઈશ્વરી ફિરસ્તાઓની ટોળીમાં શામિલ થયા હતા." આથી ગઈ કાલે મેં એવી પ્રાર્થના કરી હતી કે "હે પ્રભો! તું જે પણ ધારે તે કરી શકે તેમ હોવાથી મુજ અદનાને પણ કૃપા કરીને ત્હારા દોસ્તોમાં દાખલ કર, અથવા તો એવાઓનાં દર્શન–સમાગમ કરનારાઓમાં દાખલ કર." મારી આ પ્રાર્થના સ્વીકારાઈ કે નહિ તે સમજાતું નથી, તેથી હું રોઉં છું.

## ૨–બંગાળી અનુવાદકના નિવેદનનો સારાંશ

"તજકરતુલ ઔલીઆ" નામક ફારસી ગ્રંથને આધારે આ 'તાપસમાળા' લખવા પ્રવૃત્ત થયો છું. આ માત્ર અનુવાદ છે, પરંતુ પૂરેપૂરો અવિકલ અનુવાદ નથી. કારણ કે અનેક સ્થળે ભાષાપદ્ધતિને લીધે અને બીજાં કારણોથી માત્ર ભાવાર્થજ ગ્રહણ કરાયો છે અને કોઇ કોઈ ભાગ અનાવશ્યક જણાતાં પડયો મૂકાયો છે.

હિંદુ, ખ્રિસ્તી, યાહુદી વગેરેની પેઠે મુસલમાનો પણ ધર્મપ્રવર્તક સાધુ મહાત્માઓના અસ્વાભાવિક ને અદ્દ્ભુત બાહ્યચમત્કારો ઉપર વિશ્વાસ રાખે છે. સઘળા દેશોના પ્રાચીન સંપ્રદાયના લોકોમાં એ પ્રકારના સંસ્કાર વધારે પ્રબળ જણાય છે. અમુક મહાત્માએ તપોબળથી માટીનું સોનું બનાવ્યું, અમુક આકાશમાં ઉડયા, અમુક પાણીની ઉપર ચાલીને નદીપાર ગયા, ઇત્યાદિ અલૌકિક વાતો પ્રાચીન ગ્રંથકારોએ અનેક તપસ્વીઓના સંબંધમાં લખી છે; પરંતુ હું અત્રે મહાત્માઓનાં એ અદ્દ્ભુત કાર્યોવિષે સત્યાસત્યનો નિર્ણય કરવા ઇચ્છતો નથી. આ પુસ્તકમાં એ પ્રકારની બધી બાબતો મેં લીધી પણ નથી. અનેક મહાત્માઓ એવા અદ્દ્ભુત ચમત્કારોને બહુ અગત્યના ગણતા નથી. જેમકે:—મહાત્મા અબુહુસેન અલીએ કહ્યું છે કે "ઇશ્વરે જેમને જિતેન્દ્રિય બનાવ્યા છે,* તેઓજ

* ઈશ્વરે બનાવ્યા છે, એમ કહેવામાં ઈશ્વરને વિનાકારણે ગમે તેમ કરનારો દર્શાવવાનો

આકાશગામી અને પાણી ઉપર ચાલનારાઓ કરતાં શ્રેષ્ઠ છે." મહર્ષિ બાયજીદને કોઇએ પૂછ્યું કે, તમે પાણી ઉપર ચાલી શકો છો? આકાશમાં ઉડી શકો છો? ત્યારે તેમણે કહ્યું હતું કે, "પાણી ઉપર તો લાકડું તરી શકે અને આકાશમાં તો પક્ષી ઉડી શકે."

આ પુસ્તકમાં વર્ણવેલા મુસલમાન મહાત્માઓમાં તપોનિષ્ઠા, ત્યાગ, વૈરાગ્ય, ભક્તિ, પ્રેમમસ્તી અને આધ્યાત્મિકતાના ગુણો અસામાન્ય હતા, તેથીજ તેઓ મુસલમાન ધર્મનાં રત્નોતરીકે ગણાઇ સર્વના ભક્તિપાત્ર બન્યા છે. એ મહાત્માઓનાં પવિત્ર ચરિત્ર વાંચવા-વિચારવામાં ઘણુંજ હિત અને મહાપુણ્ય રહેલું છે. હું પોતે પણ એ ચરિત્રોનો ઘણો આભારી થયો છું અને તેમનાં જીવનોની સુંદરતા ઉપર મુગ્ધ થયો છું. માનવજાતિને તેઓ જે જે સત્યો આપતા ગયા છે, તેને માટે જગત તેમનું હમેશમાટે ઋણી રહેશે. એ ચરિત્રો બંગાળીમાં છપાયાથી આ તરફ પણ લોકજીવન ઉપર તેમનાં દૈવી જીવનનો પ્રકાશ પડશે અને ઇશ્વરભક્તિ તથા સંતભક્તિરૂપી પુષ્પો વિકસિત થશે તથા મુસલમાન જાતિવિષે જડ ઘાલી બેઠેલા કુસંસ્કારો-અથવા અવળા વિચારો લોકોના અંતરમાંથી દૂર થશે, એજ ઉદ્દેશથી હું તેનું ભાષાંતર કરવા પ્રવૃત્ત થયો છું.

હું એક નવવિધાની બ્રાહ્મસમાજી છું, કે જે નવવિધાન સર્વ દેશના અને સર્વ સંપ્રદાયના સંતસાધુ અને ભક્તાત્માઓપ્રત્યે શ્રદ્ધાભક્તિ રાખવાનું અને વિનમ્ર મસ્તકે સત્યનું શિક્ષણ લેવાનું કહે છે. હું પણ એ ઉદાર ઉપદેશ શિરોધાર્ય કરીને મુસલમાન મહાત્માઓનાં ઉત્તમ ચરિત્રો અને વચનોને પ્રેમપૂર્વક મ્હારા દેશબંધુઓ સમક્ષ રજુ કરવા પ્રેરાયો છું. કેમકે એ મહાત્માઓ પણ આપણા પરમ મિત્રો અને પૂજ્ય બંધુઓ હોઇને તેમણે ફેલાવેલાં સત્યો અમારે માટે પણ આદરણીય સામગ્રી છે. આ ગ્રંથમાં વર્ણવેલા મહાત્માઓ પશ્ચિમ એશિયાના અરબ, તુર્ક અને ઇરાન વગેરે પ્રદેશોમાં જન્મીને પોતાની ઉચ્ચતમ રહેણી-કરણી અને વાણીદ્વારા મનોહર પ્રકાશ ફેલાવી ગયા છે. તેઓ સર્વ અનેક સેકાં પૂર્વે આ સંસારમાંથી ચાલ્યા ગયા છે, છતાં અત્યારે પણ તેમનાજ ગૌરવવડે મુસલમાન ભાઇઓ ગૌરવવાળા છે. અને સર્વ દેશોના શ્રદ્ધાળુ મુસલમાનોનાં મુખ તેમનાજ પ્રતાપે ઉજળાં છે.

× × × × ×



હેતુ હોઈ શકે નહિ. કારણ કે તેની આજ્ઞા મુજબ ચાલવું; શ્રદ્ધાભક્તિપૂર્વક યાચવું; અથવા બધુંજ યોગક્ષેમ તેના ઉપર મૂકી દઈ સર્વભાવે તેનાજ ધ્યાન-ભજનમાં એકનિષ્ઠ થવું; એજ આવશ્યક વસ્તુસ્થિતિ અપાવવામાં અગત્યનું કારણ હોય છે. "યોગ્ય થાઓ" એટલું તો પ્રભુ માગેજ.

# ‘ઇસ્લામની ઓળખ’

[“ઇસ્લામની ઓળખ” નામે એક નાનું પુસ્તક શ્રીયુત કરીમ મહંમદ માસ્તર (એમ. એ. એલ. એલ. બી. વકીલ, મું૦ નડિયાદ) એઓ તરફથી ગયા વર્ષમાં બહાર પડયું છે. (પૃષ્ઠ ૧૯૦, મૂલ્ય ૧) તે પણ એ ધર્મની ખુબીઓ જાણવા માટે ઠીક ઉપયોગી છે. એ પુસ્તકની પ્રસ્તાવના ઇ૦ માં લખાયલી કેટલીક હકીકત સૌ કોઇએ ધ્યાનમાં રાખવા જેવી હોવાથી તે આ નીચે અપાઇ છે. **ભિક્ષુ અખંડાનંદ**]

“સ્વતંત્ર કૃતિઓ રચવા કરતાં ભાષાંતરો કરવાં કેટલાં કઠિન છે, તે સહાનુભવીઓ સહજ સમજી શકશે. બીજાઓએ કોઇ પણ અવતરણને માત્ર ગદ્યમાંજ ઉતારી અખતરો અજમાવી જોવો બસ થશે. મૂળ કૃતિનો નૈસર્ગિક ભાવ ભાષાંતરમાં દશ્ય કરાવી શકનાર કોઇ વિરલજ હોય છે. પરભાષામાં પારિભાષિક શબ્દોના અભાવે મુશ્કેલીનું પ્રમાણ વધે છે. વળી, ધાર્મિક વિષયોપરત્વે, અનુયાયીઓની નાજુક લાગણીઓ(સેન્ટીમેન્ટ્સ)નો વિચાર કરતાં ભાષાંતરકાર્ય કેટલું સાહસ છે, તે કલ્પી શકાશે. તેમાંયે મુસ્લીમોની ધર્મચુસ્તતા તો જગજાણીતી છે. સંકુચિત વિચારના (ઑર્થોડોક્સ) મૌલવીઓએ તેને પોષી, પ્રસારી છે. ઇસ્લામસંબંધે હિંદુ–મુસલમાનો વચ્ચે સમજફેર, બલ્કે ગેરસમજ થાય છે, તે આ મૌલાનાઓને આભારી છે! ખુદ મુસ્લીમોમાં પણ અનેક વિકૃત માન્યતાઓ આવા ઉલમાઓ–(ડૉક્ટર્સ ઑફ રીલીજીઅન)ની પ્રસાદી છે!”

× × × × ×

“હિંદુઓને ઇસ્લામની અને મુસ્લીમોને સનાતન ધર્મની પરસ્પર ઓળખ થશે, ત્યારેજ હિંદના અર્વાચીન હિંદુ–મુસ્લીમ કલહો વિરામશે, એમ મારૂં દૃઢ માનવું છે. કોમી નેતાઓ ઐક્ય સ્થાપવા અનેક મંત્રણા કરે વા યોજના ઘડે, પરંતુ જ્યાંસુધી જનસમૂહ (માસીસ) પરસ્પર ધર્મપરત્વે અતિ અજ્ઞાત છે, ત્યાંસુધી આવા પ્રયત્નો નિષ્ફળ જાય એ સ્વાભાવિક છે.”

× × × × ×

“પેગંબરો અને વલી ઔલીઆ વગેરે માટે મુસ્લીમો હમેશાં તેમના નામ સાથે માનસૂચક શબ્દો વાપરે છે. તેમાં હઝરત, સલ, અલ, રદી મુખ્ય છે. ‘હઝરત’ હિંદુ ‘શ્રી’ને મળતો છે; ‘સલ’ એ સલ્લલ્લાહો અલયહે વ સલ્લમ: ‘તેમના ઉપર અલ્લાહની સલામ હો!’ એનું ટુંકું રૂપ છે. આ ઉદ્‌ગાર હમેશાં હઝરત મોહમ્મદ પેગંબર સાહેબ(સલ)ના નામ સાથેજ જોડવામાં આવે છે.× બીજા પેગંબરોનાં

× આ પુસ્તકના અંદરના ભાગમાં સલ ને ઠેકાણે જે સ૦ અ૦ સ૦ એવું છપાયું છે, તે પણ તદ્દન એવાજ અર્થમાં અને વધારે સ્પષ્ટ સમજીને છપાયું છે. એ સિવાયના

નામ સાથે '**અલ**' જોડાય છે; તે **અલયહિસ્સલામ:** 'તેમના ઉપર (અલ્લાહની) સલામ હો!' એનું ટુંકું રૂપ છે. '**રદી**' એ **રદી અલ્લાહો તઆલા અન્હો:** 'અલ્લાહ તઆલા તેમના ઉપર રાજી રહો!' એનું ટુંકું રૂપ છે. આ ઉદ્દગાર ઇમામો, વલી, ઓલીઆ વગેરે બુઝુર્ગો (સંતપુરુષો-હોલી પર્સન્સ) સાથે જોડાય છે. હઝરત અલીના નામ સાથે હમેશાં **કરમ અલ્લાહો વજહૂ:** 'અલ્લાહની ઉદારતા તેમના પર હો!' એ જોડાય છે. તેનું ટુંકું રૂપ '**કરમ**' છે. આવા માનસૂચક ઉદ્દગારવિના કોઇ બુઝુર્ગનું નામ લેવું એ ઇસ્લામ અને મુસ્લીમોની નજરે અતિ અપમાન ગણાય છે. હિંદુ લેખકોએ આ બાબત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે."

ઉપરોક્ત પુસ્તકનો ટુંક ઉપોદ્ઘાત નડિયાદના સેશન્સ જજ્જ સૈયદ મે૦ ઇ૦ કાદરી સાહેબે લખ્યો છે. તેમાંનો પણ એક પેરો અહીં આપીએ છીએ.

"ડૉ. એની બિસેંટે ઇસ્લામ ઉપરનાં પોતાનાં કેટલાંક વિદ્વત્તાભર્યાં ભાષણોમાં કહ્યું છે કે "ઇસ્લામવિષે દુનિયાના સર્વે ધર્મોમાં સૌથી વધારે ગેરસમજ અને દ્વેષ પ્રસરેલાં છે; અને મુસ્લીમોની ફરજ છે કે, ઇસ્લામનાં સત્ય મૂળતત્ત્વો અને તેમના પેગંબરના જીવનની પવિત્રતાવિષે તેમણે પુસ્તકો પ્રગટ કરવાં જોઇએ. કોઇ પણ સામાન્ય પરંતુ નિષ્પક્ષપાત નિરીક્ષકને ઇસ્લામનાં ત્રણ મહાન તત્ત્વો અતિ વિશિષ્ટતાથી તાદશ્ય થશે. પ્રથમ એ કે, ઇસ્લામ સકળ સૃષ્ટિપ્રતિ શાંતિ અને સમભાવ પ્રેરતો ધર્મ છે. કુરઆને પાકમાં ફરમાવ્યું છે કે 'ઇસ્લામમાં જુલ્મ નથી.' દ્વિતીય સિદ્ધાંત, પાક પરવરદિગારની પરમ દયા અને કૃપામાં શ્રદ્ધા રાખવા સંબંધે છે. તૃતીય બોધ, સ્ત્રીજાતિના સમાજમાં હક્ક અને સ્થાનપરત્વે છે."



---

**'અલ', 'રદી', 'કરમ'** એ શબ્દો તેમજ જોડણી તરફ પાછળથીજ ધ્યાન જવાને લીધે આમાં તે મુજબ બની શક્યું નથી, તેને માટે આ સેવક દિલગીર છે. **ભિક્ષુ-અખંડાનંદ**

# निवेदन

વિવિધ ગ્રંથમાળાના સત્તરમા વર્ષનું (સંવત ૧૯૮૩નું) આ પહેલું પુસ્તક હોઇ તેનો ગ્રંથાંક ૧૯૩ થી ૧૯૬ છે.

ત્રણ અરબ્બી ગ્રંથો ઉપરથી "તજકરતુલ ઔલીઆ" ગ્રંથ ફારસીમાં સારાંશરૂપે રચાયેલો; તેના ઉપરથી બંગાળીમાં "તાપસમાળા" ગ્રંથ પણ ભાષાપદ્ધતિ વગેરે કારણોથી ભાવાર્થરૂપે તથા કેટલોક અંશ છોડી દઇને યોજાયલો હતો. એ બંગાળી ઉપરથી આ ગુજરાતી ગ્રંથ પણ એવાંજ કારણોથી, એવા ધોરણે ને સારાંશ તથા ભાવાર્થરૂપેજ યોજી શકાયો છે. એ બંગાળીમાંનાં ૯૬ પૈકી ૯૨ ચરિત્ર આમાં લેવાયાં છે; અને બોધવચનો પણ જે લગભગ એકસરખા જેવાં અથવા સમજવામાં વધારે કઠિન જણાયાં તે છોડી દઇ બાકીનાં–કુલ ૧૩૦૦ને શુમારે–લેવાયાં છે.

કેટલાંક વચન એકજ ભાવવાળાં હોવા છતાં આમાં એટલામાટે લેવાયાં છે કે, તે જુદી જુદી ઢબ–છબથી કહેવાયલાં હોવાથી સત્યપ્રેમીઓની વૃત્તિને કંટાળો નહિ આપતાં પ્રફુલ્લ બનાવે છે અને શ્રેષ્ટ ભાવના ખીલવે છે.

આવા ઉંચી કોટીના ગ્રંથો બને તેટલી વધુ કાળજીથી ને વધારે વાર વાંચવા–વિચારવા જોઇએ. જેમકેઃ–લાખો અને કરોડો સજ્જનો હરહમેશ એનોએજ ગીતા-ગ્રંથ, એકાદશસ્કંધ, ભાગવત, રામાયણ, શાંતિપર્વ, કુરાન, ઝંદ અવસ્તા, બાઇબલ કે બીજા ધર્મગ્રંથ નિત્યપાઠ તરીકે વાંચે–સાંભળે છે; પરંતુ તેઓમાંના જેઓ પોતાના જ્ઞાનચારિત્રને ઉન્નત બનાવી સાચું હિત સાધવાની જરૂર સમજી શક્યા હોય છે; તેઓ તો એ સ્વાધ્યાયનું કાર્ય લપ કાઢવાની પેઠે નહિ કરતાં ધીરજ ને ઉત્સાહથીજ કરતા હોય છે અને તેથી તેમને માટે તે કલ્યાણકારી પણ વધારે અને વહેલુંજ થાય છે.

હરહમેશ સ્વાધ્યાય–નિત્યપાઠ શામાટે કરવો ? એકજ કોળીઆથી માણસનું મુખ ભરાઈ જવા છતાં તે શામાટે એની એજ વસ્તુના કોળીઆ ઉપરાઉપરી લીધે જાય છે ? ભૂખને શાંત કરવા માટે. એજ પ્રમાણે જે સજ્જનોને પોતાના ગુણ–દોષ જાણવા–સમજવાનું, ગતિ–મતિ ફેરવવાનું અને ઇષ્ટ વસ્તુ–સ્થિતિ મેળવવાનું ગમતું હોય છે; તેમને પણ પોતાની ધારણા પૂરી થતાંસુધી એ ને એજ બાબતનું શ્રવણ–ચિંતન અને સાધન–અનુસરણ કર્યા કરવાનું, તથા એજ પ્રકારનાં કથા-કીર્તન વાંચવા–સાંભળવાનું ગમ્યા કરે છે. જ્યાંસુધી માણસનું અંતઃકરણ દિવ્ય ભાવ–પ્રભાવોથી રંગાઈ જઇને બહારની બાજુએ ચારિત્રપ્રદેશ સુધી, ને અંદરની બાજુએ ઇષ્ટિસાક્ષાત્કાર સુધી પહોંચી વળે નહિ; ત્યાંસુધી તે પોતાને સિદ્ધાત્મા, કૃતકૃતાત્મા કે જીવનમુક્ત માની શકેજ નહિ; અને માની લે તો તે મિથ્યા-ભિમાનમાં ને પામરતામાંજ આગળ વધી જાય છે.

આ પુસ્તકમાં અપાયલાં મુસ્લીમ મહાત્માઓનાં ચરિત્ર અને વચનામૃત હિતાવહ હોવા સાથે અસરકારક પણ એવાં છે કે જેના હૃદયમાં કાંઈ પણ 'શુભેચ્છા' જાગેલી હોય, તેને તો તે આપોઆપજ ગમી જઈ રોજરોજ વાંચવા-વિચારવા જેવાં લાગે.

આ પુસ્તક ઉપરથી આ વાત પણ સમજાશે કે, 'મુસલમાન' શબ્દથી કોઇએ જરા પણ ભડકવા જેવું નથી. તેમના ધર્મવિષે આ ગ્રંથ સારો જેવો ખ્યાલ આપી સદ્‌ભાવ ઉપજાવશે. ખાનપાન તરફ જોઇએ તો હિંદુજાતિમાં પણ સિંધ, પંજાબ, બંગાળ, કાશ્મીર, મદ્રાસ ઇત્યાદિ તરફ લાખો-કરોડો માંસાહારીઓ પડ્યા છે; અને એમાં ભેખધારીઓ પણ અનેક હોય છે; ત્યારે આ પુસ્તકમાંના મુસ્લીમ મહાત્માઓ તેવા નથી. તેઓ તો લગભગ બધાજ હિંસાથી અને માંસાહારથી દૂર રહેનારા તથા સંયમ, સચ્ચાઈ, પવિત્રતા, જ્ઞાન, વિરાગ, ભક્તિ, વિશ્વાસ અને સહનશીલતા ઇત્યાદિ દૈવી સંપત્તિમાં શ્રેષ્ઠ હતા.

આ પ્રમાણે હિંદુઓની પેઠે મુસ્લીમ ભાઇઓમાં પણ અનેકાનેક પવિત્ર ઋષિ-મુનિઓ-સંતસાધુઓ પાક્યા છે; આ સંસારરૂપી ઘોર જંગલમાં અનેક કષ્ટો વેઠીને જ્ઞાન-ચારિત્રની સુંદર સડક બાંધી ગયા છે; પોતાના ઊંડા જ્ઞાન ને બહોળા અનુભવના પરિણામે સારભૂત ઉપદેશોની અનેકાનેક સ્થાયી ઝંડીઓ એ સડકપર રોપી ગયા છે; અને સાવચેતી તથા સ્ફૂર્તિ આપ્યા કરે એવી અનેકાનેક સલાહ-સૂચનાઓ એ ઝંડીઓ(ધ્વજા-પતાકાઓ)દ્વારા સર્વસુલભ બનાવી ગયા છે; કે જેથી એ ઉત્તમ સડકપર લોકો સુગમતાથી ચાલી શકે, આફતોથી બચી શકે અને વચમાં બીજી ત્રીજી બાબતોના મોહ-પાશમાં નહિ પડી જતાં સીધેસીધા તે સર્વોત્તમ વસ્તુ-સ્થિતિ તરફ-સચ્ચિદાનંદમય પરમાત્મધામ તરફજ ચાલ્યા જાય.

મનુષ્યજાતિ માટે જુદા જુદા તમામ મુખ્ય ધર્મોમાં આવી અતિઉપકારક સડકો, તથા સલાહ-સૂચનાઓથી ભરપૂર અનેકાનેક ઝંડીઓ અમૂલ્ય વારસારૂપે હયાત છે; છતાં પણ આપણે ભારતવાસીઓ તેને વધારે વિસરી ગયા છીએ, તેથીજ અવળે રસ્તે વધારે ચઢી ગયા છીએ અને વધુમાં વધુ દુર્દશા ભોગવી રહ્યા છીએ.

હકીકત આવી હોવાથી જો હજી પણ આપણે ભારતવાસીઓ એ પવિત્રાત્માઓનાં જ્ઞાન-ચારિત્ર ને આદેશ-ઉપદેશ તાજાં કરી ચોખ્ખી રીતે સમજી લઇએ અને અમલમાં મૂકવા કમર કસીએ; તો હજી પણ ઉન્નતિનો એ સાચો ને સર્વોત્તમ માર્ગ આપણે માટે ખુલ્લોજ છે. હા, અત્યારે બને છે તેમ દુઃખ-વૃક્ષનાં માત્ર કોઇ કોઇ પાંદડાં તરફજ તાકયા કરવાને બદલે જો તેની જડ ઉપર ઘા કરવામાં આવે, તોજ ખરા અર્થમાં દહાડો વળે તેમ છે. બાકી કોઇ અણધાર્યા કારણે અંગ્રેજોને જતા રહેવું પડે, તોપણ જ્યાંસુધી આપણે એ દિવ્ય જ્ઞાન-ચારિત્રનો પ્રકાશ મેળવી રજસ-તમસને ઢાંકી મૂક્યું નહિ હોય, ત્યાંસુધી આ અવદશાઓ તો આપણો કેડો

નહિજ મૂકવાની, કોઇ ને કોઇ આકાર-પ્રકારથી આપણને દુઃખ-ક્લેશમાંજ ડૂબાવી રાખવાની, અને સુખશાંતિ નહિજ આવવા દેવાની.

આથીજ આપણા અત્યારના કેટલાક અદ્ધરતાલ હાલતવાળા, જડવાદી, બહુનિષ્ઠ તથા ધનગુલામ બડેખાંઓને બદલે પરમકુશળ અને ખરે રસ્તે દોરવી શકે એવા પ્રબળ, પવિત્ર, તળસ્પર્શી બુદ્ધિવાળા, વ્યવહાર-પરમાર્થ ઉભયના અનુભવી, એકનિષ્ઠ, સુસંયમી અને નિઃસ્પૃહી ઉપદેશક-અગ્રેસરોની વધુમાં વધુ જરૂર છે. જ્યાંસુધી ભારતીય સંતાનોને દુનિયાઇ ગુલામી ને લોભલાલચ શીખવનારા શિક્ષકોની તથા બાહ્ય પદાર્થોમાંજ સર્વ સુખ-ઉન્નતિ સમજવાવાળા બડેખાંઓની અસરમાંથી છોડવવાવાળા દેવમાનવો બહાર આવશે નહિ; ત્યાંસુધી તો એવા-દુઃખવૃક્ષનાં થોડાંક પાંદડાંજ તોડવાનું કહ્યા કરનારા ને એમાંજ મોક્ષપ્રાપ્તિ તથા ધ્યાન-ભજન રહેલાં માનવા-મનાવવાવાળા-બડેખાંઓ આપણા નશીબમાં રહેવાના!

હિંદુ પાઠકબંધુઓ! આપણા પ્રાચીન ઋષિમુનિઓ કેવા પ્રભુપ્રેમી, યોગપરાયણ, ધર્મપ્રાણ અને ચારિત્રસંપન્ન હતા! તેમનાં વેદગાન, ઉપનિષદોના આદેશ, દર્શનશાસ્ત્રોનાં તત્ત્વજ્ઞાન, આધ્યાત્મિક ધ્યેય, અનેકવિધ ભાષ્યો અને વર્ણાશ્રમને લગતાં ધર્મશાસ્ત્રો કેટલાં બધાં સાચા મનુષ્યત્વ ને દેવત્વની સૂઝ પાડનારાં, લોક-પરલોકનાં હિતાહિત સમજાવનારાં અને સર્વોત્તમ સાધન-સાધનાઓ શીખવી કૃતકૃત્યતાને પંથે પળાવનારાં હતાં! આપણા પૂર્વજો તેમનાં લૌકિક ને પારમાર્થિક શિક્ષણો કેવા કેવા પારંગત ગુરુજનોદ્વારા પ્રાપ્ત કરીને અમલમાં મૂકતા કે જેથી ભારતવર્ષ સર્વ પ્રકારે સુખ-સામર્થ્યસંપન્ન રહ્યા કરતો!

આહા! એ શિક્ષકો કેવા નિઃસ્પૃહી, પ્રભુપ્રેમી, અધ્યાત્મપરાયણ, અનેકવિધ સંસ્કારો ને ઉપદેશોવડે જનસમાજને દિવ્ય ભાવનાઓમાં તરબોળ રાખનારા, આદર્શ જીવન ગાળી પૂર્વજોના નામ-ઠામને શોભાવનારા, તથા ગુરુપદ-આચાર્યપદ અને પુરોહિતપદને દીપાવતા થકા રાજા-પ્રજા સર્વ કોઇને કેવા સન્માર્ગે દોરવી શકનારા હતા! તેમનાં અલૌકિક જ્ઞાન-ચારિત્ર અને શિક્ષણના પ્રતાપે કેવા કેવા મહાનુભાવ રાજા-મહારાજા, વીર-મહાવીર, ગ્રંથકાર-ભાષ્યકાર, સમર્થ વ્યાખ્યાતા, પ્રેરક કથાકાર, નિઃસ્પૃહ રાજગુરુ, મહાન સ્મૃતિકાર, નિષ્પક્ષ ન્યાયાધીશ, સાચા સાધુ બ્રાહ્મણ અને ઋષિમુનિઓ પાકતા! જ્યારે રાજા-પ્રજા સર્વ કોઇ તેમનું શિષ્યત્વ સેવવાવાળાં હતાં, ત્યારે આર્યાવર્તમાં કેવો જાહોજલાલીભરેલો જમાનો ચાલતો હતો! ભારતવર્ષમાં જ્યારથી આ યથાર્થ ગુરુત્વ અને શ્રેષ્ઠ શિષ્યત્વ બન્ને ઘટતાં ચાલ્યાં, ત્યારથી જ્ઞાન-ચારિત્ર પણ ઘટતાં ચાલ્યાં અને તેના પરિણામે મનોબળ, શરીરબળ અને છેવટે ધનબળ પણ હીન થતું ચાલ્યું. આવી રીતે ભારતવર્ષ ગબડતો ગબડતો અત્યારે તો જાણે છેક રસાતળસુધી પહોંચી ગયો હોય, તેની પેઠે અનેક પ્રકારની અવદશાઓ ચોખ્ખેચોખ્ખી ભોગવી રહ્યો છે!

પ્રિય મુસલમાન ભાઇઓ! તમે પણ જુઓ તમારા મહાન પેગંબરો અને ઋષિમુનિઓ તરફ! જુઓ એમનાં સર્વાર્પણ અને ધર્મવીરતાઓ તરફ! અમો આર્યહિંદુઓની પેઠે તમો ભાઇઓમાં પણ પાયાભૂત જ્ઞાનચારિત્ર ઘટતું ચાલ્યું, તેથીજ વિપરીત બુદ્ધિ, સ્વાર્થવૃત્તિ, વિષયલોલુપતા, કુસંપ, નિર્બળતા, નિર્ધનતા, પરવશતા વગેરે બલા-બલાઓ આવી વસી છે કે નહિ? તમને પણ આ અવદશાઓના આબાદ અનુભવ મળી રહ્યા છે કે નહિ? આટઆટલા અનુભવો છતાં પણ હવે આપણે હિંદુ-મુસ્લીમો એ અવદશાઓનાં મૂળકારણો શોધવા-ટાળવા તરફ વળીએ, એ કેટલું બધું જરૂરી છે? ગુંડાઓની ગુંડાખોરીનો દુરૂપયોગ કરવા તરફ, અગ્રેસરોને હણવા તરફ, મનુષ્યહરણ કરવા તરફ અને બળાત્કારે વટલાવવા તરફ હિંદુજાતિ પણ જો વળી ગઇ, તો પછી બંને કોમો હજી પણ કેટલી બધી દુર્દશામાં ડૂબી જશે? બંને કોમોને હજી પણ કેટલું બધું શોષવું પડશે? લડાવી મારનારાઓ કેવી પાયમાલીએ પહોંચાડી દેશે? શું આ બધું અત્યારથી શોચવા-વિચારવા જેવું નથી? શું બંનેના કિસ્મતમાં હજી વધારે આકરી આફતો ને પરાધીનતા સરજાયલી છે?

સાચી શ્રેષ્ટતા, સાચી ઉન્નતિ, સાચી મુક્તિ, સાચી ધાર્મિકતા, સાચી વીરતા, સાચો મોક્ષમાર્ગ અને સાચો દેશોદ્ધાર એટલે શું? કેવી રીતે તે સાધ્ય કરી શકાય? એ બાબતનો ઉંડો વિચાર કરવામાં આવે, સાચા ઉપાય શોધવામાં આવે, પોતપોતાના ધર્મના મૂળપુરુષો અને મહાત્માઓના અનુભવ તથા ઉપદેશો યથાવત્ સમજવામાં આવે, પોતપોતાના ધર્મબંધુઓને સમજાવવામાં આવે અને બધાજ મુખ્ય ધર્મોની જડ અને ઉન્નતિ સાચા જ્ઞાનમાં અને શુદ્ધ ચારિત્રમાંજ રહેલી સમજાઇને તેનીજ પ્રાપ્તિ ને તેનાજ પ્રચાર પાછળ મચી પડનારાં દેવમાનવો નીકળી આવે, એ હવે દરેક કોમ માટે કેટલું બધું જરૂરી છે!

એવા ઉચ્ચકક્ષ આત્માઓનાં જ્ઞાન-ચારિત્ર અથવા આચાર-વિચાર કેવાં હોય, એ વિષે આ પુસ્તક પણ સારો જેવો પ્રકાશ આપી શકશે. અલબત્ત, આમાંનાં ચરિત્ર સૈનિક વીરાત્માઓનાં× નથી, પણ ધર્મવીરોનાં છે. પરંતુ એવા સાચા ધર્માત્માઓ પાયાભૂત હોય તોજ સામાજિક ઉન્નતિ અને સૈનિક વીરતા જાગી-જીવી-શકે છે અને યથાસ્થાને ઉપયોગ આપી શકે છે; એ ભૂલવા જેવું નથી.

આ પુસ્તકમાં વર્ણવાયલા મુસ્લીમ મહાત્માઓ કેટલા બધા ઉચ્ચ કોટિના-અર્થાત્ અસાધારણ જ્ઞાન-ચારિત્રવાળા હતા; એનો વધારે ખ્યાલ તો આ પુસ્તક વાંચવા-સાંભળવાથીજ આવી શકશે. ઉચ્ચતા-નીચતાનો આધાર અમુક દેશમાં, કોમમાં કે જાતિમાં જન્મવા ઉપર રહેલો હોય, તેના કરતાં ગુણ-કર્મ-સ્વભાવ ઉપરજ વધારે રહેતો આવ્યો છે ને રહેશે. એથીજ ઋષિમુનિઓ "બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ" એવું ઉપદેશી ગયા છે. જો એ કથન સાચુંજ હોય તો આ ગ્રંથમાં વર્ણવેલા

× "ભારતના વીરપુરુષો"ની પુનરાવૃત્તિ ચાલુ સાલેજ આ ગ્રંથમાળાદ્વારા નીકળશે.

મુસ્લીમ મહાત્માઓને બ્રાહ્મણ, ઋષિ અથવા મહાત્મા કહેવા, એ કોઈ પણ રીતે ખોટું કે વધારા પડતું નહિ ગણાય.

કોઈ કોઈ તરફથી હજરત મહમદ સાહેબ(સલ.)માં દોષો દર્શાવાય છે; પણ એમ તો આપણા ગ્રંથોમાં પણ ઘાલમેલ કરી-કરાવીને કૃષ્ણ, ઇંદ્ર, બ્રહ્મા, વિષ્ણુ, ઋષિ-મુનિ વગેરે પવિત્રાત્માઓના ચરિત્રમાં હલકાપણું ક્યાં ઘુસાડી દેવાયું નથી! મુસ્લીમ ભાઇઓના ગ્રંથોમાં એવી તેવી બાબતો જણાતી હોય તો તે પણ કોઈ વિચિત્ર માણસોદ્વારા પાછળથી ઘુસાડી દેવાઈ હોય, અથવા એકને બદલે બીજો ભાવાર્થ લઇને ઉપજાવી કઢાઈ હોય* એ શું બનવાજોગ નથી? ભાગવતના દશમસ્કંધમાં રાસલીલાવાળા થોડાક અધ્યાયો પાછળથી ઘુસાડી દેવાયાનો પૂરાવો મળવા લાગ્યો છે.† પરંતુ બીજી તરફ હિંદુજાતિમાંજ એવી તેવી અનીતિભરી બાબતોના હિમાયતીઓ ક્યાં નથી?

આ પ્રમાણે જેમ કૃષ્ણ ભગવાનને નામે વર્ણવાતી લીલાને ગપસપ માની શકાય, તેમ હજરત મહમદ સાહેબ(સલ.)ના ચરિત્રમાં પણ હલકી વાતો કોઈ ઠેકાણે આવતીજ હોય તો તેને પણ એકને બદલે બીજા અર્થમાં લેવાયલી કે પાછળથી ઘુસાડી દેવાયલી શામાટે ન કહી શકાય? કેમકે હજરત મહમદ સાહેબ(સલ.)ની પોતાની અને તેમના શિષ્ય-સંગાથીઓની અસાધારણ સાધનાઓ, અલૌકિક વીરતાઓ, દિવ્ય સદ્ગુણો અને પવિત્ર આચરણો તથા ઉપદેશો વગેરે તરફ જોઇએ; તથા તેમના પછી ત્રણસો-ચારસો વર્ષ દરમિયાન પાકેલા અનેકાનેક ઓલીઆઓમાંના ૯૨ ઓલીઆઓનાં આ ગ્રંથમાં વર્ણવેલાં ચરિત્રો તરફ જોઇએ; તોપણ એ મહાન પેગંબર (સલ. પ્રત્યે તો કોઈ પણ કોમના સમજુ માણસોને પૂજ્યભાવજ ઉપજવો જોઇએ. આવું હોય ત્યાં પછી તેમને હલકા ચરિત્રવાળા તો કહેવાયજ કેમ? લગભગ દોઢ હજાર વર્ષસુધી કોઈ પણ અયોગ્ય મહાપુરુષના નામ અને કામ તરફ કરોડો માનવોના હૃદયમાં પૂજ્યભાવ અને પવિત્રતા પ્રેરાયા કરે ખરી? કદી પણ નહિ. આ પુસ્તકમાં વર્ણવ્યા છે તેવા સેંકડો સાચા ઓલીઆઓ જેમના પ્રતાપે મુસ્લીમ ભાઇઓમાં પાક્યા હતા અને અત્યારે પણ કોઇ ને કોઇ-પ્રસિદ્ધ રીતે નહિ તો ગુપ્ત રીતે÷ પણ-પાકતાજ હશે; એવા મુસ્લીમ ભાઇઓમાં જે લૂંટવાવાળા, જજીયા વેરો લેવાવાળા, મંદિરો

* મુસ્લીમ ગ્રંથોમાં ફેરફાર થવાવિષે એક વાર કોઇ હિંદી માસિકમાં વાંચેલું તે ઉપરથી આ ઈસારો લખ્યો છે. ખરૂં-ખોટું પ્રભુ જાણે.

† આ પ્રકારની હકીકત શ્રીમદ્ ભાગવતની નવી આવૃત્તિ સાથે આપી શકાવા આશા છે.

÷ એવા ઉચ્ચકક્ષ આત્માઓની નીતિરીતિ ને લોકોપકારકતા, તેમની પ્રસિદ્ધિ કરતાં ગુપ્તતામાંજ વધારે રહેલી હોય છે; અને તેથી પ્રભુ પણ કોઈ વાર નાછૂટકેજ તેમને તેમની હયાતિમાં પ્રસિદ્ધિ આપે છે. હા, સાચા સાધકની તો રહેણી-કરણીજ એવી હોય છે, કે તેમને તો એવાઓનો પત્તો ને મેળાપ મળીજ રહે છે.

ભાગનારાવાળા અને જુલમ વર્ષાવી પરાણે વટાળવાવાળા પાક્યા; તે પેગંબર સાહેબના ઉપદેશથી નહિ, પણ ઉપદેશનો દુરુપયોગ કરનારાઓના પ્રતાપે પાકેલા સમજવા જોઇએ.+ જેમણે માત્ર ખજુર ને રોટી ખાઇને હજારો અને લાખો માનવોને માથાં આપનારા વીરાત્મા ને ધર્માત્મા બનાવ્યા હતા, એવા મહાન પેગંબર( સલ.)નો એવો પરાણે વટાળવા વગેરેનો હલકો હેતુ હોઇ શકેજ નહિ. વળી એમ તો આપણા કૃષ્ણ ભગવાને પણ ધર્મને ખાતર મરવા–મારવાનો ઉપદેશ આપ્યો હતો; પણ તે કેવા સંયોગોમાં ને કેવા હેતુથી ? છતાં એ ઉપદેશનો અવળો અર્થ લેવો હોત તો હિંદુઓ પણ લઇ શકત. જેમકે–શિવાજીથી માંડીને મહાદજી સિંધિયા સુધીના મહાવીરો તેમજ રાજપૂતાનાના અનેકાનેક ભડવીરો ધારત તો તેઓ પણ મુસ્લીમ ભાઇઓને પરાણે હિંદુ બનાવત કે કતલ કરી નાખત; પણ એમ કરવાનો અવળો ધર્મ તેમણે માન્યોજ ન હતો. એટલુંજ નહિ પરંતુ ઉલટો એક ભૂલભરેલો વિચાર એ સમયે વધુ ચાલતો હતો કે જેને લીધે, મહાન અકબર બાદશાહે સ્વેચ્છાથી હિંદુજાતિમાં જવા માગ્યું તોપણ તે સ્વીકારી શકાયું ન હતું; અને પરાણે મુસલમાન થનારાઓ પાછા હિંદુમાં આવવા માગતા હોય તેમને પણ લેવાતા નહિ !

પોતાની શ્રેષ્ટતા ઠસાવવા સારૂ વિદેશીઓ ઇતિહાસનું અવળું શિક્ષણ આપે છે, તે તો ભારતીય સંતાનો પૈસા અને સલામો ભરી ભરીને શીખી રહ્યાં છે. એના કરતાં જો આપણા હિંદુઓના અને મુસ્લીમોના પવિત્ર ધર્મપ્રવર્તકો, વીરાત્માઓ, ઋષિમુનિઓ અને ઓલીઆઓનાં વૃત્તાંતો ને ઉપદેશો તેમને શીખવાય, અને તે શ્રેષ્ટ આત્માઓને અનુસરવા મથાય, તો તે કેટલું બધું ઉપકારક નીવડે ? જુઓ, અમેરિકા ને જાપાનમાં પણ અનેક મતપંથ હોવા છતાં એકબીજા તરફ કેટલી બધી ઉદારતા ને સદ્ભાવ પ્રવર્તે છે ! ઘરમાં ચાર માણસ ચાર પંથનાં હોય તોપણ તેઓ વચ્ચે જરાય તકરાર કે અણબનાવ હોતો નથી, ત્યાં પછી દેશહિતની બાબતમાં તો ઝઘડોજ કેવો ! કેવી ખુબી ! એવી એવી ખુબીઓ આપણે ભારતવાસીઓ નહિ શીખીએ, ત્યાંસુધી હિંદુ–મુસ્લીમો વચ્ચે વ્યાપી ગયેલાં વેરઝેર જડમૂળમાંથી જશે ખરાં ?

આપણા ઋષિમુનિઓ બહુશ્રુતપણાને બહુ વખાણી ગયા છે; કેમકે એ બહુશ્રુતપણાથી જુદી જુદી કોમના, જુદા જુદા વર્ણાશ્રમના ને જુદી જુદી અનેક પ્રકારની સ્થિતિ–પ્રકૃતિવાળા માણસો, વીરાત્માઓ, સંતસાધુઓ અને પંથ–સંપ્રદાયો વચ્ચે સ્નેહ, ઔદાર્ય, સહનશીલતા અને સંપ વગેરે જાગે–ખીલે છે. આ કારણથી પણ જુદી જુદી કોમો, જુદા જુદા ધર્મો અને જુદા જુદા દેશોમાં થઈ ગયેલા મહાન

+ એમ તો હિંદુજાતિમાં પણ દુરાત્માઓ ક્યાં નથી પાક્યા ? કેટલાક મરાઠા ભાઇઓએ રાજપૂતાનામાં કેવી હલકાઈ દર્શાવી હતી ? છતાં એથી શું કોઈ આપણા મહર્ષિઓને હલકા કહી શકશે ?

પુરુષોનાં ચરિત્ર, ઉપદેશ, હેતુ અને પરિણામોને લગતી સાચી માહિતીઓ મેળવવી-ફેલાવવી, એ બહુજ જરૂરી ને ઉપકારક બાબત છે.

હિંદુ અને મુસલમાનોને હજી પણ વધારે દુર્બળ ને દીનહીન બનાવવા માટે તેમના વચ્ચે એક યા બીજી રીતે જે વેરઝેર ફેલાવાઈ રહ્યાં છે; એવા સમયમાં આ પુસ્તક કાઢવાનો મુખ્ય હેતુ આ પ્રમાણે છેઃ-હિંદુઓમાંથી મુસ્લીમ ધર્મવિષેની અવળી સમજણ ઓછી થાય; મુસ્લીમ ભાઇઓનું ધ્યાન પોતાના ધર્મસિદ્ધાંતો ને ઉત્તમ આદર્શો તરફ વધારે ખેંચાય અને બંને કોમોના લક્ષ્યમાં આ વાત ઉતરતી ચાલે કે, દુનિયાના બધા મુખ્ય ધર્મો પરમાત્મારૂપી એકજ વૃક્ષમાંથી ને એકજ ઉદ્દેશથી ઉદ્ભવેલાં અનેક ડાળો જેવા છે; તથા ગમે તેટલા મતભેદ છતાં તે માત્ર વચગાળાનીજ વાતો હોઇને સર્વોપરિ ધ્યેય, હેતુ, સાધન અને સાધના તો એક જેવાંજ છે.

આ પુસ્તકમાં સમાયલાં મુસ્લીમ કોમના પવિત્ર ઋષિ-મુનિઓનાં ચરિત્ર અને વચનો હિંદુ, મુસલમાન કે જે કોઇ શુદ્ધભાવથી વાંચે-સાંભળે તેમનામાં સદ્ગુણો વધી દુર્ગુણો ઘટે, અને કોમ-કોમ વચ્ચેથી વેરઝેરનો નાશ થઈ સુલેહ-શાંતિ અને માન-મહોબ્બત વધે એવા પ્રકારનાં છે. આ પ્રમાણે આ પુસ્તક જેમ સાર્વજનિક હિત વધારનારૂં છે, તેમ જિજ્ઞાસુઓ, હરિજનો, સાધકો અને ભેખધારી સાધુ-ફકીરોના પણ વ્યક્તિગત જ્ઞાન-ચારિત્રમાં, ધર્મસાધનામાં અને આત્મનિરીક્ષણમાં ઉત્તમ પ્રકાશ ને ગતિ-મતિ આપે એવું છે.

આ ગ્રંથમાં અભેદવાદ સ્પષ્ટ કે વિશેષ ન જણાય તો તે દોષરૂપ નથી, પણ ગુણરૂપ છે. કેમકે એના અધિકારી વિરલ છતાં એને જ્યાં ત્યાં ફેંક્યા કરવાથી મોટે ભાગે નુકસાન અને દુરૂપયોગજ થાય છે. આ ગ્રંથ તો મોટે ભાગે સાચા સાધક અને સિદ્ધાત્મા બનવા માટેનાં સૂચન-સાધન ને સાધના-પ્રેરણાઓથી ભરપૂર છે; છતાં વચ્ચે વચ્ચે અભેદવાદના પણ ઇશારા ને અનુભવ આવે છેજ.

અત્યારે પણ હિંદુઓની પેઠે મુસ્લીમોમાં અનેકવિધ મતભેદો, કર્મકાંડો, સાધનાઓ, પંથો, સંપ્રદાયો, પાખંડો, વહેમો અને રીતરિવાજો વગેરે ચાલે છે; તથા દ્વૈતવાદીઓ અને અદ્વૈતવાદીઓ પણ અનેક હોય છે. છતાં દ્વૈતવાદ કે અદ્વૈતવાદને અનુસરતું ઉન્નત જીવન ગાળનારાઓ તો બધેજ અત્યંત દુર્લભ હોઇને પંડિતો, મૌલવીઓ તથા સાધુ-ફકીરો વગેરેમાં ઘણાખરા તો વાતોનાંજ વડાં કરી જાણનારા, જ્ઞાન કે ભક્તિને નામે દુનિયાઈ સ્વાર્થ સાધનારા, દુરાચાર વધારનારા અને કેટલાક તો એકબીજાના અવતાર-પેગંબરવિષે પણ અવળા વિચાર ફેલાવી કોમ કોમ વચ્ચે ઝેરવેર વાવનારા હોય છે. હકીકત આવી હોવાથી હવે તો સાચાં સાધન-સાધનાઓ દર્શાવનારા, ઉત્તમ નીતિરીતિ અને ધર્મવિધિઓનાં રહસ્ય દર્શાવનારા, અને સર્વજ્ઞ-સર્વશક્ત-સર્વવ્યાપી-પરમાત્માનો મહિમા અને ઉપયોગ-ઉપકારકતા સમજાવીને દૈવી સંપત્તિ (સાચા સદ્ગુણ-સદાચાર) તરફ દોરવવાવાળા દિવ્યાત્મા-

ઓની વધારે જરૂર છે; તથા વિચારો અને ગ્રંથો પણ એવાજ પ્રકારના વિશેષ ફેલાય-વંચાય તેમ થવાની જરૂર છે. જે પણ સજ્જનો આ મુદ્દો સમજતા હશે, તેમને તો આવા પ્રકારનાં સાચી ઉન્નતિ સમજાવનારાં તથા સાચાં સાધન-સાધના સૂચવનારાં પુસ્તકો ઘણાંજ ગમશે, એમાં શંકા નથી.

આ ગ્રંથમાં વર્ણવેલા ઔલીઆઓ+ ઘણેભાગે આજથી હજારેક વર્ષની આસ-પાસમાં થઇ ગયેલા હોઇ શરીરભાવે તો હવે એમાંના કોઈપણ હયાત નથી; પરંતુ તે મહાન ઇશ્વિરે કૃપા કરીને તેમનાં ઉન્નત જીવનો, ઉપકારક અનુભવો અને પ્રેરક ઉપદેશો કોઇ ને કોઈ તેવાજ સંત-સાધુઓદ્વારા આપણ સર્વ માટે જાળવી રાખ્યાં છે. ગ્રંથરચનારૂપે જળવાઇ રહેલી એ પ્રભુપ્રસાદી આપણે માટે કેવી ઉપકારક છે, એ વાત પૂરેપૂરી તો એને લગતા મૂળ અરબી ને ફારસી ગ્રંથોદ્વારાજ સમજી શકાય. આ ગ્રંથ તો આગળ જણાવ્યા મુજબ અરબી ઉપરથી ફારસીમાં, ફારસી ઉપરથી બંગાળીમાં અને બંગાળી ઉપરથી ગુજરાતીમાં નીકળ્યો છે; એટલે આમાં અસલના જેટલી ખુબી ન આવે એ સ્વાભાવિક છે. આમ છતાં એટલી આશા તો રહે છેજ કે, જે કોઈ આ પુસ્તકને ધ્યાનપૂર્વક વાંચશે-વિચારશે, તેમનો પરિશ્રમ નકામો નહિ જાય. અમૃતના ઘુંટડા જેટલું નહિ તો છાંટા જેટલું-ટોપલી જેટલું નહિ તો મુઠ્ઠી જેટલું--પણ એમાંથી મળીજ રહેશે. ભલે કોઇ ડહાપણના દરિયા-ઓને આ પ્રકારની સામગ્રી જુની-પુરાણી ને વાસી-કુસી જેવી ભાસે; પરંતુ જે જે ભાગ્યશાળી પાઠકો અને શ્રોતા-વક્તાઓ તેને પોતાના હૃદયક્ષેત્રમાં વાવી જાણશે અને પરિપાલનરૂપી પ્રકાશ તથા સાધન-ભજનરૂપી ખાતર-પાણી સિંચીને ઉછેરી જાણશે, તેઓ તો કણમાંથી મણ આપ્યા કરે એવું એક ઉન્નતિરૂપી વિશાળ વૃક્ષ અવશ્ય નિપજાવી શકશે; કે જેને અનેકાનેક અલૌકિક ફળો આવીને પ્રભુપૂજનમાં ઘણાંજ કામ લાગશે; અને તેના પરિણામે સચ્ચિદાનંદમય પરમ પિતાનો અતર્ક્ય ને અનુપમ વારસો સદાને માટે આવી મળશે, એમાં પણ શંકા નથી.

જે મહાત્માઓનાં ચારિત્ર ને ઉપદેશમાં આવી અલૌકિક ઉપકારકતા રહેલી હોય, તે મહાત્માઓની પ્રભુપરાયણતા પણ કેવી અસાધારણ હોય! એમની સાક્ષાત્કારની સુદશાઓની તો કલ્પના પણ સંસ્કારી જનોમાં અનેરા ભાવ-પ્રભાવ ઉપજાવે તેમ છે. અનેકાનેક વંદન હો એ પુણ્યશ્લોક મહાત્માઓના જન્મને, સાધનાને અને સફળતાને!

આપણા આર્ય ગ્રંથોમાં જેમ શ્રુતિ, સ્મૃતિ અને દર્શનશાસ્ત્રો પછી પુરાણાદિની કથાવાર્તાઓને મહત્ત્વ અપાયું છે, તેમ ફારસી ગ્રંથકારે કુરાન અને હદીસ

+ આપણામાં પ્રભુનો સાક્ષાત્કાર પામી કૃતકૃત્ય થયેલા જીવન્મુક્તને 'ઋષિ' કહે છે અને મુસ્લીમ ભાઇઓમાં એવા મહાત્માને 'વલિ' અથવા 'વલિઅલ્લાહ' કહે છે, અને એ 'વલિ' શબ્દને બહુવચનમાં 'ઔલીઆ' કહે છે.

પછીનો દરજ્જો આ ગ્રંથને આપ્યો છે; પરંતુ સામાન્ય જનવર્ગ માટે તો એક બીજી દૃષ્ટિથી પણ આવાજ ગ્રંથોને અધિક ઉપકારક ગણવા જોઇએ.

વેદોના ગહન અર્થ સમજી શકાવા, અને સ્મૃતિઓની ધર્માજ્ઞાઓ સાંભળીને પાલન કરવા જેટલી લાગણી જાગવી, એ તો ઉચ્ચકક્ષ માનવોથી બને; સામાન્ય માણસોથી ભાગ્યે બને. આથી સામાન્ય માણસો આગળ તો કોરેકોરી ધર્માજ્ઞાઓ રજુ કરવા કરતાં કારણો, અનુભવો અને દાખલા-દૃષ્ટાંતોસહિત ધર્માજ્ઞાઓ રજુ કરાય, એજ વધુ ઉપકારક નિવડે છે. કેમકે એથી તેમને કર્તવ્યપ્રાધાન્યની ઝટ સમજણ પડે છે અને તેથી તેમની નીતિરીતિ ઉપર પણ સારી અસર પહોંચે છે. હકીકત આવી છે, તેથીજ આપણા ઋષિ-મુનિઓએ શ્રુતિ અને સ્મૃતિના વિસ્તૃત ભાષ્ય જેવાં મહાભારત, રામાયણ, પુરાણો અને ભક્તચરિત્રો વગેરે સર્વોપયોગી ગ્રંથો યોજીને તેમાં અનેકવિધ સારી-માઠી કૃતિઓ, પ્રકૃતિઓ, બનાવો અને પરિણામો ઈ૦ વિસ્તારથી તથા અસરકારક રીતે વર્ણવવાની જરૂર જોઈ હતી. ઉચ્ચકક્ષ માનવો તો હોય પણ હજારો-લાખોમાં કોઈકજ, બાકી તો બધા સાધારણ અને કનિષ્ટ કોટિનાજ હોય છે; એટલે એ ઉપરથી પણ એ મોટા ભાગના જનસમૂહ માટે તો શ્રુતિ-સ્મૃતિઓ અને દર્શનશાસ્ત્રોના કરતાં ઝટ સમજાય અને અસર થાય એવા ઉપરોક્ત પ્રકારનાજ ગ્રંથો વધારે આવશ્યક ને ઉપકારક કહી શકાય. મિષ્ટાન્ન ગમે તેટલું શ્રેષ્ટ અને પૌષ્ટિક છતાં પણ તે કોને માટે? પૂર્ણ તંદુરસ્ત હોય તેનેજ માટે. બિછાને પડેલા દરદીઓમાટે નહિજ. આટો પણ એજ, દૂધ પણ એજ, ગળપણ પણ એજ ને ઘી પણ એનું એજ હોવા છતાં દરદીઓમાટે તો તેમાંથી બનેલાં બાસુદી કે બરફી-પેંડા ઉપકારક ન થતાં, કાંજી કે રાબના રૂપમાં બનાવેલી ઝટ પચે તેવીજ વસ્તુઓ ઉપકારક થાય છે. હા, કોઈ બાહોશ વૈદ્ય એવી પણ ચીજ બનાવી શકે ખરા, કે જે ચીજ દરદીઓને પણ ઠીક ભાવે-પચે, અને સાજા માણસોને પણ તેની ઘણીજ રુચિ થાય! આથીજ હરિકથા અથવા ભક્તચરિત્રોના રૂપમાં દરેક ધર્મના મહર્ષિ-મહાવૈદ્યોએ એવી એવી ઉત્તમોત્તમ ચીજો બનાવી રાખી છે, કે જે ન તો કદી વાસી થાય કે ન તો કદી તેના ઉપર અણગમો આવે; અને ઉત્તમ-મધ્યમ-કનિષ્ટ-સર્વ કોટીના માનવોને તથા કૃતકૃત્ય જીવનમુક્તોને સુદ્ધાં તે બહુજ ભાવે! સિદ્ધાંતો અને ખંડન-મંડનના ગ્રંથો કરતાં ઇતિહાસ, પુરાણ ને ચારિત્ર કથાના ગ્રંથો લોકોને એટલાજ માટે ગમે છે કે, એમાં સિદ્ધાંતો સમજાવવા માટે ઉપમાઓ, દૃષ્ટાંતો, આખ્યાનો, પ્રશ્નોત્તરો ઈ૦ છૂટથી સમાયલાં હોય છે; અને તેથી એમાં જેવા રસના ઘુંટડા આવે છે, તેવા પાંડિત્યપૂર્ણ દાર્શનિક ગ્રંથોમાં આવતા નથી. આથીજ શ્રોતાઓ ઉપરાંત વક્તા-ઉપદેશકોને તથા વૃદ્ધ-વડીલો અને ગુરુજનોને ઉન્નત આત્માઓની કથાવાર્તાઓ વર્ણવવામાં જેવો રસ પડે છે અને જેવા હૃદયભાવો ખીલે છે; તેવું માત્ર કોરેકોરા સિદ્ધાંતો સમજાવવામાં

થતું નથી. હકીકત આ પ્રમાણે હોવાથી સર્વસામાન્યમાં જ્ઞાનચારિત્રના પ્રચારમાટે તો આવા સાધન-સાધનાનાજ ગ્રંથો વધારે ઉપયોગી કહી શકાય તેમ છે.

'પારસભાગ' નામક હિંદી ગ્રંથ કે જે લખનૌના નવલકિશોર પ્રેસમાં બે કે ત્રણ રૂપિયાથી મળે છે, તે પણ કેટલેક અંશે આવાજ પ્રકારનો હોવાથી અનેક સાધક-બંધુઓમાં અને મુક્તાત્માઓમાં ઉપકારક મનાઇ પ્રેમથી વંચાતો-વિચારાતો હતો. અલબત્ત, આ વાત આજથી વીસ વર્ષ અગાઉની હોઇને તે પછી સાચા વેદાંતીઓ ઘટવાથી તથા વાચક વેદાંતીઓ વધી જવાથી એવા ચારિત્રશુદ્ધિ અને દૈવી સંપત્તિને પ્રેરનારા ગ્રંથોનો ઉપયોગ ઘટી ગયો હોય તો તે બનવાજોગ છે. કેમકે એવા ગ્રંથોમાં તો વિષયલોલુપતા, ચમત્કારો, સિદ્ધિઓ અને લોકપ્રતિષ્ઠાને સુદ્ધાં ચોખ્ખેચોખ્ખી નિષેધેલી હોઇને શુદ્ધ જ્ઞાન, પવિત્ર ચારિત્ર, સાધુ સ્વભાવ, આંતરિક સાધના, પ્રભુ-પરાયણતા, એકનિષ્ઠતા, અપ્રસિદ્ધિ અને સર્વ પ્રકારની દૈવી સંપત્તિનાંજ વખાણ, ભલામણ ને આગ્રહ કરેલાં હોય છે. આથી એવા ગ્રંથો તો એવાજ માણસોને વધારે ગમી જાય કે જેઓ પોતાની કૃતિ-પ્રકૃતિનું નિરીક્ષણ-સંશોધન કરવા પહેલાં (અને કર્યા પછી પણ) જગતમાં પોતાને સાચા સાધુ, તીવ્ર જિજ્ઞાસુ, શ્રેયસ્સાધક, પ્રભુને પામનાર, મહાપુરુષ, દેશોદ્ધારક, જગદ્‌ગુરુ કે કૃતકૃત્ય સિદ્ધાત્મા કહેવા-કહેવરાવવાનું ઇચ્છે નહિ; અને જ્યાં ઇચ્છાસુદ્ધાં ન હોય ત્યાં પછી ફાંફાં મારવાની ને એકબીજાનાં "અહોરૂપં અહોધ્વનિ" કરવા-કરાવવાની તો વાતજ શી!*

ઉપર જણાવેલા પારસભાગનું હિંદી ઉપરથી ગુજરાતીમાં તૈયાર કરાયલું એક ભાષાંતર પૂર્ણ નિષ્કામભાવે આ સંસ્થાને અપાય તેમ હતું; પરંતુ સરખેજ-નિવાસી (હાલ કૈલાસવાસી) સાધુ આત્મા શ્રી હરજીવન ત્રિભુવન ત્રિપાઠીજી-જેમનું નામ ચતુર્થાશ્રમમાં હરિહરાશ્રમ પડ્યું હતું-એમણે એ ભાષાંતર પોતાનો સમય ઉત્તમ

* કોઇ પણ સાચા સાધક કે તીવ્ર જિજ્ઞાસુપરત્વે આ હકીકત હોઈને સામાન્ય માનવો-માટે તો આ સંસારમાં "લોકકીર્તિ"જ વધારેમાં વધારે આકર્ષક વસ્તુ હોય છે. એ **લોકપ્રતિષ્ઠાને સુકરી વિષ્ઠા** કહી હોય તે તો માત્ર લાખોમાં કોઈ એવા ઉચ્ચકક્ષ આત્માઓ માટે છે. બીજા બધાઓને તો ત્યાગ-વૈરાગ, દેશસેવા, દાનધર્મ, વીરધર્મ, યુગધર્મ, સદ્‌ગુણ, સદાચાર, બ્રહ્મચર્ય ઈ૦ બાબતો તરફ આકર્ષવાવાળી મોટામાં મોટી વસ્તુ લોકકીર્તિજ હોય છે. હકીકત આવી હોવાથી એ લોકકીર્તિને ખાતર જે અનેકાનેક સજ્જનો જે કાંઈ થોડો કે વધારે ત્યાગ, પરોપકાર, દેશસેવા ઈ૦ આચરી રહ્યા હોય, તેઓ પણ આ સેવકને મન વંદનીયજ છે. આ સેવકના આવા-તેવા લખવાથી એવા સજ્જનો જે કાંઈ પોતપોતાની ગતિ-મતિ પ્રમાણે કરતા-કરાવતા હોય કે કરવા ધારતા હોય તેમાં મોળા પડે નહિ, એવી આ ખરાબ ભિક્ષુની ખાસ વિનતિ છે. કેમકે એમાંથી પણ કાળે કરીને જ્ઞાન-ચારિત્ર વધતાં સાચી નિષ્કામતા અને તીવ્ર મોક્ષેચ્છા પ્રકટશે, ત્યારે આપોઆપજ એના કરતાં વધારે સાચી ને આબાદ સાધન-સાધનાઓ શોધાશે, મેળવાશે ને સેવાશે. અને વર્તમાન કામગીરીઓમાંથી ખસી જવાતાં તેના પણ અધિકારી-લોકોનું પુણ્ય પ્રબળ હશે તો-મળી આવશેજ.

ચિંતનમાં ગાળવા પૂરતુંજ તૈયાર કરેલું હોવાથી હિંદી પારસભાગની અસ્પષ્ટતા વગેરે એમાં ઉતરી આવેલું હતું; તેથી એ ભાષાંતર અત્ર તરફથી છપાવી શકાયું ન હતું.×

એ પછી ( આજથી આઠ–દશ વર્ષપર ) કલકત્તા તરફ જવું થતાં ત્યાં પારસભાગથી પણ વધારે ઉપયોગી 'તાપસમાળા' ગ્રંથ બંગાળીમાં નીકળેલો જાણમાં આવ્યો. એનો ગુજરાતી અનુવાદ કેટલાક સજ્જનો પાસે થોડો થોડો કરાવી જોયા પછી શ્રીયુત જગજીવન કાળીદાસ પાઠકને એ કાર્ય સોંપવામાં આવ્યું હતું. ત્રણેક વર્ષપર એ અનુવાદ થઈ આવ્યો. પણ સંશોધનાદિની વિશેષ જરૂર જણાવાથી ઈચ્છા છતાં પણ શરીરપ્રકૃતિ અને બીજી બાબતો આડે આ પુસ્તક તરતમાં કાઢી શકાયું ન હતું. આ વર્ષમાં પણ આના સંશોધનાદિ પાછળ ત્રણેક માસ નીકળી જવાથી આ પુસ્તક ફાગણને બદલે જેઠમાંજ પ્રસિદ્ધ થવા જોગ આવ્યો છે. સરળતા, સ્પષ્ટતા અને ભાવવાહકતા માટે માણસ ગમે તેટલી કાળજી રાખે તોપણ પૂર્ણ નિર્દોષ તો એક પ્રભુજ છે; જેથી અનુભવી સજ્જનોને આમાં કાંઈ ભૂલ, દોષ ઈ૦ જણાય તો તે આ અભણ ભિક્ષુ માટે સંભવિત સમજીને તેઓ દરગુજર કરે, તથા લોકહિતાર્થે જે કાંઈ ખાસ ઠીકઠાક કરવા જેવું જણાય તે તૈયાર કરી મોકલી ભવિષ્યત્ પ્રસંગે તેનો યથામતિ સદુપયોગ કરવા સગવડ આપે, એવી વિનતી છે.

ઉપરોક્ત બંગાળી "તાપસમાળા"ના છ ભાગ પૈકી પહેલો ભાગ ગુજરાતીમાં શ્રીયુત સુશીલભાઇએ સંવત ૧૯૮૧ માં 'ઇસ્લામના ઓલીઆ' એવા નામથી પ્રસિદ્ધ કરાવેલો, તેની પ્રસ્તાવનામાં શ્રીમતી શારદા સુમંત મહેતાએ એ પુસ્તક-વિષે જે કહ્યું હતું તે અહીં પણ ઉતારીશું કેઃ—

" × × આ પુસ્તક એક રીતે અપવાદરૂપ ગણી શકાય તેમ છે. પુસ્તકના નામ ઉપરથી કોઇને સ્વાભાવિક શંકા થાય કે, ભાઇ 'ઇસ્લામના ઓલીઆ' એને ને આપણે હિંદુ ગુજરાતી ભાઇઓને કે બહેનોને શી નીસ્બત? એમ શંકા લાવીને પુસ્તક અભરાઇ ઉપર ધૂળ ખાધા કરે. માટે જે ઉચ્ચ હેતુથી આ માળા લખાઈ છે તેનો જો સહેજ ખ્યાલ પહેલેથી આપ્યો હોય તો લેખકની મહેનત સફળ થાય, એટલુંજ નહિ પણ જનસમાજની એક ઉચ્ચ સેવા, પુસ્તક અને ગ્રંથકાર બજાવી શકે."

"આજ ભારતવર્ષમાં સ્વરાજ્યની ભાવના ચોમેર જામી રહી છે. સ્વરાજ્ય મેળવવાનું એક મોટામાં મોટું સાધન હિંદુ–મુસલમાનનું ઐક્ય, એ ગણાઇ ચૂક્યું

× પાછળથી એ ભાષાંતર એક સજ્જને પાંચસોક પ્રતિમાં છપાવ્યું હતું; પરંતુ હવે તે મળી શકતું નથી. હિંદી "પારસભાગ" **નવલકિશોર પ્રેસ મું. લખનૌ** એ ઠેકાણે હજી પણ મળતો હશે. વળી એ પુસ્તક ઉર્દુમાં અને ગુરુમુખીમાં પણ નીકળેલું સાંભળ્યું છે. ફારસી "તજકરતુલ ઔલીઆ" ઉપરથી બંગાળી 'તાપસમાળા' નીકળેલું; તેમ ઉર્દુમાં પણ બે અનુવાદ પ્રસિદ્ધ થયેલા સાંભળ્યા છે. એક અનુવાદનું નામ 'અનવરૂલ અતકિયા' છે, બીજા અનુવાદનું નામ જાણમાં નથી. એ અનુવાદો મુંબઈ અને દિલ્હી વગેરેના ઉર્દુ બુકસેલરો પાસે મળવા સંભવ છે.

છે. એ ઐક્ય લાવવાનું મોટામાં મોટું સાધન તે અરસપરસ સંપૂર્ણ પીછાન—આચારવિચાર—સર્વની. જે પવિત્રતા—ગહનતા હિંદુધર્મમાં છે, તેજ પવિત્રતા—ગહનતા મુસ્લીમ ધર્મમાં છે, એ જો એક વાર સમજી જવાય તો ઘણી ગેરસમજુત દૂર થાય. એ ગેરસમજુત આવાં પુસ્તકોથી બહુ સહેલાઈથી દૂર થઇ શકે. જે પ્રમાણે ગુજરાતી વાચક મીરાંબાઇ, નરસિંહ મહેતો, સૂરદાસ, બોડાણો, કબીર વગેરે ભકતોનાં ચરિત્ર વાંચે અને તેમાંથી બોધ ગ્રહણ કરે, તેજ પ્રમાણે આ ઇસ્લામી ભક્તગણનાં ચરિત્ર ઉપરથી બોધ લઇ શકાય તેમ છે. હિંદુધર્મના મહાપુરુષોની પડખોપડખ તેટલાજ ઉન્નત સ્થાનપર ઇસ્લામના તપસ્વીઓ પણ બેસી શકે એમ છે; અને ઇસ્લામના સાચા આત્માનું દર્શન પણ આ પવિત્ર પુરુષોનાં જીવનચરિત્રમાંજ થઇ શકે છે. તેથી આ પ્રકારનું સાહિત્ય ઘણુંજ ઉપયોગી થાય, એમાં સંશય નથી; અને એ ઐક્ય સાધવાના હેતુથીજ આ સમયે આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે." × × × × ×

"કહેવાનો સારાંશ એટલોજ છે કે, અધ્યાત્મજ્ઞાન એ મનુષ્યમાત્રનો વારસો છે. ભારતવર્ષમાં કે પૂર્વમાં કે પશ્ચિમમાંજ કે અમુક ભૂગોળમાંજ એનો ઇજારો સેવાયો છે એવી માન્યતામાં સત્ય નથી. હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ, જૈન ધર્મ, ખ્રિસ્તી, પારસી, મુસ્લીમ ધર્મ—એકેએક ધર્મમાંથી ભગવદ્‌ભક્તના દાખલા મળી આવે છે. એક વાર દિવ્ય ચક્ષુ પ્રભુકૃપાથી ખુલ્યાં એટલે પ્રભુપ્રાપ્તિનો પંથ પાયોજ સમજવો; અને એ દરેક પ્રભુપ્રિય વ્યક્તિનો હક્ક છે. એમાં ભૂગોળરેખા બાધક નથી. ખ્રિસ્તીધર્મમાંથી અનેક ભકતોવિષે જે પ્રમાણે આપણે વાંચીએ છીએ—મહાન ઇસુ ખ્રિસ્ત, સેંટ ફ્રાન્સિસ, સેંટ બર્નાર્ડ, ઇગ્નેશીઅસ લાયોલા—અને બોધ લઇએ છીએ, તેજ પ્રમાણે આપણા વાચકગણને તપસ્વી અબુ મોર્તાશ, અબુ અલી મહમ્મદ, તપસ્વી શાહશુજા, મહાત્મા ઇબ્રાહીમ વગેરેની માહિતી થાય અને પ્રભુભક્તિનો માર્ગ સરળ થાય તો ધન્યભાગ્ય માનવાં જોઇએ."

"શાળામાં શીખતાં બાળકોને પણ પાઠય પુસ્તકોમાં આવા ભકતોનાં ચરિત્રના પાઠ શીખવ્યા હોય તો તેમને અતિશય લાભ થાય."

× × × × ×

ઉપલા ઉતારા આપ્યા પછી ટુંકમાં થોડુંક કહી આ નિવેદન સમાપ્ત કરીશું.

આ સંસ્થાનાં બીજાં પુસ્તકોનાં નિવેદનોમાં જણાવેલા કેટલાક વિચારો આમાં એટલા માટે આવવા દીધા છે કે આ પુસ્તકના હજારો વાંચનાર આગલાં નિવેદનોથી અજ્ઞાત હોય તેઓ એ વિચારોથી જાણીતા થાય.

આ પુસ્તકપ્રકાશનની બાબતમાં પ્રથમ પ્રભુનો આભાર માન્યા પછી તેને અરબ્બીમાં, ફારસીમાં તેમજ બંગાળીમાં તૈયાર કરનારા સાધુ આત્માઓનો અને

પ્રસિદ્ધ કરનારા મહાશયોનો પણ આ સ્થળે ઉપકાર માનવો જોઇએ.

આ પુસ્તકના સંશોધનાદિને અંગે એમાં વર્ણવેલા પ્રાતઃસ્મરણીય ઓલીઆઓનો (અનેકાનેક વંદન હો એ મહાત્માઓને) આ સેવકને જે પરિચય થયો છે; અને હજીપણ જ્યારે જ્યારે ચરિત્રો ને વચનો વાંચવા–સાંભળવાનું બને છે ત્યારે ત્યારે જે લાભ થાય છે; તે બદલ તે અંગત રીતે પણ એ ઓલીઆઓનો અને ઉપલા લેખક–પ્રકાશક સંતસાધુઓનો બહુ ઉપકૃત છે. સાથે વિવિધ ગ્રંથમાળાના પાઠક-વર્ગનો પણ ઉપકાર માનવો જોઇએ કે જેમના નિમિત્તે આ ગ્રંથરૂપી પવિત્ર તીર્થમાં મહિનાઓ સુધી રાત દિવસ નહાવાનું મળ્યા કર્યું છે.

જેમ આ ગ્રંથમાંનાં ચરિત્ર ઉચ્ચ કોટીના મહાપુરુષોનાં છે, તેમ તેના મૂળ લખનાર પણ ઉચ્ચકોટીનાજ હોવા જોઇએ. અરબી ઉપરથી ફારસીમાં ઉતારનાર મૌલાના મોલવી શેખ ફરીદુદ્દીન અત્તાર સાહેબ કેવા ઉચ્ચકોટીના હતા, એ તો એમનો લેખજ કહી આપશે. એ જે લેખનો સારાંશ આની અગાઉ **"આ ગ્રંથની ઉપકારકતા"**ના પેટામાં અપાયા પછી **"ઇસ્લામની ઓળખ"**વાળા ઉપયોગી ઉતારા અપાયા છે, તથા આ ગ્રંથની છેવટે **પરિશિષ્ટ**ના પેટામાં જાણવા જેવી બાબતો અપાઇ છે, તે પણ પ્રત્યેક પાઠક કાળજીપૂર્વક વાંચશે–વિચારશે એવી આશા છે.

આ પુસ્તક ફારસી ઉપરથી ઉર્દુમાં છપાયલું હોવાની માહિતી, અને તે ફારસી કે ઉર્દુ ઉપરથી ગુજરાતી અનુવાદ વધારે સારો થઇ શકવાની કલ્પના પાછળથી થઇ; તે જો પ્રથમથીજ થઈ હોત તો આ પુસ્તક હાલ કરતાં વધારે સારૂં નિવડત એમાં શંકા નથી.

હજી પણ કોઇ ધર્મપ્રેમી આ ગ્રંથ ફારસી ઉપરથી ગુજરાતીમાં તૈયાર કરી–કરાવીને ઉત્તમરૂપે પ્રસિદ્ધ કરે–કરાવે, તો તે વધારે ઉપયોગી થાય. લોકોના હીનભાગ્યે તે ન પણ પ્રસિદ્ધ થાય, તોપણ જે કોઇ એ કાર્ય પ્રભુપ્રીત્યર્થે પૂરી કાળજીથી બજાવશે, તેને પોતાને તો એથી એવો આંતરિક લાભ થવાનો કે જેની કિંમત દુનિયાઈ પદાર્થોથી આંકી શકાય નહિ. એવાજ ધોરણે આ ગ્રંથ હિંદીમાં નીકળે તો ઘણા વધારે માણસો તેનો લાભ ઉઠાવી શકે એમ હોવાથી અજમેરના હિંદી સસ્તા સાહિત્ય મંડળને એ વિષે સૂચવ્યું છે, પણ હજી કાંઈ જણાયું નથી. **ॐतत्सत्**

અમદાવાદ. સં૦ ૧૯૬૪–વૈશાખ સુદ ૧૫ } ખરાબ ભિક્ષુ–અખંડાનંદ

# અનુક્રમણિકા

# મુસ્લેમ મહાત્માઓ

## ૧—તપસ્વી જાફર સાદિક

તપસ્વી જાફર સાદિક એ ઇસ્લામધર્મપ્રચારક હજરત (મહાપુરુષ) પેગમ્બર મહમદ સાહેબના દૌહિત્ર (પુત્રીના પુત્ર) હતા.

"તજકર તુલ–ઓલિયા" નામે ગ્રંથના લેખકે એમની ઘણીજ તારીફ કરી છે. તે લખે છે કે, જાફર સાદિક સંતસમાજના શિરોમણિ હતા અને સર્વ લોકો તેમનાપ્રતિ અત્યંત શ્રદ્ધા રાખતા હતા. તેઓ ધર્મમાર્ગના ખરેખરા નેતા, એકેશ્વરવાદીઓના ગુરુ, ઇસ્લામી સંપ્રદાયના આચાર્ય, પ્રભુભક્તોના અગ્રેસર, મહાતપસ્વી, પ્રેમી અને પરમ વૈરાગ્યવાન હતા; તેમજ તેઓ તત્ત્વશાસ્ત્રમાં, શાસ્ત્રનું ઉત્તમ વ્યાખ્યાન કરવામાં અને કુરાનનાં ગૂઢ તત્ત્વો સમજવામાં અદ્વિતીય હતા.

તેમના વખતમાં મન્સુર નામનો એક માણસ અરબસ્તાનનો ખલિફા હતો. તપસ્વી જાફર સાદિકની અપાર ખ્યાતિ સાંભળીને તેના મનમાં ઈર્ષ્યા ઉત્પન્ન થઈ. એક દિવસ તેણે પોતાના પ્રધાનને આજ્ઞા કરી કે "જાઓ, સાદિકને પકડી લઇ આવો. હું તેનો વધ કરીશ." આ આજ્ઞા સાંભળી મંત્રી આશ્ચર્ય પામ્યો અને બોલ્યો કે "આપ આ શું કહો છો ? જે માણસ એક નિર્જન પ્રદેશમાં નિવાસ કરે છે, જે માત્ર તપશ્ચર્યામાંજ સમય ગાળે છે અને સાંસારિક વિષયોથી ઉપરામ છે, તેને માટે આવી આજ્ઞા ?"

આ વચનો સાંભળી ખલિફા નારાજ થયો અને બોલ્યો કે "તમારે તેને લાવવોજ જોઇએ.' મંત્રીએ ખલિફાને આ કામથી અટકાવવા બહુ બહુ નિષેધ કર્યો; પણ કશું ફળ થયું નહિ. આથી નાછૂટકે તે જાફર સાદિકને તેડવા ગયો. ખલિફાએ પોતાના નોકરોને કહી રાખ્યું કે "જ્યારે સાદિક હાજર થાય અને હું મારા માથા ઉપરનો મુગટ ઉતારૂં કે તરતજ તમારે સાદિકનો શિરચ્છેદ કરવો."

કેટલાક વખત પછી ખલિફાની ઈચ્છા પ્રમાણે સાદિક ત્યાં આવ્યા, તે

વખતે મન્સુર ઉભો થઈ નમ્રભાવે તેમને સામો લેવા ગયો. સત્કારવચનો કહી તપસ્વીને ઉંચે આસને બેસાડયા અને પોતે નમ્રતાથી સામોજ બેઠો. આ જોઈ નોકરો આશ્ચર્ય પામી ગયા. કેટલીક વારે મન્સુરે તપસ્વી સાદિકને પૂછયું કે "આપને કંઇ આવશ્યકતા છે ?"

સાદિક બોલ્યા "માગવાનું તો એજ છે કે, ફરી વાર મને તેડાવીને મારા તપમાં વિઘ્ન નાખશો નહિ."

તપસ્વી જાફર સાદિકની આ માગણી મન્સુરે મંજુર કરી અને પછી તેમને માનપૂર્વક વિદાય આપી; પરંતુ તપસ્વીને વિદાય કર્યા પછી તરતજ મન્સુરનું શરીર કંપવા લાગ્યું અને તે મૂર્ચ્છિત થઇ પડયો. કોઇ કહે છે કે, ત્રણ દિવસસુધી તે બેભાન રહ્યો હતો; તો કોઇ કહે છે કે, મૂર્ચ્છાને લીધે તેની ત્રણ નમાજો રહી ગઇ હતી. પછી જ્યારે તેને સાન આવ્યું, ત્યારે મંત્રીએ પૂછયું કે "આપને આમ થવાનું કારણ શું ?"

મન્સુરે કહ્યું કે, જ્યારે સાદિક મારી પાસે આવ્યા, ત્યારે મેં જોયું તો તેમની સાથે એક ભયંકર સર્પ હતો અને એ સર્પ પોતાની ફેણ પહોળી કરી મને સૂચવતો હતો કે 'જો તું સાદિકને પીડીશ, તો હું તને કરડી ખાઇશ.' એ સર્પની બીકથી હું શું બોલ્યો, એ પણ ભૂલી ગયો અને મેં તેમની પાસે ક્ષમા માગી તથા તે ગયા પછી હું બેભાન બની ગયો.

એક દિવસ તપસ્વી દાઉદ તાઈ મહાત્મા જાફર સાદિકની પાસે આવી બોલ્યો કે "પ્રભુની પ્રેરણા પામેલા પેગંબર સાહેબના હે સુસંતાન ! મારૂં અંતઃકરણ વાસનાઓથી મલિન થઇ ગયું છે; માટે આપ કૃપા કરીને મને ઉપદેશ આપો." આ સાંભળી મહાત્મા સાદિકે કહ્યું કે "તપસ્વી દાઉદ ! તમે એક મહાવિરાગીતરીકે પ્રખ્યાત છો, તમને મારા ઉપદેશની જરૂર ન હોય."

આ સાંભળી દાઉદ બોલ્યો કે "હે પેગંબરના પ્રખ્યાત વંશધર ! આપ સૌમાં શ્રેષ્ઠ છો; એટલે આપે ઉપદેશ કરવો યોગ્યજ છે. સાદિક બોલ્યા કે "પ્રિય દાઉદ ! મારેમાટેજ મને શંકા છે કે, કયામતને* દિવસે મારા માતામહ

* "મરણ પછી જીવોની શી દશા થાય છે ?" એ વિષે મુસલમાનોની માન્યતા એવી છે કે, આત્મા મરણ પછી પણ કબરમાં દેહનો આશ્રય કરીને રહે છે. એક વખતે જ્યારે પૃથ્વીનો પ્રલય થશે, ત્યારે બધા આત્મા પાછા કબરો-માંથી બેઠા થશે ને ઈશ્વરની પાસે તેમનાં પાપ-પુણ્યોનો ન્યાય થશે. તેમાં પુણ્ય-વાળાને સ્વર્ગ તથા પાપીઓને નરક મળશે. એ સમયે હજરત મહમદ પેગંબર

( તેમની માતાના પિતા હજરત મહમદ સાહેબ ) મારા તરફ આંગળી કરીને કહેશે કે 'તેં શામાટે મારૂં અનુસરણ નથી કર્યું ?' વંશપરંપરાને લીધે કાંઈ ઉપદેશક થઇ શકાય નહિ, એ તો જે સદાચારપરાયણ રહે તેનાથીજ થઈ શકે. "

આ સાંભળી દાઉદનું અંતઃકરણ ભરાઇ આવ્યું, તેનાથી રડી પડાયું. પછી તે બોલ્યો કે " હે પ્રભો ! પેગંબર સાહેબના પવિત્ર લોહીનાં રજકણો જેના શરીરમાં મિશ્ર થયેલાં છે, જેનું ચરિત્ર ધર્માચાર્યના ચરિત્રનો ઉત્તમોત્તમ નમુનો છે, જેના માતામહ ખુદ પેગમ્બર સાહેબ પોતેજ છે ને જેની જનેતા પરમ ધાર્મિક છે, એવા મહામાન્ય તપસ્વી જાફર સાદિક પોતેજ જ્યારે પોતાના ચરિત્રવિષે આટલા બધા અભિમાનરહિત હોય, તો પછી મારા જેવા રંક દાઉદનું શું ગજું, કે તે પોતાના આચરણનું અભિમાન કરી શકે ! "

એક દિવસે મહાત્મા જાફર સાદિક પોતાના બંધુઓને કહેવા લાગ્યા કે "ચાલો, આપણે માંહોમાંહે એવો ઠરાવ કરીએ કે, આપણામાંના જે જે ક્યામતને દિવસે મુક્તિ પામે, તેમણે પરમેશ્વરની પાસે આપણામાંના બાકીના માણસોના પાપની ક્ષમામાટે સિફારસ કરવી." આ સાંભળી જાફર સાદિકને બીજા મિત્રો કહેવા લાગ્યા કે "હે સાદિક ! અમારી એવી સિફારસની આપને શી જરૂર છે ? આપના માતામહજ આખી દુનિયાનાં માણસોની સિફારસ કરનાર છે, તે તમને તો નજ ભૂલે ને ?" સાદિક બોલ્યા કે "હું મારા ચરિત્રમાટે ક્યામતને દિવસે મારા માતામહ તરફ દૃષ્ટિપાત કરવાને પણ શરમાઉં છું."

સાદિકે એક વાર ઉત્તમ પ્રકારનું વસ્ત્ર ધારણ કરેલું જોઇને કોઇએ તેમને કહ્યું કે "આપ તો પેગંબર સાહેબના વંશજ છો; આપને આવાં કિંમતી વસ્ત્ર પહેરવાં શોભે નહિ." આ વચન સાંભળી સાદિકે એ બોલનારનો હાથ પકડી પોતે પહેરેલા એ કિંમતી વસ્ત્રની નીચે રહેલું બીજું જાડું ખરબચડું વસ્ત્ર બતાવ્યું અને કહ્યું કે "આ ઉપરનું વસ્ત્ર તો લોકોને માટે છે અને જે નીચેનું વસ્ત્ર છે તે ઇશ્વરને માટે છે."

એક વાર કોઇએ સાદિકને કહ્યું કે "આપ ઉત્તમ વંશમાં જન્મેલા હોઈ

---

સાહેબ અથવા અન્ય કોઈ ઇશ્વરના કૃપાપાત્ર મહાપુરુષો જેને ક્ષમા આપવાની વિનતિ કરશે, તેને ઇશ્વર પાસેથી ક્ષમા મળશે. પ્રલય પછી આ પ્રમાણે આત્માનું જે ઉત્થાન થવાનું છે, તેને 'ક્યામત' નામ આપેલું છે.

એ વંશની શોભારૂપ છો અને તેથી આપે અભિમાન લેવા જેવું છે." આ સાંભળી સાદિક બોલ્યા કે "ના, હું એથી અભિમાની થઇશ નહિ; પરંતુ એમાં મારૂં અહોભાગ્ય સમજીશ." જ્યારે માણસ પોતાનું અભિમાન વિસર્જન કરે છે, ત્યારેજ તેનામાં ઈશ્વરી પ્રકાશ ઉતરી આવે છે. માણસે પોતાના શરીરનાં કુળ–જાતિનું અભિમાન રાખવું જોઇએ નહિ; પરંતુ ઈશ્વરના મહિમામાં પોતાની પ્રતિષ્ઠા અને અભિમાનને ગાળી દેવામાં ગૌરવ માનવાનું છે.

એક માણસની રૂપીઆની થેલી ખોવાયલી હોવાથી તેણે સાદિકને ચોર સમજી તેમને પકડી લીધા. એ બિચારો, તપસ્વી સાદિકને ઓળખતો ન હતો. સાદિકે તેને પૂછયું કે "તમારી થેલીમાં કેટલા રૂપીઆ હતા?" તેણે કહ્યું કે "હજાર રૂપીઆ." પછી સાદિક તેને સાથે લઇ પોતાને ઘેર ગયા અને ઘરમાંથી હજાર રૂપીઆ તેને આપ્યા. કેટલેક કાળે એ માણસને પોતાના ખોવાયેલા રૂપીઆ બીજે ઠેકાણેથી મળી આવ્યા, ત્યારે તેણે સાદિકે આપેલા રૂપીઆ લઇ પાછો આવીને કહ્યું કે "બંધુ! મેં ભૂલ કરી છે. આપે રૂપીઆ લીધેલા નહિ, તેમ છતાં મેં આપની પાસેથી રૂપીઆ લીધા છે, માટે હવે આપ આપના પૈસા પાછા લ્યો."

સાદિક બોલ્યા કે "આપેલી વસ્તુ હું પાછી લઇ શકીશ નહિ." હંવેજ પેલા માણસને ખબર પડી કે, આ તો મહાતપસ્વી જાફર સાદિક છે; અને એથી તે અત્યંત શરમીંદો થઈ ગયો!

એક દિવસ તપસ્વી સાદિક, કોઇ રસ્તા ઉપર ઈશ્વરનું નામ મોટેથી ઉચ્ચારતા ચાલ્યા જતા હતા. તેમની પાછળ પાછળ બીજો પણ એક દુઃખી માણસ "હે ખુદા! હે પરવરદિગાર!" એમ બોલતો ચાલ્યો જતો હતો. સાદિક બોલ્યા કે "હે ખુદા! આજે તો પહેરવાને તેમજ ઓઢવાને કશું પણ નથી." તેજ વખતે ઈશ્વરકૃપાથી અલૌકિક રીતે કેટલાંક ઉત્તમ વસ્ત્રો તેમને પ્રાપ્ત થયાં. તપસ્વી સાદિકે તે વસ્ત્ર સ્વીકારી લીધાં, ત્યારે પેલો દુઃખી બોલ્યો કે "ખુદાનું નામ બોલવામાં તો હું પણ આપની સાથે હતો, એટલે આ વસ્ત્રોમાં હું પણ ભાગીદાર કહેવાઉં; માટે આપનાં જીર્ણ વસ્ત્રો આપ મને આપો." આ વાત તપસ્વી સાદિકને વ્યાજબી જણાઈ, તેથી તેમણે પોતાનાં જીર્ણ વસ્ત્રો તેને આપી દીધાં.

એક માણસ તપસ્વી સાદિકની પાસે આવી બોલ્યો કે "હું ઇશ્વરનાં દર્શન કરવા ચાહું છું, તમે તેને મારી નજરે દેખાડો." સાદિક બોલ્યા કે "પરમેશ્વરે

મુસાપ્રતિ જે ફરમાન કરેલું છે, તે શું તમે સાંભળ્યું નથી? પરમેશ્વરે કહેલું છે કે 'મને જોઇ શકશો નહિ' એ વાત શું તમે ભૂલી ગયા?" પેલો માણુસ બોલ્યો કે "હા, બરાબર છે; પરંતુ હાલ તો પેગંબર મહમદ સાહેબનો ધર્મયુગ ચાલે છે, મુસાનો સમય તો ચાલ્યો ગયો." ત્યારે સાદિકે પોતાના અનુચરોને કહ્યું કે "આ માણુસને બાંધો અને નદીમાં નાખો." તપસ્વીની આજ્ઞા પ્રમાણે અનુચરોએ પેલા માણુસને બાંધ્યો અને નદીના પાણીમાં નાખ્યો તથા જરા વાર જળમાં રાખ્યા પછી બહાર ખેંચી લીધો; ત્યારે તે માણુસે ધાર્યું કે, મેં એમના આગળ દલીલ કરી, તેથી તેમણે મને આ સજા ફરમાવી હશે. આથી તે કહેવા લાગ્યો કે "હે પેગંબર સાહેબના વંશજ ! મને ક્ષમા કરો." આ પ્રમાણે બોલી આજીજી કરવા લાગ્યો, ત્યારે સાદિક સાહેબ બોલ્યા કે "એને ફરી વાર પાણીમાં ડૂબાડો." અનુચરોએ તેમ કર્યું. આ પ્રમાણે અનેક વાર તેને ડૂબાડયો અને બહાર કાઢયો. આ પ્રત્યેક વખતે તે કરગરીને ક્ષમાની પ્રાર્થના કરતો હતો. છેવટે જ્યારે તેને અત્યંત ઉંડા પાણીમાં નાખવાની આજ્ઞા થઇ, ત્યારે તો તે છેકજ નિરાશ થઈ ગયો. તેને લાગ્યું કે, અહીં કોઈ પણ મારૂં સાંભળનાર નથી અને આ વખતે તો મને અવશ્ય ડૂબાડી દેશે. પછી તો તેણે પ્રભુનું નામ પોકારીને પ્રાર્થના કરવા માંડી. આ જોઇને સાદિક બોલ્યા કે "હવે એને બહાર કાઢો." અનુચરોએ તેમ કર્યું. પછી થોડી વારે તે સ્વસ્થ થયા પછી તપસ્વી બોલ્યા કે "કેમ, ઈશ્વરને જોયો ?" તેણે કહ્યું કે "હું જ્યાંસુધી બીજાનો આશ્રય પકડી રહ્યો હતો, ત્યાંસુધીજ વચ્ચે આવરણ હતું; પરંતુ જ્યારે હું એક ઈશ્વરનેજ આશ્રય સમજીને તેને શરણે ગયો અને તેને માટે વ્યાકુળ બની ગયો, ત્યારે હૃદયનું દ્વાર ઉઘડી ગયું અને હૃદયમાં પ્રભુનાં દર્શન થયાં તથા મનની અશાંતિ દૂર થઇ ગઇ."

સાદિક બોલ્યા:—"બરાબર છે. જ્યાંસુધી તું મને સંભારીને સાદ મારતો હતો, ત્યાંસુધી તું મિથ્યાવાદી હતો; પણ હવે તારૂં હૃદયદ્વાર ઉઘડયું છે, તેને બંધ ન થવા દેતાં તેનું સાવધાનીથી રક્ષણ કરજે. **માણસે બીજા સર્વ આશ્રય છોડીને એક પ્રભુનોજ આશ્રય લેવો જોઇએ.**"

## મહાત્મા સાદિકનાં ઉપદેશવચનો

જે પાપનો આરંભ કરતાં પ્રભુનો ડર લાગે છે અને જે પાપના અંતમાં પ્રભુ પાસે ક્ષમાની પ્રાર્થના થાય છે, તે પાપ પણ સાધકને ઈશ્વરની સમીપ લઇ જાય છે; પરંતુ જે તપશ્ચર્યાના આરંભમાં અહંભાવ અને અંતમાં 'મેં

તપ કર્યું" એવું અભિમાન ઉપજે છે, તેવી તપશ્ચર્યા પણ તપસ્વી સાધકને ઇશ્વરથી દૂર રાખે છે.

અહંકારી સાધકને સાધક પણ કહી શકાય નહિ. તે તો મહા અપરાધી છે; પરંતુ જે માણસ પાપી હોવા છતાં પણ પ્રભુની પ્રાર્થના કરનારો છે, તે સાધકમાં ગણાવા યોગ્ય છે.

"સહનશીલતાવાળો ઋષિ શ્રેષ્ઠ કે કૃતજ્ઞ ધનવાન શ્રેષ્ઠ?" એવો એક વાર કોઇએ પ્રશ્ન કરતાં સાદિક બોલ્યા કે "સહનશીલતાવાળો ઋષિ શ્રેષ્ઠ છે; કેમકે ધનવંત ગમે તેટલો ભલો હોય, તોપણ તેનું મન લક્ષ્મીના વિચારોમાં રોકાયલું હોય છે અને તપસ્વી ઋષિનું હૃદય તો ઇશ્વરના વિચારોમાંજ સદા ગુંથાયેલું હોય છે."

પશ્ચાત્તાપવિના સાચી સાધનાનો આરંભજ થતો નથી; માટે પશ્ચાત્તાપનેજ ઇશ્વરની સાધનાનું પૂર્વ અંગ કહેલું છે.

પરંતુ પશ્ચાત્તાપના વિચારો પણ ઇશ્વરસ્મરણ કરતી વખતે તો અંતરાયરૂપજ છે, એટલે તે સમયે તો તે વિચારોને પણ કાઢી નાખવા; એટલુંજ નહિ પણ ઇશ્વરના સ્મરણકાળે બીજા તમામ વિચારો અને પદાર્થોને કાઢી નાખવા, કે જેથી ઇશ્વર પોતેજ, તે તમામ ઇષ્ટ વસ્તુઓનું સ્થાન ગ્રહણ કરે.

ઇશ્વર કહે છે કે "હું મારી પોતાની સ્વાભાવિકી કરુણાથી માણસને તેની ઇચ્છા કરતાં પણ વિશેષ આપું છું."

જે માણસ જીવનનિર્વાહને માટે નીતિપૂર્વક વ્યવહાર કરે છે, તેને પણ ઇશ્વરનો મહિમા સમજાય છે; પરંતુ જે માણસ ઇશ્વરનેજ માટે જીવનનો નિર્વાહ કરે છે, તે તો ઇશ્વરનેજ પ્રાપ્ત કરી શકે છે.

અમાવાસ્યાની ઘોર અંધારી રાત્રે કાળા પથ્થર ઉપર રહેલી ઝીણામાં ઝીણી કીડીની પેઠે ઇશ્વર માનવહૃદયમાં ગૂઢરૂપે રહ્યો છે.

જ્યારે મારા નામને લોકો 'ઉન્મત્ત' કે 'મસ્ત' બોલીને નિંદશે, ત્યારેજ મારા મનમાં ગૂઢ તત્ત્વજ્ઞાનનો ઉદય થઇ શકશે. મનુષ્યને જો સમજુ શત્રુ મળ્યો હોય તો એ પણ તેનું સદ્ભાગ્યજ સમજવું.

નીચે ગણાવેલા ચાર પ્રકારના માણસથી ચેતીને રહેવું:-(૧)જૂઠું બોલનારો-આનો સંગ કરવાથી તો સદા ઠગાવાનુંજ છે. (૨) મૂર્ખ-આ માણસ ભલે તમારો શુભેચ્છક હોય, તોપણ તેની મૂર્ખતાથી તમારૂં અશુભજ થવાનું. (૩) કંજુસ અથવા લોભી-આ માણસ પોતાના સ્વાર્થને ખાતર તમને કોઇ વાર પુષ્કળ હાનિ પહોંચાડશે.(૪) નીચ હૃદયવાળો-આ માણસ આપત્તિસમયે તમારો નાશ કરશે.

## ૨–તપસ્વી આવિસ–કરણી

મહાપુરુષ મહમદ પેગંબર હયાત હતા, ત્યારે તપસ્વી આવિસ પણ જીવતા હતા. કરણ નામના દેશમાં નિવાસ હોવાથી તેમનું નામ આવિસ–કરણી પડયું હતું. હજરત મહમદ પેગમ્બર સાથે એમનો પ્રત્યક્ષ મેળાપ થયો નહોતો; તોપણ બંનેના ચારિત્ર્યની સમાનતા ઘણી હતી. પ્રત્યક્ષ મેળાપ ન થવા છતાં પણ એ મહાપુરુષો એકબીજાને સારી રીતે ઓળખતા હતા. તપસ્વી આવિસકરણીને એકાંતવાસ પ્રિય હતો. આથી લોકોના સહવાસથી તે ઘણા દૂર રહેતા. એમને કુટુંબવર્ગમાં માત્ર એક વૃદ્ધ જનેતાજ હતી; ને એ જનેતા પણ અપાર ધર્મપરાયણા હતી; પણ તે આંખે અંધ હતી. આવિસ–કરણી ઉંટ ચારવાનો ધંધો કરી માતાનું તથા પોતાનું ગુજરાન ચલાવતા. હજરત મહમદ પેગમ્બરને આવિસના વૈરાગ્ય ઉપર તથા ધર્મશ્રદ્ધા ઉપર પ્રીતિ હતી, તેથી તેઓ ઘણી વાર પોતાના મંડળમાં આવિસની વાતો કરતા. પેગમ્બર સાહેબે પોતાના ધર્મપ્રચારક સાથી ઉમ્મર તથા અલિને ફરમાન કર્યું હતું કે, તમે જરૂર એક વાર સમય મેળવી આવિસ–કરણીનાં દર્શન કરવા જજો; તેને મારી સલામ કહેજો અને આપણા સંપ્રદાયના પ્રચારમાટે તેમને પ્રાર્થના કરજો.

મહાપુરુષ મહમદ પેગમ્બર સાહેબને જ્યારે પરલોકમાં જવાનો સમય થયો, ત્યારે શિષ્યોએ તેમને પૂછયું કે "આપનાં પવિત્ર વૈરાગ્ય–વસ્રો અમારે કોને આપવાં?" પેગંબર સાહેબે કહ્યું કે "એ વસ્રો આવિસ–કરણીને આપજો." પેગમ્બર સાહેબના પરલોકગમન પછી ઉમ્મર કુફાશહેરમાં આવ્યા અને ત્યાં ખુત્બો (એક પ્રકારની પ્રભુપ્રાર્થના) પઢતી વખતે એકઠા થયેલા લોકોને પૂછયું કે "તમારામાંથી કોઇ કરણનો રહેવાસી છે?" આ વખતે કેટલાક બોલી ઉઠયા કે "હા, અમે કરણના રહેવાસી છીએ." ઉમ્મરે પૂછયું કે "તમે આવીસની હકીકત જાણો છો?" તેમણે કહ્યું કે "હા, અમે તેને ઉન્મત્ત ગણીએ છીએ. તે લોકસંસર્ગનો ત્યાગ કરી વગડામાં વસે છે." ઉમ્મરે પૂછયું કે "તે હમણાં કયાં છે?" પેલા માણસોએ કહ્યું કે "હમણાં તે સરણાના જંગલમાં ઉંટ ચરાવતો હશે. દહાડો આથમી ગયા પછીજ માત્ર એક વાર તે લૂખો રોટલો ખાય છે. તે ગામમાં આવતો નથી, તેમ કોઇ માણસોનો સહવાસ કરતો નથી. તે સુખ–દુઃખની પણ દરકાર કરતો નથી. લોકો જ્યારે

હસે ત્યારે તે રૂએ છે ને લોકો રૂએ ત્યારે તે હસે છે." આ સાંભળી ઉમ્મર અને અલિ જે અરણ્યમાં આવિસ રહેતો હતો, તે અરણ્યમાં ગયા. જઇને જોયું તો આવિસ નિમાજ પઢતો હતો. પોતાની પાસે કોઇ માણસો આવ્યા છે, એમ જાણતાં આવિસે નિમાજ પૂરી કરી અને આવનારને નમન કર્યું. ઉમ્મર અને અલિએ પણ સામું નમન કર્યું અને પૂછયું કે "આપનું નામ શું?" તેણે કહ્યું કે, મારૂં નામ "અબ્દુલ્લો." (પરમાત્માનો દાસ.) ઉમ્મરે કહ્યું કે "ઇશ્વરના દાસ તો આપણે બધા છીએજ, પણ આપનું ખરેખરૂં નામ શું?" તેણે કહ્યું કે "મારૂં નામ આવિસ." ઉમ્મરે કહ્યું કે "કૃપા કરીને આપનો જમણો હાથ બતાવશો?" તેમ કરતાં જોયું તો તેમાં ધોળાં ધોળાં ચિહ્નો જણાયાં કે જે નિશાનીથી ઓળખવાનું તેમને પેગમ્બર સાહેબે પણ કહેલું હતું. એંધાણ મળતાંજ ઉમ્મરે તેના હાથને ચુંબન કર્યું અને કહ્યું કે "મહાપુરુષ પેગમ્બર સાહેબે આપને સલામ કહાવી છે અને પોતાનાં વૈરાગ્ય-વસ્ત્રો આપને મોકલાવ્યાં છે. વળી પોતાના સંપ્રદાયમાટે આશીર્વાદ આપવા આપને આગ્રહ કરેલો છે." આવિસ બોલ્યા કે "આશીર્વાદ આપવાને તો આપજ અધિકારી છો. આપના કરતાં શ્રેષ્ઠ કોણ છે?" ઉમ્મરે કહ્યું કે "અમે તો આશીર્વાદ આપીએજ છીએ; પણ પેગમ્બર સાહેબે આપને આગ્રહ કરેલો છે, તો તેમનું આપ માન રાખો." આવિસ બોલ્યા કે "ભાઇ ઉમ્મર! ઉંડો વિચાર કરીને જોતાં મને જણાય છે કે, પેગમ્બર સાહેબે જે માણસની વાત કરી છે તે હું નહિ, પણ બીજું કોઇ હશે." ઉમ્મરે કહ્યું કે "પેગમ્બર સાહેબે આપના શરીર ઉપરનાં જે જે એંધાણો કહેલાં હતાં, તે તમામ એંધાણો મળ્યાં છે." આવિસ બોલ્યા કે "પહેલાં એ વૈરાગ્ય-વસ્ત્રો મને બતાવો, પછી આશીર્વાદ આપીશ." આથી ઉમ્મરે આવિસ-કરણીને વસ્ત્રો આપ્યાં. કેટલીક વાર તે વસ્ત્રો સામું જોઇ રહ્યા ને બોલ્યા કે 'જરા થોભો.' પછી તે થોડે દૂર જઇ ભોંય ઉપર માથું મૂકી બોલ્યા કે "હે ખુદા! તમામ ઈસ્લામી બિરાદરો જ્યાંસુધી આ વસ્ત્રો મને આપે નહિ, ત્યાંસુધી એ વસ્ત્રો હું કેમ પહેરી શકું? હઝરત પેગમ્બર સાહેબે, ઉમ્મરે અને અલિએ તો પોતપોતાનું કામ પૂરૂં કર્યું છે; પણ હે પરવરદગાર! હવે આપ આપની આજ્ઞા દર્શાવો." એટલે તરતજ આકાશવાણી× થઇ. થોડી વાતચીત કર્યા પછી ઉમ્મરે તેમને પૂછયું કે "હે ધર્મપ્રાણ

×હૃદયરૂપી આકાશમાંથી અંતર્યામીનો અવાજ અથવા પ્રેરણા મહાપુરુષો મેળવે છે, તે પણ "આકાશવાણી" કહી શકાય. સંપાદક

આવિસ! આપે કોઇ વાર પેગમ્બર સાહેબનાં દર્શન કેમ કર્યાં નહિ?" ત્યારે આવિસે પૂછ્યું કે "શું તમે તેમનાં દર્શન કર્યાં છે?" ઉમ્મર બોલ્યા કે "હા." આવિસ બોલ્યા કે "મને તો લાગે છે કે, તમે પેગમ્બર સાહેબે પહેરેલાં વસ્ત્રોનાંજ દર્શન કરેલાં હશે; નહિ તો કહો જોઇએ કે, તેમની ભ્રકુટિઓ જોડાયેલી હતી કે નોખી નોખી?" આવિસના આ પ્રશ્નનો યથાર્થ ઉત્તર બંને પૈકી કોઇથી આપી શકાયો નહિ. પછી આવિસે પૂછ્યું કે "શું તમે હઝરત પેગમ્બર સાહેબના સખા છો?" ઉમ્મરે 'હા' કહેતાં આવિસે કહ્યું કે "જો તમે તેમના સખા-સાથી હતા, તો જે દહાડે શત્રુઓએ પેગમ્બર સાહેબના દાંત તોડી નાખ્યા, તે દહાડે તમે તમારા પોતાના દાંત કેમ પાડી નાખ્યા નહિ?" આટલું બોલી આવિસે પોતાનું મોં પહોળું કર્યું, તો તેમાંના તમામ દાંત પાડી નાખેલા જણાયા. પછી તે બોલ્યા કે "મેં પેગમ્બર સાહેબનાં સ્થૂલદષ્ટિએ તો દર્શન કરેલાં નથી, પણ તેમના દાંતની જે હાલત થઇ, તેવીજ હાલત મારા દાંતની કરી છે; મારા તમામ દાંત એક સાથેજ પાડી નાખત, પણ મન કાબુમાં ન રહ્યું એટલે એકે એકે કરીને તોડી નાખ્યા છે." આ સાંભળતાંજ ઉમ્મર અને અલિ શરમીંદા થઇ ગયા. તેમને ખાત્રી થઇ કે, જે પ્રભુનો ખરેખરો ભક્ત હોય છે, તેની ગુરુભક્તિ પણ અદ્‌ભુતજ હોય છે. તે બંને પરસ્પર વાતો કરવા લાગ્યા કે "આ પુરુષે પેગમ્બર સાહેબનાં દર્શન કર્યાં નથી; છતાં પણ તેમની તેમના ઉપર કેટલી બધી શ્રદ્ધા છે! આ મહાત્મા પાસેથી આપણે હજી ઘણું ઘણું શીખવા જેવું છે." પછી ઉમ્મરે કહ્યું કે "આવિસ! તમે અમારેમાટે ખુદાની બંદગી કરો." આવિસે કહ્યું કે "**વિશ્વાસ અને પ્રેમ એ જૂદી જૂદી વસ્તુઓ છે. એકલો વિશ્વાસ એ કાંઇ પ્રેમ નથી,** તોપણ હું મારી દરેક નમાજમાં પ્રભુની પ્રાર્થના કરૂં છું કે "હે ખુદા! તું વિશ્વાસુ સ્ત્રીપુરુષોના ગુન્હા માફ કર." ઉમ્મરે કહ્યું કે "મહાત્મા આવિસ! આપ અમને કાંઇ ઉપદેશ આપો." આવિસ બોલ્યા કે "ઉમ્મર! તમે પ્રભુને તો જાણો છો ને?"

ઉમ્મરઃ-"હા."

આવિસઃ-તો હવે તમે બીજું કશુંયે ન જાણો, તોપણ કાંઇ નુકસાન નથી.

ઉમ્મરઃ-હવે કાંઇ બીજો ઉપદેશ આપો.

આવિસઃ-ઉમ્મર! ઈશ્વર તમને જાણે છે?

ઉમ્મરઃ-"હા, જાણે છે.

આવિસઃ-તો હવે તમને બીજું કોઇ ન જાણે, તોપણ કાંઇ નુકસાન નથી.

ઉમ્મરઃ—બહુ સારૂં, હું આપને આપવાને કાંઇક રકમ પણ લાવ્યો છું.

એમ કહી તેમણે પોટકામાંથી કાંઇક કાઢવા માંડયું, ત્યાં તેમને અટકાવીને આવિસ બોલ્યા કે "તસ્દી લેવી રહેવા દો." એટલું બોલી આવિસે પોતાના ગજવામાંથી બે પૈસા બહાર કાઢયા ને કહ્યું કે "ઉંટ ચારીને આ મેળવેલા છે. એ બે પૈસા જ્યાંસુધી ખૂટી રહેશે નહિ, ત્યાંસુધી મારે કાંઇ જોઇશે નહિ." પછી કહ્યું કે "તમે મને શોધવા આવતાં ઘણો શ્રમ વેઠયો છે, હવે પાછા પધારો. કયામતના દિવસે આપણે એવા નીરાંતે ભેગા થઇશું કે પછી કદી નોખાજ પડવાના નહિ. અત્યારે તો આપણે પરલોકમાટેનું ભાતું તૈયાર કરવા પાછળ કેડ બાંધવાની છે." આટલું બોલી તેમણે ઉમ્મર તથા અલિને વિદાય આપી. પછી આવિસ કુફાનગરમાં આવ્યા; પણ હરમના પુત્ર હયાનસિવાય તે બીજા કોઈને મળ્યા નહોતા.

હયાન કહે છે કે, મેં જ્યારે આવિસની હકીકત સાંભળી, ત્યારે તેમને મળવાને માટે મને ઘણી ઇચ્છા થઇ; જેથી કુફામાં આવીને હું તેમનો પત્તો શોધવા લાગ્યો. એક દહાડો મેં આવિસને અચાનક ફેરાત નદીમાં હાથ અને મોં ધોતાં જોયા. મેં એમનાં જે જે લક્ષણો સાંભળ્યાં હતાં, તે પ્રમાણે મેળવતાં હું એમને ઓળખી ગયો અને તેમની પાસે જઇ નમન કરી ઉભો રહ્યો. તે મારા તરફ એકીનજરે જોઇ રહ્યા ને મને સામું નમન કર્યું. મેં તેમના હાથનો સ્પર્શ કરવાની ઇચ્છાથી મારો હાથ લાંબો કર્યો, પણ તેમણે તો પોતાનો હાથ પાછો ખેંચી લીધો; તેથી મેં કહ્યું કે "આવિસ ! ખુદા આપના ઉપર રહેમ કરે તથા આપને માફી બક્ષે." આવિસની છેક મુફલિસ (ગરીબ) હાલત જોતાં સ્નેહભાવે મારૂં મન પીગળી ગયું અને મારી આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. એ જોઇને આવિસ પણ રડી પડયા ને બોલ્યા "અરે હરમના પુત્ર હયાન ! ખુદા તને લાંબી જીંદગી બક્ષે. તું શામાટે આવ્યો છે અને મારો પત્તો તને કોણ આપ્યો ?" મેં કહ્યું કે "આપે મારૂં તથા મારા બાપનું નામ કયાંથી જાણ્યું અને મને શી રીતે ઓળખ્યો ? હું કદી પણ તમારી ભેગો તો થયેલો નથી ?" તેમણે કહ્યું કે "જેનાથી કાંઇ પણ અજાણ્યું નથી, તેણે મને તમારી ઓળખાણ આપી છે, આત્માએ આત્માને ઓળખ્યો છે. શ્રદ્ધાભક્તિવાળા આત્માઓનો પરસ્પર અનાયાસે યોગ થાય છે." મેં કહ્યું કે "આપ મને મહાપુરુષ પેગમ્બર સાહેબના કાંઇક સમાચાર કહો તથા કાંઇક ઉપદેશ આપો." તેમણે કહ્યું કે "મેં કદી તેમનો દર્શનલાભ તો લીધો નથી, પણ તેમના

સમાચાર મેં બીજાની પાસેથી સાંભળેલા છે. વળી મેં કદી પણ એવી અભિલાષા કરીજ નથી કે હું ઉપદેશક,વક્તા કે વિવેચક બનું. મારૂં કામ તો બીજુંજ છે અને તેથી આવા વિષયમાં હું પડવા ચાહતો નથી; એટલે તમને પણ શો ઉપદેશ આપી શકું ?" મેં કહ્યું કે "કુરાનનું એક વચન તો બોલો. આપના મુખથી એટલું સાંભળતાં પણ મને અપાર લાભ થશે." તેમણે કહ્યું કે **"શયતાનથી છૂટીને ખુદાનો આશરો ગ્રહણ કરો."** આટલું કહેતાં કહેતાં તો તેમની આંખોમાં આંસુ ભરાઇ ગયાં. વળી તે બોલ્યા કે "ખુદા કહે છે કે, મેં માણસો તથા દેવોને મારી ઉપાસના કરવાને સરજેલાં છે. મેં આ ભૂમંડળ તથા નભોમંડળ અને તેની વચ્ચેના જે જે પદાર્થો સરજેલા છે, તે કાંઇ ખાલી વિનોદ વાસ્તે રચ્યા નથી, છતાં પણ ઘણાં ખરાં માણસો આ બાબતનું ભાન રાખતાં નથી." પરંતુ આટલું બોલતાંમાં તો જાણે કાંઇ ગુન્હો થઇ ગયો હોય તેમ તેઓ "હે પરવરદિગાર ! હે સુભાન અલ્લાહ !" એવો ઉચ્ચાર કરી ચીસ પાડી ઉઠયા અને મૂર્ચ્છિત બની ગયા. એ પછી કેટલીક વારે તે સ્વસ્થ થયા ને બોલ્યા કે "હયાન ! તું અહીં શામાટે આવેલ છે ?" મેં કહ્યું કે "હું એટલા વાસ્તે આવેલો છું કે આપની સાથે મારો સ્નેહ થાય ને તેથી હું સુખી થાઉં." આવિસ બોલ્યા કે "હું કાંઇ મોટો પ્રસિદ્ધ માણસ નથી. વળી **જે માણસ ઈશ્વરને છોડીને બીજાની સાથે સ્નેહ કરે, તે શું કદી સુખી થઇ શકે ?"** મેં કહ્યું કે "મને કાંઇક ઉપદેશ આપો." આવિસ બોલ્યા કે "જ્યારે સૂઇ જવું ત્યારે મોતને માથા ઉપર બેઠેલું સમજવું અને જ્યારે જાગ્રત થવું ત્યારે મોતને આંખ સામે ઉભેલું સમજવું. નાનામાં નાનો અપરાધ કરતાં પણ ઇશ્વરથી બ્હીવું. **જો પાપને તુચ્છ માનશો તો પ્રભુને પણ તુચ્છ માનશો.** " મેં પૂછયું કે "હવે મારે કયા દેશમાં રહેવું ?" તે કહે કે "શામદેશમાં." મેં પૂછયું "ત્યાં મારો નિર્વાહ શી રીતે ચાલશે ?" તે કહે કે **"જેના હૃદયમાં ઉદરનિર્વાહની શંકા પ્રબળ હોય છે,** ( અર્થાત્ જેને એ વિષે પ્રભુમાં શ્રદ્ધા નથી બેઠી ) **તે માણસ ઈશ્વરના માર્ગનો ઉપદેશ ગ્રહણ કરી શકતો નથી.**" વળી તે બોલ્યો કે "એવા માણસોમાટે દુ:ખજ સરજેલું છે. હે હરમના પુત્ર ! તારા પિતા ગુજરી ગયા છે. આદમ, હવા, નુહ, ઇબ્રાહીમ, મુસા અને દાઉદ વગેરે અનેક આ લોક છોડીને ચાલ્યા ગયા છે. મહાપુરુષ મહમદ પેગમ્બર પણ પરલોક પરવર્યા છે અને મારો ભાઈ ઉમ્મર પણ મરણ પામ્યો છે." આટલું બોલી "હા ઉમ્મર !"

એવો નિઃશ્વાસ નાખી આવિસ રડવા લાગ્યા. મેં કહ્યું કે "પ્રભુ આપના ઉપર રહેમ કરે, ઉમ્મર તો જીવે છે." આવિસે કહ્યું કે "ના ના, એમ નથી. ખુદાએ હમણાંજ મને તેના મરણના સમાચાર આપ્યા છે. ભાઈ! આપણે બધાજ મોતના સૈન્યમાં ભળવાના છીએ; માટે આપણે બહુજ સાચવી સાચવીને ડગલાં ભરવાનાં છે." પછી તે મને આશીર્વાદ આપીને તથા પ્રભુની પ્રાર્થના કરીને બોલ્યા કે "હરમ! મારો તને એ ઉપદેશ છે કે, તું **ઈશ્વરી ગ્રંથની આજ્ઞા માનજે અને સત્પુરુષોએ આચરેલા માર્ગનું અનુસરણ કરજે.** એક પળ પણ મોતને ભૂલીશ નહિ. જ્યારે તું આપણા મંડળમાં જાય, ત્યારે આ ઉપદેશ આપજે. પ્રભુના ચાકરોને ઉપદેશ આપવામાં આળસ કરીશ નહિ. જેઓ પોતાના સંપ્રદાયનાં બંધારણને તોડી એક પગલું પણ અમર્યાદાથી ભરે છે, તે ધર્મભ્રષ્ટ થઇ નરકમાં પડે છે; અને પોતે કેવી અધોગતિમાં પડતો જાય છે, તેનું તેને ભાન પણ રહેતું નથી." વળી આવિસ બોલ્યા કે "હે હરમના પુત્ર! તું હવે વિદાય થા. હવે તું મને ફરીથી કદી પણ જોઇ શકીશ નહિ, તેમ હું પણ તને જોઈ શકવાનો નથી. તું મને બંદગી વખતે યાદ કરજે. હું પણ તને બંદગીસમયે યાદ કરીશ. તું આ માર્ગે જા, હું આ માર્ગે જાઉં છું." આટલું બોલી તે ઉભા થયા. મારી પ્રબળ ઇચ્છા હતી કે, હું તેમનો વધારે વખત સમાગમ કરૂં; પણ મને તેવો લાભ મળ્યો નહિ. જતાં જતાં તે રોવા લાગ્યા ને મને પણ રોવરાવ્યો. આવિસ ચાલ્યા તે માર્ગ તરફ હું આતુર લોચને તાકી રહ્યો. થોડી વારમાં તે અદશ્ય થયા અને તે પછી તેમના કાંઈ પણ સમાચાર મળ્યા નહિ.

રબિય કહે છે કે, એક દહાડો સવારની નિમાજ વખતે તેણે આવિસને જોયા હતા. નિમાજ પૂરી કરી તે નામજપમાં પ્રવૃત્ત થયા. બીજી નિમાજનો સમય થયો ત્યાંસુધી તેમણે જપ કર્યાજ કર્યો અને બીજા વખતની નિમાજ કરી લઇને પણ પાછો જપ આરંભ્યો અને તે પણ ત્રીજી નિમાજનો સમય થયો ત્યાંસુધી ચાલુ રાખ્યો. સમય થતાં ત્રીજી નિમાજ કરી લઇને પણ જપ ચાલુ રાખ્યો. આમ નિમાજો ઉપર નિમાજ અને જપ ઉપર જપ ચાલુજ રાખ્યાં. આ રીતે ત્રણ દહાડા અને ત્રણ રાત્રિસુધી તેમણે કાંઇજ ખાધું નહિ, તેમ શયન પણ કર્યું નહિ. ચોથી રાત્રે મેં આવિસને કાંઈક નિદ્રાવસ્થામાં પડેલા જોયા; પણ થોડી વારમાં તો તે એકદમ ઉભા થઈ ગયા અને બોલ્યા કે "હે પ્રભુ! આ તંદ્રાભરેલી આંખો અને ભૂખથી હેરાન કરતું પેટ મ્હારા

ઉપર જુલમ ગુજારે છે, તેનાથી છોડાવવા હું તારો આશરો ચાહું છું." આ સાંભળીને હું તો ચાલ્યો ગયો. પછી મ્હારા સાંભળવામાં આવ્યું કે, રાત્રે તે કદી શયન કરતા નહિ, આખી રાત્રિ ગોઠણભેર રહી જપમાંજ ગાળતા ને એકજ આસને તે આખી રાત્રિ પૂરી કરતા. એ દરમિયાન તેમને કોઇએ પૂછયું કે "આવિસ! તમારી ઉપાસના કેવી ચાલે છે ?" ત્યારે તેમણે જવાબ આપ્યો કે "મારા મનને સંતોષ થાય તેવી તો નહિજ અને તેથી હું પ્રભુ પાસે પગે લાગીને માગું છું કે "સુબહાન રબ્બી અન આલા." (હે મારા પવિત્ર પ્રભુ! તું સૌથી શ્રેષ્ઠ છે.) એ વાકય બોલતાં બોલતાંજ જાણે સવાર થઇ જાય તો કેવું સારૂં! હું ઇચ્છું છું કે, સ્વર્ગવાસીઓના જેવી ઉપાસના કરૂં, પણ તેમ કરી શકતો નથી, એથી અસંતોષી છું."

કોઇએ આવિસને પૂછયું કે "કોઈ માણસ ઉપાસનામાં મસ્ત છે કે કેમ તે શી રીતે જાણવું ?" તેમણે કહ્યું કે "નેતરની સોટી માર્યા છતાં પણ ઉપાસકને તેની ખબર ન પડે, ત્યારે તે બરાબર ઉપાસનામાં મગ્ન છે, એમ સમજવું." બીજા કોઇએ આવિસને પૂછયું કે "તમે હમણાં શું વિચારો છો ?" તેમણે કહ્યું કે "હું એ વિચારૂં છું કે મેં આજનું સવાર તો જોયું, પણ મોત મને આંજ સાંજસુધી બંદગી કરવાની તક આપશે કે કેમ ? તેની મને ખાત્રી નથી." કોઇએ કહ્યું કે "તમે કયાંસુધી પહોંચ્યા છો ?" આવિસ બોલ્યા કે "રસ્તો ઘણો લાંબો છે, ને હું ભાતાવગરનો છું."

એક વાર એમને ત્રણ દહાડાની લાંઘણો થઇ. રસ્તે જતાં ભોંયે પડી ગયેલી એક મુદ્રા તેમણે જોઇ. કોઇએ તે ખોયેલી હશે, એમ ધારી તેમણે તેને હાથ પણ અડાડયો નહિ અને પાસેના ઝાડવાનાં પાંદડાં ખાવા માંડયાં; એટલામાં તેમની પાસે એક કૂતરો મોંમાં ઉન્હો રોટલો લઇને આવ્યા અને તે તેમના આગળ મૂકી દઇને ચાલતો થયો. આ રોટલો પણ કોઇનો હશે, એમ માનીને આવિસે તે લીધો નહિ; ત્યારે કૂતરો પાછો આવ્યો અને આવિસને લેવાને ઇસારા કરી સૂચવવા લાગ્યો ત્યારેજ આવિસે તે રોટલો લીધો ને કૂતરો ચાલ્યો ગયો.

આવિસના પાડોશીઓએ કહેલું છે કે "અમે તો આવિસને ગાંડા જેવાજ માનતા. ઉપવાસ કર્યા પછી પારણું કયારે કરવું, તેનો પણ તે કશો નિયમ રાખતા નહિ. તે ખજુર વેચી જે પૈસા આવે તેનું અનાજ લઇ પારણું કરતા ને જે કાંઇ વધતું તે ગરીબોને વહેંચી આપતા. ગાભા જેવાં ફાટેલાં કપડાં

પહેરતા અને એજ એમનો હમેશનો પહેરવેશ હતો. સવારની નિમાજના વખતથી તે ઘરબહાર નીકળી જતા અને સાંજની નિમાજનો સમય પૂરો થાય ત્યારે તે પાછા ઓરડીએ આવતા. એ જ્યાં જતા ત્યાં છોકરાંઓ "ગાંડો આવ્યો" "ગાંડો આવ્યો" એવી બૂમો પાડી એમને પથરા મારતા અને તે વખતે એ હસીને છોકરાંને કહેતા કે **"ભાઇઓ ! તમને પથરા મારવામાં આનંદ આવતો હોય તો ખુશીથી મારો;** પણ પથરા નાના નાના મારજો કે જેથી લોહી ન નીકળે. જો લોહી નીકળશે તો પવિત્રતા દૂર થવાથી નિમાજ પઢી શકાશે નહિ." આવી રીતે એમને શરીરને માટે ચિંતા નહોતી, પણ નિમાજને માટે ચિંતા રહેતી.

આવિસને કોઇએ કહ્યું કે "પાસેના શ્મશાનમાં એક માણુસ છે તે ત્રીસ વર્ષથી કબ્રસ્તાનમાં તથા શ્મશાનમાંજ રહે છે અને શબ ઉપરનાં લૂગડાંથી ચલવી લે છે તથા વારંવાર રડે છે." આવિસે કહ્યું કે "તમે મને તેનો મેળાપ કરાવો." પછી માણુસો આવિસને એ શ્મશાનવાસી પાસે લઇ ગયા, કે જ્યાં તે શ્મશાનવાસી હાડપિંજર હોય તેવો બેઠો હતો અને રડતો હતો. ઘણી વાર રડ્યા પછી તે બેભાન જેવો બની ગયો. પછી થોડી વારે તે જાગૃતિમાં આવ્યો ત્યારે આવિસે તેને કહ્યું કે "હે ભાઇ ! આ શ્મશાનનો નિવાસ અને શબવસ્ત્રોનો પહેરવેશજ તને પ્રભુથી દૂર રાખે છે. હજુ તું એટલી પવિત્રતા મેળવી શક્યો નથી કે જેથી એ બંને વસ્તુઓની અપવિત્રતા તને હરકત કરી શકે નહિ. તારી હાલની દશામાં તો એવી વસ્તુઓ તારા પ્રભુપંથમાં અટકાયત કરનાર છે." આવિસના આ શબ્દો તે માણુસને સત્ય લાગ્યા. તેને પોતાની અયોગ્યતાનું અને ભૂલનું ભાન થયું. તરતજ તે ચીસ પાડી ઉઠ્યો ને તે સાથેજ કબર ઉપર પડી પ્રાણુરહિત થયો.

આવિસનું પાછળનું જીવન હજરત અલિની સાથે વસવામાં ગયું હતું અને તેમની સાથે ધર્મયુદ્ધમાં સામેલ થઇ તેમણે પોતાના પ્રાણુ છોડ્યા હતા. મુસલમાનોમાં એક સંપ્રદાયના માણુસો "આવિસી" કહેવાય છે. આવિસી સંપ્રદાયીઓ ગુરુની આવશ્યકતા માનતા નથી; કારણુકે આવિસે કદી હજરત પેગંબર સાહેબનાં દર્શન કર્યાં નહોતાં; તોપણુ પ્રભુના સંદેશા જાણે તેમને સદા મળ્યાજ કરતા હોય એમ તેમના જીવન ઉપરથી જણાયું છે.

## મહાત્મા આવિસનાં વચનો

(૧) ભલે તમે આ લોકના જેવી તો શું પણુ સ્વર્ગલોકના દેવોના જેવી

ઇશ્વરોપાસના કરો; પરંતુ જ્યાંસુધી તમને તેનાપર શ્રદ્ધા નહિ હોય, ત્યાંસુધી તમારી ઉપાસના માન્ય થનાર નથી.

૨–જે માણુસનો આ ત્રણ વસ્તુઓ ઉપર પ્રેમ છે, તેને ને નરકને વધારે છેટું નથી. ૧–સારાં સારાં ભોજન, ૨–સારાં સારાં વસ્ત્રો અને ૩–શ્રીમંતોનો સહવાસ.

૩–જેને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો છે, તેનાથી કશુંજ અજાણ્યું નથી. જેણે પરમાત્માને જાણ્યો છે, તેણે જાણુવાયોગ્ય બધુંજ જાણેલું છે.

૪–બાહ્ય એકાંત એ કાંઇ ખરી એકાંત નથી. મનમાં ચિંતા કે શંકાનો પ્રવેશ ન થાય એજ ખરેખરી એકાંત છે ને એવી એકાંતમાં જે રહે છે, તેજ ખરો એકાંતી અને સંગરહિત છે. જ્યારે દ્વૈતભાવ જાગ્રત થાય છે, ત્યારેજ શયતાન ઠગી શકે છે. હૃદયને સદા હાથમાં રાખવું. જો હૃદય હાથમાં હશે તો તેમાં કોઇને પેસવાનો રસ્તો નહિ મળે.

(૫) જેણે ઉચ્ચતા પ્રાપ્ત કરવી હોય, તેણે વિનયી બનવું; જેણે પુરુષાર્થ પ્રાપ્ત કરવો હોય, તેણે સાચા થવું; જેણે ગૌરવ પ્રાપ્ત કરવું હોય, તેણે ઇશ્વરથી બ્હીતા થવું; જેણે મહત્ત્વ પ્રાપ્ત કરવું હોય, તેણે ધૈર્યવાન બનવું; જેણે શાંતિ પ્રાપ્ત કરવી હોય, તેણે વૈરાગ્યવાન થવું ને જેણે સંપત્તિ પ્રાપ્ત કરવી હોય તેણે મોટાના આશ્રિત થવું.

# ૩–તપસ્વી અબુ મુર્ત્તાઝ

તપસ્વી અબુ મુર્ત્તાઝ પ્રભુપ્રેમ તથા વૈરાગ્યને માટે અતિશય પ્રસિદ્ધ પુરુષ થઇ ગયા છે. તેમણે ઘણી વાર એકાકી દેશપર્યટન કર્યું હતું. નેશાપુરમાં તેમનો નિવાસ હતો, તેમને તપસ્વી અબુ ઉસ્માન તથા ઝવનિદનો સહવાસ હતો; તેમજ તપસ્વી અબુ હાફિઝનાં પણ તેમણે દર્શન કર્યાં હતાં. શોનજીરા નામના સ્થાનમાં તેમણે ઘણો સમય ગાળ્યો હતો અને બગદાદમાં તેમનું મરણ થયું હતું.

તેઓ કહે છે કે "મેં તેર વર્ષસુધી તીર્થભ્રમણ કર્યું હતું, પણ મને લાગ્યું કે, મારૂં એ ભ્રમણ સાંસારિક ભાવથીજ થયું હતું; કેમકે એક વાર મારાં માતુશ્રીએ પાણી માગતાં મને તે ફરજ બજાવવામાં જરા કંટાળો

આવ્યો હતો. એ ઉપરથી મને સમજાયું કે, એ તીર્થભ્રમણથી મારા જીવનની લેશ પણ ઉન્નતિ થઇ નથી.

તપસ્વી અબુ મુર્ત્તાઝ બગદાદ શહેરની એક શેરીમાં થઇને એક દહાડો જતા હતા. ત્યાં તેમને તરસ લાગી, એટલે એક શ્રીમંત ગૃહસ્થને બારણે જઇ પાણી માગ્યું.

ગૃહસ્થની પુત્રી હાથમાં જળપાત્ર લઇ તેમની પાસે હાજર થઇ. મુર્ત્તાઝ કન્યાનું રૂપલાવણ્ય જોઇ મુગ્ધ થયા અને જળપાન કરીને ત્યાંજ બેસી ગયા. કેટલીક વાર પછી ઘરધણી તેમની પાસે હાજર થયો અને બેસવાનું કારણ પૂછ્યું.

મુર્ત્તાઝ બોલ્યા કે "ભદ્ર પુરુષ ! તમારા ઘરમાંથી મને પાણી તો મળ્યું છે; પણ પાણી દેનારીએ મારૂં હૃદય લઈ લીધું છે."

ઘરધણી બહુજ સહૃદય હતો. મહર્ષિ મુર્ત્તાઝને તેણે ઓળખ્યા. તેણે કહ્યું કે "મહાત્મન્! આપને પાણી આપનારી મારી પુત્રી છે. જો તેનું પાણિગ્રહણ કરવાની આપની અભિલાષા હોય તો હું ખુશીથી તે આપના ચરણમાં સમર્પી શકીશ."

મુર્ત્તાઝઃ—"હા, હું એવું ઇચ્છું છું."

પછી ઘરધણીએ પોતાનાં કુટુંબીજનોને નિમંત્રણ કરી મોટી ધામધૂમસાથે મુર્ત્તાઝને કન્યા પરણાવવા પેરવી કરી. રિવાજ પ્રમાણે ચાકરો તેમને સ્નાનગૃહમાં લઇ ગયા અને ફકીરીનાં વસ્ત્રો તેમના શરીરપરથી ઉતારી મૂલ્યવાન સુંદર વસ્ત્રો પહેરાવ્યાં. પછી તે નવવધૂની સંગે અંતઃપુરમાં ગયા અને લગ્નક્રિયાને લગતી ઉપાસનામાં જોડાયા; પરંતુ ઉપાસનાની શરૂઆત કરતાંજ તેઓ ઉચ્ચ સ્વરે બોલી ઉઠયા કે "અરે, જલદીથી મારી કફની (વૈરાગ્યવસ્ત્ર) લાવી આપો." આમ કહી તરતજ તેમણે પેલાં કિંમતી વસ્ત્રાભૂષણ કાઢીને ભોંયે ફેંકી દીધાં અને પાછી કફની પહેરી લઈ ત્યાંથી ચાલી નીકળ્યા.

આમ કરવાનું કારણ લોકોએ મહાત્માને પૂછતાં તે બોલ્યા કે "ઉપાસનાને વખતે હું આ પ્રકારનો ગુપ્ત અવાજ સાંભળી શકયો કે 'અરે ત્યાગી ! મારા અભિપ્રાયની વિરુદ્ધ જઇ તેં એક વાર નારી તરફ દૃષ્ટિપાત કર્યો તેને પરિણામે હજી તો માત્ર તારી ત્યાગની કફનીજ ઉતરી ગઈ છે; પરંતુ હજી પણ તેમ કરવું જારી રાખીશ તો તારા અંતરમાંનું ધર્મવસ્ત્ર પણ ઉતરી જશે.'"

એક વખતે એ મહાત્માને કોઇએ પૂછયું કે "અમુક માણસ પાણી ઉપર પણ ચાલી શકે છે અને આકાશમાં પણ ઉડી શકે છે." મહાત્માએ કહ્યું કે,

'મને એમાં બહુ મહત્ત્વ દેખાતું નથી. જે માણુસ પોતાની ઇંદ્રિયોને કાબુમાં રાખી શકે છે, તે જલચારી અને આકાશવિહારી મનુષ્ય કરતાં પણ શ્રેષ્ઠ છે.'

### આ મહાત્માનાં વચનામૃત

(૧) 'મારૂં ધર્માચરણ મને નરકનાં દુઃખોથી બચાવીને સ્વર્ગમાં લઈ જાય' એવું જે ઇચ્છે છે, તે નિર્ભય નથી; પરંતુ જે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી તેની પ્રીતિ અર્થેજ ધર્માચરણ કરે છે, તેજ નિર્ભય છે અને પ્રભુ તેનેજ પોતાની હજુરમાં લેશે.

(૨) "શા ઉપાયથી પ્રભુકૃપા પ્રાપ્ત થાય?" એમ કોઇએ પૂછતાં એઓ બોલ્યા કે "પ્રભુપ્રેમમાં અંતરાયરૂપ આ સંસાર અને બાહ્યજીવન ઉપરની આસક્તિ કાઢી નાખવાથી."

(૩) લૌકિક ભોગોથી ઉપરામતા, ઇશ્વરી આજ્ઞાનું પાલન અને ઇશ્વરેચ્છાથી જે કાંઇ થાય તેમાં રાજી રહેવું, એ સાચી પ્રભુભક્તિનાં લક્ષણો છે.

(૪) ઇશ્વરના માર્ગમાં વિરોધી હોય એવી વસ્તુઓપર આસક્તિ રાખવી અને કુદરતની સજા ભોગવવાની તૈયારી કરવી, એ બંન્ને સરખાં છે.

(૫) વ્યવહારને શુદ્ધ રાખવાના બે ઉપાય છેઃ-(૧) ધીરજ અને (૨) પ્રેમ.

(૬) સાધુજનોમાટે પણ સત્સંગ શ્રેયસ્કર છે. જે સત્સંગથી દૂર રહે છે, તે રોગરહિત નથી.

(૭) એક વાર ઉપદેશ આપતાં એ મહાત્માએ શ્રોતાઓને કહ્યું હતું કે 'તમારે **મારા કરતાં ઉત્તમ** માણસ પાસે જવું ઘટે છે અને મારે **તમારા કરતાં ઉત્તમ** માણસો પાસે જવું ઘટે છે.'

## ૪-તપસ્વી અબુ અલી મહમદ

તપસ્વી અબુ અલી મહમદ નશાપુરની એક સાધારણ મસ્જીદના ધર્મોપદેશક હતા. તપસ્વી અબુ હાફેઝ અને હમદુનના સમાગમનો તેમને લાભ મળ્યો હતો. વ્યવહાર તથા પરમાર્થજ્ઞાનમાં તેઓ પારંગત હતા. તે સમયમાં ચાલતી લોકનીતિના શાસ્ત્રમાં તથા ધર્મશાસ્ત્રમાં તેઓ મુખ્ય પંડિત મનાતા. પ્રભુપ્રાપ્તિ માટે તેમણે બધું છોડી દઇ વૈરાગ્ય ગ્રહણ કર્યો હતો અને તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં નિમગ્ન રહેતા હતા. છેવટે તેમણે સુફી મંડળમાં ભળીને ધર્મપ્રચાર કર્યો હતો. તેઓ જેવા પંડિત હતા, તેવાજ સરસ વક્તા હતા.

તેમનો એક પડોશી વખતોવખત પથ્થર ફેંકીને પક્ષીઓને ઉડાડી મૂકતો હતો. એક દહાડો તેણે ફેંકેલો પથ્થર તપસ્વી અલી મહમદને વાગ્યો, જેથી તેમના માથામાંથી ઘણું લોહી વહેવા લાગ્યું. આ જોઇ તપસ્વીના એક ભક્તિવાન બંધુએ પથ્થર ફેંકનાર ઉપર ફરિયાદ માંડી. તપસ્વીએ તે ફરિયાદ પાછી ખેંચી લેવરાવી અને પોતાના એક શિષ્ય સાથે એક લાંબી લાકડી પેલા પથ્થર મારનારપર મોકલી આપીને કહેવરાવ્યું કે "ભાઇ! હવેથી તું આમ છુટો પથ્થર મારીને પંખી નહિ ઉરાડતાં આ લાકડીથીજ ઉરાડજે."

મહર્ષિ અબુ અલી મહમદે એક વાર જોયું કે, ત્રણ પુરુષો અને એક સ્ત્રી મળીને એક મડદાને ખાંધે ઉપાડી લઇ જાય છે. સ્ત્રીને મડદું ઉપાડતી જોઇ તેમને આશ્ચર્ય થયું. તેઓ પોતે તરતજ ત્યાં ગયા અને સ્ત્રીને રજા આપી તેની જગ્યાએ પોતે ગોઠવાઇ કબરસ્તાનમાં ગયા. પ્રાર્થનાદિ વિધિપૂર્વક મડદાને કબરમાં દાટી રહ્યા પછી તેમણે પેલા ત્રણ માણસોને પૂછયું કે "તમે મડદાને ઉપાડવા માટે સાથે સ્ત્રીને કેમ લીધી? કોઇ પુરુષ ન મળ્યો? પેલાએ ઉત્તર આપ્યો કે "મરનાર નપુંસક હોવાથી સૌ તેના તરફ ધિક્કારની નજરે જોતા અને તેના શબને અડવા પણ ઇચ્છતા નહોતા; માટે નાછૂટકેજ સ્ત્રીની મદદ અમારે લેવી પડી હતી." આ સાંભળી મહર્ષિના મનમાં મરનાર તથા તેનાં આશ્રિતોપ્રતિ દયાની લાગણી ઉભરાઇ આવી અને પોતાની પાસેથી કેટલીક રકમ તથા આટો મરનારનાં લાગતાં-વળગતાંને મોકલ્યાં.

આ મહર્ષિ હીજરી સન ૩૨૮માં નશાપુરમાં પરલોકવાસી થયા હતા.

## આ મહાપુરુષનાં વચનામૃત

(૧) માણસ ગમે તેટલાં શાસ્ત્રો શીખે, પણ જ્યાંસુધી તે સદ્‌ગુરુની દેખરેખ અને સેવામાં રહી આત્મશાસન શીખતો નથી, ત્યાંસુધી તેનું મનુષ્યત્વ ખરેખરૂં ખીલી શકતું નથી.

(૨) જે માણસ સાધુજનોનાં કથાકીર્તન કે ઉપદેશ સાંભળે છે, પરંતુ સેવા તથા સન્માનની કાળજી રાખતો નથી, તેને સત્સંગથી તથા સાધુદર્શનથી જે શુભ ફળ થવું જોઇએ તે થતું નથી; તેમજ સાધુ પુરુષોની કૃપાથી પણ તે વંચિત રહે છે.

(૩) સાચો પ્રભુપ્રેમ અને સત્યપરાયણતા, એ સર્વ શુભ કાર્યો અને સાધનાઓનું મૂળ છે. શુદ્ધ પ્રેમથીજ શુદ્ધ ધર્માનુષ્ઠાન થઇ શકે છે. જેનું મૂળ શુદ્ધ નથી, તેનાં ડાળ, પાંખડાં ને ફળ પણ શુદ્ધ હોઇ શકે નહિ.

# ૫–તપસ્વી અબુલ અબ્બાસ નહાઓન્દી

તપસ્વી અબુલ અબ્બાસ મહાજ્ઞાની અને વિરાગી પુરુષ હતા. તેઓએ કહ્યું છે કે "મારી સાધનાની શરૂમાં બાર વર્ષ સુધી હું સદા નીચે મોઢે રહેતો. એથી મારા અંતરમાં કેટલીક તત્ત્વપ્રાપ્તિ થઇ. કેટલાકો ઇશ્વરદર્શન–અથવા પ્રભુને પોતાનો બનાવવા ઇચ્છે છે; પરંતુ મને તો એજ આકાંક્ષા હતી કે, ઇશ્વર મને થોડીક ક્ષણો પણ એવી આપે, કે જે દરમિયાન હું પરમાત્મદર્શન પામું–અર્થાત્ હું કોણ છું ? કેવો છું ? અને કયાં છું ? એ વાત હું સ્પષ્ટ સમજી શકું.' મારી એ વાસના પણ ઘણા દહાડાસુધી પૂરી થઈ ન હતી.

તપસ્વી અબુલ અબ્બાસ ટોપીઓ શીવીને ગુજારો કરતા. તેઓ એક ટોપીના બે પૈસા કરતાં વધારે લેતા નહિ અને પહેલો જે ભિખારી તેમની પાસે આવતો, તેને તેમાંથી એક પૈસો આપી દઇ, બાકીનો એકજ પૈસો પોતાની ખોરાકીમાં વાપરતા. આવી રીતે બન્ને પૈસા વપરાઈ રહે, ત્યારેજ તેઓ બીજી ટોપી શીવવા બેસતા.

એ મહાત્માનો એક શિષ્ય હતો. તેની પાસે કેટલીક સંપત્તિ હતી. એ સંપત્તિમાંથી ધારા પ્રમાણે જે જકાત કાઢેલી હતી, તેમાંથી કોને દાન કરવું ? તે વિષે તેણે ગુરુજીને પૂછયું. મહાત્મા બોલ્યા કે " તને જે માણસ સુપાત્ર લાગે તેને આપજે. " શિષ્ય આ વાત સાંભળી ત્યાંથી બહાર ચાલ્યો. રસ્તામાં તેણે એક ગરીબ આંધળા માણસને જોયો. આ માણસને દાનપાત્ર સમજી તેણે એક સોનામહોર આપી. હકીકત એવી બની કે, બીજે દિવસે તે શિષ્ય ફરી વાર તેજ સ્થળેથી જતો હતો, ત્યારે તેણે પેલા અંધને એક બીજા આંધળાને કહેતો સાંભળ્યો કે " કાલે એક માણસે મને એક સોનામહોર આપી હતી, તેનાવડે મેં પીઠામાં જઈ દારૂ પીધો અને અમુક વેશ્યાની સાથે લહેર કરી. "

આ સાંભળી પેલા સોનામહોર આપનાર શિષ્યના મનમાં અતિશય ખેદ થયો. ગુરુની પાસે આવી આ હકીકત તેણે નિવેદન કરી. ગુરુએ તેના હાથમાં એક પૈસો આપ્યો અને કહ્યું કે "જા, જે માણસને તું પહેલવહેલો જુએ, તેને આ પૈસો આપજે." આ પૈસો ગુરુએ જાતે શીવેલી ટોપી વેચી પ્રાપ્ત કર્યો હતો.

શિષ્ય પૈસો લઇ બહાર ગયો. અલભિ સંપ્રદાયનો એક માણસ તેની નજરે પડયો. તેને તે પૈસો તેણે આપ્યો. પછી પેલો અલભિ ત્યાંથી આગળ

ચાલ્યો ને આ શિષ્યે પણ તેની પાછળ પાછળ ચાલવા માંડયું. અલબિ એક નિર્જન સ્થાનમાં ગયો અને એક મરેલું પક્ષી પોતાના લૂગડામાંથી કાઢીને ત્યાં ફેંકી દીધું.

હવે પેલા શિષ્યે તેને પૂછયું કે, તમે મરેલું પક્ષી લૂગડામાં શામાટે છુપાવ્યું હતું ? અને પાછું તેને નાખી શામાટે દીધું ?

અલબિએ કહ્યું કે " આજે સાત દહાડાથી મારા કુટુંબને અન્નના સાંસા પડયા છે. ભિક્ષાવૃત્તિ કરવાનું મને પસંદ નહિ હોવાથી આ સ્થળે એકમરેલું પક્ષી પડેલું જોતાંજ મારી તથા મારા કુટુંબ–બન્નેની ભૂખ મટાડવા સારૂ નાઇલાજે મેં તેને લઇ લીધું. એ લઇને ઘેર જતો હતો, ત્યાં તો તમે મને આ પૈસો આપ્યો; એટલે હવે મારે એ મરેલા પક્ષીની જરૂર નથી, માટે જ્યાંથી એ મળ્યું હતું ત્યાંજ પાછું મૂકી દીધું. "

પેલો શિષ્ય આ વાત સાંભળી આશ્ચર્ય પામ્યો અને ગુરુજીની પાસે જઇ સર્વ હકીકત જણાવી. ગુરુજી એ સાંભળીને બોલ્યા કે "નક્કી જણાય છે કે, તેં અત્યાચારીને દુરાચારી લોકો સાથે ભળીને ધન મેળવ્યું હશે, તેથીજ એવા ધનનું દાન પેલા દુરાચરણી અંધને થયું અને તેણે તે સુરાપાનમાં તથા વ્યભિચારમાં વાપર્યું. મારા ન્યાયપૂર્વક મેળવેલા એક પૈસાએ એક કુટુંબને નિષિદ્ધ ખોરાકથી બચાવી લીધો એથી પણ મને નવાઇ લાગતી; કેમકે એમ થવું એ સ્વાભાવિકજ છે. "

એક દહાડો એક નાસ્તિક માણસ કફની પહેરીને પરીક્ષા લેવા સારૂ તપસ્વી અબુલ અબ્બાસ કસ્સારની ઝુંપડીએ આવ્યો. અબુલ અબ્બાસ કસ્સાર ઉગ્ર સ્વભાવના હતા. પેલા નાસ્તિકને જોતાંજ તેને ઓળખી લઇ તે કહેવા લાગ્યા કે "અરે નાસ્તિક! અહીં તારૂં શું પ્રયોજન છે?" અહીંઆં પોતાને સ્થાન ન મળવાથી એ માણસ મહર્ષિ અબુલ અબ્બાસ નહાઓન્દીની ઝુંપડીએ આવ્યો. આ મહાત્મા તેને ઓળખ્યા છતાં કાંઇ પણ બોલ્યા નહિ. ત્યાં તે ચાર માસસુધી રહ્યો. કપટભાવે તે મુસલમાનોની સાથે રોજ અજુ કરતો અને નિમાજ પણ પઢતો. એક દહાડો તેને તે મહાત્માએ કહ્યું કે " આપની સાથે અહીંનાં અન્નજળનો સંબંધ થયો છે, તો અમારા તરફ વિરુદ્ધભાવ રાખીને આપ જાઓ, એમાં આપની કોઈ લાયકાત ન ગણાય." પછી પૂર્વોક્ત નાસ્તિક અદ્વિતીય ઇશ્વરમાં વિશ્વાસ સ્થાપી મહાત્માના સહવાસમાં રહી સાધન સાધવા લાગ્યો અને એક સિદ્ધ પુરુષ થયો તથા જ્યારે એ મહાત્માએ પરલોકગમન કર્યું, ત્યારે તે એ મહાત્માની જગ્યામાં આવીને રહ્યો.

## આ મહાત્માનાં વચનામૃત

(૧) અહંતા–મમતાને દબાવી દઈ સૌનું બંધુભાવે સન્માન કરવું, એ પણ ઋષિપણું છે.

(૨) પહેલું ધર્મજ્ઞાન (કર્તવ્ય–પ્રાપ્તવ્યનું જ્ઞાન) પ્રાપ્ત કરો અને પછીજ બીજી સાધના કરો.

# ૬–તાપસ અબુલ હુસેનઅલી

તપસ્વી અબુલ હુસેનઅલી ઇબ્રાહીમ હીજરીના પુત્ર હતા. બગદાદમાં તેમનો નિવાસ હતો. બસરામાં રહીને તે યોગસાધના કરતા. હીજરી સન ૩૯૧ માં બગદાદમાં તેમનો સ્વર્ગવાસ થયો. તેઓ તત્ત્વજ્ઞાની, સદ્વક્તા અને પુણ્યવાન આધ્યાત્મિક પુરુષોમાં શ્રેષ્ઠ હતા.

અહમદ નસીર નામનો એક માણસ તેમનો શિષ્ય થયો હતો. એ શિષ્ય ખોરાસાનનો રહેવાસી હતો. એ અહમદ નસીર સાઠ વખત મક્કે ગયો હતો. ત્યાં ધાર્મિક ચર્ચા કરતાં એક પ્રસંગે તે એવા અવિનયથી બોલ્યો, કે જેથી ધર્માચાર્યના અંતરમાં ઉંડો આઘાત થયો. તેના આવા અવિનયમાટે તરતજ તેને કાબામાંથી દૂર કરવામાં આવ્યો અને કહેવામાં આવ્યું કે "અત્યારે આ કાબામાં બસો એંશી ધર્માચાર્યો હાજર છે, છતાં તું કોણ કે આવી અયોગ્ય ચર્ચા કરી શકે ?" પોતાના શિષ્યે મક્કામાં જઇને આવો અવિવેક કર્યો છે, એ વાત જાણતાં તપસ્વી અબુલ હુસેન અલીના મનમાં ઘણો ખેદ થયો. શિષ્ય ઉપર તેઓ નારાજ થયા અને તેમણે પોતાના દ્વારપાળને કહી દીધું કે "હવે ખોરાસાની પાછો અહીં આવે તો મારી પાસે આવવા દેશો નહિ."

અહમદ નસીર મક્કાથી પાછો બગદાદમાં આવી ગુરુજીના દર્શને ગયો, ત્યારે દ્વારપાળે જણાવ્યું કે "મહાત્માની રજા નથી, એટલે હું તમને અંદર લઈ જઇ શકું નહિ. તેઓ તમારૂં મ્હોં જોવા ચાહતા નથી." આ વાત સાંભળી અહમદ નસીર મૂર્ચ્છિત થઈ ભોંયે પડયો. જ્યારે તેની મૂર્ચ્છા ઉતરી, ત્યારે તે શોકાતુર ચિત્તે એક મસ્જીદને બારણે જઇને બેઠો ને ત્યાંજ રાત–દહાડો ભજન કરવા લાગ્યો. તપસ્વી અબુલ હુસેનઅલી એક વાર બહાર નીકળ્યા હતા, ત્યાં ભાગ્યવશાત્ આ ખોરાસાની શિષ્યનો તેમને મેળાપ થયો

ને શિષ્યે પૂછ્યું કે, હવે મારે શું કરવું? ત્યારે મહાત્માએ જણાવ્યું કે "તારા એ અવિનયનું પ્રાયશ્ચિત્ત એ છે કે, તું રોમ તાબાના તર્તુસ નગરમાં જા, ત્યાં એક વરસ રહે અને દહાડે દહાડે ભૂંડ ચારજે તથા રાત્રે રાત્રે વગડામાં બને તેટલું વધારે ભગવદ્‌ભજન કરજે. આટલું પ્રાયશ્ચિત્ત કરીશ, તોજ કદાચ તું મક્કાના ધર્મગુરુના હૃદયને પ્રસન્ન કરી શકીશ."

"જેવી ગુરુજીની આજ્ઞા" કહી અહમદ રોમ તરફ ચાલ્યો. ગુરુજીની આજ્ઞા પ્રમાણે તેણે પોતાનાં મોટાઇનાં વસ્ત્રો ઉતારી નાખ્યાં અને ફકીરીનાં વસ્ત્રો ધારણ કર્યાં. એક વર્ષસુધી તેણે દહાડે દહાડે ભૂંડ ચાર્યાં અને રાત્રે રાત્રે ઉજાગરા કરી પ્રભુનું ધ્યાન કર્યું. પછી ગુરુનાં દર્શનમાટે તે બગદાદ ગયો અને ગુરુની ઝુંપડીને દ્વારે ઉભો રહ્યો. સમાચાર સાંભળતાંજ ગુરુજી ઝુંપડીની બહાર આવ્યા અને પ્રેમથી છલકાતે હૃદયે શિષ્યને ગાઢ આલિંગન આપી બોલ્યા કે "અહમદ ! તું મારો સાચો શિષ્ય છે, તું મારો નયનમણિ છે."

ગુરુજીનો આવો પ્રેમ જોઇ અહમદ ઘણોજ પ્રસન્ન થયો. પછી તે મક્કા યાત્રાએ ગયો. ત્યાં પહોંચતાં આચાર્યોએ તથા ધર્માધ્યક્ષે તેનો ઘણોજ સત્કાર કર્યો અને કહ્યું કે "અહમદ ! તમે મહર્ષિ અબુલ હુસેનઅલીના ઉત્તમ શિષ્ય અને નયનમણિ છો."

## આ મહાપુરુષનાં વચનામૃત

(૧) એક વાર પ્રભુને મેં કહ્યું કે "હે પ્રભુ ! હું સર્વે અવસ્થામાં તારા ઉપર સંતુષ્ટ છું. શું તું પણ મારા ઉપર પ્રસન્ન છે ?" ઇશ્વરે કહ્યું કે "તું જૂઠું કહે છે. જો તું મારાથી પૂર્ણ સંતોષી હોય, તો પછી મારા સંતોષની પૂછપરછજ કરત નહિ."

(૨) તમે (ઇશ્વરસિવાયનું બીજું) જે કાંઈ જાણતા હો તે ભૂલી જાઓ; અને એવું તેવું જે ન જાણતા હો તે જાણવા પાછળ ગોથાં મારો નહિ. માત્ર તમે ઇશ્વરમાંજ લીન રહો–રંગાઇ જાઓ.

(૩) જો ઈશ્વર પોતાના દાસ–ભક્તજનોનાજ ઉપર બધું મૂકી દે, તો તો તેમનાથી કેવળ પાપ અને અનિષ્ટ આચરણોજ થયા કરે. ઈશ્વર તરફનો અનુગ્રહ અને અનુકુળ સંયોગોરૂપે જે સહાયતા મળે છે, તેને લીધેજ તેના ભક્તોમાં પ્રેમ અને સદ્‌ભાવ જન્મે છે.

(૪) જ્યાંસુધી તમારા મનમાં સંસાર વિદ્યમાન છે, ત્યાંસુધીજ તમારે પ્રભુથી છેટું છે. સંસાર તરફની તમારી દોડ બંધ થતાં ઇશ્વર તરફ જરૂર વળાશે, અને

વળાશે એટલે અવશ્ય ઇશ્વરનો પ્રકાશ તમારા અંતરમાં થશે; અને પ્રકાશ થશે એટલે પછી ઇશ્વરસિવાય બીજું દેખાશેજ નહિ. ઇશ્વરસિવાય બીજી કોઈજ વાત તમારી સ્મૃતિમાં કે વાણીમાં આવે નહિ, એજ યોગની ખરી અવસ્થા છે.

# ૭–તપસ્વી શાહશુજા

તપસ્વી શાહશુજા રાજવંશમાં જન્મેલા હતા. એમનું જન્મસ્થાન કેરમાન દેશ હતો. તેઓ તત્ત્વપરાયણ મહાપંડિત અને વૈરાગ્યસંપન્ન હતા. "મીરાત–ઉલ–હકમા" (જ્ઞાનીઓનું દર્પણ) નામક ગ્રંથ એમણે રચેલો છે. તેઓએ ઘણા સાધુપુરુષોની સંગતિનો લાભ લીધો હતો. અબુતોરાબ, ઇપરા વગેરે મહાત્માઓના સહવાસમાં પણ તે રહેલા હતા. જોકે તેઓ ધનવંતનો પોષાક પહેરતા હતા, પણ તેમનું ચિત્ત સાંસારિક નહોતું. એક દહાડો તેઓ નશાપુર ગયેલા ત્યારે તપસ્વી અબુ હાફેઝે તેમને બહુ માન આપ્યું અને બોલ્યા કે "હું ફકીરી ધાબળામાંથી જે વસ્તુ શોધતો હતો, તે વસ્તુ મને આજે ગૃહસ્થના પોષાકમાં પણ મળી આવી છે."

શાહશુજાને એક પરમ ધાર્મિક યુવાન કન્યા હતી. કેરમાનના પાદશાહે તપસ્વી શાહશુજા પાસે તેને પરણવાનું માગું મોકલ્યું. શાહશુજાએ કહાવ્યું કે, એનો ઉત્તર હું તમોને ત્રણ દિવસ પછી આપીશ. એ ત્રણ દહાડાસુધી તે મસીદે મસીદ ફર્યા. ત્રીજે દહાડે તેમણે મસીદમાં એક યુવાન ફકીરને જોયો. તે અત્યંત ભાવપૂર્વક નિમાજ પઢતો હતો. એની નિમાજ પૂરી થઇ ત્યાંસુધી શાહશુજા ત્યાં ઉભા રહ્યા. નિમાજ પૂરી થયા પછી તે ફકીરને શાહશુજાએ પૂછ્યું કે "હે યુવક ! તેં નિકા કરેલા છે ?"

ફકીરઃ–"નાજી."

શાહશુજાઃ–તારે નિકા કરવાની મરજી છે ?

ફકીરઃ–મારા જેવા દરિદ્રને કોણ કન્યા આપે ? ત્રણ પૈસાથી વધારે મુડી મારી પાસે નથી.

શાહશુજાઃ–હું મારી પુત્રી તને પરણાવીશ. એ ત્રણ પૈસામાંથી તું એક પૈસાનો લોબાન, એક પૈસાની રોટી ને એક પૈસાની સાકર લઈ આવ ને મારી સાથે ચાલ.

આ પ્રમાણે તે ફકીર સાથે શાહશુજાની પુત્રીનો વિવાહ થયો. કેટલું આશ્ચર્ય ! અપાર ધનસંપત્તિવાળા કેરમાનના પાદશાહને પોતાની કન્યા ન આપતાં

શાહશુજાએ પરમ આનંદપૂર્વક પોતાની કન્યા એક ઈશ્વરપ્રેમી અને ધ્યાનપરાયણ ગરીબ ફકીરને આપી ને તે પણ તેજ રાત્રિએ !

વિવાહ થયા પછી કન્યાએ પોતાના પતિને ઝુંપડે પગલાં કર્યાં. તેણે આવીને જોયું તો એ ઝુંપડાના એક ખૂણામાં એક જળપાત્ર ઉપર સૂકા રોટલાનો ટુકડો પડેલો હતો. કન્યાએ પૂછ્યું કે 'આ શું ? આ રોટી અહીં શામાટે રાખેલી છે ?'

સ્વામીએ કહ્યું:–"આજે રાત્રે ખાવા કામ લાગશે, એમ ધારી તે ગઈ કાલની મૂકી રાખી છે." આ વાત સાંભળતાંજ તે યુવતી અત્યંત નિરાશ થઇ અને પિયેર જવા તત્પર થઈ. આ જોઇ ફકીર બોલ્યો કે "હું પહેલેથીજ જાણતો હતો કે શાહશુજા જેવા ધનાઢયની પુત્રી મારા જેવા દરિદ્ર ફકીરની સહચારિણી થઇ શકેજ નહિ."

યુવતી બોલી:–"પ્રિયતમ! તમારી નિર્ધનતા જોઇને હું પિયેર જાઉં છું, એમ ધારશો નહિ; પણ તમારી પ્રભુપરાયણતા અને ઈશ્વરપ્રત્યે શ્રદ્ધાની ઓછપને લીધે દિલગીર થઇને જાઉં છું. તમે 'કાલે શું ખાઇશ ?' એવી ફિકરને લીધે એ ટુકડો સંગ્રહી રાખ્યો, એ તમારી કેટલી અનાસ્થા છે ! મને આશ્ચર્ય થાય છે કે, મારા પિતાશ્રીએ તમને શા ઉપરથી પસંદ કર્યા હશે ! તેમણે વીસ વર્ષસુધી મને ઉછેરીને સમજાવેલું છે કે, જે ઈશ્વર ઉપર પરમ આસ્થાવાળો અને પૂર્ણ વૈરાગ્યવાન હશે, તેનીજ સાથે હું તારો વિવાહ કરીશ; પણ અફસોસની વાત છે કે, તમને તો રોટલા પૂરતો પણ ઈશ્વર ઉપર વિશ્વાસ નથી!!"

આ સાંભળીને પેલો ફકીર તો સ્તબ્ધજ થઇ ગયો અને અત્યંત શરમાઈ જઇને બોલ્યો કે "પ્રિયે ! મારા આ પાપનું કાંઈ પ્રાયશ્ચિત્ત હશે ?"

સતી બોલી:–"હા, કાં તો આ ઘરમાં આ રોટલાનો સુકકો ટુકડો રહે, કાંતો હું રહું."

ફકીરે તરતજ તે રોટલાનો ટુકડો બહાર ફેંકી દીધો.

એક વાર તપસ્વી અબુ હાફેઝે શાહશુજાને એવા ભાવનો પત્ર લખ્યો કે:– "બંધુ! મારી ઇંદ્રિયોની વિષયવાસના તથા મારાં કાર્યોના અપરાધો વિચારતાં હું નિરાશ થઇ ગયો છું." આ પત્રનો ઉત્તર આપતાં શાહશુજાએ લખ્યું કે "આપના પત્રને મેં હૃદયે ચાંપ્યો છે. ઇંદ્રિયાદિ વિષે વિચાર કરીએ, તો તો આપણે ખરેખર નિરાશજ થઇએ છીએ. માત્ર એક ઇશ્વરની મોટાઇજ એવી વસ્તુ છે કે જેને વિચારવાથી આપણી આશા ઉજ્જવળ બને છે. ઇશ્વરપ્રત્યેની આશા ઉજ્જવળ થતાં તેનાથી ડરીને ચાલવાની વૃત્તિ

પણ ઉજ્જ્વળ થાય છે. હું જ્યારે ઇંદ્રિયોનો નિગ્રહ કરવામાં નિરાશ થાઉં છું, ત્યારે પરમેશ્વરનું સ્મરણ કરૂં છું; અને જ્યારે હું ઈશ્વરનું સ્મરણ કરૂં છું, ત્યારે ઈશ્વર પણ જરૂર મારી સંભાળ લે છેજ. આજ કારણથી હું સંસારથી ઉપરામ થઇ ઈશ્વર તરફ વળ્યો છું."

## આ મહાત્માનાં વચનામૃત

(૧) જે મહાપુરુષ પોતાના મહત્ત્વ તરફ લક્ષ્ય રાખતો નથી, તેનુંજ મહત્ત્વ સૌથી વધારે છે; અને જે પોતાના મહત્ત્વ તરફ લક્ષ્ય રાખે છે, તેનામાં મહત્ત્વ રહેતુંજ નથી. જે પ્રભુપ્રેમી પોતાના પ્રેમ તરફ લક્ષ્ય નથી રાખતો, તેનાજ પ્રેમની મહત્તા સર્વોપરિ છે. જે પોતાના પ્રભુપ્રેમ તરફ દૃષ્ટિ રાખે છે, તેનામાં જરાતરા પ્રેમ હોય છે તે પણ નાશ પામે છે.

(૨) વૈરાગ્ય એ ઈશ્વરપ્રાપ્તિમાટેની અતિ ગૂઢ સામગ્રી છે, તેને તો ગુપ્ત રાખવામાંજ કલ્યાણ છે. જેઓ પોતાના વૈરાગ્યને જાહેર કરે છે, તેમની પાસેથી વૈરાગ્ય પલાયન કરી જાય છે.

(૩) સાધુતાનાં આ ત્રણ લક્ષણો છેઃ–(૧) સંસારનાં માન-મોટાઇ તમારા અંતરમાં સ્થાન પામવાં જોઇએ નહિ. દાખલાતરીકે સોનું, રૂપું તથા પથ્થર–માટી તમારી નજરે સરખાં લાગવાં જોઇએ. માટી જેમ હાથમાંથી ફેંકી દેવાય છે, તેમ હાથમાં આવેલા સોનારૂપાને માટે પણ થવું જોઈએ. (૨) લોકોના તરફ તમારી દૃષ્ટિ રહેવી ન જોઇએ. અર્થાત લોકોની પ્રશંસાથી તમારે ફુલાઇ જવું નહિ, તેમજ લોકનિંદાથી ગ્લાનિ પામવી નહિ. (૩) તમારા અંતરમાં કોઇ પણ લૌકિક વિષયની કામના રહેવી જોઇએ નહિ. સંસારી લોકોને ઇંદ્રિયના વિષયોથી તથા સ્વાદિષ્ટ ભોજનથી જેવો આનંદ થાય છે, તેવોજ આનંદ તમને કામનાઓના ત્યાગમાં તથા ભોગોપ્રત્યેના વૈરાગ્યમાં થવો જોઇએ. જ્યારે તમે આવા બનશો, ત્યારેજ સાધુ પુરુષોનો સમાગમ કરવાને લાયક બનશો. તેમ થયાવિના માત્ર સાધુતાની વાતોથીજ તમારૂં શું વળવાનું છે ?

(૪) સહનશીલતાનાં ત્રણ લક્ષણો છેઃ–(૧) નિંદાનો ત્યાગ, (૨) નિર્મળ સંતોષ અને (૩) આનંદપૂર્વક ઇશ્વરની આજ્ઞાઓનું પાલન.

(૫) જે માણસ અશુદ્ધ દર્શનથી આંખોને તથા બીજા ભોગોથી ઇંદ્રિયોને બચાવે છે, નિત્ય ધ્યાનયોગથી જે અંતરને નિર્મળ રાખીને તથા સ્વધર્મનું પાલન કરીને પોતાના ચરિત્રને શુદ્ધ કરે છે અને સદાય ધર્મથી મેળવેલું પવિત્ર અન્ન ખાય છે, તેના જ્ઞાનમાં કશી પણ ખામી આવતી નથી.

# ૮–તપસ્વી અબુ ઉસ્માન હયરી

તપસ્વી અબુ ઉસ્માન હયરીનો નિવાસ ખુરાસાનમાં હતો. તેઓ ઘણાજ હિંમતવાન, ઉત્તમ વક્તા, અદ્વિતીય તત્ત્વવેત્તા અને મહામાન્ય સંત હતા. કુલીન વંશમાં તેમનો જન્મ થયો હતો. ખુરાસાનમાં સંન્યાસધર્મનો તેમણેજ પ્રચાર કર્યો. મહર્ષિ ઝવનિદ્દ યુસફ અબુલહુસેન અને મહમદ ફઝલનો તેમણે સહવાસ સેવેલો હતો. માનનીય મહર્ષિ ઇયહા, મહર્ષિ શાહશુજા અને અબુ હાફેઝ જેવા ગુરુજનોથી તેમને ઘણોજ લાભ થયો હતો. નશાપુરમાં તેમણે ઉપદેશપીઠ સ્થાપી હતી અને ત્યાં તેઓ આધ્યાત્મિક જ્ઞાનનું દાન શ્રોતાઓને આપતા. પોતાના પૂર્વવૃત્તાંતવિષે તેમણે કહ્યું હતું કેઃ– “ બાલ્યાવસ્થાથીજ મારૂં અંતઃકરણ તત્ત્વપ્રાપ્તિ માટે ઉત્સુક હતું. સંસારપ્રેમી લોકોનો સમાગમ મને ગમતો નહિ. મને એવોજ વિચાર આવ્યા કરતો કે, આ બધા લોકો જે વસ્તુઓ પ્રાપ્ત કરવા માટે મથી રહ્યા છે, તેના કરતાં કોઇ વધારે મહત્ત્વની વસ્તુ આ સંસારમાં હોવીજ જોઇએ અને આગળ જતાં મને સમજાયું હતું કે, એ વસ્તુ તે ‘ધર્મ’ છે, કે જેનું રહસ્ય સર્વ બાહ્ય બાબતો કરતાં જૂદું અને શ્રેષ્ઠ છે. ”

નાનપણમાં એક દહાડો તે વિદ્યાલયમાં જતા હતા. અંગપર કિંમતી વસ્ત્રો પહેર્યાં હતાં અને ત્રણ–ચાર નોકરચાકરો પણ તેમની પાછળ પાછળ જતા હતા. રસ્તામાં એક વેપારીના મકાનના ખૂણા આગળ એક ગધેડું ઉભેલું તેમણે જોયું. એ ગધેડાના બરડા ઉપર મોટું ભાઠું પડેલું હતું, તેના ઉપર કાગડાઓ ચાંચો માર્યા કરતા હતા. ગધેડો પોતાનું મોઢું અને પૂછડું વારંવાર હલાવ્યા કરતો, પણ તે ચાંદાસુધી પહોંચી શકતાં નહિ. ગધેડાની આવી દુર્દશા જોઇને અબુ ઉસ્માનના હૃદયમાં બહુજ દયા ઉપજી. તરતજ તેમણે પોતાનો કિંમતી અંગરખો તથા પાઘડી કાઢી નાખ્યાં અને તે નોકરના હાથમાં આપીને કહ્યું કે “ આ અંગરખું આ ગધેડાની પીઠે ઢાંકી દો અને આ પાઘડીવડે તેને પાટો બાંધી દો. ” આ પ્રમાણે કરાવી તે ત્યાંથી ચાલ્યા ગયા.

તે દિવસે અબુ ઉસ્માન પોતાને ઘેર ગયા નહિ; પણ મહર્ષિ ઇયહાની પાસે ગયા અને તેમને ઉપદેશ કરવા પ્રાર્થના કરી. મહર્ષિ ઇયહાએ તેમને ઉપદેશ કર્યો તે સાંભળી તેમના હૃદયનાં કમાડ ઉઘડી ગયાં. એ પછી માતાપિતાની રજા લઇ તેઓ કેટલોક સમય મહાત્મા ઇયહાના સહવાસમાં રહ્યા

અને બનતી સાધના કરવા માંડી. એવામાં મહર્ષિ શાહશુજા પાસેથી કેરમાન-માંથી કેટલાંક માણસો આવ્યાં અને તેમણે અબુ ઉસ્માનની પાસે શાહશુજા-વિષે કેટલીક વાતો કરી. આથી મહર્ષિ શાહશુજાનાં દર્શન કરવાની અબુ ઉસ્માનને અભિલાષા થઇ. પછી મહર્ષિ ઇયહાની રજા મેળવી તેઓ કેરમાન-માં ગયા. પહેલાં તો શાહશુજાએ તેમને પોતાની પાસેજ આવવા દીધા નહિ. અબુ ઉસ્માને તેમને બારણેજ પડી રહી વીસ દહાડાસુધી અપાર કાલાવાલા કર્યા, ત્યારે શાહશુજાએ તેમને પોતાની પાસે આવવા દીધા. એ પછી અબુ ઉસ્માન શાહશુજાની સેવા અને સહવાસમાં દીર્ઘકાળ રહ્યા અને તેથી તેમને ઘણોજ લાભ થયો. પછી શાહશુજા નશાપુર તરફ ગયા. ત્યાં પણ અબુ ઉસ્માન તેમની સાથે ગયા. ત્યાં અબુ ઉસ્માનને મહાત્મા અબુ હાફિઝનો સમાગમ થયો. જ્યારે શાહશુજા નશાપુરમાંથી પાછા વળ્યા, ત્યારે તેમને અબુ હાફિઝે વિનતિ કરી કે “તમે આ જુવાનને (અબુ ઉસ્માન હયરીને) મારી પાસે મૂકતા જાઓ. મારૂં મન એથી બહુજ સંતુષ્ટ થશે.” આથી અબુ ઉસ્માનને ત્યાં રહેવાની સલાહ આપી શાહશુજા પોતાને સ્થાને ગયા અને અબુ ઉસ્માન, અબુ હાફિઝ પાસે રહ્યા. અહીં પણ તેમણે ઘણું ધર્મ-શિક્ષણ મેળવી ઉન્નતિ પ્રાપ્ત કરી. એ પછીને માટે અબુ ઉસ્માન કહે છે કે “મારા ધર્મગુરુ અબુ હાફિઝે મારી યુવાવસ્થામાંજ મને પોતાના ઘરમાંથી દૂર કર્યો અને કહ્યું કે “હું બોલાવું નહિ, ત્યાંસુધી તારે મારી પાસે આવવું નહિ.” આથી મારા મનમાં અત્યંત ક્લેશ થયો; પણ હું કાંઈજ બોલ્યો નહિ. ગુરુને મૂકીને ચાલ્યા જવાનું મને ગમ્યું નહિ, પણ તેમની આજ્ઞા પાળવીજ જોઇએ. તેમના તરફ મુખ રાખી પાછે પગલે હું રોતો રોતો બહાર નીકળ્યો અને ધીમે ધીમે તેમની નજરથી વેગળો થયો. કેટલેક છેટે ગુરુના ઘરની સામેના ભાગમાં એક ખંડેર જેવું સ્થાન હતું ત્યાં હું સંતાઈ રહ્યો અને ભીંતનાં બાકાં-માંથી ગુરુજી ન જુએ તેમ તેમનાં દર્શન તેઓ જતા-આવતા ત્યારે કરતો. મેં સંકલ્પ કર્યો હતો કે, શરીર પડે તો ભલે, પણ અહીંથી બીજે જવું નથી. હું આવી દશામાં છું એવું જ્યારે ગુરુજીએ જાણ્યું, ત્યારે તેમણે મને પાસે બોલાવ્યો, મારા ઉપર પ્રસન્ન થયા અને મારી સાથે તેમની પુત્રીના નિકા કરી આપ્યા.” તેઓ કહે છે કે, ગુરુએ ચાળીસ વર્ષસુધી મને જે જે અવસ્થામાં રાખ્યો તે તે અવસ્થામાં હું સંતુષ્ટ ચિત્તે રહ્યો હતો. અવસ્થાના ફેરફારથી હું કદી પણ અસંતુષ્ટ થતો નહિ.

એક દહાડો એક ધર્મદ્રોહી માણસે તપસ્વી અબુ ઉસ્માન હયરીને જમ-

વાનું આમંત્રણ આપ્યું. કહેલે સમયે તપસ્વી હયરી તે માણસને ઘેર હાજર થયા. તેમને જોતાંજ પેલો માણસ કહેવા લાગ્યો કે "બેવકુફ પેટભરા! કાંઇ બાપનો માલ મૂકી ગયો છે તે દોડયો દોડયો ખાવા આવ્યો છે? જા, અહિંથી તને ખાવાનું મળનાર નથી."

અબુ ઉસ્માન હયરી કશોજ ઉત્તર ન આપતાં પાછા જવા લાગ્યા. થોડેક દૂર ગયા નહિ ત્યાં તો પેલા નિમંત્રણ આપનારે તેમને પાછા બોલાવવા બૂમ મારી. તરત તેઓ પાછા ફર્યા. ત્યાં વળી પેલો માણસ બોલ્યો કે "શી ખાવાની લાલચ? આ પથ્થર પડયો છે તે ખા." વળી પાછા મહાત્મા જવા લાગ્યા. ત્યાં વળી પેલે બૂમ મારી. આમ ત્રીસ વાર તેણે પાછા બોલાવી કટુ વચનોવડે અપમાન કર્યા કર્યું; તેમ છતાં તપસ્વી હયરીના મનોભાવમાં તેમજ મુખ ઉપર જરાપણ ફેરફાર થયો નહિ. છેવટે નિમંત્રણ દેનાર પરાજય પામ્યો અને પશ્ચાત્તાપ કરી મહાત્માનાં ચરણો પકડી રોઇ પડયો. તપસ્વી હયરીપ્રત્યે બોધમાટે પ્રાર્થના કરતાં તે બોલ્યો કે "ખરે, આપ કોઇ ચમત્કારી પુરુષ છો. મેં ત્રીસ વાર અપમાન કરી આપને કાઢી મૂકયા છતાં પણ એક અણુમાત્ર આપની પ્રસન્નતા ઓછી થઇ નથી."

મહાત્મા બોલ્યા કે "એમાં ચમત્કાર જેવું શું છે? કુતરાંનો પણ એવોજ સ્વભાવ હોય છે કે 'તુ તુ' કરો તો દોડયું આવે અને 'હડે' કહો તો ચાલ્યું જાય. આવું ગમે તેટલા વખત કરો તોપણ તેને ખેદ કે હર્ષ થશે નહિ. મેં પણ એક કૂતરા કરતાં વધારે કશુંજ કર્યું નથી; માટે વખાણ કરવાની જરૂર નથી."

એક દહાડો મહર્ષિ રસ્તાની એક બાજુ ચાલ્યા જતા હતા. તેવામાં એક માણસે માળ ઉપરથી તેમના ઉપર કોલસાનો ટોપલો ઠાલવ્યો. આ દેખાવ જોઇ મહાત્મા ઉપર સદ્‌ભાવ ધરાવનારા આજુબાજુ આવતા-જતા અનેક ગૃહસ્થોએ પેલા માણસને ધમકાવવા માંડયો, ત્યારે મહાત્મા બોલ્યા કે "ભાઇ! આ કૃત્યમાટે તો એને હજારો ધન્યવાદ આપવા જોઇએ. કેમકે જેના મસ્તક ઉપર સળગતો અગ્નિ વરસવો જોઇએ તેના ઉપર એણે તો માત્ર ટાઢાજ કોલસા નાખ્યા, તેથી એનો તો એ મહાન ઉપકાર થયેલો ગણાય."

અબુ ઉમ્મર કહે છે કે "મહાત્મા અબુ ઉસ્માનના સહવાસના પ્રતાપે આગલા ગુન્હાઓનો પશ્ચાત્તાપ કરીને કેટલોક કાળ હું પાપરહિત થયો ખરો; પરંતુ પછી પાછી પાપવૃત્તિ જાગી અને તેમનો સહવાસ છોડી જવાને તૈયાર થયો. જવા લાગ્યો ત્યારે તેમણે કહ્યું કે, હે ભાઇ! જવું હોય તો સુખે જા,

પણ સાવચેતી ખાતર કહી રાખું છું કે દુર્જનોના સહવાસમાં રહેતો નહિ; કેમ-કે તેઓ હમેશાં તારી ખામીઓજ શોધ્યા કરવાના, અને નક્કી જાણજે કે, તેઓ તને પાપકાર્યમાં પડેલો જોઈ રાજી થવાના અને તને ધાર્મિક કાર્યમાં વળગેલો જોઇ ખિન્ન તથા નિરાશ થવાના. કદાચ તારાથી પાપાચરણ થઇ જાય, તોપણ તું વગર સંકોચે મારી પાસે આવી જજે. હું બનતા પ્રયત્ને તને તેમાંથી મુક્તિ મળે તેમ કરીશ.'આવાં સ્નેહભર્યાં મધુર વચનો સાંભળીને મારી વૃત્તિ પાછી ફેરવાઈ ગઇ અને પાપી વૃત્તિ દૂર થઇ ગઈ તથા મને બહુજ પશ્ચાત્તાપ થયો."

એક વાર એક દુરાચરણી યુવક 'રબાબ' નામનું વાજીંત્ર હાથમાં લઇ ઉન્મત્તની પેઠે ડોલતો ડોલતો રસ્તામાં ચાલ્યો જતો હતો. તેવામાં અક-સ્માત્ તેને અબુ ઉસ્માન હયરીનો મેળાપ થયો. પેલો યુવાન શરમાઇ જઇને પોતાનું વાજીંત્ર કપડા નીચે અને પોતાના માથાનાં જુલ્ફાં ટોપી-ની નીચે છુપાવવા લાગ્યો. તે સમજી ગયો કે, આ મહાત્મા મારૂં ચરિત્ર કળી ગયા હશે; પરંતુ મહાત્મા તેની પાસે જઈ દયાર્દ્ર હૃદયે બોલ્યા કે "બ્હીશ મા, ભાઇ ! આપણે બધા એકજ છીએ." પેલો યુવક આ તપસ્વીની આવી મમતા અને લાગણી જોઇને બહુજ નમ્ર બની ગયો. મહર્ષિ સ્નેહભાવે તેને પોતાની ઝુંપડીએ લઇ આવ્યા. તેને સ્નાન કરાવ્યું અને વસ્ત્ર પહેરવા આપ્યું. પછી તેઓ ઉંચે દૃષ્ટિ કરીને બોલ્યા કે "હે દયાળુ પ્રભુ! મારાથી જરાતરા થયું તેજ મેં તો કર્યું છે; હવે બાકીનું તો બધું આપનેજ કરવાનું છે."આટલું તેઓ બોલી રહ્યા કે તરતજ સ્વર્ગીય ભાવ તે યુવકના અંતરમાં ઉત્પન્ન થયો. અબુ ઉસ્માન હયરી આ બનાવથી આશ્ચર્ય પામ્યા. સાંજની નમાજ વખતે અબુ ઉસ્માન મગરબી તેમની પાસે આવ્યો અને તેમને સંબોધી બોલ્યો કે " મહાત્મા હયરી ! હું ઇર્ષ્યાના અગ્નિમાં આજે સળગી જાઉં છું. કેમકે જે અવસ્થા પ્રાપ્ત કરવામાટે દીર્ઘકાળથી હું આતુર રહેતો આવ્યો છું, તે અવસ્થા આ માણસને અ-નાયાસે પ્રાપ્ત થઇ. કેવું આશ્ચર્ય ! એના મ્હોંમાંથી હજુ આજ સવારેજ પીધેલી મદિરાની ગંધ પણ ગઇ નથી." અબુ ઉસ્માન બોલ્યા કે "તમે નક્કી જાણો કે, પ્રભુકૃપાનો આધાર માત્ર કાર્યો ઉપરજ નથી, પરંતુ નશીબ ઉપર પણ છે. એ કૃપા માનુષી નહિ પણ ઇશ્વરી છે."

એક માણસે મહર્ષિ અબુ ઉસ્માન હયરીને પૂછયું કે"મહાત્મન્ ! મારી જીભ પ્રભુનું નામ તો જપે છે, પણ તેથી મન તો પરોવાતું નથી તો શું કરવું ?"

મહર્ષિએ ઉત્તર આપ્યો કે "ભાઇ ! એક ઇંદ્રિય વશીભૂત થઇ એથી પણ

રાજી થવા જેવું છે. એક અંગે સારો રસ્તો લીધો છે, તો વખત આવ્યે મન પણ તે રસ્તે ચઢશે."

ફરગન દેશથી એક જુવાન મક્કાની યાત્રા કરી નશાપુરમાં આવ્યો અને તપસ્વી અબુ ઉસ્માન હયરીને મળવા ગયો. ત્યાં જઈ તેણે મહાત્માને સલામ કરી, પણ તેમણે તે સલામ સ્વીકારી નહિ. આથી ખિન્ન બની પેલો યુવક ધીરે-ધીરે ગણગણવા લાગ્યો કે "મુસલમાન બન્યો થઇને મુસલમાન બિરાદરની સલામ ન સ્વીકારે એ કેવું ખરાબ?" આના ઉત્તરમાં મહાત્મા બોલ્યા કે "તેં તારી જનેતાને દુઃખી અવસ્થામાં રખડતી મૂકીને આ તીર્થયાત્રા કરી છે. એવી યાત્રા પુણ્ય દેનારી નથી." આ વાત સાંભળી પેલો યુવક પશ્ચાત્તાપ કરતો કરતો તરતજ પોતાના દેશમાં ગયો અને માતા જીવી ત્યાંસુધી તેની બહુજ ભક્તિ-ભાવે સેવા કરી. જનેતાના મરણ પછી તે માણસ ફરી અબુ ઉસ્માનની પાસે આવ્યો. આ વખતે તેને મહાત્માએ સન્માનથી પાસે બોલાવ્યો અને પોતાની પાસે રાખ્યો. યુવકે મહર્ષિ પાસેથી તેમનાં ઢોર સાચવવાની કામગીરી ઘણી આજીજી કરીને માગી. તેમણે તેની પ્રાર્થના પૂરી કરી. પેલો યુવક આ કાર્યમાં જોડાયા પછી કેટલેક કાળે મહાત્મા અબુ ઉસ્માન હયરીએ શરીર છોડયું.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

(૧) સર્વદા વિનય તથા પ્રેમપૂર્વક ઇશ્વરનું સ્મરણ કરજો. ધર્મને અનુસરણ તથા પૂજ્યભાવપૂર્વક પ્રેરિત પુરુષોનો સમાગમ કરજો. સેવા અને સન્માન-પૂર્વક સાધુ પુરુષોનો સત્સંગ કરજો. પ્રફુલ્લવદને નિર્દોષ ભ્રાતૃમંડળનો સહ-વાસ કરજો. દયાળુ હૃદયથી તથા નમ્ર વાણીથી અજ્ઞાની લોકોસાથે વર્તજો અને નોકરો તથા ઘરનાં માણસો સાથે સજ્જનતા તથા સુશીલતાપૂર્વક વર્તજો.

(૨) જો સાધક જ્ઞાનની વાતો સાંભળે અને તે મુજબ વ્યવહારમાં આચરણ કરે, તોજ તેના અંતરમાં જ્ઞાનજ્યોતિ પ્રકટે છે. અને તેનું સર્વોત્તમ ફળ મળે છે. જે માણસ સાંભળે પણ તે મુજબ વર્તે નહિ, તેનું જ્ઞાન તો માત્ર મોઢાની વાતોમાંજ રહે છે.

(૩) પોતાના દોષ કોઇ જોઈ શકતું નથી. પોતાનું વર્તન સૌને સારૂંજ દેખાય છે. પરંતુ જે માણસ સર્વ બાહ્ય અવસ્થામાં પોતાને કનિષ્ઠ માને છે, તેજ પોતાના દોષો જોઇ શકે છે.

(૪) માન ને અપમાન તેમજ કૃપા અને અવકૃપા, એ બધાંને સરખાં સમજ્યાવિના મનુષ્યમાં સંપૂર્ણતા આવતી નથી.

(૫) પૃથ્વીમાં આ ત્રણ પ્રકારના મનુષ્યો શ્રેષ્ઠ છેઃ–(૧) જે જ્ઞાની જ્ઞાન-ભક્તિનીજ માત્ર વાત કહે છે તે. (૨) જે સાધક સાંસારિક વસ્તુઓમાં આ-સક્તિરહિત હોય છે તે.(૩)જે ઋષિ અલૌકિક રીતે ઈશ્વરની પ્રશંસા કરે છે તે.

(૬) ઇશ્વરે જેને પરમાર્થજ્ઞાનમાં શ્રેષ્ઠ કર્યો છે, તેણે પાપમાં પડીને પોતાને નીચ ન બનાવવો, એ તેનું ખાસ કર્તવ્ય છે.

(૭) નીચેની ચાર બાબતોથી જીવનું કલ્યાણ થાય છેઃ–(૧) ઇશ્વરપ્રત્યે દીનતા રાખવી. (૨) ઇશ્વરસિવાયના સર્વ પદાર્થોપ્રત્યે નિઃસ્પૃહતા રાખવી. (૩) ઇશ્વરમાં ધ્યાનપરાયણ રહેવું. (૪) વિનયી થવું.

(૮) ઇશ્વરનું ન્યાયીપણું સંભારી હમેશાં ભય રાખવો અને ઈશ્વરની કૃપાળુતા વિચારી હમેશાં આશાવંત રહેવું.

(૯) અન્નવસ્ત્ર આપનારનો સાધારણ ઉપકાર સમજો;અને જેનાથી અંતરમાં તત્ત્વજ્ઞાન પ્રકાશિત થાય, તેનો મહાન ઉપકાર સમજો.

(૧૦) વિનયનાં ત્રણ મૂળ છેઃ–(૧) પોતાના અજ્ઞાનનું સ્મરણ કરવું, (૨) પોતાનું પાપ સ્મરણ કરવું. (૩) પોતાની ખામીઓ અને આવશ્યકતા-ઓનું પ્રભુપ્રત્યે નિવેદન કરવું.

(૧૧) જે માણસ લોકોસાથે લજ્જાસંબંધે વાતો કરે, પરંતુ ઈશ્વરથી લજ્જિત થાય નહિ, તે જે બોલે તે સાચું ભાગ્યે હોય છે.

(૧૨) જે આવતી કાલની ચિંતા અને પેરવી ન કરતાં પ્રભુમાં રત રહે છે, તેજ ખરો સહનશીલ કહેવાય.

(૧૩) ઉત્સાહ એ પ્રેમનું ફળ છે. જેનામાં સાચો પ્રભુપ્રેમ હોય છે તેજ તેનાં દર્શન માટે ઉત્સુક રહે છે.

(૧૪) જે આળસની બ્હીક રાખે નહિ, તે પ્રેમનું માધુર્ય પણ ભોગવી શકતો નથી.

(૧૫) ઇશ્વરથી બ્હીતા રહેવું, એજ ભાગ્યશાળી બનવાનું લક્ષણ છે. જે માણસ પાપ કરતો ચાલે, છતાં ઇશ્વરની દયા પામવાની આશા રાખે, તો તે એના દુર્ભાગ્યની નિશાની છે.

(૧૬) જે માણસ વિપત્તિ આવવા પહેલાંજ તે દૂર કરવાના ઉપાય ગોઠવી રાખે છે, તેજ ખરો જ્ઞાની છે.

(૧૭) તમે તમારી પોતાની દુનિયાઈ ઇચ્છાઓની તાબેદારીરૂપી જેલમાં પૂરાયેલા છો; તેમાંથી છૂટીને જો સર્વભાવથી પોતાની જાતને પ્રભુચરણે

અર્પણ કરશો, તોજ તમે સર્વ પ્રકારે ઉત્તમ રક્ષણ અને સાચું સુખ પામી શકશો.

(૧૮) જ્યાંસુધી તમે સંસારથીજ સુખ-સંતોષ થવાની આશામાં હશો, ત્યાંસુધી ઈશ્વરપ્રત્યે તમે સંતોષી નહિ બની શકો. જો તમે સંસારીઓનો ભય રાખ્યા કરશો, તો તમારા અંતરમાં ઈશ્વરનો ભય રહેવાનો નથી, એ પણ સમજી રાખજો. જો તમે બીજા તરફથી આશા રાખશો, તો તમારી ઈશ્વર તરફની આશા નિષ્ફળ જશે.

(૧૯) જે માણસ ઈશ્વરસિવાય બીજાથી બ્હીતો નથી, જે ઇશ્વરસિવાય બીજા કોઇની આશા રાખતો નથી, જેણે પોતાના સુખ-સંતોષ કરતાં પ્રભુને રાજી કરવા તરફ વધારે ધ્યાન આપેલું છે; તેજ માણસનો ઈશ્વરની સાથે મેળ છે, એમ નક્કી જાણવું.

(૨૦) ઇશ્વરનો ભય તમને પ્રભુની પાસે લઇ જશે, બાકી દંભ અને અભિમાન તો તમને ઈશ્વરથી દૂરજ રાખશે.

(૨૧) બીજાઓનો તિરસ્કાર કરવો અથવા તેમને નીચ માનવા એ તો મોટામાં મોટો માનસિક રોગ છે. જ્યાંસુધી અવળું આચરણ શરૂ થાય નહિ, ત્યાંસુધીજ મનુષ્ય પોતાની પ્રકૃતિમાં સ્થિર રહે છે. જ્યાં વિરુદ્ધ આચરણ શરૂ થયું કે સારો મનુષ્ય પણ હલકી પ્રકૃતિવાળો બનતો ચાલે છે.

(૨૨) આ ત્રણ વાનાંને પોતાનાં મહાન શત્રુઓ સમજોઃ-(૧) ધનનો લોભ, (૨) લોકો પાસેથી માન-મોટપ મેળવવાની લાલસા અને (૩) લોકપ્રિય થવાની આકાંક્ષા.

(૨૩) તું તારી જીભથી ઈશ્વરના ગુણોવિષે જે જે બોલે છે, તેની સત્યતા જો તારૂં હૃદય અને આચરણ સ્વીકારતું હશે, તોજ તારો ઈશ્વર ઉપરનો પ્રેમ શુદ્ધ ગણાશે.

(૨૪) ઈશ્વર તરફ વૃત્તિ રાખવાથી તમે ઉન્નતજ થવાના. એ રસ્તે કદી પણ અવનતિ તો થવાનીજ નહિ.



# ૯—તપસ્વી હાતમ હાસમ

તપસ્વી હાતમ હાસમ સત્યનિષ્ઠા, પ્રેમ, સહનશીલતા અને વૈરાગ્યમાં અદ્વિતીય પુરુષ હતા. ઘણેભાગે ખુરાસાનમાં તેમણે જીંદગી ગાળી હતી. ધ્યાન અને શાસ્ત્રવિચાર તેમના શ્વાસોચ્છ્વાસમાં ગુંથાયેલાં હતાં. સત્ય અને પ્રેમનું ઉલ્લંઘન કરીને તેમણે એક ડગલું પણ ભર્યું નથી. મહર્ષિ જવનિદ કહે છે કે, હાતમ હાસમ જેવા સત્યનિષ્ઠ મહાત્મા આ દુનિયામાં દુર્લભ છે. તેમના લખેલા અનેક ઉત્તમ ગ્રંથો છે. વળી બોલવા–ચાલવામાં પણ તે ઘણાજ કુશળ હતા.

એક દહાડો તેમણે પોતાના સત્સંગીઓને પૂછયું કે "કદાચ તમને કોઈ એમ પૂછે કે, હાતમ પાસેથી તમને શું શિક્ષણ મળ્યું છે? તો શો ઉત્તર આપો?"

સત્સંગીઓ—"અમે એમ કહીએ કે,અમે તેમની પાસેથી વિદ્યા મેળવી."

હાતમ—"જો તેઓ કહે કે, હાતમ તો અભણ છે. તો શું કહો ?"

સત્સંગીઓ—"કહીશું કે, અમે તત્ત્વજ્ઞાન મેળવ્યું."

હાતમ—"જો તેઓ એમ પૂછે કે, હાતમ તો અજ્ઞાની છે; તો શું કહો?"

સત્સંગીઓ—"એનો ઉત્તર અમે જાણતા નથી, આપજ કહો."

હાતમ—"તમારે કહેવું કે,અમે બે બાબતો શીખ્યા છીએ. પહેલું એ કે, દુનિયાઇ બાબતોમાં જે કાંઈ પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખવો; અને બીજું એ કે, પારકી આશ સદા નિરાશ."

તેમણે એક દહાડો પોતાના સાથીઓને કહ્યું કે "હવે કયાંસુધી હું ઉપદેશકપણાનો તમારો ભાર ઉઠાવી શકીશ? માટે બીજા કોઇ લાયક માણસને નીમો."

એક જણ બોલ્યો કે "અમુક માણસ ઉપયોગી થશે ? તેણે ઘણી વાર ધર્મયુદ્ધ કર્યાં છે."

હાતમ—"ના, એ તો ગાઝી (કાફરવિજયી) ગણાય. આ ધર્મસંસ્થામાટે એ ઉપયોગી ન ગણાય."

તે બોલ્યોઃ—"ત્યારે અમુક માણસ ઉપયોગી થશે? તેણે ઘણું ધન દાનમાં આપેલું હોઈ દાનવીર છે."

હાતમ—"ના, એ તો માત્ર દાતાજ ગણાય."

બીજો એક માણસ બોલ્યોઃ—"અમુક માણસ ઉપયોગી થશે ? તેણે ઘણી વાર હજ (મક્કાની યાત્રા) કરી છે."

હાતમ—"ના, તે તો હાજી છે. હું તો આ સંસ્થામાટે બધી રીતે ઉપયોગી હોય તેવા માણસમાટે કહું છું."

તે બોલ્યો કે "ત્યારે આપજ કહો કે, કયા કયા ગુણવાળો માણસ હોય તો તે ઉપયોગી કહેવાય?"

હાતમ—"**જે હમેશાં ઈશ્વરનો ભય રાખતો હોય અને પ્રભુસિવાય બીજાની આશા રાખતો ન હોય તે.**"

એક વાર એક ધનવાન માણસે તપસ્વી હાતમ પાસે આવીને પોતાની દોલતનો કેટલોક ભાગ આપવાની ઇચ્છા દર્શાવી.

મહાત્માએ કહ્યું કે "ના, ના. મને એથી ત્રાસ થાય છે; કેમકે તમારા મરણ પછી મારે એવું કહેવું પડે કે, હે સ્વર્ગીય જીવન આપનારા પ્રભો! મારા દુનિયાઇ દાતાનું આજે મરણ થયું."

એક વાર એક નાસ્તિક મનુષ્યસાથે મહાત્માને આ પ્રમાણે વાતચિત થઇ હતી.

નાસ્તિક—"તમે રોજ આહાર કયાંથી મેળવો છો?"

મહાત્મા—"પ્રભુના અક્ષય ભંડારમાંથી."

નાસ્તિક—"ખાઓ છો લોકોનું, અને નામ ઇશ્વરનું કેમ લો છો?"

મહાત્મા—"મેં તમારી પાસેથી કદી કાંઇ લીધું છે?"

નાસ્તિક—"ના, પણ ત્યારે તમારો આહાર શું સ્વર્ગમાંથી આવે છે?"

મહાત્મા—"હા, મારો એકલાનો નહિ, પણ તમામ પ્રાણીઓનો આહાર સ્વર્ગમાંથી આવે છે."

નાસ્તિક—"તો તો બારણું બંધ કરીને સૂઇ રહેજો અને પછી જોજો કે, તમારા મોઢામા આહાર કેવોક આવી પડે છે?"

મહાત્મા—"ઠીક, હું બાળક હતો, ત્યારે બે વરસ સૂતોજ રહ્યો હતો; છતાં આહાર મ્હારા મોઢામાં આવીને પડતો હતો."

નાસ્તિક—"આપે એવો કોઇ માણસ જોયો છે કે જે કાંઇ પણ વાવ્યા સિવાય લણી શકયો હોય?"

મહાત્મા—"હા, ઘણા માણસોને જોયા છે. અરે તને પોતાનેજ જોઉં છું. બોલ, તારા મસ્તક ઉપર તેં કેશ કયાં વાવ્યા છે? છતાં પણ વારંવાર તે ઉગે છે ને કપાવે છે પણ ખરો!"

નાસ્તિક—"ઠીક. ધારો કે, તમે આકાશમાં રહેતા હો તો ત્યાં તમને

આહાર ક્યાંથી મળે ?"

મહાત્મા--"હા, જો આકાશમાં હોઉં તો ત્યાં પણ પંખીની પેઠે મને આહાર તો મળવાનોજ."

નાસ્તિક--"ધારો કે, તમને પૃથ્વીમાં પૂર્યા હોય તો ?"

મહાત્મા--"હા,ત્યાં પણ કીડીને મળે છે તેમ મને આહાર મળત."

આ બધા ઉત્તરો સાંભળીને એ નાસ્તિક તો સ્તબ્ધજ થઇ ગયો ! એની આંખોમાંથી પશ્ચાત્તાપનાં આંસુ વરસવા લાગ્યાં. પછી તે દીનભાવે ક્ષમા માગતો હોય તેમ બોલ્યોઃ-"મહાત્મન્ ! આપ કૃપા કરીને મને કાંઇ ઉપદેશ આપો."

મહાત્મા--"ભાઇ ! તું લોકોની પાસેથી કાંઇ પણ આશા રાખતો નહિ; કેમકે એમ કરવાથી લોકો તારી પાસે પણ કશીજ લૌકિક આશા નહિ રાખે. વળી જે કાંઇ સાધના કરે, તે પ્રભુમાટે ગુપ્ત રીતે કરજે; એટલે ઈશ્વર તારૂં ગૌરવ (દુનિયાના ભલા માટે પણ) જાહેરમાં વધારશે. તું દુનિયાની સેવા કરીશ, તો દુનિયા પણ તારી સેવા કરવા ઇચ્છશે."

મહર્ષિ હાતમ કહેતા કે "રોજ પ્રાતઃકાળમાં શયતાન આવી મને પ્રશ્ન પૂછતો કે 'આજ તું શું ખાઇશ ?' હું જવાબ આપતો કે 'મડદું ખાઇશ.' શયતાન બીજો સવાલ પૂછતો કે 'પહેરીશ શું ?' હું ઉત્તર આપતો કે 'મડદા ઉપર નાખેલું કફન પહેરીશ.' ત્યારે વળી શયતાન પૂછતો કે 'તું રહીશ ક્યાં ?' હું જવાબ આપતો કે 'કબરમાં.' મ્હારા આ ઉત્તરો સાંભળીને શયતાન 'તું મ્હોટો અભાગી માણસ છે' એવું કહીને ચાલ્યો જતો."

એક દહાડો મહાત્મા હાતમ પરદેશ જવા તૈયાર થયા, ત્યારે તેમણે પોતાની સ્રીને કહ્યું કે "હું પરદેશ જાઉં છું. ત્યાં ચારેક માસ લાગશે. હવે તારેમાટે ખાધા-ખોરાકી વાસ્તે કેટલી સામગ્રી મૂકતો જાઉં ?"

તેમની સ્રી બોલીઃ-"મ્હારૂં આયુષ્ય બાકી હોય તેટલી."

મહાત્મા બોલ્યાઃ-"તારૂં આવરદા કેટલું છે, તે જાણવું એ મ્હારી સ્વાધીનતાની વાત નથી."

સ્રી બોલીઃ-"તો પછી મ્હારી આજીવિકા પણ આપના કાબુની વાત નથી."

સ્રીની પ્રભુ ઉપર આવી દૃઢ આસ્થા જોઇને મહાત્મા પરદેશ ભણી પ્રસન્નચિત્તે ચાલ્યા ગયા. તેમના ગયા પછી એક વૃદ્ધ સ્રીએ મહાત્માની પત્નીને પૂછ્યું કે "બાઇ ! હાતમ ત્હારે વાસ્તે શી વ્યવસ્થા કરતો ગયો છે ?"

મહાત્માની ધર્મપત્નીએ ઉત્તર આપ્યો કે "ડોશીમા ! મ્હારા સ્વામી તો

માત્ર ખોરાકીના ખાનારા હતા. ખોરાકી આપનારો તો અહીંઆં પ્રથમથી હતો તેમનો તેમજ બેઠેલો છે."

તપસ્વી હાતમ પરદેશ જવા તૈયાર થયા તે સમયે એક માણસ તેમની પાસે ઉપદેશ લેવા આવ્યો. મહાત્માએ તેને કહ્યું કે "જો તારે બંધુ–મિત્રની આકાંક્ષા હોય, તો તેને માટે પરમાત્માજ બસ છે; જો તારે સંગી જોઇતો હોય તો વિધાતા બસ છે; જો તારે માન–પ્રતિષ્ઠાની જરૂર હોય તો સંસાર બસ છે; સાંત્વના આપનારની આકાંક્ષા હોય તો કુરાન શરીફ બસ છે; જો તારે કાંઇ કામધંધો જોઇતો હોય તો તપશ્ચર્યા બસ છે; અને ઉપદેશ જોઇતો હોય તો મૃત્યુનું સ્મરણ બસ છે. અને મારૂં આ કહેવું તારે ગળે ન ઉતરતું હોય તો તો તારે માટે નરકસ્થાન બસ છે."

એક દહાડો તેમણે હામદ લીફાફ નામના માણસને પૂછ્યું:–"કેમ છે?" તે બોલ્યો:–"કુશળ અને શાંતિમાં છું." મહાત્મા બોલ્યા:–"જે કોઈ સંસારની પાર ઉતરી ગયો હોય, તેજ કુશળ કહેવાય; અને જેણે સ્વર્ગીય જીવન જીવી જાણ્યું હોય, તેજ શાંતિમાં છે એમ કહેવાય."

કેટલાંક માણસોએ મહાત્માને પૂછ્યું કે "આપને શી અભિલાષા છે?" તેમણે કહ્યું:–"દહાડો અને રાત સુખમાં રહેવાની અભિલાષા છે. હું જે દિવસે ઈશ્વરનો કાંઈ પણ અપરાધ ન કરૂં, તેજ દહાડો હું સુખનો દિવસ સમજું છું."

એક માણસે મહાત્મા હાતમને કહ્યું કે "અમુક માણસે ધનનો ઘણો સંગ્રહ કરેલો છે." મહાત્માએ પૂછ્યું "ધન કમાવા સાથે તે આયુષ્ય પણ કમાયો છે કે?" પેલો માણસ બોલ્યો "નાજી." મહાત્મા બોલ્યા "તો પછી એ ધન મરી ગયા પછી એને શે કામે આવશે?"

કોઇએ મહાત્માને કહ્યું કે "તમારે કાંઇ જોઇતું હોય તો મને કહો."

મહાત્મા બોલ્યા:–"હા, મારી માગણી એટલી છે કે, તમે મ્હારી પાસે આવશો નહિ અને હું તમારી પાસે આવું નહિ."

એક સાધુ પુરુષે મહાત્મા હાતમને પૂછ્યું કે "તમે નમાજ કેવી રીતે પઢો છો?" મહાત્મા બોલ્યા "નમાજનો સમય થાય ત્યાર પહેલાં તો હું અજુ કરૂં છું. બાહ્ય અજુ જળથી કરૂં છું અને આંતરિક અજુ પશ્ચાત્તાપથી કરૂં છું. પછી મસીદમાં જાઉં છું. ત્યાં હું કાબા મંદિરનું દર્શન કરૂં છું અને મહાત્મા ઇબ્રાહીમનું સ્થાન મારાં ભવાંની વચ્ચે નિહાળું છું. સ્વર્ગલોકને

મારી જમણી બાજુએ, નરકલોકને મારી ડાબી બાજુએ, સંસારથી પાર પહોંચવાના પૂલને પગ નીચે અને મરણને પીઠ પાછળ ઉભેલું કલ્પીને મારૂં હૃદય ઈશ્વરમાં અર્પણ કરૂં છું. એ વખતે શ્રદ્ધાપૂર્વક સ્તુતિ કરૂં છું; પછી સન્માનપૂર્વક ઉભો થાઉં છું. પ્રભુના ભયથી મંત્ર જપું છું. વિનય સાથે પીઠ નમાવીને દીનતાનાં વચનો ઉચ્ચારી ભૂમિતળે મારૂં મસ્તક મૂકું છું, પછી ગંભીરતાપૂર્વક બેસું છું અને કૃતજ્ઞતાપૂર્વક સલામ કરૂં છું. મારી નમાજ આ પ્રકારે પૂરી થાય છે."

એક વાર કેટલાક પંડિતોની સાથે વાત નીકળતાં મહાત્માએ કહ્યું કે, જો તમારી આ ત્રણ અવસ્થાઓ ન હોય, તો નરકજ તમારે માટે યોગ્ય છેઃ-(૧) તમારી પાસેથી જે વર્તમાન દિવસ વિદાય થાય છે, તેને માટે ખેદ કરવો. (કેમકે જે દહાડો ચાલ્યો ગયો તેમાં હું કાંઈ સંતોષકારક ભજન-સાધન કરી શકયો નહિ; અને પાપને માટે પ્રભુની ક્ષમા માગી શકયો નહિ. જો ગઈ કાલનો પશ્ચાત્તાપ આજે કરવાનો રાખીશ તો પછી આજનો પશ્ચાત્તાપ કયારે કરીશ?) (૨) પ્રાપ્ત થયેલા આજના દિવસનેજ સારામાં સારો ગણી પોતાના આત્માના કલ્યાણને માટે યથાશક્તિ કાર્ય કરવાં અને શત્રુઓને પણ સંતોષ આપવો. (૩) આવતી કાલે તમારેમાટે મરણ આવશે તે વિષે સદા ચેતતા રહેવું.

જયારે મહાત્મા હાતમ બગદાદમાં આવ્યા, ત્યારે ત્યાંના ખલિફાએ સમાચાર સાંભળ્યા કે, ખુરાસાનથી એક મહાવિરાગી પુરુષ અહીં આવેલા છે. આથી ખલિફાએ તેમને માનપૂર્વક તેડાવ્યા. ખલિફાની પાસે હાજર થઈ મહાત્મા બોલ્યાઃ-"વિરાગી પુરુષ! આપને સલામ."

ખલિફા—"હું વિરાગી નથી.મારી આજ્ઞામાં તો આખો સંસાર ચાલે છે. હું વિરાગી શાનો? વિરાગી તો તમે છો."

હાતમ—"ના, તમેજ વિરાગી છો."

ખલિફા—"શી રીતે?"

મહાત્મા—"ઇશ્વર કહે છે કે,સાંસારિક સંપત્તિ તો કશી વિસાતમાં નથી. તમે સ્વર્ગીય-દૈવી-સંપત્તિને જતી કરીને આ તુચ્છ સંસારસંપત્તિને પોતાની માની લીધી છે; માટે ખરેખરા વિરાગી તો તમેજ છો. મેં તો માત્ર આ અસાર સંસારની તુચ્છ લાલસાઓજ છોડી છે અને સર્વશ્રેષ્ઠ દૈવી સંપત્તિમાં આસક્તિ બાંધી છે; એટલે તમારા જેવા મોટા ત્યાગીની આગળ હું વિરાગી શાનો?"

## આ મહાત્માનાં વચનામૃત

૧-બે બાબતોથી ચેતતા રહેજોઃ-(૧)અહંકાર(૨)લોભ. અહંકારી માણુસની તેના પોતાનાજ ગૃહકુટુંબમાંનાં હલકાં માણુસોને હાથે દુર્ગતિ થવાની-

અર્થાત્ તેણે તુચ્છ માનેલાં માણસોનું અપમાન સહન કર્યા પછીજ તે મરવાનો. વળી લોભી માણુસ પણ જ્યાંસુધી આ દુનિયામાં ભૂખ-તરસની પીડા પામ્યો નથી, ત્યાંસુધી કુદરત તેને સંસારમાંથી જવા દેતી નથી.

૨-પંડિતો અને વૈરાગીઓનો અહંકાર જો શ્રીમંતો અને રાજાઓના અહંકાર સાથે તોળવામાં આવે, તો પંડિતો ને વૈરાગીઓનો અહંકાર વજનમાં ઘણો વધારે જણાશે.

૩-મન ચાર પ્રકારનાં હોય છે:-(૧)મુરદાલ મન,(૨)રોગી મન,(૩) આળસુ મન અને (૪) સ્વસ્થ મન. એમાં ધર્મદ્રોહીનું મન ધર્મપાલનથી મરી પરવારેલું સમજવું, પાપીનું મન રોગી સમજવું, લોભી તથા સ્વાર્થીનું મન આળસુ સમજવું ને સાધન-ભજનમાં તત્પર રહેનારનું મન આરોગ્ય સમજવું.

૪-કોઈ પણ કાર્ય કરતી વખતે યાદ રાખજો કે, હું જે કાંઈ કરૂં છું તે બધુંજ પ્રભુ જુએ છે. જે પણ બોલું છું તે પ્રભુ સાંભળે છે. મૌન ધરતી વખતે યાદ રાખજો કે, હું શામાટે મૌન ધારી રહ્યો છું, તે પણ પ્રભુ તો જાણેજ છે.

૫-સ્પૃહા ત્રણ પ્રકારની છે:-(૧) ભોગ ભોગવવાની સ્પૃહા, (૨) બોલવાની સ્પૃહા અને (૩) જોવાની સ્પૃહા. ભોગ ભોગવતી વખતે પણ ધ્યાનમાં રાખજો કે, તે પણ પ્રભુ જોઇ રહ્યો છે; બોલતી વખતે પણ ધ્યાનમાં રાખજો કે,સત્યનો વિનાશ ન થાય; અને જોતી વખતે પણ ધ્યાનમાં રાખજો કે,સાધુતા તણાઈ ન જાય.

૬-આ ચાર બાબતોવિષે આત્મપરીક્ષા કરતા રહેજો કે:-(૧) કોઈ પણ શુભ કાર્ય કરતી વખતે તમે તે નિષ્કપટભાવે કરો છો કે નહિ? (૨)હું જે કાંઈ બોલું છું તે નિઃસ્વાર્થ ભાવે બોલું છું કે નહિ? (૩) હું કાંઇ પણ દાન-ઉપકાર કરૂં છું તે બદલાની આશાવિના કરૂં છું કે કેમ? (૪) હું ધનસંચય કરૂં છું તે કૃપણુતા ત્યજીને કરૂં છું કે કેમ?

૭-અધાર્મિક મનુષ્ય, આ સંસારમાં જે કાંઇ ગ્રહણ કરે છે તે લોભનેજ લીધે કરે છે; અને જે કાંઈ દાન કરે છે, તે પણ અધર્મમાં આગળ વધવાનેજ કરે છે.

૮-વૈરાગ્યની પહેલી અવસ્થામાં ઈશ્વર ઉપર વિશ્વાસ ઉપજે છે, બીજી અવસ્થામાં સહનશીલતા ઉપજે છે ને ત્રીજી એટલે છેલ્લી અવસ્થામાં ઈશ્વરમાં પ્રેમ પ્રકટે છે.

૯-જો તું ઇશ્વરનો પ્રીતિપાત્ર થવા માગતો હોય, તો ઈશ્વર જે કાંઇ સ્થિતિમાં રાખે, તે સ્થિતિમાં સંતોષ રાખતાં શીખજે.

# ૧૦—તપસ્વી ઈબ્રાહીમ આદમ

ઇબ્રાહીમ આદમ પહેલાં રાજા હતા; પણ પાછલી જીંદગીમાં તેમણે સર્વ-સ્વ છોડીને ફકીરી લીધી હતી. તેઓ પ્રભુથી ડરનારા, સત્યનિષ્ઠ અને કઠોર સાધક હતા. તેમનો ધર્મપ્રેમ, ઈશ્વિરાનુરાગ અને વ્યાકુળતા અનુપમ હતાં. તેમણે અનેક સંતોનો સમાગમ સેવ્યો હતો, તેમજ મુખ્ય ધર્માચાર્ય અબુ હનિફાના સહવાસમાં તે વધારે રહ્યા હતા. મહર્ષિ જવનિદ કહે છે કે "ઇબ્રાહીમ જ્ઞાનના બગીચારૂપ હતા." અબુ હનિફાની સમક્ષમાં તેમના સહવાસીઓએ એક વાર ઇબ્રાહીમની અવજ્ઞા કરી. આથી અબુ હનિફા નારાજ થઇને બોલ્યા કે "એમ ન કરો. ઇબ્રાહીમ તો આપણા સન્માનને યોગ્ય છે; કારણ એ હમેશાં પ્રભુસ્મરણમાંજ મગ્ન રહેનારા છે અને આપણી પેઠે અન્ય બાબતોમાં સમય વેડફી નાખતા નથી."

ઇબ્રાહીમ પહેલાં બલ્ખના રાજા હતા, ત્યારે એક વાર તે રાજમહેલના ઉપલા માળમાં રાત્રે સૂતા હતા. ત્યાં તેમણે કોઇનાં પગલાંનો અવાજ સાંભળ્યો. એ અવાજ એવો તો જોરમાં થતો હતો કે, આખો માળ કંપતો હતો. આથી ચમકીને તે બોલ્યા કે "કોણ છે એ?" આવનારે કહ્યું કે "ગભરાશો નહિ, હું તમારો શત્રુ નથી, પણ મિત્ર છું. મારૂં ઉંટ ખોવાઇ ગયું છે તે શોધવાને હું અહીં આવ્યો છું." ઇબ્રાહીમ બોલ્યાઃ—"આટલે ઉંચે માળ ઉપર ઉંટ આવી શકે ખરૂં? એ તું શું બોલે છે?" આવનાર બોલ્યોઃ—"તો અરે અબોધ! તું પણ આટલે ઉંચે રાજમહેલ ઉપર સુવર્ણના સિંહાસન ઉપર બેસીને તથા મૂલ્યવાન વસ્ત્રો પહેરીને ઇશ્વરને શોધવા ઇચ્છે છે? તું વિચારી તો જો કે, તારી રીતભાત પણ મેડીના માળ ઉપર ઉંટિયું શોધવા જેવી નથી? મારી વાતમાં તને આશ્ચર્ય શાનું થાય છે?" આટલું કહી આવનાર માણસ ઝપાટાબંધ ચાલ્યો ગયો. આ વચનોની ઈબ્રાહીમના મનપર અજબ અસર થઈ. તેમના હૃદયમાં અશાંતિનો અગ્નિ સળગી ઉઠયો, શોક અને ચિંતામાં તે દિવસો ગાળવા લાગ્યા. એટલામાં વળી એક બીજો બનાવ બન્યો. એક દહાડો તે પોતાના સભાસદો સાથે સભામંડપમાં રાજકાર્યની તપાસ ચલાવતા હતા. એટલામાં એકદમ ત્યાં કોઇ તેજસ્વી પુરુષ આવ્યો. એ આવનાર પુરુષને "તમે કોણ છો?" એટલું પૂછવાની પણ કોઇની હિંમત ચાલી નહિ. સૌ સભાસદો એ પ્રભાવશાળી પુરુષને જોઇ ચિત્રમાં આળેખેલી પ્રતિમાઓ પેરે સ્તબ્ધ બની

ગયા. પેલો તેજઃપુંજ પુરુષ તો સીધો સિંહાસન પાસેજ આવીને ઉભો રહ્યો.

ઈબ્રાહીમે તેને પૂછ્યું કે "આપની શી માગણી છે ?"

આવનાર પુરુષે કહ્યું "બીજું કંઈજ નહિ. આ મુસાફરખાનામાં આજનો દિવસ માત્ર પડી રહેવું છે."

ઈબ્રાહીમ બોલ્યાઃ–"આ મુસાફરખાનું નથી, રાજભવન છે."

આવનાર બોલ્યોઃ–"તમારા પહેલાં આ મકાનને કોણ વાપરતું ?"

" મારા પિતાજી. "

" ઠીક, તેમના પહેલાં કોણ ઉપયોગ કરતું ? "

"મારા દાદા."

" તેમના પહેલાં ? "

" તેમના પિતા. "

આ પ્રમાણે કેટલીક પ્રશ્નપરંપરા થયા પછી આવનાર બોલ્યો કે "જ્યારે આ મકાનમાં નવા નવા માણસો આવતા જાય છે ને જૂના જૂના ચાલ્યા જતા જણાય છે; ત્યારે પછી આને મુસાફરખાનું શામાટે ન કહેવું ?" આટલું બોલી તે આવનારો ચાલવા લાગ્યો. ઈબ્રાહીમે તેની પાછળ ચાલવા માંડયું. થોડે જઇ તેને પકડી પાડીને પૂછ્યું કે "આપ કોણ છો ?" તેણે કહ્યું "મારૂં નામ ×ખીજર છે." આટલું કહેતાંમાં તો તે તેજસ્વી પુરુષ અદૃશ્ય થઇ ગયો. ઇબ્રાહીમના અંતરમાં હવે તો વૈરાગ્યનો પાવક પ્રજ્વલી ઉઠયો ને તેમને બિલકુલ સંસારમાં ચેન પડયું નહિ. એક દહાડો તેમણે પોતાના નોકર સાથે ઘોડે ચઢીને વગડામાં પ્રયાણ કર્યું. વનમાં તેમણે આમતેમ ભ્રમણ કરવા માંડયું. એટલે તે નોકરોથી નોખા પડી ગયા. ત્યાં અકસ્માત અવાજ થયો. "જાગ્રત્ થા !" ઇબ્રાહીમ તો વિહ્વલ બની આમતેમ જોવા લાગ્યા; પણ અવાજ કરનાર કોઇ દેખાયું નહિ. વળી બીજી તથા ત્રીજી વાર પણ એજ અવાજ સંભળાયો. આ અવાજ કોણ કરે છે ? એ ન જણાવાથી રાજા આશ્ચર્યચકિત થતા હતા, ત્યાં ચોથી વાર સંભળાયું કે " મૃત્યુ આવીને તને જગાડે તેના પહેલાં તારી મેળેજ જાગ્રત્ થઇ જા. "

આવા આવા વૈરાગ્યસૂચક શબ્દો સાંભળીને તેમણે દીર્ઘ નિઃશ્વાસ મૂકયો

× મુસલમાનો ખીજરને એક અમર પેગંબર માને છે; અને એમ પણ માને છે કે, જે મહાભાગ્યવંત પવિત્ર માણસ હોય, તેનેજ એ પેગંબર દર્શન આપીને કૃતાર્થ કરે છે.

અને બહુજ વિચારમાં પડી ગયા. મન સંસારથી ઉપરામ થતું ગયું અને જેમ જેમ મનમાંથી સંસારની માયા ખસતી ગઇ, તેમ તેમ સત્યનો પ્રકાશ પડવા લાગ્યો. સ્વર્ગનું દ્વાર તેમને વાસ્તે ખુલ્લું થવા લાગ્યું અને ઈશ્વરી પ્રકાશ જણાવા લાગ્યો. પશ્ચાત્તાપને લીધે તેમનાં નયનોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી ને એ અશ્રુવારિથી તેમનાં વસ્ત્રાભૂષણો ભીંજાઇ ગયાં. વનનો રાજમાર્ગ છોડીને તેઓ તેના એક ખૂણા તરફ ચાલ્યા. ત્યાં તેમણે એક રખવાળને જોયો. એ રખવાળે શરીરે ફાટયાં–તૂટયાં કપડાં પહેર્યાં હતાં. એની ટોપી પણ ચૂંથા જેવી થઇ ગયેલી હતી. ઇબ્રાહીમે પોતાનાં કિંમતી વસ્ત્રાલંકાર તથા હીરા-જડિત મુકુટ એ રખવાળને આપ્યાં ને તેનાં ફાટયાં–તૂટયાં કપડાં તથા ટોપી પોતે પહેર્યાં. બલ્ખનો રાજા રાજવેશ છોડીને એક રખડતો ભિખારી બન્યો ! આ પ્રમાણે રાજસિંહાસન છોડીને જ્યારે તે નીચી ભૂમિ ઉપર ઉતર્યા,ત્યારેજ તેમની દષ્ટિમાં દેવલોકનો પ્રકાશ પડયો. જ્યારે આ ભૂમિનું રાજ્ય તેમણે ત્યજ્યું, ત્યારેજ તે પરભૂમિનું અલૌકિક અમર રાજ્ય પામવાને ભાગ્યવંત બન્યા. તે પગપાળા દીનવેશે અરણ્યોમાં ને પર્વતોમાં ભટકવા લાગ્યા તથા પોતાનાં પાપકર્મોમાટે આક્રંદ કરવા લાગ્યા. આમ કેટલોક સમય ભટકયા પછી નેશાપુર નગરની પાસેની એક ગુફામાં ઇબ્રાહીમે નિવાસ કર્યો ને ત્યાં તેમણે લગભગ નવ વર્ષ કાઢયાં. એ એકાંતવાસમાં રહીને તેમણે અંતઃશત્રુઓ સાથે લાંબા કાળસુધી લડાઈ કરી ને અંતઃશત્રુઓ( કામ, ક્રોધ વગેરે )ને હણ્યા.ત્યાં તે પોતાનું ગુજરાન શી રીતે ચલાવતા ? એ વિષે કોઇ કહે છે કે,જ્યારે તે ભૂખ્યા થતા, ત્યારે તે ગુફાની બહાર આવતા, જંગલમાંથી લાકડાં વીણી ભારો બાંધતા ને એ ભારો માથે ઉપાડી નેશાપુરમાં વેચવા આવતા. એમાંથી જે કાંઇ દ્રવ્ય મળતું તેમાંથી અર્ધાનું તો તે દુઃખી દરિદ્રીઓને દાન કરતા તથા બાકીનું પોતાના ખોરાકમાં વાપરતા. શુક્રવારને દહાડે તે નેશાપુરની મસીદ-માં નમાજ પઢવા આવતા. આ પ્રમાણે નવ વર્ષ લગી તેમણે પોતાનું જીવન ગાળ્યું. એ ગુફામાંજ તે અનેક વાર સંકટોમાં આવી પડેલા; પરંતુ ઇશ્વર-કૃપાએ તેમનું રક્ષણ કર્યું હતું. એક વાર તે બરફનાં ચોસલાંના બોજા તળે કચરાઈ જવાની હાલતમાં આવી પડયા હતા અને બીજી વાર ભયંકર અજ-ગરના મુખમાં આવી પડયા હતા; પણ રામ રાખે તેને કોણ ચાખે ?

એમ કહેવાય છે કે, જ્યારે ઇબ્રાહીમ રાજ્યપાટ તજી અરણ્યમાં ચાલી નીકળ્યા, ત્યારે તેમને એક ધર્મપરાયણ પુરુષ મળ્યો. તેણે ઇબ્રાહીમને પ્રભુ-

નામના મહામંત્રની દીક્ષા આપી. એજ નામથી ઇબ્રાહીમ જપ કરવા લાગ્યા. થોડાજ સમયમાં તેજસ્વી મહાત્મા "ખિજર"ની સાથે ઇબ્રાહીમનો સમાગમ થયો. મહાત્મા ખિજરે કહ્યું કે "હમણાં જેણે તમને દીક્ષા આપી, મંત્રજાપ કરવાની આજ્ઞા કરી તે મારા ભાઇ અલિયાસ હતા. ત્યારપછી ખિજરની સાથે તેમને ધર્મસંબંધી તથા ઈશ્વરસંબંધી ઘણીક વાતો થઇ. મહાપુરુષ ખિજરના પ્રતાપે ઈબ્રાહીમના જીવનમાં મોટો ફેરફાર થઇ ગયો. એક રીતે ખિજરજ તેમના ગુરુ હતા. એજ મહાત્માના ઉપદેશથી ઇબ્રાહીમે રાજ્યપાટનો ત્યાગ કર્યો હતો તે આગળ કહેવાઇ ગયું છે.

ચૌદ વર્ષ સુધી ઇબ્રાહીમ ભિન્ન ભિન્ન સ્થળે રહ્યા હતા. વગડામાં અને રસ્તામાં અનેક સ્થળે તેમણે પ્રભુની ઉપાસના અને પ્રાર્થના કરી હતી. આ પ્રમાણે ઘણો સમય ગાળ્યા પછી તે મક્કા તરફ ચાલ્યા. તેઓ મક્કાથી થોડે દૂર હતા ત્યાં મક્કાવાસી મહાપુરુષોને મહાત્મા ઇબ્રાહીમના પધારવાના સમાચાર મળ્યા. એટલે મક્કામાં તેમની પધરામણી કરાવવા સારૂ તેમણે ગોઠવણ કરવા માંડી. તપસ્વી ઈબ્રાહીમને એ વાતની ખબર પડી, એટલે પોતાને કોઇ ન ઓળખી શકે એ કારણથી તેઓ વેપારીના કાફલા સાથે ભળી ગયા. મક્કાવાસીઓએ તો ઇબ્રાહીમની ઘણીયે શોધાશોધ કરી, પણ પત્તોજ ન લાગ્યો.

એક મક્કાવાસી શોધતો શોધતો કાફલામાં રહેલા ઈબ્રાહીમને મળ્યો ને તેમને પૂછયું કે "આટલામાં તપસ્વી ઇબ્રાહીમને આપે જોયા? મક્કાના સજ્જનો તેમનો સત્કાર કરવાને ચાહે છે."

ઇબ્રાહીમ બોલ્યાઃ—"અરે મક્કાવાસી ભોળા લોકો! તમારે એ મહાપાખંડી ઈબ્રાહીમનું શું કામ છે? એથી તમને શો ફાયદો થવાનો છે?"

આ વચનો સાંભળતાંજ પેલો મક્કાવાસી ઉશ્કેરાઇ ગયો ને તેણે ગળચી પકડી ઇબ્રાહીમને મેથીપાક જમાડતાં જમાડતાં કહ્યું કે "નાદાન! એવા મહાપુરુષને તું પાખંડી કહે છે તે ઉપરથી સમજાય છે કે, તું પોતેજ મોટો પાખંડી છે."

આ પ્રમાણે અપમાન પામ્યા છતાં પણ એ તો શાંતજ રહ્યા; ને બોલ્યા કેઃ—"ભાઇ! હું પણ એજ વાત કહું છું કે, હું પાખંડી છું." પછી પોતાના મનમાંજ કહેવા લાગ્યા કે "હે દુષ્ટ મન! તને યોગ્યજ શિક્ષા મળી છે." પછી તેઓ પ્રભુને ધન્યવાદ દેવા લાગ્યા. પેલો માણસ સમજ્યો કે, આ પંડેજ મહાત્મા ઇબ્રાહીમ છે, ત્યારે તે રડી પડીને ક્ષમા માગવા લાગ્યો; પણ મહાત્મા-

એ તેને હસતાં હસતાં કહ્યું કે "એમાં શું ? તેં યોગ્યજ કર્યું છે. મ્હારૂં પોતાનું મન કેટલું પાખંડી છે, તે હું સારી રીતે જાણું છું." આ પછી તેઓ મક્કામાં રહ્યા. ત્યાં તેમને ઘણા તપસ્વીઓનો સમાગમ થયો ને તેઓ એમના મિત્રો થયા.

મક્કામાં પણ તેઓ જાતે પરિશ્રમ કરીને નિર્વાહ ચલાવતા. અરણ્યમાં જઇ લાકડાં કાપી પંડે બજારમાં ઉપાડી લાવતા ને તે વેચીને રોટી લેતા. કોઈ વાર જંગલમાંથી શાકભાજી, ફળફૂલ વગેરે વીણી લાવતા અને તે વેચીને ખોરાક મેળવતા. રાજ્યપાટ છોડયું તે સમયે તેમણે પોતાના ગૃહસ્થાશ્રમમાં એક ધાવણો પુત્ર મૂકેલો હતો. એ પુત્ર મોટી ઉંમરનો થયો, ત્યારે તે પોતાની માતાની સાથે મક્કે આવ્યો અને પોતાના પિતાને મળવા તલપાપડ થવા લાગ્યો. મહાત્મા ઇબ્રાહીમનો એવો નિયમ હતો કે,તે દરરોજ સવારમાં જંગલમાં ચાલ્યા જતા ને સાંજ પડયે મક્કામાં પાછા ફરતા. પછી લાકડાં કે તરકારી જે કાંઈ લાવ્યા હોય તે વેચીને ખોરાક લેતા ને ગરીબોને તથા ફકીરોને ખવડાવી સાંજની નમાજ પછી પોતે ખાતા. કોઇ કોઇ વાર લોટ વેચાતો લઇ સ્વહસ્તેજ તેની રોટી બનાવતા; ને દીનદરિદ્રોને ખવરાવતા. રાજકુમારે જોયું તો પોતાના પિતા માથે લાકડાંનો ભારો લઇ ધીરે પગલે મક્કામાં ચાલ્યા આવે છે. આ હૃદયભેદક દશ્ય જોઇને પુત્ર વ્યાકુળ બની જઈ રોવા જેવો થઇ ગયો. પોતાના સ્વામીનાથની દીન–દરિદ્ર દશા જોઇને રાણી પણ રોઇ પડયાં. આ પ્રસંગનું વર્ણન કયી કલમ કરી શકે ? કાબા મંદિરની સમીપમાંજ પિતા-પુત્રનો આ મેળાપ અને પરિચય થયો હતો. ઇબ્રાહીમે પોતાના પુત્રને સ્નેહભાવે ભેટી કુશળ સમાચાર પૂછયા. પછી તે પુત્ર પણ મક્કામાંજ રહ્યો અને સમય જતાં ત્યાંજ એ બાળકનું મરણ થયું હતું.

એક રાત્રિએ ઇબ્રાહીમનો એક સાથી બહુજ બિમાર થયો. શિયાળાની રાત હતી એટલે ટાઢ કહે કે મ્હારૂં કામ. વળી જે ઝુંપડીમાં તે હતો તે ઝુંપડીને બારણું પણ નહોતું. આથી ઇબ્રાહીમ સૂર્યોદય થયો ત્યાં-સુધી બારણામાંજ ઉભા રહ્યા. પછી પેલા રોગીએ પૂછયું કે "તમે આમ શામાટે કર્યું ?" ઇબ્રાહીમ બોલ્યાઃ–"તમારૂં શરીર દુઃખી અને નબળું છે; અને એવા શરીરને જો ઠંડો વા લાગે તો પીડા બહુ વધી જાય, માટે તેમ ન બને તેટલાજ સારૂ હું બારણામાં ઉભો રહ્યો હતો." કેટલી દયા !

એક બીજો કહે છે કે "હું એક વાર મહર્ષિ ઈબ્રાહીમની સાથે મુસાફરી

કરતો હતો. રસ્તામાં મને મંદવાડ થયો. એટલે પોતાની પાસે જે કાંઇ હતું તે મહર્ષિએ મારા ઓસડ–વેસડમાં વાપરી નાખ્યું ને પોતાની પાસે કાંઇ ન રહ્યું ત્યારે છેલ્લે મારૂં ખચ્ચર પણ વેચી નાખ્યું. જ્યારે હું ભાનમાં આવ્યો, ત્યારે મેં તેમને પૂછ્યું કે 'મારૂં ખચ્ચર ક્યાં ?' તેમણે કહ્યું " એને તો વેચી નાખવું પડયું છે." મેં કહ્યું:–'હવે મારે શા ઉપર બેસીને મુસાફરી કરવી?' તે બોલ્યા:–'મારી ખાંધ ઉપર બેસજો.' આ પછી એમણે ત્રણ દહાડાસુધી મને ખાંધે બેસાડીને મુસાફરી કરાવી."

મહાત્મા ઈબ્રાહીમ જંગલમાં નિર્જન પ્રદેશમાં રહેતા હતા, ત્યાં આ પ્રમાણે એક વાર બનાવ બન્યો. એક દહાડો તેમને ખાવાને કશુંજ મળ્યું નહિ. ત્યારે એને માટે ઇશ્વરને તેમણે અત્યંત ધન્યવાદ આપ્યો અને પછી આખી રાત ઉપાસના કરવા લાગ્યા. બીજે દહાડે પણ કાંઇ ખાવાનું મળ્યું નહિ; ત્યારે તે દહાડો પણ ધ્યાન–ભજનમાંજ ગાળ્યો. આ પ્રમાણે અન્નવિના સાત દહાડાના ફાકા થયા; તેથી તેમનું શરીર તદ્દન અશક્ત થઇ ગયું, ત્યારે તે બોલ્યા કે "હે પ્રભો ! જો હવે ખાવા દે તો..........." આટલું બોલે છે ત્યાં તો એક યુવક તેમની પાસે આવ્યો ને બોલ્યો કે " શું તમે તમારી નબળાઇ દૂર કરવા ચાહો છો ?" ઇબ્રાહીમે કહ્યું "હા, એવી ઇચ્છા તો છે." પછી પેલો યુવક ઘણા માનથી ઇબ્રાહીમને પોતાને મકાને લઇ ગયો ને ત્યાં જઇ સારી રીતે જોયું તો પોતાના અતિથિ મહાત્મા ઈબ્રાહીમ છે ! એમ જાણી તે ઘણોજ પ્રસન્ન થયો અને બોલ્યો:–" અહો કોણ ? મહાત્મા ઇબ્રાહીમ ! પધારો, પધારો! ધન્ય ભાગ્ય મારાં,કે આપનાં પવિત્ર પગલાંમારી ઝુંપડીએ થયાં. હું તો આપનો દાસ છું. આ મારૂં જે કાંઈ ધન છે તે હું આપનાં ચરણોમાં સમર્પણ કરૂં છું. હું આપનો કિંકર થઇ રહીશ." ઇબ્રાહીમ બોલ્યા:–"ભાઇ ! તેં મને જે આપવા ધાર્યું છે,તે હું તને પાછું આપું છું; ને હવે મને રજા આપ કે હું મારે સ્થાનકે ચાલ્યો જાઉં." આટલું બોલી તે ત્યાંથી ચાલી નીકળ્યા ને આકાશ તરફ જોઇ પ્રભુનું સ્મરણ કરીને કહ્યું કે:–"હે પાકપરવર દિગાર ખુદા ! મેં તો માત્ર એટલુંજ ઇચ્છયું હતું કે 'આપને ઠીક લાગે તો મને કાંઇક ખાવાનું આપો.' રોટી સિવાય બીજું માગતો ન હતો; આમ છતાં મને સાંસારિક ધનમાં શાથી લલચાવો છો ?"

**એક વાર એક ગૃહસ્થે હજાર મુદ્રાઓની થેલી ઇબ્રાહીમ પાસે ધરીને સ્વીકારવા પ્રાર્થના કરી. મહાત્માએ ઉત્તર આપ્યો કે "ગરીબ પાસેથી પાઇ પણ**

હું લેવા ઇચ્છતો નથી."

ધનવાને કહ્યું કે, હું ગરીબ કે નિર્ધન નથી; મારી પાસે તો પુષ્કળ ધન છે.

પછી ઇબ્રાહીમે કહ્યું કે " પરંતુ તમારે હજી પણ વધારે ધન તો જોઇએ છેજ ને ? "

ધનવાને કહ્યું કે "હા" એટલે મહાત્માએ કહ્યું કે 'ધનવાન છતાં પણ જેની ધનેચ્છા ટળી ગઇ નથી, તેને હું સર્વથી વધારે ગરીબ ગણું છું."*

કહેવાય છે કે, એક વાર મહાત્મા ઇબ્રાહીમથી લાગલાગટ ચાળીસ દહાડા સુધી સ્વસ્થચિત્તે પ્રભુની ઉપાસના થઈ શકી નહિ. આથી તેમનું ચિત્ત અંતરની વેદનાથી બળવા લાગ્યું. કારણ તપાસતાં તેમને માલમ પડ્યું કે, મેં બસરામાં એક માણસને ફળ ખવરાવેલું હતું તે ફળ મારૂં ન હતું છતાં મેં મારૂં કહેલું હતું. આ પાપથી ચિત્ત અસ્વસ્થ થયું છે ને ઉપાસનાકાળે એકતાર થતું નથી; એટલે તેઓ પાછા બસરા ગયા અને એ ફળનો જે માલિક હતો તેની પાસે જઇ આ વાત નિવેદન કરી તથા એ ફળ બક્ષાવીને હલાલ કરાવ્યું-એટલે કે એ સંબંધી થયેલું પાપ નિર્દોષપણામાં ફેરવાવ્યું, ત્યારેજ તેમના ચિત્તને શાંતિ વળી.

એક વાર મહાત્મા ઇબ્રાહીમ ફરતા હતા. તેમણે રસ્તામાં મૂર્છા પામેલો એક દારૂડીઓ જોયો. દારૂડીઓ અસ્તવ્યસ્ત વસ્ત્રે બેભાન દશામાં પડેલો હતો ને ઉલટી થવાથી તેનું ડાચું પણ ફાટી ગયેલું હતું. એ ગંદા મુખ ઉપર માખીઓ બણબણાટ કરતી હતી. સાધુઓનાં અંતઃકરણ અત્યંત દયાળુ હોય છે. આ નિશાબાજ ઉપર પણ મહાત્માને અત્યંત દયા આવી ને તેથી પાડોશમાંથી જળ લાવીને તેમણે તેનું મ્હોં ધોઈ સાફ કર્યું તથા કહ્યું કે " અરે ભાઇ ! જે મુખથી પવિત્ર પ્રભુનું નામ જપાય છે, તે મુખને તેં આવું ગંદુ શામાટે કર્યું છે ? " આટલું કહીને મહાત્મા તો ત્યાંથી ચાલ્યા ગયા; પણ જ્યારે તે દારૂડીઆને ભાન આવ્યું ને કોઈએ તેને ઉપલી વાત કહી કે, મહાત્મા ઇબ્રાહીમે તારૂં મ્હોં ધોયું હતું ને આ પ્રમાણે કહ્યું હતું; ત્યારે તેને ભારે શરમ લાગી અને ત્યારથી તેણે સદાને માટે દારૂ મૂકી દીધો. આ બનાવ પછી ઇબ્રાહીમને એવો ઇશ્વરી અવાજ સંભળાયો હતો કે " હે ઇબ્રાહીમ ! તેં તો મ્હારે માટે એક માણસનું મોઢુંજ માત્ર થોડી વાર ધોઇને સાફ કર્યું; પણ હું તો તારા આંતરિક અંગને (અંતઃકરણને)× ધોઇને રોજ રોજ સાફ કર્યા

* को वा दरिद्रो विशालतृष्णा !

× स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् (ભગવદ્ગીતા)

કરૂં છું. એક વાર મહાત્મા ઇબ્રાહીમ સડકપર ચાલ્યા જતા હતા, ત્યાં તેમને ચોકીદાર સિપાઇએ પૂછયું કે "તું કોણ છે રે?" મહાત્માએ ઉત્તર આપ્યો "ગુલામ."

સિપાઇએ ફરી પૂછયું કે "કયાં રહે છે?"

મહાત્માએ જવાબ આપ્યો કે "કબરસ્તાનમાં."

સિપાઈને આ ઉત્તર મશ્કરી જેવો લાગવાથી અને એક મેલાઘેલા જેવો માણસ એવો ઉત્તર આપે તેથી ગુસ્સો ચઢવાથી તેણે મહાત્માને બે–ચાર સખ્ત ફટકા લગાવી દીધા; પણ પછી તેને માલૂમ પડયું કે, આ તો મહાત્મા ઈબ્રાહીમ છે, ત્યારે તેણે ચરણોમાં પડી મહાત્માની ક્ષમા માગી.

મહાત્મા બોલ્યાઃ–"તેં જે કાંઇ કર્યું છે, તેથી તો ઉલટો મને લાભજ થવાનો છે; જેથી હું તારા ઉપર ગુસ્સે થઈને તારી દુર્ગતિ નહિ ઇચ્છતાં તારૂં ભલુંજ ઈચ્છું છું." પછી પેલા સિપાઈને એ વાર્તાનો મર્મ સમજાવીને કહ્યું કે "ભાઈ! બધાં માણસો પ્રભુનાં દાસજ છે, તેમ હું પણ દાસ છું. વળી શહેરમાંથી માણસો રોજ થોડે થોડે કબરસ્તાન ભણી રવાના થતાં જાય છે, એટલે સર્વ કોઈની પેઠે આ ગુલામનું પણ છેલ્લું રહેઠાણ તો કબરસ્તાનજ છે. મેં જરા પણ તને અસત્ય કહ્યું નહોતું; પણ તારી સમજફેર થઇ હતી."

એક વાર તે હોડીમાં બેઠા હતા અને તેમની બાજુમાં કોઈ દુષ્ટ મુસાફર બેઠો હતો. એ દુષ્ટ માણસે એમને ગળું પકડી ધક્કા મારીને પાણીમાં ફગાવી દીધા. પછી માંડમાંડ તરીને તેઓ કાંઠે પહોંચ્યા અને ઉગર્યા. આ અવસ્થામાં પણ તેમનું હૃદય અને મુખમંડળ પ્રફુલ્લજ હતાં.

મહાત્મા ઈબ્રાહીમે એક વાર કોઇ ફકીરને પોતાની ફકીરી માટે તથા ગરીબાઇ માટે ખેદ કરતો જોયો. એ જોઇને મહાત્માને લાગ્યું કે "આ માણસે ફકીરી વગરકિંમતેજ તફડાવી લીધેલી લાગે છે અને તેથીજ તેને ફકીરી વસમી પડી ગયેલી જણાય છે. મફતના માલથી તો એવુંજ થાય."

પેલે સામું પૂછયુંઃ–"શું ફકીરી તે વળી વેચાતી હશે?"

તેમણે કહ્યુંઃ–"હા. મેં બલ્ખનું રાજ્ય આપીને ફકીરી લીધી છે."

એક વાર મહર્ષિ ઈબ્રાહીમને કોઇએ પૂછયું કે "તમે રાજા હોવા છતાં એવી શી વિપત આવી પડી કે જેથી આવડું મોટું રાજ્ય છોડી દીધું?"

મહર્ષિએ કહ્યુંઃ–"હું એક દહાડો મ્હારા સિંહાસન ઉપર બેઠો હતો. સામે અરીસો ટાંગેલો હતો, મ્હેં તેમાં જોયું તો મ્હારા રાજમહેલને સ્થળે

શ્મશાન જોયું. ત્યાં મેં એક પણ સગુંવહાલું ઉભેલું જોયું નહિ. મારો ત્યાગ કરીને તેઓ સૌ ચાલ્યાં ગયાં હોય અને જાણે હું એકલો પડી ગયો હોઉં એવું ભાન થયું. મુસાફરી કરવા સારૂ મારે માટે લાંબો રસ્તો પડેલો હતો તેનું પણ મને દર્શન થયું; પરંતુ રસ્તામાં કામ આવે એવું મારી પાસે કાંઈજ ભાતું હતું નહિ. પછી મેં એક મહાન સિંહાસન ઉપર એક તેજસ્વી ન્યાયાધીશ બેઠેલો જોયો. મારો બચાવ કરવાનું મને ઘણુંએ મન થયું; પણ એ સ્થળે કામ લાગે એવી એક પણ દલીલ મને જડી શકી નહિ. આથી હું બહુજ મુંઝાયો, મારા મનમાં રાજ્ય ઉપર વૈરાગ્ય પેદા થયો અને આખરે સઘળું તજી દઈ ફકીરી ધારણ કરી."

એક દિવસ એક માણસે મહાત્મા ઈબ્રાહીમની પાસે આવીને કહ્યું કે "મહાત્મન્! મેં ઘણાં પાપ કર્યાં છે, તો મને એવો માર્ગ બતાવો કે જે રસ્તે ચાલવાથી મારૂં ભલું થાય."

ઇબ્રાહીમ બોલ્યાઃ–"જ્યારે તમે પાપ કરો, ત્યારે તમારે ઇશ્વરે આપેલું અન્ન જમવું નહિ."

પેલો માણસ બોલ્યોઃ–"ઇશ્વરજ સૌની આજીવિકા ચલાવનાર છે, એટલે પછી એને મૂકીને બીજે ક્યાંથી આજીવિકા મેળવવી?"

ઇબ્રાહીમ બોલ્યાઃ–"જો તું એટલું સમજે છે કે, ઈશ્વરજ સૌની આજીવિકા ચલાવનાર છે; તો પછી તું કહે કે ઇશ્વરનું આપેલું ખાવું ને તેની આજ્ઞા વિરુદ્ધ વર્તવું, એ પણ શી રીતે યોગ્ય કહેવાય? માટે જ્યારે પણ તમારે માલિકોના માલિકની આજ્ઞા વિરુદ્ધ વર્તીને પાપજ કરવું હોય, ત્યારે ઈશ્વરના રાજ્યની બહાર જઇનેજ કરવું જોઇએ. કાં તો તેનું આપેલું અન્ન–ફળ તજી દેવું કે કાં તો પ્રભુના રાજ્યમાં રહીને પાપ કરવાનું તજી દેવું."

પેલો માણસ બોલ્યોઃ–"પણ ઇશ્વિરનું રાજ્ય છોડીને તો જવુંજ ક્યાં? ચારે બાજુ ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમમાં તેમજ ઉપર અને નીચે સર્વે સ્થળે પ્રભુનુંજ રાજ્ય પ્રવર્તી રહ્યું છે."

મહાત્મા ઇબ્રાહીમ—"તો પછી ઇશ્વિરના રાજ્યમાં રહેવું અને તેની આજ્ઞાવિરુદ્ધ વર્તવું એ પણ માણસને શોભે ખરૂં? છતાં પણ જો પાપ કરવુંજ હોય, તો તો પછી જ્યાં તને પ્રભુ ન દેખે એવેજ કોઈ ઠેકાણે જઇને પાપ કરવું જોઇએ."

પેલો માણસ કહે કે "પણ એવું શી રીતે બને? પ્રભુ તો સર્વવ્યાપક અને સર્વજ્ઞ છે."

મહાત્મા ઇબ્રાહીમ--"તો પછી એ પણ જરાય યોગ્ય નથી કે, તેની આપેલી જીવિકા લેવી, તેના રાજ્યમાં વાસ કરવો અને પાછું તેનીજ નજર આગળ પાપ કરવું !"

"પણ ઠીક, ચાલ; તું એક કહ્યું કર. તે એ કે, જ્યારે તારૂં મૃત્યુ આવીને હાજર થાય, ત્યારે તેને કહેજે કે ઘડીક ઉભું રહે; અને મને પસ્તાવો કરવાનો થોડોક વખત આપ."

પેલો માણસ બોલ્યોઃ—"અરે એવું તે બની શકે ? મોતે કોઇને પણ એક પળ જેટલો વખત આપ્યો છે કે મને આપે ?"

મહાત્મા ઇબ્રાહીમ--"એમજ હોય તો તો પછી અત્યારે પ્રથમથીજ પશ્ચાત્તાપ કરી લેવાનું રાખજે."

પેલાએ કહ્યુંઃ–'એ પ્રમાણે મારાથી બની શકતું નથી.'

મહાત્માએ કહ્યુંઃ–"તો પછી ન્યાયાધીશ આગળ શો જવાબ આપીશ ? તે પણ અત્યારથી નક્કી કરી રાખ. જ્યારે તારે માટે એવો હુકમ થાય કે 'આ પાપાત્માને નરકમાં લઇ જાઓ' ત્યારે તારે નાજ પાડી દેવી કે હું તો ત્યાં જવાનો નથી."

પેલો માણસ--"ના ના. એ તો ના કહું તો પરાણે પણ પકડી જાય !"

મહાત્મા ઈબ્રાહીમ--"તો પછી અત્યારથી એવોજ નિશ્ચય કર કે, હવેથી હું પાપજ નહિ કરૂં."

પેલો માણસ--"મહાત્મન્ ! આપે જે કહ્યું તે યથાર્થજ છે."

આ ઉપદેશ સાંભળીને પેલો માણસ પોતાનાં પાપોમાટે બહુજ પસ્તાવો કરવા લાગ્યો અને પછીથી આખી જીંદગીસુધી તેણે પાપજ કર્યું નહિ.

એક માણસે મહાત્મા ઇબ્રાહીમને પૂછ્યું કે "મહાત્મન્ ! તમારી સાથે સ્ત્રી કેમ રાખતા નથી ?" તેમણે કહ્યુંઃ–"કયી સ્ત્રી મારા જેવા અન્નવસ્ત્ર વગરના માણસને પતિતરીકે પસંદ કરે ? મારૂં ચાલે તો મારૂં પોતાનું શરીર પણ છોડી દઉં, તો પછી બીજા એક માણસનો બોજો કેવી રીતે ઉઠાવી શકું ? વળી મારૂં પોતાનું સ્વતંત્ર જીવન જતું કરીને બીજાની પરાધીનતારૂપી બોજો સ્વીકારૂં તો પછી બંનેનીજ દુર્દશા થાય ને ?"

એક વાર કોઇએ મહાત્મા ઇબ્રાહીમને પૂછ્યું કે "હું પ્રભુને રોજ વિનતિ કરૂં છું છતાં પણ તે મારી વાત કેમ સાંભળતો નથી ?"

મહાત્મા ઈબ્રાહીમ—"માત્ર પ્રાર્થના બોલી જવાથી કે માથું નમાવી

લેવાથી શું વળે ? એકાગ્રતાપૂર્વક પ્રાર્થના કરવી જોઇએ. તું તેના પ્રેરિત મહાપુરુષો(ઈશ્વરી અવાજને સાંભળે ને સંભળાવે એવા પેગંબરો)ને તો જાણે છે, છતાં પણ તેમણે બતાવેલે રસ્તે તો ચાલતો નથી; તારા ધર્મગ્રંથનું વાચન–શ્રવણ કરવા છતાં તેમાં કહ્યા મુજબ આચરણ તો કરતો નથી; તું ઈશ્વરનું (પ્રકાશ પાણી, હવા ઇત્યાદિનું) દાન તો રોજ આઠે પહોર લીધા કરે છે; છતાં પણ તે બદલ તેનો ઉપકાર સુદ્ધાં પણ તું માનતો નથી! પ્રભુભકતોની સદ્‌ગતિ થવાનું મોઢેથી તો તું કહે છે ખરો, પણ તેં પોતે એ માર્ગ કેટલો કાપ્યો છે ? પાપીઓમાટે તો નરકજ છે. તે જાણવા છતાં પણ તેનાથી બચવાની કાળજી તો તમે રાખતા નથી! તમે જાણો છો કે, અવગુણ અથવા શયતાન* એ તમારો કટ્ટો શત્રુ છે, છતાં પણ તેની સાથે તો તમે શત્રુતા જરા પણ નહિ રાખતાં ઉલટા મિત્રતાજ રાખ્યા કરો છો! તમે જાણો છો કે, મારે માથે મૃત્યુ તો નક્કીજ છે, છતાં પણ મોતમાટે કાંઈ પણ તૈયારી તો તું કરતોજ નથી!! તેં તારાં માતા, પિતા, મિત્રો અને બાળકોને પોતાનાજ હાથે કબરમાં સૂવાડયાં છે, તોપણ આ સંસારમાંથી તો તું જરા કંઇ બોધ પણ શામાટે નથી લેતો? તું પોતે તો પાપપ્રપંચમાં મચ્યો રહે છે, છતાં પણ બીજાઓના દોષો તો શોધ્યાજ કરે છે!! તો હવે તમેજ કહો કે, તમારા જેવા માણસની પ્રાર્થના પ્રભુ કયા કારણથી સાંભળે?”

## આ મહાત્માનાં વચનામૃત

૧–પ્રભુનુંજ સદા સ્મરણ રાખો. માણસોની વાતો મૂકી દો.

૨–તેં જેને (ધન, સદ્‌ગુણ ઇત્યાદિને) કેદમાં પૂરેલ છે, તેને (દાન, ભજનાદિ કરવામાટે) છૂટા કર; અને જેને (જીભ, અજ્ઞાન, લોભમોહાદિ શત્રુઓને) છૂટા રાખ્યા છે તેને કેદ કર.

૩–આ સંસારની સફર માટે હું ચાર જાતનાં વાહનો રાખું છું:–(૧) જ્યારે સંપત્તિનો પ્રદેશ આવી પડે છે, ત્યારે કૃતજ્ઞતાના વાહન ઉપર મુસાફરી કરૂં છું; (૨) પૂજન–અર્ચનનો પ્રદેશ આવે છે ત્યારે પ્રભુપ્રેમના વાહનનો ઉપયોગ કરૂં છું; (૩) વિપત્તિના પ્રદેશ આવતાં સહનશીલતાનું વાહન વાપરૂં છું અને (૪) પાપનો પ્રદેશ ઓળંગવાનો આવતાં પશ્ચાત્તાપના વાહનનો ઉપયોગ કરૂં છું.



* काम एष क्रोध एष रजोगुणसमुद्भवः । (ભગવદ્‌ગીતા)

# ૧૧–તપસ્વી અહમદ હર્વ

તપસ્વી અહમદ હર્વ મહાન સાધક, વિરાગવાન અને જ્ઞાની પુરુષ હતા. નેશાપુરમાં તેઓ જીવન ગાળતા હતા. મહર્ષિ ઇયિહાએ એક વાર કહ્યું હતું કે, મારા મરણસમયે મારૂં મસ્તક મહર્ષિ અહમદ હર્વનાં ચરણોમાં નમેલું હોય એમ હું ઇચ્છું છું.

નેશાપુરમાં એક વેપારીનું નામ પણ અહમદ હતું. મહાત્મા અહમદ હર્વ જ્યારે પરમ ધાર્મિક હતા, ત્યારે વ્યાપારી અહમદ સંસારમાં ગળાપર્યંત ડૂબેલો માણસ હતો. ધર્મપરાયણ અહમદ હર્વ પ્રભુના ધ્યાન–ભજનમાં એવા મસ્ત થતા કે તેમને શરીરનું ભાન પણ રહેતું નહિ. એક વાર એક હજામ તેમની હજામત કરવા આવ્યો. તપસ્વી અહમદ હર્વ સદા "સુભાન અલ્લાહ"નો જપ કર્યા કરતા હતા અને તેથી તેમના બંને હોઠ હાલતા હતા.

હજામે વિનતિ કરી કે "આપ થોડી વાર હોઠ હાલતા રોકો, તો હું તમારા મુછોના બાલ કાતરી લઉં."

તપસ્વીએ કહ્યું કે "તું તારૂં કામ કર્યે જા, હું મ્હારૂં કામ કર્યે જાઉં છું. હજામતને સારૂં કાંઇ હું પ્રભુનું નામ જપતો અટકીશ નહિ." ઇશ્વરનું નામ જપવામાં તેમના હોઠ હાલતાજ રહ્યા અને તેથી વાળ કાપતાં તેમના હોઠપર પણ કેટલેક ઠેકાણે કાપા પડયા.

એક વાર તપસ્વી અહમદ હર્વ ઉપર તેમના એક મિત્રે પત્ર લખ્યો કે "ભાઇ! મેં આપને અનેક પત્રો લખ્યા, છતાં આપનો એક પણ ઉત્તર આવ્યો નહિ; તો કૃપા કરીને એક વાર તો ઉત્તર લખો." આવા પત્રવ્યવહાર તરફ તેમનું ધ્યાન રહેતું નહિ. એક વાર નમાજ પઢતી વખતે આ પત્ર તેમને યાદ આવ્યો; તેથી તેમને આવો પત્રવ્યવહારનો સંબંધ પણ પ્રભુના માર્ગમાં વિઘ્નકારક લાગ્યો. આથી એક દહાડો પોતાના શિષ્યની પાસે તેમણે આ પ્રમાણે ઉત્તર લખાવ્યો કે "તમે ફરીથી મહેરબાની કરીને મ્હારા ઉપર પત્ર લખશો નહિ; કેમકે ઇશ્વરનું સ્મરણ પડતું મૂકીને તમને ઉત્તર લખવાનો અવકાશ હું કહાડી શકતો નથી. તમે પણ ઈશ્વરમાંજ લીન રહો, એમ ઇચ્છું છું. બસ સલામ!"

અહમદની જનેતા એક દહાડો ભોજન રાંધીને તેમની પાસે લાવ્યાં અને કહ્યું કે "બેટા! આ ખોરાક આપણા ઘરનોજ હોવાથી કાંઇ પણ સંદેહ-વિના ખાજે."

અહમદ—" ના, મેં એક દહાડો આપણા અન્નમાં પાડોશીનું અન્ન પણ ભળતું જોયું હતું. એ પાડોશીએ અન્યાયથી દ્રવ્ય એકઠું કરીને એ અન્ન મેળવેલું હોવાથી આ ખોરાક લેવામાં મને બહુ સંકોચ થાય છે. "

હવે વ્યાપારી અહમદની તરફ જુઓ. ધનના ઉપર તેને અપાર મમતા હતી. રસોઇ કરનારી નોકર સ્રીને એક દહાડો બોલાવીને તેણે કહ્યું કે " એકદમ જમવાનો થાળ લાવ. " આટલું બોલી તે પૈસાનો હિસાબ ગણવા લાગ્યો. રાંધનારીએ થાળ લઇ આવીને જોયું તો શેઠ હિસાબ ગણવામાં પડેલા જણાયા. આથી તેણે ચાર–પાંચ વાર કહ્યું કે " આ થાળ લાવી છું. " પણ શેઠનું ચિત્ત પૈસામાં એટલું તો તલ્લીન હતું કે એ શબ્દો ઉપર તેનું ધ્યાનજ ગયું નહિ. આથી બિચારી રાંધનારી અન્નનો થાળ લઇ પાછી ગઇ. કેટલીક વાર પછી અહમદને ભાન આવતાં તેણે રાંધનારીને હાંક મારી. પેલી બાઇ થાળ લઇ ફરીથી આવી; પણ એટલામાં તો શેઠ પાછા ફરીથી પૈસાના હિસાબ-માં અને વિચારમાં ડૂબી ગયેલા જણાયા. શેઠને આ પ્રમાણે બાહ્યજ્ઞાનશૂન્ય જોઇને રાંધનારી બીજી વાર પણ થાળ લઇને પાછી ગઇ. આવું ત્રણ વાર થયું. વળી ચોથી વાર પણ શેઠે બૂમ મારી. થાળ લઇ દાસી આવી; અને જોયું તો આ વખતે પણ શેઠ હિસાબમાં મશગુલ થઇ ગયા છે ! આથી તેણે તેનું ધ્યાન ખેંચવામાટે થોડોક પાતળો પદાર્થ તેના હોઠે લગાડયો. આમ છતાં પણ તેનું ધ્યાન ખેંચાયું નહિ. તેથી દાસી પાછી ચાલી ગઇ. એ પછી કેટલીક વારે શેઠ સચેત થયા; અને જોયું તો હોઠ ઉપર અન્નની એંઠ ચોંટેલી જણાઇ ! આથી તેમણે ધાર્યું કે, મેં ખાધું છે ! પછી ઉભા થઈને મોં ધોઇ લીધું અને ફરી પાછા હિસાબ પાછળ મંડી પડયા !×

એક વાર નેશાપુરના કેટલાક આબરૂદાર સજ્જનો મહાત્મા અહમદને ત્યાં મળવા આવ્યા હતા. મહાત્માને એક તોફાની અને દુરાચારી પુત્ર હતો. એ સમયે તે સુરાપાનમાં મસ્ત થઇને ગાતો ગાતો ઘરમાંથી બહાર નીકળ્યો; પણ પેલા સજ્જનો તરફ તેણે જરા પણ વિવેક કે દૃષ્ટિપાત પણ કર્યો નહિ ! આ જોઈને પેલા સજ્જનો મનમાં ને મનમાં આશ્ચર્ય પામ્યા. તેમનો મનોભાવ તરતજ સમજી જઇને મહાત્મા બોલ્યાઃ-

" એક રાત્રિએ પાડોશીને ત્યાંથી કાંઇક મિઠાઈ આવી અને તે અમે બંને જણે ખાધી.ખાધા પછીજ જાણવામાં આવ્યું કે,એ મિઠાઇ તો રાજદરબારમાંથી

× જૈસી પ્રીત હરામ મેં, ઐસી હરિ મેં હોય; ચલા જાય વૈકુંઠ મેં, પલ્લા ન પકડે કોય.

આવેલી હતી. એજ રાત્રે આ બાળકે ગર્ભવાસ કર્યો હતો. રાજ્યના રજોગુણી અન્નથી તેની ઉત્પત્તિ થઇ છે, તેથીજ આ પુત્ર દુરાચારી થયો છે.

મહાત્મા અહમદને બહેરામ નામનો એક પાડોશી હતો. પરદેશમાં લાખો રૂપિયાનો માલ તે વ્યાપારાર્થે મોકલતો. એક વાર તેનું ઘણું ધન લૂંટારાથી ચોરાઇ ગયું. આ વાત સાંભળીને પોતાના મિત્રો સાથે મહાત્મા અહમદ પણ બહેરામને ઘેર આશ્વાસન આપવાને ગયા. બહુજ સત્કારપૂર્વક બહેરામે તેમને બેસાડયા અને સૌના ભોજનમાટે તૈયારી કરવા માંડી. એ સમયે દુષ્કાળ ચાલતો હતો; તેથી બહેરામે ધાર્યું કે, આ મહાત્મા દુષ્કાળને લીધે મ્હારે ત્યાં સર્વ સહિત જમવા આવ્યા હશે."

મહાત્મા અહમદે કહ્યું કે " ભાઇ ! તમે એ વાતની ફિકર ન કરતાં શાંત રહો, હું જમવા નથી આવ્યો. મેં સાંભળ્યું કે, તમારૂં ધન જતું રહ્યું છે તેથી આશ્વાસન દેવા માટેજ આવ્યો છું."

બહેરામ--" હા, તેમ થયું છે; પણ તેથી મ્હને અફસોસ થતો નથી. ઉલટો એ ખાતે તો મ્હારે પ્રભુનો ઉપકાર માનવાનો છે; કેમકે (૧) મ્હારૂં ધન બીજાઓ ભલે લૂંટી ગયા, પણ મેં કોઈનું ધન લૂંટયું નથી. (૨) લૂંટારાઓ મારી અર્ધીજ સંપત્તિ હરી ગયા છે, બાકીની અર્ધી તો રહી છે ને ! (૩) સાંસારિક અનિત્ય ધનજ લૂંટાયું છે, ધર્મરૂપી સાચું ધન તો રહ્યું છે ને !"

આ વાત સાંભળી મહાત્મા બહુજ પ્રસન્ન થયા અને પોતાના સાથીઓને કહ્યું કે "સાંભળો, આ વાકયોમાં ધર્મપ્રેમની કેટલી બધી સુગંધ ભરેલી છે !"

મહાત્મા અહમદ રાત્રે પ્રભુસ્મરણજ કર્યા કરતા. એક વાર તેમના એક મિત્રે તેમને પૂછયું કે "જો તમે વચ્ચે વચ્ચે એકાદ રાત્રિ સૂઓ તો શી હરકત ?"

મહાત્મા-"જે માણસની નીચે નરકાગ્નિ ભડભડાટ સળગતો હોય અને જેને ઉપરનું સ્વર્ગનું રાજ્ય બોલાવતું હોય,તે તો નિદ્રા પાછળ શી રીતે વખત ખૂએ ?"

## આ મહાત્માનાં વચનામૃત

૧-મારી નિંદા કરનારાઓને તો મારૂં ચાલે તો ખૂબ ઈનામ આપી દઉં; કેમકે તેમની નિંદા અને દ્વેષથી એક રીતે મારૂં હિતજ સધાય છે.*

૨-પ્રભુને સદા અને સર્વત્ર હાજર-નાજર સમજીને જેટલું પણ બને તેટલું તેનું ધ્યાન-ભજન અને આજ્ઞાપાલન કરતા રહેજો. આ માયિક દુનિયાએ આજસુધીમાં અસંખ્ય માનવોને છેતર્યા છે, તેમ તમે પણ ન છેતરાઓ તે તરફ સાવચેત રહેજો.

---

* આ અતિશયોક્તિની વાત નથી,પણ સાવ સાચી વાત છે. લિ૦ **અયોગ્ય ભિક્ષુ**

# ૧૨–તપસ્વિની રાબીઆ

પ્રભુપ્રેમના જનાનામાં વૈરાગ્યરૂપી પડદા પાછળ તપસ્વિની રાબીઆનો નિવાસ હતો. પ્રભુના ઉપર જાને–ફેશાની કરવાવાળી એ પરમ શ્રદ્ધાવાન સન્નારી હતી. કોઈને શંકા થાય કે, પુરુષોની પંક્તિમાં તમે આ નારીનું ચરિત્ર કાં મૂક્યું ? તેનો જવાબ એ છે કે, હજરત મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦) કહે છે કે "તમે ચોક્કસ સમજજો કે, પ્રભુ કાંઇ તમારી બાહ્ય આકૃતિ જોવાનો નથી. તમારા મનોભાવ અને ઉદ્દેશ તરફજ તે જુએ છે." મતલબ કે, તમે પુરુષ હો કે સ્ત્રી હો, પરંતુ મહત્ત્વની વાત તો તમારી ધર્મનિષ્ઠાજ છે. પેગંબર સાહેબે કહ્યું છે કે "માણસની સારી કે નઠારી વૃત્તિઓ ઉપરજ પારલૌકિક સારા કે માઠા પરિણામનો આધાર છે." પેગંબર સાહેબની સહધર્મિણી આઇશા બીબીના જીવનમાંથી જેમ ધર્મશિક્ષણ લેવા જેવું છે; તેમ તેમની દાસીઓના જીવનમાંથી પણ ધર્મશિક્ષણનો લાભ લઈ શકાય તેમ છે. ધાર્મિક વિષયમાં જે અબળાએ પોતાની વીરતા દર્શાવી હોય, તે અબળા નહિ પણ મરદ છે. મહાત્મા હુસેન બસરાઇ પોતાના શ્રોતામંડળમાં તપસ્વિની રાબીઆને આવતાં વાર લાગે, તો તેમના આવતાં સુધી પોતાનો ધર્મોપદેશ શરૂ કરતા નહોતા. આમ હોવાથીજ અમે પણ તપસ્વી પુરુષોના ભેગું તપસ્વિની રાબીઆનું ચરિત્ર મૂક્યું છે. સમજવાનું એજ છે કે, ભક્તાત્માનું હૃદય પરમાત્મામાં એકતાર થવું જોઇએ. પછી તે ભક્ત નર હો કે નારી હો ! તુર્કસ્તાનમાં ધર્મની ઉચ્ચ ભાવનાની બાબતમાં રાબીઆ તે રાબીઆજ હતી. ભક્તજનોમાં તે શિરોમણિરૂપ હતી.

તુર્કસ્તાનમાં આવેલા બસરા નગરમાં કોઇ ગરીબને ત્યાં રાબીઆનો જન્મ થયો હતો. અરબી ભાષામાં "રાબા" શબ્દનો અર્થ ચોથું એવો થાય છે. આ ઉપરથી જણાય છે કે, રાબીઆ તે એની ચોથી પુત્રી હોવી જોઇએ. રાબીઆ મોટી થતાંમાં તેનાં માતાપિતા મરણ પામ્યાં અને તરતજ દેશમાં દુકાળ પડયો. આથી રાબીઆને પોતાની બહેનોથી પણ જૂદું પડવાનું થયું. એક નીચ માણસે રાબીઆને અસહાય બાલિકા જાણી, થોડે પૈસે એક શ્રીમંતને વેચી દીધી. નશીબજોગે એ શ્રીમંત હલકા સ્વભાવનો હતો. દાસીરૂપે ખરીદેલી રાબીઆ પાસે તે ઘણું કામ લેતો; અને તે કામકાજને પહોંચી વળતી નહિ ત્યારે તેને માર મારતો. ઘણાં અપમાન ને કલેશ સહન ન થઇ શકવાથી એક વાર

રાબીઆ શેઠને ત્યાંથી ચાલી નીકળી. ભયભીતપણે ભાગતાં તે રસ્તામાં પડી ગઇ અને તેનો એક હાથ ભાગી ગયો. અપાર દુઃખમાં આવી પડેલી રાબીઆને ચારેબાજુ અંધકાર દેખાયો. આવી દશામાં તેણે જમીનપર મસ્તક મૂકી આ પ્રમાણે પ્રાર્થના કરી કે:—

"હે પરમેશ્વર! હું માબાપવગરની દુઃખી બાલિકા છું. વળી હું પરાધીન દાસી છું. મારો હાથ ભાગી ગયો છે. આવી દુર્દશા છતાં પણ તેનો મને શોક નથી. હું માત્ર આપને ભૂલું નહિ અને મારા ઉપર આપ પ્રસન્ન રહો, એ સિવાય બીજું હું કાંઇજ ઇચ્છતી નથી."

પછી આકાશવાણી થઇ કે "હે પુત્રી ! શોક કરીશ નહિ. થોડા સમયમાં તારૂં ગૌરવ વધશે. દેવો તારો સત્કાર કરશે."

આથી રાબીઆ સાંત્વન પામી અને પાછી શેઠને ત્યાં આવી ને પહેલાંની માફક નોકરી કરવા લાગી. દિવસે તે પોતાના શેઠની નોકરી કરતી ને રાત્રે પોતાના ધર્મગ્રંથનો પાઠ અને ઉપાસના કરતી.

આમ કેટલોક સમય ગયો. પછી એક રાત્રે શેઠ જાગ્યો ને જુએ છે તો રાબીઆ પોતાની ઓરડીમાં બેઠી બેઠી કાંઇક ગણગણી રહી છે. કેટલીક વાર પછી તે મૌનભાવે પ્રભુના ધ્યાનમાં મગ્ન થઇ અને ધ્યાનમાંથી જયારે જાગ્રત થઈ ત્યારે તેણે પ્રાર્થના કરી કે:-

"હે પ્રભો! તું બધુંજ જાણે છે. તારાથી અજાણ્યું કાંઇજ નથી. હું સદા તારી આજ્ઞા પાળતી આવી છું ને તે આજ્ઞા પાળતાં પાળતાંજ મરૂં, એટલીજ મારી અભિલાષા છે. તારીજ સેવામાં મારાં રાત અને દહાડો જાય,એવી મારી ઇચ્છા છે; પણ હું શું કરૂં? તેં મને પરાધીન દાસી કરી છે. એટલે બધો કાળ હું તારી ઉપાસનામાં કાઢી શકતી નથી. એને માટે હે પ્રભો! તું મને ક્ષમા આપ." રાબીઆને આ રીતની પ્રભુની ઉપાસના કરતી જોઇને તેને માટે શેઠના મનમાં બહુજ માન પેદા થયું. વળી રાબીઆ ઉપર દિવ્ય તેજ ઝળકી રહેલું દેખાયું. આ અલૌકિક પ્રકાર જોઇને તે સ્તબ્ધ બની ગયો અને એકાંતમાં બેસી વિચાર કરવા લાગ્યો. પછી તેણે મનમાં એવો નિશ્ચય કર્યો કે, આવી પવિત્ર અને પૂજ્ય સ્ત્રીને પોતાની સેવામાં જોડવી એ કોઈ પણ રીતે ઠીક નથી. યોગ્ય તો એજ છે કે, આવી પવિત્ર વ્યક્તિની તો મારેજ સેવા કરવી જોઇએ. આવો વિચાર કરીને તેણે બીજેજ દહાડેથી રાબીઆને દાસીપણાથી મુક્ત કરી ને તેના તરફ અપાર શ્રદ્ધાભક્તિ દર્શાવીને કહ્યું કે "જો તમે મારે ઘેર રહેશો

તો હું દાસ થઇને તમારી સેવા કરીશ; ને જો તમે બીજે સ્થળે રહેવા ચાહતાં હશો તો તેમ કરવાને પણ આપ સ્વતંત્ર છો." આ પ્રમાણે સ્વામીના હૃદયમાં ઇશ્વરે પ્રેરણા કરેલી જોઇને રાબીઆ શેઠને નમન કરી ત્યાંથી ચાલી નીકળી અને કઠોર તપશ્ચર્યામાં પોતાનું જીવન ગાળવા લાગી.

રાતદિવસ ધર્મપુસ્તક વાંચવા-વિચારવામાં ને ઉપાસના કરવામાંજ તે લીન રહેતી હતી. એ વખતે બસરામાં મહર્ષિ હુસેન રહેતા હતા. રાબીઆ ઘણી વાર તેમની ધર્મસભામાં આવતી અને ધર્મચર્ચામાં ભાગ લેતી. એ પછી તે એક નિર્જન અરણ્યમાં જઇને રહી અને યોગાભ્યાસ કર્યો. ત્યાર પછી એક મસ્જીદમાં તેણે નિવાસ કર્યો હતો. કેટલોક સમય રાબીઆએ ત્યાં રહીને ધર્મ-સાધના કરી. તે પછી તેણે પોતાની જીંદગીનો છેલ્લો ભાગ મક્કામાં ગાળ્યો હતો ને એ ધર્મભૂમિમાંજ તેનું અવસાન થયું હતું. ઈબ્રાહીમ આદમની સાથે મક્કામાંજ રાબીઆને મેળાપ થયો હતો ને ત્યાંજ તેને ધર્મચર્ચા કરવા-નો લાભ મળ્યો હતો. જીવનપર્યંત કૌમારવ્રત પાળી ઇશ્વરસેવનમાંજ જીવન ગાળનાર રાબીઆ જેવી પવિત્ર નારીઓ આ જગતમાં ગણીગાંઠી મળી આવશે. ઇતિહાસ કહે છે કે, આજથી બારસો વર્ષ પહેલાં રાબીઆ જીવતી હતી. પોતા-ની સાધનાને બળે રાબીઆએ એવું તો ઉન્નત ધાર્મિક જીવન પ્રાપ્ત કર્યું હતું કે તેનો ઉપદેશ સાંભળવા તથા દર્શન કરવા માણસોનાં ટોળેટોળાં આવ-તાં. તેનો નિષ્કપટ સ્વર્ગીય પ્રેમ, પવિત્ર ચરિત્ર અને અદ્દભુત પ્રભાવ જોઇને તથા તેનાં તેજસ્વી વાકયો સાંભળીને ભલભલા માણસો આશ્ચર્યચકિત થતા, માથું નમાવતા અને તેના નામશ્રવણથી પણ પોતાને કૃતાર્થ માનતા.

એ પરમ સાધ્વીમાટે મહર્ષિ હુસેન કહે છે કે, કોઈનું શિક્ષણ કે ઉપ-દેશ લીધા વિના તથા કોઇને પણ ગુરુ કર્યા વિના માત્ર સ્વાનુભવથીજ રાબીઆએ અલૌકિક રીતે ધર્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

મહર્ષિ હુસેનને રાબીઆપ્રત્યે અત્યંત શ્રદ્ધા હતી. અઠવાડીઆમાં એક દિવસ તેઓ શ્રોતાઓને ધર્મોપદેશ કરતા. એક વાર શ્રોતાસમાજમાં રાબી-આને આવતાં વાર થવાથી મહર્ષિ હુસેને પોતાનો ધર્મોપદેશ શરૂ કર્યો નહિ; ત્યારે કોઇએ તેમને પૂછયું કે "અહીંઆં શ્રોતામાં અનેક જ્ઞાનીઓ તથા મોટા માણસો ઉપદેશ સાંભળવા આવી ગયા છે, માત્ર એક પેલાં વૃદ્ધ ડોસી નથી આવ્યાં. તો હવે આપ આપનું વ્યાખ્યાન શરૂ કરો તો શી હરકત છે?"

મહર્ષિ હુસેન—"જે શરબત હાથીના ઉદરને માટે તૈયાર કરેલું છે, તે

હું કીડીની આગળ મૂકી દઇને શું કરૂં?"

ઉપદેશ આપતાં આપતાં મહર્ષિ હુસેન જ્યારે ઉત્સાહના આવેગમાં આવી જતા હતા, ત્યારે તે રાબીઆ તરફ દૃષ્ટિપાત કરીને કહેતા કે "મારા બોલવામાં જે તેજસ્વિતા આવી જાય છે, તે આ રાબીઆનાજ હૃદયમાંથી આવે છે.

એક દહાડો મહર્ષિ હુસેને રાબીઆને પૂછ્યું કે "તમને વિવાહ કરવાની અભિલાષા છે કે?" રાબીઆએ કહ્યું કે "વિવાહ તો શરીર સાથે થાય છે, પણ મારી પાસે શરીરજ ક્યાં છે? આ શરીર તો ઇશ્વરને અર્પણ કરેલું છે, એટલે તે તો તેનીજ આજ્ઞાને અધીન છે અને તેનાજ કાર્યમાં રહે છે; તો હવે વિવાહ કયા શરીરનો કરૂં?"

એક વાર હુસેને રાબીઆને પૂછ્યું કે "તમે આવું ઉચ્ચ પદ શી રીતે પામ્યાં?"

રાબીઆ—"મને મળેલી બધી વસ્તુઓ ગુમાવીને."

મહર્ષિ હુસેન—"તમે ઈશ્વરને કેવા સમજો છો?"

રાબીઆ—"ઈશ્વર આવા છે કે તેવા છે, તે તો આપ જાણો. હું એવું તેવું જાણતી નથી. હું તો તેને અરૂપ ને અમાપ જાણું છું."

એક દિવસ મહર્ષિ હુસેને તેમને કહ્યું કે "પરલોકમાં જો એક ઘડી વાર પણ ઇશ્વરપ્રસંગમાં મને પ્રમાદ થશે તો હું એવો વિલાપ અનોરુદન કરીશ કે જે જોઇને સ્વર્ગના દેવોને પણ મારા તરફ દયા ઉપજશે."

રાબીઆ—"એ ઉત્તમ વાત છે, પરંતુ જો આ લોકમાંજ એકાદ ઘડી ઇશ્વરપ્રસંગથી શિથિલ થતાં એવું આક્રંદ આપનામાં પ્રકટયું હોય તોજ પરલોકમાં તેવું બની શકશે; નહિ તો એવું બનવા સંભવ નથી."

તપસ્વિની રાબીઆ વસંતઋતુમાં એક દહાડો પોતાની ઝુંપડીમાં જઇને સ્વસ્થપણે બેઠાં હતાં; તે વખતે દાસીએ તેમને કહ્યું કે "બા! બહાર પધારીને કુદરતની શોભા તો જુઓ!"

રાબીઆ—"તું એક વાર અંદર આવીને કુદરતના કર્તાની શોભા તો જો!"

કોઇએ રાબીઆને પૂછ્યું કે "તમે જ્યારે ઇશ્વરની પૂજા કરો છો, ત્યારે તેમને શું જોઇ શકો છો?"

રાબીઆ—"હું તેને જોઉં નહિ, તો તેની પૂજાજ કરતી નથી ને?"

એક બીજા માણસે રાબીઆને પૂછ્યું કે "પાપરૂપી રાક્ષસને તો તમે

શત્રુરૂપેજ જાણો છો ને ?"

રાબીઆ—"ઇશ્વરપ્રેમમાં લીન રહેવાથી મારે તેની સાથે શત્રુતા પણ થઇ નથી અને લડાઇ પણ કરવી પડી નથી."

એક વાર રાબીઆની પાસે કેટલાક લોકો એકઠા થતાં રાબીઆએ તેમાંના એકને પૂછ્યું કે "તું શામાટે પરમેશ્વરની સેવા કરે છે ?"

તે બોલ્યો કે "નરકની ભયાનક વેદનાથી છૂટકારો મેળવા માટે."

એજ સવાલ બીજાને પૂછતાં તે બોલ્યો કે "સ્વર્ગ એ અત્યંત રમણીય સ્થાન છે, ત્યાં જાતજાતના વૈભવો અને અનહદ સુખ છે, એ સુખની અભિલાષાથી હું ભક્તિ કરૂં છું."

રાબીઆ—"કનિષ્ઠ ભકતોજ ભયથી કે લોભને વશ થઇને પ્રભુસેવા કરે છે. ઠીક, પણ માનો કે, જો સ્વર્ગ કે નરક એ બેમાંનું કાંઈજ હોત નહિ તો તો શું તમે પ્રભુની પૂજા કરત નહિ ને? સાચા ભક્તની પ્રભુભક્તિ કોઇ પણ પ્રકારની લોક-પરલોકની કામનાવિનાની-અહૈતુકી હોય છે."

એક વાર એક માણુસ માથે પાટો બાંધીને રાબીઆ પાસે આવ્યો હતો. રાબીઆએ તેને પૂછ્યું કે "શામાટે આ માથે બાંધ્યું છે?"

તે બોલ્યો—"માથું દુઃખે છે તે માટે."

રાબીઆ—"તમને કેટલામું વર્ષ ચાલે છે ?"

તે બોલ્યો—"ત્રીસમું વર્ષ."

રાબીઆ—"આટલાં વર્ષ તમે સ્વસ્થ હતા કે અસ્વસ્થ ?"

તે બોલ્યો—"આજસુધી તો હું શરીરે તંદુરસ્તજ હતો."

રાબીઆ—"ત્યારે આટલાં વર્ષલગી કૃતજ્ઞતાની નિશાનીરૂપે તમે માથે કાંઇ બાંધ્યું નહિ, પણ એક દહાડો અસ્વસ્થ થયા ત્યારે શોકની નિશાનીરૂપજ માથે બાંધ્યું ને !"

એક વાર એક ધનાઢ્ય માણુસ, રાબીઆએ પહેરેલાં ફાટ્યાં-તૂટ્યાં લુગડાં જોઇ બોલ્યો કે "પૂજ્ય તપસ્વિનિ! જો તમે ઇશારો પણ કરો તો અનેક માણુસો એવા છે કે જેઓ તમારી દરિદ્રતા દૂર કરવાને તત્પર થાય તેમ છે."

રાબીઆ—"આ લોકની સાંસારિક દરિદ્રતાસંબંધે કોઇની પાસે માગણી કરતાં મને લજ્જા થાય છે. જો આ સંસારમાં તે પરમાત્માનુંજ રાજ્ય પ્રવર્તી રહ્યું છે, તો પછી તેને છોડીને હું બીજા પાસે શામાટે માગણી કરૂં ? મારે જે કાંઇ જોઇતું હશે તે હું તેનાજ હાથથી લઈશ."

એક માણસે કહ્યું છે કે, એક વાર મેં રાબીઆ પાસે જઇને જોયું તો તેની પાસે માત્ર એક ભાગેલું જળપાત્ર હતું અને તે વડેજ તે જળપાન આદિ ક્રિયા કરતાં તથા ઇંટનો એક કકડો ઓશીકે મૂકીને ફાટી–તૂટી સાદડીપર શયન કરતાં. આ જોઈને મારા મનમાં દુઃખ થયું અને મેં તેમને કહ્યું કે " આર્યે ! અનેક શ્રીમંતો મારા મિત્રો છે. જો તમે આજ્ઞા કરો તો આપને માટે ઉપયોગી વસ્તુઓ હું તેમની પાસેથી લઇ આવું. "

રાબીઆ—" તમે બહુજ ભૂલ કરો છો. તેઓ કોઇ પણ મ્હારા અન્નદાતા નથી. જે જીવનદાતા છે, તે શું દરિદ્રતાનેજ લીધે દરિદ્રોને ભૂલી ગયો છે ? અને શું ધનિકતાનેજ લીધે ધનવાનોને યાદ રાખે છે ? "

રાબીઆની પાસે બેસી એક ફકીર સંસારના કંટાળા વર્ણવવા લાગ્યો; તેથી રાબીઆ બોલી કે " તમે તો બહુજ સંસારપ્રેમી દેખાઓ છો. જો તેમ ન હોત તો ઇશ્વરનો પ્રસંગ છોડીને તમે સંસારનીજ વાતો શું કરવા કરત ? જે ખરેખરો ફકીર હોય તે સંસારની સારી કે નઠારી વાતોમાં પડતો નથી; એટલુંજ નહિ પણ તેનું સ્મરણ પણ કરતો નથી. જે પણ વસ્તુને તે વધારે ચાહે છે, તેનીજ તે વધારે વાતો કરે છે."

એક વાર બે ફકીરો ફરતા ફરતા રાબીઆનાં દર્શન કરવા ગયા હતા. તે ભૂખ્યા હતા એટલે માંહોમાંહે વાત કરવા લાગ્યા કે " જો કાંઇ ખાવાનું મળે તો આહાર કરીએ. "

આ વખતે રાબીઆ પાસે બે રોટી હતી, તે તેણે ફકીરો પાસે હાજર કરી; પણ એટલામાં એક ત્રીજોજ ભિક્ષુક ત્યાં આવીને ખોરાક માગવા લાગ્યો. રાબીઆએ તે બંને રોટી તેને આપી દીધી. પેલા બે ફકીરો આ પ્રકાર જોઇને બહુજ આશ્ચર્ય પામ્યા. એ પછી થોડી વારે કેટલીક રોટી હાથમાં લઇને એક દાસી રાબીઆ પાસે આવી અને કહ્યું કે " મારી શેઠાણીએ આ આપને આપવા મને મોકલી છે." રાબીઆએ તે જોઇ ગણત્રી કરી તો અઢાર રોટી જણાઇ; તેથી પેલી દાસીને કહ્યું કે " એ પાછી લઇ જાઓ. મોકલવામાં ભૂલ થઇ છે. "

દાસી બોલીઃ—" બા ! શેઠાણીએ આપનેજ આપવા મોકલેલ છે."

રાબીઆઃ—" નહિ નહિ, ચોક્કસ ભૂલ થઇ છે. પાછી લઇ જાઓ."

દાસીએ પાછી જઈ તેની શેઠાણીને એ હકીકત જણાવી. શેઠાણીએ તેમાં બે રોટી ઉમેરીને દાસીને આપવા મોકલી. રાબીઆએ ગણી જોઈ અને વીસ રોટી જણાઇ. તેણે તે સ્વીકારી અને પેલા બે ફકીરો આગળ રજુ કરી. તેઓએ

ભોજન કરતાં કરતાં આ બનાવનું રહસ્ય પૂછ્યું. રાબીઆએ કહ્યું:–"તમે બંને ભૂખ્યા હતા તે હું જાણી ચૂકી હતી. મારી પાસે માત્ર બેજ રોટી હતી; તેથી મને એમ થયું કે, આટલાથી કેવી રીતે આપ બે સંતોની ક્ષુધા દૂર થશે? એટલામાંજ પેલો ભિક્ષુક આવી ચઢયો, એટલે એ બન્ને રોટી મેં તેને આપી દીધી અને પ્રાર્થના કરી કે 'હે પ્રભુ! તેં કહ્યું છે કે, હું દાનથી દશગણું પાછું આપું છું, એની મને શ્રદ્ધા છે; અને તેથી હમણાંજ આપના સંતોષ ખાતર તે બન્ને રોટીનું દાન કર્યું છે.' એ પછી જ્યારે અઢાર રોટી પાછી આવી, ત્યારે મને એમજ લાગ્યું કે એમાં મોકલનારની ભૂલ થઇ છે, એથી પાછી મોકલ. પછી નવી બે રોટી ઉમેરાઇને આવી, એટલે દશગણી થઈ રહી."

રાબીઆથી વખતોવખત મોટેથી બૂમ પડાઈ જતી. આથી તેમને લોકો પૂછતા કે "તમારે નથી કોઇ દુઃખ કે નથી કોઇ રોગ, છતાં આમ સંતાપ શાને કરો છો?" તે કહેતી કે "મ્હારો રોગ બહારનો નહિ પણ અંતરનો હોવાથી કોઇ સંસારી માણસ તે સમજી શકે તેમ નથી, તેમ કોઇ હકીમ તેનું ઔષધ પણ કરી શકે તેમ નથી; કેમકે મારા રોગનો એકમાત્ર ઉપાય પરમાત્મદર્શનજ છે."

એક વાર કેટલાક માણસો પરીક્ષા કરવાના હેતુથી રાબીઆ પાસે આવીને બોલ્યા કે "હમેશાં પુરુષોનેજ ઘણા ખરા દિવ્ય ગુણો વરે છે અને અલૌકિક શક્તિ પણ પુરુષોનેજ વરેલી છે. કોઈ સ્ત્રી ધર્મપ્રવર્તકનું આસન પામી નથી તો તમે એ પદની સ્પર્ધા શામાટે કરો છો?"

રાબીઆએ કહ્યું કે "તમે કહ્યું તે બધું સાચું; પરંતુ આત્મશ્લાઘા, અહંભાવ અને 'હું તમારો પ્રભુ–પૂજનીય છું' એવા પ્રકારના ભાવો સાધારણ રીતે સ્રીજાતિમાં ઉપજતા નથી; તેમજ કોઇ સ્રી કાપુરુષ (બીકણ) પણ હોતી નથી, એ બધું તો પુરુષોમાંજ દેખાય છે."

એક દિવસ રાબીઆ ઉદાસચિત્તે બેઠી હતી, એટલે કોઇએ તેની ઉદાસીનું કારણ પૂછ્યું, ત્યારે તે બોલી કે "આજે પ્રાતઃકાળે મ્હારૂં મન સ્વર્ગમાં જવા વ્યાકુળ થયું હતું; પણ આંતરિક અવાજરૂપે મારા પરમ મિત્રે મારી એવી ઇચ્છાની અવગણના કરી, એજ મારી ઉદાસીનું કારણ છે."

એક દહાડો હુસેન બસરાઇને રાબીઆની ઝુંપડીએ આવતાં જણાયું કે, ત્યાંનો (બસરાનો) એક મોટો ધનવાન પુરુષ હાથમાં નાણાંભરેલી કોથળી લઇને વીલેમોઢે ઉભેલો છે. તેમણે પેલા શ્રીમંતને તેની દિલગીરીનું કારણ પૂછ્યું.

પેલો ધનવાન બોલ્યોઃ—"આ મહાપવિત્ર તપસ્વિની માટે મેં કાંઈક ભેટ આણી છે; પણ તેમના વૈરાગ્યની દૃઢતા જોતાં મને બીક લાગે છે કે, રખેને તે આ ન સ્વીકારે! જો આપ એમને આગ્રહ કરો તો કદાચ એ સ્વીકાર કરે."

મહર્ષિ હુસેન—"ઠીક, હું અંદર જઇ એ વિષે વાતચિત કરૂં છું."

પછી તેઓ અંદર ગયા અને ધન સ્વીકારવાની વિનતિ કરી; ત્યારે રાબીઆએ તેમના તરફ વક્ર દૃષ્ટિ કરીને ઉત્તર આપ્યો કે "આ દુનિયામાં જે માણસ પ્રભુની નિંદા કરે છે, તેને અન્નપાણી આપવાનું તે મહાઉદાર પરમાત્મા બંધ કરતો નથી, તો પછી જેની રગેરગમાં પ્રભુપ્રેમ ઉછળી રહ્યો હોય, જેના શ્વાસોચ્છ્વાસમાં પ્રભુના નામની ધૂન લાગી રહી હોય, તેનેજ શું પ્રભુ અન્ન-વસ્ત્ર આપવામાં કંજુસાઇ કરશે? હું જ્યારથી તેની મહત્તા જાણતાં શીખી છું, ત્યારથી મારી વૃત્તિ લોકો તરફથી વિમુખ થઇ છે. જે ધન ધર્મથી મેળવાયું છે કે પાપથી મેળવાયું છે, તે હું જાણતી નથી; તે ધન હું કેવી રીતે સ્વીકારી શકું?"

અબ્દુલ ઉમર કહે છે કે "એક વાર હું અને સુફિયાન બંને જણા રાબીઆની માંદગીમાં તેની ખબર જોવા ગયા. રાબીઆનો પ્રભાવ અમે જાણતા હોવાથી તેની પાસે કાંઇ પણ વાત કાઢતાં સંકોચાતા હતા. ત્યાં તો રાબીઆએ પોતેજ સુફિયાનને કહ્યું કે 'તમારે કાંઇ કહેવાનું હોય તે કહો.'

સુફિયાને કહ્યું કે "દેવિ! આપ પ્રાર્થના કરો. પ્રભુ આપને જરૂર આરોગ્ય આપશે."

રાબીઆએ સુફિયાન પ્રતિ દૃષ્ટિપાત કરી કહ્યું કે "સુફિયાન! તમે નથી જાણતા કે, કોની ઇચ્છાથી રોગ ઉત્પન્ન થાય છે? શું મને વ્યાધિ થવામાં પ્રભુનો હાથ નથી?"

સુફિયાન બોલ્યો કે "હા, તેની ઇચ્છાથીજ થયો છે."

રાબીઆ—"જ્યારે આવું જાણો છો, ત્યારે મને એવું શામાટે કહો છો કે, મ્હારે તેની ઇચ્છાવિરુદ્ધ પ્રાર્થના કરવી? જે આપણો પરમ સખા છે, તેની ઇચ્છાવિરુદ્ધ પ્રયત્ન કરવો એ શું સ્નેહીનું કર્તવ્ય છે?"

પછી સુફિયાને પૂછયું કે "આપને શું ખાવાની ઇચ્છા છે?"

રાબીઆ—"સુફિયાન! તમે જ્ઞાની પુરુષ છો; છતાં આવી વાત કેમ પૂછો છો? દશ વર્ષથી સારૂં ખજુર ખાવાની ઈચ્છા છે. તમે જાણો છો કે, આ બસરામાં ખજુર પુષ્કળ થાય છે, તોપણ આજ લગી મેં તે ચાખેલ નથી. હું રહી તેની દાસી! દાસીને વળી પોતાની ઇચ્છા કેવી! મારી જે પણ ઇચ્છા

મારા પ્રભુની ઇચ્છા વિરુદ્ધ હોય તો પછી તે જરૂર અયોગ્યજ છે–ત્યાજ્ય છે.”

સુફિયાન કહે છે કે “એક રાત્રે હું રાબીઆની પાસે હતો. આખી રાત્રિ તેણે ઉપાસનામાં ગાળી. મેં પણ એક ભાગમાં બેસીને ઉપાસના કરી. પ્રાતઃકાળે રાબીઆએ કહ્યું કે “મારા પ્રભુની ઉપાસના કરવામાં તેણે મને જે સહાય કરી છે, તેના તે ઉપકારનો બદલો હું શી રીતે વાળી શકું?”

## રાબીઆની પ્રાર્થના

“હે પરમેશ્વર! તેં આ લોકમાં મારેમાટે જે કાંઇ નક્કી કરેલું હોય, તે તારા વિરોધીઓને (નાસ્તિકોને) આપજે; અને પરલોકમાં જે કાંઇ નક્કી કરેલું હોય, તે તારા મિત્રોને (ભકતોને) આપજે. કેમકે મારે પોતાને માટે તો તું પોતેજ બસ હોવાથી તારાવિના બીજું કાંઇ પણ ચાહતી નથી. હું જો નરકનીજ બીકે તારી પૂજા કરતી હોઉં તો હે પ્રભો! મને એજ નરકાગ્નિમાં બાળી મૂકજે; અને જો હું સ્વર્ગના લોભથી તારી સેવા કરતી હોઉં તો તે સ્વર્ગ પણ મારે હરામ છે; પરંતુ હું જો તારીજ પ્રાપ્તિમાટે તારૂં પૂજન કરતી હોઉં તો તું તારા પરમ પ્રકાશમાન–પૂર્ણ પવિત્ર–નિર્મળ નિર્દોષ–અપાર સુંદર–સ્વરૂપના દર્શનથી મને વંચિત રાખીશ નહિ.”

## આ મહાન સાધ્વી રાબીઆ મૈયાનાં વચનામૃત

૧–ઈશ્વરપ્રતિ સતત દૃષ્ટિ રાખવી એજ ઈશ્વરી જ્ઞાનનું ફળ છે.

૨–ઈશ્વરપ્રત્યે પ્રાર્થના કરવાથી પવિત્ર થયેલું હૃદય પાછું તેને તેજ સ્થિતિમાં જે તરતજ પાછું તે પરમ પવિત્ર પ્રભુના ચરણમાં અર્પણ કરી દે છે અને પોતાની બીજી બધી સંભાળ રાખવાનું પણ પ્રભુનેજ સોંપી દઈને પોતે તો સર્વભાવે તેનાજ ધ્યાન–ભજનમાં રત રહે છે, તેજ ઋષિ કૃતકૃત્ય મહાત્મા છે.

૩–પાપી માણસ જેવું પણ ફાવે તેવું પ્રાયશ્ચિત્ત કરી વાળે, તે જો પ્રભુના દરબારમાં સ્વીકારી લેવાતું હોય તો તો પછી પ્રાયશ્ચિત્ત કરવાનું પ્રયોજન પણ શું છે? જો તેની આજ્ઞા મુજબનું પ્રાયશ્ચિત્ત કરાય છે,તોજ તેને પ્રભુ સ્વીકારે છે.

૪–દાસ પોતાના પ્રભુપ્રત્યે સંતુષ્ટ છે, એમ કયારે કહેવાય? સંપત્તિ મળતાં લોકો જેમ આભાર માને છે; તેમ દુઃખ મળવા બદલ પણ તે પોતાપર ઉપકાર થયેલો સમજી શકે છે ત્યારે.

૫–હે માનવો! ઈશ્વરના માર્ગમાં તો આંખોની પણ જરૂર નથી અને જીભની પણ જરૂર નથી; માત્ર એક પવિત્ર હૃદયનીજ જરૂર છે. માટે એવોજ પ્રયત્ન કર્યા કરો, કે જેથી તે પવિત્રતા મેળવવાને તમારૂં મન જાગ્રત થાય.

૬—જે માણસનું મન એ બાબતમાં બહારથી તેમજ અંદરથી જાગ્રત રહે છે; તે મન તે માણસનો એવો મહાન મિત્ર નિવડે છે, કે પછી તેને બીજા કોઇ પણ મિત્રનું પ્રયોજન રહેતું નથી.

૭—પૂરા જાગેલા મનનો અર્થ એજ છે કે, ઇશ્વર સિવાય બીજી કોઇ પણ બાબતની ઇચ્છા કે ઉદ્દેશ એ મનમાં રહેલો હોવો જોઇએ નહિ અને જેનું મન સર્વ ઐશ્વર્યસંપન્ન પરમ પ્રભુનીજ સેવામાં ડૂબી શકતું હોય તેને પછી બીજા બંધુની જરૂર પણ શી હોય ?

## ૧૩—તપસ્વી હયહયા

તપસ્વી હયહયા રીડસના રહેવાસી હતા. તેમનું જીવન ઘણુંજ આશાવાદી હતું; અને તેથીજ તેમણે અતિકઠિન સાધના પણ પ્રફુલ્લ હૃદયે સાધી હતી.

તપસ્વી હયહયાને એક ભાઇ હતો. તે મક્કામાં જઇ રહ્યો હતો. ત્યાંથી એણે એવી મતલબનો એક પત્ર તપસ્વી હયહયાને લખ્યો હતો કે "મને ત્રણ અભિલાષાઓ હતી. તેમાંથી બે ઇચ્છાઓ સફળ થઇ છે અને એક હજુ અપૂર્ણ છે. તમે પણ તે પૂર્ણ કરવા પ્રાર્થના કરશો. એમાંની એક અભિલાષા એ હતી કે, હું મારી જીંદગીનો છેલ્લો વખત કોઇ પવિત્ર ભૂમિમાં ગાળું. મેં અત્યારે મક્કામાં વાસ કર્યો છે, તે પવિત્ર તીર્થ છે. બીજી અભિલાષા એ હતી કે, કોઇ ઉપયોગી સેવક મળે અને તે કાળજીથી મારી સેવા કરે તથા ઉપાસનાસમયે મને અજુ (અંગશુદ્ધિ)ને માટે જળ લાવી આપે. એક હુશિયાર દાસી મને મળી છે; અને તે મારી સારી બરદાસ્ત ઉઠાવતી હોવાથી મને સંતોષ છે. આ પ્રમાણે મારી એ બે અભિલાષાઓ પૂર્ણ થઇ છે. હવે ત્રીજી અભિલાષા એ છે કે, મરણ પામતાં પહેલાં એક વાર આપનાં દર્શન કરૂં. મને ઉમેદ છે કે, ઇશ્વર એક દહાડો એ અભિલાષા પણ સફળ કરશે."

તપસ્વી હયહયાએ આ પત્રનો ઉત્તર એવો લખ્યો હતો કે "તમે લખ્યું કે, હું કોઇ ઉત્તમ સ્થાનનો અભિલાષી હતો અને તે હું પામ્યો છું; પણ ભાઇ ! તમે માત્ર પવિત્ર–ઉત્તમ સ્થાનથીજ સંતોષ પામતા નહિ. તમારા જીવનને ઉત્તમ–પવિત્ર કરીને ઠીક પડે ત્યાં રહો, કેમકે સ્થાનથી કાંઇ મનુષ્યમાં પવિત્રતા આવતી નથી; પણ મનુષ્યથી સ્થાનમાં પવિત્રતા આવે છે. જે સ્થળે સાધુ પુરુષો રહે છે, તે સ્થાન શ્રેષ્ઠ છે અને તીર્થરૂપ છે."

"વળી તમે લખો છો કે હું એક દાસીની અભિલાષાવાળો હતો, અને તે

પણ મળેલ છે. જો તમે પુરુષાર્થવાળા હોત તો ઇશ્વરના દાસને પોતાનો દાસ કરવા ઇચ્છા કરત નહિ. એનું ઇશ્વરનું દાસત્વ છોડાવીને એને તમારા દાસત્વમાં જોડત નહિ. તમારે પોતેજ દાસ થવું કલ્યાણકારી છે, તેને બદલે તમે તો ઉલટા શેઠ બનવાની આકાંક્ષા કરો છો; પણ શેઠાઇમાં તો મોજમજા અને વિલાસી પ્રકૃતિ આવે છે; અને દાસનો ધર્મ તો સેવા છે. જે દાસ શેઠ કે માલિકની પદવી પામવા અભિલાષા કરે, તે પોતાને ઇશ્વર માનનાર ફેરૂન અથવા હિરણ્યકશ્યપને રસ્તે ચઢેલો જાણવો."

"વળી તમે લખ્યું કે, હું તમને મળવા અભિલાષા રાખું છું; પણ જો તમારી દષ્ટિ ઇશ્વર તરફજ રહી હોત તો તમારી સ્મૃતિમાં હું આવત નહિ. તમે પરમેશ્વર સાથેજ એવો ગાઢો સહવાસ કરી રહો કે, આ ભાઇ કે બીજું કોઇ પણ તમારા સ્મરણમાં આવે નહિ. જે ઠેકાણે પોતાના પુત્રનું પણ બલિદાન આપવાનો વિધિ છે, ત્યાં ભાઇ તે શી ગણત્રીમાં? જો તમારે પરમેશ્વરની પ્રાપ્તિ કરવી હોય તો મારાથી તમને શો લાભ થવાનો હતો? અને જો તમને પરમેશ્વરની પ્રાપ્તિ નહિ થઈ હોય તોપણ તમને શો લાભ થવાનો હતો?"

એક બીજા બંધુને હયહયાએ એવી મતલબનો પત્ર લખ્યો હતો કેઃ—
"સંસાર સ્વપ્નાવસ્થા જેવો છે અને પરલોક જાગ્રત અવસ્થા જેવો છે. માણુસ પોતાને સ્વપ્નમાં રડતો અને દુઃખ પામતો જુએ છે; પણ તેનું તે દુઃખ અને રુદન સ્વપ્નાવસ્થા રહે ત્યાંસુધીજ રહી શકે છે; કેમકે એજ માણુસ જ્યારે જાગ્રત અવસ્થામાં આવે છે, ત્યારે પાછો તે હસે છે અને આનંદ કરે છે. તમો પણ સંસારરૂપ સ્વપ્નમાં ખૂબ રુદન કરજો, એટલે તેથી વિપરીત દશામાં–પરલોકરૂપી જાગ્રત અવસ્થામાં હસવા માંડશો અને આનંદ પામશો."

મહર્ષિ હયહયાને એક નાનકડી પુત્રી હતી. એક દિવસ પોતાની માતા પાસે તે પુત્રી "મા! મને આ આપ" "મા! મને તે આપ" એમ કહીને જૂદી જૂદી વસ્તુઓ માગવા લાગી.

માતા બોલી કે "પ્રભુની પાસે માગણી કર." ત્યારે પુત્રીએ કહ્યું કે "બા! શરીરનિર્વાહ માટે જોઇતી કોઇ પણ વસ્તુ ઇશ્વર પાસે માગતાં મને શરમ આવે છે. એ વસ્તુ તો તુંજ આપ. વળી તું જે આપે છે તે પણ તેનુંજ છે ને?"

એક વાર મહર્ષિ હયહયા પોતાના ભાઈની સાથે એક ગામની પાસે થઇને બીજે ગામ જતા હતા. પેલા ગામની તરફ જોઈ તેમનો ભાઇ બોલ્યો કે "અહો! આ ગામ કેવું પરમ સુંદર છે!"

હયહયા બોલ્યા:—"જે આવા સુંદર ગામથી પણ લોભાતો નથી, તેનું મન આ ગામના કરતાં પણ ઘણું વધારે સુંદર હોવું જોઇએ."

હયહયા એક વાર નોતરૂં મળવાથી પાડોશીને ત્યાં જમવા ગયા. તેઓ બને તેટલો થોડો આહાર કરતા. નોતરૂં દેનારે વધારે મિષ્ટાન્ન લેવા આગ્રહ કરવાથી તેમણે કહ્યું કે "ભાઇ ! ઇંદ્રિયો તોફાની ઘોડા જેવી છે. એ તો તક મળવાનીજ વાટ જુએ છે; તેથી હું મ્હારી સાધનારૂપી લગામ કાળજીપૂર્વક હાથમાં પકડી રહ્યો છું. જો એ લગામ જરા પણ ઢીલી મૂકું અથવા ચાબુક મૂકી દઉં તો મ્હને એ દુષ્ટ અશ્વો કોણ જાણે કયી ખાઇમાં નાખી દે!"

એક રાત્રિએ મહર્ષિ હયહયાની સામે દીપક બળતો હતો તે પવનને ઝપાટે એકાએક હોલવાઇ ગયો. મહાત્મા એ જોઇને રુદન કરવા લાગ્યા. પાસે બેઠેલાઓ કહેવા લાગ્યા કે "દીવો હોલવાઇ ગયો તેથી રડો છો શામાટે ? હમણાંજ દીવો પ્રકટાવી શકાશે."

હયહયા બોલ્યા:—"હું આ બહારનો દીવો હોલવાયો તેને રોતો નથી; પરંતુ એટલા માટે રોઉં છું કે, પ્રભુપ્રત્યેની શ્રદ્ધાભક્તિરૂપી દીપક હૃદયમાં માંડ માંડ પ્રકટયો છે, તે પણ જો અવિવેક કે સ્વચ્છંદપણારૂપી હવાના ઝપાટે હોલવાઈ જાય તો શી વલે થાય ?"

એક વાર મહાત્મા હયહયાની પાસે શ્રીમંતાઇ અને નિર્ધનતાવિષે ચર્ચા ચાલી. તે સાંભળ્યા પછી તેમણે કહ્યું કે "પારલૌકિક જીવનમાં નથી શ્રીમંતાઇનું કાંઇ મહત્ત્વ કે નથી નિર્ધનતાનું મહત્ત્વ. મહત્ત્વ તો માત્ર કૃતજ્ઞતાનું તથા સહિષ્ણુતાનુંજ છે–અર્થાત્ શ્રીમંતાઇ છતાં પણ પ્રભુના ઉપકાર ભૂલવા નહિ. નિર્ધન અવસ્થામાં સહનશીલતા ભૂલવી નહિ, એજ ખરેખર જરૂરનું છે.

મહાત્મા હયહયાએ પ્રભુની આ પ્રમાણે પ્રાર્થના કરેલી છે:–"હે પ્રભુ ! હું પુણ્યવાન હોત તો તારામાં જેટલી આશા રાખત તેના કરતાં વધારે આશા હું અપરાધી હોવાથી રાખું છું. મ્હેં શુદ્ધ ભાવપૂર્વક તારૂં ભજન–સાધન કર્યું હોય એવું હું માનતો નથી. પવિત્ર પ્રેમથી હું તારી ભક્તિ કેવી રીતે કરી શકું ? કેમકે હું એક ભ્રષ્ટાચારી મનુષ્ય છું. હું મ્હને પોતાને આપનો મહા-અપરાધી સમજું છું; છતાં તારા ક્ષમાગુણમાં હું પૂરો વિશ્વાસ રાખું છું. તું દયાળુતરીકે વિશેષ પ્રસિદ્ધ છે, તો શું મારા અપરાધો તું ક્ષમા નહિ કરે ? હે ઇશ્વર! તેં તારા પ્રીતિપાત્ર મુસા અને હારૂનને પાખંડી શત્રુ ફેરૂનની પાસે મોકલી કહ્યું હતું કે 'હે મુસા ! હે હારૂન ! તમે ફેરૂનની સાથે શાંતભાવે મીઠી વાણીથી વાતો કરજો.' હે દયાળુ પ્રભુ ! તારો આ દયાભાવ કોના તરફ

હતો ? જે માણુસ પોતાને ઇશ્વર કહેવરાવી ઢોંગ કરતો હતો, તેના તરફ પણ જો તારો આવો દયાભાવ છે તો જે માણુસ સર્વભાવથી તારૂં સાધન-ભજન કરે, તેના તરફ તો તારો કેટલો બધો દયાભાવ ઉભરાતો હશે, તે કોણ કહી શકે ? હે નાથ ! ધનસંપત્તિમાં મ્હારી પાસે માત્ર આ એક ફાટી-તૂટી ધાબળીજ હોઇને તે મ્હને ઘણી ઉપયોગી થાય છે; છતાં પણ જો કોઇ દીન દુઃખી તે માગે તો હું વગરસંકોચે આપી દઇ શકું; તો પછી તારી પાસે તો હજારો ભવનો અને અપાર સામગ્રી છે અને તેમાંના કશાની તને પોતાને તો જરૂરજ પડે તેમ નથી! ત્યારે બીજી તરફ આ જગતમાં તો લાખો દીન-દુઃખી માનવો ભટકે છે, કે જેને રહેવાને ઝુંપડું નથી; વાપરવાને ફુટી બદામ પણ નથી; છતાં પણ તેમને જરૂરી વસ્તુ આપવામાં તું શામાટે સંકોચ રાખે છે ? એ શું યોગ્ય છે ? સંભવિત છે ? હે પ્રભો ! તેં કહ્યું છે કે, જે માણુસ મ્હારી પાસે કલ્યાણ વાંચ્છશે, તેને હું અનંતગણું કલ્યાણ આપીશ. તેં આપેલા વિશ્વાસ સાથે હું તારી પાસે આવ્યો છું. તેના કરતાં વધારે સારૂં કાંઇજ નથી. બોલ, મ્હને તારા દર્શન કરતાં વધારે ઉત્તમ દાન કયું આપશે ? જે માણુસ જેના ઉપર પ્રેમ રાખે છે, તે પ્રેમપાત્રને સંપૂર્ણ સુખ આપવાને તે બનતું કરે છે; પણ તું તો જેના ઉપર પ્રેમ કરે છે, તેના ઉપર વિપત્તિઓનાજ ઢગલા વર્ષાવે છે ! હે પ્રભો ! સંસારમાં જે કાંઇ તારે મ્હને આપવું હોય, તે ખુશીથી વિધર્મીઓને આપી દે; અને પરલોકમાં મ્હને જે કાંઇ આપવું હોય, તે ધાર્મિકોને આપ. હું તો આ સંસારમાં તારૂં સ્મરણ-મનન કરૂં; અને પરલોકમાં તારાં દર્શન પામું, એટલુંજ મ્હારે માટે તો બસ છે. હે ઇશ્વર ! હું અપરાધી છું; તેથી પ્રાર્થના કરતો શામાટે અટકું ? કારણ કે હું પાપ કરૂં છું, તોપણ તું તો અવિચળ ભાવે અનુગ્રહ કર્યા કરે છે. હે પ્રભો ! મ્હારાં દુષ્કૃત્યોમાટે તારાથી ભય પામું છું અને તારા અનુગ્રહને માટે આશાવંત બન્યો છું; માટે મ્હને દુષ્ટ કૃતિવાળો સમજીને અનુગ્રહથી દૂર રાખીશ નહિ. હું તારો છું, તેથી પણ તું મ્હારાપર અનુગ્રહ કર. તું દયાળુ છે, એટલે મ્હારે તારો ભય શામાટે કરવો ? તું મહાન ઇશ્વર છે, એટલે મ્હારે તારો ભય પણ શામાટે ન કરવો ? હું તારો અપરાધી દાસ છું, એટલે તને કેવી રીતે અરજ કરી શકું ? અને તું દયાળુ છે, એટલે તને અરજ પણ શામાટે ન કરૂં ? હે ઇશ્વર ! હું તારાથી ડરૂં છું, કારણ કે હું તારો દાસ છું. હું તારાપ્રતિ આશાભર્યો છું; કારણ કે તું મારો પિતા છે. હે ઇશ્વર ! તું નિષ્કામ હોવા છતાં પણ

જો મ્હારા ઉપર પ્રેમ રાખે છે, તો હું તો અનેક કામનાવાળો છતાં તારા ઉપર શામાટે પ્રેમ ન કરૂં? મ્હારા હૃદયમાં તેં જે પ્રબળ આશા અને આસ્થા આપી છે, એજ તારૂં ઉત્તમ દાન છે; અને તારાં ગુણગાન કરવાં, એ મ્હારૂં ઉત્તમ કાર્ય છે. તારાં દર્શનની જે ઘડી, એજ મ્હારો ઉત્તમોત્તમ સમય છે. હે પ્રભો! મેં મોક્ષને માટે જેમ ઘટતું અનુષ્ઠાન કર્યું નથી, તેમ નરકમાં જવાની મ્હારામાં હિંમત પણ નથી. આવા સંયોગોમાં એક માત્ર તારી કૃપા ઉપરજ બધો આધાર છે. તું ન્યાયના સમયે મને પૂછીશ કે, તું શું લઈ આવ્યો છે? તો કહીશ કે, કેદખાનામાંથી તો માત્ર મેલાં વસ્ત્રો, માથે વીખરાયેલા ગંધાતા વાળ અને શોક, દુઃખ તથા લજ્જાના ઢગલા લઇ આવ્યો છું. કેદખાનામાંથી તો એ વિના બીજું લાવી પણ શું શકું? માટે અત્યારે તો મને કશું પણ નહિ પૂછતાં પ્રથમ કૃપા કરીને મને શુદ્ધ કરો અને નવાં વસ્ત્રોનું દાન કરો."

યાત્રાળુઓ, જ્ઞાનીઓ અને ફકીરો વગેરેને મદદ કરવા પાછળ તપસ્વી હયહયાને લાખ મુદ્રાનું દેવું થયું હતું. આ દેવું ભરવાનો કશો ઈલાજ ન જણાવાથી તપસ્વી હયહયાને ચિંતા થવા લાગી. એક રાત્રે તેમને હઝરત મહમદ સાહેબ( સ૦ આ૦ સ૦ )નાં સ્વપ્નમાં દર્શન થયાં. તેમણે કહ્યું કે "હયહયા! ખેદ કરતા નહિ. તમારા ખેદથી મને પણ ખેદ થશે. તમે ખોરાસાન દેશમાં જાઓ. ત્યાં તમારે વાસ્તે એક વ્યક્તિએ ત્રણલાખ મુદ્રાઓ ભેગી કરી રાખી છે."

હયહયાએ પૂછયું કે "હે પૂજ્ય પેગંબર મહાત્મા! એ વ્યક્તિ કોણ છે અને કયાં છે?" પેગંબર સાહેબે કહ્યું કે "તમારે બીજી પૂછપરછ કરવાની જરૂર નથી. તમે તમારે નગરે નગર ફરી ધર્મોપદેશ કર્યા જાઓ. તમારા ઉપદેશથી અનેક લોકોનાં મન નિર્મળ થશે. જેમ મેં તમને દર્શન આપ્યાં છે, તેમ એ વ્યક્તિને પણ દર્શન આપું છું અને તમને દ્રવ્ય આપવા કહું છું."

આ સ્વપ્નની સફળતામાં મહાત્મા હયહયાની પૂર્ણ આસ્થા હતી. તેઓ ખોરાસાનમાં આવેલા નેશાપુર નગરમાં ગયા. ત્યાં ઉપદેશ આપતી વખતે એક દિવસ તેમણે કહ્યું કે "નગરનિવાસી જનો! આપણા પૂજ્ય પેગંબર સાહેબની સૂચનાથી હું આ દેશમાં આવ્યો છું. તેમણે કહ્યું છે કે, અહીં મને એક માણસ ઋણમુક્ત કરશે. મારે એક લાખ મુદ્રાનું દેવું છે. મારાં ઉપદેશવચનોમાં કાંઇક અસર અને સુંદરતા રહ્યા કરતી હતી; પણ જ્યારથી હું એ કરજરૂપી અપરાધમાં આવી પડયો છું, ત્યારથી એ અસર અને સુંદરતા ઘટી ગઈ છે."

આ વાત સાંભળીને શ્રોતાવર્ગમાંનો એક માણુસ બોલ્યો કે " એ કરજ પેટે પચાસ હજાર મુદ્રા હું દાન કરીશ." પછી બીજા એકે ચાળીસ હજાર મુદ્રા આપવાનું કહ્યું અને ત્રીજો એક માણુસ દશ હજાર મુદ્રા આપવા તત્પર થયો.

હયહયા બોલ્યા:–"હું આ રકમ લઇ શકીશ નહિ; કેમકે બધી રકમ એકજ વ્યક્તિ આપશે, એવું મને પૂજ્ય પેગંબર સાહેબે સૂચવેલું છે."

પોતાનું ઋણ નેશાપુરમાંથી ભરાઇ શકશે નહિ એમ સમજાતાં તેઓ બલખમાં ગયા. ત્યાં કેટલાક દહાડા ઉપદેશ ચાલ્યા પછી એક પ્રસંગે તેમણે સંપત્તિની શ્રેષ્ઠતાનું વર્ણન કર્યું. આથી એક શ્રીમંત પ્રસન્ન થયો અને તે લક્ષ મુદ્રાનું દાન આપવા તત્પર થયો. શ્રોતાસમાજમાં એક ઇશ્વરપરાયણ સાધુ પુરુષ હતો. ફકીરી કરતાં શ્રીમંતાઈને વધારે મહત્ત્વ અપાતું જોઇને તે સંતના મનમાં બહુ ખેદ થયો. હયહયા તો તે લક્ષ મુદ્રા લઇને સ્વદેશ ભણી પાછા વળ્યા; પરંતુ માર્ગમાં એકાએક ધસારો કરીને લૂટારૂઓ તે બધુંજ ધન લૂંટી ગયા. પછી તે હેરી નગર તરફ ગયા. ત્યાં પણ કેટલાક દહાડા ઉપદેશ આપ્યા પછી પોતાના સ્વપ્ન અને કરજની વાત કહી. એ સભામાં એક અમીરની પુત્રી હાજર હતી તેણે કહ્યું કે " આચાર્યદેવ! આપ કરજને માટે જરા પણ ચિંતા કરશો નહિ.આપણા પવિત્ર પેગંબર સાહેબે આપનું ઋણ ભરી દેવાની મને સ્વપ્નમાં આજ્ઞા કરેલી છે. હું આપના આવવાની ઘણા દિવસથી રાહ જોઇ રહી હતી. વિવાહકાળે મને મારા પિતાએ દાનમાં સોના અને રૂપાના પુષ્કળ દાગીના પહેરામણીમાં આપેલા છે. એમાં માત્ર રૂપાનાજ દાગીનાની કિંમત ત્રણ લાખ જેટલી છે, તે તમામ હું આપના ચરણમાં અર્પણ કરૂં છું."

હયહયાએ એ ધનનો સ્વીકાર કર્યો અને સાત ઉંટો ભરીને હેરી શહેરથી ચાલ્યા. બલહમ નગરમાં તે માલ પોતાના પુત્રને આપીને તેમણે કહ્યું કે "તું હવે દેશમાં ચાલ્યો જા અને લેણદારનું દેવું પતાવજે તથા બાકીનું ધન દીન-દુઃખી અને દરિદ્રીઓમાં ખર્ચી નાખજે. એમાંની એક કોડી પણ આપણે પોતાના ઉપયોગમાટે વાપરવાની નથી." આ પ્રમાણે કહીને તે પોતે તો બલહમમાંજ રહ્યા.

એક દહાડો તેઓ પ્રાતઃકાળે ભૂમિ ઉપર મસ્તક મૂકીને પ્રાર્થના કરતા હતા. તે સમયે એક દુરાત્માએ આવીને તેમના માથાપર મોટો પથ્થર માર્યો, તેથી તેમનું મરણ થયું. "દેવાદારનું દેવું આપી દેજો" એટલુંજ મરણકાળે તેઓ બોલી શકયા. ત્યાંના બધા ત્યાગીઓ આવી પહોંચ્યા અને મહાત્મા હયહયાના

શબને ખાંધે ઉપાડી નેશાપુર લઈ ગયા તથા ત્યાંના કબરસ્તાનમાં તેમને સમાધિસ્થ કરવામાં આવ્યા.

## આ મહાત્માનાં વચનામૃત

૧–તું બીજ વાવે નરકાગ્નિનાં અને આશા રાખે સ્વર્ગભોગની, એથી વધારે મૂર્ખાઇ બીજી કયી હોય ?

૨–પશ્ચાત્તાપ કરીને ટાળેલું પાપ જો ફરીથી કરવામાં આવે, તો તે પશ્ચાત્તાપ કર્યા પહેલાંનાં સિત્તેર પાપો કરતાં પણ વધારે નુકસાનકારક નિવડે છે.

૩–માણસ રોગનો સંભવ જણાતાં ભોજન કરવાનું બંધ રાખે છે ખરો, પરંતુ શિક્ષાનો અને મરણનો ભય પાકો છતાં પણ તે પાપ કરતાં અટકતો નથી, એજ આશ્ચર્યની વાત છે !

૪–સાવચેત રહેજો; કેમકે આ સંસાર તો શયતાનની દુકાન છે. એ દુકાનમાંથી ભૂલેચૂકે પણ કોઈ પણ વસ્તુ ઉપાડશો નહિ; નહિ તો એ શયતાન તમારી પાછળ પડીને તે વસ્તુના બદલામાં તમારૂં ધર્મરૂપી ધન પડાવી લેશે.

૫–સંસાર તરફની માન–બડાઇ એ શયતાનની મદિરા છે. જે માણસ એ સુરાપાનની લહેર માણે છે, તે પોતાનાં પાપોમાટે પશ્ચાત્તાપ અને આત્મ-ગ્લાનિરૂપી તીવ્ર તપશ્ચર્યા કરી શકતો નથી અને તેથી ઇશ્વરી લાભ પણ મેળવી શકતો નથી.

૬–સંસાર એ નવયુવતી જેવો છે. જે માણસ તેની અભિલાષા કરે છે તેને, તેને સારાં સારાં વસ્ત્રાભૂષણો આપ્યા કરવામાંજ જીવન ગાળવું પડે છે; અને જે તેના તરફ વિરક્ત રહે છે, તે તો તેના કેશ મુંડાવીને મોઢે મેશ ચોપડી દે છે.

૭—સંસારલોલુપ માણસને માટે સંસારમાં શોક અને ચિંતાનો સામાન આગળ પાછળ તૈયાર રહે છે; અને પરલોકમાં સજા તથા પીડા તૈયાર રહે છે; એટલે પછી તેને સુખશાન્તિ તો મળેજ કયાંથી !!

૮—ઇશ્વર કહે છે કે "હે જીવ ! તું મારી અપકીર્તિ ફેલાવે છે, એ શું તને ઘટે છે ? હવે તુંજ કહે કે, હું આ લોક અને પરલોકનો અધીશ્વર શું તારી એવી હલકાઇથી તારો થઈ શકીશ ખરો ?

૯—સંસારી સામગ્રી પ્રાપ્ત કરવામાં જીવનની અધોગતિ રહેલી છે; અને પારલૌકિક સામગ્રી તૈયાર કરવામાં જીવનની ઉન્નતિ રહેલી છે. જે સામગ્રી ક્ષણભંગુર છે, તેને માટે મનુષ્યો દીર્ઘકાળની અધોગતિ અને દુર્દશા વહોરી લે છે, તેમનો વિચાર કરતાં હું આશ્ચર્યચકિત થાઉં છું.

૧૦—સંસારસામગ્રી એટલી બધી અનિષ્ટકારક છે કે તેની માત્ર અભિલાષા પણ ઇશ્વરથી દૂર લઈ જાય છે; તો પછી જેને તે પ્રાપ્ત થાય તેની તો કેવી દશા થવાની એ તો અનુમાનથી પણ સમજી શકાશે.

૧૧—આ ત્રણ માણસોને બુદ્ધિમાન જાણવાઃ-(૧) જે માણસે સંસારનો ત્યાગ કર્યો હોય તે; (૨) જે માણસ ગુજરવા પહેલાંજ સર્વ તૈયારી કરી રાખે છે તે; (૩) જે માણસ પહેલેથીજ ઇશ્વરની પ્રસન્નતા મેળવી રાખે છે તે.

૧૨-સાધકો પણ ત્રણ પ્રકારના હોય છેઃ-(૧) વિરાગી, (૨) અનુરાગી અને (૩) કર્મયોગી. વિરાગીનું ધન સહનશીલતા છે; અનુરાગીનું ધન પ્રભુપ્રત્યેની કૃતજ્ઞતા છે અને યોગીનું ધન સર્વપ્રત્યે બંધુભાવ છે.

૧૩-સાધકનું સૌથી વધારે દુઃખદાયક કાર્ય કયું ? વિરોધીઓનો સંગ સહી લેવો પડે તે.

૧૪-તું નિર્જન સ્થાનમાં નિવાસ કરીને પોતાના પ્રેમની પરીક્ષા કરી જો કે, તારો પ્રેમ નિર્જનતા ઉપર છે કે પ્રભુ ઉપર છે ? જો એકાંત સ્થાનમાંજ પ્રેમ હશે તો તો ત્યાંથી ખસવું પડતાં પ્રેમ પણ ખસી જવાનો; અને જો ઈશ્વર ઉપર પ્રેમ હશે તો પર્વત,અરણ્ય,વસ્તી અને બધાં સ્થાનો સરખાંજ નિવડશે.

૧૫-શુદ્ધ હૃદયના ભક્તાત્મા સાથે નિર્જનતા તો સદાય વસે છે.

૧૬-સાચી ધીરજ અને પ્રભુપરાયણતાની પરીક્ષા વિપત્તિમાંજ સમજાય છે.

૧૭-લૌકિક પદાર્થોમાં આસક્તિ રહેશે ત્યાંસુધી ધર્મનો નાશજ થયા કરશે; અને વૈરાગ્ય સ્થિર થશે તોજ ધર્મ સ્થિર થશે.

૧૮-સિત્તેર વર્ષસુધી પ્રભુપ્રેમવગરની તપશ્ચર્યા કરવામાં આવે, તેના કરતાં સરસવના દાણા જેટલો પણ પ્રભુપ્રેમ ઉપજે તે વધારે સારો છે.

૧૯-ધર્મસાધનાનાં મૂળ ત્રણ છેઃ-(૧) જ્ઞાન, (૨) સંકલ્પ અને (૩) પ્રેમ.

૨૦-ઈશ્વર ઉપર નિર્ભર રહી શકાય તોજ સંસારની ગુલામીમાંથી છટી શકાય છે. ધર્મના અનુષ્ઠાનથી જે ફળ પ્રાપ્ત થાય, તેને પણ પ્રભુ-પ્રેમને ખાતર વિસર્જન કરો. ઈશ્વિરાજ્ઞાને અનુસરવાથીજ સાચો આનંદ મળશે.

૨૧-ધર્મનાં ત્રણ અંગો છેઃ-(૧) ભય, (૨) આશા અને (૩) પ્રેમ. ભયમાં પાપ છોડાવવાની શક્તિ છે, આશામાં સાધનાદ્વારા પરલોક અને ઉન્નતિ સાધવાની શક્તિ રહેલી છે અને પ્રેમમાં દુઃખ સહન કરાવવાની શક્તિ રહેલી છે.

૨૨-મુનિ (એટલે કે સાચો સાધક) તેજ છે, કે જેને ઇશ્વરના વિચારસિવાય બીજી કોઇ પણ વસ્તુ પ્રિય લાગતી નથી.

૨૩–ઇશ્વરનો ભય એ એક એવું વૃક્ષ છે કે જેનાં પ્રભુપ્રાર્થના અને આર્તનાદરૂપી પરમ સુખદાયક મહાન ફળો છે.

૨૪–જે માણસ પ્રભુનો ભય રાખે છે, તેનાં તમામ અવયવો સાધનામાં પ્રવૃત્ત થાય છે અને તે પાપોથી નિવૃત્ત થાય છે.

૨૫–ઇશ્વરની ઉપાસના એ ઇશ્વરથી ભરપૂર ભંડાર છે અને પ્રભુપ્રાર્થના એ પ્રભુને પામવાની ચાવી છે.

૨૬–ઈશ્વર એકજ છે, એવું જ્ઞાન એ જ્યોતિસમાન છે; અને ઈશ્વર અનેક હોવાની માન્યતા એ અગ્નિસમાન છે. એકતાનો જ્ઞાનજ્યોતિ માણસનાં સર્વ પાપોને ભસ્મીભૂત કરે છે; જ્યારે અનેકતાનો અગ્નિ તમામ સદ્‌ગુણોને ભસ્મીભૂત કરે છે.

૨૭–જે માણસ શ્રદ્ધા રાખી શકતો નથી, તે ધર્મ પણ પાળી શકતો નથી.

૨૮–સત્યને મૂકી અસત્યમાં પડવું, એનુંજ નામ અધોગતિમાં પડવું છે.

૨૯–જ્યારે સાધક બહુ ભોજન કરે છે, ત્યારે (તેની સાધનામાં અંતરાય આવતો હોવાથી) દેવતાઓ રુદન કરે છે.

૩૦–આહારમાં જેની લાલસા વધતી જાય, તે સાધનાના માર્ગથી જલદી દૂર થતો ચાલે છે.

૩૧–એકાંતપ્રેમીને માટે ભોગોથી છેટા રહેવું એજ ઇશ્વરદત્ત આહાર છે. એજ આહારથી શ્રદ્ધાવાન સાધકો આગળ વધવાને શક્તિમાન બને છે.

૩૨–વિષયી માણસોને પદાર્થોના સંગ્રહમાં જેવો પ્રેમ હોય છે, તેવોજ પ્રેમ જેને પદાર્થો ત્યજવા તરફ ઉપજે, તેજ ખરો ત્યાગી–વિરાગી બની શકે છે.

૩૩–હું ક્યારે સર્વ બાબતમાં પ્રભુ ઉપર નિર્ભર-વિશ્વાસ રાખનારો–બની શકીશ ? ક્યારે ફકીરીનો વેષ ધારણ કરીને સાચા ત્યાગીઓનો સમાગમ સેવી શકીશ ?

ઉત્તરઃ—"જ્યારે તું ઉંડી કાળજીપૂર્વક આત્મસંયમ કરીશ ત્યારે. એ આત્મસંયમ પણ એવો હોવો જોઇએ કે, ત્રણ દહાડાસુધી પ્રભુ કશો ખોરાક ન આપે, તોપણ મન બિલકુલ ઢીલું થાય નહિ. જ્યાંલગી એટલી યોગ્યતા આવે નહિ, ત્યાંલગી સાધુ–ફકીરનો ભેખ ધારણ કરવો એ મોટી મૂર્ખતા છે."

૩૪–કેટલાક પ્રશ્નોત્તરઃ—

પ્રશ્નઃ—આવતી કાલે કોણ નિર્ભય બનશે?

ઉત્તરઃ—આજે જે ઇશ્વરથી વધારે બ્હીતો હશે તે.

પ્રશ્નઃ—સાચી શ્રદ્ધા કયારે પ્રાપ્ત થયેલી કહેવાય?

ઉત્તરઃ–જ્યારે પોતાનું સર્વ પ્રકારનું યોગ–ક્ષેમ ઇશ્વર ઉપર મૂકે ત્યારે.

પ્રશ્નઃ—ખરો ધનવાન કોણ?

ઉત્તરઃ—જેણે ઇશ્વર તરફની નિર્ભયતા મેળવી હોય તે.

પ્રશ્નઃ—ઇશ્વરદર્શી કોણ?

ઉત્તરઃ—જે પરમાત્મા સદા અને સર્વત્ર રહેલો છે અને રહેવાનો છે તેનુંજ જે અસ્તિત્વ જુએ છે તે; અને જે સંસાર ચાર દિવસના ચાંદરણા જેવો છે તેને અનિત્ય ને અસાર સમજે છે તે.

પ્રશ્નઃ—વિરક્તિ એટલે શું?

ઉત્તરઃ—જગતની તમામ વસ્તુઓ છોડી દઇને પ્રભુમાંજ પોતાનું ધન અને સર્વસ્વ માનવું તે.

પ્રશ્નઃ—કયો માણસ વૈરાગ્યમાં વધારે દઢ હોય છે?

ઉત્તરઃ—જેનામાં પ્રભુપ્રત્યે વિશ્વાસ વધારે હશે તે.

પ્રશ્નઃ—સાચા પ્રેમનું લક્ષણ શું?

ઉત્તરઃ—હિત થવાથી જે પ્રેમમાં વધારો થતો નથી અને અહિત થવાથી જે પ્રેમમાં ઘટાડો થતો નથી, તેનુંજ નામ ખરો પ્રેમ.

૩૫–પ્રભુપ્રેમીઓનો ત્રણ પ્રકારનો સ્વભાવ હોય છેઃ–

(૧) બધી વસ્તુઓમાં ઈશ્વર વ્યાપી રહેલો છેઃએવી પૂર્ણ શ્રદ્ધા.

(૨) બધી સાંસારિક વસ્તુઓમાંથી વાસનાની નિવૃત્તિ.

(૩) ઈશ્વરમાં બધી વસ્તુઓ રહેલી છે એવી દઢ માન્યતા.

૩૬–સંસારી માણસોની સેવા નોકર–ચાકરો કરે છે અને અલૌકિક માણસોની સેવા સાધુ, વિરાગી અને મહાન પુરુષો કરે છે.

૩૭–મનુષ્યોની સાથે તો બને તેટલી થોડીજ વાતચીત કરવાનું રાખો અને વધારે વાતો કરવાનું તો ઈશ્વર સાથેજ રાખો.

૩૮–જે ઈશ્વરનેજ પોતાનું સર્વસ્વ માને છે, તેજ ખરો ધનવાન છે. જે દુનિયાઈ વસ્તુસ્થિતિઓનાજ વ્યાપારમાં પોતાની સંપત્તિ માને છે, તેનેજ સદાકાળ માટે દરિદ્રી–નિર્ધન જાણવો.

૩૯–જે સત્કર્મથી મનુષ્ય અહંકારી બને છે, તે સત્કર્મ કરતાં તો જે પાપ ઇશ્વર તરફ તાલાવેલી ઉપજાવે તેજ શ્રેષ્ઠ છે.

૪૦–ઇશ્વરની સાથે જેની મિત્રતા બંધાય છે, તેને પોતાની દુનિયાઇ સંપત્તિસાથે તો શત્રુતા થયેલી સમજવી.

# ૧૪–તપસ્વી ફઝલ અયાજ

ફઝલ અયાજ એ એક મહામાન્ય ઋષિ હતા. પહેલાં તેઓ લૂટારાના સરદાર હતા; પરંતુ તેમના જીવનની દિશા આશ્ચર્યજનક રીતે બદલાઇ ગઇ હતી. તત્ત્વજ્ઞાન અને વિવેક–વૈરાગ્યમાં તેઓ સર્વ તપસ્વીના શિરોમણિ બની ગયા હતા. તેમના જીવનની પહેલી અવસ્થા નીચે પ્રમાણે હતી:—

લૂંટારાની સ્થિતિસમયે ફઝલ અયાજ, મર અને બારૂતના વગડામાં તંબુ નાખીને તેમાં રહેતા હતા. શરીર ઉપર કફની અને હાથમાં તસબી (માળા) રાખીને બહારથી તો તેમણે ફકીરનો વેશ રાખ્યો હતો; પણ ધંધો તો તેઓ લૂંટફાટનોજ કરતા હતા. એ ધંધામાં તેમના સેંકડો મદદગારો અને સાથીતો હતા. એ બધા લૂંટારાનુંજ કામ કરતા અને લૂંટ કરીને ફઝલ અયાજ પાસે રજુ કરતા. તેના તેઓ સૌને તે ભાગ પાડી આપતા. ઇચ્છા થાય તેટલું તેઓ પોતે પણ તેમાંથી લેતા. આવો હલકો ધંધો કરવા છતાં પણ તે શુક્રવારની નમાજ તો ચૂકતાજ નહિ. તેમના મદદગારો અને સાથીતોને પણ તેઓ નમાજમાં આવવાની ફરજ પાડતા ને જે તેમાં ભૂલ કરે તેને પોતાના મંડળમાંથી દૂર કરતા.

ફઝલના સ્વભાવમાં પહેલેથીજ મહત્તા અને પુરુષાર્થ રહેલાં હતાં. એ પ્રદેશમાં ફરતા વ્યાપારી કાફલાઓને તે લૂંટતા ખરા; પણ એ કાફલામાં જો સ્ત્રી હોય તો તેના તરફ તે દૃષ્ટિપાત પણ કરતા નહિ. કોઇ પ્રવાસીની પાસે જો છેક નાની રકમ જોવામાં આવે તો તે પણ જતી કરતા અને લૂંટેલા માણસને પણ તેની મુસાફરીના દિવસોની ગણત્રી પ્રમાણેનું ભાતું તથા ખર્ચ તેજ સમયે પાછું આપતા. પહેલી અવસ્થામાં તો ફઝલ એક યુવતી ઉપર બહુજ આસક્ત થયેલા હતા; એટલે લૂંટફાટદ્વારા જે કાંઇ ધન મળતું તે પોતાની પ્રિયતમાને મોકલાવી આપતા.

એક વાર એક વ્યાપારી કાફલો તેમના સ્થાન પાસે થઇને જતો હતો,

તેના ઉપર લૂંટારાઓ ધસી આવવાનો અવાજ થયો. એ કાફલામાંના એક વ્યાપારીને પોતાનું રોકડ નાણું ત્યાં આગળજ કોઈક જગ્યાએ છુપાવી દેવાની ઇચ્છા થઇ. આમતેમ જોતાં તેની નજરે પેલો તંબુ જણાયો; ને એ તંબુમાં એક ફકીરને તેણે તસબી ફેરવતો જોયો. વ્યાપારી એમ સમજ્યો કે, આ કોઈ પવિત્ર ફકીર છે; અને તે ખુદાનું નામ જપે છે, તો એવા ત્યાગી પુરુષને પોતાનું ધન સાચવવા આપવું એજ હિતકારક છે. આવો વિચાર કરીને તે તંબુમાં ગયો અને પોતાની હાલત દર્શાવીને પેલી નાણાંની કોથળી સાચવવા આપવાની ઇચ્છા જણાવી. વાચકો સમજી ગયા હશે કે, આ ફકીર તે બીજો કોઈ નહિ, પણ પેલો લૂંટારો ફઝલજ હતો. ફઝલે એ કોથળી તંબુના એક ભાગમાં મૂકવાનો ઇસારો કર્યો. બતાવેલે સ્થળે કોથળી મૂકીને પેલો વ્યાપારી પોતાના સાથીઓ તરફ ચાલતો થયો; એટલામાંજ તે કાફલા ઉપર લૂંટારા તૂટી પડયા ને સૌ પાસે જે કાંઇ હતું તે લૂંટી ગયા. લૂંટારાઓ ચાલ્યા ગયા પછી પેલો વેપારી કેટલીક વારે પાછો પેલા તંબુમાં મૂકેલું ધન લેવા માટે આવ્યો; પણ જુએ છે તો બધા લૂંટારા ત્યાંજ ભેગા થયેલા છે; ને આ લોકોનું જે ધન લૂંટેલું છે તેના ભાગ વહેંચાઇ રહ્યા છે!! આ જોતાંજ પેલા વ્યાપારીના મનમાં ફાળ પડી. તેને સમજાઇ ગયું કે, મેં તો સ્વહસ્તેજ લૂંટારાના સરદારના હાથમાં ધન મૂકયું છે; એટલે પછી હવે તો તેના આગળ કાંઇ પણ બોલવું એ નિષ્ફળ છે. આવું માનીને તે તો તંબુએથી ગુપચૂપ પાછોજ નાસી જવાનો વિચાર કરવા લાગ્યો; પણ એવામાંજ પેલા ફઝલે તેને જોયો અને જોતાંજ તેને પોતાની પાસે બોલાવ્યો. ધ્રૂજતો ધ્રૂજતો તે વ્યાપારી તંબુમાં પેઠો. ફઝલે પૂછ્યું–" કેમ આવ્યો છે ? " વેપારીએ કહ્યું "આવ્યો હતો તો મૂકેલું ધન પાછું લેવા માટે, પણ મારી ભૂલ થઇ. હવે પાછો જાઉં છું." ફઝલે કહ્યું કે "તેં જયાં તારી કોથળી મૂકી છે તે ત્યાંથી ઉપાડી લે."

કોથળી લઇ રાજી થતો થતો પેલો વેપારી પાછો પોતાના સાથીઓને જઇ મળ્યો. ફઝલના સાથીઓએ કહ્યું કે " આ વેપારીઓને લૂંટવાથી કાંઈ ઝાઝો માલ કે રોકડ મળેલ નથી; તો આ રકમ તમે શામાટે પાછી આપો છો ? "

ફઝલ—"એ માણસે મને પવિત્ર માનીને મારા ઉપર સાધુભાવ બાંધ્યો છે; અને ઇશ્વરના ભેખપ્રત્યેના સદ્‌ભાવનું રક્ષણ કરવું, એ પણ મારી ખાસ ફરજ હોવાથી એણે મારા ઉપર જે સાધુભાવ દર્શાવ્યો છે તેનો હું નાશ નહિ થવા દઉં. ખુદા મહેરબાની કરીને મારા સાધુભાવને કાયમ રાખે."

આ બનાવ બન્યા પછી કેટલેક દહાડે બીજા પણ એક વેપારી કાફલાને લૂંટીને તેનું બધું ધન લઇ લેવામાં આવ્યું. ત્યારે તેમાંના એક વેપારીએ પૂછ્યું કે "તમો લૂંટવાનો ધંધો કરો છો, તો તમારામાં કોઇ ઉપરી નથી ?" લૂંટારે કહ્યું કે "હા, છે; નદીકાંઠે તંબુમાં તેઓ નમાજ પઢે છે."

વેપારી—"અત્યારે તો નમાજનો વખત નથી."

લૂંટારો—"તેઓ રિવાજ કરતાં પણ વધારે નમાજો પઢે છે."

વેપારી—"તે ક્યારે જમે છે ?"

લૂંટારો—"એઓ હમણાં તો રોજા રાખે છે, એટલે દિવસે જમતા નથી."

વેપારી—"રોજા તો રમજાન માસમાં રહેવાય; આ કાંઇ રોજાનો મહિનો નથી."

લૂંટારો—"તેઓ નિયમ કરતાં પણ વધારે રોજા (ઉપવાસ) કરે છે."

આ વાતો સાંભળીને વેપારી બહુજ આશ્ચર્ય પામ્યો. પછી તરતજ તે ફુઝલ પાસે આવ્યો અને કહ્યું કે "તમે નમાજ અને રોજાની સાથે આ લૂંટારાપણું શી રીતે સાચવી શકો છો ?"

ફુઝલ—"તેં કુરાન વાંચ્યું છે ?"

વેપારી—"હા, વાંચ્યું છે."

ફુઝલ—"'બીજા લોકોને સત્કર્મો કરનારા જાણવા ઉપરાંત પાપાચરણ કરનારા પણ જાણું છુ' એ વચન તેં વાંચ્યું નથી ?"

વેપારી આ સાંભળી આશ્ચર્યચકિત થયો.

બીજી વાર એક સોદાગરનું ટોળું રાત્રે તે માર્ગે જતું હતું. ફુઝલે પોતાનાં માણસોસહિત તેના ઉપર ધસારો કર્યો. એટલામાં એક સોદાગર કુરાનનું આ વચન બોલ્યોઃ—"તમારૂં ઉંઘતું મન જાગ્રત થાય એટલી યોગ્યતા શું હજીસુધી તમારામાં નથી આવી ?"

ફુઝલના હૃદયમાં કુરાનનું આ વચન તીરની પેઠે જઇ ચોંટ્યું.× જાણે એ વચન ફુઝલના ઉપર હલ્લો કરી તેને ચેતાવતું હોય કે "અરે મૂઢ ! હજુ પણ તું કેટલાં વર્ષોસુધી આવી પાપી લૂંટફાટો કર્યા કરીશ ? શું હજુ પણ તારે જાગ્રત થવાનો અને જીવનની દિશા બદલવાનો સમય આવ્યો નથી ?"

ફુઝલ આર્તનાદ કરીને બોલી ઉઠ્યો કેઃ—"હા, સમય આવ્યો છે. વચન-

× એક સંતે આ વિષયમાં એક સુંદર વચન કહ્યું છે કેઃ—
"રામબાણ વાગ્યાં હોય તે જાણે."

આણુ સચોટ–સોંસરૂં ઉતરી ગયું છે.” હવે તે અત્યંત વ્યાકુળ તથા શરમિંદા થઇ ગયો અને જંગલ તરફ દોડવા લાગ્યો. એટલામાં વેપારીનું એક બીજું ટોળું ત્યાં થઇને જવા લાગ્યું. તેઓ માંહોમાંહે વાતો કરતા હતા કે “આ માર્ગમાં ફઝલ નામનો ભયંકર લૂંટારો રહે છે, એટલે આ રસ્તે જવાશે નહિ.” આ વાત સાંભળી ફઝલ બોલ્યા કે “ભાઈઓ! હું તમને એક શુભ સમાચાર આપું છું કે, ફઝલે હવે લૂંટારા મટીને પસ્તાવો કરવા માંડયો છે. ખુદાની મહેરબાનીથી હવે તેના જીવનની દિશા બદલાઇ ગઇ છે. આજે તે તમારી પાસે થઇનેજ પલાયન થાય છે.” આટલું બોલીને તે રોતો રોતો ત્યાંથી જતો રહ્યો. માર્ગમાં એક માણુસ મળ્યો. તેને ફઝલે કહ્યું કે “હું તને ખુદાના સોગંદ દઈને કહું છું કે ‘તું મને પાદશાહ પાસે લઇ જા. મ્હારા તરફ તેનો ભારે ગુસ્સો છે. હું હાથમાં આવવાથી તેના મનમાં ઘણી શાંતિ થશે. હું હવે તેની સજા ચાહું છું.’”

આવો આગ્રહ જોઈને પેલો માણુસ ફઝલને ત્યાંના શહેનશાહ પાસે લઈ ગયો. પાદશાહે ફઝલ સાથે વાતચીત કરીને જોયું તો તેના જીવનની દિશા પલટાયેલી જણાઇ. હવે પવિત્ર જીવન ગાળવા સારૂ ફઝલ સજા માગે છે, એમ જાણુવાથી શહેનશાહે બહુજ સન્માન સાથે ફઝલને તેને ઘેર જવા દીધા. આંગણે આવી ફઝલે પોતાના છોકરાના નામથી બૂમ મારી. તેનો અવાજ સાંભળીને ઘરનાં સૌ ચકિત થયાં અને માંહોમાંહે કહેવા લાગ્યાં કે “આ શું? એમનો અવાજ કેમ બદલાઇ ગયો? જરૂર એમને સખ્ત ઘા લાગ્યો હશે!”

ફઝલ બોલ્યાઃ—“હા, મને સખ્ત ઘા લાગ્યો છે.”

પુત્ર—“કયાં?”

ફઝલઃ—“મ્હારા કલેજામાં.”

ત્યાર પછી ફઝલ ઘરમાં ગયા અને પોતાની સ્ત્રીને કહ્યું કે “કાલેજ મ્હારો મકકે જવાનો વિચાર છે, તારો શો મત છે?”

સ્ત્રી—“હું તમારાથી જૂદી પડવા ચાહતી નથી. જ્યાં તમે ત્યાં હું. સાથે રહીને હું તમારી સેવા કરીશ.”

ત્યારપછી ફઝલ સ્ત્રી સાથે મક્કે ચાલ્યા. ઇશ્વરે તેમને સહજ પ્રકારે એ માર્ગ દર્શાવ્યો હતો. તે મક્કામાં રહેવા લાગ્યા. ત્યાં તેમને અનેક સંતસાધુઓનાં દર્શન થયાં. ધર્માચાર્ય અબુ હનિફાના સહવાસમાં તે લાંબા વખત

સુધી રહ્યા; અને જ્ઞાનપ્રાપ્તિ તથા સાધના કરી. પછી તેમણે ઉપદેશકનું કામ પણ શરૂ કર્યું. મક્કાવાસી સેંકડો લોકો તેમનો ઉપદેશ સાંભળવા આવતા. કેટલાંક વર્ષ પછી તેમના પહેલાંના જીવનના મિત્રો—બારૂતના જંગલી લૂંટારાઓ—તેમને મળવા આવ્યા, પણ તેમણે કોઇને પોતાની પાસે આવવા દીધા નહિ; છતાં પણ તેઓ ચાલ્યા ગયા નહિ, ત્યારે તે ઘરના છાપરાપર ચઢીને બહારવટીઆઓને ઉદ્દેશીને ફઝલ આ પ્રમાણે બોલ્યા કે "ઓ ધર્મવિમુખ લોકો! પ્રભુ તમને પણ સદ્બુદ્ધિ આપે અને પોતાના કાર્યમાં જોડે."

આ શબ્દો સાંભળીને તેના જૂના મિત્રો નિરાશ થઇ ગયા. હવે ફઝલનો સહવાસ થવાનો નથી, એમ સમજીને તેઓ ખોરાસાન તરફ ચાલ્યા ગયા. છાપરા ઉપર ઉભા રહેલા ફઝલ તેમને માટે ઘણી વાર સુધી રોયા.

ખલીફા હારૂન અલ રશિદે એક રાત્રિએ પોતાના એક મિત્રને કહ્યું કે "આજ રાત્રે તું મને એવા એક માણસ પાસે લઇ જા કે જેથી મ્હારા અંતરમાં હું શાંતિ મેળવી શકું. અહીં તો હું સંસારના કોલાહલથી બહુજ અકળાઇ ગયો છું."

પછી મિત્રે ખલિફાને તપસ્વી સુફિયાનને બારણે લાવીને ઉભા રાખ્યા. બારણું ખખડાવતાં સુફિયાને પૂછયું કે "કોણ છે એ?"

મિત્ર—"દેશાધિપતિ હારૂન અલ રશિદ."

સુફિયાન—"અહો, ધન્યભાગ્ય મ્હારાં કે એમનાં પગલાં મ્હારે ત્યાં થયાં! તમે આ વાત મને પહેલાં કેમ ન જણાવી? હું પોતેજ તેમની પાસે આવત."

આ ઉત્તર સાંભળીને હારૂન અલ રશિદ બોલ્યા કે "મિત્ર! હું જેને મળવા ઇચ્છું છું, તે માણસ આ નહિ."

આ સાંભળીને સુફિયાન બોલ્યા કે "મ્હને લાગે છે કે, આપ જેને મળવા ચાહો છો તે ફઝલ અયાજ હશે."

પછી તેઓ ત્યાંથી ફઝલને ઘેર ગયા. ફઝલ તે સમયે કુરાનનું આ વચન બોલતા હતા કે "દુરાચારી લોકો પણ એમજ ધારે છે કે, હું તેમને પણ ધાર્મિક માણસોમાં ગણીશ."

હારૂન આ સાંભળીને બોલ્યા કે "અહો! મ્હારે માટે ઉપદેશની જરૂર હોય તો આ વચનજ ઘણું છે."

પછી તેમણે બારણું ખખડાવ્યું.

ફઝલ—" એ કોણ છે ? "

હારૂનનો મિત્ર—" ખલિફ હારૂન રશિદ. "

ફઝલે કહ્યું કે " મ્હારૂં તેમને શું કામ છે ? મ્હારે પણ તેમનું શું કામ છે ? મને મ્હારા ચાલુ કામમાં ખલેલ કરી બીજી બાબતો તરફ ખેંચશો નહિ. "

હારૂનનો સાથી—" દેશના રાજાનું તો આપે સન્માન કરવુંજ જોઇએ."

ફઝલ—" મને ખલેલ કરો નહિ. "

પછી તેમણે ઝુંપડીમાં આવવાની રજા આપવા પ્રાર્થના કરી. ફઝલે આવવાની તો રજા આપી,પણ હારૂન અલ રશિદનું મોઢું જોવું ન પડે એટલા માટે ફઝલે તરતજ દીવો હોલવી નાખ્યો. હારૂન રશિદે અંધારામાંજ ફઝલના હાથ સાથે પોતાનો હાથ મેળવ્યો. હાથ ઝાલતાં ફઝલ બોલ્યા કે " આહા ! કેવો કોમળ હાથ ! ! આ હાથે નરકના અગ્નિથી છટવું ઘટે છે. "

આટલું કહીને તે નમાજ પઢવા ઉભા થયા.

હારૂન અલ રશિદ રડવા લાગ્યા અને બોલ્યા કે "હજુ પણ કાંઇક કહો."

નમાજ પૂરી કરી ફઝલ બોલ્યા કે " તમારા પિતા પેગંબર હઝરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)ના કાકા થતા હતા. તેમણે તેમને ખલિફાનું પદ આપવાની વિનતિ કરી; ત્યારે પેગંબર સાહેબે કહ્યું હતું કે "પૂજ્ય કાકાશ્રી ! ખલિફા થઇને હજાર વર્ષ સુધી લોકસેવા કરવી, તેના કરતાં તો તમારે તમારૂં જીવન ઇશ્વરનીજ સેવામાં જોડવું બહુજ ઉત્તમ છે. હું તમને દેશનું અધિપતિપણું ન આપતાં તમારા મનનું અધિપતિપણું આપુ છું. "

ફઝલ આટલું બોલીને શાંત રહેવાથી હારૂન બોલ્યા કે " હજુ પણ કાંઇક કહો. "

ફઝલ—ઉમ્મર અબ્દુલ અઝિઝ જ્યારે ખલિફાને આસને બેઠો, તેજ વખતે તેણે અબ્દુલ્લાના પુત્ર સાલમને, ઇયૂતના પુત્ર રેઝાને તથા કાબેરના પુત્ર મહમદને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું કે " હું આજે ખલિફાને પદે બેઠો છું. મારૂં શું કર્તવ્ય છે તે આપ મને કહો. "

તેમાંથી એક જણ બોલ્યો કે " જો તમારે પરલોકની સજામાંથી મુક્ત થવાની ઇચ્છા હોય તો વૃદ્ધ પુરુષોને પિતાની પેઠે, યુવકોને ભ્રાતાની પેઠે, બાળકોને સંતાનોની પેઠે ને સ્ત્રીઓને બહેન તથા માતાની પેઠે જુઓ; અને એવીજ ભાવનાપૂર્વક તેમની સાથે આચરણ કરો. આ તમામ મુસલમાનોના મુલકો એ તમારૂં વિશાળ ગૃહ છે અને પ્રજામંડળ એ તમારો વિશાળ પરિવાર

છે. વડિલો તરફ નમ્રતાથી ચાલો, ભ્રાતૃમંડળ તરફ દયાપૂર્ણ આચરણ રાખો અને બાળકોના કલ્યાણમાટે ઉપાયો યોજો. મને એજ ફિકર થાય છે કે, તમારૂં આ સુંદર મુખકમળ નરકના અગ્નિથી દાઝી જઈને કદ્રૂપું બની જશે!"

આ સાંભળીને ખલીફા હારૂન રોવા લાગ્યા. વળી ફુઝલ બોલ્યા કે "ઈશ્વરની બીક રાખો, સાવચેતીથી રહો. ન્યાયને દહાડે પ્રભુ પ્રત્યેકને તેનાં પુણ્યપાપનો હિસાબ પૂછશે અને ન્યાય કરશે. આજે તમારા રાજ્યમાં જો એક ઘરડી ડોસી પણ અન્નવિના કલેશ પામતી હશે અને ભૂખને લીધે રાત્રે ઉંઘી શકતી નહિ હોય તો તે તમારી ઉપર ઈશ્વરના દરબારમાં ફરિયાદ કરશે."

આ સાંભળતાંજ હારૂનનું રુદન ખાળ્યું રહ્યું નહિ. તે મોટે સાદે રોવા લાગ્યા. ત્યારે તેમના સાથીએ ફુઝલને કહ્યું કે "ફુઝલ! તમે તો ખલિફાને મારીજ નાખ્યા!"

ફુઝલ—"હે હામાન! તું ચૂપ રહે. તેં અને તારા ટોળાના માણસોએજ એનો વધ કર્યો છે, મેં નથી કર્યો."

હારૂન આથી વધારે આક્રંદ કરવા લાગ્યા; અને પોતાના સાથીને કહ્યું કે "આ તને હામાન જેવા અને મને ફેરૂન જેવા જાણે છે." પછી હારૂને ફુઝલને પૂછ્યું કે "આપને કોઇનું કાંઇ દેવું છે?"

ફુઝલ—"હા, હું પ્રભુનો મોટો દેવાદાર છું. જો હું એનું દેવું ચૂકવી ન શકું, તો મ્હારે માટે એ મોટો શરમનો વિષય છે."

હારૂન અલ રશિદ—"એ તો સાચી વાત, પણ હું તો એટલું પૂછું છું કે, આપને લોકોનું કાંઇ દેવું છે?"

ફુઝલ—"પ્રભુને અપાર ધન્યવાદ છે કે, તેની મને અપાર દોલત મળી છે, એટલે કરજની બાબતમાં તો મારે કાંઇજ કહેવાપણું નથી."

ત્યારપછી હારૂન અલ રશિદે હજાર સુવર્ણમુદ્રાઓની થેલી તેમની પાસે મૂકી; અને વિનતિ કરી કે "આ રકમ ગેરવાજબી રીતે મેળવેલી નથી, મારી જનેતાની સંપત્તિમાંથી તે પ્રાપ્ત થઇ છે; તો આપ એ સ્વીકારવા કૃપા કરો."

ફુઝલ અત્યંત નારાજ થઇ બોલ્યા કે "મારા આ બધા ઉપદેશથી તમને કાંઇજ ફળ થયેલું જણાતું નથી. હું જોઉં છું કે, અત્યારે પણ તેં અવિચાર ને અત્યાચાર કરવા માંડયો છે. હું તારો ભાર ઓછો કરવા ચાહું છું, હું તને ઉન્નતિ અને મુક્તિને માર્ગે દોરવા પ્રયત્ન કરૂં છું; ત્યારે તું તો ઉલટો મારાપરજ વધારે બોજો નાખીને મનેજ નરકના ખાડામાં નાખવા ઇચ્છે છે. હું કહું

છું કે, તારૂં જે કાંઇ છે તે તમામ તું પ્રભુને આપી દે; પણ તેને બદલે તું તો ઉલટો જેને આપવું ઘટે નહિ તેનેજ આપવા માગે છે! અરેરે, મારા કહેવાથી તને કાંઇજ લાભ થયો નહિ." આટલું બોલીને ફઝલ એકદમ ઉભા થયા અને પોતાનું બારણું બંધ કરવાની તેમની વૃત્તિ જણાતાં પાદશાહ તરત-જ બહાર નીકળ્યો અને ફઝલે દ્વાર બંધ કર્યું. બહાર જઇને હારૂન અલ રશિદ બોલ્યા કે–"હા, આજ ખરેખરા મહાપુરુષ ઉન્નત આત્મા છે."

એક વાર ફઝલ પોતાના પુત્રને ખોળામાં લઇને વાત્સલ્યભાવે ચુંબન કરતા હતા, ત્યારે તે બાળકે પૂછ્યું કે "પિતાજી! શું તમે મને ચાહો છો?"

ફઝલ—"હા, ચાહું છું."

પુત્ર—"તમે પ્રભુને પણ ચાહો છો?"

ફઝલ—"હા."

પુત્ર—"પિતાજી! હૈયું તો માણસને એકજ હોય છે; તો પછી એ એક હૈયામાં શું બે વહાલી વસ્તુઓ રહી શકે?"

ફઝલ સમજ્યા કે "નાના બાળકના મોંમાંથી નીકળેલી આ દિવ્ય વાત ઈશ્વરેજ તેને પ્રેરીને બોલાવી છે." તરતજ તેમણે પુત્રને ખોળામાંથી દૂર કર્યો અને પોતે પ્રભુના ધ્યાનમાં મગ્ન થયા.

સુફિયાને કહ્યું છે કે "ફઝલ સાથે રહીને એક વાર અમે આખી રાત્રિ વાતો કરી. શાસ્ત્રચર્ચામાં આમ આખી રાત્રિ ગાળીને સવારે જતી વખતે મેં કહ્યું કે 'આજની રાત્રિને હું બહુજ આનંદ ને સુખની રાત્રિ માનું છું. અહો, મને કેવો સુખદાયી સહવાસ થયો!'"

ફઝલ—"ના, ના, એમ નથી. આજની રાત્રિ ઘણી અશુભ રાત્રિ હતી."

સુફિયાન—"એવું કેમ કહો છો?"

ફઝલ—"કારણ એટલુંજ કે, તમે આખી રાત્રિપર્યંત વાણી–વિલાસથીજ મને સંતુષ્ટ કરવાની કોશીશમાં હતા; અને તમને સારો ઉત્તર આપી શી રીતે પ્રસન્ન કરૂં એવી કોશીશમાં હું પડેલો હતો. એથી આપણ બંને એવા પ્રયત્ન આડે પ્રભુને તો ભૂલ્યાજ હતા. આમ માત્ર માણસનાજ સંતોષને ખાતર આવો સમાગમ અથવા શાસ્ત્રચર્ચા કરવી, તેના કરતાં તો સંગરહિત થવું અને નિર્જન સ્થાનમાં ઈશ્વરનીજ સાથે વાતો કરવી, એજ કલ્યાણકારી છે."

એક વાર એક માણુસ ફઝલની પાસે આવ્યો. ફઝલે તેને પૂછ્યું કે "તું કેમ આવ્યો છે?"

પેલા માણસે કહ્યું કે "તમારી સાથે સ્નેહ બંધાશે અને તેથી હું સુખી થઈશ, એવી આશાથી આવ્યો છું."

ફઝલ—"એમ થવામાં તો સંદેહજ છે. તું મીઠાં મીઠાં અસત્ય વચનોથી મને છેતરીશ, તેમજ હું તને છેતરીશ. એ સિવાય તારા આગમનનું ફળ તારી ને મારી બાબતમાં બીજું કાંઇ પણ આવે એવું મને તો જણાતું નથી."

નવું ધાર્મિક જીવન પ્રાપ્ત થયા પછી ફઝલ નિર્જન પ્રદેશમાંજ રહેવાનું વધારે ચાહતા હતા. ત્રીસ વર્ષસુધી કોઈએ તેમને હસતે મોઢે જોયા નહોતા; પરંતુ જે દહાડે તેમના પુત્રનું મરણ થયું, તે દહાડે તે હસ્યા હતા. આવા શોકના દિવસે તેમને હસતા જોઇને કોઈએ પૂછ્યું કે "આજે તમારે હસવાનું શું કારણ?"

ફઝલ બોલ્યા કે "આજે હું જાણી શક્યો છું કે, પ્રભુ એના મૃત્યુમાંજ પ્રસન્ન છે; તેથીજ મેં પણ પ્રભુની પ્રસન્નતા સાથે મારી પ્રસન્નતા મેળવીને હાસ્ય કર્યું."

ફઝલ કહેતા કે "હે પ્રભુ! તું મને ભૂખ્યો રાખે છે, મારા પરિવારને પણ અન્નવસ્ત્રરહિત રાખ્યાં છે અને રાત્રિમાટે દીવો પણ આપ્યો નથી; પરંતુ મને ખાત્રી છે કે, આપ પોતાનો જે પરમ પ્રીતિપાત્ર હોય તેની સાથેજ આવા પ્રકારનો વ્યવહાર કરો છો. પ્રભુ! કહો, કહો કે, મારા કયા ગુણે આપે મને આવી સંપત્તિનો લાભ આપ્યો?"

બારસો વર્ષ પહેલાં ફઝલ થઇ ગયા હતા. સંતાનમાં તેમને બે પુત્રીઓ-જ રહી હતી. મરણસમયે તેમણે પોતાની પત્નીને કહ્યું કે "મને કબરમાં દફનાવ્યા પછી તું આ બન્ને પુત્રીઓને સાથે લઇ વર્તકિસ પર્વત ઉપર ચઢીને પ્રભુ તરફ ઉંચી દૃષ્ટિ કરી આ પ્રમાણે બોલજે કે "હે પ્રભો! ફઝલના કહેવા પ્રમાણે હું તારી બનીને નિવેદન કરૂં છું કે, જ્યાંસુધી તે જીવતા હતા ત્યાંસુધી પોતાનાં આશ્રિતોનું તેમણે યથાશક્તિ ભરણપોષણ કર્યું છે. હવે તમે તેને ઘોરરૂપી કેદખાનામાં નાખ્યા છે, તેથી હવે તો તેમની આશ્રિત આ પુત્રી-ઓને તમારા હાથમાં સમર્પણ કરૂં છું."

ફઝલ પરલોકવાસી થયા પછી તેમની પત્નીએ એજ પ્રમાણે આચરણ કર્યું. વર્તકિસ પર્વતના શિખર ઉપર જઇને તેણે ઘણું ઘણું રુદન કરીને પ્રાર્થના કરી. દૈવયોગે તેજ સમયે ત્યાં તે દેશનો રાજા આવ્યો. તેણે આ સ્ત્રીનું રુદન, વિલાપ અને પ્રાર્થના સાંભળીને સર્વ હકીકત પૂછી. ફઝલની સ્ત્રીએ બધી

હકીકત તેને જણાવી, એટલે રાજાએ કહ્યું કે “ તમારી આ બન્ને પુત્રીઓનાં લગ્ન હું મ્હારા બે પુત્રોની સાથે કરવા ઈચ્છું છું. તમારી શી ઇચ્છા છે ? ”

ફઝલની સ્ત્રીએ કહ્યું કે “ મને એમાં કશો વાંધો નથી, ભલે તેમ કરો. ” પેલા રાજાએ તરતજ પાલખી મંગાવી અને તેમને પોતાને ત્યાં લઇ ગયો તથા મોટી ધામધૂમથી પોતાના પુત્રો સાથે ફઝલની પુત્રીઓના વિવાહ કર્યા અને દરેક પુત્રીને દશ દશ હજાર મુદ્રાઓ સ્ત્રીધનતરીકે આપવાની ગોઠવણ કરી આપી.

## આ મહાત્માનાં વચનામૃત

૧–જો કોઇ મારી પાસે આવીને મને સલામ ન કરે તથા રોગી દશામાં હોઉં તોપણ મારી સેવા ન કરે તો હું તેથી ઘણો રાજી થાઉં છું; કેમકે મારા જીવનમાં એથી વિશેષ લાભ થાય છે.

૨–રાત પડે ત્યારે એકાંત મળશે જાણીને મને આનંદ થાય છે; અને પ્રભાત થાય ત્યારે લોકોનો ગડબડાટ વધશે જાણીને મને ખેદ થાય છે. કારણ કે માણસો આવીને મને વાતો કરાવે એવું હું ચાહતો નથી.

૩–જે માણસ નિર્જનતાથી ડરે છે અને લોકોના સંગથી પ્રસન્ન થાય છે, તે શાંતિ ખુએ છે.

૪–સ્વર્ગમાં કોઈને રુદન કરતું જોઇએ તો તે જેવું આશ્ચર્યકારક છે, તેજ પ્રમાણે આ સંસારમાં કોઇ હસે, એ પણ આશ્ચર્યકારક છે.

૫–જેના અંતરમાં સદા પ્રભુનો ડર રહેલો છે, જેની જીભ યદ્વા તદ્વા બોલતી નથી, તેના અંતરમાં રહેલો પ્રભુભયનો અગ્નિ તેની સંસારાસક્તિને તથા વિષયકામનાઓને બાળી ભસ્મીભૂત કરે છે.

૬–જે માણસ ઈશ્વરનો ભય રાખીને ચાલે છે, તેનાથી દુનિયા પણ બ્હીને ચાલે છે; અને જે પ્રભુથી બ્હીને ચાલતો નથી તેનાથી લોકો પણ બ્હીને ચાલતા નથી.

૭–સાધકમાં ઈશ્વરસંબંધી જ્ઞાન જેટલા પ્રમાણમાં હોય, તેટલાજ પ્રમાણમાં તેનાથી પ્રભુથી ડરીને ચાલવાનું અને આનંદ પામવાનું બની શકે છે; અને સાધકમાં પરલોકવિષે જેટલો સ્નેહ તેજ પ્રમાણમાં સંસાર ઉપર વૈરાગ્ય હોય છે.

૮–સંસારમાં પ્રવેશ કરવો સહેલ છે, પરંતુ નીકળી શકાવું કઠિન છે.

૯–સંસાર એ ગાંડાની ઇસ્પિતાલ જેવો હોઇને તેમાં જેઓ રહે છે, તેઓ

પણ ગાંડા છે; કેમકે ગાંડાઓનેજ હાથેપગે સાંકળો હોય છે.

૧૦–જો પરલોક માટીનો અને અનિત્ય હોત તથા આ લોક સુવર્ણનો હોત, તોપણ વિચારી જોતાં તે માટીનું સ્થાનજ લોકોને ગમવું જોઇએ; તો પછી જ્યારે પરલોક સુવર્ણનો છે અને આ લોક માટીનો છે, તો તો પછી આ લોકપ્રત્યે પ્રીતિ થવાનું કારણજ રહેતું નથી.

૧૧–કોઇ પણ માણસ પરલોકમાં સોગણું નુકસાન ભોગવવું પડે એટલો અધર્મ આચર્યા સિવાય આ લોકમાં કાંઇપણ લાભ મેળવી શકતો નથી–અર્થાત્ કાંઇપણ દુનિયાઇ લાભ મેળવનારને પરલોકમાં તો તેથી સોગણું નુકસાન ભોગવવુંજ પડવાનું.

૧૨–અહીંનાં સુંદર, કોમળ અને કિંમતી વસ્ત્રો તથા સ્વાદિષ્ટ ભોજનોમાં આસક્ત થનારને સ્વર્ગીય અન્નવસ્ત્રથી તો વંચિતજ થવું પડવાનું છે.

૧૩–ઈશ્વરપ્રત્યે નમ્ર રહેવું, તેની આજ્ઞા મુજબ વર્તવું અને તેની જેવી પણ ઇચ્છા જણાય તે માથે ચઢાવવી, એનુંજ નામ તેના પ્રત્યેનો વિનય છે.

૧૪–જે માણસ પોતાને મહાન જ્ઞાની માને છે, તે વિનયરહિત છે.

૧૫–જે માણસ માનવબંધુઓ પ્રતિ બહારથી સ્નેહભાવ દર્શાવે, પણ અંતરમાં શત્રુતા રાખે તેના ઉપર ઈશ્વરના શાપજ ઉતરે છે.

૧૬–લોકોના કહેવા ઉપરથીજ અમુક કાર્યો કે બાબતોપ્રત્યે સ્નેહ દર્શાવવો અને વખાણ કરવાં એ તો કપટીપણું છે;× અને લોકોને રાજી કરવા માટેજ સત્કાર્ય કરવાં એનું નામ દંભથી ભરપૂર મૂર્તિપૂજા છે. એ બંને પ્રકારનાં કૃત્યોથી ઇશ્વર તમારી રક્ષા કરે અને તમારામાં વિશુદ્ધ પ્રેમ જાગ્રત થાય.

૧૭–ઇશ્વર જેવો છે તેવાજ રૂપે જે તેનો સાક્ષાત્કાર પામી શકે છે, તેજ માણસ તેની ખરા અર્થમાં પૂજા કરી શકે છે.

૧૮–જે ઈશ્વરસિવાય બીજાની આશા રાખતો નથી અને ઇશ્વરસિવાય કોઇનો ભય રાખતો નથી, તેજ ખરેખરો ઇશ્વર ઉપર નિર્ભર રહેવાવાળો છે.

---

× કારણ કે લોકો તો પોતાની પામરતાને અને વિષયલોલુપતાને માફક આવે તેવી હાએ હા કરાવવા માટેજ જાણીતા માણસને મોટાભા બનાવે છે. પાકી અંગત ચોકસી કર્યાવિના માત્ર હાલની અવદશામાં ડૂબેલા ભારતવાસીઓની મરજી મુજબ ચાલવાવાળાને ઇશ્વરપ્રત્યે કપટી બનવા ઉપરાંત છેવટે તો દુનિયામાં પણ ઇજત ખોવીજ પડે છે. લિ૦ ખરાબ ભિક્ષુ–અખંડાનંદ

૧૯–પ્રભુપ્રત્યે તેજ ખરેખરો નિર્ભર અને આધીન છે કે જેણે ઇશ્વરનો દૃઢપણે આશ્રય લીધો છે અને કોઈ પણ બાબતમાં ઇશ્વરપર દોષ મૂકતો નથી.

૨૦–શુદ્ધ સ્થાને જઇને કેટલાકો પવિત્ર થઇ આવે છે; ત્યારે ઘણાઓ તો શુદ્ધ થવાને બદલે ઉલટા હોય તે કરતાં પણ વધારે અપવિત્ર થઇને આવે છે. તીર્થભૂમિ મક્કામાં જઇને પણ અનેક માણસો અશુદ્ધજ થઇ આવ્યા છે.*

## ૧૫–તપસ્વી હુસેન બસરાઈ

તેરસોથી વધારે વર્ષ પહેલાં તપસ્વી હુસેન બસરાઇ મદિના શહેરમાં જન્મ્યા હતા. ઈસ્લામના મહાત્માઓમાં તેઓ અગ્રગણ્ય મનાયા છે. એમનું જીવન અનેક પ્રકારની કઠોર સાધનાઓ અને પવિત્ર ઉચ્ચ વ્રતોથી અથવા તો પશ્ચાત્તાપથી અને કષ્ટ સહન કરવાથી ભરપૂર હતું. આ તપસ્વીની જનેતા હઝરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)નાં પત્ની આયસાની દાસી હતી. એ જયારે આયસાની સેવામાં તથા તેમના ગૃહકાર્યમાં વળગતી, ત્યારે હુસેન બસરાઇ ભૂખના દુઃખે રોતા. દયાળુ આયસા વાત્સલ્યભાવે આ બાળકને ખોળામાં લઈ તેના મુખમાં પોતાનું સ્તન મૂકતાં. આયસાને સંતાન નહિ હોવાથી ધાવણ પણ આવે તેમ ન હતું; પણ હુસેન બહુજ બળથી સ્તનને ચૂસતા, ત્યારે દયાળુ આયસાના સ્તનમાંથી કદી કદી એકાદ ટીપું ધાવણ બાળકના મુખમાં પડતું. આ બાળક જન્મ્યા પછી તરતજ તેને હઝરત મહમદ સાહેબ-(સ૦ આ૦ સ૦)ના પ્રચારક મહાત્મા ઉમ્મરની પાસે દર્શનાર્થે લઇ જવામાં આવેલ; ત્યારે તેને જોઈ તે મહાત્માએ કહ્યું હતું કે "આ બાળકનું મ્હોં બહુજ હુસેન (સુંદર) છે." તે ઉપરથી એનું નામ હુસેન પાડેલું હતું. એણે એકસોત્રીસ સંત સાધુઓના સહવાસનો લાભ લીધો હતો. હઝરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)ના દૌહિત્ર ( દીકરીના દીકરા ) હુસેનની સાથે તેને ગાઢ મૈત્રી હતી.તેમની સાથેજ તેણે વિદ્યાભ્યાસ કર્યો હતો અને તેમના પિતા હઝરત અલી પાસેથીજ ફકીરીની દીક્ષા લીધી હતી. મહાત્મા હુસેનનું જીવન પલટાવાની વાત આ પ્રમાણે:છે.

* અમો હિંદુઓના કાશી જેવા પ્રાચીન અને ધાર્મિક સ્થાનમાટે પણ અત્યારે તો આ એક કહેવત રૂઢ થઇ પડી છે કે:–

"રાંડ, સાંઢ, સીડી, સંન્યાસી; ઇનસે બચે તો સેવે કાશી."

કહેવાય છે કે, હુસેન એક ઝવેરી હતા. તે મણિમાણિક્યનો વેપાર કરતા હતા તેથી લોકોએ તેમનું નામ 'રત્નવેપારી હુસેન' પાડયું હતું. એક દહાડો વેપારનિમિત્તે તે રોમ શહેરમાં ગયા અને ત્યાંના મંત્રીને મળ્યા. મંત્રી સાથે તેમને સારી ઓળખાણ હતી. મંત્રીના આગ્રહથી એક દહાડો ઘોડે બેસીને તે તેની સાથે સાથે નગરથી થોડે દૂર આવેલા જંગલમાં ગયા. ત્યાં જઇને જોયું તો એક મણિમુક્તાની ઝાલરોવાળો વિશાળ રેશમી વસ્ત્રનો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. ત્યાં સુસજ્જિત લશ્કરની હારો ઉભી હતી અને તે લશ્કરસહિત લશ્કરી અમલદાર એ મંડપની પ્રદક્ષિણા કરતો હતો. પ્રદક્ષિણા પૂરી કર્યા પછી તે રોમન ભાષામાં કાંઇક બોલીને ચાલ્યો ગયો. ત્યારપછી સ્વચ્છ કડકડતાં વસ્ત્રો પહેરેલા કેટલાક વૃદ્ધો મોટી સંખ્યામાં આવ્યા અને તેમણે પણ તેજ પ્રમાણે કર્યું. પછી ચારસો પંડિતો આવ્યા. તેઓ પણ તંબુની પ્રદક્ષિણા કરીને કાંઇક બોલ્યા. ત્યારપછી લગભગ બસો રૂપલાવણ્યવતી સ્ત્રીઓ હાથમાં મણિમુક્તાભરેલા સુવર્ણના થાળ લઇને ત્યાં આવી અને તંબુની પ્રદક્ષિણા કરી કાંઇક બોલીને ચાલી ગઈ. છેલ્લે ત્યાંના સમ્રાટે આ પ્રધાનની સાથે તંબુમાં પ્રવેશ કર્યો અને થોડી વાર પછી તંબુની બહાર ચાલ્યા ગયા.

હુસેન આ દશ્ય જોઇ બહુજ આશ્ચર્ય પામ્યા, પણ આ બનાવનો કાંઇજ મર્મ તે સમજી શકયા નહિ. સમય મળતાં તેમણે પેલા મંત્રીને આ વાત પૂછી, ત્યારે તેણે કહ્યું કે "મ્હારા આ સમ્રાટને મહારૂપવાન તથા ગુણવાન એક પુત્ર હતો. તેના ઉપર તેમનો બહુજ પ્રેમ હતો. અકસ્માત્ એ રાજકુમારનું મૃત્યુ થયું છે અને સમ્રાટને શોકસાગરમાં નાખેલા છે. આ તંબુની અંદર તેની કબર છે. દરવર્ષે મરણની તિથિએ રાજા પોતાના સૈન્ય અને કુટુંબીજનો સાથે અહીં આવે છે અને આ ક્રિયા થાય છે. તમે સૌ પહેલાં સૈન્યસહિત સૈનિકોના અમલદારને તંબુની પ્રદક્ષિણા કરતાં અને કાંઇક બોલતાં જોયો હતો તેનો સાર એ હતો કે 'હે રાજકુમાર! જો મ્હારા અને મ્હારાં લશ્કરોના બાહુમાં બળ હોત તો અમે બધાએ પ્રાણ આપીને પણ તમને પાછા મેળવ્યા હોત; પણ તમને જે મરણરૂપી શત્રુ ઉઠાવી ગયો છે, તેના ઉપર અમારૂં કાંઇ પણ બળ ચાલે તેમ નથી. જો ચાલે તેમ હોત તો તમને મોતના હાથમાં કદી પણ જવા દેત નહિ અને ગયા હોત તોપણ સંગ્રામ કરી પાછાજ લાવત; પણ અફસોસની વાત છે કે, તેના આગળ અમે નિરૂપાય છીએ.' ત્યારપછી પેલા વૃદ્ધોએ આવીને કહ્યું હતું કે 'હે નૃપનંદન! જો અમે શોક પ્રકાશિત કરવાથી કે

આશીર્વાદના બળથી તમારા જીવનની રક્ષા કરવાને શક્તિમાન હોત તો તેમ કરવાનું અમે કદી પણ ચૂકત નહિ.' ત્યારપછી વિદ્વાનમંડળીએ આવીને કહ્યું હતું કે 'હે રાજતનય! જ્ઞાનથી, વિજ્ઞાનથી કે પાંડિત્ય બળથી પણ આ દુઃખ દૂર કરી શકાતું હોત તો અવશ્ય અમે તેમ કરત; પણ મૃત્યુ પાસે લાચાર છીએ.' પછી રત્નભરેલા થાળો હાથમાં લઇને આવેલી પેલી સુંદર સ્ત્રીઓ પ્રદક્ષિણા કર્યા પછી બોલી હતી કે 'હે અન્નદાતા! જો ધનસંપત્તિના અથવા રૂપલાવણ્યના બળથી તમને પાછા મેળવી શકાતા હોત, તો તમારે-માટે આ તમામનો અમે હોમ કરત; પરંતુ જન્મ અને મરણની ઘટમાળ ચલવવાવાળી જે શક્તિ છે, તેના આગળ સમગ્ર સંપત્તિ અને રૂપયૌવન કાંઈ-જ વિસાતમાં નથી.' છેલ્લે સમ્રાટ પંડે જઇને બોલ્યા કે 'હે પ્રાણપ્રિય પુત્ર! તારા પિતાના હાથમાં હવે શી શક્તિ છે? હું તારેમાટે વિશાળ સૈન્ય લાવ્યો, અનેક વિદ્વાનો તથા વૃદ્ધ પુરુષોને લાવ્યો, સંપત્તિસહિત રૂપયૌવન-સંપન્ન સ્ત્રીઓ લાવ્યો અને પ્રધાનસહિત હું પોતે પણ આવ્યો. જો એ સૈન્યબળથી, પાંડિત્યથી, ધનસંપત્તિથી અને સૌંદર્યબળથી આ વિપત્તિ દૂર કરી શકાતી હોત તો એ સર્વનું બળ એકત્ર કરીને દૂર કરવા પ્રયત્ન કરત; પરંતુ આ જે ઘટના બની છે, તેને મિથ્યા કરવાને તારો પિતા તો શું પણ સમગ્ર જગતના પણ સત્તા–સામર્થ્યસંપન્ન અસંખ્ય હાથો મળીને પણ એના આગળ અત્યંત તુચ્છ છે.' આટલું કહીને રાજા પણ બહાર ચાલ્યા આવ્યા છે. દરવર્ષે તેના મરણની તિથિએ અહીં આ પ્રકારે ક્રિયા થાય છે."

મંત્રીની આ વાતોએ હુસેનના અંતરમાં તો કાંઇ ઓરજ પ્રકારનો વૈરાગ્ય અને પશ્ચાત્તાપ ઉત્પન્ન કર્યો. તેનું અંતર અત્યંત અસ્થિર થઇ ગયું. આથી તે પોતાનું વ્યાપારકાર્ય જ્યાંનું ત્યાંજ પડયું મૂકીને ઉદાસભાવે પાછો બસરામાં ચાલ્યો આવ્યો. તેના અંતરમાં વિષયવૈરાગ્યનો અને પશ્ચાત્તાપ-નો જે પ્રચંડ પાવક સળગવા લાગ્યો તેથી તેણે પ્રતિજ્ઞા કરી કે, જ્યાંસુધી મારા અંતરમાં કામક્રોધાદિ પાપી વિકારોનું અસ્તિત્વ છે, ત્યાંસુધી આ સં-સારમાં કદી હાસ્યવિનોદ કે મોજશોખ કરીશ નહિ. ત્યારથી તેણે પોતાના મનને પ્રભુની ભક્તિમાં અને ધ્યાન–સ્મરણમાં એટલું તો તલ્લીન કરી દીધું કે એ સમયે એવી પ્રબળ સાધના બીજાથી બનવી દુર્લભ હતી. લોકસમૂહનો ત્યાગ કરી તે સદા એકાંતમાંજ રહેવા લાગ્યો ને એ પ્રકારે તેણે ઘણો સમય ગાળ્યો. પછી તેણે એવો નિયમ બાંધ્યો કે, અઠવાડીઆમાં એક દહાડો

સાધારણ માણસોને ઉપદેશ આપવામાં ગાળવો. તપસ્વિની રાબીઆ પણ એજ શહેરમાં રહેતાં હતાં. સભામાં રાબીઆને આવતાં ઢીલ થાય તો તે આવતાંસુધી તપસ્વી હુસેન બસરાઇ પોતાનો ઉપદેશ શરૂ કરતા નહિ. એક દહાડો તેમને કોઇએ કહ્યું કે "આ સભામાં અનેક ઉંચા હોદ્દાવાળા તથા વિદ્વાન મનુષ્યો આવી ગયેલા છે તો પછી તે એક ઘરડી ડોશી હાજર નથી તેમાં હાનિ શી છે?" ત્યારે હુસેને કહ્યું હતું કે "હાં, એ ઠીક છે; પણ મેં જે શરબત હાથીના ઉદરને માટે તૈયાર કરેલું છે,તે હું કીડીઓના મ્હોંમાં શી રીતે નાખી શકું?"× જ્યારે તે ભાષણકાળે બોલતાં બોલતાં ઉત્સાહમાં આવી જતા, ત્યારે પણ રાબીઆને ઉદ્દેશીને કહેતા કે "આર્યે! તમારા હ્રદયના તેજમાંથીજ મારો આ ઉત્સાહનો અગ્નિ પ્રકટ થયેલો છે." એક વાર કોઇએ તેમને પૂછયું કે "મહાત્મન્! તમારો ઉપદેશ સાંભળવાને માટે જે પુષ્કળ માણસો આવે છે, તેથી તો તમે આનંદ પામો છો ને?" જવાબમાં તેમણે કહ્યું કે "હું જનસમૂહના મોટા ટોળાથી સંતુષ્ટ થતો નથી; પણ ખરૂં સત્ય જાણવાને માટે એકજ ખરેખરો જિજ્ઞાસુ–પશ્ચાત્તાપથી દીન બનેલો એકજ સાચો શ્રેયઃસાધક આવેલો હોય તો તે એકથી પણ મને સંતોષ થાય છે."

એક દહાડો તેમને કોઈએ પ્રશ્ન કર્યો કે "જો વૈદ્ય પોતેજ રોગી હોય તો પછી તે બીજા રોગીઓની ચિકિત્સા શી રીતે કરી શકશે?" તેમણે ઉત્તર આપ્યો કે "પહેલાં તો એ વૈદ્ય પોતાનાજ રોગની દવા કરશે અને પછીજ બીજા રોગીઓને દર્દ મટવા દવા આપશે." વ્યાખ્યાન કરતાં કરતાં એક દહાડો તેમણે કહ્યું કે "ભાઇઓ! સાંભળો. જો આ ઉપદેશ સાંભળી તે પ્રમાણે ચાલશો તો તેથી તમારૂં કલ્યાણ થશે." શ્રોતાઓમાંથી કોઇ બોલ્યું કે "અમારૂં મન આળસુ છે, તમારા ઉપદેશ પ્રમાણે તે વર્તતું નથી; તેમજ ઉપદેશ પણ ગ્રહણ કરી શકતું નથી. તો એનો શો ઇલાજ?" ત્યારે તેમણે કહ્યું કે "તમારૂં મન આળસુ નથી, પણ મુરદાલ છે. જે આળસુ હોય તે તો ધક્કો મારવા-

× આગળ રાબીઆના ચરિત્રમાં પણ આવી તેવી બાબતો આવી જવા છતાં જે દૃષ્ટિથી મૂળ લખનારે આ ચરિત્રમાં પણ તે રહેવા દીધી છે, તેજ દૃષ્ટિથી આ સેવકે પણ રહેવા દીધી છે. જે કોઈ વિલક્ષણ (!) બુદ્ધિમાનોને અત્ર તરફના જે પણ–પુસ્તકના સંબંધમાં આવી પુનરાવૃત્તિઓ દોષરૂપે ભાસે, તેમણે તે તે સ્થળે છેકો મૂકવો કે પછી પોતાની તેવી માન્યતા ઉપર છેકો મૂકવો, તેને માટે તેઓ પૂરા સ્વતંત્ર છે. લિ૦ ખરાબ ભિક્ષુ–અખંડાનંદ

થી પણ સચેત થઇ જાય,પણ મુરદું હોય તે કાંઇ થોડુંજ સચેત થવાનું છે?"

કોઇએ મહાત્મા હુસેન બસરાઇને કહ્યું કે "કેટલાંક માણસો તમારી વાત અયોગ્ય માને છે તથા તમારી નિંદા કરે છે, એનો શો ઇલાજ કરવો ?"

મહાત્મા બોલ્યા કે "હું માત્ર ઇશ્વરનાજ સહવાસની અભિલાષા અને પ્રાર્થના કરૂં છું કે મનુષ્યો તરફનાં વિરોધ, નિંદા કે આપત્તિથી મુક્ત રહેવાની કદી પણ મેં આકાંક્ષા કે કોશીષ કરી નથી.* સૃષ્ટિકર્તા ઇશ્વર પણ અશ્રદ્ધાળુ નિંદાખોરોની જિહ્વાના હુમલાથી મુક્ત રહી શકયો નથી; તો હું તે કે ણુમાત્ર કે તેથી મુક્ત રહી શકું !"

એક દહાડો તે સભામાં ઉપદેશ આપતા હતા. એ વખતે સમ્રાટ હેજાજ પોતાના સૈન્ય ને સામંત સાથે ત્યાં આવ્યા. આ જોઇને એક માણસ બોલ્યો કે "આજે હુસેન મહાત્માની પરીક્ષા થશે. સમ્રાટને જોતાંજ તે બોલતો બંધ થઈ જશે અને આવકાર આપવા લાગી જશે." સમ્રાટ સભામાં આવી બેઠા છતાં મહાત્મા હુસેને તેમના તરફ જરા પણ દૃષ્ટિ કરી નહિ, પરંતુ પોતાનો ઉપદેશ ચાલુજ રાખ્યો. આ જોઈ પેલો માણસ બોલ્યો કે "વાહ ! હુસેન તો ખરેખર હુસેન(ઉત્તમ)જ છે." સભા બરખારત થતાં સમ્રાટ હેજાજ હુસેનની પાસે ગયો. અને ભક્તિભાવે તેણે હુસેનના હસ્તનું ચુંબન કર્યું અને બધા માણસોને કહ્યું કે "જો તમે સાધુપુરુષને જોવા ચાહતા હો તો આ હુસેનને જુઓ." પેગંબર મહમદ સાહેબ(સ૦આ૦સ૦)ના ધર્મપ્રચારક બંધુ હજરત અલી એક દહાડો હુસેનની સભામાં આવ્યા અને તેમણે હુસેનને પૂછ્યું કે "તમે જ્ઞાની છો કે જ્ઞાનેચ્છુ છો ?" હુસેને કહ્યું કે "હું જ્ઞાની નથી, પણ પેગંબર મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦) પાસેથી મેં જે કાંઈ જ્ઞાન અને સત્યનો લાભ મેળવ્યો છે તેને હું તો માત્ર ફરીથી કહી બતાવું છું."

---

* ખરા મહાપુરુષો લોકનિંદાની પરવા કરતા નથી. એક મહાત્મા તો પોતાના નિંદકને માટે આવાં વચનો કહે છેઃ-

**मन्निन्दया यदि जनो परितोषमेति तन्वप्रयत्नसुलभो यमनुग्रहो मे ।**
**श्रेयार्थिनो हि पुरुषा परतुष्टिहेतोः स्वोपार्जितान्यपि धनानि परित्यजन्ति ॥**

ભાવાર્થઃ-"જો મારી નિંદા કરવાથી કોઇ માણસને સંતોષ થતો હોય, તો એ સંતોષ એ તો મને વગરમહેનતે પ્રાપ્ત થયેલો મહાન આભાર છે. કેમકે પોતાનું ભલું ઇચ્છનારા પુરુષો બીજાને સંતોષ આપવા ખાતર પોતે મેળવેલ ધન વાવ-કૂવા ગળાવવામાં તથા સદાવ્રતો વગેરે બાંધવામાં વાપરે છે; તો આવા સંતોષમાં તો મને કાંઇ ખર્ચ કરવાપણું નથી." અનુવાદક

આ સાંભળી હઝરત અલી ચાલ્યા ગયા અને કહેતા ગયા કે " હુસેન એક સાચો સાધુ તેમજ ઉત્તમ વક્તા છે." તેમના ગયા પછી હુસેન બસરાઈને માલૂમ પડયું કે, તેઓ એક સામાન્ય માણસ નહોતા, પણ પૂજ્ય હઝરત અલી હતા. એટલે તરતજ તેઓ ઉપદેશાસન ઉપરથી નીચે ઉતર્યા ને તેમની પછવાડે દોડયા. તેમની નજીક પહોંચતાં તેમણે સવિનય કહ્યું કે "ખુદાની ખાતર આપ મને અજુ (અંગશુદ્ધિ) કરતાં શીખવાડો." તે સ્થળે જળપાત્ર મંગાવવામાં આવ્યું અને ત્યાંજ અલીએ હુસેનને અજુ કરવાનો વિધિ શીખવ્યો. જે સ્થળે આ હકીકત બની હતી તેને " માચોલતેસ્ત " એટલે કે જળપાત્ર એ નામ અપાયું છે.

મરણ કોઇ પણ વખતે આવી પડશે એમ સમજીને તેઓ હમેશાં સાવચેત રહેતા.

તેમને કોઇએ કદી પણ હાસ્ય કરતાં જોયા નથી. એક દિવસ તેમણે એક જણને રુદન કરતો જોઇને પૂછયું કે " તમે શામાટે રડો છો ?" ત્યારે તેણે જવાબ આપ્યો કે "મહમદ કાબેર પાસે હું ગયો હતો ત્યારે તેઓ બોલ્યા હતા કે, ધાર્મિક પુરુષોની અંદર પણ એક એવો× પુરુષ છે કે જેને કેટલાંક વર્ષ નરકમાં રહી પોતાના પાપનું ફળ ભોગવવાનું છે. એ સાંભળી હું બહુ ભય અને દુઃખ પામ્યો." પછી હુસેન બોલ્યા કે મને લાગે છે કે "તે પાપી માણસ હું પોતેજ હઇશ."

બાલ્યાવસ્થામાં હુસેને એક પાપ કરેલું હતું અને તે પાપ પોતાને સદા સ્મરણમાં રહે એટલામાટે તેમણે આ પ્રમાણે ગોઠવણ કરી હતી કે, જ્યારે તે નવું લુગડું પહેરવાના હોય ત્યારે તે વસ્ત્ર ઉપર તે એ પાપની વાત લખી રાખતા અને તેજ વખતે તે એટલું તો રોતા કે રોતાં રોતાં બેભાન થઇ જતા.

મલિક દિનાર કહે છે કે, મેં એક વાર હુસેનને પૂછયું કે "મહાત્મન્ ! નઠારામાં નઠારૂં દુર્ભાગ્ય શું ? " તેમણે કહ્યું કે "હૃદયનું મૃત્યુ, એ મોટામાં મોટું દુર્ભાગ્ય સમજવું. " મેં પુનઃ પૂછયું કે " હૃદયનું મૃત્યુ શી રીતે થાય ?" તેમણે કહ્યું કે "મનની સંસારમાં આસક્તિ થવી એ હૃદયનું મૃત્યુ છે."

× જાણવા છતાં ધર્મપાલનથી અવળું કોણ ચલાવે છે તે વિષે ગીતામાં પણ કહ્યું છે કેઃ-

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥

હુસેન જેને જેને જોતા, તેને પોતાના કરતાં શ્રેષ્ઠ માનતા અને પોતાને સૌના કરતાં નીચ અને અધમ માનતા. એક દહાડો તે દજલા નદીને કિનારે થઇને જતા હતા, ત્યાં તેમણે એક અલમસ્ત માણુસને નદીતીરે બેઠેલો જોયો. એ માણુસની પાસે એક સ્ત્રી બેઠેલી હતી અને તેમની પાસે એક મોટો શીશો પડેલો હતો. એ શીશામાંથી પેલો માણુસ પ્રવાહી પદાર્થ પીતો હતો. આ જોઈને હુસેન મનમાં બોલવા લાગ્યા કે " આ માણુસ મ્હારા કરતાં સારો કહેવાય ? ના, ના, ન કહેવાય; કેમકે એ તો એક સ્ત્રીની સાથે બેસી મદિરાપાન કરે છે ને હું તો કદી એવું કરતો નથી." આ પ્રમાણે તેઓ મનમાં ને મનમાં વિચાર કરે છે ત્યાં તો અચાનક એક હોડી તે નદીમાં એ ઠેકાણે આવી ને મોજાંના પ્રબળ ઝપાટા લાગતાં તે ઉંધી વળી ગઇ. એમાં બેઠેલાં સાત માણુસો જળમાં ડૂબવા લાગ્યાં. આ જોતાંજ પેલો માણુસ નદીમાં કૂદી પડયો ને અત્યંત બહાદૂરી તથા હિંમત દર્શાવી તેણે છ માણુસોને ડૂબતા બચાવ્યા. પછી તે હુસેનની તરફ જોઈ બોલ્યો કે "પાણીમાં ડૂબતાં છ માણુસોને મેં બચાવ્યાં છે. હવે તું માત્ર બાકીના એકનુંજ જીવન બચાવ; એટલે બસ. હે મુસલમાન ધર્મના ઉપદેશક ! આ સ્ત્રી છે તે તો મ્હારી જનેતા છે; ને શીશામાં જે પદાર્થ છે તે તો પાણી છે. મારે તો તારી પરીક્ષાજ કરવી હતી અને એ ઉપરથી મને લાગે છે કે તું અંધ છે." આ સાંભળી હુસેન અત્યંત શરમાઈ ગયા અને નમ્રભાવે તે માણુસના ચરણમાં પડી તેની ક્ષમા માગી. તેમને સમજાયું કે, મને શિખામણ દેવાને માટેજ આ માણુસ પ્રભુની પ્રેરણાથી આવેલ છે. પછી તે તેને જોઇને બોલ્યા કે "હે ભાગ્યવંત માનવી ! તેં આટલાં માણુસોને નદીના પાણીમાંથી ડૂબતાં બચાવ્યાં છે તો મને પણ અહંકારરૂપી નદીના તરંગોમાંથી બચાવ; ને મ્હારો ઉદ્ધાર કર." તે બોલ્યો કે "તારો ઉદ્ધાર થાઓ, વળી તું ચક્ષુવાળો થાઓ !" આટલું બોલી તે ચાલ્યો ગયો. આ બનાવ બન્યા પછી હુસેનનું અભિમાન ગળી ગયું અને તે કોઇને પણ પોતાના કરતાં હલકા માનતા નહિ, તેમજ પોતાને કોઈ કરતાં શ્રેષ્ઠ માનતા નહિ. તેમની પાસે એક વાર એક કૂતરો આવી ઉભો રહ્યો. ત્યાં તેમને કોઇએ પૂછ્યું કે "તમે શ્રેષ્ઠ કે આ કૂતરો શ્રેષ્ઠ ?" તે બોલ્યા કે " જો મ્હારા ધાર્મિક જીવનનું હું રક્ષણ કરી શકું તો હું શ્રેષ્ઠ કહેવાઉં, પણ જો તેમ ન કરી શકું તો મારા જેવા સો હુસેન કરતાં આ કૂતરોજ શ્રેષ્ઠ છે. "

હુસેન કહે છે કે, આ ત્રણ જણની પાસે હું અતિશય શરમીંદો બની ગયો

હતોઃ–(૧) દારૂડીઆ પાસે, (૨) બાળક પાસે અને (૩) સ્ત્રી પાસે.એક દહાડો કોઇ દારૂડીઓ દારૂના કેફમાં આમતેમ લથડીઆં ખાતો કાદવમાં ચાલ્યો જતો હતો મેં તેને કહ્યું કે "અરે ભાઇ! પગ સ્થિર રાખ; નહિ તો પડી જઇશ." તે બોલ્યો કે " અરે ભલા માણસ! તું મને કહેવા ક્યાં આવે છે? તું તારા પોતાનાજ પગ સ્થિર રાખ ને; કેમકે તું એક ધાર્મિક માણસતરીકે ગવાય છે ને હું તો ખુલ્લો દારૂડીઓ છું. હું જો પડી જઇશ તો ફરી બેઠો થઇશ અને પાણીથી ધોઇને શરીર સાફ કરીશ, એમાં મારે નવાઇ જેવું કશું નથી. હું તો દારૂડીઓ ગણાઈ ગયો છું, પણ તું જો પડયો તો તારે સાફ થવું સહેલું નથી." આ વાણીથી હુસેનની શરમનો પાર રહ્યો નહિ. બીજી વાર એવો પ્રસંગ બન્યો કે, એક છોકરો હાથમાં દીવો લઈને ચાલ્યો આવતો હતો. હુસેને તેને પૂછયું કે 'તું આ દીવો ક્યાંથી લાવ્યો?' એટલામાં પવનના ઝપાટાથી તે દીવો હોલવાઇ ગયો, એટલે પેલે છોકરે સામોજ પ્રશ્ન પૂછયો કે 'પહેલાં તુંજ કહે કે, આ દીવો ક્યાં ગયો? એટલે હું કહીશ કે તેને હું ક્યાંથી લાવ્યો છું.' ત્રીજો પ્રસંગ એવો બન્યો કે, અત્યંત રૂપલાવણ્યવાળી એક યુવતી ઉઘાડે મોઢે એકવાર હુસેનની પાસે આવીને પોતાના પતિના બેવફાપણા માટે ગુસ્સો દર્શાવી નિંદા કરવા લાગી હુસેન એને ઉઘાડે મોઢે જોઇ સંકોચ પામ્યા અને બોલ્યા કે "પહેલાં તું તારૂં પોતાનું મોઢું તથા શરીર બરાબર ઢાંક. પછી તારે જે કહેવાનું હોય તે કહે." પેલી સ્ત્રી બોલી કે "અરે ભાઇ! હું તો પ્રભુના સરજેલા એક પદાર્થના પ્રેમમાંજ મુગ્ધ થતાં આવી બેભાન બની ગઈ છું કે મને મારા શરીરનું ભાન નથી; અને જો તેં મને ચેતવી ન હોત તો હું એમની એમજ તેને શોધવા બજારમાં ચાલી જાત; પણ તું તો પ્રભુના પ્રેમમાં મસ્ત હોવા છતાં તને આટલું બધું ભાન છે કે મારૂં મોઢું ઢાંકયું છે કે ઉઘાડું! તે તું જાણી શકયો છું, એ જોઇને મને નવાઇ ઉપજે છે."

એક દિવસ મહાત્મા હુસેન અને તેમના ધર્મબંધુઓનાં વખાણ કરતાં એક માણસ બોલ્યો કે "મહાત્મા! આપ અને આપના આ મિત્રો પેગંબર મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦) અને તેમના ધર્મબંધુઓના જેવા છો." આ પ્રશંસા સાંભળી બીજા તો ઘણા રાજી થયા, પણ હુસેન બોલ્યા કે "હા, મોઢું, હાથ, પગ, મૂછો વગેરેમાંજ તને સરખાપણું લાગતું હોય તો તે કાંઇક સંભવે છે; કેમકે એમને જેવા અવયવો હતા, તેવાજ મારે પણ છે; પરંતુ ધાર્મિકપણામાં તો સરખાપણું નથીજ. જો એ બધા મહાપુરુષોપ્રત્યે તારી યથાર્થ દૃષ્ટિ હોત

તો તું જોઇ શક્યો હોત કે, તેઓ તો ધર્મની લગનીમાં તલ્લીન હતા; અને જો તેઓ અમને બરાબર જાણતા હોત તો અમારામાંના એકને પણ સાચો મુસલમાન ગણત નહિ. એ સર્વે તો પાણીપંથા અશ્વો ઉપર બેસી પંખીની પેઠે સ્વર્ગરાજ્ય ભણી દોડી રહ્યા છે અને અમે તો ચાંદાંવાળાં દુર્બળ ગધેડાં ઉપર બેસીને ધીમે ધીમે ચાલીએ છીએ.

કોઇ મુસાફરે હુસેનની પાસે આવીને સહનશીલતાવિષે પ્રશ્ન પૂછયો. તેમણે કહ્યું કે "સહનશીલતા બે પ્રકારની છેઃ-(૧) દુઃખ કે આપત્તિ આવે તે પ્રસંગની અને (૨) પરમેશ્વરે જે બાબતોનો નિષેધ કરેલો છે તે પ્રસંગની. ત્યારપછી ધૈર્યવિષે તેમણે ઘણી ગૂઢ વાતો પેલા મુસાફરને સમજાવી. મુસાફર બોલ્યો કે "મેં આપના જેવો સહનશીલ માણસ કદી જોયો પણ નથી, તેમ સાંભળ્યો પણ નથી." હુસેન બોલ્યા કે "ભાઈ ! મારા ધૈર્ય ને અધૈર્યનું કારણ પણ વૈરાગ્ય તરફનું મારૂં વલણજ છે." મુસાફર બોલ્યો કે "તમે આ હકીકત મને વિસ્તારથી સમજાવો. હું એમાં કશું સમજ્યો નથી ને મારો વિશ્વાસ કાંઇક ચલાયમાન થાય છે." હુસેન બોલ્યા કે " નરકાગ્નિથી મારૂં અંતર ધ્રૂજ્યા કરે છે, એજ મારૂં અધૈર્ય છે. વળી મારી પારમાર્થિક લાલસાને લીધે મારો સંસાર ઉપર વૈરાગ્ય છે, એજ મારી મોટી આસક્તિ છે. ખરેખરૂં ધૈર્ય અથવા સહનશીલતા તો તેજ કહેવાય કે જે ઇશ્વરપ્રીતિને અવલંબીનેજ રહેલ હોય. વળી એકમાત્ર ઇશ્વરનીજ પ્રાપ્તિ સારૂ જેના હૃદયમાં વૈરાગ્ય ઉપજ્યો હોય, તેજ ખરો વૈરાગ્યવાન કહેવાય. સ્વર્ગની લાલચ ઉપજવાથી જે વૈરાગ્યવાન થયો છે તે કાંઈ ખરો વૈરાગી નથી."

મહાત્મા હુસેનને એક માણસે કહ્યું કે "આ શહેરમાં અમુક માણસ એવો છે કે તે વીસ વર્ષથી સામાજિક ઉપાસના(ભેગા થઇને પ્રાર્થના કરવી તે)માં આવતો નથી; તેમજ કોઇ માણસને મળતો પણ નથી." હુસેન આ વાત સાંભળી તેમની પાસે ગયા અને બોલ્યા કે "તમે સામાજિક ઉપાસનામાં આવતા કેમ નથી ? વળી કોઇ પણ માણસને મળતા પણ કેમ નથી ?" તેમને પેલા માણસે ઉત્તર આપ્યો કે "ભાઇ! મને ક્ષમા કરજો. હું બહુ કામમાં છું." મહાત્મા હુસેને પૂછયું કે "તમે શા કામમાં છો ?" તે બોલ્યો કે "ભાઇ ! મારા શરીરમાં જે શ્વાસોચ્છ્વાસ ચાલે છે તેમાં એક પણ શ્વાસોચ્છ્વાસ હું એવો જોતો નથી કે જેમાં ઇશ્વરની કરુણા મળેલી ન હોય; અને મારાથી ઇશ્વરનો અપરાધ થયો ન હોય. હું મારા દરેક શ્વાસોચ્છ્વાસમાં પ્રભુની કરુણા અને મારા

અપરાધો જોઉં છું. એ કરુણાને વાસ્તે પ્રભુ પાસે કૃતજ્ઞતા દર્શાવવાના અને અપરાધને માટે ક્ષમા માગવાના કામમાં હું રોકાઈ ગયેલો છું ને તેથી હું સામાજિક ઉપાસના કરવા ને નમાજ પઢવા મસીદમાં આવી શકતો નથી તથા કોઇ સાથે વાતચીત પણ કરી શકતો નથી." હુસેન બોલ્યા કે "ભલે ભાઇ ! તું એ પ્રમાણેજ વર્તજે. મારા કરતાં તું શ્રેષ્ઠ છે."

હુસેનને કોઇએ પૂછ્યું કે "કોઇ વાર તમને હર્ષ થયો હોય અને આનંદાશ્રુ આવ્યાં હોય એવો પ્રસંગ બનેલો ખરો ?"

હુસેન બોલ્યા કે, "હા, એક વાર એવો પ્રસંગ આવ્યો હતો ખરો; ને તે આ પ્રમાણે:—એક વાર હું મારા મકાન પાસે પાથરણું પાથરી બેઠો હતો. ત્યાં મારા પાડોશીને તેની સ્ત્રી કહેવા લાગી કે "જુઓ, હું પચાસ વર્ષથી તમારા ઘરમાં છું. ઘરમાં કાંઇ વસ્તુ હશે કે નહિ હોય તેને માટે મેં ગમે તેમ ચલાવી લીધું છે ને તે વિષે તમને એક શબ્દ પણ કહ્યો નથી. વળી તમારી સાથે ટાઢ–તડકા વેઠવામાં પણ મેં ધૈર્યજ રાખેલું છે. ઘરેણાંગાંઠાંને માટે પણ તમને કાંઇ કહ્યું નથી, તેમજ સદા તમારી આબરૂ તથા માન સાચવીને વર્તી છું; કોઇ પાડોશીની પાસે પણ તમારો દોષ મેં કહ્યો નથી. મતલબ કે, દરેક રીતે હું તમને અનુકૂળ થઇને રહી છું અને રહીશ; પણ એક વાતમાં હું કદી પણ તમને સંમત થઇશ નહિ ને તે એ કે, "તમે મારા છતાં બીજી સ્ત્રી કરો નહિ. મેં તમામ દુઃખો સહન કરેલાં છે ને તે તમે બીજી સ્ત્રીને ન ચાહો તેટલા માટેજ. જયાંસુધી તમે એ પ્રમાણે વર્તશો ત્યાંસુધીજ હું તમારી રહીશ. જો તમે મારા તોજ હું તમારી; પણ આજે તમારી નજર બીજી સ્ત્રીના તરફ જણાય છે, એટલે હું ધર્માચાર્યની પાસે જાઉં છું અને તમારા ઉપર ફરિયાદ નોંધાવું છું."

પેલી સ્ત્રીની આ વાત સાંભળી મારી આંખોમાં આંસુ ભરાઈ ગયાં ને આનંદાશ્રુ વહેવાથી હું ગદ્‌ગદિત થઇ ગયો. આનો ખુલાસો કુરાનમાં મળી શકશે કે કેમ ? તે હું તેમાં જોવા લાગ્યો. તો તે ગ્રંથમાં મને આ પ્રમાણે વચન મળી આવ્યું:—"નક્કી, ઇશ્વર તેને ક્ષમા આપતો નથી કે જે માણસ ઇશ્વર સાથે બીજાને પણ પોતાના હૃદયમાં સ્થાન આપે. જે માણસ એકલા ઇશ્વરનેજ ચાહે છે, તેને ઇશ્વર ક્ષમા આપે છે. ઇશ્વર કહે છે કે, હું તમારા તમામ અપરાધો માફ કરીશ; પણ તમારા હૃદયના એક પણ ખૂણામાં જો તમે અન્ય વસ્તુની ઇચ્છાને સ્થાન આપશો તો તમને કદી પણ ક્ષમા આપી

શકીશ નહિ.”

એક માણસે મહાત્મા હુસેનને પૂછયું કે “તમે શી હાલતમાં છો?”

મહાત્મા હુસેન—“ભરદરિયે ભાગી પડેલી નૌકાથી છૂટા પડી દરિયામાં ડૂબકાં ખાતા અને એક લાકડાનો કટકો હાથમાં આવતાં તે આધારે તણાયા જતા માણસની હાલત કેવી હોય છે?”

પેલો માણસ—“એ હાલત તો ઘણીજ મુશ્કેલ કહેવાય.”

મહાત્મા હુસેન—“મારી અવસ્થા પણ એવાજ પ્રકારની છે.”

કોઇ ઇદને (મુસલમાની તહેવારને) દહાડે માણસોને એકઠાં મળી મોજ-મજા કરતાં તથા હસતાં-બોલતાં જોઈને મહાત્મા હુસેન બોલ્યા કે “આ બધાં માણસોને જોઇને મને ભારે આશ્ચર્ય થાય છે કે, તેઓ પોતાની ખરેખરી અવસ્થાનો વિચાર કર્યા વિનાજ આનંદવિનોદ કરે છે. જો તેઓ પોતાની ખરેખરી અવસ્થા વિચારે તો તેમને એક ક્ષણ પણ નકામી ગાળવી ગમે નહિ.”

એક દહાડો એક માણસને શ્મશાનમાં ભોજન કરવાના આનંદમાં મસ્ત થયેલો જોઇને મહાત્માએ કહ્યું કે “આ માણસ અત્યંત અજ્ઞાની જણાય છે.” કોઇએ પૂછયું કે ‘એ વાત કેમ જાણી?’ ત્યારે મહાત્મા બોલ્યા કે “શબની સન્મુખ બેસીને જેને જમવાની ઇચ્છા થાય છે અને આનંદ આવે છે તેને પોતાને પણ મરણ આવવાનું છે અને જગત છોડીને બીજા લોકમાં જવાનું છે તેની પણ ખબર નથી, એમ સ્પષ્ટ દેખાઇ આવે છે.”

મહાત્મા હુસેને એક વાર આ પ્રમાણે પ્રભુસ્તવન કર્યું કે “હે પ્રભુ! તેં મને સંપત્તિ આપી, તેમ છતાં મેં તારી કૃતજ્ઞતા ગાઇ નથી; વળી તેં વિપત્તિ આપી તેમ છતાં મેં ધૈર્ય ધારણ કર્યું નથી; મેં તારી કૃતજ્ઞતા ગાઇ નહિ, તેમ છતાં તેં આપેલી દોલત પાછી તાણી લીધી નથી અને મેં ધૈર્ય ધારણ ન કર્યું તેમ છતાં તેં વિપત્તિને સ્થાયી કરી નથી. હે ઇશ્વર! તારી કૃપા હું કેટકેટલી વર્ણવું?”

મરણકાળે હુસેને હાસ્ય કર્યું હતું. તે પહેલાં કોઈએ તેમને હાસ્ય કરતાં જોયા નહોતા. મરણકાળે તેમણે હાસ્ય કરીને કહ્યું ‘કયું પાપ? કયું પાપ?’ આ સમયે એક વૃદ્ધ પુરુષે તેમને પૂછયું કે “જીવિતદશામાં તો તમે કદી હાસ્ય કર્યું નથી, તો મરણકાળે શામાટે હસ્યા?” મહાત્મા હુસેન બોલ્યા કે “મેં હમણાં એવી દૈવી વાણી સાંભળી કે, ‘હે કાળ! આને જકડીને બાંધ. હજુ એના જીવનમાં એક પાપ બાકી છે.’ હવે મારે માત્ર એકજ પાપ ભો-

ગવવાનું બાકી છે. એ વાતના આનંદથી મને હસવું આવ્યું ને મારાથી બોલાઇ જવાયું કે 'હેં કયું પાપ? કયું પાપ?' આટલી વાતચીત પછી તેમનો દેહ છૂટયો.

## આ મહાત્માનાં વચનામૃત

૧—માણસના કરતાં તો ઘેટાં ને બકરાં પણ વધારે કાળજીવાળાં છે, કેમકે તેઓ રખવાળનો અવાજ સાંભળે કે તરતજ તેના ભણી દોડી જાય છે અને ખાવાપીવાનું પણ છોડી દે છે; ત્યારે માણસો એવાં બેદરકાર છે કે તે ઇશ્વર તરફ જવાની બૂમ (બાંગ) સાંભળ્યા છતાં પણ તે તરફ જતાં નથી અને આહારવિહારાદિ પાછળ મંડયાં રહે છે!

૨—અસાધુ માણસનો સંસર્ગ કરશો નહિ; કેમકે તેમ કરવાથી તમને સાધુ માણસ તરફ પણ અવળો ભાવ ઉપજશે.

૩—એક માણસ મને સુરાપાન માટે અને બીજો સંસારાસક્તિને માટે નિમંત્રણ કરે, તો હું સંસારાસક્તિના નિમંત્રણને વધારે ધિક્કારૂં. મતલબ કે, સુરાપાનથી પણ સંસારાસક્તિ વધારે ખરાબ છે.

૪—જ્યારે હું જોઈશ કે, તમારા મનમાં ઇશ્વરની વિરુદ્ધ એક ટીપા જેટલો પણ ભાવ રહ્યો નથી, ત્યારેજ તમને સાચું ઇશ્વરજ્ઞાન થયું છે, એમ હું માનીશ.

૫—અજ્ઞાનીઓજ પોતાની પાસે ઝાઝા નોકરચાકરો જોઇને ફૂલાઇ જાય છે.

૬—જો તમે કોઇના ઉપર તમારી આજ્ઞા ચલાવવા ઇચ્છો તો પ્રથમ તમેજ તેના આજ્ઞાધારક બનો.

૭—મારાં સ્ત્રી, પુત્ર ને સગાંસંબંધીઓ કરતાં પણ મારા ધર્મબંધુઓ મને વધારે વહાલા છે; કેમકે તેઓ ધર્મના બંધુઓ છે, ત્યારે પેલાં તો સાંસારિક બંધુઓ છે અને ધર્મમાં તો વિઘ્નકારક પણ થઇ રહે છે.

૮—ઇંદ્રિયાસક્ત માણસ, દુરાચારી શ્રીમંત અને અત્યાચારી આચાર્ય, એ ત્રણના દોષ પ્રકટ કરવા તે નિંદામાં ગણાય નહિ.

૯—વિષયી માણસો આ ત્રણ બાબતોનો અફસોસ કરતા કરતા મરે છેઃ-(૧) ઇદ્રિયોના સંભોગથી તૃપ્તિ થઇ નહિ, (૨)ધારેલી આશાઓ પૂરી ન થતાં અધુરીજ રહી ગઇ અને (૩) પરલોકનું ભાતું બાંધી લઇ શકાયું નહિ.

૧૦—જે માણસે પોતાનો બોજો હલકો કર્યો હોય, તેજ તરી શકે છે.

જે માણસે વધારે બોજો વહોર્યો હોય તે તો ડૂબીને નાશજ પામવાનો.

૧૧—જે માણસ સંસારને નાશવંત તથા ધર્મને સદાનો સાથી સમજીને ચાલે છે, તેજ ઉત્તમ ગતિ પામે છે. વળી જે નાશવંત પદાર્થોમાં મોહ ન રાખતાં સંસારનો ભાર પ્રભુપરજ મૂકી દઇ ભારરહિત બની જાય છે, તેજ સહજે સંસારસાગરને તરી જાય છે.

૧૨—જેઓ પરલોકનો મહેલ ભાંગી નાખીને તેના સરસામાનવડે સંસાર બનાવવા માંડે છે, તેના કરતાં જેઓ સંસારને ભાંગી નાખીને તે સરસામાનવડે પરલોકનો મહેલ ચણે છે તેજ વધારે ચતુર છે ને તેજ ખરો જ્ઞાની છે.

૧૩--જે માણસ પ્રભુને ઓળખે છે, તેજ તેના ઉપર વિશ્વાસ ને પ્રેમ રાખી શકે છે; પણ જે માણસ માત્ર સંસારનેજ ઓળખે છે, તે તો પ્રભુપ્રત્યે શત્રુતાજ કર્યા કરે છે.

૧૪--આ સંસારમાં ઇંદ્રિયોને બાંધવામાટે જેવી મજબૂત સાંકળની જરૂર રહે છે, તેવી મજબૂત સાંકળની જરૂર પશુને માટે પણ હોતી નથી.

૧૫--તમારા મરણ પછી સંસાર તમારેમાટે કેવો વિચાર દર્શાવશે એ જો તમારે જીવતાંજ જાણવું હોય તો બીજા માણસોના મરણ પછી તેમને માટે સંસાર કેવો વિચાર દર્શાવે છે, તે તમે જોજો.

૧૬—ઇશ્વર તરફથી જે જે આજ્ઞાઓ અપાઈ છે, તેજ પ્રમાણે તમારા પૂર્વજો ચાલતા હતા. રાત્રે તેઓ તેનું ચિંતન કરતા હતા અને દિવસે તે મુજબ વર્તતા હતા; પરંતુ તમે તો તે મુજબ કરવાનું મૂકી દીધું છે, એટલુંજ નહિ પણ ઇશ્વરી આજ્ઞાના અક્ષરોને ઉલટા-સુલટા કરી દઇને તેમાંથી તો તમે સંસારમાં આસક્તિ વધારવાનાજ લેખ તૈયાર કર્યા છે!

૧૭—હજાર વર્ષસુધી ઉપલક ચિત્તે નમાજો, પ્રણામો, પ્રાર્થનાઓ, રોજા અને અપવાસો કરવામાં આવે, તેના કરતાં તો એક ટીપા જેટલી પણ સંસારપ્રત્યે સાચી અનાસક્તિ હોય તે ઘણી વધારે ઉત્તમ છે.

૧૮—તમારૂં ચિંતનજ તમારા દર્પણરૂપ છે; કારણ કે તમારૂં શુભ કે અશુભ થવાનું છે તે એજ તમને દર્શાવી આપશે.

૧૯—જે માણસ વિચારીને બોલતો નથી તે વિપત્તિમાં પડે છે, જે માણસ વિચાર કરીને મૌન પકડતો નથી તેનું મન દુષ્ટ ઇચ્છાઓ અને આળસનું સ્થાન બની રહે છે અને જે માણસ પોતાની દૃષ્ટિને વશ રાખતો નથી, તેની દૃષ્ટિ તેને કુમાર્ગે લઇ જાય છે.

૨૦–જેણે વાસનાઓને પગ તળે કચરી છે, તેજ મુક્તાત્મા થયો છે. જેણે ઈર્ષ્યાનો ત્યાગ કર્યો છે તેણે પ્રેમ મેળવ્યો છે; ને જેણે ધૈર્ય ધારણ કર્યું છે, તેણે શુભ પરિણામ મેળવ્યું છે.

૨૧–જ્યાંસુધી હૃદય પોતે બોલે નહિ, ત્યાંસુધી જ્ઞાનીઓ તો મૌનજ રહે છે. તેમની જીભ જ્યારે પણ બોલે છે, ત્યારે હૃદયમાં જે વાત હોય છે તેજ બોલે છે.

૨૨–અનાસક્તિની ત્રણ અવસ્થાઓ છેઃ–(૧) સાધક પોતે મોટો મહાત્મા, શોધક કે લોકોનો મોટો ઉદ્ધારક હોય તેની પેઠે બોલતો નથી; પણ માત્ર ઈશ્વરનીજ આજ્ઞાનો પડઘો પાડે છે. પછી ભલે તેથી તમે રાજી થાઓ કે નારાજ થાઓ, તેની તે લેશમાત્ર પરવા કરતો નથી. (૨) જે બાબતને પ્રભુ પસંદ કરતો નથી, તેનાથી સાધક પોતાની ઇંદ્રિયોને અટકાવે છે. (૩) જે બાબતથી પ્રભુ રાજી થાય, તેવું આચરણ કરવાનો તે પ્રયત્ન કરે છે.

# ૧૬–તપસ્વી હબીબ આજવમી

તપસ્વી હબીબ આજવમ નામના દેશના વતની હતા. અરબસ્તાનની બહારના નાના દેશોને અને વિશેષે કરીને ઇરાન અને તુરાનને આજવમ કહેતા. એટલે ઈરાન અથવા તુરાનમાં તેમનો જન્મ થયો હતો, એમ લાગે છે. ત્યાંથી તેઓ બસરા શહેરમાં જઇ રહ્યા હતા. બારસો વર્ષ પહેલાં તેઓ હયાત હતા. તપસ્વી હુસેનના ઉપદેશથી તેમનું જીવન ફેરવાઇ ગયું. પહેલાં તો તેમનો ધંધો વ્યાજ ખાવાનો હતો. પુષ્કળ વ્યાજ આપે એવા માણસોને તે નાણાં વ્યાજે આપતા અને દોઢા–બમણા પૈસા લખાવી લેતા. પોતાના ખાતાદાર પાસે તેઓ એક વાર વ્યાજ ઉઘરાવવા ગયા. તેમનો ખાતાદાર ઘેર નહોતો. તેની સ્ત્રીએ જવાબ આપ્યો કે "તેઓ બહાર ગયા છે ને મારી પાસે કાંઈ નથી કે જે તમને વ્યાજમાં આપી શકું. માત્ર આટલી કાચી તરકારી છે, જોઇએ તો વ્યાજને બદલે તે આપું." હબીબ તે લઇને ઘેર આવ્યો અને સ્ત્રીને તે રાંધવા આપી. તે દિવસે મીઠું અને રોટી પણ વ્યાજને બદલેજ આણેલાં હતાં. રસોઇ તૈયાર થતાં સ્ત્રીએ હબીબને જમવા બોલાવ્યો. એટલામાં એક ભિખારી આવીને ખોરાકમાટે કાલાવાલા કરવા લાગ્યો. હબીબે કહ્યું કે "ચાલ્યો જા, અહીં તને કાંઇ પણ મળી શકશે નહિ." આ ઉત્તર સાંભળીને

પેલો ભિખારી તો ચાલ્યો ગયો. હબીબની સ્ત્રીએ થાળીમાં પેલી તૈયાર કરેલી રસોઈ પીરસી. કહેવાય છે કે, એ થાળી રસોઇને બદલે લોહીથીજ ભરાઇ ગઇ. સ્ત્રીએ દોડી આવી પતિને કહ્યું કે "સ્વામી! જુઓ, તમારા દુર્ભાગ્યયોગે આ શું બન્યું?" હબીબે આવીને જોયું તો તેનો થાળ લોહીથી ભરેલો જોયો. આ જોઇ તે ઘણો દિલગીર થયો. એ દિલગીરી કોઇ પણ ઉપાયે તેના મનમાંથી દૂર થઇ નહિ. તેના સમજવામાં આવ્યું કે, વ્યાજ ખાવાને પાપેજ આ બનાવ બન્યો છે. તેણે મનમાં પ્રતિજ્ઞા પણ કરી કે, હવે હું વ્યાજથી કોઇને નાણાં ધીરીશ નહિ. મુસલમાન ધર્મમાં નાણાં ધીરી વ્યાજ ખાવું એ પાપકર્મ કહેલું છે; એ વાત તેને ગળે ઉતરી. હવે પોતાનાં ધીરેલાં નાણાં એકઠાં કરવા સારૂ તે બહાર નીકળ્યો. રસ્તામાં એક જગાએ છોકરાંઓ રમતાં હતાં; તેઓ હબીબને જોતાંજ માંહોમાંહે કહેવા લાગ્યાં કે "અલ્યા ભાગો,ભાગો. પેલો વ્યાજખાઉ હબીબ આવે છે. એનાં પગલાં પડવાથી પણ આ જમીન અપવિત્ર બની આપણું અશુભ થશે." આ વાત સાંભળીને હબીબના મનમાં બહુજ આઘાત થયો અને વીલે મોઢે ત્યાંથી આગળ મહાત્મા હુસેનની પાસે ગયો.

મહાત્મા હુસેને કેટલાંક ઉપદેશવચનો કહ્યાં, તેથી પણ હબીબના મનમાં ફેરફાર થયો. પશ્ચાત્તાપ કરતો કરતો તે પોતાના ઘર તરફ ચાલ્યો. માર્ગમાં તેને આવતો જોઇને એક દેણદાર તો ઉઘરાણી થવાની બીકે ખૂણામાં ભરાઇ ગયો. હબીબે તેને પોતાની પાસે બોલાવીને કહ્યું કે "ભાઇ! તું ભાગીશ નહિ, ખરી રીતે મારેજ તારી પાસેથી નાસી જવું જોઇએ." આટલું કહીને તે આગળ ચાલ્યો તો પેલાં રમતાં છોકરાંને ફરી વાર તેણે રસ્તામાં જોયાં. તેઓ માંહોમાંહે વાતો કરવા લાગ્યાં કે "આવો આવો, પાસે આવો, જુઓ આ હબીબ પશ્ચાત્તાપ કરતો કરતો આવે છે. હવે તે પવિત્ર થયો છે, તેથી આપણાં પાપી શરીરો તેને અડશે તો આપણે ઈશ્વરના અપરાધી થઇશું." આ સાંભળીને મનમાં હબીબ બોલ્યો કે "હે પ્રભુ! મેં એકજ દહાડો તારા તરફ શુભ ભાવ ધારણ કર્યો એટલામાંજ તેં તો મારા તરફ લોકોનો સદ્ભાવ ફેલાવી દીધો!" ત્યારપછી તેણે શહેરમાં જઇને સાદ પડાવ્યો કે "હબીબના જેટલા દેણદારો હોય તેમનું દેવું માફ છે. તેઓએ આવી પોતાનાં ખતો પાછાં લઇ જવાં." સાદ સાંભળીને ખુશી થતા થતા દેણદારો આવ્યા ને હબીબે એક પણ પૈસો લીધા વિના સૌનાં ખતો ફાડી નાખ્યાં. હવે એની પાસે જે કાંઇ એકઠી કરેલી દોલત હતી તે તેણે ગરીબ-ગુરબાંને આપી દીધી અને

પોતે અકિંચન (જેની પાસે કાંઇ પણ દોલત નથી એવો) બની ગયો. એવામાં તેની પાસે એક ભિક્ષુકે આવીને કાંઇક આપવાની વિનતિ કરી. હબીબે શરીર ઉપર ઓઢેલું એક વસ્ત્ર હતું તે તેને આપી દીધું. વળી એક બીજો ભિક્ષુક આવ્યો તેને તેણે પત્નીનું ઓઢેલું વસ્ત્ર આપી દીધું અને સ્ત્રીપુરુષ ઉઘાડે શરીરે ફરવા લાગ્યાં. ફોરાત નામે નદીને તીરે જઇને હબીબે નાનકડી ઝુંપડી બાંધીને ત્યાં તપ અને સાધના કરવા માંડી. દિવસના ભાગમાં તે હુસેન બસરાઇની પાસે જઇ જ્ઞાનચર્ચા કરતો અને રાતના ભાગમાં તે ભજનસાધન કરતો. આમ કેટલોક કાળ જતાં તેની સ્ત્રી અન્નને અભાવે હેરાન થવા લાગી. તેણે પતિની પાસે પૈસો માગતાં હબીબ બોલ્યો કે "હું રોજ કામ કરવા તો જાઉં છું; શેઠ પગાર આપશે ત્યારે પૈસા લેતો આવીશ." હવે રોજ તે એકાંતમાં જઇને દહાડે ઉપાસના કરતો ને રાત્રે ઘેર આવતો. તે સમયે તેની પત્ની પૂછતી કે "કાંઈ લાવ્યા છો?" હબીબ કહેતો કે "હું જે શેઠીઆનું કામ કરૂં છું તે એટલો તો દાનેશ્વરી છે કે તેનું વર્ણન થઇ શકે નહિ. એવા મોટા માણસ પાસે મને કાંઇ પણ માગતાં શરમ આવે છે; પણ વખત થયે તે પોતાની મેળેજ આપશે. તેણે કહ્યું છે કે 'દશ દશ દહાડે હું તને મજુરી ચૂકવીશ.' પોતાના નિયમ પ્રમાણે હબીબ દિવસે તપશ્ચર્યામાં લીન થતો. આમ નવ દિવસ ચાલ્યા ગયા. દશમે દહાડે તેને ફિકર થઇ કે આજે સાંજે હું ઘેર શું લઇ જઇશ અને સ્ત્રીને શો જવાબ આપીશ ?" આવી ફિકરમાં તે નીચે મ્હોંએ બેસી રહ્યો. આ સમયે ઈશ્વરે કૃપા કરી તેને મકાને એક કોથળો ઘઉંનો લોટ, તેના પ્રમાણમાં ઘી અને સાકર વગેરે પણ મોકલાવ્યું. તેની સાથે ત્રણસો મુદ્રાથી ભરેલી થેલી લઇને એક યુવકને પણ મોકલ્યો. એ યુવક હબીબની પત્નીને આ તમામ પદાર્થો આપીને બોલ્યો કે " મારા મહાઉદાર શેઠે મને અહીં મોકલ્યો છે; અને તમે હબીબને કહેજો કે, જેમ જેમ તે સ્વામીની વધારે વધારે સેવા કરશે,તેમ તેમ તે વધારે ને વધારે મજુરી મેળવી શકશે." આટલું કહી યુવક ચાલ્યો ગયો. સંધ્યાકાળે સંકોચાતો સંકોચાતો હબીબ પોતાને મકાને આવ્યો ને જોયું તો વિવિધ પ્રકારનાં ભોજનોની સુગંધીથી તે આશ્ચર્યચકિત થઇ ગયો. તેની પત્ની સામે આવીને હસતી હસતી બોલી કે "અહો! તમારા શેઠ તો બહુજ દીનદયાળુ જણાય છે. આજે દયા કરીને તેમણેજ આ બધું મોકલ્યું છે અને તમને વધારે ધ્યાનપૂર્વક તેમની નોકરી કરવા ભલામણ કરી છે." હબીબ બોલ્યો કે "આશ્ચર્ય !

આશ્ચર્ય ! માત્ર દશ દહાડામાં જેવું તેવું કામ કર્યું એટલામાંજ મારા ઉપર આટલી બધી કૃપા દર્શાવી છે તો વધારે સમય સેવા કરતાં તે કેટલો કૃપાળુ બનશે ?" ત્યારપછી હબીબ પૂરેપૂરો સંસારથી ઉપરામ થઇને ધર્મસાધનામાં એકચિત્તે જોડાયો અને તેથી પરમ લાભને પામ્યો.

એક દહાડો તપસ્વી હુસેન હબીબની પાસે આવ્યા. હબીબના ઘરમાં તે સમયે એક રોટલાનો કકડો અને ચપટી મીઠું હતું. તે તેમણે હુસેન પાસે ભોજનમાટે મૂકયાં. એટલામાં એક ભિક્ષુક આવ્યો, એટલે પેલા હુસેન પાસે મૂકેલાં રોટલો ને મીઠું ઉપાડી લઇને હબીબે ભિખારીને આપ્યાં. આથી હુસેન બોલ્યા કે "હબીબ ! જો તમારામાં જ્ઞાન હોત તો સારૂં. તમે એટલું પણ જાણતા નથી કે, અતિથિ પાસે પીરસેલું અન્ન તાણી લેવું એ અયોગ્ય છે ? જો તમારે ભિખારીને આપવું હતું તો તેમાંથી કેટલુંક બાકી રાખીને તેને આપવું હતું." આ વાત સાંભળીને હબીબ કાંઇજ બોલ્યા નહિ. થોડી વારમાંજ ત્યાં એક માણસે મોટો થાળ ભરીને રોટલી અને મિષ્ટાન્ન તથા પાંચસો મુદ્રાઓ પણ હબીબના ચરણમાં મૂકી. હબીબે તે નાણું દુઃખી દરિદ્રીઓને આપી દીધું ને મિષ્ટાન્નાદિ હુસેનની પાસે મૂકી કહ્યું કે "આર્ય ! આપ મહાપુરુષ છો, પણ આપનામાં કિંચિત્ પણ વિશ્વાસ હોત તો જ્ઞાન અને વિશ્વાસ બંનેનો (સુવર્ણ ને સુગંધ પેરે) સંયોગ થાત, કે જેમ થવું એ પ્રભુદર્શન પામવાને માટે બહુજ જરૂરનું છે."

હબીબ અરબ્બી ભાષા સારી રીતે જાણતા નહોતા, એટલે તે કુરાનને શુદ્ધ ઉચ્ચારપૂર્વક વાંચી શકતા પણ નહિ. એક વાર સંધ્યાકાળે હુસેન હબીબની પાસે આવ્યા. આ સમયે હબીબ ઉભા ઉભા નમાજ પઢતા હતા. "અલહમદ" ને બદલે બોલવામાં તે "અલહમદ" બોલ્યા. હુસેનના મનમાં વિચાર થયો કે, હબીબ કુરાનનું વચન શુદ્ધરૂપે બોલી શકતા નથી. આમ ધારીને તેઓ નોખી નમાજ પઢવા લાગ્યા. રાત્રે સ્વપ્નમાં તેમણે પ્રભુને પૂછ્યું કે "હે પ્રભુ ! તમને સંતોષ શામાં છે ?" ઇશ્વર બોલ્યા કે "તેં મારો સંતોષ તો મેળવ્યો છે, પણ તે માટે જે રીતે વર્તવું જોઇએ તે પ્રમાણે વર્તતો નથી." હુસેને પૂછ્યું કે 'પ્રભુ ! તે શી રીતે ?' પ્રભુએ કહ્યું કે "જો તું હબીબના ભેગો નમાજ પઢયો હોત તો તેથી તારૂં વિશેષ કલ્યાણ થાત. તેં 'અલહમદ' એ શબ્દના શુદ્ધ ઉચ્ચાર તરફ ધ્યાન આપ્યું; પણ તેં હબીબના ભક્તિભાવ તરફ તો ધ્યાનજ આપ્યું નહિ ! તેં તેના પવિત્ર અંતઃકરણ તરફ તો લક્ષ્યજ

આપ્યું નહિ. જીભના શુદ્ધ ઉચ્ચાર અને હૃદયના પવિત્ર ભાવોમાં ઘણો ફેર છે; **અને શુદ્ધ ઉચ્ચાર કરતાં શુદ્ધ ભાવના એ બહુજ વધારે શ્રેષ્ઠ છે."**

એક દાસી હબીબને ત્યાં ત્રીસ વર્ષથી રહેતી હતી; પરંતુ હબીબે એક દહાડો પણ તેનું મ્હોં જોયું નહોતું. એક દહાડો હબીબે તે દાસીને કહ્યું કે "બાઇ! તું મારા મકાનની અંદર જા અને મારી દાસીને બહાર બોલાવ." પેલી સ્ત્રી બોલી કે "તમે જેને બોલાવો છો તે દાસી તો હુંજ છું. તમે મને ઓળખતા પણ નથી!" હબીબ બોલ્યો કે "ત્રીસ વર્ષથી ઇશ્વરસિવાય કોઇની તરફ સ્થિર દૃષ્ટિ કરીને મેં જોયું નથી, એટલે હું તને શી રીતે ઓળખું ?"

એક દહાડો એકાંતમાં બેસી હબીબે આ પ્રમાણે કહ્યું હતું કે "હે પ્રભુ! તારાથી જેને સંતોષ નથી, તેને બીજા કોનાથી સંતોષ થવાનો હતો ? તેમજ જેનો તારા ઉપર પ્રેમ નથી, તેનો બીજા કોના ઉપર પ્રેમ થવાનો હતો ?"

કોઇએ એક વાર હબીબને પૂછયું કે "તમે તમામ કામોથી ફારક થઈને એકાંત સેવો છો, તો કહો કે, સંતોષ શાથી થાય?" હબીબે કહ્યું કે "હૃદયને સરળ ને પવિત્ર કરવાથીજ સંતોષ થાય છે. જે હૃદયમાં અસરળતાની ગંધ પણ રહેતી નથી, તેજ હૃદય સંતોષલાભ મેળવી શકે છે."

મહર્ષિ હબીબની પાસે જ્યારે કોઇ કુરાન વાંચતું, ત્યારે તે અત્યંત રુદન કરતા. એવો તેમનો તેના ઉપર ભક્તિભાવ હતો. જ્યારે તેમની આંખો કુરાન સાંભળતાં આંસુથી છલકાતી, ત્યારે લોકો કહેતા કે "હબીબ ! તમે આજમ દેશના રહેવાસી છો. તમે કુરાનની ભાષા પણ સમજતા નથી, છતાં તમને રુદન શાથી આવે છે?" એના ઉત્તરમાં મહાત્મા હબીબ કહેતા કે "મારી જીભ આજમી છે, પણ મારૂં હૃદય× તો અરબી છે."

કયાં અને શી રીતે મહર્ષિ હબીબનો સ્વર્ગવાસ થયો, એ વાત મૂળગ્રંથમાં લખેલી નથી. એટલે એ વિષે અહીં કશો ઉલ્લેખ થઈ શકયો નથી.



× વાણીપંડિતો, શાબ્દિક સાક્ષરો અને હસ્વદીર્ઘમાં સર્વસ્વ માની ફૂલાઇ જનારા હિંદુ પંડિતો માટે પણ આ હકીકત કેટલી બધી બોધદાયક છે! પણ પડી છેજ કોને!

# ૧૭–મલેક દિનાર દમસ્કી

તપસ્વી મલેક દિનાર એ હુસેન બસરાઈના સાથી અને મહાન તપસ્વી હતા. તેમના પિતા ગુલામ હતા અને પિતા ગુલામ હોવા છતાં પણ આ ભાગ્યશાળી પુત્ર જીવન્મુક્ત પુરુષ થયા હતા. તેમણે આ જગતમાં કઠોર સાધનાઓ સાધીને ઘણો લાભ મેળવ્યો હતો. તેમનામાં શારીરિક સૌંદર્ય અને શક્તિ પુષ્કળ હતાં. તેઓ દમાસ્કસ નગરમાં નિવાસ કરતા હતા. એ નગરની સામાન્ય મસ્જીદમાં કેટલોક કાળ તેઓ નિયમિત રીતે સાધનામાં જોડાયા હતા. એ મસ્જીદ મતિયા નામક એક વ્યક્તિએ બંધાવેલી હતી. એ મસ્જીદની અધ્યક્ષતા પ્રાપ્ત કરવામાટે મલેક દિનારને લોભ લાગ્યો હતો અને એજ કારણથી તેઓ ત્યાં જઈ વ્રત–સાધન કરતા હતા. એક વર્ષ લગી તેમણે આવી લાલચથી વ્રત–ઉપાસના કરી હતી. વર્ષ પછી એક રાત્રિએ મલેક દિનાર મસ્જીદથી પોતાના ઘર તરફ જતા હતા, ત્યારે તેમણે આ પ્રમાણે દૈવી વાણી સાંભળી કે " મલેક, મલેક ! આ શું ? ધર્મકાર્ય પણ શું તું ક્ષુદ્ર લાલસામાટે કરે છે ? પાછો ન જા ." આ આજ્ઞા સાંભળીને તેઓ તરતજ મસ્જીદમાં ગયા અને વિચારવા લાગ્યા કે "અહો ! મેં આ શું કર્યું ? એક વર્ષપર્યંત મેં કપટભાવે ને સકામભાવેજ ઈશ્વરની ઉપાસના કરીને પ્રભુ ઉપરનો વિશ્વાસ અને પ્રેમ ભૂલી જઇ હું તો તુચ્છ લાલચમાંજ ફસાયોને ? માત્ર આજે એક દહાડોજ અત્યારે પવિત્ર અંતઃકરણે ઉપાસના કરી શકયો છું એ કેટલી શરમની વાત છે ?"

બીજે દહાડે પ્રાતઃકાળમાં ઉપાસકોનું ટોળું મસ્જીદમાં આવીને બોલવા લાગ્યું કે " આ ધર્માલયના ઉદય ખાતર એક યોગ્ય પુરુષને તેના અધ્યક્ષ-તરીકે ઉપદેશ કરવા નીમવાની આવશ્યકતા છે." મલેક દિનાર તરફ સૌની દૃષ્ટિ પડી અને તેના કરતાં વધારે યોગ્ય તેમને બીજો કોઇ જણાયો નહિ; એટલે ઉપાસકોએ મલેક દિનાર પાસે આવીને તેમને મસ્જીદના અધ્યક્ષનું પદ ગ્રહણ કરવાની વિનતિ કરી. મલેક દિનાર બોલ્યા કે "હે પ્રભો ! મેં કપટ-ભાવથી એક વર્ષપર્યંત તમારી ઉપાસના કરી; પરંતુ ત્યારે તો કોઇ મારા તરફ દૃષ્ટિ પણ કરતું ન હતું. છેક આજેજ તમને હૃદય અર્પ્યું અને આજેજ ખરેખરો વિશ્વાસ ધારણ કર્યો; તો વીસ–પચીસ માણસોને તેં મારી પાસે

મોકલ્યા અને મને અધ્યક્ષપદ અર્પવાની કૃપા કરી; પણ હવે હું તારા મહિમાના શપથ લઇને કહું છું કે, મારા મનમાં હવે એ અભિલાષા રહી નથી." આટલું કહીને તરતજ તેઓ મસ્જીદની બહાર ચાલ્યા ગયા અને વિશેષ ભક્તિભાવથી પ્રભુના ધ્યાન–ભજનમાં જોડાયા.

બસરામાં એક શ્રીમંત માણસ રહેતો હતો. પોતાની પાછળ એક પુત્રીનેજ મૂકીને તે પરલોકવાસી થયો હતો. એ પુત્રી અતિધર્મપરાયણ તેમજ મહાસૌંદર્યવાળી હતી. એ પુત્રી સાબેત નામના પોતાના સગાને ઘેર ગઇ અને બોલી કે "હું મલેક દિનારની પત્ની થવા ઇચ્છું છું; કારણ કે તેમના જેવા ધર્મપરાયણ પતિ મળવાથી મારૂં ધાર્મિક જીવન ઉન્નત થશે."

સાબેતે આ વાત મલેક દિનારને કહી અને એ શ્રીમંતપુત્રીનું પાણિ-ગ્રહણ કરવા પ્રાર્થના કરી. મલેક દિનાર બોલ્યા કે "મેં તો સંસારનો પરિત્યાગ કર્યો છે અને ભાર્યા એજ સંસારની જડ છે; માટે હું કોઇ રીતે લગ્ન કરી શકીશ નહિ."

મલેક દિનારનો એક યુવાન પાડોશી મહાન પાખંડી અને અત્યંત જુલમી હતો. તેની રીતભાતથી મલેક દિનારના મનમાં ઘણી વાર ખેદ ઉપજતો. એક દહાડો તે યુવાનથી કંટાળીને કેટલાક માણસો મલેક દિનારની પાસે આવ્યા અને પોતાનાં દુઃખ ગાવા લાગ્યા. મલેક દિનાર સૌની સાથે તે યુવકને ઘેર ગયા અને તેને શાન્તચિત્તે બોધ આપ્યો; પરંતુ પેલો અભિમાની તો તેમનેજ ઉલટો ધમકાવવા લાગ્યો અને કહેવા લાગ્યો કે "હું પાદશાહનો પ્રીતિપાત્ર છું. કોની તાકાત છે કે મને કોઇ કાંઇ કહી શકે?"

મલેક દિનાર બોલ્યા કે "અમે બધા પાદશાહ પાસે જઇશું અને આ હકીકત જણાવીશું."

પેલો યુવક બોલ્યો કે "તમે ગમે તેમ કહેજો; પણ પાદશાહ મારૂંજ માન સાચવશે. હું જે કરૂં છું અને બોલું છું, તેમાં તે સંમતજ થશે."

મલેક દિનાર—"જો રાજા અમારી વાત નહિ સાંભળે, તો અમે રાજાના પણ રાજા પ્રભુની પાસે ફરિયાદ કરીશું."

યુવક—"તે તો વળી અત્યંત દયાળુ છે."

આથી મલેક દિનાર નિરાશ થઇને પાછા ફર્યા. હવે પેલા યુવાનનો જુલમ દિવસે દિવસે ઘણો વધવા લાગ્યો. વળી પાછા કેટલાક લોકો એકઠા થઇને મલેક દિનારની પાસે આવ્યા અને પોતાની દુઃખદ સ્થિતિ કહેવા લાગ્યા;

ત્યારે તેઓ ફરી વાર તેની પાસે સમજાવવા ગયા.

જતાં રસ્તામાંજ તેમણે આવી વાણી સાંભળી કે "અરે દિનાર! તમારામાંથી કોઇએ મ્હારા બંધુના ઉપર હાથ ઉગામવો નહિ." આ સાંભળી સૌ આશ્ચર્યચકિત થઇ ગયા. પોતાની પાસે બીજી વાર મલેક દિનારને આવેલા જોઇ તે યુવક બોલ્યો કે "વળી ફરીથી કેમ આવ્યા ?"

મલેક દિનાર બોલ્યા કે "ભાઇ ! તને સારા સમાચાર આપવા હું ફરી વાર આવ્યો છું. તું પ્રભુનો સખા છે, એવી મેં દૈવી વાણી સાંભળી છે."

યુવકે કહ્યું કે "મહાત્મન્! મને પણ મારાં કરેલાં કૃત્યોમાટે અપાર પશ્ચાત્તાપ થાય છે. ગઇ કાલથી મારૂં મન ફેરવાઇ ગયું છે. મારી પાસે જે કાંઇ છે તે હું પ્રભુને માટે છોડી દઉં છું." આટલું કહીને તરતજ પોતાની સંપત્તિનો તેણે ગરીબગુરબાંને નિમિત્તે ત્યાગ કર્યો અને પ્રભુનો માર્ગ પકડયો.

ત્યારપછી એ ગામના કોઇ પણ માણસે તેને કયાંય પણ જોયો નહિ. મલેક દિનાર કહે છે કે, ઘણાં વર્ષ પછી મેં તેને મક્કામાં છેલ્લી સ્થિતિમાં જોયો હતો. તે તૃણના જેવો અત્યંત વિનયી, શરીરે પણ અત્યંત દુબળો અને છેક મરણને કાંઠે હતો તથા આ પ્રમાણે બોલતો હતો કે "અહા ! પ્રભુ મને કહે છે કે, હું એનો બંધુ છું; તો હવે હું એ બંધુ પાસેજ જાઉં છું, જેથી મ્હારા એ બંધુને સંતોષ થાય તેજ હું ઇચ્છું છું. હું જાણું છું કે, મારા સખાને સંતોષ તો માત્ર તેની ભક્તિથીજ થવાનો છે. મારાં કૃત્યોને માટે હું પૂરેપૂરો પશ્ચાત્તાપ કરૂં છું અને હવે કદીપણ તેનો અપરાધી થઇશ નહિ." આટલું બોલીને તેણે શરીરનો ત્યાગ કર્યો.

મલેક દિનાર ભાડે મકાન લઇને તેમાં રહેતા હતા. એક યાહુદી તેમનો પાડોશી હતો. મલેક દિનારના બારણા પાસેજ તે યાહુદીનું મકાન હતું અને એ બારણાની લગોલગજ એ યાહુદીએ પોતાનું પાયખાનું બનાવ્યું હતું. મલેકના બારણામાં જતાંજ એ પાયખાનાની વાસ આવતી. તે યાહુદી પણ દ્વેષભાવને લીધે દિવસોના દિવસો સુધી પાયખાનું સાફ કરાવતો નહિ; પણ મલેક દિનારે એ વાત કોઇ પાસે પણ જણાવી નહોતી. એક દહાડો તે યાહુદી મલેક દિનારની પાસે આવ્યો અને બોલ્યો કે "દિનાર! મ્હારા પાયખાનાથી તમને કાંઇ હરકત થતી નથી?" મલેક દિનાર બોલ્યા કે "હા, થાય છે; પણ નાક બંધ કરીને અમે આવ-જા કરીએ છીએ."

યાહુદીએ પૂછયું કે "આવો ત્રાસ સહેવા છતાં તમને ક્રોધ ચઢતો નથી?"

મલેક દિનાર—" ના, જરા પણ નહિ. પ્રભુએ આજ્ઞા કરી છે કે, જે મારો ભક્ત હોય તેણે ક્રોધ કરવો નહિ."

આ વાત સાંભળીને યાહુદી લજવાઇ ગયો અને બોલ્યો કે " અરેરે, કેવો ઉત્તમ ધર્મ ! જેમાં રહેલા ઇશ્વરપરાયણ ભકતો શત્રુના અનેક અત્યાચારો આવી રીતે સહન કરે છે અને જરા પણ ખડખડાટ કરતા નથી, તેમની કેટલી ધીરજ, કેટલી સહનશીલતા ! " આટલું કહીને તરતજ તે યાહુદીએ મુસલમાની ધર્મની દીક્ષા લીધી.

મલેક દિનાર ઘણાં વર્ષસુધી ગળપણ કે ખટાશવાળો કોઈ પદાર્થ ખાતા નહિ. રોજ સાંજે રોટી વેચનારની દુકાને જઇને એકલી રોટી ખરીદી લાવતા અને બીજી કશી ચીજ સાથે રાખ્યાવિના એકલી રોટી અને પાણીથીજ રોજાનું પારણું કરતા. આથીજ તેઓ અત્યંત તંદુરસ્ત અને સુખી રહેતા. એક વાર માંદગીમાં તેમને મિષ્ટાન્ન ખાવાની ઇચ્છા થઇ. ઘણા દહાડા ધીરજ રાખ્યા પછી પણ એ લાલચને તેઓ અટકાવી શકયા નહિ. આથી તેઓએ દુકાને જઇને કાચો સામાન ખરીદ્યો અને પછી ઘર તરફ ચાલ્યા. મહાત્મા મલેક દિનાર એનો શો ઉપયોગ કરે છે ? તે જાણવાની ઇચ્છા થવાથી પેલા દુકાનદારે એક માણસને તેમની પાછળ પાછળ મોકલ્યો. થોડેક દૂર ગયા પછી મલેક દિનારે પેલો સરસામાન વસ્ત્રમાંથી બહાર કાઢીને ત્રણ વાર સુંઘી જોયો અને પછી બોલ્યા કે " અરે મનડા ! તારેમાટે આટલોજ ભોગ બસ છે, આથી વધારે ઉપભોગ કરવો ઠીક નથી. " આટલું કહીને તે પદાર્થો તેમણે એક ભિક્ષુકને દાનમાં આપી દીધા અને કહ્યું કે "અરે મ્હારા દુર્બળ મન ! નિયમમાં રાખીને હું તને કલેશ આપવા ચાહું છું, તે કાંઇ તારા પ્રતિ વૈરભાવને લીધે નહિ, પણ મિત્રભાવને લીધે છે, એમ સમજજે. તું હજી પણ કેટલાક દિવસ ધૈર્ય ધારણ કર, એક દિવસ તારા આ દુઃખનો છેડો જરૂર આવશે; અને જેનો કદી પણ નાશ થવાનો નથી એવું પરમ સુખ તું પ્રાપ્ત કરી શકીશ." વળી કેટલીક વારે તે બોલ્યા કે " લોકો કહે છે કે, જે માણસ ચાળીસ દિવસ સુધી પૌષ્ટિક આહાર જમે નહિ, તેની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે; પરંતુ મને સમજાતું નથી કે એ વાતનો મર્મ શો છે ? વીસ વર્ષમાં મેં તો એક પણ દહાડો એવો આહાર લીધો નથી; છતાં મારી બુદ્ધિ તો દિનપર દિન ઉન્નતિનેજ રસ્તે ચાલ્યા કરી છે ! "

મલેક દિનાર ચાળીસ વર્ષસુધી બસરામાં રહ્યા હતા, પરંતુ એક વાર

પણ તેમણે ખજુર ખાધું નહોતું. ખજુરનો પાક આવતો ત્યારે તે કહેતા કે, અહો બસરાવાસીઓ ! જુઓ, આ ખજુર ન ખાવાથી મારા શરીરને કોઇ જાતનું ખાસ નુકસાન થયું નથી અને દરરોજ ખજુર ખાવાથી તમારા શરીરને કોઇ ખાસ લાભ પણ થયો નથી !' ચાળીસ વર્ષ પછી એક વાર તેમને ખજુર ખાવાની પ્રબળ ઇચ્છા થઇ આવી. ત્યારે તેઓએ મનને કહ્યું કે "લાલચુ મન ! તું નક્કી જાણજે કે, તારી વાસના હું પૂરી કરવાનો નથી."

એક દિવસ રાત્રે તેમણે સ્વપ્નમાં જોયું કે, આગ્રહ કરી તેમને કોઇ કહે છે કે "તપસ્વી દિનાર ! ખજુરનું ભક્ષણ કરો અને મનને વધારે દુઃખિત કરો નહિ." આ સ્વપ્ન જોયા પછી તો તેમનું મન ખજુર ખાવાને તલપાપડ થઈ રહ્યું. ત્યારે તેને મલેકે કહ્યું કે "અરે મન ! તું એક અઠવાડીઆના રોજા કર અને આખી રાત્રિ ઉપાસનામાં ગાળ. તે પછીજ હું તારી વાસના પૂરી કરીશ." તેમનું મન આમ કરવા સંમત થયું. અઠવાડીઆના રોજા અને ઉપાસના સમાપ્ત થયા પછી મલેક દિનારે ખજુર વેચાતું લીધું અને તે ખાવાને માટે એક મસ્જીદમાં ગયા. તેમને જોઇને એક બાળક પોતાના પિતાને બૂમ મારીને કહેવા લાગ્યો કે "બાપુ ! જુઓ, જુઓ ! એક યાહુદી મસ્જીદમાં બેસીને ખજુર ખાવાની તૈયારી કરે છે."

પિતાએ જવાબ આપ્યો કે "યાહુદીને મસ્જીદમાં જવાનું શું પ્રયોજન?" આટલું કહીને તે લાકડી લઇ યાહુદીને હાંકી કાઢવાને મસ્જીદમાં આવ્યો, પણ ત્યાં તો મલેક દિનારને જોઇને તે ભોંઠોજ પડી ગયો અને પગે પડીને બોલ્યો કે "મહાત્મા ! ક્ષમા કરો. અમારા આ વિભાગમાં યાહુદીસિવાય દિવસના ભાગમાં કોઇ પણ કાંઇજ ભક્ષણ કરતું નથી; કેમકે બધા ઇસ્લામીઓ રોજા પાળે છે અને મારા બાળકે આપને ઓળખ્યા નહિ, તેથી અજાણતાં આપને યાહુદી ધાર્યા છે."

આ સાંભળતાંજ મલેક દિનારના મનમાં પશ્ચાત્તાપનો અગ્નિ સળગી ઉઠયો. તેઓ સમજ્યા કે, એ બાળકને પ્રભુએજ બોલાવેલ છે. તેઓ બોલ્યા કે "હે પ્રભુ! મેં હજુ ખજુર ચાખ્યું પણ નથી, ત્યાં તો એક નિર્દોષ બાળકની જીભે તેં મને યાહુદી બનાવ્યો; પણ જો ખજુર ખાધું હોત તો તું મને નાસ્તિકનું નામ આપત. હવે હું સોગન લઉં છું કે, મરણપર્યંત કદી ખજુર ખાઈશ નહિ."

એક રાત્રે બસરા શહેરમાં આગ લાગી. મલેક દિનાર અગાસી ઉપર

ફરતા ફરતા આમતેમ જોતા હતા. નગરવાસીઓ રોતા અને કકળતા હતા અને કેટલાક તો દોડાદોડ કરી પોતાનો સરસામાન દૂર ઘસડી જતા હતા. તેમને જોઇને મલેક દિનાર બોલ્યા કે "જેમની પાસે ઓછો ભાર છે તેઓજ આ વખતે નચિંત છે; અને જેઓ ઘણી સામગ્રીવાળા છે, તેઓ ચિંતાતુર અને મહાદુઃખી છે તથા નાશ પણ તેમનોજ થાય છે. અહો! પરલોક-પ્રયાણને માટે પણ આવોજ નિયમ છે."

એક દિવસ મલેક એક માંદા માણસને જોવા ગયા હતા. તેમણે કહ્યું છે કે "મેં ત્યાં જઇને જોયું તો તે મરણપથારીએ હતો. મેં અંતકાળે યાદ આપવા જેવાં વચનો તેને કહી સંભળાવ્યાં. તેણે તે વચનનો ઉચ્ચાર ન કર્યો, પણ તે દશ અગીઆર એમ બોલવા લાગ્યો. તેણે કહ્યું કે "સાધુજી! મારી પાસે જવાળા-મુખી પર્વત જોઉં છું!" મલેકે કહ્યું છે કે "તેના ધંધારોજગારસંબંધી પૂછતાં મને જણાયું કે, તે એક સ્વાર્થી ધંધાદારી હતો અને સાચાં–જૂઠાં કરીને ગ્રાહકોને છેતરતો હતો."

જાફર કહે છે કે "મેં મલેક દિનારનાં મક્કામાં આવતાં દર્શન કર્યાં હતાં. "લબ્બેક" (તમારે શરણે આવ્યો છું) એ વચનનો ઉચ્ચાર કરતાંજ તેઓ મૂર્છાવશ થઇ ગયા. મૂર્છામાંથી જાગ્રત થતાં મેં તેમને તેનું કારણ પૂછ્યું, ત્યારે તેઓ બોલ્યા કે "મને બીક લાગી હતી કે, રખે મારા બો-લવાનો ઉત્તર ખુદા 'તું મારી પાસે આવીશ નહિ' એવો આપે."

મહર્ષિ મલેક દિનાર જ્યારે 'હું તમારી પૂજા કરૂં છું તથા તમને અનુ-કૂળ થવા વિનવું છું' એ વચનનો ઉચ્ચાર કરતા,ત્યારે અત્યંત રડી પડતા; અને કહેતા કે "જો આ વચન ઇશ્વરી ગ્રંથનું ન હોત તો હું એનો ઉચ્ચાર કદી પણ કરત નહિ; કારણકે વાસ્તવિક રીતે કહું તો હું મારી પોતાનીજ પૂજા કરૂં છું અને અહીં તહીં ભટકીને હું લોકોની અનુકૂળતાજ જોઉં છું; પણ પ્રભુની અનુકૂળતા ન જોતાં તેની તો હું નિંદાજ કરૂં છું."

એક સ્ત્રીએ મલેક દિનારને સંબોધી 'કપટી' શબ્દ વાપર્યો. આ સાં-ભળી મહર્ષિ દિનાર બોલ્યા કે "ભલે! વીસ વર્ષથી મને કોઇએ મારા ખરે-ખરા નામથી બોલાવ્યો નથી, પણ આજે તેંજ એ સાચા નામથી બોલાવ્યો. હું કેવો માણસ છું તે તું બરાબર ઓળખી ગઇ છે."

મહર્ષિ મલેક દિનાર તપસ્વી હુસેન બસરીના સમયમાં જીવતા હતા, એટલે બારસો વર્ષ પહેલાં તે થઈ ગયા હતા.

## આ મહાત્માનાં વચનામૃત

૧–મહર્ષિં મલેક દિનારને કોઇ પૂછતું કે 'કેમ છો?' ત્યારે તે કહેતા કે 'ખાઉં ખર્ચું છું ઇશ્વરનું આપેલું અને પાલન કરૂં છું શયતાનની આજ્ઞાનું.'

૨–આ મસ્જીદમાં કોઇ એમ કહે કે, તમો સર્વમાં જે કોઇ વધારે અધમ હોય તેણે બહાર નીકળવું; તો મ્હારેજ બહાર નીકળવું પડે.

૩–આ દુનિયાનાં માણસોની મિત્રતા ઇંદ્રવરણાંના જેવી છે. ઉપરથીજ તે સુંદર લાગે, બાકી અંદરનો ગર્ભ તો કડવો ઝેર નીકળે.

૪–માયાવી સંસારથી તમે સદા ચેતતા રહેજો; કેમકે મોટા પંડિતોના હૃદયમાં પણ તે અધિકાર જમાવી બેસે છે.

૫–જેઓને ઈશ્વરની સ્તુતિ અને ઈશ્વરનું સ્મરણ કરવાને બદલે લોકોનેજ શાસ્ત્રોનાં વચન કથવા–સંભળાવવાનું વધારે ગમે છે, તેવા ઘણા ખરાઓનું જ્ઞાન ઉપરચોટિયું છે ને જીવન અસાર હોય છે.

૬–એક માણસે મહર્ષિં મલેક દિનાર પાસે ઉપદેશ માગ્યો, ત્યારે તેમણે કહ્યું કે, જે મહામુક્ત પ્રભુ તમારી અખંડ સેવા કર્યા કરે છે, તેની તમે પણ અખંડ સેવા કરો, એટલે તમે પણ મુક્ત થશો.

૭–ઈશ્વરે મહાત્મા મુસાને આજ્ઞા કરી છે કે, તું લોઢાની ચાખડીઓ બનાવ અને લોઢાની લાકડી બનાવ; પછી જ્યાંસુધી તે ભાગી જાય નહિ ત્યાંસુધી તે ચાખડીઓ પહેરીને અને લોહદંડ પકડીને ચાલ્યા કર તથા જ્ઞાનની શોધ કર્યા કર અને મારૂં જ્ઞાન, કૌશલ્ય તથા અનેકવિધ ઐશ્વર્ય જોયા કર–અર્થાત્ સાધકે એ પ્રકારની સાધનાઓ ઉતાવળથી નહિ, પણ ધીરજપૂર્વક સાધવી જોઇએ.

૮–ઇશ્વરે કહ્યું છે કે, મેં તમને મ્હારા તરફ અનુરાગી થવાને કહેલું છે, પણ તમે અનુરાગી થતા નથી. હું સંગીત ચલાવું છું, પણ તમે નૃત્ય કરતા નથી.

૯–હે સત્યનિષ્ઠ જનો! સંસારમાં મારા ગુણાનુવાદ કરીને તમે સંપત્તિવાન થાઓ. મારા ગુણાનુવાદ આ લોકમાં પણ સંપત્તિદાયક છે અને પરલોકમાં પણ લાભદાયક છે.

૧૦–ઇશ્વર કહે છે કે, જે જ્ઞાની સંસાર ઉપર પ્રેમ રાખે છે તેના અંતરમાંથી હું ઇશ્વરસ્તવન અને ગુણાનુવાદમાંની મીઠાશ હરી લઉં છું.

# ૧૮—તપસ્વી જુન્નુન મિસરી

મહાતપસ્વી જુન્નુન મિસર દેશના રહેવાસી હતા. તેમના તપનો પ્રભાવ અને તેજ અસાધારણ હતાં. તેઓ તત્ત્વજ્ઞાનનાં ગૂઢ તત્ત્વો પ્રકાશિત કરનારા તેમજ કઠોર સાધના કરનાર હતા. મિસરના રહેવાસીઓ તેમના ઉચ્ચ જીવનનો મર્મ સમજવાને અશક્ત હતા; અને તેથી મિસરવાસીઓ તેમને અધર્મી માનતા, તેમજ તેમની રીતભાત જોઇને આશ્ચર્ય પામતા. તેઓ જીવતા હતા ત્યાંસુધી તો તેમના તરફ કોઇએ સહાનુભૂતિ બતાવી હોય તેમ જણાયું નથી. તેઓ પોતાના હૃદયનો ભાવ સાધારણ મનુષ્યોથી ઘણોજ ગુપ્ત રાખતા. આથી તેઓ જીવ્યા ત્યાંસુધી લોકો તેમને બરાબર ઓળખી શકયા નહોતા. તેમના જીવનનું પરિવર્તન આ પ્રમાણે થયું હતું.

એક વાર એમણે સાંભળ્યું કે, અમુક સ્થળે એક તપસ્વી રહે છે. આથી તેઓ તેનાં દર્શન કરવા ગયા. જઇને જોયું તો તપસ્વી ઝાડની ડાળીએ પોતાના પગ બાંધી ઉંધે મસ્તકે લટકે છે; અને બોલે છે કે "અરે અભાગી કાયા! તું જો મને ધર્મસાધનમાં સહાય નહિ કરે તો તને આ પ્રમાણેજ દુઃખ આપીશ; અને ભૂખ તથા તરસથી તારો નાશ કરીશ." તપસ્વીનાં આ વચનો સાંભળીને મિસરી જુન્નુન રોઇ પડયા. એ રુદનનો અવાજ સાંભળીને તપસ્વીએ તેને પોતાની પાસે બોલાવીને કહ્યું કે "જેનો અપરાધ વધારે અને તે બાબતની શરમ ઓછી, તેનાપ્રત્યે દયા કરે એવો કોણ હોય?" આનો કશો મર્મ ન સમજાવાથી જુન્નુને તપસ્વીને પૂછયું કે "આપ આ શું કહો છો?" તપસ્વીએ કહ્યું કે "આ મારૂં શરીર, પ્રભુની સેવા-પૂજાના કામમાં મને મદદગાર થતું નથી. એને તો લોકસમૂહમાં ભેળાઇ તડાકા મારવાનું અને મોજમજા ભોગવવાનું ગમે છે. આ કારણથી આજે હું તેનો સંયમ કરૂં છું."

જુન્નુને કહ્યું કે "મને તો લાગે છે કે, તમે કોઇની હત્યા કરી છે અથવા તો કોઇ મહાન અપરાધ કર્યો છે."

તપસ્વીએ કહ્યું કે 'ના, તેમ નથી.'

જુન્નુન—"મને સમજાય છે કે, તમે મહાવૈરાગ્યવાન મહાત્મા છો."

ઋષિએ કહ્યું કે "ના ના, એવું નથી. તને મારા કરતાં અધિક વૈરાગી પુરુષોનાં દર્શનની ઇચ્છા હોય તો આ દેખાતા પર્વતના શિખર ઉપર જા."

આ વાત સાંભળીને જુન્નુન તે પર્વત ઉપર ગયા અને જોયું તો એક ઝુંપડીના દ્વારમાં એક ત્યાગી બેઠેલો હતો. તેનો એક પગ ઝુંપડીની અંદર હતો અને કાપી નાખેલો બીજો પગ ઝુંપડીની બહાર પડયો હતો. એ કાપેલા પગ ઉપર કીડીઓ ઉભરાયેલી હતી. જુન્નુને તેની પાસે જઇ પ્રણામ કરીને તેની હકીકત પૂછી.

તે ત્યાગી બોલ્યો કે "એક દહાડો હું આ ઝુંપડીમાં બેઠો હતો. ત્યાં થઇને એક યુવતી નીકળી. તેને જોઇને મારૂં મન ચંચળ થયું અને તેને જોવામાટે હું ઉભો થયો અને ઝુંપડીની બહાર પગ મૂકતાંજ મેં દૈવી વાણી સાંભળી કે 'અરે સાધુ! તને જરા પણ શરમ નથી. ત્રીસ વર્ષથી તું ઇશ્વરનું ભજન કરે છે અને પ્રભુભક્તને નામે ઓળખાય છે; છતાં પણ અત્યારે તું શયતાનના ફંદમાં ફસાવા જાય છે!'

આ વાણી સાંભળી મારૂં શરીર કંપી ઉઠયું અને જે પગ ઝુંપડીની બહાર મૂકાયો હતો, તેને તરતજ કાપીને ફેંકી દીધો; અને ત્યારથી અત્યાર લગી હું આ સ્થાનેજ બેઠો છું તથાં જોઉં છું કે, હવે શું થાય છે? પણ કહે, મારા જેવા પાપીની પાસે તું શામાટે આવ્યો છે? જો તારે ઇશ્વરપરાયણ ધાર્મિક માણસનાં દર્શન કરવાની ઇચ્છા હોય તો અમુક પર્વત ઉપર જા અને જો."

એ પર્વત એટલો ઉંચો હતો કે જુન્નુન તે ઉપર ચઢી શકયા નહિ. આથી પાછા આવી પેલા મહાત્માને પૂછ્યું કે "મહાત્મન્! મારાથી ત્યાં જઇ શકાયું નહિ, તો ત્યાં વસતા સાધુ પુરુષની હકીકત આપજ કૃપા કરીને સંભળાવો."

ત્યાગીએ કહ્યું કે "એ પર્વત ઉપર બહુ કાળથી એક સાધુ પુરુષ તપશ્ચર્યા કરે છે. એક દિવસ તેમની પાસે આવી કોઇએ કહ્યું કે 'જો માણસો વેપારધંધો કરી ધન ઉપાર્જન ન કરે તો નિર્વાહ ચાલી શકે નહિ. ઉદ્યમ ઉપરજ લોકોના નિર્વાહનો આધાર છે, માત્ર ઈશ્વરના અનુગ્રહ ઉપર નહિ.' "

આ વાત સાંભળીને તે સાધુએ પ્રતિજ્ઞા કરી કે "શું જો મનુષ્ય ધંધો કે નોકરી ન કરે તો ઇશ્વર નિર્વાહ ચલાવવા અશક્ત છે? આજથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે, મનુષ્યે ઉપાર્જન કરેલી વસ્તુનો હું ઉપભોગ કરીશ નહિ."

એ પ્રતિજ્ઞા પ્રમાણે કેટલાક દિવસસુધી તો તેણે કાંઈજ ખાધું નહિ. પછી કરુણામય ઇશ્વરે મધમાખીઓના સમૂહને મધપૂડારૂપે તેની પાસે મોકલ્યો છે અને એ મધમાખીઓ મધ આપીને તેનું પોષણ કરે છે."

જુન્નુન કહે છે કે "આ બધી હકીકત સાંભળીને મારૂં હૈયું પીગળી ગયું અને મને વિશ્વાસ બંધાયો કે, જેઓ ઇશ્વરના ઉપર ભરોંસો રાખે છે, તેનો ઇશ્વર અવશ્ય નિર્વાહ કરે છે."

હું પાછો આવતો હતો, ત્યાં માર્ગમાં એક આંધળા પંખીને ઝાડ ઉપરથી નીચે આવતું જોયું. મને વિચાર આવ્યો કે "આ અંધ હતભાગી પક્ષી પોતાનો ખોરાક ક્યાંથી અને કેવી રીતે મેળવે છે, તે તો જોઉં." હું ઉભો રહ્યો અને પંખીની ચેષ્ટા જોવા લાગ્યો. પંખી ભોંયે ઉતર્યું અને તેણે ચાંચોવડે ભૂમિ ખોતરી. એટલે માટી નીચેથી તેને કેટલાક અનાજના દાણા તથા નિર્મળ જળ મળી આવ્યું. એ દાણા તથા જળથી તૃપ્ત થઇને પેલું પંખી પાછું ઝાડ ઉપર જઇ બેઠું. આ જોઇને હું તો તદ્દન વિહ્વળ બની ગયો અને ઈશ્વર ઉપર મારો વિશ્વાસ દૃઢ થયો. ખરૂં કહું તો મારા નવજીવનનો અભ્યુદય ત્યારથીજ થયો. પછી હું ત્યાંથી ચાલી નીકળ્યો.

જુન્નુન પોતાના મિત્રો સાથે એક રાત્રે એક જગ્યાએ બેઠા હતા. તે જગ્યાએ પહેલાં કોઇ શ્રીમંતનું મકાન હતું. એ સ્થળની ધૂળને જરા આઘીપાછી કરતાં તેમને પુષ્કળ સુવર્ણ મળી આવ્યું. એ સુવર્ણ ઉપર ઈશ્વરનું નામ કોતરેલું હતું. જુન્નુનના મિત્રો એ સુવર્ણ વહેંચી લેવાને તૈયાર થયા; પણ જુન્નુને તેમાં સંમતિ આપી નહિ અને કહ્યું કે "આ સુવર્ણ ઉપર મારા સખાનું નામ કોતરેલું છે, તો તે ધન મને આપો." એમ કહીને તેમણે તે ધનને ચુંબન કરી લઇ લીધું અને તેને પ્રભુને અર્થે વાપરી દીધું. આ બનાવ બન્યા પછી એક રાત્રે તેમને સ્વપ્ન આવ્યું. તેમાં એવી દૈવી વાણી સાંભળી કે "જુન્નુન! ધનની અભિલાષા સૌ કરે છે, પણ તેં તેના કરતાં પણ ઉંચી અભિલાષા કરી છે. તેં જેના નામ ઉપર પ્રીતિ બતાવી છે, તે નામ મારૂં પોતાનું છે; એટલે હું તારા ઉપર પ્રસન્ન થયો છું અને મેં તારે માટે તત્ત્વજ્ઞાનનું દ્વાર ઉઘાડયું છે."

જુન્નુન કહે છે કે, એક દિવસે હું નદીતીરે ગયો અને અજુ કરવા નદીના પાણીમાં ઉતર્યો. એટલામાં મારી નજર એક મકાનની અગાશી ઉપર પડી. ત્યાં મેં

એક અત્યંત રૂપલાવણ્યવતી યુવતીને ઉભેલી દીઠી. મેં જઇ તેને પૂછ્યું કે "હે સુંદરિ ! તું કોની સ્ત્રી છે ?"

યુવતીએ કહ્યું કે "જુન્નુન ! મેં તને દૂરથી જોયો ત્યારે ધાર્યું કે તું ઉન્મત્ત છે; તું નદીતીરે આવ્યો ત્યારે મેં ધાર્યું કે, તું જ્ઞાની છે; અને તું વધારે નજીક આવ્યો ત્યારે મેં ધાર્યું કે, તું ઇશ્વરદર્શી સાધુ છે; પણ તપાસ કરતાં જણાય છે કે, તું નથી ઉન્મત્ત, નથી જ્ઞાની કે નથી ઇશ્વરદર્શી સાધુ."

યુવતીની આ વાત સાંભળીને જુન્નુન બોલ્યા કે "આ વચનોનો અર્થ મને સ્પષ્ટ સમજાવ."

યુવતીએ કહ્યું કે "જો તું ઇશ્વરી પ્રેમમાં ઉન્મત્ત હોત તો તું અજુ કરત નહિ; જો જ્ઞાની હોત તો તું પરસ્ત્રી તરફ નજર કરત નહિ અને જો તું ઇશ્વરદર્શી સાધુ હોત તો ઇશ્વરને છોડીને અન્ય પદાર્થો તરફ તારી દૃષ્ટિ દોડત નહિ."

આટલું કહીને તરતજ તે નારી અદૃશ્ય થઇ ગઇ. હું સમજ્યો કે, એ સ્ત્રી કોઇ માનુષી નહોતી, પણ દેવદૂતના જેવી હતી. હવે મારા અંતરનો અગ્નિ અત્યંત પ્રજ્વલિત થયો, અસ્થિર બનીને નદીમાં પડતું મૂકયું. એક વ્યાપારીની હોડી ચાલી જતી હતી, તેમાંનાં માણસોએ મને ઉપાડી લીધો. એ હોડીમાંના વ્યાપારીનાં મહાકિંમતી મોતી ખોવાયાં હતાં, તેથી હુંજ એનો ચોરનારો હોઉં એવો બધાને શક આવ્યો. આથી તેમણે મને પુષ્કળ દુઃખ આપ્યું; છતાં મેં તેમના તરફ શાંતભાવજ ધારણ કર્યો. મને માર મારે ત્યારે હું એટલુંજ કહેતો કે "હે પ્રભુ ! તુંજ બધું જાણે છે." પછી ખોવાયેલાં મોતી તે વેપારીને મળી આવ્યાં, ત્યારે તેઓએ મને નિર્દોષ માની છોડી દીધો અને પગે પડીને મારી ક્ષમા યાચી.

તપસ્વી જુન્નુને તપની કઠોર સાધના કરી હતી. તેમના સહવાસથી અને દૃષ્ટાંતથી તેમની બહેન પણ મહાતપસ્વિની બની હતી. એક દહાડો તપસ્વી જુન્નુન એક પર્વતના શિખર ઉપર ભ્રમણ કરતા હતા. ત્યાં તેમણે અનેક રોગી માણસોને એક ઠેકાણે ભેગાં મળી બેઠેલાં જોયાં. તેમણે પૂછ્યું કે "તમે બધાં અહીં કેમ બેઠાં છો ?" લોકોએ જવાબ આપ્યો કે "અહીં આ ઝુંપડીમાં એક તપસ્વી રહે છે. વરસ દહાડે એક વાર તે બહાર આવે છે; અને ફુંક મારીને રોગી લોકોને રોગરહિત કરીને તે પાછા ઝુંપડીમાં ચાલ્યા જાય છે. તેમનો બહાર નીકળવાનો આજનો દિવસ છે, તેથી અમે તેમની વાટ જોઈએ છીએ."

આ વાત થયા પછી કેટલીક વારે ઝુંપડીમાંથી પેલા તપસ્વી બહાર ની-

કળ્યા. તેમનું શરીર હાડપિંજર જેવું અને શરીરનો રંગ પીળો હળદર જેવો હતો. આંખો તો જાણે ખાડામાં ઉંડી ઉતરી ગયેલી; પરંતુ તેમના મુખારવિંદના પ્રતાપથી જાણે આખો પર્વત કંપી ઉઠતો હોય નહિ! આ પરમ તેજસ્વી તપસ્વીએ બહાર નીકળીને સ્નેહભર્યાં સ્થિર નયને કેટલીક વાર સુધી જોયા કર્યું અને પછી આકાશ તરફ દૃષ્ટિ કરી. છેલ્લે પ્રત્યેક રોગીના ઉપર તેમણે એક એક ફુંક મારી. આથી તમામ રોગીઓ રોગમુક્ત થઈ ગયા. આ પછી તે પાછા ઝુંપડીમાં જવા તત્પર થયા. એવામાંજ જુન્નુને જઇને તેમના ચરણ પકડયા અને વિનતિ કરી કે " મહાત્મન્! આપે બાહ્યરોગીઓને તો રોગરહિત કર્યા; પરંતુ હું માનસિક દુઃખ ભોગવતો આભ્યંતરિક રોગી છું અને ઈશ્વરના નામથી માગું છું કે, મને નિરોગી બનાવો."

પેલા તપસ્વીએ ઉત્તર આપ્યો કે " જુન્નુન! મને છોડી દે, મહિમા અને ગૌરવના ઉચ્ચ સિંહાસને વિરાજેલો મારો અને તારો મિત્ર આ સર્વ જુએ છે. તું તેને છોડીને મારૂં શરણ ગ્રહણ કરે છે, તેથી આપણ બન્ને દોષભાગી થઇએ છીએ. " આટલું કહીને તે તપસ્વી ઝુંપડીમાં ચાલ્યા ગયા.

એક વાર તપસ્વી જુન્નુનને રુદન કરતા જોઈને કોઇએ તેનું કારણ પૂછયું; ત્યારે તે બોલ્યા કે, ગઇ રાત્રે સ્વપ્નમાં મેં દૈવી વાણી સાંભળી કે "મેં સૃજેલા તમામ મનુષ્યો આગળ આ સંસાર મૂકેલો છે, પણ એમાંના એક હજારમાંના નવસો માણસ સંસારને ગ્રહણ કરે છે અને સો માણસ સંસારનો ત્યાગ કરે છે. વળી હું એ હજારમાંના સો માણસો પાસે સ્વર્ગની લાલસાઓ રજુ કરૂં છું; તો એ સોમાંના નેવું માણસ સ્વર્ગની લાલચમાં પડે છે અને માત્ર દશજ માણસ સ્વર્ગની ઉપેક્ષા કરે છે. વળી એ સ્વર્ગની ઉપેક્ષા કરવાવાળા દશ માણસો આગળ નરકની બીક રજુ કરવામાં આવે છે તો એ દશમાંના નવ નરકથી ભયભીત બનીને પલાયન કરે છે અને એક માણસ નિર્ભય બની સ્થિર ઉભો રહે છે. તાત્પર્ય કે, હજારમાં માત્ર એકજ માણસ એવો હોય છે, કે જે સંસારની માયાથી મુગ્ધ બનતો નથી, સ્વર્ગની લાલસા કરતો નથી અને નરકથી પણ ભયભીત બનતો નથી." આટલું કહીને જુન્નુને શ્રોતાવર્ગને પૂછયું કે "પ્રિય બંધુઓ! તમે સંસારની લાલચોપ્રતિ દૃષ્ટિ કરી નથી, સ્વર્ગની આકાંક્ષા કરી નથી અને નરકનો ભય પણ રાખ્યો નથી; તો હવે કહો કે, તમારી શી ઇચ્છા છે?" આ સાંભળીને બધા શ્રોતાઓ નીચે વદને નમ્રતાપૂર્વક બોલ્યા કે "મહાત્મન્! તમે જાણો છોજ કે અમે કોને ઇચ્છીએ છીએ?"

એક દિવસ એક બાળક મહર્ષિ જુન્નુન પાસે આવ્યો અને બોલ્યો કે "ઋષિરાજ! વડીલોના વારસારૂપે મને લક્ષ મુદ્રા પ્રાપ્ત થઇ છે અને તે હું આપની સેવામાં ખર્ચવા ઇચ્છું છું." તપસ્વી જુન્નુને તેને પૂછ્યું કે "તારી ઉંમર એકવીસ વર્ષની થઇ છે?"

પેલા બાળકે કહ્યું કે "નાજી."

મહાત્મા જુન્નુન—"તો અત્યારે દાન કરવાનો તારો અધિકાર નથી. યોગ્ય ઉંમર થાય ત્યાંસુધી તું ધીરજ રાખ."

કાળક્રમે તે બાળક મોટી ઉંમરનો થતાં મહર્ષિનો શિષ્ય બન્યો અને પોતાની તમામ દોલત તપસ્વી ફકીરોમાં વહેંચી દીધી. પોતાની પાસે તેણે પાઇ પણ રાખી નહિ. કેટલેક દિવસે તેણે પેલા તપસ્વી ફકીરો પાસે આવીને જોયું તો તેમની પાસે પણ કાંઇ દ્રવ્ય જણાયું નહિ. એટલે પછી તે નિરાશ થઇ ગયો અને બોલ્યો કે "અરેરે, હવે મારી પાસે પણ કાંઇ નથી. જો બીજી પણ લક્ષ મુદ્રા મારી પાસે હોત તો તે પણ આમને જરૂર આપી દેત."

તેના આ શબ્દોથી મહર્ષિ જુન્નુન સમજ્યા કે, આ યુવાનને હજુ પણ ધર્મનો ખરો માર્ગ પ્રાપ્ત થયો નથી. હજુ એને સાંસારિક દ્રવ્યજ બહુ કિંમતી લાગ્યા કરે છે. આ મોહ છોડાવવામાટે તેમણે તેને કહ્યું કે "ભાઇ! તું ગાંધીને ત્યાં જા અને ત્યાંથી ત્રણ તોલા અમુક ઔષધિ મારી પાસે લઈ આવ."

યુવકે તેમ કર્યું એટલે તેમણે કહ્યું કે "આ દવાનો ભૂકો કર અને તેલ ભેળવીને તેની ત્રણ ગોળીઓ બનાવ. પછી તે દરેક ગોળીમાં સોયવડે કાણું પાડીને મારી પાસે લઇ આવ." યુવકે તરતજ તેમ કર્યું. મહર્ષિ જુન્નુને એ ત્રણે ગોળીઓને પોતાના હાથમાં લઇને ફુંક મારી. જોતજોતામાં તે ગોળીઓ લાલ માણિક્ય બની ગઇ. પેલા યુવકે કદી માણેક જોયાં નહોતાં, તેથી મહર્ષિ જુન્નુને તેને કહ્યું કે "ભાઇ! તું આ વસ્તુઓ લઇને બજારમાં જા અને તેનું શું મૂલ્ય થાય છે? તે પૂછી આવ. જોજે, તેને વેચીશ નહિ."

આજ્ઞા પ્રમાણે પેલો યુવક બજારમાં ગયો અને ઝવેરીઓને પેલાં માણેક બતાવ્યાં. ઝવેરીઓએ દરેક નંગની કિંમત લાખ લાખ મુદ્રા કહી. તેણે આવીને મહર્ષિને આ વાત જણાવી. મહર્ષિ બોલ્યા કે "એ ત્રણે ગોળીઓનો હવે ભૂકો કરી નાખ અને તે ભૂકો પાણીમાં નાખી દે. હવે સમજ કે, આ બધા તપસ્વીઓ તેમની પાસે ધન નહિ હોવાથી દુ:ખી નથી, પણ દ્રવ્યવડે સ્વેચ્છાચારી થવા ઇચ્છતા નથી. તેમની અભિલાષા માત્ર તપ અને ધર્મરૂપી ધન મેળવવાની છે.

એક દહાડો કોઈ યુવરાજ (પાટવી કુંવર) પોતાના નોકરો સાથે મસ્જીદ પાસે થઇને જતો હતો. તેણે મહર્ષિ જુન્નુનને આ પ્રમાણે બોલતાં સાંભળ્યા કે "પોતે દુર્બળ છતાં જે પ્રબળની સાથે વિરોધ કરે છે, તેના જેવો મૂર્ખ બીજો કોઇ નથી."

આ સાંભળીને યુવરાજ તપસ્વી જુન્નુનની પાસે આવ્યો અને એ વચનનું તાત્પર્ય પૂછવા લાગ્યો. મહર્ષિ જુન્નુન બોલ્યા કે "મનુષ્ય પોતે અત્યંત દુર્બળ છે છતાં પણ તે મહાપ્રબળ પરમાત્માનો વિરોધી બને છે."

આ વાત સાંભળીને તરતજ રાજકુમારનું મુખ ઝંખવાણું પડી ગયું અને કાંઇજ ન બોલતાં તે ત્યાંથી ચાલ્યો ગયો. કેટલાક દિવસ પછી આવીને પાછો તે પૂછવા લાગ્યો કે "મહાત્મન્! પ્રભુ પાસે જવાનો રસ્તો કયો?"

મહર્ષિ જુન્નુન બોલ્યા કે "ભાઇ! પ્રભુ પાસે જવાના બે માર્ગ છે. એક માર્ગ સાધારણ છે, બીજો માર્ગ અસાધારણ છે. જો તું સાધારણ માર્ગે જવા ચાહતો હો તો પાપનો, સંસારનો અને ઇંદ્રિયોની પ્રવૃત્તિનો ત્યાગ કર; અને જો અસાધારણ માર્ગે જવા ચાહતો હો તો અંતઃકરણને પૂરેપૂરૂં વિષયરહિત બનાવીને ઇશ્વરમાંજ ડૂબાવી દે. ઈશ્વરસિવાયનું બધુંજ ભૂલી જા."

રાજકુમાર બોલ્યો કે "હું એમાંથી અસાધારણ માર્ગ લેવા ઇચ્છું છું."

તરતજ તેણે મણિમય વસ્ત્રાભૂષણોનો પરિત્યાગ કરીને ફકીરી 'કામળો ધારણ કર્યો અને સાધનામાં સારી પેઠે પ્રવૃત્ત થઇને એક મહર્ષિ બની ગયો.

મહર્ષિ જુન્નુનનું જીવન ઘણુંજ ઉન્નત હતું, પરંતુ તેમના તે સ્વરૂપને લોકો યથાર્થપણે ઓળખી શક્યા નહોતા; સૌ મિસરવાસીઓ તેમને 'કાફર' (ધર્મવિરોધી, પરધર્મી અથવા ધર્મભ્રષ્ટ)તરીકે ઓળખતા હતા. એ સમયે એક "મત ઉક્કોલ" નામનો માણસ બગદાદનો ખલિફ બન્યો હતો; અને મિસર દેશ પણ એ ખલિફના તાબામાં હતો. એ ખલિફની પાસે ઘણા માણસોએ જુન્નુનની વિરુદ્ધ વાતો કરી હતી. આથી ખલીફે જુન્નુનને બંદીવાન બનાવી બગદાદમાં બોલાવ્યો. કેદીતરીકે જુન્નુન ખલિફની સભામાં આવ્યો. આ વખતે એક ઘરડી ડોસીએ આવી જુન્નુનના કાનમાં ધીરેથી કહ્યું કે "તું આ ખલિફથી જરા પણ ડરીશ નહિ. તું જેમ ઇશ્વરનો દાસ છે, તેમ તે પણ છે. ઈશ્વરની ઇચ્છા નહિ હોય તો તેના દાસનો એક વાળ પણ વાંકો કરવાને કોઇ પણ શક્તિમાન નથી."

ખલિફની આજ્ઞાથી જુન્નુનને કેદખાનામાં લઇ જવામાં આવ્યા. ચાળીસ દહાડા તે કેદખાનામાં રહ્યા. તપસ્વીમણિ બશર શાફરની બહેન રોજ કેદખાનામાં

તેમને માટે એક ટુકડો રોટલો મોકલતી; પણ ચાળીસ દહાડાસુધી જુન્નુને એક પણ ટુકડો ખાધો નહિ. પોતે મોકલેલા ચાળીસે ટુકડા કેદખાનાના એક ખૂણામાં પડેલા છે અને જુન્નુને તે ખાધા નથી, એ વાત જ્યારે બશરની બહેને જાણી ત્યારે તેને ઘણું ઓછું આવ્યું; અને તેણે કહેવરાવ્યું કે "હું જે રોટલો મોકલું છું તે નિર્દોષ અને પવિત્ર અન્નનો છે. તમે શામાટે તે ખાતા નથી?"

જુન્નુને કહ્યું કે " ના, મારી પાસે આવેલો રોટલાનો ટુકડો પવિત્ર રહેવા પામ્યો નથી; કારણ કે દુરાચારી જેલરનો અપવિત્ર હાથ તેને અડેલો છે, માટે હું ખાતો નથી." ચાળીસ દહાડા પછી જુન્નુનને કેદખાનામાંથી બહાર કાઢવામાં આવ્યા. ભૂખથી છેકજ દુબળા પાતળા બની ગયેલા મહર્ષિ જુન્નુન ચાલતાં ચાલતાં પડી ગયા અને તેમનું કપાળ લોહીલોહાણ બની ગયું. પછી તેમને સભામાં ખલિફા પાસે લાવવામાં આવ્યા. જુન્નુને જે વચનોદ્વારા લોકોને બોધ આપેલો તેનો અર્થ ખલિફે પૂછયો. જુન્નુને એ વચનોની બહુજ સ્પષ્ટપણે અને વિસ્તારથી સમાલોચના કહી સમજાવી. ખલિફા મતઉકકોલ પોતે તથા તેનાં માણસો આ વર્ણન સાંભળીને રડવા લાગ્યાં. જુન્નુનની અસરકારક તથા મધુર વાણીથી ત્યાંનાં સર્વ માણસો મુગ્ધ બની ગયાં. હવે મલિકે જુન્નુનનું શિષ્યત્વ સ્વીકાર્યું અને અત્યંત આદરસત્કારપૂર્વક તેમને મિસરમાં મોકલવામાં આવ્યા.

જુન્નુનના એક શિષ્યે ચાળીસ વાર ‡ચેલ્લા કરેલા હતા અને બીજી પણ ઘણી જાતની કઠોર સાધનાઓ તે કરતો હતો. એક દિવસ મહર્ષિ જુન્નુન પાસે આવીને તે કહેવા લાગ્યો કે "આર્ય ! મેં ઘણાં કઠિન વ્રતો તથા કલેશવાળી સાધનાઓ સાધી છે; તથાપિ પરમ સખા પરમાત્મદેવ મારી સાથે વાત કરતા નથી, દૃષ્ટિપાત પણ કરતા નથી, કશામાં ગણતા નથી અને અધ્યાત્મવિદ્યાનું કોઇ પણ તત્ત્વ મારી પાસે પ્રકટ કરતા નથી. મારામાં જે કાંઈ દીનતા અને શક્તિ હતી, તે પ્રમાણે મેં શ્રમ કર્યો છે. આ વાત હું મારી આત્મપ્રશંસા કરવામાટે કહું છું, એમ નથી; પણ હું જે કાંઇ કહું છું તે આપને ખરી હકીકત જણાવવા માટે કહું છું. મેં મારૂં સંપૂર્ણ હૃદય અને પ્રાણ તેનીજ સેવામાં જોડેલાં છે; પણ મારૂં કોઇ મહાદુર્ભાગ્ય છે કે હું પ્રભુનો કૃપાપાત્ર થતો નથી. હું માત્ર મારા પ્રારબ્ધનીજ નિંદા કરૂં છું, પ્રભુની નહિ. હવે

‡ નિર્જન જગ્યામાં બેસીને ચાળીસ દિવસસુધી વિશેષરૂપે ભજન–સાધન કરવું તેને ચેલ્લા કર્યા કહેવાય છે.

મારૂં મન સાધનાઓ કરી કરીને કંટાળી ગયું છે અને મને ભય લાગે છે કે, મારૂં બાકી રહેલું અલ્પ સ્વલ્પ જીવન પણ શું હજી નિરાશામાંજ ચાલ્યું જશે? મેં લાંબા સમયસુધી પ્રભુનું દ્વાર ખખડાવ્યું છે, પણ હજીસુધી તે દ્વાર ખુલ્યું નથી અને અંદરથી એક પણ શબ્દ સંભળાયો નથી. આથી મને અપાર ક્લેશ થાય છે. આપ દુઃખી જનોના દિલાસારૂપ અને સંસાર-રોગીઓના પરમ વૈદ્ય હોવાથી કૃપા કરીને મારો કાંઇક ઇલાજ કરો.”

મહર્ષિ જુન્નુને કહ્યું કે “જાઓ, આજે રાત્રે ખૂબ ભોજન કરો. રાતની નમાજમાં જોડાશો નહિ. રાત્રે ખૂબ ઉંઘજો અને હવે જ્યાંસુધી તમને પરમ સખા પરમેશ્વર પ્રસન્ન થઇ દર્શન આપે નહિ, ત્યાંસુધી એજ પ્રમાણે ચાલ્યા કરજો. એટલે તે છેવટે ગુસ્સે થઇ તમને સજા કરવા સારૂ પણ આવશે. જો આજસુધી તેણે તમારા તરફ કરુણાભરી નજરે જોયું નથી, તો હવે તેને તમારા તરફ ક્રોધભરી નજરે જોઇને કટાક્ષ પણ કરવોજ પડશે.”

આ વાત સાંભળીને પેલો સાધક ચાલ્યો ગયો. તે દિવસે તે ખૂબ જમ્યો, પરંતુ સાંજની નમાજ જતી કરવાનું તેને મન થયું નહિ; એટલે સાંજની નમાજ પઢીને તે સૂઇ ગયો. ઉંઘમાં તેણે હજરત મહમદ પયગંબર (સ૦ આ૦ સ૦) સાહેબનું સ્વપ્નું જોયું. તેમણે તેને કહ્યું કે “તમારા સખાએ તમને સલામ કહેવરાવી છે અને આજ્ઞા કરી છે કે, જેઓ મારા મંદિરમાં આવીને સહજમાં કંટાળી જાય છે, તેઓ કાયર પુરુષ છે. સાધનામાં તો દૃઢ સંકલ્પની અને અપાર ઉત્સાહની આવશ્યકતા છે. ચાળીસ વર્ષથી તમે જે વસ્તુ ચાહો છો, તે હવે હું તમારા ખોળામાં મૂકવાનો છું અને તમારી આશા પૂર્ણ કરવાનો છું; પરંતુ પેલા દુષ્ટ ચોર જુન્નુનને મારી સલામ કહી જણાવજો કે, ઓ મિથ્યાવાદી શત્રુ! જો હું તને આખા શહેરમાં ફજેત કરૂં નહિ, તો હું તારો પ્રભુજ નહિ. હું એમ નહિ કરૂં ત્યાંસુધી, મારા પ્રેમમાં જે મસ્ત છે અને મારા મંદિરનો જે આશ્રિત થયેલો છે, તેને અવળે માર્ગે ચઢાવવાનું તું છોડવાનો નથી.”

પેલો સાધક આ સ્વપ્ન જોઇને જાગી ઉઠયો અને રોવા લાગ્યો. જુન્નુનની પાસે આવીને તેણે બધી વાત કહી. જુન્નુને જાણ્યું કે, ઇશ્વરે મને સલામ કહેવરાવી છે, પણ સાથે મિથ્યાવાદી ચોર પણ કહ્યો છે. આથી તેમનાં નેત્રોમાંથી આનંદનાં આંસુ ચાલવા લાગ્યાં. કોઇપણ ધર્મોપદેશક પોતાના શિષ્યને જો એવો બોધ કરે કે “તું પ્રભુની ઉપાસના કરીશ નહિ અને ઉંઘ્યાજ કરજે” તો તે શું યોગ્ય કહેવાય? પણ એનો ઉત્તર એ છે કે, ધર્માચાર્ય એ વૈદ્યને ઠેકાણે છે.

વૈદ્યને જો જરૂર લાગે તો રોગીના ભલામાટે દવામાં વિષનો પ્રયોગ પણ કરે છે. આચાર્ય જુન્નુનને લાગ્યું કે, આવાજ પ્રયોગથી શુભ ફળ આવશે અને પ્રભુ પ્રસન્ન થશે; તેથીજ તેમણે શિષ્યને એવો રસ્તો બતાવ્યો હતો. તેમને ખાત્રી હતી કે, નમાજ પઢવાની ના પાડયા છતાં પણ આ ધાર્મિક માણસ તેમ કરી શકવાનો નથી; તેથીજ તેમણે તે રસ્તો બતાવ્યો હતો. ઇશ્વરે ઇબ્રાહીમને આજ્ઞા કરી હતી કે 'તું તારા પુત્રનું બલિદાન આપ.' પરંતુ પ્રભુ જાણુતાજ હતા કે, તે પુત્રહત્યા કરવાનો નથી. એવુંજ અહીં પણ બન્યું હતું.

એક સુકલકડી દુર્બળ માણસ મક્કાની મસ્જીદની પ્રદક્ષિણા કરતો હતો. તેને જોઇને મહર્ષિ જુન્નુને પૂછયું કે "શું તું પ્રભુપ્રેમી છે?" પેલો દુર્બળ માણસ બોલ્યો કે "જી, હા."

મહર્ષિ જુન્નુન—"તારો પરમ સખા (પરમેશ્વર) તારી નજીકમાં છે કે દૂર છે?"

પેલો માણસ—"નજીકમાં."

મહર્ષિ જુન્નુન—"એ સખા તને અનુકૂળ છે કે પ્રતિકૂળ?"

પેલો માણસ—"અનુકૂળ."

મહર્ષિ જુન્નુન—"અહો, આશ્ચર્યની વાત છે કે, તારો પ્રેમાસ્પદ સખા તારી સમીપમાં છે, વળી તને સાનુકૂળ છે અને તે છતાં પણ તારી આવી દુઃખી અને દરિદ્ર અવસ્થા છે."

પેલો માણસ—"અરે ભલા માણસ! શું તું જાણતો નથી કે, દૂર રહેલા પ્રતિકૂળ સખાની બીક કરતાં સમીપમાં રહેલા અનુકૂળ સખાની સજાનો ભય હજારોગણો વધારે છે?"

મહર્ષિ જુન્નુન કહે છે કે, મેં એક વાર એક સ્ત્રીને પૂછયું કે "બાઈ! પ્રેમની સીમા કયાંસુધી હશે?"

તે બોલી કે "ભાઇ! પ્રેમપાત્ર પણ જો અસીમ-અમાપ હોય તો પછી પ્રેમને પણ કશી સીમા નથી."

મહાત્મા જુન્નુને કહ્યું છે કે "દેશભ્રમણ કરતાં એક વાર હું બરફથી ઢંકાયેલી જમીનમાં આવી ચઢ્યો, ત્યાં મેં એક અગ્નિપૂજકને જોયો. તે માણસને બરફ ઉપર અન્નના દાણા વેરતો જોઇને મેં પૂછયું કે "ભાઇ! જમીન તો બરફથી ઢંકાયેલી છે, છતાં તું બરફ ઉપર દાણા શું કામ નાખે છે? અહીં કાંઇ છોડ પણ ઉગવાનો સંભવ નથી ને ફળ પણ નીપજવાનો સંભવ નથી!"

પેલો માણસ—"આજે બરફથી બધી જમીન ઢંકાઇ ગઇ છે, એટલે

બિચારાં પંખીઓને શોધ્યા છતાં પણ ક્યાંય ખાવાનું મળે તેમ નથી; તેથીજ હું દાણા અહીં વેરૂં છું. અહીં આવીને પંખીઓ અનાયાસે ખોરાક મેળવશે અને તેથી ઇશ્વર મારા ઉપર પ્રસન્ન થશે.”

જુન્નુન—“જે માણસ ઇશ્વરથી વિમુખ હોય તેવો માણસ પણ બીજ વાવે ( દાનપુણ્ય કરે ) તો તેથી ફળ થાય ખરૂં કે? ઇશ્વર તેનો સ્વીકાર કરે ખરો કે?”

પેલો માણસ—“સ્વીકારે છે કે નહિ તે જોયું જશે; મારે માટે તો આ કાર્યજ અત્યારે મને ઇષ્ટ લાગે છે.”

પછી જુન્નુન મક્કા ગયા. ત્યાં તેમણે પેલા દાણા વેરનારને મહાપ્રેમીની પેઠે કાબાની પ્રદક્ષિણા કરતો જોયો. જુન્નુનને જોઇને તે બોલ્યો કે “કેમ ભાઇ! જોયું કે? મારી સેવાનો ઇશ્વરે સ્વીકાર કર્યો કે નહિ? મારાં વાવેલાં બીજોને ફળ આવ્યાં કે નહિ? મારા ઉપર દયાળુ બનીને પ્રભુએ મને આ પવિત્ર તીર્થ દેખાડયું કે નહિ?”

આ વાત સાંભળીને જુન્નુનને ઘણો આનંદ થયો અને તેણે ઉદ્‌ગાર કહાડ્યો કે “હે પ્રભો! તારી દયા શું વર્ણવું? ચાળીસ વર્ષના આ અભક્ત માણસને તેં એક મુઠી દાણાનાજ દાનથી પોતાની પાસે આવવા દીધો અને મુક્તિનો માર્ગ ખુલ્લો કર્યો! હું તારા શા શા ગુણ ગાઉં?”*

* ઇશ્વરની ઉપલી કૃપા ઉપરથી પ્રભુને કોઇ સ્વચ્છંદી કે ગાંડા માણસ જેવો ન સમજી બેસે તે સારૂ જણાવવાનું કે:–ચૂલાપર ચઢાવેલું પાણી પ્રથમ તો થોડે થોડે ગરમ થતું ચાલે છે અને કેટલીક વાર સુધી એવી ક્રિયા અગ્નિના બળના પ્રમાણમાં ચાલેલી તેનેજ પ્રતાપે પછી એકાદ પાતળો કડકો પણ ચૂલામાં ઉમેરાતાં તે પાણીમાંથી વરાળ નીકળવી શરૂ થાય છે અને પછી ઉકળવા પણ માંડે છે. અથવા તો પ્રથમ પંદર આના ભેગા થાય ત્યાંસુધી તે આનામાંજ ગણાય છે અને સોળમો આનો ઉમેરતાંજ રૂપીઆમાં ગણના થાય છે; છતાં પણ કોઇ પેલા છેલ્લા એક આનાનેજ સઘળો યશ આપે તો તે વાત અસત્ય અને અજ્ઞાનમૂલકજ હોય છે.

વળી સાત્વિક દાનમાં દાતાની વસ્તુ ભલે એક પાઇ જેટલી હોય, પણ એની સાથે બુદ્ધિ, કાળજી, નિષ્કામતા અને પરિશ્રમ તેના કરતાં હજારો–લાખોગણી કિંમતનાં વપરાયાં હોય છે. એટલે ઉપલા ચપટી દાણા બરફપર વેરનારની પણ બુદ્ધિ, કાળજી અને દયાવૃત્તિ કેટલી ઉત્તમ હતી તે પણ ધ્યાનમાં લેવામાં આવે, તો પછી માણસને સર્વજ્ઞ–સર્વશક્ત પ્રભુની ઉપલી કૃપા અસામાન્ય કે આશ્ચર્યકારક નજ લાગે.

મુંબઇ–અમદાવાદ વગેરેમાં અમારા અનેકાનેક હિંદુ દાતાઓ ચકલામાં દાણા વેરાવતા જણાય છે અને હજારો પક્ષીને ખાતાં જોઇને રાજી થાય છે; પણ તેમાં-

એટલામાં મહર્ષિને દૈવી વાણી સંભળાઇ કે "હે જુન્નુન! ઈશ્વર જેને પોતાની તરફ ખેંચે છે, તેમાં પણ કારણ હોય છે. તું પ્રભુના કામકાજમાં ડહાપણ ચલાવતો નહિ, કેમકે તારી બુદ્ધિને હદ છે; અને ઈશ્વરના ઐશ્વર્યને સીમા નથી."

મહર્ષિ જુન્નુન જ્યારે મરણપથારીએ હતા, ત્યારે તેમનાં આત્મીય જનોએ તેમને પૂછ્યું કે "કહો, આપની શી અભિલાષા છે?" મહર્ષિ બોલ્યા કે "મારી અભિલાષા એટલીજ છે કે, જેની સમીપમાં મારૂં મૃત્યુ થાય છે, તે મારા પરમપ્રિય સખાને (પરમાત્માને) હું પાછો પણ ભજી લઉં-જાણી લઉં-જોઇ લઉં."આટલુંબોલીને તેમણે એક પ્રેમ અને ભક્તિભાવભરેલી અરબ્બી કવિતા ગાઇ.પછી એક દિવસ દુઃખની વેદનાથી તેઓ બેભાન બની ગયા! યુસફ હુસેન નામના એક સગાએ તેમની પાસેથી છેલ્લો ઉપદેશ માગ્યો, ત્યારે તે બોલ્યો કે "હવે મારૂં મન બીજી બાબતમાં આકર્ષો નહિ.હું મારા પરમપ્રિય સખાની કરુણામાં અત્યારે ડૂબી ગયો છું." આટલું બોલી તે મહાત્માએ પ્રાણત્યાગ કર્યો.

જ્યારે તેમનું શબ ઉપાડી સમાધિસ્થાન તરફ લઇ જવામાં આવ્યું, ત્યારે અત્યંત તડકો હતો. કહેવાય છે કે, તે સમયે પંખીનાં ટોળાંએ પણ ઉડીને પોતાની પાંખો ફેલાવી અને શબ ઉપર આખે રસ્તે છાયા પસારી હતી. જે મિસરવાસી જનો મહર્ષિની જીવિત દશામાં તેમના તરફ અત્યંત ઈર્ષ્યાભાવ રાખતા હતા અને પીડા આપતા હતા, તેઓ મહર્ષિના દેહાંત પછી બહુજ પસ્તાવા લાગ્યા અને પોતાનેજ નિંદવા લાગ્યા.

---

થી કેટલાં પ્રાણીઓનો રોજ કુતરાંબિલાડાં શિકાર કરતાં હશે તેની સાથે તે કીર્તિ-પ્રેમી-રજોગુણી-દાતાઓને જરાપણ સ્નાન-સૂતક હોતું નથી! અને કોઇ કહે કે ભાઈ! એક પરબડી બનાવીને તેમાંજ દાણા વેરાવો તો આ તમને મણ દાણાના પુણ્ય કરતાં પણ ભારે પાપમાં નાખનારી હિંસા થતી અટકે કે નહિ? પણ કોઇ પણ રીતે દાનધર્મનું લપજ કહાડવા માગનારા અથવા તો ઘેટાંચાલ ચાલનારાઓને તે વાત ગળેજ કેમ કરીને ઉતરે? પરબડીમાં દાણા નાખીને પછી તરતજ નિસરણી બીજે મૂકી દેવી જોઇએ તે પણ કોઇ કોઇ ઠેકાણે થતું નહિ હોવાથી તે સીડી પણ બિલાડીનેજ શિકાર કરવામાં ઉપયોગી થતી જણાય છે! એક તરફ સો-બસો પક્ષી રોજ ભલે દાણા જમી જાય, પણ જો બીજી તરફ તેમાંનાં એકાદ-બેનો શિકાર પણ થાય, તો તેથી પુણ્ય વધે કે પાપ વધે છે, એ વાતની અક્કલ હે પ્રભો! અમારા હિંદુ બંધુઓને હવે તો જરૂર આપજો.

રોજ બિલાડાંને પાળનારાઓ તેને પોતાનાં બાળક પેરે રમાડે અને અનાજ

કયા સૈકામાં મહર્ષિ જુન્નુન હયાત હતા, તેનો કશોજ ઉલ્લેખ મૂળ ગ્રંથમાં જણાતો નથી.

## આ મહાત્માનાં વચનામૃત

૧–વિપત્તિમાં પડયા પછી તેને સહન કરવી એમાં આશ્ચર્ય નથી, પણ એવી અવસ્થામાં પણ શાંત રહેવું એજ આશ્ચર્યકારક છે.

૨–મનુષ્યો નીચલી છ વિપત્તિઓમાં ડૂબેલા જણાય છેઃ–(૧) પારલૌકિક કર્તવ્યોમાં બેદરકાર રહેવું, (૨) શરીરને શયતાનના (દુર્ગુણરૂપી શત્રુઓના) તાબામાં સોંપવું, (૩) મરણસમયે નિરાશા થવી, (૪) ઈશ્વરને સંતોષ આપવા કરતાં માણસોના સંતોષને વધારે અગત્ય આપવી, (૫) ધર્મકાર્યો–સાત્વિક કાર્યો–કરવાનું મૂકી કનિષ્ઠ–રાજસ તામસ–પ્રવૃત્તિઓમાં પડયા રહેવું અને (૬) પોતાના દોષોના બચાવમાં કે પુષ્ટિમાં અગાઉના ધાર્મિક પુરુષોના (વામમાર્ગીઓએ પોતાનો પંથ પ્રવર્તાવવા માટે ઘુસાડી દીધેલા સાવ કપોલકલ્પિત) દોષ દર્શાવવા અને તેમના અનુપમ સદ્‌ગુણોને તો બસ પાછળજ રાખવા.

૩–તમે નારાજ થાઓ તોપણ જે તમારા તરફ નારાજ ન થાય એવાજ માણસોની મિત્રતા કરજો.

૪–જે ઈશ્વરની બીક રાખીને ચાલે છે, તેજ ધર્મના સાચા માર્ગ ઉપર છે; અને જે નિર્ભય થઈને ચાલે છે, તે ધર્મનો માર્ગ ભૂલેલો છે.

૫–માણસ જ્યારે પ્રભુનો ભય રાખીને કાર્ય કરે છે, ત્યારે તે કાર્ય સારૂં થાય છે; અને ભય નથી રાખતો, ત્યારે તે કામ બગડે છે.

૬–દરદીને ગાંડપણની દશામાં જે વૈદ્ય ઔષધ તથા પરહેજી બતાવે છે, તે વૈદ્ય પણ ગાંડો ગણાય છે; તેમજ જે માણસ સાંસારિક ધનકીર્તિ ઈત્યાદિના મદમાં મસ્ત છે, તેને પણ ઉપદેશ આપવો એ ગાંડપણનુંજ કામ છે.×

---

જમાડે છે, પરંતુ તે છતાં પણ તેઓ તો શિકાર કર્યા વગર રહેતાંજ નથી! આમ છે તો પછી એમ કરવા કરતાં પોતાના ઘરમાં દાણા વગેરે કોઠીમાં રાખે અને એઠુંજૂઠું વગેરે વેરાવા દે નહિ, તો પછી ઉંદરડા ત્યાં આવેજ શામાટે કે જેથી બિલાડું પાળવું–જમાડવું પડે અને હિંસાનું પાપ વહોરવું પડે! અમો સાધુબ્રાહ્મણો આ વાત પણ હવે છેકજ ભૂલી ગયા છીએ કે અન્ય વર્ણાશ્રમીઓ ઉપર સાધુ બ્રાહ્મણોના અન્નવસ્ત્રની ફરજ નખાઇ છે, તેમ સાધુ બ્રાહ્મણોપર પણ તેમનું ધ્યાન ધર્મ–અધર્મ તરફ ખેંચવાની ફરજ મૂકાઇ છે. પરંતુ અમે ભેખધારીઓ સુદ્ધાં પણ એવું તેવું જાણીએ–પાળીએ નહિ ત્યાં પછી ગૃહસ્થાશ્રમીઓને તો શી પડી હોય!

× માત્ર ગાંડપણજ નહિ, પણ સંસારાસક્ત માણસો આગળ–તેમના અધિકાર

૭–જ્યાંસુધી તમારી લોકો ઉપર કે લૌકિક પદાર્થો તરફ આસક્તિ ને દોડ હશે, ત્યાંસુધી ઈશ્વરના તરફ તમારી સાચી આસક્તિ અને ગતિ થવાનીજ નથી.

૮–જે માણસ સત્યપ્રેમી બને છે, તેના હૃદયમાં સત્યસ્વરૂપ પરમાત્મા પણ એવાં એવાં ને એટલાં બધાં સત્યો સ્ફુરાવે છે કે જેવાં સત્યો બીજા માણસોને પ્રાપ્ત થવાં દુર્લભ છે.

૯–ઇશ્વર કહે છે કે " હું જ્યારે મ્હારા દાસ ઉપર પ્રેમ કરૂં છું, ત્યારે હુંજ તેનાં ચક્ષુ, કાન અને હાથ વગેરે બનું છું. મારો દાસ મ્હારાદ્વારાજ સાંભળે છે, મ્હારાદ્વારાજ જુએ છે, મ્હારાદ્વારાજ બોલે છે અને મ્હારાદ્વારાજ તે આપ–લે કરે છે.

૧૦–નીચલાં ચાર લક્ષણો માણસનું મન રોગિષ્ઠ હોવાની સાબીતી આપે છેઃ–(૧) ઉપાસનાથી આનંદ પામે નહિ, (૨) ઇશ્વરથી બ્હીને ચાલે નહિ, (૩) બોધ લેવાની દૃષ્ટિથી દરેક વસ્તુ જુએ નહિ અને (૪) જ્ઞાનની વાત શ્રવણ કરીને તેનો મર્મ ગ્રહણ કરી શકે નહિ.

૧૧–પાપને માટે પ્રાયશ્ચિત્ત કરવું એ તો સાધારણ પ્રાયશ્ચિત્ત છે, પણ આળસને માટે પ્રાયશ્ચિત્ત કરવું એ ખાસ પ્રાયશ્ચિત્ત છે.

૧૨–પ્રાયશ્ચિત્તના બે પ્રકાર છેઃ–(૧) પાપ થયા પછી પ્રભુની શિક્ષાની બીકે પ્રાયશ્ચિત્ત કરવું તે અને (૨) ઇશ્વરથી શરમાઇને પ્રાયશ્ચિત્ત કરવું તે. (પ્રાયશ્ચિત્તનો અર્થ ચિત્તમાં પશ્ચાત્તાપ અને જીવનમાં ફેરફાર થવો એવો છે.) પ્રત્યેક ઇંદ્રિયોને માટે પ્રાયશ્ચિત્ત છે. શાસ્ત્રવિહિત ન હોય એવા સંકલ્પોનો ત્યાગ કરવો એ મનનું પ્રાયશ્ચિત્ત છે; શાસ્ત્રવિહિત ન હોય એવી બાબતો જોવાથી દૂર રહેવું એ ચક્ષુનું પ્રાયશ્ચિત્ત છે; અસત્ય સાંભળવાથી અટકવું એ કાનનું પ્રાયશ્ચિત્ત છે; નિષિદ્ધ વસ્તુઓ ગ્રહણ કરવાથી અટકવું એ હાથનું પ્રાયશ્ચિત્ત છે અને નિષિદ્ધ સ્થાને જતાં અટકવું એ ચરણોનું પ્રાયશ્ચિત્ત છે.

૧૩—ઇશ્વરસ્મરણ એ મ્હારા જીવનનો ખોરાક છે, પ્રભુની પ્રશંસા એ મારા જીવનનું પીવાનું પાણી છે અને ઇશ્વરથી લજ્જા પામવી એ મારા જીવનનું વસ્ત્ર છે.

૧૪—જેની જીભ સત્ય અને હિતકર વાણી બોલે, તેજ ખરો સત્યવકતા છે.

---

તરફ જરા પણ ધ્યાન નહિ આપતાં "તમે તો સદા નિર્લેપ છો, મુક્ત છો!, બ્રહ્મ છો" ઇત્યાદિ પ્રકારનું વેદાંત કથવું એ તો નુકસાનકારક અને અનીતિમાં વધારે નાખનારૂં પણ નીવડે છે, એ પણ અત્યારે જગજાહેરજ વાત છે. લિ૦ **અધમ ભિક્ષુ–અખંડાનંદ**

૧૫—સત્ય એ ઇશ્વરની તલવાર હોવાથી તે જેના પણ ઉપર પડે છે, તેના ઉપર ઝટકા જેવી અસર કર્યાવિના રહેતી નથી.

૧૬—પ્રભુપ્રેમ માણુસને પ્રભુપ્રેમની વાતો કરાવે છે, લજ્જા મૌન રખાવે છે અને પ્રભુનો ભય માણુસને વ્યાકુળ બનાવે છે.

૧૭—દાનાદિ સત્કાર્યો કરવાથી જો તમારાં જરા પણ વખાણુ થતાં જણાય તો તેના તરફ તમે દૃષ્ટિપાત પણ કરશો નહિ; કેમકે એ વખાણુ ઇશ્વરનાજ મહિમાનાં છે અને તમારાં કે તમારી શક્તિનાં નથી.

૧૮—ભાવનો આવેશ થવો એ અંતઃકરણુની ગુહ્ય-ઉંડી ક્રિયા છે; અને સંગીત એ ઇશ્વરપ્રેરિત ઉદ્દીપના અથવા ઉત્તેજના છે. સંગીત એ હૃદયને ભાવાવેશમાં ઉત્તેજિત કરે છે; અને ઈશ્વરાનુસંધાનમાં વ્યાકુળ કરે છે. જે માણુસ ઈશ્વરભાવ પોષવાને સંગીતનું શ્રવણુ કરે છે, તેને તો તેમાંથી ઇશ્વરી માર્ગજ જડે છે અથવા ઈશ્વરી માર્ગમાંજ ઉત્તેજન મળે છે;પરંતુ જે માણુસ સંગીતનું શ્રવણુ માત્ર ઇંદ્રિયોનીજ તૃપ્તિમાટે કરે છે, તે તો ઇશ્વરનો વિરોધી અર્થાત્ વિષયપ્રેમીજ વધારે થાય છે.

૧૯-પ્રથમ તો પ્રભુના દાસ (આજ્ઞા પાળનાર) બનો અને તેવા ન બનો ત્યાંસુધી તો "હુંજ પ્રભુ છું" (अहं ब्रह्मास्मि) માનવા-બોલવાનું જવાજ દેજો; નહિ તો ઘોર નર્કનાજ અધિકારી બનવાના છો.*

૨૦-જે માણુસ સાંસારિક વિષયોથી અને વિષયી લોકોના સંસર્ગથી દૂર રહે છે અને સાધુજનોનોજ સંગ કરે છે, તેજ ખરેખરો પ્રભુપ્રેમી છે; કેમકે ઇશ્વરપરાયણુ સાધુજનો ઉપર પ્રીતિ સ્થાપવી અને ઈશ્વરના ઉપર પ્રીતિ સ્થાપવી, એ બન્ને બરાબર છે.

૨૧-ઈશ્વરના અનુયાયી લોકો જ્યારે પ્રભુપ્રેમમાં મગ્ન થાય છે, ત્યારે તેઓ ઓજસ્વી વચનોવડે જાણે સત્યલોકનુંજ વર્ણન કરતા હોયની! એમ લાગે છે; અને જ્યારે તેઓ અધર્મ નિષેધવામાટે ભયાનક રસ વર્ણવે છે, ત્યારે અંગારા ઝરતાં તેજસ્વી અને તલસ્પર્શી વચનોવડે જાણે સાક્ષાત્ નરકનુંજ વર્ણન કરતા હોય તેમ જણાય છે.

૨૨-ઈશ્વરનો કડવો આદેશ પાળવામાં પણુ પ્રસન્નતા સાચવજો. ઈશ્વરી

---

* જે કોઈ આ વાત માને નહિ, તેની-મંદવાડમાં મિષ્ટાન્ન જમનારના જેવી દુર્દશા-અત્યારે અનેકોની દેખાય છે તેવી થાય એમાં આશ્ચર્ય પણુ શું છે!

લિ૦ અધમ ભિક્ષુ-અખંડાનંદ

આદેશ સાંભળવા–સમજવા ઇચ્છતા હો તો સર્વ પહેલાં કર્તાપણાનું અભિમાન છોડી દેજો અને આદેશ સાંભળ્યા પછી તેનું પાલન કરવામાં મગ્ન બની જજો અને અત્યંત વિપત્તિકાળે પણ પ્રભુપ્રેમનાજ શ્વાસોચ્છ્વાસ લેજો.

૨૩–સહનશીલતા અને સત્યપરાયણતાના સંયોગસિવાય પ્રભુપ્રેમ પૂર્ણતાને પામી શકતો નથી.

૨૪–સાચા પ્રભુપ્રેમીનાં બે લક્ષણ છેઃ–(૧) સ્તુતિનિંદામાં સમભાવ રાખવો. (૨) ધર્માધર્મપાલન અને અનુષ્ઠાનમાં કોઇ પણ લૌકિક કામના ન રાખવી.

૨૫–બાહ્યચક્ષુદ્વારા જોવાનો સંબંધ બાહ્યજ્ઞાન સાથે છે; અને આંતર્ચક્ષુવડે જોવાનો સંબંધ પરમાત્મશ્રદ્ધાની સાથે છે.

૨૬–વિશ્વાસનાં ત્રણ લક્ષણો છેઃ–(૧) તમામ પદાર્થોમાં ઇશ્વરને જોવા, (૨) સર્વ કાર્ય ઇશ્વર તરફજ દૃષ્ટિ રાખીને (પ્રભુપ્રીત્યર્થેજ) કરવાં અને (૩) દરેક અને કોઇ પણ અવસ્થામાં ઇશ્વર પાસેજ સહાયતા યાચવી.

૨૭–(સંતસમાગમ અને હરિકથા પ્રભુશ્રદ્ધાને ખેંચી લાવે છે.) પ્રભુપ્રત્યેની શ્રદ્ધા–વિશ્વાસ તીવ્ર જિજ્ઞાસાને (પ્રબળ મોક્ષેચ્છાને) ખેંચી લાવે છે; મોક્ષની જોરાવર ઇચ્છા વિવેકવૈરાગ્યાદિ સાધનોને ખેંચી લાવે છે; વૈરાગ્યાદિ સાધનો તત્ત્વજ્ઞાનને ખેંચી લાવે છે; તત્ત્વજ્ઞાન પરમ પદાનુભવને–પરમાત્મદર્શનને–આકર્ષે છે અને પરમાત્મદર્શન (સદાને માટે અસત્, જડ અને દુઃખમય સંસારથી મુક્ત કરીને સચ્ચિદાનંદમય) સર્વોપરિ સ્થાનને પમાડે છે. અર્થાત્ એક બિંદુ જેટલો પણ જો ખરેખરો પ્રભુપ્રત્યેનો વિશ્વાસ હૃદયમાં પ્રકટ કરી શકાયો હોય, તો તેના પ્રતાપે માણસ (સદાને માટે અલૌકિક અને સર્વોપરિ) સ્વારાજ્ય પ્રાપ્ત કરી શકે છે.

૨૮–પ્રભુપ્રત્યેના વિશ્વાસનાં ત્રણ ચિહ્નો છેઃ–(૧) જીવિત દશામાં સંસારાસક્ત લોકોને અત્યંત વિરોધી (ઉલટે રસ્તે ચાલનારા) માનીને તેમનાથી દૂર રહેવું, (૨) દાન આપનારની પ્રશંસા કે ખુશામત ન કરવી અને (૩) દુઃખ આપનારનો પણ તિરસ્કાર ન કરવો.

૨૯–જે માણસ દુઃખમાં પણ પ્રભુનુંજ ચિંતન કરે છે, તે ઉચ્ચ કોટીનો છે.

૩૦–જે માણસ ઇશ્વરથી બ્હીને ચાલે છે, તેજ માણસ પ્રભુનો સાક્ષાત્કાર પામી શકે છે–પરમ ધામમાં પ્રવેશી શકે છે; અને સંસારથી મુક્ત થઇ શકે છે.

૩૧–જે માણસ આ જગતના જુજ પદાર્થોથી સંતોષ પામે છે, તેજ સાચી

શાંતિ પામે છે અને સર્વથી શ્રેષ્ઠ બની જાય છે.

૩૨--જે માણુસ ઈશ્વરથી બ્હીતો રહે છે,તેનું મન ઈશ્વરને છોડી શકતું નથી. તેના અંતરમાં પ્રભુપ્રેમ દૃઢ થાય છે અને તેની બુદ્ધિ પણ પૂર્ણતાને પામે છે.

૩૩–મોટાઇને શોધવા નીકળનાર તો ઉલટો હલકોજ પડે છે.

૩૪–આ સંસારમાં એક ઈશ્વરનોજ ભય સર્વ ભયોથી મુક્ત કરે તેમ છે.

૩૫–જેનું બાહ્યજીવન તેના આંતરિક જીવન જેવું હોય નહિ, તેનો સંસર્ગજ રાખશો નહિ.

૩૬–જે માણુસ ઉંડા હૃદયથી પ્રભુસ્મરણ કરે છે, તે બીજા બધા પદાર્થોને ભૂલી જાય છે અને પછી પ્રભુજ સર્વ પદાર્થોમાં દેખાય છે.

૩૭–મનુષ્ય ક્યારે ઈશ્વરાર્પણ થઇ શકે ? જ્યારે તે પોતાને તથા પોતાનાં કાર્યોને તદ્દન વિસરી જાય અને સર્વભાવથી ઇશ્વરનો આશ્રય ગ્રહણ કરે અને ઈશ્વરસિવાય બીજા કોઇપ્રત્યે આશા કે સંબંધ ન રાખે ત્યારે.

૩૮–ભયનો માર્ગ સુગમ ક્યારે થાય ? જ્યારે માણુસ પોતાને રોગી જાણીને રોગ વધવાની બીકે તમામ સાંસારિક વસ્તુઓથી નિરિચ્છ બને ત્યારે.

૩૯–નિર્ભયતા મેળવ્યાનું લક્ષણ શું ? સંસારપ્રેમી લોકોથી નિઃસ્પૃહ–ઇચ્છારહિત બનવું તથા મનને સાધન–ભજન–માં જોડી મોટાઇના મોહથી–લોકકીર્તિથી દૂર રાખવું તે.

૪૦–વાસ્તવિક નિર્જનતા (એકાંત) ક્યારે પામી શકાશે? જ્યારે કનિષ્ઠ અને નિંદ્ય જીવનથી દૂર રહેશો ત્યારે.

૪૧–સંસાર એટલે શું ? જે ઇશ્વરથી તમને છેટા રાખે છે, તે.

૪૨–અધમ કોણ ? જે માણુસ ઇશ્વરના માર્ગનું અવલંબન કરતો નથી તે.

૪૩–કોનો સંગ કરવો ? જેનામાં હું અને તું નથી તેનો.

૪૪–નિંદ્ય જીવનની સાથે શત્રુતા બાંધી તમે ઈશ્વરના મિત્ર બની રહો. ઇશ્વરની સાથે શત્રુતા બાંધીને તમે નિંદ્ય જીવનના બંધુ બનશો નહિ.

૪૫–તમે નાના સરખા જીવને પણ હલકો ગણુશો નહિ. બાહ્યસંસાર તરફ ધ્યાન આપો ત્યારે પણ ઉપર ઉપરથીજ આપીને હૃદય તો પ્રભુ તરફજ રાખજો.

૪૬—તમે જે વખતે ઇશ્વરના વહાલા–સાચા પ્રભુપ્રેમી–થશો તેજ સમયે–જીવતાં જીવતજ–તમને પ્રભુ સંપૂર્ણ સંતોષ આપશે. માટે તમો તેના ઉપરનો વિશ્વાસ મૂકી દઇ સંશયમાં ડૂબશો નહિ અને સ્થૂલજીવનને વશ થઈ રહેશો નહિ.

૪૭—વિપત્તિમાં પણ તમે સહનશીલ અને પ્રભુનાજ પૂજારી થઇ રહેજો.

૪૮—આગળ પાછળનો વિચાર પડતો મૂકો. જે બની ગયું છે અને જે બનવાનું છે તેનું ચિંતન કરો નહિ, પણ વર્તમાન સમયમાં તો પ્રભુ ભજવામાંજ મચ્યા રહો.

૪૯—આ સંસારમાં સુખી કોણ કહેવાય ? બીજા બધા પદાર્થો અને લોકો કરતાં જેણે ઇશ્વરનેજ સર્વોપરિ માન્યો હોય તે.

૫૦—એક વાર કોઇએ જુન્નુનને કહ્યું કે "મેં આપને બંધુતરીકે માન્યા છે." ત્યારે જુન્નુને કહ્યું કે "જો તું ઇશ્વરને ઓળખતો હોત તો તારેમાટે તે એકજ બંધુ પૂરતો હતો. જો તને તેનો (પ્રભુનો) પરિચય ન થયો હોય તો જેણે ઇશ્વરને ઓળખ્યો હોય એવાઓનીજ મિત્રતા શોધ; કેમકે એવાજ માણુસ તને ઇશ્વરનો સાચો અને ઉપયોગી માર્ગ બતાવી શકશે.

૫૧—યોગી લોકો જે પગથીઆંદ્વારા ઉંચા ચઢે છે, તે પગથીયાં ક્યાં?

(૧) સાંસારિક પદાર્થો તરફની દોડ બંધ કરવી.
(૨) સાંસારિક વિષયોપ્રત્યે વિરક્તિ ધારણ કરવી.
(૩) પરમાત્મયોગનો માર્ગ પકડવો.
(૪) નિર્મળતા અને પ્રભુપ્રેમ પ્રાપ્ત કરવાં.

# ૧૯–તપસ્વી જુન્નેદ બગદાદી

તાપસમણિ જુન્નેદ બગદાદના રહેવાસી હતા. એમને ગુરુના ગુરુ અથવા આચાર્યના આચાર્ય પણ કહી શકાય. એ વિદ્યા–વિશારદ, પંડિત તથા સમર્થ તત્ત્વવેત્તા હતા. સાધુતામાં, સદ્વક્તાપણામાં અને સાધનાદિ વિષયમાં સૌ લોકો એમને અગ્રગણ્ય ગણતા. પહેલેથી અંતસુધીનું એમનું જીવન અત્યંત પ્રશંસાયોગ્ય, અત્યંત પવિત્ર અને તમામ લોકોને અનુકરણીય હતું. એમને આચાર્યતરીકે ગ્રહણ કરવામાં સૌ લોક એકમત હતા. તપસ્વી જુન્નેદનાં વચનો અને ધર્મવિધિનાં પ્રમાણોનાં સૌ મુક્તકંઠે વખાણ કરતા. કોઇપણ માણસ એમનો વિરોધી નહોતો. તેમણે તત્ત્વજ્ઞાનસંબંધી અનેક ગ્રંથો રચેલા છે. મહાતપસ્વી સર્રી શક્તિના તે ભાણેજ તથા શિષ્ય હતા. મહાત્મા જુન્નેદના જીવનની પ્રથમાવસ્થા આ પ્રમાણે હતીઃ–

બાલ્યકાળથીજ જુન્નેદ જ્ઞાનેચ્છુ, મનનશીલ, નીતિપરાયણ અને સૂક્ષ્મ બુદ્ધિવાળા હતા. તેમની પ્રતિભા પણ આશ્ચર્યજનક હતી. વિદ્યાલયથી એક દિવસ તે પોતાને ઘેર પાછા આવ્યા અને જોયું તો તેમના પિતા અશ્રુપાત કરતા હતા. તેમણે પૂછ્યું કે "પૂજ્ય પિતાજી ! આપ શામાટે રડો છો ?"

પિતાએ જવાબ આપ્યો કે "ભાઇ ! આજે તારા કલ્યાણમાટે મેં જકાતની (ધર્માદાની) કેટલીક સામગ્રી તારા મામાની પાસે મોકલી હતી; પણ તેનો તેમણે સ્વીકાર કર્યો નહિ, માટેજ હું રડું છું, કેમકે તેથી મને અપાર ખેદ થાય છે."

જુન્નેદ બોલ્યા કે "અહો, એમાં શું ? એ સામગ્રી મને આપો. હું જાતેજ તેમને આપી આવું." જકાતની સામગ્રી લઇ તે પંડે પોતાને મોસાળ ગયા અને મામાના ઘરનું બારણું ખખડાવી કહ્યું કે "મામા ! બારણું ઉઘાડો. હું જકાત આપવા આવ્યો છું."

મામા બોલ્યા કે "જુન્નેદ ! તારી જકાતનો સ્વીકાર થશે નહિ."

જુન્નેદે કહ્યું કે "મામા ! જેમણે તમારા ઉપર કૃપા કરી છે અને મારા પિતાપ્રત્યે ન્યાયી વર્તન રાખ્યું છે, તે પ્રભુની ખાતર તમારે આ જકાત સ્વીકારવીજ પડશે."

સર્રી શક્તિએ પૂછ્યું કે "જુન્નેદ ! મારા ઉપર પ્રભુની કૃપા અને તારા પિતાપ્રત્યે ઇશ્વરે ન્યાયી વર્તન કર્યું છે, એમ તેં શાથી જાણ્યું ?"

જુન્નેદ—"તે પ્રભુએ તમને ઋષિત્વનું દાન કર્યું છે અને મારા પિતાને પાર્થિવ સંપત્તિનું દાન કર્યું છે. હવે તમે ગ્રહણ કરો કે ન કરો તે તમારી ખુશીની વાત છે; પરંતુ યોગ્ય પાત્રને જકાત મોકલવી એ મારા પિતાની ફરજ છે અને તે તેમણે બજાવી છે."

આ સાંભળી સર્રી શક્તિ સંતુષ્ટ થયા અને બોલ્યા કે "વત્સ ! જકાત ગ્રહણ કરતાં પહેલાં હું તને પોતાને ગ્રહણ કરૂં છું." આટલું કહી તેમણે દ્વાર ખોલ્યું અને અત્યંત સ્નેહપૂર્વક જુન્નેદને છાતીએ ચાંપી જકાત સ્વીકારી.

સાત વર્ષની ઉંમરના જુન્નેદને સાથે લઇ સર્રી શક્તિ મક્કા ગયા, પવિત્ર કાબાનાં દર્શન કર્યાં અને ચારસો ધર્માચાર્યોની સભામાં ધર્મચર્ચા સાંભળવા ગયા. ત્યાં કૃતજ્ઞતાવિષે ચર્ચા ચાલતી હતી. પ્રત્યેક આચાર્યે કૃતજ્ઞતાવિષે જુદી જુદી દૃષ્ટિએ ઉત્તર આપ્યા. સર્રી શક્તિએ જુન્નેદને કહ્યું કે "બેટા જુન્નેદ ! આ વિષે તું પણ કાંઇક કહે."

થોડી વાર નીચું જોઈને જુન્નેદ બોલ્યા કે "પ્રભુએ જે સંપત્તિ આપણને આપી છે, તે સંપત્તિને પાપકાર્યમાં વાપરી આપણે અપરાધી ન બનીએ તોજ કૃતજ્ઞતા દર્શાવી કહેવાય."

આ વચનો સાંભળી તમામ ધર્માચાર્યો એકસાથે બોલી ઉઠયા કે "વત્સ! તેં બહુજ ઉત્તમ કહ્યું. તારા કરતાં વધારે સુંદર કોઇ બોલી શકયું નથી. પ્રિય વત્સ! સત્વર તને તેજસ્વી વાણી પ્રભુ આપશે."

સર્રી શક્તિએ પૂછયું કે "જુન્નેદ! તું આવી વાણી કયાંથી શીખ્યો?"

જુન્નેદે કહ્યું કે "એ આપના સમાગમનો પ્રતાપ."

પછી જુન્નેદ મક્કાથી બગદાદ આવ્યા. ત્યાં તેમણે કાચનો ધંધો કરવા માંડયો. રોજ તે દુકાને જતા અને ઘણો કાળ પડદા પાછળ બેસી ઉપાસના કરવામાં ગાળતા. આ પ્રમાણે કેટલોક સમય વ્યતીત કર્યા પછી તેમણે દુકાન છોડી દીધી.

સર્રી શકિતના મકાનમાં ખૂણાના એક ભાગમાં એક નાનકડી ઓરડી હતી. એ ઓરડીમાં બેસી જુન્નેદ મનોનિગ્રહ કરવામાં અને ધ્યાનમગ્ન બનવામાં વખત વીતાવવા લાગ્યા. એમની ધ્યાનપરાયણતા એટલી વૃદ્ધિંગત થઈ કે ઈશ્વર-સિવાય બીજો કોઈ પદાર્થ તેમના હૃદયમાં સ્થાન પામતો નહિ.એ રીતે તેમણે ચાળીસ વર્ષ કાઢયાં. તેઓ આખી રાત ઈશ્વરનું નામ જપ્યા કરતા. રાત્રિની અજુમાંજ પ્રભાતની નમાજ પૂરી થતી. આ પ્રમાણે તેમણે ચાળીસ વર્ષ લગી ઉપાસના કરી. તેઓ કહે છે કે "આટલાં વર્ષોના પ્રયાસ પછી મને લાગ્યું કે, લક્ષ્ય સિદ્ધ થયું છે." ત્યારે દેવવાણી સંભળાઈ કે "જુન્નેદ! હવે સમય થયો છે અને હવે તારે શું કરવું તે:હું તને દર્શાવીશ."

આ સાંભળી જુન્નેદે કહ્યું કે "હે પ્રભુ! આ જુન્નેદનો અપરાધ શો?"

દેવવાણીએ કહ્યું કે "હજુ તારામાં 'હુંપણું' કાયમ છે. તારા અંતરમાંથી હજુસુધી હુંપદનો વિનાશ થયો નથી. એનાથી મોટો અપરાધ કયો?"

આ ઉત્તર સાંભળી જુન્નેદે ઉંડો નિઃશ્વાસ નાખ્યો. વળી ઉપર કહેલી ઓ-રડીમાં બેસી જુન્નેદે આખી રાત્રિ ઇશ્વરનું નામ જપવા માંડયું અને દિવસે દિવસે લોકોને ઉપદેશ આપવા માંડયો. વિરોધી લોકો તેમના આ કાર્યનો વિરોધ કરવા લાગ્યા અને આ બાબતની ફરિયાદ તેમણે ઠેઠ ખલિફાસુધી પહોંચાડી.

ખલિફા બોલ્યા કે "મારાથી અયોગ્ય રીતે જુન્નેદને સજા કરી શકાય નહિ."

ફરિયાદીઓ બોલ્યા કે "જુન્નેદના ઉપદેશથી લોકોનું અનિષ્ટ થાય છે, માટે તેને સજા કરવી જોઇએ."

ખલિફાનું ચારિત્ર્ય અપવિત્ર હતું. એક રૂપવતી દાસીને તેણે રખાતતરીકે રાખી હતી. એ સ્ત્રીને વસ્ત્રાલંકારોથી તથા મણિમુક્તાનાં આભરણોથી શણગારી ખલિફાએ તેને કહ્યું કે "તું બુરખો દૂર કરી ઉઘાડે મોંએ અમુક સ્થળે જુન્નેદની પાસે જા અને તેના આશરાની પ્રાર્થના કર. વળી કહેજે કે 'મારી પાસે પુષ્કળ ધનવૈભવ છે, પણ મને સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો છે અને હવેથી હું તમારા સહવાસમાં રહેવા ઇચ્છું છું. તમારી પાસે બેસી હું સાધન-ભજન કરીશ. મારૂં મન વિષયી લોકોના સહવાસમાં સ્થિર થતું નથી.' આવાં આવાં વચનો બોલી તથા સેવા-બરદાસ કરીને તું જુન્નેદને લોભાવજે-ફસાવજે."

ખલિફે આ દાસીની સાથે એક નોકરને પણ મોકલ્યો હતો. જુન્નેદની પાસે આવી પેલી લાવણ્યવતી દાસીએ પોતાનો બુરખો અળગો કર્યો. જુન્નેદની દૃષ્ટિ એકદમ તેના ઉપર પડી. સ્ત્રીને જોતાંજ જુન્નેદે પોતાનું મસ્તક નીચું નમાવ્યું. ખલિફાએ શીખવ્યા પ્રમાણે પેલી દાસીએ વચનો ઉચ્ચાર્યાં, અશ્રુપાત કર્યો અને ઘણા ઘણા કાલાવાલા કરવા લાગી. જુન્નેદ નીચી નજરે મૌન ધારી બધું સાંભળી રહ્યા. જ્યારે પેલી સ્ત્રી બોલી રહી, ત્યારે પોતાનું મસ્તક ઉંચું કરી તે બોલી ઉઠયા કે "હાય, અફસોસ!" કહેવાય છે ત્યાં તો તરત પેલી દાસી ભોંયે ઢળી પડી અને તેનો પ્રાણ પરલોકમાં ચાલ્યો ગયો. પેલા પાછળ આવેલા નોકરે ખલિફા પાસે જઇને આ હકીકત જણાવી. સાંભળતાંજ ખલિફાના અંતરમાં પશ્ચાત્તાપનો અગ્નિ સળગી ઉઠયો અને તે બોલ્યો કે "સાધુજનો પ્રતિ જે કોઇ અનુચિત આચરણ કરે છે, તે અનુચિત ફળજ પામે છે." પછી ખલિફ જુન્નેદ પાસે આવ્યો અને બોલ્યો કે "મહાત્મન્! આવી સુંદર પ્રતિમાનો નાશ કરતાં આપનું હૃદય કેમ ચાલ્યું?"

જુન્નેદ--"સમાજના અધિષ્ઠાતા ત્યાગી તરફ તમારો આવો વ્યવહાર યોગ્ય હતો? મારી ચાળીસ વર્ષની ઉપાસનાને તમે નષ્ટ કરવા ચાહતા હતા ને? સમાજપતિ! આમાં મારો કાંઇજ દોષ નથી. ઇશ્વરજ આ કાર્યનું મૂળ છે. તમે મારેવિષે કાંઇજ ઓછું લાવશો નહિ."

જુન્નેદ હમેશાં ઉપવાસવ્રત(રોજા)નું પાલન કરતા; પરંતુ જો પોતાના ધર્મબંધુઓ તે દરમિયાન આવી જતા તો વ્રતનો ભંગ પણ કરતા અને કહેતા કે "ઉપવાસવ્રત પાળવામાં જેટલું કલ્યાણ છે, તેના કરતાં ધર્મબંધુઓના

સમાગમનું ફળ કાંઇ ઓછું નથી."

જુન્નેદે ફકીરીનાં વસ્ત્ર ધારણ કર્યાં નહોતાં. તે ગૃહસ્થાશ્રમી પંડિતોના જેવાં વસ્ત્રો પહેરતા.તેમને કોઇએ પૂછયું કે "આપ ફકીરી વસ્ત્રો કેમ પહેરતા નથી?"

જુન્નેદે કહ્યું કે "જો મને લાગત કે, ફકીરી વસ્ત્રોમાંજ કાર્યસિદ્ધિ રહેલી છે, તો જરૂર હું તેવાંજ વસ્ત્રો પહેરત."

હવે જુન્નેદનું નામ ચારે દિશામાં વિખ્યાત થયું. મનુષ્યો તેમના ઉપદેશને બહુજ કિંમતી માનવા લાગ્યા. આ જોઇ તેમના ગુરુ સરી શક્તિએ કહ્યું કે "જુન્નેદ ! હવે તારે જાહેરમાં ઉપદેશ કરવો પડશે." આના પ્રત્યુત્તરમાં જુન્નેદે કહ્યું કે "ગુરુજી વિદ્યમાન હોય ત્યાંસુધી શિષ્યે ઉપદેશ આપવો એ ઉચિત નથી."

ત્યારપછી કેટલેક દહાડે જુન્નેદને સ્વપ્નું આવ્યું અને તેમાં હજરત મહમદ પેગંબર (સ૦ આ૦ સ૦) સાહેબે જુન્નેદને જાહેરમાં ઉપદેશ આપવાનો આગ્રહ કર્યો. પ્રાતઃકાળમાં પોતાના સ્વપ્નની હકીકત જણાવવા તેઓ ગુરુવર સરી શક્તિ પાસે ગયા. તેમને આવતા જોઇને ગુરુજીએ કહ્યું કે "જુન્નેદ! બગદાદના ધાર્મિક લોકોના આગ્રહથી, શિષ્યવર્ગની વિનતિથી અને મારી સૂચનાથી તું ઉપદેશ કરવા તત્પર થયો નહોતો, પણ આજે તો પેગંબર સાહેબની આજ્ઞા થઇ છે; એટલે હવે તારે ઉપદેશ આપવોજ પડશે, તારો ઉપદેશ જગતને ઉપકારક થશે." જુન્નેદે કહ્યું કે "ભલે, હું ઉપદેશ આપીશ; પરંતુ સભામાં ચાળીસ કરતાં વધારે માણસ ન હોવાં જોઇએ." ત્યારપછી ચાળીસ શ્રોતાઓની સમક્ષ તેમણે પોતાનું વ્યાખ્યાન આપ્યું. કહેવાય છે કે, એ ઉપદેશ સાંભળી બાવીસ માણસના પ્રાણો છૂટી ગયા અને અઢાર માણસો મૂર્છાવશ થયાં. પછી જુન્નેદે ઉપદેશ આપવાનુંજ બંધ કર્યું અને ઘરમાં ગુપ્તપણે રહ્યા. ઘણાં માણસોએ આવી તેમને ફરી ઉપદેશ આપવા પ્રાર્થના કરી, પણ કાંઇ વળ્યું નહિ. જુન્નેદે કહ્યું કે "મારાં વ્યાખ્યાનોથી તમને કાંઇ ફળ પ્રાપ્ત થશે નહિ, એટલે હવે હું તમારો વધ કરવા ઇચ્છતો નથી."

આમ બે વર્ષ ચાલ્યાં ગયાં. પછી કોઇની પ્રાર્થનાવિનાજ એક દહાડો વેદી ઉપર ચઢી જુન્નેદે વ્યાખ્યાન આપ્યું. કોઇએ પ્રશ્ન કર્યો કે " આપે આજે આ શું કર્યું ?" જુન્નેદે જવાબ આપ્યો કે "એક ધર્મપુસ્તકમાં પેગંબર સાહેબે કહ્યું છે કે "સંપ્રદાયમાં જે કનિષ્ઠ માણસ હશે, તેજ ઉપદેશકનું કામ કરશે. તમો સૌ કરતાં હું કનિષ્ઠ છું, તેથીજ ઉપદેશ કરૂં છું.""

જુન્નેદ કહે છે કે "હું એક દહાડો વિચારશૂન્ય થઇ ગયો, તેથી બોલ્યો કે 'હે પ્રભુ! મારૂં મન પાછું આપો' ત્યારે મેં આવી ઇશ્વરવાણી સાંભળી કે 'જુન્નેદ! મેં તારા મનને એ કારણથી હરી લીધું છે કે હવે તું મારી સંગે રહી શકે. શું એ મનને તું પાછું મેળવવા ચાહે છે? મને છોડીને શું તું અન્ય વસ્તુઓનો અનુરાગી થવા ઇચ્છે છે?"

જુન્નેદ કહે છે કે, હું એકવાર વનમાં જતો હતો, કાંટાવાળા એક વૃક્ષના મૂળમાં મેં એક યુવકને બેઠેલો જોયો. જોઇને મેં તેને પૂછ્યું કે "ભાઈ! તું અહીં કેમ બેઠો છે?"

તે બોલ્યો કે "મારી પાસે એક ઉત્તમ ભાવના હતી. અહીંઆં તે ખોવાઇ ગઈ છે, માટે શોધવા બેઠો છું."

ત્યારપછી હું મક્કે ચાલ્યો ગયો. કેટલેક દહાડે પાછો વળ્યો તો પેલા માણસને હજુ મેં ત્યાંનો ત્યાંજ બેઠેલો જોયો; તેથી મેં પૂછ્યું કે "તું હજુ સુધી શામાટે આ સ્થળેજ બેઠો છે?"

યુવક—"હું જે શોધતો હતો તે આ સ્થળેથીજ પ્રાપ્ત થયું છે, તેથી આ સ્થાનનોજ આશ્રય લઇ બેઠો છું. હવે હું વિચારૂં છું કે, શોધવું અને પ્રાપ્ત કરવું, એ બે અવસ્થાઓમાં કયી અવસ્થા વધારે સારી છે."

જુન્નેદના પગમાં એક દહાડો પીડા થવા લાગી. ફાતેહ નામનો કુરાનનો અધ્યાય વાંચી પીડા મટાડવા સારૂ જુન્નેદે પીડાને સ્થળે ફુંક મારી. ત્યારે તેમણે આવી વાણી સાંભળી કે "મારાં આધ્યાત્મિક વચનોનો ઉપયોગ શરીરમાટે કરવામાં તને શરમ આવતી નથી?"

જુન્નેદની એક વાર આંખ દુખવા આવી. વૈદ્યે તેમને કહ્યું કે "જોજો, આજે આંખે જળનો સ્પર્શ પણ થવો ન જોઇએ."

જુન્નેદ—"તો મારે અજુ શી રીતે કરવી?"

વૈદ્ય—"એ વાત હું જાણતો નથી. જો તમારે આંખ બચાવવાની દરકાર હોય તો આંખે જળનો સ્પર્શ કરશો નહિ."

એ વૈદ્ય અગ્નિપૂજક હતો. વૈદ્ય ચાલ્યા ગયા પછી જુન્નેદે તેના કહેવા પ્રમાણે ન કરતાં ચાલુ રીત પ્રમાણે અજુ કરી નમાજ પઢી અને ત્યારપછી શયન કર્યું. નિદ્રામાંથી જાગીને જોયું તો આંખ રોગરહિત થઈ ગઇ હતી. ત્યાં દેવવાણી સંભળાઇ કે "જુન્નેદ! મારા સંતોષ વાસ્તે તેં તારી આંખોની માયા મૂકી દીધી. તારા આવા પ્રેમના બદલામાં તું તમામ નરકવાસીઓને છોડી મૂકવાનું મારી પાસે માગે તો તે પણ આપવાને હું તૈયાર છું." વળી બીજે દિવસે પેલો વૈદ્ય

આવ્યો અને આંખ સાજી થયેલી જોઈ બોલ્યો કે "તમે આ આંખની શી દવા કરી ?"

જુન્નેદે તેને બનેલી હકીકત જણાવી. એ સાંભળીને પેલો વૈદ્ય તો આશ્ચર્યચકિત બની ગયો; અને બોલ્યો કે "આ ઔષધ માનુષી નથી, પણ ઈશ્વરી છે. આંખનો રોગ તમને થયો નહોતો, પણ મને થયો હતો; અને વૈદ્ય પણ તમે છો, હું નથી."

કોઈએ જુન્નેદ પાસે આવી કહ્યું કે "આ સમયમાં ધાર્મિક માણસો મળવા દુર્લભ છે." આ વાત તેણે ચાર–પાંચ વાર કહી,ત્યારે જુન્નેદે કહ્યું કે "જો તમારી સેવા કરે એવા ધર્મપરાયણ માણસો તમે મેળવવા ચાહતા હો તો તેવા તો મળવા દુર્લભજ છે; પરંતુ જો તમે પોતે ધર્મપરાયણ માણસોની સેવા કરવા ચાહતા હો, તો એવી સેવા લેનારા માણસો તો ઘણા છે. એક સભામાં જુન્નેદની ઘણી પ્રશંસા થઇ,ત્યારે તે બોલ્યા કે "જે બાબત તમે કહો છો,તેમાં મારો લેશ પણ અધિકાર નથી. તમે મારી નહિ,પણ ઈશ્વરની પ્રશંસા કરો છો."

કોઈએ જુન્નેદને પૂછ્યું કે "હૃદય ક્યારે સુખી થાય ?"

જુન્નેદે કહ્યું કે "જ્યારે તે હૃદયમાં પ્રભુ નિવાસ કરે ત્યારે."

એક માણસે પાંચસો રૂપિયા લાવી જુન્નેદને સમર્પણ કર્યા. તેણે પૂછયું કે "તમે જે રકમ લાવ્યા તે ઉપરાંત બીજું દ્રવ્ય તમારી પાસે છે કે ?"

પેલો માણસ બોલ્યો કે "હા, ઘણું છે."

જુન્નેદે કહ્યું કે "તમારી પાસે જે દોલત છે તેનાથી વધારે દોલત તમને મળે એવી તમારી અભિલાષા છે કે ?"

પેલો માણસ—"હા, એવી અભિલાષા છે તો ખરી."

જુન્નેદ—"તો આ રકમ પાછી લઇ જાઓ. તે તમારી પાસે રહે એજ ઇષ્ટ છે. હું મારી પાસે કંઇ રાખતો નથી અને મારે કાંઇ અભિલાષા નથી અને કાંઇ જોઈતું નથી."

જુન્નેદ એક દહાડો ઉંચે સ્વરે રુદન કરતા હતા. કોઈએ તેમને તેનું કારણ પૂછયું, ત્યારે તેઓ બોલ્યા કે "મેં સાંભળ્યું છે કે, વિપત્તિ અજગરના જેવી છે. જો એ સાચું હોય તો સૌ પહેલાં તેના મુખમાં ગળાવા હું તૈયાર છું. બહુ કાળથી હું વિપત્તિની પ્રાર્થના કરૂં છું, પણ તે મારા તરફ આવતી નથી. મારો પરમ સખા મને કહે છે કે, હજુસુધી તારી એવી સાધના થઈ નથી કે મારી તરફથી વિપત્તિની તું આશા રાખી શકે; માટેજ હું રુદન કરૂં છું."

એક માણસ મસ્જીદમાં આવીને ભિક્ષા માગતો હતો. તેને જોઇ જુન્નેદે કહ્યું કે "અરે, નિરોગી મજબૂત પુરુષ! તું ધંધો કરી શકે તેવો છે છતાં ભિક્ષા કેમ માગે છે? આવા નીચ કાર્યમાં તું શામાટે જોડાયો છે?" તે રાત્રે તેમણે સ્વપ્ન જોયું કે જાણે પોતાની પાસે લુગડે ઢાંકેલું એક મોટું વાસણ પડેલું છે અને "લે ભક્ષણ કર, ભક્ષણ કર" એવો શબ્દ તેમાંથી નીકળે છે. જુન્નેદે પેલું ઢાંકેલું કપડું દૂર કરી જોયું તો પેલાજ ભિક્ષુકનું શબ તે પાત્રમાં પડેલું છે.

જુન્નેદ બોલ્યા કે "હું મનુષ્યમાંસનું કદી ભક્ષણ કરતો નથી."

પાત્રમાંથી અવાજ આવ્યો કે "એવું કેમ કહે છે? માણસનું માંસ તો તું મસ્જીદમાંજ ખાઇ ચૂકયો છે."

આથી જુન્નેદ સમજ્યા કે, મેં મસ્જીદમાં આ ભિક્ષુકની નિંદા કરી હતી, તેથીજ આ બનાવ બન્યો છે. તેનું મન પીગળી ગયું. તરતજ તે સ્વપ્નમાંથી જાગ્રત થઇ ગયા. જાગી બે વાર ઉપાસના કરી અને પછી તે ભિક્ષુકને શોધવા ગામબહાર નીકળ્યા. શોધતાં શોધતાં દજલા નદીને કાંઠે પેલા ભિક્ષુકને બેઠેલો જોયો. તે ભિક્ષુક નવીન ઉગેલાં ઘાસનાં કુમળાં કુમળાં કુંપળો પાણીથી ધોઇધોઇ ખાતો હતો. જુન્નેદ પાસે આવતાં તે બોલ્યો કે "જુન્નેદ! મને તેં જે પીડા આપી હતી તેનું પ્રાયશ્ચિત્ત કર્યું કે?"

જુન્નેદ—"હા, કર્યું."

ભિક્ષુક—"ઠીક, તો અત્યારેજ ચાલ્યો જા. દાસનું પ્રાયશ્ચિત્ત પ્રભુ સ્વીકારે છે, પણ હવેથી સાવધાન રહેજે કે, ફરીથી પ્રાયશ્ચિત્ત કરવું ન પડે."

જુન્નેદ કહે છે કે, ઇશ્વર ઉપર કેવો પ્રેમ રાખવો એ રીત હું એક વાળંદ પાસેથી શીખ્યો છું. મેં એક વાર મક્કામાં એક વાળંદને એક ગૃહસ્થની હજામત કરતો જોઇને કહ્યું કે "ખુદાની ખાતર તું મારી હજામત કરી શકીશ?"

વાળંદ-"હા, ખુદાને નામે ઘણી ખુશીથી." ખુદાનું નામ બોલતાં બોલતાં તો તેનાં લોચનો હર્ષાશ્રુથી છલકાઈ ગયાં. તેણે પેલા ગૃહસ્થને કહ્યું કે "ભાઇ! હમણાં હું આપની હજામત પૂરી કરી શકીશ નહિ. આપ જરા ધૈર્ય રાખો. આ માણસે જ્યારે ખુદાને વાસ્તે કામ બતાવ્યું, ત્યારે તો ખુદાનું કામ સૌ પહેલું કરવું જોઇએ." આટલું કહી તેણે આદરભાવથી મને પાસે બેસાડયો, મારા મસ્તકનું ચુંબન કર્યું અને ઘણીજ કાળજીથી મારી હજામત કરી. પછી કેટલાક સિક્કા કાગળમાં વિંટી મારા હાથમાં આપી કહ્યું કે "આ સ્વીકારો

અને જરૂર પડે ત્યાં વાપરજો." મેં તે ગ્રહણ કરી મનમાંજ સંકલ્પ કર્યો કે હવે સૌ પહેલું મને જે દાન મળે તે દાન આ વાળંદને તેના શ્રમના બદલામાં આપવું. બે-ત્રણ દહાડા ગયા નહિ ત્યાં તો કોઇ બસરાવાસીએ એક નાણાંની થેલી મારા ઉપર મોકલી. હું તે લઇ પેલા વાળંદને આપવા ગયો. તેણે પૂછ્યું કે ,આ શું લાવ્યા ?'

મેં કહ્યું કે "તમે કરેલી હજામતને દહાડેજ મેં સંકલ્પ કર્યો હતો કે, મને પહેલવહેલું જે દાન મળે તે મારે તમને આપવું."

વાળંદ બોલ્યો કે "આપને ઈશ્વરની પણ શરમ લાગતી નથી કે? આપે ઇશ્વરને ખાતર મારી પાસે હજામતની માગણી કરી અને હવે તેનો બદલો આપવા આવ્યા છો. ઈશ્વર ખાતર કાર્ય કરી તેનું મહેનતાણું લે એવો આપે કોઇને જોયો છે કે? આપની વાત સાંભળી હું તો ચકિતજ થાઉં છું."

બગદાદ શહેરમાં એક વાર મહર્ષિ જુન્નેદ ચાલ્યા જતા હતા. ત્યાં ઝાડે લટકાવેલું એક ચોરનું શબ તેમણે જોયું. જુન્નેદે તે શબને જોઇ તેના પગનું ચુંબન કર્યું અને કહ્યું કે "વાહ ! તને ધન્ય છે!"

કોઇએ કહ્યું કે "મહાત્મન્ ! આ શું કરો છો ? એ તો ચોર હતો."

મહર્ષિ જુન્નેદ—"એને ધન્યવાદ હું એટલાજ માટે આપું છું કે,પોતાના કાર્યને ખાતર તેણે પ્રાણ આપ્યો છે. જે કાર્ય તેણે આરંભ્યું, તેમાંજ પ્રાણનું બલિદાન આપ્યું. આરંભેલા કાર્યમાં પ્રાણાર્પણ કરવા સુધીનું બળ હોવું, એ શું વંદનીય નથી ?"

એક માણસે મહર્ષિ જુન્નેદને કહ્યું કે " હું ભૂખ-તરસથી પીડાઉં છું."

જુન્નેદે કહ્યું કે "સારૂં. જા, નિશ્ચિંત રહેજે. ઈશ્વરની જેના ઉપર મહેરબાની થાય છે, તેનેજ તે ભોજનની તંગી આપે છે. તારાપર પણ પ્રભુની એવી દયા થઈ છે, માટે તેની નિંદા કરીશ નહિ."

એક વાર મહર્ષિ જુન્નેદ પોતાના શિષ્યો સાથે બેઠા હતા. ત્યાં એક શ્રીમંત ગૃહસ્થ આવ્યો અને તેમાંના એક શિષ્યને પોતાની સાથે બહાર લઇ ગયો. થોડી વારે તે શિષ્ય નાના પ્રકારના ખાદ્ય પદાર્થોનો બોજો માથે ઉપાડી ત્યાં પાછો આવ્યો. તેની પાછળ પેલો શ્રીમંત ગૃહસ્થ પણ ચાલ્યો આવતો હતો. આ ખાદ્ય પદાર્થો આ બેઠેલી મંડળી માટે આવેલા જોઇ તેમને ઘણી લજ્જા ઉપજી. તેમણે પેલા શિષ્યને કહ્યું કે "આ બોજો પેલા વિષયી શ્રીમંતને પાછો આપી દે. તું આવું ભારવાહી(ગધેડા)નું કામ કરે છે તો પછી ઋષિધર્મનું પાલન શી રીતે કરી શકવાનો હતો ?" પછી તેમણે શેઠને ઉદ્દેશીને

કહ્યું કે "જોકે ઋષિઓની પાસે ધનસંપત્તિ હોતી નથી, પણ લક્ષ્યબિંદુ હોય છે; અને સંસાર હોતો નથી, પણ પરલોક તો હોય છે."

એક ધનવાન પુરુષ પવિત્ર ફકીરોને દાન આપતો. તે કહેતો કે "ઈશ્વર-સિવાય બીજું કશું લક્ષ્ય ઋષિજનોને હોતું નથી. આપત્તિમાં આવ્યા છતાં પણ તેમનાં મન ઈશ્વરથી વિખૂટાં કે વિક્ષેપવાળાં બનતાં નથી; માટે જેમનું મન સંસારી પદાર્થોમાં રખડયા કરે છે, એવા હજારો માણસોને દાન દેવા કરતાં એક ઋષિને દાન આપવું ઉત્તમ છે; કેમકે તે દ્વારા તેમનાં મન પરમેશ્વરમાં જોડાયેલાં રહી શકે છે." આ વાત સાંભળી મહર્ષિ જુન્નેદ બોલ્યા કે 'એ સારી વાત છે.' કેટલેક દહાડે એવું બન્યું કે, એજ દાતા પુરુષ દાન આપી આપીને નિર્ધન બની ગયો. ત્યારે મહર્ષિ જુન્નેદે કેટલુંક નાણું તેને મોકલાવીને કહ્યું કે "આને મુડી સમજી તમે ફરી વ્યાપાર શરૂ કરો. તમારા જેવા માણસે વ્યાપાર કરી ધન પ્રાપ્ત કરવું એ અનુચિત નથી."

મહર્ષિ જુન્નેદના એક શિષ્ય પાસે પુષ્કળ સંપત્તિ હતી. તે તમામ તેણે ગુરુજીના ચરણમાં સમર્પણ કરી. માત્ર એક ઘરજ બાકી રહ્યું. એ વિષે પણ તેણે ગુરુજીને પૂછયું કે "આર્ય! મારે એક ઘર છે, તેનું શું કરૂં?"

મહર્ષિ-"તે પણ વેચી નાખ અને જે મૂલ્ય આવે તે અહીં લાવ. તેથીજ તારી કાર્યસિદ્ધિ થશે."

શિષ્યે તેમ કરી ઘરનાં ઉપજેલાં નાણાં ગુરુચરણે ધર્યાં. ગુરુ બોલ્યા કે "આ બધા પૈસા લઇ જઇ નદીમાં ફેંકી દે." શિષ્ય તેમ કરી ગુરુની પાસે આવ્યો. તેને બિલકુલ ઓળખતાજ ન હોય એ રીતે ગુરુએ તેને ધિક્કારી કાઢયો અને કહ્યું કે "અહીંથી ચાલ્યો જા. તારે અહીંઆં શો સંબંધ છે?" શિષ્ય જેટલી વાર પાસે આવ્યો તેટલી વાર તેને પાછો કાઢયો અને આ રીતેજ શિષ્યનો જીવનમાર્ગ ખુલ્લો થયો.

મહર્ષિ જુન્નેદને અનેક શિષ્યો હતા. તેમાંનો એક જણ તેમને સૌથી વધારે પ્રિય હતો. આથી કોઇ કોઇને અસંતુષ્ટ થતા જોઇને તપસ્વી જુન્નેદ બોલ્યા કે "તે વધારે જ્ઞાની અને નીતિપરાયણ છે. તેના ગુણોને લીધેજ હું તેને વિશેષ ચાહું છું. જુઓ, હમણાંજ હું પરીક્ષા કરૂં છું; એટલે તેથી પણ તમને એની ખાત્રી થશે." ત્યારપછી તેમણે દરેક શિષ્યના હાથમાં એક એક છરી અને એક એક પક્ષી આપ્યું; અને કહ્યું કે "કોઇ એકાંત સ્થળ કે જ્યાં કોઇ પણ જોનારૂં ન હોય, ત્યાં જઇ તમે આ પક્ષીનું બલિદાન આપી આવો."

સૌ જૂદેજૂદે સ્થળે ગયા અને કુકડાનું બલિદાન આપી આવ્યા; પરંતુ પેલો એક શિષ્ય તો પક્ષીને જીવતું લઈનેજ પાછો આવ્યો.

જુન્નેદે પૂછયું કે "તેં આનું બલિદાન કેમ ન આપ્યું ?"

શિષ્ય—"ગુરુજી! મને એવી એકાંત જગ્યા ક્યાંય મળી નહિ.હું જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં ઈશ્વર તો હાજરજ હતા."

જુન્નેદ—"જુઓ, આના જ્ઞાનની સાથે તમારૂં જ્ઞાન સરખાવો."

એક યુવક પુરુષને મહર્ષિ જુન્નેદનો સમાગમ થયો. એક વાર તેના મનમાં પુષ્કળ વૈરાગ્ય ઉત્પન્ન થયો; તેથી તેણે પોતાની સંપત્તિ ગરીબોને વહેંચી આપી અને હજાર મુદ્રા મહર્ષિ જુન્નેદને ભેટ આપવા ધાર્યું. તેને લોકોએ કહ્યું કે "મહાત્મા જુન્નેદ તો ત્યાગી અને વિરાગી પુરુષ છે. તે તારૂં ધન ગ્રહણ કરશે નહિ." આ સાંભળી તે યુવક દજલા નદીને તીરે જઈ બેઠો; અને એક, બે, ત્રણ, ચાર એમ ગણી ગણી તે મુદ્રાઓ પાણીમાં ફેંકવા લાગ્યો. આ પ્રમાણે હજાર મુદ્રા નંખાઇ રહી ત્યારે ખાલી હાથે તે જુન્નેદની પાસે આવ્યો. મહર્ષિ જુન્નેદે તેને જોઇને કહ્યું કે "જે સ્થળે એક પગલું મૂકીનેજ ચઢવાનું છે, ત્યાં પહોંચવામાં તેં હજારગણી વાર કરી છે, એ ઠીક થયું નહિ. એથી ત્હારી ધનાકાંક્ષા પણ દૂર થઇ ગણાય નહિ. ધર્મસાધનામાં તું આ પ્રમાણે ગણી ગણીને કાર્ય કરીશ તો જવાના સ્થળે પહોંચી શકીશજ નહિ; માટે અહીંથી ચાલ્યો જા, બજારમાં જા. ત્યાં જઇ નાણાં ગણનાર નાણાવટી પાસે બેસી મુદ્રાઓ ગણ્યા કર અને સારી પેઠે જોયા કર."

એક સાધકને અત્યંત અહંકાર ઉપજ્યો. તે મનમાં માનવા લાગ્યો કે, ભજન–સાધનમાં મારી ખૂબ ઉન્નતિ થઇ છે, તો હવે મારે નિર્જન સ્થાનમાં નિવાસ કરવો શ્રેયસ્કર છે. આવો નિશ્ચય કરી મહર્ષિ જુન્નેદનો સંગ છોડી તે નિર્જન જગ્યામાં જઇ રહ્યો. ત્યાં એવું બન્યું કે, રોજ રાત્રે તેની પાસે એક ઉંટ હાજર થતું અને "ચાલો, તમને સ્વર્ગમાં લઇ જાઉં." એવો અવાજ તે સાંભળતો. એ ઉંટ ઉપર તે બેસતો એટલે તે તેને એક રમણીય સ્થાનમાં લઇ જતું. તે સ્થાને તેને સારા સારા ખાદ્ય પદાર્થો, સ્વચ્છ મીઠું જળ અને પરમ સુંદર દાસદાસીઓ પ્રાપ્ત થતાં. પ્રભાત થતાં સુધી તે સાધક ત્યાં સુખપૂર્વક નિદ્રા લેતો અને સવારે નિદ્રામાંથી જાગે તો પોતાના સ્થાનમાંજ આવેલો હોય એમ લાગતું. 'મને દેવતાઓ દરરોજ સ્વર્ગમાં લઇ જાય છે' એ વિચારે તો તેનો અહંકાર ઘણોજ વધ્યો. જુન્નેદ આ વૃત્તાંત સાંભળી તે સાધકની ઝુંપ-

ડીએ આવ્યા. જોયું તો સાધકનું અભિમાન ખૂબ વધી ગયું છે. પૂછપાછ કરતાં સાધકે બધી હકીકત પ્રકટ કરી. જુન્નેદે કહ્યું કે "આજ રાત્રે તમને લેવા આવે ત્યારે ત્રણ વાર "લાહોલા ઓ લાકુ અતા અલ્લા બેલ્લાહે" આ વચન બોલજે. તે રાત્રે પણ રોજની રીત પ્રમાણે ઉંટ આવ્યું અને તેને લઇ ચાલ્યું. નિર્દિષ્ટ સ્થાને પહોંચતાંજ પરીક્ષા કરવા સારૂ પેલા સાધકે "લાહોલા ઓ લાકુ અતા" એ વચનનો ઉચ્ચાર કર્યો. આ સાંભળતાંજ ત્યાંની તમામ ચીજો ચીસ પાડી પલાયન કરી ગઈ અને અહંકારી સાધક ત્યાં એકલોજ પડયો રહ્યો. તેણે જોયું તો જણાયું કે, એ સ્થળ હલકામાં હલકું હતું. મરેલાં પ્રાણીઓનાં અસ્થિના ત્યાં ઢગલે ઢગલા પડેલા હતા અને તે માથું ફાડી નાખે એવી દુર્ગંધી ફેલાવતા હતા. હવે શિષ્યને પોતાનો અપરાધ સમજાયો. પશ્ચાત્તાપ કરી તેણે ફરી વાર ગુરુનું શરણ સ્વીકાર્યું. તેને સમજાયું કે, શિષ્યે એકલા રહેવું એ મહાભયંકર છે. ઉપર કહેવાયેલું સ્વર્ગ અહંકારી સાધકનું સ્વપ્ન હો અથવા કલ્પનાજનિત મનોરાજ્ય હો, ગમે તે હો; પરંતુ એમાંથી શિષ્યને તો બોધજ પ્રાપ્ત થઇ શકે તેમ છે.

એક વાર એક શિષ્યનો કાંઇક અપરાધ થયો. આથી શરમિંદો બની તે મહર્ષિ જુન્નેદ પાસેથી ચાલ્યો ગયો અને લાંબા સમયસુધી તે ભાગતોજ ફર્યો. એક વાર જુન્નેદ પોતાના ધર્મબંધુઓ સાથે બજારમાં થઈ જતા હતા, ત્યાં તેમણે તેને જોયો. ગુરુને જોતાંજ પેલો શિષ્ય રસ્તો મૂકી દોડવા લાગ્યો. મહર્ષિ જુન્નેદે પોતાના સાથીઓને કહ્યું કે "તમે પાછા ઝુંપડીએ જાઓ. મારૂં એક પંખી ઉડી ગયું છે, તેને મારે પકડવું છે."

આટલું બોલી તેમણે શિષ્યની પાછળ ચાલવા માંડયું. પાછળ જોતાં પેલા શિષ્યને જણાયું કે, મહર્ષિ જુન્નેદ પોતાની પાછળ આવે છે. આથી તો તેણે વધારે ઝડપથી દોડવા માંડયું; પણ તે એવે સ્થાને જઇ ચઢયો કે આગળ રસ્તોજ ન મળે ! માત્ર ભીંત ! તેથી શરમનો માર્યો ભીંત ભણી મોં રાખી ઉભો રહ્યો અને બોલ્યો કે "આપ કયાં પધારો છો?"

મહર્ષિ જુન્નેદે કહ્યું કે "મારા શિષ્યની આગળ. જ્યાં આડી ભીંત આવી છે, ત્યાં તેના ગુરુને જવાની ફરજ પડી છે."

આવાં સ્નેહભર્યાં વચનોથી પેલો શિષ્ય ગળગળો થઇ ગયો. પછી તેઓ તેને પોતાની સાથે તેડી ગયા અને તેનું જીવન સુધાર્યું.

મહર્ષિ જુન્નેદને પોતાનો મરણકાળ નજીક જણાયો, ત્યારે તેમણે પો-

તાના સહવાસીઓને ભોજન આપ્યું અને અનેક વાર ઈશ્વરનું નામ લઈને પ્રણામ કર્યા. પછી કુરાનના બીજા અધ્યાયના સિત્તેરમા પ્રવચનસુધી પાઠ કર્યો. જ્યારે તેમના પ્રાણ હોઠે આવ્યા, ત્યારે તેમને તેમના સહવાસી-ઓએ કહ્યું કે " પ્રભુને સંભારો."

મહર્ષિએ કહ્યું કે "હું એને ભૂલ્યો નથી, કે તમારે યાદ આપવું પડે."

પછી તે તસબી (માળા) લઇ ભગવતસ્મરણ કરવા લાગ્યા; અને "બિ-સ્મિલ્લા અર રહમાન્ અર રહિમ" બોલતાં બોલતાં નેત્રો મીંચી પ્રાણત્યાગ કર્યો.

કહેવાય છે કે, તેમના શબને સ્નાન કરાવતી વખતે તેમનાં નેત્રો ઉઘાડી જળ છાંટવાની ક્રિયા કરાવવા માંડી, ત્યારે દૈવી વાણી સંભળાઇ હતી કે "મારા મિત્રનાં નેત્રોએ હાથ અડાડશો નહિ. મારૂં નામ ઉચ્ચારીને એ નેત્રો મિંચા-યાં છે અને મારા દર્શનસિવાય બીજા કશાને માટે તે ઉઘડશે નહિ." જ્યારે તસબી ઝાલેલી તેમની આંગળીઓને સીધી કરવા માંડી, ત્યારે આકાશવાણી સંભળાઈ કે "મારૂં નામ જપતાં જે આંગળીઓ વળેલી છે, તે મારી આજ્ઞા સિવાય સીધી થશે નહિ."

## આ મહાત્માનાં વચનામૃત

૧-તું જન્મ્યા પહેલાં ઈશ્વરને જેટલો વહાલો હતો, તેટલોજ વહાલો મરતાંસુધી રહે એવું આચરણ રાખજે.

૨-તમે ધન-ધામાદિ મેળવવાને મથ્યા કરો છો, તેના કરતાં તો જે ઈશ્વરે પોતેજ તમારૂં દરેક જરૂરી કાર્ય બજાવવાનું-તમારૂં યોગક્ષેમ વહન કરવા-નું-સ્વીકારેલું છે; તેના ઉપર જો શ્રદ્ધા અને નિર્ભરતા મેળવવા મથો તો તમે સદાને માટે અને સર્વ વાતે પરિપૂર્ણ થાઓ એમાં જરા પણ શક નથી.

૩-પ્રભુના ગુણમહિમાવિષે નિઃશંક જ્ઞાન (માહિતી) મેળવવું, એનુંજ નામ શ્રદ્ધા અથવા વિશ્વાસ આપેલું છે. એ વિશ્વાસ એક વાર પ્રાપ્ત કર્યા પછી કોઈ પણ સંયોગોમાં તમારે તેને ડગવા દેવો જોઇએ નહિ.

૪-નિર્વાહને માટે જે ચિંતા કે પ્રપંચ કરતો નથી, એજ ખરો વિશ્વાસુ છે.

૫-ઈશ્વરી જ્ઞાનનું-પ્રભુના શિક્ષણનું પ્રત્યેક વ્યવહારમાં પાલન કરશો, એટલે નિર્વાહનાં સાધન તો આપોઆપજ તમારી પાસે ચાલ્યાં આવશે.

૬-અહંભાવને છોડી દઇ વિપત્તિને પણ સંપત્તિ માનવી, એનુંજ નામ સાચો સંતોષ છે.

૭-ઉચ્ચ ને પવિત્ર ભાવના એ એક એવી અજબ વસ્તુ છે, કે જે મા-

નવીના અંતઃકરણમાં આવે છે ખરી; પણ સ્થિર રહેતી નથી. માણસપર તેનો તો ઘણોએ પ્રેમ હોય, પણ માણસનો તેનાપર પ્રેમ હોય ત્યારે ટકી શકેને !

૮–ઈશ્વરપ્રેરિત મહાપુરુષોનાં વચનોને સાક્ષાત્ ઈશ્વરનાંજ વચનો માનો અને સાચા સંતોનાં વચનોને એ વચનોનો પડઘો માનો.

૯–જેનું અંતઃકરણ શુદ્ધ હોતું નથી, તેનું કોઇ પણ કાર્ય શુદ્ધ હોતું નથી.

૧૦–નાશવંત સંસારમાં જે અનાસક્ત છે, તેજ સુફિ (એટલે કે અનુભવસિદ્ધ જ્ઞાની અથવા તો ઋષિ) છે. તલ્લીન થઇને ઈશ્વરગુણ ગાવા, મત્ત ભાવથી સંગીત સાંભળવું અને પ્રભુપ્રત્યે અધીનભાવથી કાર્ય કરવું, એજ સુફિનો ધર્મ છે. હજરત ઇબ્રાહીમ(અથવા મહર્ષિ શુકદેવ)ના હૃદયની પેઠે સાચા સુફિનું હૃદય પણ સંસારની આસક્તિથી મુક્ત હોય છે અને ઈશ્વરાજ્ઞા પાળવામાં પ્રવૃત્ત રહે છે. તેનું આત્મસમર્પણ હજરત ઇસ્માઇલ(અથવા તો નારદ, મીરાં કે ઉદ્ધવ)ના આત્મસમર્પણ જેવું હોય છે; તેનો પશ્ચાત્તાપ હજરત દાઉદના પશ્ચાત્તાપ જેવો તીવ્ર હોય છે; તેની દીનતા હજરત ઇસાની દીનતા જેવી, તેની સહનશીલતા ચોબ(અથવા મહાભક્ત પ્રહ્લાદ)ની સહનશીલતા જેવી, તેનો અનુરાગ હજરત મુસાના અનુરાગ જેવો અને ઉપાસનાસમયનો તેનો પ્રેમ મહાપુરુષ મહમદ પેગંબર (સ૦આ૦સ૦) સાહેબના પ્રેમ જેવો હોય છે.*

૧૧–સુફિ ( પવિત્રાત્મા–ઋષિ ) મૃત્તિકાના જેવા હોય છે. એમના ઉપર ગમે તેટલો કચરો (વિરોધ, નિંદા, દુઃખ વગેરેનો) ફેંકવામાં આવે, પરંતુ તેમાંથી પણ પરિણામે તો લોકકલ્યાણજ ફલિત થવાનું.

૧૨–જે ઈશ્વરમાંજ લીન રહે તેજ ખરો સુફિ છે.

૧૩–પોતાનો ભાર બીજાપર ન લાદવો અને સંકોચવિના દાન કરવું, એ વળી ભારે બહાદુરી છે.

૧૪–પ્રાયશ્ચિત્તનાં ત્રણે પગથીઆં ચઢવાં જોઇએઃ–(૧) આત્મગ્લાનિ, (૨) ફરી વાર પાપ ન કરવાનો નિશ્ચય અને (૩) આત્મશુદ્ધિ.

૧૫–જે નેત્રો ઈશ્વરાજ્ઞાને તાબે રહેવામાં કલ્યાણ જોતાં નથી, તે નેત્રો તો અંધજ હોય તો સારૂં; જે જીભ ઈશ્વરની વાતચીતમાં રહે નહિ, તે મુંગીજ રહે

* આ તરફના પણ અનેક ઋષિમુનિ અને ભકતાત્માઓનાં નામ ઉપલાં નામો સાથે દરેક સ્થળે આપી શકાયાં હોત તો કેવું સારૂં ? પણ વાંક હિંદજાતિની બાળલગ્ને બચપણથીજ કરી મૂકેલી બાદલી યાદશકિતનો પૂરેપૂરો છે; એટલે વખતસર યાદ આવ્યું તેટલુંજ લખ્યું છે. અધમ ભિક્ષુ–અખંડાનંદ

તે સારૂં; જે કર્ણો સત્ય સાંભળી શકતાં નથી, તે તો બહેરાજ હોય તો સારૂં; અને જે દેહ ઇશ્વરની સેવામાં જોડાતો નથી, તેનું તો મરણુજ થાય તે સારૂં.

૧૬–ઈશ્વિર પોતાના દાસને બે પ્રકારના જ્ઞાનમાં વિદ્વાન બનેલો જોવા ચાહે છે:–(૧) સાધનાની કુશળતામાં અને (૨) ઇશ્વરસ્વરૂપના અપરોક્ષ જ્ઞાનમાં. અન્ય સર્વ પ્રકારનું જ્ઞાન તો ચાર દિવસના સાંસારિક સુખભોગનેજ માટે છે.

૧૭–આવરણ ત્રણ પ્રકારનાં છે:–(૧) પશુજીવન, (૨) માનવજીવન અને (૩) સંસાર. આ ત્રણ સાધારણ આવરણો છે. વિશેષ આવરણો પણ ત્રણ પ્રકારનાં છે:–(૧) સાધના તરફ દૃષ્ટિ રહેવી, (૨) સત્કાર્યના બદલા તરફ દૃષ્ટિ રહેવી અને (૩) અલૌકિક કાર્ય તરફ દૃષ્ટિ રહેવી.

૧૮–પરસ્પર વચ્ચે આપ–લે થવાથી જે પ્રેમ ઉપજેલો છે, તે પ્રેમ તો આપ–લે મટી ગઇ કે નાશ પામે છે અને તેથી તે સ્વાર્થી પ્રેમ છે. કાંઇ પણ સ્વાર્થની ગંધવિનાનો જે પ્રેમ તેનુંજ નામ સાચો પ્રેમ છે.

૧૯–પ્રભુના માર્ગમાં પ્રાણુસુદ્ધાં ન આપી શકાય તો તો તેનાપ્રત્યે પ્રેમજ જાગેલો ગણાય નહિ.

૨૦–ખરા પ્રભુપ્રેમી લોકો એકાંતમાં અને સ્તુતિપાઠમાં પણ એવી એવી વાતો કહે છે, કે જે સાધારણ માણસોને તો ધર્મવિરુદ્ધજ લાગે છે અને તે પરમપ્રેમી ભક્તોને 'નાસ્તિક' કહેતાં પણ અચકાતા નથી.

૨૧–ઇશ્વરદર્શનમાં નિમગ્ન થવું એટલે ભાવાવેશમાં હુંપદનો વિનાશ થવો તે.

૨૨-વાસ્તવિક સાક્ષાત્કારમાં ઈશ્વરમાંજ સ્થિતિ થતી હોવાથી અહંતા-મમતાનો નાશ થાય છે–અર્થાત્ એવી અવસ્થામાં તમે તમારા પંડને અને જીવપણાને તો જરા પણ જોઇ શકશો નહિ.

૨૩–કોઇ પણ પદાર્થને તેના મૂળસ્વરૂપે જોવો એજ તેનું વાસ્તવિક દર્શન છે.

૨૪–ગયેલો સમય કોઇ પણ રીતે પાછો આવતો નથી, તેથીજ સમયના જેટલી કોઇ પણ વસ્તુ પ્રિય નથી.

૨૫–'આ પ્રસંગે તો અસત્ય બોલ્યા વિના બચાવજ થવાનો સંભવ નથી' એવા સંયોગોમાં પણ જે સત્યજ બોલે છે, તેનુંજ નામ ખરેખરો સત્યનિષ્ઠ અને સત્યવક્તા છે.

# ૨૦—તપસ્વી બાયજીદ બસ્તામી

તપસ્વી બાયજીદ તપસ્વીમંડળના શિરોમણિ હતા. તેમનો જ્વલંત પ્રેમ, અડગ વિશ્વાસ અને વૈરાગ્યમય જીવન વખાણવા યોગ્ય હતું. બાલ્ય-કાળથી તેઓ જ્ઞાનના પ્રેમી અને પવિત્ર ચરિત્રવાળા હતા. તત્ત્વજ્ઞાનમાં તેમની બુદ્ધિ તલસ્પર્શી હતી. તે ઇશ્વરના ચિંતનમાં અને તેની મસ્તીમાં સદાય મસ્ત રહેતા. એશિયામાં આવેલા બસ્તામ નામના દેશમાં બાયજીદનો જન્મ થયેલો હતો. તેમના દાદા મૂર્તિપૂજક હતા અને તેમના પિતા ધર્મ-ચુસ્ત મુસલમાન હતા. નાનપણમાં તેઓ પિતારહિત થયા હતા. તેમની જનેતા અત્યંત ધર્મપરાયણા હતી. એ જનેતાએ બાયજીદની યોગ્ય અવસ્થા થતાં તેને ધર્મ અને નીતિનું શિક્ષણ આપવામાટે એક ધર્મપરાયણ શિક્ષક-ની નિશાળે મૂકયા. એક દહાડો પાઠશાળામાં તેમણે આ મતલબનું કુરાનનું વચન વાંચ્યું કે "મને તથા માતાપિતાને ધન્યવાદ આપો." શિક્ષકની પાસે તેમણે આ વાકયનો અર્થ પૂછયો. શિક્ષકે એ વાકયનો મર્મ વિસ્તારથી સમજાવ્યો, પણ તેથી તો ઉલટો બાયજીદના અંતરમાં વિશેષ ખળભળાટ જાગ્યો. તરત તેમણે ગુરુને પૂછયું કે "જો મને રજા આપો તો હું મારે ઘેર જાઉં. મારી જનેતાને મારે કાંઇક કહેવાનું છે." શિક્ષકે રજા આપતાં બાળક બાયજીદ જનેતા પાસે આવ્યા. શાળામાંથી વહેલા પાછા આવવાનું કારણ જનેતાએ પૂછયું, ત્યારે તેમણે કહ્યું કે "આજે મેં કુરાનનું એક વચન વાંચ્યું તેમાં ઇશ્વરે કહ્યું છે કે 'મારી અને માતાપિતાની સેવા કરો.' પરંતુ હું આ વિલક્ષણ વાત સમજી શકતો નથી. બે પ્રભુની સેવા એકસાથે શી રીતે કરી શકાય ? કાં તો તમે ઇશ્વર પાસેથી મને સદાકાળ માગી લો; એટલે હું આખા જીવનપર્યંત તમારોજ થઈ રહું; અને તેમ નહિ તો ઇશ્વરના કાર્યમાં મને સમર્પણ કરો કે હું સંપૂર્ણ રીતે તેનોજ દાસ બની રહું."

જનેતાએ કહ્યું કે "વત્સ ! હું તને પરમેશ્વરની સેવામાં સદાકાળ માટે અર્પણ કરૂં છું. મારા સંબંધે હવે તારે કાંઇજ કર્તવ્ય રહ્યું નથી. તારા ઉપરનો મ્હારો તમામ હક્ક હું અત્યારથી છોડી દઉં છું. જા, તું તે પ્રભુનો સદાનો દાસ થા."

જનનીના મુખથી મળેલી રજા શ્રવણ કરી બાયજીદ બસ્તામ દેશ છોડી ચાલ્યા. તપોવનમાં વસી અન્ન અને નિદ્રાનો ત્યાગ કરી ત્રીસ વર્ષસુધી

તેમણે કઠોર સાધના કરી. વળી એકસો તેર ઋષિઓનો સહવાસ કર્યો, તેથી તેમને ઘણોજ લાભ થયો. સાધુના સહવાસમાં અને સેવામાં તેમણે અત્યંત વિનય અને શ્રદ્ધા દર્શાવ્યાં. એ એકસોતેર ઋષિઓની અંદર મહર્ષિ સાદિક પણ હતા. એક વાર તેઓ સાદિકની પાસે બેઠા હતા ત્યાં સાદિકે કહ્યું કે "બાયજીદ! કબાટમાંથી અમુક પુસ્તક લાવો."

બાયજીદ—"કબાટ ક્યાં છે?"

સાદિક—"બાયજીદ! લાંબા સમયથી તમે મારી પાસે છો, છતાં પુસ્તકનું કબાટ જોયું નથી, એ આશ્ચર્યની વાત છે!"

બાયજીદ—"ગુરુવર! એ કબાટ જોઈને મારે શું કામ છે? આપનાં દર્શન-સમાગમથી અને આપની વાણીદ્વારા મને મહાન લાભ મળ્યા કર્યો છે; તો પછી મારે બીજાનું શું પ્રયોજન છે?"

સાદિક—"બહુ સારૂં. તો હવે તમે બસ્તામ ચાલ્યા જાઓ. તમારી સાધના પૂર્ણ થઇ છે. મેળવેલું જ્ઞાન તમોને મુક્તિ આપનારૂં થાઓ."

બહુ વર્ષોની સાધના પછી ઉન્નત જીવનનો લાભ મેળવી બાયજીદ જનેતાનાં દર્શન કરવા માટે પાછા બસ્તામમાં આવ્યા. એક સવારે તેઓ ઘેર આવી હાજર થયા. ત્યાં જનેતા આ પ્રમાણે પ્રાર્થના કરતી હતી કે "હે પ્રભો! મ્હારા દુઃખી પુત્રનું મંગળ કર, સાધુ પુરુષોનાં હૃદય તેના ઉપર પ્રસન્ન કર અને તેના જીવનને ધર્મબળથી બળવાન કર." પ્રેમાળ માતાની આ પ્રાર્થના સાંભળી બાયજીદથી રડી પડાયું અને દ્વાર ખખડાવી માતાને સાદ કર્યો કે "માજી! તમારો એ દુઃખી પુત્ર અહીં હાજર છે." જનેતાએ તરતજ દ્વાર ખોલ્યું અને પ્રેમાશ્રુ વહાવતાં પુત્રને બાથમાં લઇ કહ્યું કે "વત્સ! બહુ વર્ષે જનેતાને સંભારી! તારી જૂદાઇથી રડી રડી હું આંધળી ભીંત થઇ છું. તારી જૂદાઇના શોકનો મહાન ભાર વહન કરી કરીને મ્હારી પીઠ વાંકી વળી ગઈ છે."

બાયજીદ—"માતાજી! પહેલાં જેને હું ગૌણ કાર્ય માની ચાલ્યો ગયો હતો, તેજ મારે હવે મુખ્ય કાર્ય થયું છે. એ કાર્ય તે જનનીની સેવા છે. કઠોર તપશ્ચર્યા કરી હું જેને શોધતો હતો, તેને એક જનેતાની સેવામાં મેળવી શકત."

એક દહાડો રાત્રે માતાએ પાણી માગ્યું. બાયજીદે શીરોઇમાં જોયું તો પાણી ન મળે. બેઢાં અને ગોળામાં જોયું તો તેમાં પણ તેમજ. પછી નદીએ તેઓ જળ લેવા ગયા, એટલામાં જનેતા ઉંઘી ગઇ. બાયજીદ હાથમાં જળની

શીરોઇ લઇ પાસે આવ્યા; પણ જનેતા ઉંઘી ગયેલી, તેથી કાંઇ ન બોલતાં શીરોઇ લઈ ઉભા રહ્યા. ઘણી વારે માતા જાગી, એટલે તેમને પાણી પાઈ તેમનો આશીર્વાદ લીધો. રાત્રે અત્યંત ટાઢ હતી, તેથી શીરોઇ ઝાલી રાખવાથી હાથ ઠરી ગયો. માતાએ કહ્યું કે " ભાઇ ! હાથમાંથી જળપાત્ર નીચે કાં મૂક્યું નહિ ? "

બાયજીદે કહ્યું કે—"માતાજી ! મને એવી ફિકર થઇ કે પાત્ર હેઠે મૂકીશ તો ખડખડાટ થશે અને તમારી ઉંઘ ઉડી જશે. " અહા, શી માતૃભક્તિ !

મહર્ષિ બાયજીદના મકાનથી મસ્જીદ ચાળીસ પગલાં દૂર હતી. ત્યાં જતાં આવતાં રસ્તામાં તે કદી થુંકતા પણ નહિ. બાયજીદ મક્કા તરફ યાત્રાએ ગયા, ત્યારે દરેક પગલે સ્તોત્રના પાઠ કરતાં કરતાં ત્યાં બાર વર્ષે પહોંચ્યા. તે કહેતા કે " આ કાબાનું દ્વાર એ કોઈ પૃથ્વીના રાજાનું દ્વાર નથી કે એકદમ તેમાં દોડયા જવાય. આ તો આખા બ્રહ્માંડના રાજાધિરાજના મંદિરનું દ્વાર છે. તેમાં તો અનેક સાધનાઓ કર્યા પછીજ પ્રવેશ કરી શકાય."

મક્કાનાં દર્શન કરી ત્યાંથી તે મદિનામાં દર્શન કરવા ગયા નહિ; પણ દેશમાં પાછા આવ્યા અને બીજે વર્ષે ફરી મદિનાની યાત્રાએ ગયા. એક આંટેજ બે મહાતીર્થો કરી તેમને ફોસલાવવાં એ તેમને અયોગ્ય લાગ્યું. મક્કામાં જતી વખતે તેમના તપનો પ્રભાવ જોઇ સેંકડો માણસો તેમના સંગાથી થયા હતા.

બાયજીદ કહે છે કે—" બાર વર્ષસુધી મારા અંતઃકરણરૂપી દર્પણને નિર્મળ કરવાની મેં મહેનત કરી છે. બાર વર્ષસુધી મારા જીવનને મેં સાધનામાં જોડી રાખીને પશ્ચાત્તાપથી ઘડયું છે. અનેક સાધના પછી એ દર્પણ સ્વચ્છ થયું છે. એ પછી પણ અનેક પ્રકારની સાધના અને તપશ્ચર્યાવડે એ દર્પણને સ્વચ્છ કરતો રહ્યો છું. પછી એક વર્ષસુધી મારા અંતઃકરણ તરફ અંતર્દૃષ્ટિ કરી જોયું તો મને સાધનાનું અભિમાનરૂપી ભૂત વળગેલું જણાયું, તેથી પાંચ વર્ષ મહેનત કરી એ ભૂતને દૂર કર્યું અને તેમ થયા પછીજ મારૂં જીવન વિનયની પ્રભાથી પ્રકાશ પામ્યું છે. "

બાયજીદ ચાળીસ વર્ષસુધી મસ્જીદની નજીકમાં રહેતા હતા. તેઓ મસ્જીદમાં જવાનાં, ઘરમાં પહેરવાનાં અને ઘરમાં ઉપાસના કરવા સમયે પહેરવાનાં જૂદાં જૂદાં વસ્રો રાખતા અને પહેરતા. ઘણાં વર્ષસુધી તો તેઓએ ઉંઘ પણ ઓછી લીધી હતી. મસ્જીદની કે મુસાફરખાનાની ભીંતને ટેકો

દઈ તેમણે રાતોની રાતો ગાળી હતી. બાયજીદ કહેતા હતા કે "હું એક ધૂળની કણીને પૂછું છું તો તે પણ કહે છે કે, બાયજીદના કરતાં હું શ્રેષ્ઠ છું."

બાયજીદ કહે છે કે, ઘણા કાળસુધી મેં મારી તપાસ કરી જોઇ તો જણાયું છે કે, દાસત્વ અને પ્રભુત્વ એ બન્ને ઈશ્વરથીજ મળે છે. લાંબા સમય સુધી હું પરમેશ્વરને બોલાવતો હતો, પણ જ્યારે અંતર્દષ્ટિ કરી ત્યારે હું જોઇ શકયો છું કે, બોલાવનાર તો તેજ છે અને હું તો તેના બોલાવવાથી આવલો છું."

મહર્ષિ જુન્નુન મિસરીએ પોતાના એક શિષ્યને બાયજીદ બસ્તામી પાસે મોકલી સમાચાર કહેવરાવ્યા કે "હું હજ કરવા જતો હતો, પણ મુકામ નાખેલા મેદાનમાં આખી રાત્રિ ઉંઘી રહ્યો અને મારી સાથેના યાત્રાળુઓ ચાલ્યા ગયા છે, તેથી એકલો રહી ગયો છું."

આના ઉત્તરમાં બાયજીદ બસ્તામીએ કહેવરાવ્યું કે, તમે જઇ મહર્ષિ જુન્નુનને કહેજો કે "આખી રાત્રિ નિદ્રા ન કરતાં જે પ્રભુનું સ્મરણ કરે છે અને યાત્રાળુઓના ઉઠયા પહેલાં તો પંડે ચાલી નિર્દિષ્ટ સ્થળે પહોંચે છે, તેજ ખરેખરો પ્રભુભક્ત અને સત્પુરુષ છે." આ ઉત્તર સાંભળીને મહર્ષિ જુન્નુનનાં નયનો હર્ષાશ્રુએ છલકાઇ ગયાં અને તે બોલ્યા કે "બસ્તામી! તમારૂં કલ્યાણ થાઓ; હું આ ભવાટવીમાં એવી ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરી શકયો નથી, પરંતુ તમે તો તે દશાને અનુભવો છો."

એક વાર મહાત્મા અબુ મુસાએ બાયજીદને પૂછ્યું કે "પ્રભુની સાધના કરવામાં તમને કઠિન શું લાગે છે?"

બાયજીદ બસ્તામી—"ઘણા વખતસુધી મેં કઠોર નિગ્રહ કર્યો છે, છતાં હજુ હું પ્રભુના ચરણમાં મારા હૃદયને સ્થિર રાખી શકયો નથી. હું રોઉં છું, માથું પછાડું છું, પણ તે સ્થિર થઇ ટકતું નથી. જ્યારે મારા ઉપર પ્રભુની પૂર્ણ કૃપા ઉતરશે, ત્યારેજ તે સ્થિર થશે. મને વધારેમાં વધારે કઠણ એજ લાગે છે."

મહર્ષિ ઇયહાએ બાયજીદને લખ્યું કે "જે માણસ પ્રેમમદિરાનું પાન કરે છે અને સદાકાળ ઉન્મત્ત રહે છે, તે વિષે તમે શું કહો છો?" એના ઉત્તરમાં બાયજીદ લખે છે કે "અહીં મારી પાસે એક એવો માણસ છે કે જે રાતદહાડો પ્રેમની અખૂટ નદી વહેવરાવે છે."

ઇયહાએ ફરી વાર લખ્યું કે "મારે તમારી સાથે કેટલીક ગુપ્ત વાતો કરવાની છે. જો મારે અને તમારેમાટે સ્વર્ગમાં કલ્પતરુની છાયા નીચે સ્થાન નક્કી થયું હશે તો ત્યાં આપણે તે વાતો કરીશું." આ પત્ર સાથે તેમણે રોટ-

લાનો એક ટુકડો પણ મોકલ્યો; અને કહેવરાવ્યું કે "આ પ્રસાદનું ભક્ષણ કરજો. ઝમઝમ કૂવાના પવિત્ર જળથી આ પ્રભુનો પ્રસાદ તૈયાર કરેલો છે." આ પત્ર અને પ્રસાદ પ્રાપ્ત થતાં ગૂઢ વચનનો ઉલ્લેખ કરી બાયજીદે ઇયહાને ઉત્તર લખ્યો કે "**જ્યાં ઈશ્વરચર્ચા થાય છે ત્યાં સ્વર્ગજ છે અને કલ્પતરુની છાયાજ છે.** હું પ્રસાદનું ભક્ષણ કરીશ નહિ; કેમકે ભલે તેમાં ઝમઝમનું પવિત્ર જળ હોય, પરંતુ કેવા પ્રકારના લોટથી એ પ્રસાદ બનાવાયો છે, તે તમે લખ્યું નથી."

આ ઉત્તર વાંચી ઇયહાના મનમાં બાયજીદનાં દર્શન કરવાની ઉત્કંઠા જન્મી. તે તેમને મળવા નીકળી પડ્યા. ઇયહા કહે છે કે "રાત્રે નમાજ વખતે હું તેમને આશ્રમે પહોંચ્યો. એ સમયે મહર્ષિ બાયજીદ કોઇને મળતા નથી, એવું સાંભળ્યાથી સવારસુધી હું તેમને મળી શક્યો નહિ. સવારે સાંભળ્યું કે મહર્ષિ બાયજીદ પોતાની ઝુંપડીમાં નથી, પણ કબ્રસ્તાનમાં જઇને સાધનામાં બેઠેલા છે. હું ત્યાં ગયો અને તેમના તરફ દૃષ્ટિ કરી ઉભો; પણ તે તો ઇશ્વરના ઉંડા ધ્યાનમાં નિમગ્ન હતા. આખી રાત્રિ તેમણે પોતાના પ્રભુ સાથે વાતો કરવામાં ગાળી હતી, એવું મેં આસપાસના લોકો તરફથી સાંભળ્યું. સવારની નમાજ પછી તેમણે છેલ્લું સ્તોત્ર પઢી ઉપાસના સમાપ્ત કરી અને નેત્રો ઉઘાડયાં. મેં તેમને પ્રણામ કર્યા. તેમણે ઘણા સ્નેહપૂર્વક ગહન બાબતોવિષે વાતચીત કરી. છેલ્લે તેઓ આ પ્રમાણે બોલ્યા કે "ઇયહા! મને ઘણી લજ્જા આવે છે કે, ઇશ્વરને જાણું છું એમ મેં કહી બતાવ્યું છે; કેમકે ખરૂં જોતાં તો તેને કોઇ પણ પૂરેપૂરો જાણી શકે તેમ નથી. તેનું પૂરેપૂરૂં જ્ઞાન તો તેને પોતાનેજ છે. એવા અમાપ પરમાત્મા આગળ હું કોણમાત્ર? ઇયહા! સૌ વાતોમાં આ વાતજ સારભૂત છે કે, તેના પોતાના સિવાય બીજું કોઇ પણ તેને પૂર્ણપણે જાણી શકે તેમ નથી."

એક દહાડો રાત્રે બાયજીદ કબ્રસ્તાનમાંથી આવતા હતા. માર્ગમાં એક દુરાચરણી યુવક તંબુરો વગાડી આનંદ માણતો હતો. બાયજીદ તેની પાસે થઇ 'ઓ પ્રભુ! તુંજ મહાન અને અમર છે.' એવો ધ્વનિ કરતા કરતા નીકળ્યા. પોતાના આનંદમાં વિક્ષેપ પડયો તેથી પેલો દુરાચરણી યુવક ક્રોધાંધ બની ગયો અને જોરથી મહર્ષિ બાયજીદના માથામાં તેણે પેલો તંબુરો ઠોકયો. આ પ્રહારથી પેલો તંબુરો અને મહર્ષિનું મસ્તક બન્ને ફુટી ગયાં, પરંતુ મહર્ષિ તો નમ્રભાવે ત્યાંથી ચાલ્યા ગયા. બીજે દિવસે સવારે પોતાના શિષ્ય

મારફત તંબુરાની કિંમત અને એક થાળ ભરી મીઠાઇ તેમણે પેલા યુવકની પાસે મોકલાવી; અને વિનય તથા આગ્રહથી કહેવરાવ્યું કે "ગઇ રાત્રે મારા મસ્તકથી તમારો તંબુરો ફુટી ગયો છે, તો આ કિંમત સ્વીકારજો. તેનાથી બીજો તંબુરો ખરીદજો અને આ મિષ્ટાન્ન આરોગજો કે તમારા ક્રોધની જ્વાળા શાંત થાય."

મહર્ષિની આ રીતભાત જોઈ પેલો દુરાચરણી યુવક ગળગળો થઇ ગયો. આવીને તે મહર્ષિના ચરણમાં પડયો અને ઘણો પસ્તાવો કરી ક્ષમા માગી.

એક વાર પોતાના શિષ્યોની સાથે બાયજીદ રસ્તે ચાલ્યા જતા હતા. સાંકડા માર્ગમાં જતાં સામે એક કૂતરો ઉભો હતો. મહર્ષિએ પોતે એક બાજુ થઇ કૂતરાને માર્ગ આપ્યો. એક શિષ્યના મનમાં આ રીત અયોગ્ય લાગી. તે વિચારવા લાગ્યો કે "પરમેશ્વરે બધા જીવો કરતાં મનુષ્યને ઉત્તમ બનાવ્યો છે અને તેમાં પણ મહર્ષિપણું એ તો સર્વોત્તમ છે. આવા મહર્ષિએ એક કૂતરાને રસ્તો આપી શ્રેષ્ઠત્વ આપ્યું એ શું યોગ્ય છે?" બાયજીદ એનો મનોભાવ સમજી બોલ્યા કે "પ્રિય વત્સ! આ કૂતરાએ ઇસારો કરી મને પૂછયું કે, મેં શો અપરાધ કર્યો છે કે તમે મારા જાતભાઈનું ચામડું પહેરેલું છે? તમે અમારી જાતનો ઉપયોગ કરો છો તેનો શો બદલો આપો છો? આ કારણથી મેં કૂતરાને રસ્તો આપી માન આપ્યું."

બસ્તામવાસી એક સાધક ઘણાં વર્ષસુધી મહાત્મા બાયજીદના સમાગમમાં રહ્યો હતો. તેણે એક દહાડો તેમને નિવેદન કર્યું કે "મહાત્મન્! હું ત્રીસ વર્ષથી હમેશાં રોજા કરૂં છું અને રાત્રે જાગરણ કરી સાધના કરૂં છું; છતાં આપે જે ગૂઢ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપ્યો છે તેનો આભાસ પણ મારા જીવનમાં મને જણાતો નથી. એનું શું કારણ?" મહર્ષિ બોલ્યા કે "ભાઇ! ત્રીસ વર્ષ તો શું પણ ત્રણ હજાર વર્ષ આવી રીતે રોજા રહ્યા કરે અને ઉજાગરા કર્યા કરે, તોપણ તારી અવસ્થામાં જરા સરખો ફેરફાર થવાનો નથી, તેમજ તેની જરા પણ ખુબી તારામાં આવવાની નથી." પેલા માણસે પૂછયું કે 'કેમ?'

મહર્ષિ—"ભાઇ! તેં તારા જીવનને અનેક પ્રકારનાં આવરણોથી (પડદાથી–અંતરાયોથી) ઢાંકી દીધેલું છે તેથી."

પેલો માણસ બોલ્યો કે "એનો કાંઇ ઉપાય છે?"

મહર્ષિ—"હા,મારી પાસે એનું ઔષધ છે;પરંતુ તે તું ખાઇ શકશે નહિ."

પેલો માણસ—"ખાઇશ, હું ઘણાં વર્ષોથી એવું ઔષધ શોધું છું."

મહર્ષિ—"ઠીક, તો પહેલાં તો તારૂં મસ્તક મુંડાવી નાખ. સૌંદર્ય વધારનારાં આ જે જે વસ્ત્રાભૂષણો તેં ધારણ કર્યાં છે, તે શરીર ઉપરથી ઉતારી નાખ અને માત્ર એક કાંબળીજ રાખ. શહેરના જાહેર રસ્તાઓ, કે જ્યાં તને સૌ સારી રીતે ઓળખે છે ત્યાં જઇને તું બેસ. તારી પાસે કેટલાંક રમકડાં રાખ, બાળકોને બોલાવી ત્યાં એકઠાં કર અને તેમને કહે કે, જે મને બે બે કાંકરા અને એક એક ખાસડું મારે તેને હું એક એક રમકડું આપીશ; અને જે ઝાઝાં મારે તેને ઝાઝાં રમકડાં આપીશ. આ પ્રમાણે ગલીએ ગલીએ ફર અને છોકરાંથી પણ અપમાનિત થા. જે ગામમાં તારૂં ઘણું અપમાન થાય, ત્યાંજ તું રહેઠાણ કર. તારે માટે આજ ઉત્તમ ઔષધ છે." પોતાના રોગની શાંતિનું આવું ઔષધ સાંભળી પેલો માણુસ બોલી ઉઠયો કે "સબહાન્ અલ્લા!" (પવિત્ર પરમેશ્વર!)

મહર્ષિ—"એક નાસ્તિક માણુસ પણ જો સાચા ભાવથી આ શબ્દનું ઉચ્ચારણ કરે તો તે આસ્તિક બની જાય છે; પણ તું લાખો વાર આ શબ્દનું ઉચ્ચારણ કર્યા છતાં જરાયે શ્રદ્ધાવાન થયો જણાતો નથી! 'સબહાન્ અલ્લા' એ વાકયનું ઉચ્ચારણ કરીને તું તો માત્ર તારી પોતાની મહત્તા દેખાડવા માગે છે અને ઇશ્વરને હલકો પાડવા ચાહે છે."

પેલો માણુસ બોલ્યો કે "હું આપનું આવું ઔષધ ગ્રહણ કરી શકીશ નહિ. આપ બીજા કોઇ આગળ જઇને આવો ઉપદેશ આપો."

મહર્ષિ—"એજ મહાઔષધ છે, પણ તું તે ગ્રહણ કરી શકતો નથી."

મહાત્મા બાયજીદની પાડોશમાં એક ગરીબ માણુસનું ઘર હતું. તેનું એક ધાવણું બાળક હતું. આખી રાત અંધારૂં જોઇ એ રડયા કરતું. ગરીબાઇને લીધે તેની માતા આખી રાત્રિ દીવો બાળી શકતી નહિ. મહર્ષિ બાયજીદ રોજ રાત્રે તેને ઘેર દીવો આપી જતા તેથી બાળક રોતું બંધ રહેતું. એ બાળકનો બાપ કેટલેક દિવસે પરદેશથી પાછો આવ્યો, એટલે સ્ત્રીએ મહર્ષિની દયાની વાત તેને જણાવી. આ સાંભળી તે માણુસ બોલ્યો કે "મહર્ષિના દીપકનો પ્રકાશ આપણા ઘરમાં આવ્યો છે, તો હવે અંધકાર રહેશે નહિ." આટલું કહી તેણે તેમનું શિષ્યત્વ ધારણ કર્યું અને ઇશ્વરનો શરણાગત બન્યો.

એક વાર મહર્ષિ બાયજીદ એક ધર્મગુરુની પાછળ ઉભા રહી નમાજ પઢતા હતા. એટલામાં તે ધર્મગુરુએ બાયજીદને પૂછયું કે "તમે કાંઈ ધંધોરોજગાર કરતા નથી અને કોઇની પાસે કશું માગતા નથી, તો ગુજરાન શી રીતે ચલાવો છો?"

મહર્ષિ બાયજીદ—"હમણાં એવી વાતો ન કરો, એથી નમાજમાં ભંગ પડે છે." ત્યારપછી વળી પણ તે બોલ્યા કે "આગેવાન જીવનદાતાને પણ જે જાણતો હોય નહિ તેની પાછળ ઉભા રહી નમાજ પઢવી યોગ્ય નથી."

એક વાર બાયજીદ નેત્રો મીંચી ધ્યાનમગ્ન સ્થિતિમાં બેઠા હતા. કેટલીક વારે તેમણે નેત્રો ઉઘાડયાં ત્યારે તેમની પાસે બેઠેલા એક માણસે પૂછયું કે "આપ કયાં હતા ?"

મહર્ષિ બાયજીદ–"ઈશ્વરના મંદિરમાં."

પેલો માણસ બોલ્યો કે "હું પણ મંદિરમાંજ (મસ્જીદમાં) હતો અને ત્યાંથીજ ચાલ્યો આવું છું; પણ ત્યાં તો મેં આપને જોયા નહિ."

મહર્ષિ બાયજીદ—"હું મંદિરના પડદાની અંદર હતો અને તમે બહાર હતા, એટલે બહારના લોકો અંદરના માણસોને જોઈ શકે નહિ."

એક વાર એક માણસે મહર્ષિ બાયજીદને કહ્યું કે "આપ પોતાના મનને સ્થિર કરો, એટલે હું આપને એક વાત કહું."

મહર્ષિ—"હું ત્રીસ વર્ષથી પ્રભુની પાસે એજ માગું છું; પણ હજુ સુધી તેમ થયું નથી, તો આ ક્ષણેજ તમારેમાટે તેમ શી રીતે કરી શકું ?"

મહર્ષિ કોઇ દિવસ પોતાના જીવનમાં ખેદનો અનુભવ કરતા નહિ. તેમને દૃઢ વિશ્વાસ હતો કે, પ્રભુ અવશ્ય રોટી આપશે અથવા રોટી પ્રાપ્ત કરવાનું સાધન આપશે.

જ્યારે કોઈ માણસ પરમેશ્વરનાં ગુણગાન કરતું, ત્યારે મહર્ષિ બાયજીદનું મુખારવિંદ આનંદથી પ્રફુલ્લિત થઇ જતું; અને જ્યારે કોઇ માણસ તેમનાં (મહર્ષિ બાયજીદનાં) ગુણગાન કરતું, ત્યારે તેઓ નારાજ થઇને ત્યાંથી ચાલ્યા જતા."

એક દિવસ એક શિષ્યે ઋષિને કહ્યું કે "મને અત્યંત આશ્ચર્ય થાય છે કે અમુક માણસ પ્રભુને જાણે છે, છતાં તેની ઉપાસના કરતો નથી."

મહર્ષિ—"જે પ્રભુને જાણે તે જો તેની ઉપાસના કરે તો મને પણ આશ્ચર્યજ ઉપજે; કારણ કે પ્રભુ એવો આશ્ચર્યનો વિષય છે કે તેને જાણનારો મોહિત અને વિહ્વળ થયાવિના રહેજ નહિ; અને એવો માણસ સ્થિરચિત્તે ઉપાસના પણ શી રીતે કરી શકે ?"

મહર્ષિ પોતાની સાધનાની બાબતમાં કહે છે કે "સોળ વર્ષસુધી હું ઉમરા આગળ ઉભો રહ્યો ત્યારેજ મને ખબર પડી કે, હું અત્યંત અપવિત્ર

અને દુરાચારી છું. પછી હું પરમાત્માનો ભક્ત થયો અને મેં તેને કહ્યું કે 'હે પ્રભો ! તમારા સિવાય મારૂં કોઇ નથી; અથવા તો જ્યારે તમે મારા છો એ-ટલે બધુંજ મારૂં છે.' તેમના પ્રથમ કૃપા–કટાક્ષે અંતરના કલેશો દૂર થયા. જે આજ્ઞાઓ તેણે આપી છે તેનું પાલન કરનારને તેણે જોઇએ તે આપ્યું છે; પણ મેં તો તેના પોતાનાસિવાય બીજું કંઈ પણ ઈચ્છયું નથી. પછી તેમનો પ્રત્યક્ષ પ્રભાવ મળવા લાગતાં મને નવું જીવન પ્રાપ્ત થયું. મને પહેલાં એમ લાગતું હતું કે, હું તેના ઉપર પ્રેમ રાખું છું, પણ ઉંડી દૃષ્ટિ ઉપજતાં તેથી ઉલટુંજ સમજાયું. મારા ઉપરનો તેનો પ્રેમ તો મારા પ્રેમ કરતાં પણ પહેલાંનો જન્મેલો હતો. બધાય પોતપોતાની સાધનામાં ડૂબેલા છે, પણ મને તો બધે તેની કૃપા-જ દેખાતી હતી. લોકો મરણવાળા પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરે છે, પણ મેં તો જેનું કદી મરણ નથી એવા અનંત જીવનવાળા પુરુષની પાસેથી શિક્ષણ મેળવ્યું છે. બધા માણસો ઇશ્વરસંબંધી વાતો પોતાની મેળે કહેવા લાગ્યા, પણ હું તો વસ્તુતઃ ઈશ્વરવડેજ બોલવા લાગ્યો. બાહ્યજ્ઞાનનું શિક્ષણ મેળવવું એ મને તો માત્ર કલેશકારીજ લાગ્યું.

મેં વિશ્વાસપૂર્ણ નેત્રોવડે ઇશ્વરના તરફ દૃષ્ટિ કરી હતી. તમામ દુનિયાઈ પદાર્થોથી મને તે બહુજ ઉંચી ભૂમિકામાં લઇ ગયો અને પોતાના પ્રકાશથી મને પ્રકાશમાન કર્યો. અનેક વિચિત્ર ભાવોદ્વારા ઉંડાં રહસ્યો મારા આગળ પ્રકટ થયાં. પોતાનો પ્રતાપ અને મહિમા તે પરમાત્માએ મને દર્શાવ્યાં. તેના તરફથી મેં મારા પોતાના તરફ દૃષ્ટિ ફેરવી અને મારી યોગ્યતા તપાસી જોઇ તો મને લાગ્યું કે, મારૂં જ્ઞાન તો તેના જ્ઞાન આગળ અંધકાર જેવું–અર્થાત્ નહિ જેવુંજ છે. તેના મહત્ત્વ આગળ મારૂં મહત્ત્વ મને બહુજ તુચ્છ લાગ્યું, તેના ગૌરવ આગળ મારૂં ગૌરવ અદૃશ્ય થઇ ગયું. ત્યાં પૂર્ણ નિર્મળતા હતી, ત્યારે અહીં ખૂબ મલિનતા હતી. પછી મેં વધારે આગળ દૃષ્ટિ કરી તો તેની જયોતિમાંજ મારી જયોતિ જણાઇ. સત્ય અને વિચારરૂપી ચક્ષુથી નિરીક્ષણ કરતાં સમજાયું કે તમામ પૂજા તથા અર્ચના તેનાથીજ થાય છે, મારાથી નહિજ. હું પૂજા કરૂં છું એવું મારૂં આગલું અભિમાન ગળી ગયું. મેં આશ્ચર્યચકિત થઇને નિવેદન કર્યું કે "હે પ્રભો ! આ કેવો વ્યાપાર ?"

તેણે કહ્યું કે "સર્વ કંઇ હુંજ છું. મારા સિવાય બીજું કાંઇ પણ નથી. તું માત્ર કાર્ય કર, પરંતુ તારામાં કાર્યશક્તિ અને કાર્યસિદ્ધિ પણ હુંજ છું. જ્યાંસુધી મારી સહાય (સત્તા–સ્ફુર્તિ) તારામાં ઉતરે નહિ, ત્યાંસુધી તું

ઉપાસના કરી શકે તેમ નથી. પછી તે પ્રભુએ મારી બાહ્યદૃષ્ટિ અને અંતર્દૃષ્ટિ બંધ કરી દીધી અને તેના સ્વરૂપનું તથા કાર્યનું દર્શન કરવાની મને શિખામણ આપી. મને મારા અસ્તિત્વમાંથી (જીવભાવમાંથી) નષ્ટ કર્યો અને તેના પોતાના સચ્ચિદાનંદમય સ્વરૂપમાં સજીવન કર્યો. આવી રીતે તેણે તેનું પોતાનું અનુપમ સ્વરૂપ–મારું પોતાનું સ્વરૂપ–ઇશ્વરત્વમાં જીવવું મને અત્યંત વહાલું કરી મૂક્યું–અર્થાત્ મને અસત્યમાંથી સત્યમાં–અંધકારમાંથી પ્રકાશમાં–લઇ ગયો. મેં તેના દ્વારા તેના તરફ દૃષ્ટિ કરી અને તેને વાસ્તવસ્વરૂપે જોઈ શકયો; ત્યાંજ મેં ઘર કર્યું–વાસ કર્યો–અને શાંતિ ભોગવવા લાગ્યો. અનિષ્ટ બોલનારી જીહ્વાને મેં ચૂપ રાખી, કાનને અનિષ્ટ સાંભળતા અટકાવ્યા, વ્યવસાયી વિદ્યાનો પરિત્યાગ કર્યો, ઇંદ્રિયોનાં પરાક્રમોનો ભાગીને ભૂકો કરી નાખ્યો, ઇંદ્રિયોના સંબંધો મૂકી દઇને થોડો કાળ સ્થિતિ કરી. હવે ઇશ્વરી દયા ઉતરી. તેણે મારા અંતરમાં વાસ્તવિક જ્ઞાનનો ઉદય કર્યો. પોતાની કૃપાથી મારી જીહ્વાનું નવુંજ સ્વરૂપ રચ્યું. પોતાની જ્યોતિથી મારાં નવાંજ ચક્ષુ બનાવ્યાં અને તે ચક્ષુવડે આખા જગતને હું જોવા લાગ્યો. મેં તેની કૃપાદ્વારા પ્રાપ્ત થયેલી જીહ્વાવડે તેની સ્તુતિ કરી અને તેના જ્ઞાનદ્વારા જ્ઞાન મેળવ્યું; તેમજ તેનાંજ આપેલાં ચક્ષુવડે તેનું નિરીક્ષણ કર્યું. ત્યારે તેણે કહ્યું કે 'બાયજીદ! જો, જ્યાં કશું નથી ત્યાંજ બધું છે.'

મેં કહ્યું કે "પ્રભો ! આથી હું અહંકારી ન થાઉં એટલી દયા રાખજો. આપનાથી હું નવું જીવન પામ્યો છું, પરંતુ હજી પણ તે અનુભવ્યા કરવાની ભૂખ તૃપ્ત થતી નથી. હું આપનાવિનાનો થઇને રહું તેના કરતાં તો આપ મને મારા પોતાનાવિનાનો કરીને રાખો (મારા જીવભાવનો નાશ કરો), એજ ઉત્તમ છે." પછી તેણે મને કહ્યું કે "બાયજીદ ! હવે વિધિનિષેધની હદ ઓળંગ્યાવિનાજ ઉદ્ધારની સાધના તરફ ચિત્ત લગાડ; તેથી તારો યત્ન સફળ થશે."

હું બોલ્યો કે "પ્રભો ! મ્હારી એજ વાસના છે; મ્હારા અંતરમાં પણ એજ વિશ્વાસ છે કે, જો તમે પોતેજ તમારી વંદનામાં મને જોડશો, તોજ મારાથી તે બની શકશે. હું પોતે તો કાંઇજ કરવાને શક્તિમાન નથી. જો તમે મને શિક્ષા કરશો, તોપણ તેથી મારો પાપ અને હાનિમાંથી તો ઉદ્ધારજ થશે."

તેણે મને પૂછયું કે "તેં આ શિક્ષણ કોની પાસેથી લીધું ?"

મેં કહ્યું કે " પ્રભો ! ઉત્તર આપનાર કરતાં પ્રશ્ન પૂછનાર વધારે જાણે છે; કેમકે જાણવા ઇચ્છનાર પણ તે છે અને જાણવાની વસ્તુ પણ તે છે ! હૃદયનો ભાવ નિર્મળ થયો, ત્યારેજ હૃદય પ્રભુની પ્રસન્નતાનો ધ્વનિ સાંભળવા પામ્યું. તેણે સંતોષનાં ચિહ્નો દર્શાવવા માંડયાં અને મને નિર્મળ કર્યો. ઇંદ્રિયો અને શરીરના મલિન ભાવથી મને સંપૂર્ણ મુક્ત કર્યો. હું જાણી શકયો કે, હું તેનાવડેજ જાગ્રત થયો છું અને તેનીજ કૃપાથી હૃદયમાં આનંદની શય્યા પથરાઇ છે અને હું તેમાં સૂતો છું."

તેણે મને કહ્યું કે " બાયજીદ ! તારે જે જોઇએ તે માગી લે. "

હું બોલ્યો કે " હે પ્રભુ ! હું તો તનેજ ચાહું છું, બીજા કશાને નહિ-તું મહાનથી મહાન છે, તું પરમ કૃપાળુ છે. હું તારાજ દ્વારા અને તારામાંજ શાંતિ પ્રાપ્ત કરી શકીશ; માટે તારાથી તો મને જરા પણ અળગો કરીશ નહિ. તારા સિવાય બીજું કાંઇ મારી આગળ લાવીશ નહિ. "

તેણે કહ્યું કે "ભલે." પછી ઘણી વાર સુધી કશો ઉચ્ચાર કર્યો નહિ.

પછી મારા મસ્તક ઉપર તેણે ગૌરવનો મુકુટ અર્પણ કર્યો અને કહ્યું કે " તેં જે કાંઇ સત્ય જોયું છે અને સાંભળ્યું છે, તેજ તું કહે છે અને શોધે છે. "

મેં કહ્યું કે " મેં જે જોયું છે તે તમારાવડેજ જોયું છે અને જોઉં છું તે પણ તમારાવડેજ જોઉં છું. વળી જે સાંભળું છું તે પણ તમારાવડેજ સાંભળું છું. પ્રથમ તમે સંભળાવ્યું છે અને પછીથી મેં તેની પ્રશંસા કરી છે."

પછી તેણે મને પોતાના મહિમા તથા ગુણ ગાવાની શક્તિ આપી, નવી પાંખો આપી. હું તે પાંખોવડે મહત્ત્વના આકાશમાં ઉડવા લાગ્યો. મને દુર્બળ તથા વ્યાકુળ જાણીને તેણે પોતાના બળવડે બળવાન બનાવ્યો, પોતાની શોભાએ શોભીતો કર્યો અને એકતારૂપી મંદિરનું દ્વાર મારેમાટે ઉઘાડી નાખ્યું. જ્યારે તેણે જાણ્યું કે, તેના ભાવની સાથે મારો ભાવ મળી ગયો છે, ત્યારે તેણે પોતાના મંદિરનોજ એક માણસ ગણી લઇ મને તેમાં દાખલ કર્યો, પોતાનોજ માણસ ગણી તેણે મને ગૌરવવાળો કર્યો, એકતાનો પ્રકાશ આવતાં જૂદાઇ ચાલી ગઇ. તેણે આશીર્વાદ આપ્યો કે " જે ઇચ્છા મારી છે, તેજ ઇચ્છા તારી હો. તારૂં વાક્ય મારી ઇચ્છાનું વિરોધી ન હો. તારો અહંભાવ તને જૂદો કરી શકો નહિ. "

આ પ્રમાણે તેણે મને પોતાનો બનાવ્યો. વળી એક વાર તીક્ષ્ણ આઘાત કરી મ્હારી પરીક્ષા લીધી; પણ પરીક્ષાના અગ્નિકુંડમાંથી વિશુદ્ધ બની હું

બહાર નીકળી શકયો. મ્હારો ભક્તિભાવનો અશ્વ તેના તરફ જોસભેર દોડયો જતો હતો. મેં લક્ષ્ય સાધવાનો ઉપાય પ્રાર્થનાસિવાય બીજો કોઇ પણ જોયો નહિ. મૌનભાવ સિવાય અંધકાર મટાડવાનો બીજો તેજસ્વી દીપક મને જણાયો નહિ. વૈરાગ્યનું સ્વચ્છ વસ્ત્ર ધારણ કરી મેં દેવલોકમાં સ્થિતિ કરી. તેમ કરવાથી હું આંતર્બાહ્ય માનુષી ભાવોથી સંપૂર્ણ રીતે મુક્ત થયો. મનનું દ્વાર ખુલ્લું થતાં બધો અંધકાર નષ્ટ થયો. હું એક એવી જીભને પામ્યો કે જેમાં અભેદસિવાય અન્ય કશોજ ઉચ્ચાર હતો નહિ. મ્હારી જીહ્વા તેના અનુગ્રહની પ્રશંસા કરવામાં, મારૂં હૃદય તેની જ્યોતિમાં અને મારાં નેત્રો તેના અવર્ણ્ય સૌંદર્યમાં મશગુલ થયાં. હું તેનીજ સહાયવડે વાત કરવા લાગ્યો, તેનાજ બળવડે હું શ્વાસોચ્છ્વાસ લેવા લાગ્યો, તેનામાંજ હું જીવું છું અને કદી પણ મરવાનોજ નથી. હું એવે સ્થાને પહોંચ્યો કે મારૂં ભજન-સાધન અનંતની દિશા તરફ અને મારાં લક્ષણો અનાદિની તરફ દોરાયાં. મારી જીહ્વા એ અભેદની જિહ્વા થઈ અને મારો પ્રાણ અભેદનો પ્રાણ બન્યો. હું કાંઈ મારી શક્તિવડે બોલતો નથી કે જેથી વક્તાતરીકે ગણાઈ શકું. તે પોતાનીજ ઈચ્છા પ્રમાણે મારી જીહ્વાને ચલાવે છે અને હું તો સાધનમાત્ર છું. ખરેખરો વકતા તો તે બન્યો અને હું તો નિમિત્તમાત્ર થયો. હવે તેણે મને ઉન્નત કરી કહ્યું કે "બાયજીદ ! લોકો તને જોવાને ઇચ્છે છે."

મેં કહ્યું કે "પ્રભો ! હું ચાહતોજ નથી કે તેમની નજરે દેખાઉં; છતાં જો તારીજ ઈચ્છા એમ હોય કે લોકોની આગળ તારે મને મૂકવો, તો હું તારી ઈચ્છાવિરુદ્ધ વર્તીશ નહિ. મને તું ગમે ત્યાં મૂક, પણ મને તારા અભેદભાવથી શણગારીને તૈયાર કર, કે જેથી લોકો જ્યારે પણ મને જુએ, ત્યારે મારે રૂપે ન જોતાં, તારા સ્વરૂપેજ જુએ."

એ તો રહ્યો ભક્તવત્સલ એટલે એણે તો મારો એ મનોરથ પણ પૂર્ણ કરવા ધારીને (અને એ લોકપ્રતિષ્ઠાનો પણ કેવો ગેરલાભ છે, તેનો પણ સ્વાદ ચખાડીને પોતા તરફ જલદી લાવવાના હેતુથી) કહ્યું કે "ભલે મારી પ્રજાની તરફ-જનસમાજની મોટપ મેળવવા તરફ આવ." પછી હું તે પ્રભુના મંદિરથી એક પગલુંજ બહાર નીકળ્યો, ત્યાં તો બીજી વાર પછડાયો અને મેં તેનો શબ્દ સાંભળ્યો કે "પાછો આવ, મારા પ્રેમની વસ્તુ ! તું પાછો મારીજ તરફ આવ. હવે પછી પાછો ભૂલેચૂકે પણ મને છોડીને તું બીજે જઇશ નહિ. મ્હારા સિવાય કોઇ માર્ગ તારે માટે નથી." પોતાના જીવનસંબંધે આવી આવી ઘણી વાતો બાયજીદે કહેલી છે.

## મહર્ષિ બાયજીદની પ્રાર્થના

"હે પ્રભો ! હજુ કેટલા કાળ સુધી મારી અને તારી વચ્ચે 'હુંપણું' અને 'તુંપણુ'' રહેશે ? મારૂં હુંપદ તો મારામાંથી જરૂર દૂર કર. તેમ થશે એટલે પછી તો મારૂં હુંપણું કેવળ તારામાંજ રહેશે અને મારા પોતાપણું–અહંતામમતા–કાંઇ પણ રહેવા પામશે નહિ. હે પરમેશ્વર ! જ્યાંસુધી હું તારી પાસે–તારામાં–હોઉં છું, ત્યાંસુધી તો હું કંઇકનો કંઇક–સર્વથી શ્રેષ્ઠ બની જાઉં છું; પરંતુ જ્યારે હું મારામાંજ–દેહાભિમાનમાં–અજ્ઞાનમાં–અહંતા–મમતામાં–હોઉં છું, ત્યારે તો હું સૌથી નીચ હોઉં છું. હે પ્રભો ! જો તું મને ખરેખરો તારો પોતાનો કરી લે, તો તો તારા સખાના ઉચ્ચપદે મને સ્થાપિત કર; અથવા તારૂં તત્ત્વ અનુભવવાનો મને અધિકારી બનાવ. જો એટલું થાય તો તો પછી હું આ દુનિયા આગળ યોગી પણ થવા ઇચ્છતો નથી ને જ્ઞાની થવા પણ ઈચ્છતો નથી. હે નાથ ! હું તો માત્ર તારીજ પાસે અને હક્કપૂર્વક માગીશ અને તારીજ મારફતે તને પ્રાપ્ત કરીશ. હે પ્રભો ! આ તારા દાસ જેવાના ઉદ્વેગી હૃદયમાં પણ તારાં આશ્વાસનવચનો કેવાં ઉત્તમ લાગે છે ! હે દીનાનાથ ! પાપીઓ માટે પણ તારાં ઉજ્જવળ બોધવચનો કેવાં મધુર છે ! અહા ! તારો કેવો ઉન્નત ભાવ છે કે જેને મનુષ્ય તો વ્યક્ત પણ કરી શકે તેમ નથી; એટલુંજ નહિ પણ મનુષ્યની બુદ્ધિ પણ તેનું માપ કરી શકે તેમ નથી. અનંત જિહ્વાઓ હોય તોપણ તેનું વર્ણન કરવાને તે અશક્ત છે. તેનું જીવન પૂરૂં થાય, તોપણ તારી સાથેની આવી વાતો પૂરી થાય તેમ નથી. હે પ્રભુ ! હું તારા ઉપર પ્રેમ કરૂં, તેમાં તો કાંઇજ આશ્ચર્ય નથી; કારણ કે હું તારો દાસ, દુર્બળ, દીન, હીન અને ભિક્ષુક છું. પણ આશ્ચર્યની વાત તો એજ છે કે, તું તો પ્રભુ, સર્વશક્તિમાન, સર્વજ્ઞ, અનંત બ્રહ્માંડોનો પણ રાજાધિરાજ અને અનંત પ્રકારના અપાર ઐશ્વર્યસંપન્ન હોવા છતાં મારા જેવા તરફ પણ પ્રેમ કરે છે !!

હે દીનાનાથ ! હું તો (એવો નિર્બળ ને અયોગ્ય છું) કે સમગ્ર સમય તારી સાધનામાં ગાળતો નથી. રાત્રિઉપાસના પણ બરાબર થતી નથી, તેમજ બહુ રોજા (ઉપવાસ) પણ કરી શકતો નથી. વારંવાર ધર્મગ્રંથનું અધ્યયન પણ મ્હારાથી થઈ શકતું નથી; જેથી તારૂં યથાર્થ વર્ણન થાય એવી સ્તુતિ કે પ્રાર્થના પણ મને આવડતી નથી. વળી તું જાણે છે કે, હું કશુંજ જાણતો નથી અને આ જે કાંઇ ઉલ્લેખ કરૂં છું તે પણ લાયકાતથી નહિ, પણ લ-

જિજત થઇને બોલું છું. તેં મને કૃપારૂપી જે અમૂલ્ય અનુપમ વસ્ત્ર આપેલું છે, તેના આગળ મારૂં ધ્યાન, ભજન, ત્યાગ વગેરે સર્વ કાંઈજ હિસાબમાં આવે તેમ નથી. શું કહું ? પ્રભુ ! શરમથી મુંઝાઇ જાઉં છું કે, સિત્તેર સિત્તેર વર્ષસુધી મેં નાસ્તિક રહીનેજ મસ્તક ઉપરના કેશ ધોળા કરી નાખ્યા !! અને છેક હવે હું તારી સમીપ તારૂં નામ રટતો રટતો વગડામાંથી ચાલીને શિક્ષા પ્રાપ્ત કરવા આવ્યો છું. છેક હવેજ હું વિશ્વાસના પ્રદેશમાં પગલું મૂકું છું ! હવેજ મેં જિહ્વાને તારા ગુણગાનમાં જોડી છે. મને સમજાયું છે કે, તારૂં કાર્ય કોઇ પણ હેતુને અધીન નથી; તેમ તારી પ્રસન્નતા પણ કાંઇ મારી તપશ્ચર્યા ઉપર આધાર રાખતી નથી. કેમકે મેં જે કર્યું છે, તે તો માત્ર ધૂળ–રાખ જેવુંજ છે. હે દયાળુ ! તેં મ્હારા અનેક અન્યાય જોયા છે. તેની મને ક્ષમા આપ; મેં તારી તપશ્ચર્યા અથવા સાધના કરી છે, એવું મારૂં અભિમાન નષ્ટ કર; અજ્ઞાનજન્ય દૂષણો અળગાં કર અને મારાં પાપ તારી કૃપાપ્રસાદીથી ધોઇ નાખ."

બાયજીદનું તમામ જીવન ઈશ્વરનાજ ભજન–સ્મરણમાં ગયું હતું અને દેહાંત પણ પ્રભુનુંજ સ્મરણ–ભજન કરતાં કરતાં થયો હતો.

હજરત મહમદ સાહેબ( સ૦ આ૦ સ૦ )ના દૌહિત્ર સાધુ સાદિકના સમયમાં મહર્ષિ બાયજીદ થઇ ગયા. એટલે અનુમાન થાય છે કે, અગીઆરસો વર્ષ પહેલાં તેઓ હયાત હતા. તેમણે લગ્ન કર્યું હતું કે નહિ, તે વિષે કશો ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી.

## આ મહાપુરુષનાં વચનામૃત

૧–મારા હૃદયમાં એક વાર એવો ધ્વનિ સંભળાયો હતો કે "બાયજીદ ! મારો ભંડાર વિવિધ રત્નોથી ભરપૂર છે, માટે જો મને ચાહતો હોય તો એવું કંઇ લઇ આવ કે જે મારામાં ન હોય." ત્યારે મેં કહ્યું કે " હે પ્રભુ ! એવી કયી વસ્તુ છે કે જે તમારામાં હોય નહિ ?" ઉત્તર મળ્યો કે "નિર્ધનતા." અર્થાત્ સર્વ લૌકિક પદાર્થનો ત્યાગ.

૨–જે કાંઇ ત્યાગ–વૈરાગ્ય મારામાં છે તે તમામ ઈશ્વરપ્રસાદથી છે; મારી શક્તિથી નહિ. જો ઈશ્વરની કૃપા ન મેળવી હોય તો "મનુષ્યપ્રયત્નથી કશુંજ વળતું નથી" એ વાક્યનું મૂલ્ય મારે મન મૃત્યુલોક અને સ્વર્ગલોક કરતાં પણ વધારે છે; પરંતુ એ પ્રકારના ભક્તથી પણ તે ભક્ત વધારે ભાગ્યશાળી છે કે જે બીજા કશા પણ યત્નસિવાય માત્ર પ્રભુકૃપાથીજ યોગ્યતાના ભંડાર પાસે પહોંચી શકે છે અને પ્રભુદર્શનરૂપી સર્વોપરિ ધન મેળવે છે.

૩–હું મક્કામાં ગયો ત્યારે પ્રથમ તો મેં મંદિરજ જોયું; બીજી વાર મંદિરની અંદર ગયો અને મંદિરના સ્વામીને જોયો; પણ ત્રીજી વાર તો મંદિરને પણ જોયું નહિ અને મંદિરના સ્વામીને પણ જોયો નહિ; પરંતુ ઇશ્વરમાંજ એવો ડૂબી ગયો કે બીજી કોઇ પણ વસ્તુનું જ્ઞાન કે ભાન નહિ રહેતાં જ્યાં ત્યાં માત્ર પ્રભુનેજ જોયો.

૪–હું ત્રીસ વર્ષસુધી તો એવુંજ બોલ્યા કરતો હતો કે "હે પ્રભુ! તું મ્હારૂં આ કામ કર, તે કામ કર; આટલું આપ, તેટલું આપ." પણ જ્યારે મેં તે પ્રભુને જરા તરા પણ ઓળખ્યો, ત્યારે તો મેં એટલુંજ કહ્યું કે "હે નાથ! તું પોતેજ મારો થા અને બીજી ત્રીજી બાબતોમાં તો તારી ઇચ્છામાં આવે તેમ કર."

૫–પ્રાતઃકાળમાં તેના સ્મરણનો પ્રેમપૂર્ણ ઉચ્ચાર "આહા!" "હે ઇશ્વર!" મારા અંતરમાંથી નીકળે છે, તે મને એવો તો કિંમતી લાગે છે કે એના બદલામાં કોઇ આખા જગતની સંપત્તિ આપે, તોપણ હું એ શબ્દ છોડી શકું નહિ.

૬–લોકો મને જોવા ઇચ્છે છે, પણ હું તેમને જોવા ચાહતો નથી; કેમકે દાસની પ્રભુપ્રાર્થના પણ તેમને જોવાની નહિ, પણ પ્રભુનેજ પેખવાની છે.

૭–જેઓ મારા સાથીઓ હતા, તેઓ તે એક એક દુનિયાઇ વસ્તુ પ્રાપ્ત થતાં તેમાંજ લોભાઇને લિપ્ત થઇ ગયા; પરંતુ મેં તો એ કશામાં નહિ રોકાતાં મને પોતાને પણ સમગ્રભાવે સર્વના સ્વામી પ્રભુનેજ અર્પણ કરી દીધો અને મારે પોતાને માટે કાંઇજ રાખ્યું નહિ.

૮–ચાળીસ વર્ષસુધી મેં જગતના લોકોને ઈશ્વરતરફ આવવાની બૂમો માર્યા કરી; પરંતુ કોઇ પણ આવ્યું નહિ. પછી છેવટે એ બાહ્ય કામકાજથી થાકી–કંટાળીને હું પ્રભુના મંદિરમાં ગયો; પરંતુ ત્યાં તો મારા પહેલાંજ તેમાંના કેટલાય માણસો આવી પહોંચેલા જણાયા અને મારા કરતાં પણ પરમેશ્વરની દયા તેમના ઉપર વધારે ઉતરેલી લાગી!! કેમકે તેણે પોતેજ પોતાની અપાર દયાળુતાને લીધે તે સર્વને પોતાની પાસે આણ્યા હતા.

૯–એક દિવસ હું મારા મનને પકડવા મથતો હતો, પરંતુ મેળવી શકયો નહિ. પછી પ્રાતઃકાળે મેં એવો ધ્વનિ સાંભળ્યો કે "બાયજીદ! મને છોડીને તું બીજી વસ્તુ શામાટે શોધે છે? મનનું તારે શું કામ છે?"

૧૦–જે માણસ પ્રભુસિવાય બીજા પદાર્થોનું અનુસરણ કરે છે, તેને મ-

નુષ્યજ કહી શકાય નહિ; કેમકે મનુષ્યો મનઃશક્તિનો પૂરતો ઉપયોગ કર્યા-વગર માત્ર પોતાની આસપાસ જે જે અનિત્ય પદાર્થો જુએ છે, તેનેજ મેળવવા ઈચ્છે-મથે છે; અને તેથી સદા સાથે નહિ રહેવાવાળા લૌકિક પદાર્થોજ તેમને આવી મળે છે! માણસ જેની સાથે વાત કરતો હોય, તેજ તેને પ્રત્યુત્તર આપે છે.

૧૧-ઈશ્વર મને એવે સ્થાને લઇ ગયા છે કે જે સ્થાનમાંથી તમામ લોકો મને હસ્તામલકવત્ (હથેળીમાંના આંબળાની પેઠે) જણાય છે.

૧૨-જે ઈશ્વરના ગુણોને પોતામાં આરોપે તે યોગી અધમ છે.

૧૩-અંતઃકરણમાં એક ભંડાર છે; તે ભંડારમાં એક રત્ન છે અને એ રત્નનું નામ 'પ્રભુપ્રેમ' છે. એ રત્ન જે મેળવી શકે છે, તેજ ઋષિ (બ્રહ્મવેત્તા) થઇ શકે છે.

૧૪-જો આ જગતમાંનો એકેએક માણસ અગ્નિવડે મારા અંતઃકરણને બાળી નાખે તો હું તો માત્ર ધીરજજ રાખી શકું અને એવાઓ તરફ જેવી રીતે અને જેટલો પ્રેમ દર્શાવવાનું સ્વીકાર્યું છે, તેમાંનું તો કંઇ પણ મારાથી બની શકે એવું મને લાગતું નથી.

૧૫-જે માણસ સાધનારૂપી હથિયારવડે સમસ્ત દુનિયાઇ કામનાઓનાં મસ્તક છેદી નાખે છે; જેની તમામ આકાંક્ષાઓ માત્ર પ્રભુપ્રેમમાંજ અદૃશ્ય થઇ જાય છે; ઈશ્વર જેને ચાહે છે તેના તરફજ જે પ્રેમ કરે છે; અને ઇશ્વર જેમ પણ રાખવા ઇચ્છે તેજ પ્રકારે રહેવા ઈચ્છે છે; તેનેજ ખરેખરો યોગી જાણવો અને તેનેજ ખરેખરો પુરુષાર્થી જાણવો.

૧૬-અભિમાનપૂર્વક કરેલી હજારો તપશ્ચર્યાઓ કરતાં પાપને વાસ્તે ઉંડી લાગણીપૂર્વક કરેલો એક પણ પશ્ચાત્તાપ શ્રેષ્ઠ છે.

૧૭-અંતઃકરણમાં ઉદ્ભવેલા ઈશ્વરદર્શનના એક ટીપા જેટલા પણ સાચા ઉત્સાહની મીઠાશ આગળ સ્વર્ગનાં લાખો મણિમંદિરોની પણ મીઠાશ તુચ્છ છે.

૧૮-સાચો ઋષિ જ્યારે બહારથી ચૂપ હોય છે, ત્યારે અંદરથી ઇશ્વર સાથે વાતો કરતો હોય છે; અને જ્યારે તેનાં નેત્રો મિંચાયલા જેવાં હોય છે ત્યારે તે ઈશ્વરનો મહિમા અથવા સ્વરૂપ જોતો હોય છે.

૧૯-ભલે તમે શરીરથી પગપાળા ચાલજો, પરંતુ મનના ઉપર તો સ્વારીજ કરજો.

૨૦-પ્રભુના ભક્ત પાસે દુનિયાઈ પદાર્થ પૈકી તેનું પોતાનું કાંઇજ ન હોય

એ(ત્યાગ-વૈરાગ્ય)ના જેવું ઉત્તમ (સાધન) બીજું નથી; પણ જે અવસ્થામાં તેનામાં વિદ્યા, સાધના ક્રિયા કે ત્યાગ-વૈરાગ્યમાંનું કાંઇ પણ હોતું નથી તે અવસ્થામાં સર્વ પદાર્થ (પ્રભુ પોતે પણ) રહેલા છે, એમ જાણજો.

૨૧-આ સંસારમાં એવો પદાર્થ કયો છે કે જેનો પરિત્યાગ કરવાથી માત્ર એકજ બાબત તરફ પૂરેપૂરૂં મન પરોવી શકાઇને સત્વર સફળતા મેળવી શકાય ? ઉત્તર એજ કે, બહુનિષ્ઠતા. (એકસાથે અનેક કામ લઇ બેસવાં, અથવા બહુ બાબતોના બખેડામાં બની બેસવું તે.)

૨૨-જે માણુસ ઇશ્વરને ઓળખતો હોય છતાં તેના ઉપર પ્રેમ કરે નહિ, એ તો અસંભવિતજ છે અને જે ઓળખાણુ પ્રેમશૂન્ય હોય તે ઓળખાણુજ નથી.

૨૩-પ્રભુનો દાસ જ્યારથી સાંસારિક આવરણોથી વિંટાય છે, ત્યારથી તે પ્રભુની પૂજા અને સાધના છોડતો ચાલે છે.

૨૪-જે ઇશ્વરને જાણે છે, તે ઈશ્વરસિવાય અન્ય બાબતની વાતજ કરતો નથી.

૨૫-એક મુનિએ (સાધકે) ઋષિને પૂછયું કે "મારે શું કરવું ?" ઋષિએ કહ્યું કે "તે (પ્રભુ) શું કરે છે ?"

૨૬-ઈશ્વિર જેનાપર પ્રસન્ન થાય છે, તેને ત્રણ પ્રકારના સ્વભાવ આપે છેઃ- (૧)નદીના જેવી દાનશીલતા, (૨) સૂર્યના જેવી ઉદારતા અને (૩) પૃથ્વીના જેવી સહનશીલતા.

૨૭-સામાન્ય યાત્રાળુઓ તો માત્ર શરીરવડે અને બાહ્યમંદિરનીજ પ્રદક્ષિણા કરે છે અને માત્ર દુનિયાઈ પદાર્થનીજ ઇચ્છા રાખે છે; ત્યારે સાચા પ્રભુપ્રેમી જનો હૃદયવડે આંતરિક સ્વર્ગની પ્રદક્ષિણા કરે છે અને સર્વના સ્વામી પરમેશ્વરનેજ પામવાની આકાંક્ષા રાખે છે.

૨૮-વિદ્યામાં પણ એક એવું ઉપકારક તત્ત્વ રહેલું છે કે જેને ઘણાખરા વિદ્વાનો જાણતા નથી; તેમ ત્યાગ-વૈરાગ્યમાં પણ એક એવું મહા-ઉપકારક તત્ત્વ રહેલું છે કે જેને ઘણાખરા ભેખધારીઓ પણ જાણતા નથી ! ! (જેમ દૂધપાકમાં કડછી હજાર વાર ફરે, સો વર્ષ ડૂબી રહે, તોપણ જરા સરખોયે તેનો સ્વાદ મેળવી શકતી નથી તેમ.)

૨૯-આ બધા વાદવિવાદો, શબ્દાડંબરો અને અહંતા-મમતા એ તો માત્ર પડદાની બહારનીજ વસ્તુઓ છે. પડદાની અંદર (પંચકોષ અથવા ત્રણે શરીરની પેલી પાર) તો નીરવતા, સ્થિરતા અને શાંતિજ વ્યાપી રહેલી છે.

૩૦-સત્કાર્યો કરતાં સાધુલોકનો સહવાસ શ્રેષ્ઠ છે; તેમ અશુભ કાર્ય

કરતાં અશુભ લોકોનો સહવાસ વધારે ખરાબ છે.

૩૧–સાધનાને ખાતર જે કાંઇ કરવું પડે તે બધુંજ કરજે; પરંતુ તેમાં પણ પ્રભુકૃપાનોજ પ્રતાપ રહેલો જાણજે, પોતાના પુરુષાર્થનો નહિ.

૩૨–ઋષિ તેજ છે, કે જેને કોઇ પણ વિષય મલિન કરી શકતો નથી, પણ ઉલટી મલિનતા પણ તેનો સ્પર્શ થતાં પવિત્રતાના રૂપમાં ફેરવાઇ જાય છે.

૩૩–પીડાનો અગ્નિ તો તેનેજ સતાવી શકે છે, કે જે ઇશ્વરને જાણતો–ઓળખતો નથી. ઈશ્વરને જાણનારો તો બળતા અગ્નિને પણ ઠંડો–સુખદાયક–બનાવી લે છે.

૩૪–જે ઇશ્વરના સહવાસમાં આવે છે, તેને શી વાતનો ટોટો રહ્યો ? તમામ પદાર્થો અને તમામ સંપત્તિ તેનીજ છે; કારણ કે તેનો પરમ મિત્ર પરમેશ્વર સર્વવ્યાપી છે અને સર્વ સંપત્તિનો સ્વામી છે.

૩૫–જે પોતાને ઈશ્વરજ્ઞાનીતરીકે ઓળખાવે છે, તે મૂર્ખ છે. જે એમ કહે કે, હું તેને જાણતો નથી તેજ જ્ઞાની છે.*

૩૬–કદાચ આખું જગત પણ પોતાનું ઐશ્વર્ય અને સ્વામીત્વ તમને સોંપી દે, તો તેથી તમે ફુલાઇ પણ જશો નહિ; અને આખા જગતની નિર્ધનતા આવીં મળે, તો તેનાથી નારાજ પણ થતા નહિ. તમે તો કોઈ પણ સ્થિતિમ પ્રભુનુંજ કામ કર્યા કરજો.

૩૭–જે માણસ લૌકક લાલસાને વશ થઇને ઋષિમુનિઓના કે હૃદયસ્થ હરિના અવાજની અવગણના કરશે, તેને તો ગ્લાનિનુંજ કફન (ખાંપણ) ઓઢવું પડીને અપમાનનીજ ભૂમિમાં દટાવું પડશે; અને જે ઇંદ્રિયો અને ભોગેચ્છાને દુર્બળ બનાવવા સાથે લૌકિક પદાર્થોથી પણ દૂર રહેશે, તે સત્ય સુખ–શાંતિરૂપી કફન પામીને પરમ સન્માનની ભૂમિમાં–ખુદ પ્રભુનાજ ખોળામાં–સમાધિ પામશે.

૩૮–જે માણસ લૌકિક માનપ્રતિષ્ઠા મેળવવા–સાચવવા મથે છે, તે પરમાત્માની કૃપા કે સમીપતા પામી શકતો નથી; પણ જે માણસ પ્રભુને પામવામાટે સંસારથી છેટો ભાગીને લૌકિક પ્રતિષ્ઠાને તિલાંજલિ આપી જાણે

---

* કેમકે પ્રભુ આગળ તો માનવની સમાધિવૃત્તિ પણ બિચારી કીડીના જેવી તુચ્છ છે અને તેથી તે તો મીઠાઈના પહાડ પાસે પહોંચશે, ત્યારે પણ તેમાંથી માત્ર જરાતરાજ ખાઇને તૃપ્ત બની જશે. એથી વધારે ખાવા ઇચ્છશે પણ નહિ, ખાઇ શકશે પણ નહિ અને કહી શકશે પણ નહિ કે હું પહાડને ખાઇ ગઇ ! સંપાદક

છે, તેજ ઇશ્વરી માર્ગથી પતિત નહિ થતાં તેની સમીપતા, કૃપા, પ્રતિષ્ઠા અને પરમ પદ પણ પામી શકે છે.

૩૯–તમે કાં તો જેવા અંદરથી છો તેવાજ બહારથી દેખાવાનું રાખો અને કાં તો જેવા બહારથી દેખાઓ છો તેવાજ અંદરથી બનો.

૪૦–જ્યારે તમે પ્રભુમાંજ તમામ લોકોની સ્થિતિ અને ગતિ જોઇ શકો, ત્યારેજ પાકે પાયે પ્રભુદર્શન થયેલું જાણજો.

૪૧–જપની સિદ્ધિ નામોચ્ચાર કે મંત્રજપની સંખ્યા ઉપર રહેલી નથી; પણ હૃદયને તેનાવડે થતા અનુભવ–પ્રભાવ–સાક્ષાત્કાર ઉપર રહેલી છે.

૪૨–ધર્મની ક્ષુધા એ મેઘના જેવી છે. જ્યાં તે બરાબર જામી અને ચાતકના જેવી આતુરતારૂપી ગરમી વધી કે પછી તરતજ ઈશ્વરી કૃપારૂપી અમૃત વર્ષવાજ માંડવાનું.

૪૩–જે માણસ પોતાનીજ શક્તિવડે પ્રભુને પામવા ઇચ્છે છે, તે તો ઉલટો મૃત્યુનાજ મ્હોંમાં જઈ પડે છે.

૪૪–ઇશ્વરને જાણનારનું હૃદય નિર્મળ કાચની હાંડીમાં સળગાવેલા દીપકના જેવું બની રહેતું હોવાથી સર્વત્ર તેનો પ્રકાશ ફેલાય છે, ત્યાં પછી તેને પોતાને તો અંધકારનો ભયજ કેવો ?

૪૫–માણસને માટે બે બાબતો મૃત્યુસમાન છેઃ–એક તો અપમાન અને બીજું ઇશ્વરાજ્ઞાનો અસ્વીકાર.

૪૬–તે (પ્રભુ) મારા હૃદયને ઉંચે સ્થાને લઇ ગયા. સમગ્ર સ્વર્ગલોક ભમી આવી મેં મારા હૃદયને પૂછયું કે "હે હૃદય! તું શું લઈ આવ્યું?" તે બોલ્યું કે "પ્રભુપ્રત્યેનો પ્રેમ અને પ્રસન્નતા."

૪૭–શરીરને માટે સખતમાં સખત સજા શી ? "આળસના કરતાં ભારે સજા બીજી નથી."નરકનો અગ્નિ પણ આળસના જેટલો દુઃખદાયક નીવડતો નથી.

૪૮–જો કાલે ન્યાયસભામાં મને પ્રશ્ન પૂછાય કે 'કેમ કાંઇ કર્યું નહિ?' તો એને હું 'કેમ આવું કર્યું?' એ પ્રશ્ન કરતાં સારો માનું; કેમકે એ પાછલા પ્રશ્નમાં અહંભાવની ગંધ છે અને અહંભાવ ઈશ્વરનો વિરોધી છે અને ઇશ્વરવિરોધી પદાર્થ હોવો–રાખી મૂકવો–એ તો મહાન પાપ છે.

૪૯–જે તપશ્ચર્યાની અંદર 'હું કરૂં છુ' એવો અહંભાવ નથી, તેજ ખરી તપશ્ચર્યા છે.

૫૦–ઇશ્વર કહે છે કે, અનેક માણસો (બહારના વેશ ઉપરથી) મારી

નજીકમાં હોય તેવા જણાય છે, છતાં અંદરથી બહુજ દૂર હોય છે; અને અનેક માણસો બહારથી મારાથી દૂર જેવા જણાવા છતાં અંદરથી ઘણાજ નજીક હોય છે.

૫૧–એક વાર પ્રભુએ પૂછયું કે "બાયજીદ! શું ઈચ્છે છે?" મેં કહ્યું કે "પ્રભો! જે તારી ઇચ્છા હોય તેજ મારી ઇચ્છા બનાવવા ચાહું છું." ત્યારે તેણે કહ્યું કે "એ તો સહજ વાત છે ને જગત રચ્યું ત્યારથીજ સર્વમાટે ખુલ્લું સદાવ્રત છે. જે કોઈ જેટલો પણ મારો બનશે, તેટલો હું પણ તેનો બનીશ."

૫૨–એક વાર મેં પ્રભુની પાસે યાચના કરી કે "તમારી પાસે કયારે ને કયે રસ્તે ઝટ પહોંચી શકાય?" તેણે કહ્યું કે "એ વાત તો વળી ઘણીજ સહેલી છે. તું તારો માથે ઉઠાવેલો ભાર અહંતા–મમતારૂપી મિથ્યાભિમાન નીચે મૂકી દે, એટલે ઝડપથી મારી પાસે આવી પહોંચીશ."

૫૩–એક વાર પ્રભુએ કહ્યું કે "ઘણા લોકો મને તેમના જેવોજ એકાદ માણસ ધાર્યા કરે છે, તેજ ઠીક છે; કેમકે જો તેઓના જોવામાં મારૂં સ્થૂળ અને સૂક્ષ્મ જગતમાં વ્યાપી રહેલું અતિવિશાળ અને અનેકવિધ ભાવોવાળું વિરાટ સ્વરૂપ આવી જાય તો તો તે બિચારા હબકીને મરીજ જાય!"

૫૪–વળી જે સર્વત્ર પણ છે અને સર્વથી પર–શ્રેષ્ઠ–અલગ–બહાર–પણ છે, જેને સમુદ્રની પેઠે આદિ નથી, અંત નથી અને જેની ગંભીરતાની કે ઉંડાણની સીમા નથી, એવું અનંત અમાપ પણ મારૂં સ્વરૂપ છે.

૫૫–પરદેશ જતી વખતે એક શિષ્યે મહર્ષિ બાયજીદને વિનતિ કરી કે "આર્ય! મને આપ કાંઇક ઉપદેશ આપતા જાઓ." બાયજીદ બોલ્યા કે "અત્યારે કહેવા જેવી ત્રણ બાબતો છેઃ–(૧) જ્યારે કોઇ ખરાબ માણસના સહવાસમાં આવે ત્યારે તેના નીચ સ્વભાવને પોતાના શુભ સ્વભાવથી સમાવી દેજે–ચલાવી લેજે; કેમકે એથીજ તારા મનમાં સુખ–સંતોષ થશે. (૨) જ્યારે તને કોઈ કાંઇ દાન આપે, ત્યારે તું પ્રથમ તો પ્રભુપ્રત્યેજ કૃતજ્ઞ થજે અને તે પછીજ ઈશ્વરે તારા તરફ જેનું હૃદય ઉદાર બનાવ્યું તે દાતાને ધન્યવાદ દેજે. (૩) જ્યારે પણ કોઇ વિપત્તિ આવી પડે, ત્યારે તરતજ વિનીતભાવે તે પ્રભુને નિવેદન કરજે કે, તે તને ધીરજ અને સહન કરવાની શક્તિ આપે."

૫૬–એક વાર બીજા એક માણસે તપસ્વી બાયજીદ બસ્તામી પાસે ઉપદેશની માગણી કરતાં તે બોલ્યા હતા કે "તું નભોમંડળ તરફ દૃષ્ટિ કર." પૂછનારે

તેમ કર્યું, ત્યારે મહર્ષિએ પૂછ્યું કે "આ અસંખ્ય તારકો અને નભોમંડળ કોણે સરજ્યાં છે, તે તું જાણે છે ?" તે બોલ્યો કે "હા, જાણું છું." મહર્ષિ બોલ્યા કે "જે આ નભોમંડળનો કર્તા છે, તેની દૃષ્ટિ તું જ્યાં પણ હોઇશ ત્યાં રહેલી છે, એ વાત સદાસર્વદા તું યાદ રાખજે અને સાવધાન રહેજે."

૫૭–કોઇએ તેમને પૂછ્યું કે "મારે કોની સંગે રહેવું ?" તેઓ બોલ્યા કે "(૧) રોગી અવસ્થામાં પણ જે નજીકથી નજીક રહીને યત્ન કર્યા કરે, (૨) પાપ થતાં જે પશ્ચાત્તાપ સ્વીકારે અને (૩) તારી કોઇ પણ બાબત જેનાથી ગુપ્ત ન હોય, તેની સાથે (પરમેશ્વરની સાથે) તું રહેજે."

૫૮–કયી કયી બાબતથી ઇશ્વિરની પ્રાપ્તિ થાય ? તેઓ બોલ્યા કે "મુંગાપણું, આંધળાપણું અને બહેરાપણું." અર્થાત્ પ્રભુસિવાય બીજી કશી પણ બાબત બોલવીયે નહિ, જોવીયે નહિ ને સાંભળવી પણ નહિ.

૫૯–કોઇએ પૂછ્યું કે "આ બધા આડંબર અને અભિમાન શામાટે રાખતા હશે ?" જવાબમાં બસ્તામી બોલ્યા કે "એ લોકો ઇશ્વરના સહવાસથી દૂર છે તેથી અને પોતાના પંડ ઉપર આસક્તિવાળા છે તેથી."

૬૦–"આપની ઉંમર કેટલી ?" તેઓ બોલ્યા કે "ચાર વર્ષની." "એવું કાંઇ હોય ?" "હા, હોય. હું સિત્તેર વર્ષ તો સંસારના આવરણથી વિંટાયેલો હતો અને છેલ્લાં ચાર વર્ષથીજ એ આવરણથી મુક્ત થઇને તેને જોઉં છું. જેટલો સમય હું એ આવરણમાં હતો તે સમયને હું જીવતરમાં ગણુતો નથી."

૬૧–"આપે જે લાભ પ્રાપ્ત કર્યો છે, તે કેવી રીતે કર્યો છે ?" તેઓ બોલ્યા કે "સાંસારિક તમામ પદાર્થોને તથા લાલસાઓને પ્રથમ એકઠાં કરીને પછી વૈરાગ્યની સાંકળે તેમને બાંધ્યાં અને પછી ત્યાગ–વૈરાગ્યના દરિયામાં તેમને ડૂબાવી દીધાં એ રીતે."

૬૨–એક જણે પૂછ્યું કે "મનુષ્યતરીકેનું ખરૂં કર્તવ્ય શું ?" તેઓ બોલ્યા કે "ઇશ્વરસિવાય કોઈ પણ પદાર્થમાં અંતઃકરણ જોડવું નહિ તે."

૬૩–"આપ યોગીતરીકે પાણી ઉપર પણ ચાલી શકો છો ?" ઉત્તર– "એ કામ તો લાકડાનો કકડો કરી શકશે."

૬૪–"આપ આકાશમાં ઉડી શકો છો ?" તેઓ બોલ્યા કે "પક્ષી એ કામ કરી શકે છે."

૬૫–"આપ એક રાત્રિમાં મક્કા જઇ શકો ખરા ?" તેઓ બોલ્યા કે "એ કામ તો જાદુગરોનું છે."

# ૨૧–તપસ્વી યુસફ હુસેન રયી

તપસ્વી યુસફ વિવિધ વિદ્યામાં નિપુણ અને તપસ્વીઓમાં અગ્રણી હતા. તેમણે ઘણા સંતપુરુષોના સમાગમનો લાભ લીધો હતો. મહર્ષિ અબુ તાલેબ અને અબુ સૈયદની સાથે તેમને ગાઢ મૈત્રી હતી. તપસ્વી જુન્નુન મિસરીના તેઓ શિષ્ય હતા. સાધનામાં તેમનો દઢ વિશ્વાસ અને તપશ્ચર્યામાં તેમને અત્યંત નિષ્ઠા હતી. તેમણે લાંબું જીવન ભોગવ્યું હતું. યુસફ રય દેશના રહેવાસી હતા. તેમના જીવનની પૂર્વાવસ્થા આ પ્રમાણે હતી:–

તે અત્યંત સૌંદર્યવાન પુરુષ હતા. અરબસ્તાનમાં મુસાફરી કરવા ગયા, ત્યારે તે કોઈ શ્રીમંતને ઘેર કામપ્રસંગે ગયા. ત્યાં કોઈ અમીરની પુત્રી એ ઘેર કાર્યપ્રસંગે આવી. નસીબજોગે એ કન્યાએ યુસફને જોયા. તેમનું અંગ-સૌંદર્ય જોઇ તે મુગ્ધ બની ગઈ. કાંઇક તક મળતાં યુસફની પાસે આવી તેણે પોતાનો મનોભાવ પ્રદર્શિત કર્યો. આ વાત સાંભળતાંજ યુસફના મનમાં કંપારી છૂટી. તરત તે ત્યાંથી દૂર થઇ ગયા અને મિસરમાં ગયા. મહર્ષિ જુન્નુન મિસરીનું નામ તે સમયે પ્રસિદ્ધ હતું. યુસફ તેમની પાસે પ્રભુને નામે દીક્ષા લેવાના હેતુથી ગયા. કેટલોક કાળ ચાલ્યો ગયો, પણ જુન્નુને તેમની સાથે કાંઇ વિશેષ વાત કરી નહિ. ચાર વર્ષ વીતી ગયા પછી મહર્ષિ જુન્નુને પૂછયું કે "અરે યુવક! તારે મારી પાસે આવવાનું શું પ્રયોજન છે?"

યુસફ—"પ્રભુના મહાન નામને ખાતર મને દીક્ષા આપો, એટલીજ મારી પ્રાર્થના છે."

આ વચન સાંભળી જુન્નુન કાંઇજ બોલ્યા નહિ; પછી એક દહાડો તેમણે ઢાંકણાવાળું એક ખપ્પર યુસફના હાથમાં આપી કહ્યું કે "નીલ નદીને પેલે કાંઠે અમુક સ્થળે અમુક નામનો એક માણસ રહે છે, તેને જઇને આ પાત્ર આપી આવ."

તે પાત્ર હાથમાં લઇ યુસફે પ્રયાણ કર્યું. થોડેક દૂર જતાં તેમને વિચાર આવ્યો કે, આ ખપ્પરની અંદર શું ભરેલું હશે? તે એક વાર ઉઘાડીને જોઉં. આમ ધારી તે નીચે બેઠા અને પેલા ખપ્પરનું મોઢું ઉઘાડયું. ઉઘાડતાંજ તેમાં પૂરેલો ઉંદર કૂદીને બહાર નીકળી ગયો અને ક્યાંય ચાલ્યો ગયો! આ જોઇને યુસફ નિરાશ થઇ ગયા અને મનમાં વિચારવા લાગ્યા કે "અરે! મેં આ શું કર્યું? હવે હું પેલા માણસ પાસે જાઉં કે મહર્ષિ પાસે પાછો જાઉં?"

અનેક તર્કવિતર્કો કર્યા પછી તેઓ મહર્ષિ જુન્નુને કહેલા માણસની પાસે ખાલી ખપ્પર લઇને ગયા.એટલે તે માણસ મંદ સ્મિત કરી પૂછવા લાગ્યો કે "યુસફ! તમે મહર્ષિ જુન્નુનની પાસે મહાન પ્રભુના નામ ઉપર દીક્ષિત થવા માગણી કરી છે?"

યુસફ—"હા."

પેલો પુરુષ—"મહર્ષિને તમારામાં સહનશીલતા નહિ જણાઇ હોય તેથી તેમણે એ પાત્રમાં એક ઉંદર પૂરી તમારા હાથમાં સોંપ્યો હતો;પણ તમે ઉંદરની રક્ષા પણ કરી શકયા નથી, તો પ્રભુનું મહાનામ શી રીતે તમારા હૃદયમાં ધારણ કરી શકશો?"

આથી શરમાઈ જઇ યુસફ મહર્ષિ જુન્નુનની પાસે પાછા આવ્યા. ત્યારે મહર્ષિ બોલ્યા કે "કાલે રાત્રે મેં પ્રભુની પાસે સાત વાર પ્રાર્થના કરી કે, મારે તમને પ્રભુના મહાનામની દીક્ષા આપવી કે નહિ? પણ પ્રભુએ આજ્ઞા કરી નથી. હજુ તમે તેને લાયક બન્યા નથી, છતાં પણ વિશેષ પરીક્ષા ખાતર પાત્રમાં એક ઉંદર મૂકી તમને આપવા મોકલ્યા; પરંતુ એટલું કાર્ય પણ તમારાથી બની શકયું નહિ. પરીક્ષામાં તમે પસાર થઇ શકયા નહિ. હવે તમે તમારા દેશમાં પાછા જાઓ. જ્યારે સમય થાય ત્યારે આવજો."

ગદ્‌ગદિત થઇ યુસફ બોલ્યા કે "આર્ય! નછુટકે મારે સ્વદેશમાં પાછું જવું પડે છે; પરંતુ મારા કલ્યાણમાટે આપ કાંઇ ઉપદેશ આપો."

મહર્ષિ બોલ્યા કે "હું ત્રણ પ્રકારના ઉપદેશ આપું છું, પહેલો ઉત્તમ છે, બીજો મધ્યમ છે અને ત્રીજો કનિષ્ઠ છે.ઉત્તમ ઉપદેશ એ છે કે, તમે વાંચી લખી જે કાંઇ શિક્ષણ લીધું છે, તે તમામ ધોઇ નાખો, બધુંજ ભૂલી જાઓ અને પોતાને મૂર્ખમાં મૂર્ખ જાણો. આમ થવાથી ઈશ્વર અને તમારી વચ્ચેનાં આવરણો દૂર થશે."

યુસફ—"આ ઉપદેશ પાલન કરવા હું શક્તિમાન નથી."

મહર્ષિ—"મધ્યમ ઉપદેશ એ છે કે, મને ભૂલી જજો; અને કોઇની પાસે મારૂં નામ પણ કહેશો નહિ, તેમજ મેં તમને આવો ઉપદેશ આપ્યો છે એ વાત પણ કરશો નહિ."

યુસફ—"એ પણ મારાથી બની શકશે નહિ." એટલે મહર્ષિ જુન્નુને કહ્યું કે "છેલ્લો ઉપદેશ એ છે કે, લોકોને ધર્મોપદેશ આપજો અને ઈશ્વરની તરફ પ્રેરજો."

આ વાત સાંભળી યુસફ ઉત્સાહ સાથે બોલ્યા કે "ઇશ્વરેચ્છાથી હું તેમ કરી શકીશ."

મહર્ષિ—"પણ એ ઉપદેશ એવો હોવો જોઇએ કે તમારો કોઇ પણ પ્રકારનો અહંભાવ તેમાં ભળવો ન જોઇએ."

યુસફ—"ભલે, તેમ કરીશ."

પછી તે સ્વદેશમાં ગયા. તે રય દેશના એક આબરૂદાર ગૃહસ્થ હોવાથી નગરના લોકો તેમના પાછા પધારવાના સમાચાર સાંભળી સામા ગયા અને તેમનો આદરસત્કાર કર્યો.

હવે તેમણે સભા બોલાવી ઉપદેશ આપવાની શરૂઆત કરી; પણ શ્રોતાજનો તેમનો ઉપદેશ એક–બે દહાડા સાંભળીનેજ કંટાળી ગયા; કારણ કે તેમના ઉપદેશમાં નહોતી કશી નવીનતા કે નહોતું કાંઈ સ્વર્ગીય આકર્ષણ! ત્રણ–ચાર દહાડામાંજ વક્તા અને શ્રોતારૂપે સભામાં માત્ર તેઓ એકજ રહ્યા! એક વાર તેમણે મસ્જીદમાં ઉપદેશ આપવાનું જાહેર કર્યું; ત્યાં પણ એકે શ્રોતા હાજર થયો નહિ. હવે શું કરવું? એ વિચારથી તેઓ અસ્થિર બની ગયા; પણ તેવામાં દયાળુ પ્રભુની ઈચ્છાથી એક અલૌકિક ઘટના બની, તેથી યુસફના જીવનમાં ધર્મનો સ્વર્ગીય પ્રકાશ પ્રકટ થયો અને તેણે તેમને પરમભક્ત બનાવી દીધા. એ બનાવ આ પ્રમાણે હતો:—

ઇબ્રાહીમ ખૈયાસ નામનો એક ધર્મસાધક હતો. એક રાત્રે તેણે આવી આજ્ઞા સાંભળી કે "અરે ઇબ્રાહીમ! તું યુસફ પાસે જા અને કહે કે, તું ધર્મભ્રષ્ટ છે." ઈબ્રાહીમ કહે છે કે "આ કાર્ય કરવું મારે માટે એટલું મુશ્કેલ હતું કે વાત ન કરો. જો મારા માથા ઉપર પર્વત તૂટી પડયો હોત તો આ કાર્ય કરતાં મને તે સહેલું લાગત. જે માણસ પોતાને સાધુ પુરુષતરીકે ઓળખાવે છે તેને હું આવી કઠોર વાત શી રીતે કહી શકું? આ વિચારથી હું મુંઝાઇ ગયો." બીજી રાત્રે પણ તેણે એજ ધ્વનિ સાંભળ્યો, પણ ઉંડા વિચારમાં તે બેસીજ રહ્યો. ત્યારે ત્રીજી રાત્રે પણ ફરી એજ વાત સાંભળી. વળી તે ઉપરાંત એવું પણ સાંભળ્યું કે "જો તું આ ધર્મભ્રષ્ટતાની વાત યુસફને નહિ કહે તો તારૂં પણ અહિત થશે."

ઇબ્રાહીમ કહે છે કે, "આવી દૈવી વાણી સાંભળી હું તરત ઉઠી ઉભો થયો અને ચાલવા લાગ્યો. મસ્જીદના દ્વારમાં જઇને જોયું તો યુસફ બારણામાં બેઠેલા છે. મને જોતાંજ તેમણે પૂછ્યું કે "તમે કોઇ શાસ્ત્રીય વચન બોલી શકશો?"

મેં કહ્યું કે "હા, એક અરબ્બી વચન બોલું છું." પછી હું સ્વપ્નમાં સાંભળેલું પેલું વચન બોલ્યો, કે જેમાં યુસફને ધર્મભ્રષ્ટ જણાવવાનું કહેલું હતું.

આ વચન સાંભળતાંજ વ્યાકુળ બની યુસફ મારા ચરણમાં પડયા અને અશ્રુથી ભીંજાઇ ગયા. ઘણી વાર પછી મસ્તક ઉંચું કરી મારા તરફ દૃષ્ટિ કરીને તે બોલ્યા કે "ઇબ્રાહીમ ! પ્રાતઃકાળથી અત્યારસુધી મારી પાસે કુરાનનો પાઠ ચાલે છે, પણ આંખમાંથી એક પણ આંસુ ખર્યું નથી અને મન દ્રવિત થયું નથી; પણ તમે જે એક વચન સંભળાવ્યું, તેથી મારી કેવી અવસ્થા બની ગઇ છે? આંખોમાંથી અશ્રુની ધારાઓ વહેવા લાગી છે. લોકો મને "ધર્મભ્રષ્ટ" કહે છે તે યથાર્થજ છે. પ્રભુની પાસેથી આજે મને "ધર્મભ્રષ્ટ"નો ઇલ્કાબ મળ્યો ! ખરેખર હું તેવોજ છું."

આ બનાવ બન્યા પછી યુસફનું જીવન બદલાઇ ગયું, દીનતા અને વિનયનો તેમાં સંચાર થવા લાગ્યો, અનેક ઉચ્ચ કોટીના સાધકોના સહવાસમાં રહી તેમણે કઠોર સાધનાઓ કરી અને પરિણામે તેઓ લોકોના શ્રદ્ધાપાત્ર અને પરમ ધાર્મિક ઋષિ બની રહ્યા.

અબ્દુલ નામે એક ઉન્મત્ત યુવક તેનાં માબાપનો વિરોધી કુપુત્ર હતો. તે અત્યંત દુરાચરણી અને જુગારી બન્યો હતો. એક દિવસ તે મહર્ષિ યુસફ હુસેનની પાસે આવ્યો. ત્યાં તેમણે તેને આ ભાવનું એક વચન કહ્યું કે "જેમ એક માણસ બહુજ કાર્યવશાત્ બીજા માણસને પોતાની પાસે બોલાવે છે, તેજ પ્રમાણે પોતાની સ્વાભાવિક દયાળુતાને લીધે પરમેશ્વર પાપીઓને પણ પોતાની સમીપ બોલાવે છે."

અબ્દુલ આ વચન સાંભળી ઉત્સુક બની ગયો, આર્ત્તનાદ કરીને તેણે શરીર તથા માથા ઉપરનાં વસ્ત્રો ફેંકી દીધાં અને કબ્રસ્તાનમાં ચાલ્યો ગયો. ત્યાં ત્રણ દિવસસુધી તે બેભાન અવસ્થામાં પડયો રહ્યો. સ્વપ્નમાં યુસફે આવી વાણી સાંભળી કે "યુસફ ! પેલા પશ્ચાત્તાપ કરનાર યુવકની સંભાળ લે." આથી તેઓ કબ્રસ્તાનમાં ગયા અને તેનું મસ્તક પોતાના ખોળામાં મૂકી જાગ્રત થવાની રાહ જોતા બેઠા. ત્રીજે દિવસે તે યુવકે જ્યારે પોતાનાં નેત્રો ખોલ્યાં, ત્યારે તેણે યુસફને જોઇ કહ્યું કે "પ્રભુએ ત્રણ દિવસથી તમને અહીં આવવાનું કહ્યું છે છતાં તમે અત્યારે આવ્યા ?"

નેશાપુરવાસી એક વ્યાપારીને અત્યંત સૌંદર્યવાળી એક તુર્કી દાસી હતી. પોતાનો એક દેવાદાર બીજે ગામ ચાલ્યો જતો હતો, તેને મળવા માટે

આ વ્યાપારીને બહારગામ જવાની જરૂર પડી. નેશાપુરવાસી કોઇ માણુસના ઉપર આ વ્યાપારીને એવો વિશ્વાસ નહોતો કે જેથી તે પેલી દાસીને એને ઘેર મૂકી શકે. આ કારણુથી તે તપસ્વી અબુ ઉસ્માન ખયરી પાસે આવ્યો અને તેમને કાલાવાલા કરી કહ્યું કે "હું આવું ત્યાંસુધી મારી આ દાસીને આપના કુટુંબ સાથે રાખી તેને સાચવશો. આ શહેરમાં એક આપનોજ મને વિશ્વાસ છે." અબુ ઉસ્માન પહેલાં તો તેમ કરવા સંમત થયા નહિ, પણ સોદાગરે આગ્રહ કરવાથી આખરે સંમત થયા. પેલો વ્યાપારી દાસીને તેમને ત્યાં મૂકી ચાલ્યો ગયો. દૈવયોગે એક દહાડો તે દાસીના ઉપર ઉસ્માન ખયરીની નજર પડી. દાસીનું જાજ્વલ્યમાન સૌંદર્ય જોઇ તેઓ મોહિત થઇ ગયા. તેમનું ચિત્ત તલપાપડ થઇ રહ્યું અને કોઇ ઉપાયે તે સ્થિર થઇ શક્યું નહિ. ધર્માચાર્ય અબુ હાફેઝ પાસે જઇને તેમણે પોતાનો મનોવિકાર વ્યક્ત કર્યો. અબુ હાફેઝે કહ્યું કે 'તમારે મહર્ષિ યુસફ હુસેન રયીની પાસે જવું ઉચિત છે.' અબુ ઉસ્માન તરત યુસફ પાસે આવવા નીકળ્યા. જે શેરીમાં યુસફ રહેતા હતા, ત્યાં જઇને તેમણે તેમનું ઘર પૂછ્યું. લોકોએ કહ્યું કે "તમે નિર્મળ ચરિત્રવાળા છો, સુફિ છો અને સાધુનાં વસ્ત્રો પહેર્યાં છે; છતાં નવાઇ એ છે કે, યુસફ પાસે જવા ઇચ્છો છો! એવા માણુસનું તમારે શું પ્રયોજન છે? તે અધાર્મિક અને દુરાચરણી છે. તેની પાસે તમે જતા નહિ. તેના સંગથી તમારી ઘણી અપકીર્તિ થશે, માટે પાછા વળો."

આ સાંભળી અબુ ઉસ્માન ખિન્ન બની નેશાપુર ચાલ્યા આવ્યા. તેમને જોઈને અબુ હાફેઝે પૂછ્યું કે "કેમ? મહર્ષિ યુસફનો તમને મેળાપ થયો કે?"

અબુ ઉસ્માન—"ના, લોકો તેમની રીતભાતવિષે ઘણું ખરાબ બોલે છે; માટે તેમની પાસે હું ગયો નથી, મળ્યાવિનાજ પાછો ચાલ્યો આવ્યો છું."

અબુ હાફેઝ—"તમારે તેમની પાસે એક વાર જવું જોઇતું હતું. તેમના દર્શનથી તમને લાભ થાત."

આ સાંભળી ફરી વાર અબુ ઉસ્માન, યુસફ રયીને મળવા ચાલ્યા. તેમને રહેઠાણે પહોંચ્યા, ત્યાં તો ત્યાંના લોકો યુસફની પહેલાંના કરતાં પણ વધારે નિંદા કરવા લાગ્યા. ઉસ્માને કહ્યું કે "મારે તેમની પાસે ઘણુંજ જરૂરનું કામ છે, માટે ત્યાં જવુંજ પડશે; માટે મહેરબાની કરી મને તેમનું ઘર બતાવો."

માણુસોએ ઘર બતાવ્યું. ત્યાં જઇ જુએ છે તો ઝુંપડીના દ્વારમાં એક તેજસ્વી વૃદ્ધ પુરુષ બેઠેલો છે અને શીશો તથા પ્યાલો તેની સામે પડેલાં

છે. અબુ ઉસ્માને પાસે જઇ સલામ કરી. યુસફ તેમની સાથે સુંદર વાતો કરવામાં પ્રવૃત્ત થયા અને તેમાં એવી ચમત્કારિક વાતો કહી કે જે સાંભળી ઉસ્માન ચકિત થઇ ગયા. થોડીક વાર પછી તેમણે કહ્યું કે "મહાશય ! તમારી આવી તેજપૂર્ણ કાંતિ છે, વળી આવી સુંદર ચમત્કારિક વાણી છે; છતાં બાહ્યાચાર આવો કેમ છે?"

યુસફ બોલ્યા કે "મારી પાસે જલપાત્ર નથી, માટે આ શીશાને સાફ કરી પાણી ભરવાના કામમાં લીધો છે; અને કોઇ તરસ્યો માણસ પાણી પીવા આવે તો તેને માટે આ પ્યાલો રાખેલ છે."

અબુ ઉસ્માન–"તમે આવું કેમ કરો છો? લોકો તમારા ઉપર જાતજાતના આક્ષેપો મૂકે છે અને નિંદા કરે છે."

યુસફ–"મારી નિંદા થાય તો સારૂં, એમ માનીનેજ હું આવો વ્યવહાર કરૂં છું. જો હું દુરાચારી અને નિંદાપાત્ર ગણાઉં, તો કોઇ વ્યાપારી પોતાની સુંદર દાસી મારી પાસે મૂકી જાયજ નહિ. એ મહાલાભની વાત છે."

આ વાણી સાંભળી અબુ ઉસ્માન, મહર્ષિ યુસફનાં ચરણોમાં પડી રુદન કરવા લાગ્યા.

જાગરણને લીધે યુસફ હુસેન રયીની આંખો સદા લાલચોળ રહેતી અને શરીર પણ દુર્બળ થઇ ગયું હતું. કોઈએ તેમની બહેનને તેમની તપશ્ચર્યા બાબત પ્રશ્ન કર્યો, ત્યારે તે બોલી કે "મહર્ષિ યુસફ રાત્રિની નમાજ પૂરી રહ્યા પછી પ્રાતઃકાળસુધી આસન ઉપર સ્થિરભાવે ઉભાજ રહે છે."

આમ કરવાનું શું કારણ છે ? એવો પ્રશ્ન યુસફને પૂછાતાં તેમણે કહ્યું કે "રાત્રિની નમાજ પઢવા ઉભો થાઉં છું ત્યાં તો ઈશ્વરમહિમાનાં અનેક ગૂઢ તત્ત્વો અંતઃકરણમાં એવાં તો સ્ફુરવા લાગે છે કે તેથી મને નીચે બેસવાનું ભાન પણ રહેતું નથી અને ઉભાં ઉભાંજ આખી રાત્રિ ચાલી જાય છે. મતલબ કે, એ ને એજ સ્થિતિમાં સવાર થઇ જાય છે."

મરણસમયે યુસફ હુસેન બોલ્યા કે "હે પરમેશ્વર! મેં મારૂં કર્તવ્ય લોકો તરફ વાણીદ્વારા અને તારી તરફ કાર્ય કરીને બજાવ્યું છે. મને ક્ષમા આપજે."

## આ મહાત્માનાં વચનામૃતો

૧–જેઓ એમ જાણે છે કે, ઈશ્વર અમારૂં દરેકે દરેક કાર્ય જુએ છે, તેઓજ કાંઇ પણ અવળું આચરણ કરવાથી બ્હીએ છે.

૨–જેઓ ઉંડા ભાવથી ઈશ્વરનું સ્મરણ–ચિંતન કરે છે, તેઓજ બીજા પદાર્થોને ભૂલી જાય છે.

૩–ઈશ્વરના ભજન–સ્તવન આડે જેઓ તમામ દુનિયાઇ પદાર્થોને ભૂલી જાય છે, તેમને પછી તમામ પદાર્થોમાં પણ ઈશ્વર દેખાય છે.

૪–જેઓ ઈશ્વરના ઉપર વધારે પ્રેમ કરે છે, તેમને તો લોકો તરફથી કલેશ અને અપમાનજ વધારે મળે છે; પરંતુ પ્રભુના બંદા પણ એવા જબરા હોય છે કે એના બદલામાં તેઓ તો ઉલટા તેમના તરફ દયાજ વધારે કરે છે.

૫–તમામ અવસ્થાઓમાં પ્રભુના અને પ્રભુભક્તોના દાસ થઇ રહેવું; એનુંજ નામ અનન્ય અથવા એકનિષ્ઠ ભક્તિ છે.

૬–પ્રેમીનું (પ્રભુનું) શ્રવણ–મનન–કીર્તનાદિ કરવામાં જે કાંઈ અડચણ-રૂપ હોય તેને દૂર કરવું કે તેનાથી દૂર થવું, એજ સાચા પ્રભુપ્રેમનું લક્ષણ છે.

૭–ઉંડાણમાં પ્રભુપ્રેમ કરવો અને બહાર તે સાધનાને પ્રસિદ્ધ ન થવા દેતાં ગુપ્ત રાખવી, એ સાધુતાનું મુખ્ય લક્ષણ છે.

૮–એક ઈશ્વરનીજ ઉપાસનામાં માણસ જેમ જેમ વધારે ડૂબતો ચાલે છે, તેમ તેમ તે પ્રભુદર્શનને માટે વધારે ને વધારે આતુર બનતો જાય છે; અને ક્ષણ-માત્ર પણ સાક્ષાત્કાર પામ્યો, એટલે તો પછી તે તેની તેજ સ્થિતિને અધિકાધિક ઈચ્છયા કરે છે. સાચા ભક્ત અને જ્ઞાનીનું એ લક્ષણ છે.

૯–વિશુદ્ધ પ્રભુપ્રેમ એ જગતમાં દુર્લભ પદાર્થ છે. મનમાંથી કપટ બુદ્ધિને દૂર કરવાનો જ્યારે મેં પ્રબળ પ્રયત્ન કર્યો, ત્યારેજ તેણે (પ્રભુપ્રેમે) અનેક સદ્ગુણોરૂપે આવીને હૃદયપર અધિકાર જમાવ્યો.

૧૦–લોભી માણસ સર્વથી અધમ છે અને નિર્લોભી સાધુ સર્વોત્તમ છે

૧૧–જે ચિંતન કરી ઇશ્વરની પ્રાપ્તિ કરે છે, તેજ તેની આંતરિક–માનસિક પૂજા કરી શકે છે.

## ૨૨–તપસ્વી અલહુસેન નુરી બગદાદી

તપસ્વી અલ હુસેન નુરી પ્રભુપ્રેમમાં મસ્ત, તેજસ્વી અને તત્ત્વજ્ઞાની પુરુષ હતા. તેમણે વિવિધ પ્રકારનાં કઠોર વ્રતો તથા સાધનાઓ કર્યાં હતાં; તેથી લોકો તેમને "કમરસ સુફિયા" (પવિત્ર આત્માઓનો ચાંદ) કહેતા. તેઓ જેમ પવિત્ર ચરિત્રવાન હતા, તેમ પરમ જ્ઞાની હતા. સર્રી શક્તિની પાસે તેમણે ધર્મની દીક્ષા લીધી હતી તથા મહાત્મા જુન્નેદની સાથે તેમને ગાઢ સંબંધ હતો. તેમની ધર્મપ્રણાલી મહાત્મા જુન્નેદની ધર્મપ્રણાલીને

મળતી હતી. વળી તેમણે તપસ્વી અહમદ યારીના સમાગમનો લાભ લીધેલો હતો.

નુર શબ્દનો અર્થ "જ્યોતિ" અર્થાત્ "તેજ" એવો થાય છે; ત્યારે તપસ્વી અલ હુસેન નુરી કેમ કહેવાયા ? એ વિષે કહેવાય છે કે, રોજ રાત્રિને સમયે જ્યારે તેઓ ધર્મચર્ચા કરતા, ત્યારે તેમના મુખની આસપાસ તેજનું કુંડાળું દેખાતું અને એ જ્યોતિથી તેમની ઝુંપડી ઝળહળી ઉઠતી. કોઇ કહે છે કે, અલ હુસેનની ચર્ચામાં જ્ઞાનજ્યોતિનાં આધ્યાત્મિક ગૂઢ તત્ત્વો શ્રોતાને વ્યક્ત થતાં; માટે તેમને નુરીનો ઇલકાબ આપવામાં આવ્યો છે. બીજા કહે છે કે, જંગલમાં તેમની ઝુંપડી હતી. આખી રાત્રિ ઝુંપડીમાં બેસી તેઓ ઉપાસના કર્યા કરતા. એમની ઉપાસનાના પ્રભાવથી રાત્રે લોકો તેમની ઝુંપડી ઉપર પણ અદ્ભુત જ્યોતિનો પ્રકાશ ફેલાયલો દેખતા હતા. આથી તેમને 'નુરી'નું ઉપનામ આપવામાં આવેલું છે.

અબુ અહમદ ગાઝી કહે છે કે, નુરીના જેવી કઠોર તપશ્ચર્યા કરતાં મેં કોઇને પણ જોયેલ નથી. મહર્ષિ જુન્નેદની તપશ્ચર્યા પણ નુરીની તપશ્ચર્યા પાસે ફિક્કી લાગતી.

તેમના ધર્મજીવનની પ્રથમાવસ્થા આ પ્રમાણે હતીઃ—'હું દુકાને જાઉં છું' એમ કહી દરરોજ તેઓ ઘરની બહાર નીકળતા. બજારમાંથી કેટલીક રોટી ખરીદી તેઓ દીનજનોને વહેંચી આપતા. પછી મસ્જીદમાં જઇ નમાજ પઢી દુકાને આવતા. તેમનાં કુટુંબીજનો માનતા કે, હુસેન દુકાને નાસ્તો કરે છે. વીસ વર્ષ તેમણે આ પ્રમાણે વ્યતીત કર્યાં. તેઓ કયાં ખાય છે અને શું ખાય છે ? એ વિષે કોઇ કાંઇ જાણી શકયું નહિ.

નુરી કહે છે કે, મેં ઘણાં વર્ષો તપશ્ચર્યા કરી, લોકોના સહવાસથી વિમુખ થઇને ઘણાં વર્ષ મારી જાતને એકાંતમાં રાખી. ઘણા પ્રકારની ધર્મ-સાધનાઓ કરી; છતાં મારો ધર્મમાર્ગ ખુલ્લો થયો નહિ, તેથી મેં સંકલ્પ કર્યો કે, મારૂં શરીર પડે તો ભલે, પણ કાર્યસિદ્ધિ કર્યાવિના રહેવું નથી. પછી મેં મારા શરીરને કહ્યું કે 'ઓ શરીર ! તેં ઘણાં વર્ષસુધી મનગમતાં ભોજન કર્યાં છે, જોવાનું અને ન જોવાનું જોયું છે, બોલવાનું અને ન બોલવાનું બોલેલ છે અને સાંભળવાનું તથા ન સાંભળવાનું સાંભળેલ છે. તેં સ્વેચ્છા પ્રમાણે સૂવું, જાગવું અને ગમનાગમન કરેલું છે. તેં ઇંદ્રિયોના ઉપભોગ અનેક પ્રકારે ભોગવ્યા છે તથા મોજશોખ કરેલા છે. એ બધાના દંડરૂપે હવે

હું તને કૂવામાં લટકાવી રાખવા ચાહું છું. હવે તારે ઇશ્વરની આપેલી અમૂલ્ય બક્ષિસને યથેચ્છપણે વાપરવાની નથી. ઈશ્વરની પ્રસન્નતા ખાતર હવે તારે વર્તવાનું છે. જો તું એ પ્રમાણે ચાલીશ તોજ ભાગ્યવાન બનીશ.'

આ પ્રમાણે મેં ચાળીસ વર્ષ સાધના કરી, છતાં જીવનમાં કશો વિશેષ લાભ થયો નહિ. ત્યારે મેં વિચાર્યું કે, આમાં દોષ કોનો? મહાન પયગંબર સાહેબ અને ઓલીઆ પુરુષો જે જોઇ ગયા છે તથા સાંભળી ગયા છે, એ તો ખોટું હોવાનો સંભવ નથી. ઋષિઓનાં તથા પયગંબરોનાં વચનો જૂઠાં તો હોય નહિ; છતાં મને કેમ પ્રભુનો સાક્ષાત્કાર થતો નથી? અવશ્ય આમાં મારોજ દોષ હોવો જોઇએ.

આમ ધારી મેં મારા દોષની તપાસ કરી તો મને જણાયું કે, મારામાં કયા કયા પ્રતિબંધક દોષો છે. મને સ્પષ્ટ થયું કે, જ્યારે હું સાંસારિક કાર્યમાં જોડાઉં છું, ત્યારે મારૂં મન બાહ્ય વ્યવહારમાં તલ્લીન થઇ જાય છે અને ઉપાસના-કાળે કરેલા વિચારો (ધર્મના વિચારો) ભૂલી જાય છે. આથી કરીને ધર્મકાર્ય ધોવાઇ આચરણ કનિષ્ઠ થઇ જાય છે અને એવું હલકું જીવનજ ધર્મસાધનામાં આગળ વધવા દેતું નથી. આથી મેં એ પશુજીવન ઘટાડવા માંડયું અને ધાર્મિક જીવન વધારવા માંડયું. એમ ક્રમે ક્રમે મેં પશુજીવન ઉપર વિજય મેળવ્યો.

તપસ્વી અલ હુસેન નુરી ઈશ્વરનો મહિમા ગાતાં ગાતાં પોતાના સાથીઓ-ની સાથે નાચતા-કૂદતા અને પ્રભુપ્રેમમાં મસ્ત બની જતા. આથી સાધારણ લોકો તેમના વિરોધી બની નિંદા કરવા લાગ્યા.

એક વાર ગુલામ ખલીલ નામનો એક માણસ ખલિફ પાસે ગયો અને તેને અરજ કરી કે "અમારા ગામમાં એક ટોળું એવું છે કે જે ધર્મને નામે નાચે-કૂદે છે અને ધર્મવિરુદ્ધ વાતો કરી લોકોને ભમાવે છે અને એકાંતમાં પણ વાતો કરે છે. એ બધા નાસ્તિકો હોવાથી તેમનો નાશ કરવાથીજ અધર્મ-નો નાશ થશે. નાસ્તિકોની એ આગેવાન ટોળી છે. ધર્મપ્રેમી ખલિફ સાહેબ જો તેનો વધ કરશે તો પ્રભુ ઘણો પ્રસન્ન થશે."

આ સાંભળી ખલિફે નુરીને પોતાની પાસે પકડી મંગાવ્યા અને તેમની મંડળીને પણ સાથે પકડી લાવવાનું કર્યું.

એ મંડળીમાં મહાત્મા અબુ હમઝા, રકામ, સબલી, જુન્નેદ વગેરે અનેક ધર્મપ્રેમીઓ હતા. તેઓ ખલિફ પાસે આવ્યા, ત્યારે ઝાઝી પડપૂછ કર્યા વિના ખલિફે સૌનો શિરચ્છેદ કરવાની આજ્ઞા કરી. જલ્લાદ પહેલાં મહર્ષિ રકામનો

શિરચ્છેદ કરવા તૈયાર થયો. ત્યાં તો હસતે મોઢે હુસેન નુરી દોડી જઇ રકામ-ની જગ્યાએ ગોઠવાઇ ગયા. ખલિફનાં માણસો આ જોઈ આશ્ચર્યચકિત થયાં અને બોલ્યાં કે "અરે મૂર્ખ! તલવાર એ કાંઇ ગળી:સાકર જેવી વસ્તુ નથી. એ તો તારા મસ્તક ઉપર પડતાં ધડ અને માથું જૂદાં કરશે. હમણાં તારો વારો નથી, વારો આવે ત્યારે તું આવી માથું ધરજે."

નુરી—"બીજાને માટે સ્વાર્થનો ત્યાગ કરવો એ અમારો ધર્મ છે. જીવન-ના કરતાં આ સંસારમાં વહાલી વસ્તુ બીજી કાંઇ નથી; પણ હું ઇચ્છું છું કે, મારૂં જે કાંઇ થોડી ક્ષણોનું જીવન બાકી છે તે હું મારા ધર્મબંધુના કાર્ય-માં સમર્પણ કરૂં. હું જો પહેલો કપાઇશ તો તેથી મારા બંધુને થોડીક ક્ષણો વધારે જીવવાની મળશે."

નુરીનો પ્રેમથી ભરેલો આવો અલૌકિક ઉદારભાવ જોઇ ખલિફ આશ્ચર્ય-ચકિત થઇ ગયો અને બોલ્યો કે "જલ્લાદ! થોડી વાર ધીરજ રાખ. કાજીનો મત લીધા પછીજ આ લોકોનો વધ કરીશું."

પછી કાજીને બોલાવવામાં આવ્યો અને તેનો મત પૂછવામાં આવ્યો.

કાજીએ કહ્યું કે "પ્રમાણ ન મળે ત્યાંસુધી આ લોકોને અપરાધી ગણી શકાય નહિ."

કાજીએ સાંભળ્યું હતું કે જુન્નેદ મહાપંડિત છે અને નુરી પણ મહા-ભક્ત છે. ધર્મશાસ્ત્રસંબંધે તેઓને વિવિધ પ્રશ્નો પૂછી તેમનો પરિચય મે-ળવવા કાજીએ તપાસ ચલાવી. પહેલો પ્રશ્ન પૂછતાંજ શબલીએ સુંદર જ-વાબ આપ્યો. બીજો પ્રશ્ન પૂછાતાં નુરીએ તરતજ તેનો જવાબ આપ્યો. ત્યારે તો કાજી ખૂબ શરમાઇ ગયો. વળી વધારામાં નુરીએ કહ્યું કે "કાજી! તમે આ બધી બહારની વાતો પૂછો છો, પરંતુ જ્ઞાનની વાત કાંઇ પૂછતા નથી. આપ જાણજો કે, આ સૌ ઇશ્વરપ્રેમી જનો છે. ઇશ્વરમાંજ તેઓનો નિવાસ છે અને ઈશ્વરમાંજ તેઓની ગતિ, સ્થિતિ અને જીંદગી છે. ઇશ્વરદ્વારાજ તેઓ બોલે છે તથા મૌન ધારે છે. જો તેમને એક ક્ષણ પણ ઈશ્વરથી વિમુખ કરવામાં આવે તો તેઓ પોતાનું જીવન ધારણ કરી શકે તેમ નથી. તેઓનું બેસવું, ઉઠવું, સૂવું એ બધું ઇશ્વરમાંજ છે. તમે જે પ્રશ્નો પૂછ્યા, તે તો પુસ્તકના અભ્યાસના છે, પણ અનુભવના નથી."

નુરીનાં આ વચનો સાંભળીને કાજી તો બહુજ આશ્ચર્ય પામ્યો અને તેણે ખલિફાને કહ્યું કે "નામદાર! જો આ લોકોને ધર્મદ્રોહી ને અવળે માર્ગે ચાલ-

નારા માનવામાં આવશે, તો હું કહું છું કે જગતમાં એકેશ્વરવાદી બીજા કોઇને પણ ગણી શકાશે નહિ."

હવે ખલિફાએ તેમને બંધનમુક્ત કરી સન્માન આપ્યું અને કહ્યું કે "આપને વિશેષ કાંઇ કહેવાનું હોય તો ખુશીથી કહો." તેઓ બોલ્યા કે "અમારી પ્રાર્થના એટલીજ છે કે તમે અમને ભૂલી જાઓ. અમને પકડીને જગજાહેર કરો નહિ. અમો સૌ સ્તુતિનિંદાથી બેપરવા રહેનારા છીએ. જે જે બાબતોને તમે ગ્રાહ્ય ગણો, તેને અમે અગ્રાહ્ય માનનારા છીએ ને તમે અગ્રાહ્ય ગણો તેને અમે ગ્રાહ્ય માનનારા છીએ." આ વચનો સાંભળી ખલિફા બહુજ રડયા અને ઘણોજ પશ્ચાત્તાપ કર્યો તથા ઘણું સન્માન આપીને તેમને સૌને વિદાય કર્યાં.

એક દહાડો નુરી મસ્જીદમાં નમાજ પઢવા ગયા હતા, તે સમયે તેમણે એક યુવકને મૂછો ઉપર હાથ ફેરવતો જોયો. આથી તેઓ બોલ્યા કે "ભાઇ! હવે પ્રભુની દાઢી ઉપર હાથ મૂકીશ નહિ."

આ વાત ખલીફાને કાને પહોંચી. શાસ્ત્રવેત્તા પંડિતોને બોલાવી તેણે આ વિષે ચર્ચા કરી નક્કી નિર્ણય કર્યો કે "આ વચન બોલવાથી નુરીએ નાસ્તિકતા દર્શાવી છે, માટે તેમનો વધ કરવો યોગ્ય છે."

ત્યારપછી ખલિફાએ તેમને પોતાની પાસે બોલાવી મંગાવ્યા અને તેમને પૂછ્યું કે "નુરી! તમે આવું વચન બોલ્યા છો?"

નુરી—"હા."

ખલિફા—"એવું વચન કેમ બોલ્યા?"

નુરી—"હું આપને પૂછું છું કે, માણસ કોનો દાસ છે?"

ખલિફા—"ઇશ્વરનો."

નુરી—"જો એ ઇશ્વરનો દાસ હોય તો એનું શરીર પણ કોનું કહેવાય?"

ખલિફા—"ઈશ્વરનું."

નુરી—"જો એ શરીર ઈશ્વરનું છે, તો હવે એ દાઢી પણ કોની કહેવાય?"

ખલિફા—"ઇશ્વરની."

નુરી—"તો આમાં તમને વિરોધી શું જણાય છે?"

ખલિફા—"અહો! હું પ્રભુને ધન્યવાદ આપું છું કે, તેણે મને નિર્દોષીની હત્યાનો ગુન્હો કરતાં બચાવ્યો."

નુરી કહે છે કે "ચાળીસ વર્ષસુધી મારા મનને અને પશુજીવનને સંગ્રામ ચાલ્યા કર્યો હતો, પણ જ્યાંસુધી મનનો અને પશુજીવનનો સંયોગ તૂટયો

નહોતો, ત્યાંસુધી મારા હૃદયમાં કશી ઇશ્વરભાવનાનો ઉદય થયો નહોતો. જ્યારે મને ઇશ્વરતત્ત્વનો લાભ થયો, ત્યારેજ ઉંચી ભાવનાઓનો ઉદય થયો. હું અંતરમાં ઉજ્જવળ જ્યોતિનું દર્શન કરી તે જ્યોતિપ્રતિ મારી દૃષ્ટિ સ્થાપન કરી અન્ય સમય ગાળતો. એથી હું ક્રમે ક્રમે જ્યોતિષ્માન થયો."

એક દહાડો મહર્ષિ જુન્નેદ નુરીની પાસે આવ્યા. તેમને જોતાંજ નુરી આર્ત્તનાદ કરી ભોંયે ઢળી પડયા અને બોલ્યા કે "મહાત્મન્! મ્હારા અંતરમાં ઘોર સંગ્રામ ચાલે છે અને તેથી હું નિર્બળ બની ગયો છું. જ્યારે મારા અંતરમાં પ્રભુ પ્રકાશિત થાય છે, ત્યારે હું (મારૂં હુંપણું–દેહાભિમાન) રહી શકતો નથી; અને જ્યારે હું હાજર થાઉં છું (મારૂં દેહાભિમાન જાગ્રત થાય છે), ત્યારે પ્રભુ રહેતો નથી! આ રીતે ત્રીસ વર્ષથી સંગ્રામ ચાલે છે. હું જ્યારે જ્યારે આર્ત્તનાદ કરૂં છું, ત્યારે તે કહે છે કે, "ગમે તો તું રહે કે હું રહું." મહાત્મા જુન્નેદ પોતાના ધર્મબંધુઓને ઉદ્દેશીને બોલ્યા કે "બંધુઓ ! પ્રભુની પરીક્ષામાં પાર ઉતરેલા અને પ્રભુમાંજ મોહિત થઇ પ્રેમમગ્ન થયેલા આ મહાત્માને જુઓ." પછી બોલ્યા કે "નુરી તમારે પોતે પ્રગટ કે ગુપ્તપણે નહિ રહેતાં પ્રભુનેજ રહેવા દેવો અથવા પ્રભુમાં તલ્લીન–તદ્રૂપ થઇને રહેવું એજ યોગ્ય છે."

એકવાર મહર્ષિ જુન્નેદની પાસે આવી લોકોએ સમાચાર આપ્યા કે "નુરી ત્રણ દહાડાથી એક પથરા ઉપર બેભાન પડેલા છે અને ઉચ્ચ સ્વરે 'અલ્લા અલ્લા' પોકારે છે. તેઓ ક્ષણવાર પણ જાગતા નથી. તેમ નથી ભોજન કરતા કે નથી પાણી પીતા. માત્ર નમાજને સમયે ઉઠી નમાજ પઢે છે." આ ઉપરાંત જુન્નેદના બંધુઓએ કહ્યું કે "એ બેભાન નથી, પણ ભાનમાં છે; કારણ કે તે નમાજનો ભંગ થવા દેતા નથી. નમાજના નિયમનું ઉલ્લંઘન નથી કરતા એજ તેમનું સાવધાનપણું દર્શાવી આપે છે. અસાવધ દશામાં એવું બની શકે નહિ. બેભાન માણસને તો કોઈ પણ બાબતનું જ્ઞાન રહેતુંજ નથી."

જુન્નેદ બોલ્યા કે "તમે જે કહો છો તે બરાબર નથી; કેમકે જેઓ ઇશ્વરીભાવમાં દેહનું–સંસારનું ભાન ભૂલી જાય છે, તેમનાં ઉચ્ચ આચરણોનું રક્ષણ પ્રભુજ કરે છે. પોતાની સેવાના કાર્યથી પ્રભુ તેને વંચિત કરતો નથી."

પછી તેઓ નુરીની પાસે આવ્યા અને બોલ્યા કે "અલહુસેન નુરી! જો ઘાંટા પાડીને ખુદાનું નામ લેવાથી લાભ હોત તો હું પણ ઘાંટાજ પાડત; પણ જો સંતુષ્ટ રહેવું એ શ્રેયસ્કર માનતા હો તો મૌન પકડીને સંતોષની રક્ષા કરો; કેમકે તેથી તમારૂં હૃદય વિશેષ ખુલશે." આ સાંભળી નુરી શાંતિ પામ્યા અને

બોલ્યા કે "આપ મારા ઉત્તમ શિક્ષક છો."

એક જુવાન ઉઘાડે પગે ઇસ્પહાન શહેરથી મહાત્મા નુરીનાં દર્શન કરવા નીકળ્યો. નુરીના નગર નજીક આવ્યો, ત્યારે તેમણે પોતાના શિષ્યને આજ્ઞા કરી કે "આજે તું ઇસ્પહાન તરફનો એક ગાઉસુધીનો માર્ગ સાવરણેથી વાળી સ્વચ્છ કર; કેમકે ત્યાંથી એક સાધક ઉઘાડે પગે અહીં આવે છે." જ્યારે તે યુવક પોતાની પાસે આવ્યો, ત્યારે તેને નુરીએ પૂછ્યું કે "ઇસ્પહાનનો અધિપતિ પુષ્કળ ધન ખર્ચી તમારે વાસ્તે મહેલ ચણાવી આપે, તેમાં જાતજાતની સુખદાયક સામગ્રી ભરી આપે અને પોતાની રૂપવતી પુત્રી તમને પરણાવે તો તે છોડીને શું તમે અહીં આવી મને જોવાની અભિલાષા કરો ?"

ખરેખર ! એ યુવકના સંબંધમાં આવીજ ઘટના બની હતી. ઇસ્પહાનના રાજાએ ઉક્ત યુવક સાધકને સુંદર મહેલ, પુષ્કળ દ્રવ્ય અને પોતાની સુંદર પુત્રી આપવા ચાહ્યું હતું; પણ તે ગ્રહણ ન કરતાં પેલો યુવક નુરીનાં દર્શન કરવા આવ્યો હતો.

પોતાની હકીકત મહર્ષિ નુરીના મુખથી સાંભળી પેલો યુવક ઉંચે સ્વરે બોલી ઉઠયો કે " મહાત્મન્ ! એ વાતનું સ્મરણ કરાવી આપ મારો વધ કરો નહિ."

નુરી બોલ્યા કે "ભાઇ ! જો કોઇ હજારો ભુવનની સંપત્તિ સાધકને ભેટ આપે અને જો સાધક તેથી લોભાય તો તે ઇશ્વરવિષયક એક પણ વાત કરવાને લાયક નથી."

નુરી કહે છે કે, એક દહાડો મેં આવી પ્રાર્થના કરી હતી કે 'હે પ્રભો ! મને એવા ગુણ અને ભાવ આપો કે જેનો કદી ફેરફાર થાય નહિ.' એટલામાં અકસ્માત્ દૈવી ધ્વનિ સંભળાયો કે "અલહુસેન ! શું તું મારો બરોબરીઓ થવાની ઇચ્છા કરે છે ? ફેરફાર રહિત તો માત્ર હું એકજ છું. મારા દાસોને તો મેં (ફેરફારવાળાજ) બનાવ્યા છે. એમ હોવાથી દેહભાવે તો તારી અને મારી વચ્ચે ભેદ રહેવાનોજ."

શબલી કહે છે કે "એક વાર હું મહર્ષિ નુરીની પાસે ગયો અને જોયું તો તેઓ ઉંડા ભાવથી ધ્યાનમગ્ન હતા. ધ્યાનમાંથી જાગ્રત થયા પછી મેં તેમને પૂછ્યું કે 'આપ આવું ઉત્તમ ધ્યાન કોની પાસેથી શીખ્યા ?' તેઓ બોલ્યા કે 'બિલાડા પાસેથી.' એક વાર એક બિલાડો મારી ઝુંપડીમાં ઉંદરના દર પાસે બેઠો હતો, ત્યારે તે મારા કરતાં પણ ઘણોજ સ્થિર અને એકાગ્રતાથી

બેઠો હતો. એની પાસેથી હું આ પ્રકારનું ધ્યાન શીખ્યો છું.”

કાદસીઆ નગરના રહેવાસીઓએ એક રાત્રે એવી વાત સાંભળી કે, અહીંના અરણ્યમાં એક સાધુએ પ્રવેશ કર્યો છે. અરણ્યમાં ઘણાં હિંસક પ્રાણીઓ છે, છતાં એ સાધુ તેનાથી બિલકુલ બ્હીતો નથી. જેમની ઇચ્છા હોય તેમણે જંગલમાં જઈ એ સાધુનાં દર્શન કરવાં! આ સાંભળી ઘણાં માણસો જંગલમાં ગયાં અને ત્યાં જઇને જોયું તો મહર્ષિ નુરીને જોયા. તેઓ એક કોતરના મુખ આગળ બેઠેલા હતા. નગરવાસીઓ આગ્રહ કરીને તેમને શહેરમાં લઈ આવ્યા અને અરણ્યમાં જઇ રહેવાનું કારણ પૂછયું. તેઓ બોલ્યા કે “ કેટલાક દિવસસુધી હું વગડામાં રહેતો હતો, કે જ્યાં કાંઇ ખાવાનું મળતું નહિ. આથી હું નગરસમીપ રહેવા આવ્યો. ત્યાં મારી નજરે ખજુરીનાં ઝાડ પડયાં. આથી મારૂં મન ખજુર ખાવાને લાલચુ બન્યું. ત્યારે મેં મનને કહ્યું કે “શું હજી પણ તારો ખાવાનો લોભ મટયો નહિ? હવે હું તને એવા જંગલમાં લઈ જઇશ કે તું પોતેજ હિંસક પ્રાણીઓનો કોળીઓ થઇ જઇશ. આ વિચારે મેં આ વનમાં પ્રવેશ કર્યો હતો.”

કોઇએ મહર્ષિ નુરીને પૂછયું કે “ઈશ્વર કદી આપની સેવા કરે છે?”

નુરી બોલ્યા કે“હા, હું ન્હાઉં છું ત્યારે ઇશ્વર લુગડાં સાચવે છે.”

પેલો માણુસ—“એ કેવી રીતે?”

મહર્ષિ—“એક દહાડો હું નહાવા ગયો,ત્યારે એક માણસે આવી મારાં લુગડાં ઉપાડયાં. મેં બૂમ મારી કહ્યું કે ‘ઓ ઇશ્વર! પેલો ચોર લુગડાં ચોરી જાય છે, તું મારાં વસ્ત્રો પાછાં લાવ.’ તરતજ પેલો માણસ આવી વસ્ત્રો પાછાં આપી ગયો અને પોતાના ગુન્હાની ક્ષમા માગી.”

એક વાર બગદાદના બજારમાં આગ લાગી. એ અગ્નિમાં ઘણાં માણસો બળી મૂઆં. દુકાનો ભડભડાટ બળતી હતી અને તેમાં ઘેરાયલાં માણસો પોતાને બચાવવા બૂમાબૂમ કરી રહ્યાં હતાં. એક દુકાનમાં બહુજ સુંદર બે રોમન ચાકરો–જેમની ઉંમર હજી બાલ્યાવસ્થાનીજ હતી તેઓ–અગ્નિથી ઘેરાઇ ગયા હતા. તેમનો શેઠ કહેતો હતો કે, જે માણસ એ બન્ને બાળકોને અગ્નિથી બચાવે, તેને હું હજાર હજાર મહોરો આપીશ; પણ અગ્નિ એવો પ્રચંડ બન્યો હતો કે કોઇની તેમાં પડવાની હિંમત ચાલતી નહોતી. જીવને જોખમમાં નાખી અગ્નિમાં કોણ પડે! પણ નશીબજોગે ત્યાં મહર્ષિ નુરી આવી ચઢયા. તેઓ આ બનાવ જોતાંજ “બિસ્મિલ્લાહ અર રહમાન અર

રહીમ!" એવો ઉચ્ચાર કરી અગ્નિમાં પડયા અને પેલા બન્ને બાળકોને લઇ નિર્વિઘ્ને બહાર ચાલ્યા આવ્યા. પેલા શેઠે તરતજ બે હજાર સુવર્ણમુદ્રાઓ નુરીની પાસે મૂકી. આ જોઇ તે બોલ્યા કે "આ મુદ્રાઓ પાછી લઇ જાઓ અને ઇશ્વરનો આભાર માનો. પરલોક પામવાને માટે મેં સંસારનો ત્યાગ કર્યો છે, તેથી હું તમારૂં ધન ગ્રહણ કરી શકતો નથી."

મહર્ષિ નુરી કહે છે કે "એક દિવસ મેં વૃદ્ધાવસ્થામાં આવેલા એક માણસને નેતરના ફટકાની સજા પામતો જોયો. તેણે ચોરી કરેલી હતી અને તે ગુન્હાને માટે સિપાઇઓ તેને ફટકા મારતા હતા. ફટકા ખાનારનું શરીર ક્ષીણ થયેલું હતું, છતાં પ્રહાર થતાં તે જરા પણ આર્ત્તનાદ કરતો નહોતો. બહુજ ધૈર્ય ધરીને તે સજા ખમતો હતો. આ જોઇને હું તે ચોરની પાસે ગયો અને તેને પૂછયું કે 'અરે ડોસા! તમે આટલા વૃદ્ધ છો, શરીરે દૂબળા છો; છતાં આવા સખત ફટકા શી રીતે આટલી ધીરજથી ખમી શકો છો?'"

ડોસો બોલ્યો કે "વત્સ! વિપત્તિનું વહન હિંમતથી થાય છે, શરીરથી નહિ."

મેં પૂછયું કે "અહો! તમારૂં આ ધૈર્ય કેવું?"

ડોસો—"હું વિપત્તિમાં હોઉં છું, ત્યારે પણ મને વિપત્તિથી મુક્ત માનું છું."

એક વાર એક આંધળો "હે પ્રભો, હે પ્રભો!" એમ બોલતો હતો. મહર્ષિ નુરીએ તેની પાસે જઇ પૂછયું કે "શું તું ઇશ્વરને જાણે છે? અને જો જાણતો હોય તો શી રીતે જીવી શકે છે?" આ વાકયો કહેતાં કહેતાંમાં તો ભાવના આવેશથી મહર્ષિ નુરી બેભાન જેવા બની ગયા અને જ્યારે જાગ્રત થયા, ત્યારે ઉભા થઇ જંગલ તરફ દોડવા લાગ્યા; અને વાંસના વનમાં જઇ ત્યાં તેઓ નાચતા–કૂદતા ફરવા લાગ્યા. વાંસના ફણગાઓથી તેમનાં ચરણો અને પડખાં વિંધાઇ ગયાં, છતાં પ્રભુપ્રેમમાં ઉન્મત્ત થયેલા અલહુસેન નુરીને તેનું ભાન નહોતું. કહેવાય છે કે, તેમના શરીરમાંથી જે રુધિરબિંદુઓ ભોંયે પડતાં હતાં તેનાથી 'અલ્લાઅલ્લા' એવા આકારના અક્ષરો લખાતા હતા. અબુ નસર સરીજ કહે છે કે "વાંસના વનમાંથી બેભાન અવસ્થામાં મહર્ષિ નુરીને ઘેર લાવવામાં આવ્યા. તેમને 'લા ઇલા હા ઇલ્લિલ્લા' એ શબ્દો બોલવાનો આગ્રહ કરતાં તેઓ બોલ્યા કે, હું તેમની પાસે તો જાઉંજ છું. આમ કહેતાં કહેતાં તેમણે દેહ છોડયો." મહર્ષિ જુન્નેદ કહે છે કે 'મહર્ષિ નુરીના પછી તેમના જેવો મહાન સત્યવક્તા બીજો કોઇ થયો નથી.'"

## આ મહાત્માનાં વચનામૃત

૧–જે માણસ માનસિક મલિનતાથી રહિત હોય, દુનિયાઇ જંજાળથી મુક્ત હોય અને લૌકિક તૃષ્ણાઓથી રહિત હોય, તેજ સાચો સુફિ (જ્ઞાની) છે.

૨–સુફિઓ ઇશ્વરપરાયણતાની ઉચ્ચ અવસ્થામાં અપાર સુખ–શાંતિ ભોગવે છે; કેમકે સંસારમાંથી તેઓ નાસી છૂટેલા હોય છે તથા કોઇ પણ પદાર્થના માલિક પણ હોતા નથી અને સેવક પણ હોતા નથી.

૩–જેઓ સંસારની કોઇ પણ વસ્તુસ્થિતિપર બંધન નાખતા નથી અને પોતે પણ કશાથી બંધાતા નથી, તેઓજ સુફિ છે.

૪–સાચા સુફિ અથવા જ્ઞાનીનો પરમ ધર્મ બાહ્યાચારમાં પણ નથી અને પંડિતાઇ બતાવવામાં પણ નથી; પરંતુ એવા પવિત્ર 'ચરિત્ર'માં રહેલો છે કે જેને ઇશ્વરના ચરિત્રને અનુસરતું બનાવવું એજ તેમનું મુખ્ય કર્તવ્ય હોય છે; કેમકે માત્ર બાહ્યાચારથી કે ગોખી રાખેલા શાસ્ત્રજ્ઞાનથી મળી જતું નથી.

૫–મુક્તપણું, વીરતા અને બાહ્યસુખ–વૈભવનો અભાવ એજ સાચા સુફિનો સ્વભાવ છે અને ઇશ્વરને પામવા ખાતર પશુવૃત્તિઓની તાબેદારી છોડી દેવી, એ સુફિની પ્રકૃતિ છે. એ ઉત્તમ સ્વભાવ અને પ્રકૃતિ સંસારની મૈત્રી જતી કરીને તેની સામી (ઉલટી) બાજુએ આવેલી ઇશ્વરની મિત્રતા સાધવાથીજ મેળવી શકાય તેમ છે.

# ૨૩–તપસ્વી હુસેન મન્સુર

મહાતપસ્વી હુસેન મન્સુર પ્રભુપ્રેમમાં મસ્ત રહેનારા અને સત્યની બાબતમાં સિંહસમાન હતા. ઈશ્વરને માર્ગે ચાલવામાં તેમને અનેક પ્રકારની પીડાઓ સહન કરવી પડી હતી અને તેમાંજ એમનું મરણ પણ થયેલું છે. તેમના જીવનની તમામ ઘટનાઓ અદ્‌ભુત હતી, તેમજ તેમની ક્રિયાઓ પણ આશ્ચર્યજનક હતી. તેઓ અત્યંત ભક્તિમાન અને મસ્ત પુરુષ હતા. તેઓ સદા પ્રભુના વિરહાગ્નિથી વ્યાકુળ રહેતા. તેમનું નામ મસ્ત અથવા ગાંડા-તરીકે સર્વત્ર પ્રસિદ્ધ હતું; પરંતુ વાસ્તવિક રીતે જોઇએ તો તેઓ સાચા પ્રભુ-પ્રેમી અને પવિત્રાત્મા હતા. પોતાના જીવનમાં તેમણે કઠિન તપશ્ચર્યાઓ અને સાધનાઓ કરી હતી. તેમનો વૈરાગ્ય પણ ઘણો ઉચ્ચ કોટીનો હતો. તેઓ ઉત્તમ વક્તા તથા મહાન તત્ત્વવેત્તા હતા. તેમણે અનેક કઠિન ગ્રંથો

રચ્યા છે. તેમના જેવું ભાષાબળ બીજાઓમાં ભાગ્યેજ જોવામાં આવતું. તેમનું પાંડિત્ય પણ અગાધ હતું.

તેમનું સમગ્ર જીવન દુઃખો અને મુશ્કેલીઓના પાયા ઉપર રચાયું હતું. નવાઇ જેવું તો એ છે કે, તે વખતના ધર્મપરાયણ લોકો પણ મન્સુરની હયાતીમાં તેમને નિંદતા અને કહેતા કે, ખરેખરા ઋષિઓના ધર્મમાં મન્સુરનો પ્રવેશ પણ થયેલો નથી! માત્ર ગણ્યા–ગાંઠયા બે ત્રણ માણસોજ તેમનો પ્રભાવ સમજી શકયા હતા. અબ્દુલ્લા ખલિફ સબિલ અને અબ્દુલ કાસમ નસરાબાદિ મન્સુરપ્રત્યે બહુજ માન ધરાવતા હતા; પણ બાકીના લોકો તો જાહેરમાં તેમને ધર્મભ્રષ્ટ અથવા જાદુગર કહેતા. તેમને માથે અનેક લોકોએ અનેક અપવાદો મૂકયા હતા. તેમણે ઉચ્ચારેલાં ગૂઢ વચનોનો મર્મ ન સમજાવાથી શસ્ત્રથી તેમને ઘાયલ કરવામાં આવ્યા હતા અને છેવટે વિવિધ દુઃખો દઇને તેમની હત્યા કરવામાં આવી હતી. તેમનો હમેશનો મહામંત્ર "અનલ હક" " अहं ब्रह्मास्मि " એ હતો અને એ મંત્રજ તેમના મરણનું કારણ બન્યો. આશ્ચર્ય એ છે કે, તેમને મારી નાખ્યા પછી "અનલ હક" એવો ધ્વનિ વૃક્ષોમાંથી પણ નીકળવા લાગ્યો હતો; પરંતુ ખરૂં જોતાં વૃક્ષોની સાથે એ ધ્વનિને કાંઇ સંબંધ નહોતો. હુસેન મન્સુરની જિહ્વામાંથીજ એ ધ્વનિ નીકળતો હતો. એવું પણ કહેવાય છે કે, સર્વવ્યાપી મન્સુરનો આત્મા વૃક્ષમાંથી તથા સમુદ્રના તરંગોમાંથી "અનલ હક" નો ઉચ્ચાર કરવા લાગ્યો હતો. એક લેખક તો એમ પણ કહે છે કે, ઉમ્મરની જીહ્વાદ્વારા પ્રભુએ જેમ વાતો કહેલી છે, તેમ હુસેન મન્સુરની જિહ્વાદ્વારા પ્રભુએજ "અનલહક" એ વચન ઉચ્ચારેલું છે.

મહર્ષિ મન્સુરની જન્મભૂમિ કયી? એ વાતનો મૂળ ગ્રંથમાં કશો સ્પષ્ટ ઉલ્લેખ નથી; પણ અનુમાન થાય છે કે, બગદાદ એમનું જન્મસ્થાન હશે. પહેલાં તેઓ તસ્તરમાં આવ્યા અને અબ્દુલ્લા તસ્વીરની સાથે બે વર્ષ રહ્યા. પહેલી પરદેશયાત્રા તેમણે સોળમે વર્ષે કરી. તસ્તરથી એઓ બસરા આવ્યા અને બસરાથી કોઈ અન્ય સ્થળે ચાલ્યા ગયા. મક્કાનિવાસી હજરત ઉસ્માનના પુત્ર ઉમ્મરની સાથે તેમને મિત્રાચારી થઈ. દોઢ વર્ષ તેઓ ઉમ્મરના સહવાસમાં રહ્યા. અબુ ઇયાકુબોલે પોતાની પુત્રી તેમને પરણાવી. પછી ઉમ્મરની સાથે ઉંચું મન થતાં તેઓ મહર્ષિ જુન્નેદની પાસે બગદાદ ચાલ્યા ગયા. મહર્ષિ મન્સુરે મહર્ષિ જુન્નેદની સાથે કેટલોક સમય નિર્જન સ્થાનમાં ગાળ્યો હતો. પછી તેઓ મક્કામાં આવ્યા અને ત્યાંના સુફિઓની સાથે એક

વર્ષ રહી જ્ઞાનની આપ–લે કરી. છેલ્લે સુફિઓના ટોળા સાથે તેઓ પાછા બગદાદમાં આવ્યા અને તપસ્વી જુન્નેદને કેટલાક પ્રશ્નો પૂછયા. તેનો ઉત્તર ન આપતાં જુન્નેદ બોલ્યા કે "મન્સુર! જલદી તમારૂં શરીર શૂળીથી વિંધાઇ જશે." હુસેને કહ્યું કે "જે દિવસે મારૂં શરીર શૂળીએ ચઢશે, તે દિવસે તમે આધ્યાત્મિક પુરુષનાં વસ્ત્રો છોડી સાંસારિક મનુષ્યનાં વસ્ત્રો પહેરશો."

અનેક આગેવાનોએ અને વિદ્વાનોએ ખલિફને એવી મતલબનો પત્ર લખ્યો કે, હુસેન મન્સુરને દેહાંતદંડની શિક્ષા કરવી યોગ્ય છે; પરંતુ આ બાબતમાં મહર્ષિ જુન્નેદે કાંઇ કહ્યું નહિ.

ખલિફે કહ્યું કે "આવી ગંભીર બાબતમાં મહર્ષિ જુન્નેદનો અભિપ્રાય લેવો આવશ્યક છે." હવે જુન્નેદ પોતાની તપશ્ચર્યાની ઝુંપડી છોડી વિદ્યાલયમાં ગયા અને પાંડિત્યનાં વસ્ત્રો પહેરી ખલિફને આવી મતલબનો પત્ર લખ્યો કે "બાહ્ય દષ્ટિએ તો મન્સુરને દેહાંતની સજા કરવી જરૂરની લાગે છે. અંતરની હકીકત તો પ્રભુ જાણે!"

હુસેન મન્સુરને મહર્ષિ જુન્નેદ પાસેથી પોતાના પ્રશ્નનો જવાબ ન મળતાં તે નિરાશ થયા; અને તેની રજા લીધા વિનાજ પોતે સ્ત્રીની સાથે તસ્તરમાં ચાલ્યા ગયા. ત્યાં તેમણે એક વર્ષ નિવાસ કર્યો અને પોતાના ચારિત્ર્યવડે તેમણે લોકોના મન ઉપર અજબ અસર કરી. પોતાની ચર્ચામાં મહાત્મા મન્સુર જગતને અને જગતના લોકોને ઉંચું સ્થાન આપતા નહિ; તેથી થોડાજ સમયમાં તેમના તરફ લોકોની અરુચિ પણ થઈ ગઇ. મિથ્યા માનના અભિલાષ સંસારી લોકોમાં તેમના તરફ દ્વેષ જાગ્યો. ઉસ્માનના પુત્ર ઉમ્મરે પણ મન્સુરની વિરુદ્ધ પત્રો લખ્યા. એટલે ખુરાસાનવાસીઓની નજરમાં પણ મન્સુર તિરસ્કારનું પાત્ર થયા. સંસારી લોકો ઉપર મહર્ષિ મન્સુરનો પ્રથમથીજ વિરાગ હતો. તે આવાં આવાં કારણોથી વધતો ચાલ્યો. હવે તેમણે ફકીરીનાં વસ્ત્રો છોડી સંસારીનાં વસ્ત્રો ધારણ કર્યાં અને પોતાના સત્યસ્વરૂપને છુપાવી સંસારીઓના જેવાં કાર્યો અને સંસારીઓનો સંગ કરવા લાગ્યા.

હુસેન મન્સુરે પાંચ વર્ષ ઉદ્દેશરહિત જીવન ગાળ્યું. આ વર્ષોમાંનો કેટલોક સમય તેઓ ખુરાસાનમાં તથા મદરણહરમાં રહ્યા હતા; તેમજ કેટલોક કાળ તેમણે નિમરોજ તથા કિર્માણમાં ગાળ્યો હતો. પછી તેઓ ઈરાનમાં ગયા અને કેટલાક ઉત્તમ ગ્રંથો લખી તેમણે ત્યાંના લોકોને આપ્યા. ત્યારપછી તેમણે આહ્વાજવાસીઓને ઉપદેશ આપવાનું કાર્ય કરવા માંડયું અને

ત્યાં તેમણે વળી ફરી વાર ફકીરી વસ્ત્રો ધારણ કર્યાં. કેટલાક ફકીરોની સાથે ત્યાંથી તેઓ મક્કા ગયા. એ યાત્રામાં તેમની સાથે ઘણાં માણસો હતાં. મક્કામાં યાકુબ નહર નામનો એક માણસ હતો. તેણે મહર્ષિ મન્સુરને જાદુગરની પદવી આપીને તેમની ચોતરફ નિંદા કરવા માંડી.

વળી તેઓ મક્કામાંથી બસરે ગયા ને ત્યાં એક વર્ષ રહી આહ્વાજમાં ગયા. હવે એમને એવો વિચાર આવ્યો કે, મારે મૂર્તિપૂજક મુલકોમાં જઈ લોકોને સદ્બોધ આપવો.

હવે તેઓ ભારતવર્ષમાં આવ્યા અને લોકોને પ્રભુ તરફ પ્રેરવા પ્રયત્ન કર્યો. વળી ત્યાંથી ખોરાસાનમાં, મદરણ્ણહરમાં અને માચીનમાં જઈ લોકોને સદ્બોધ આપ્યો.આ રીતે તેમણે પૃથ્વીના ઘણા પ્રદેશોમાં ભ્રમણ કર્યું. સ્વદેશમાં આવતાં તેમના શત્રુઓ વળી તેમની વિરુદ્ધ કાગળો લખવા લાગ્યા. વળી ફરી વાર તેઓ મક્કામાં આવ્યા ને બે વર્ષસુધી ત્યાં નિવાસ કર્યો. ત્યાંથી સ્વદેશમાં પાછા ફરતાં તેમના મનોભાવનું પરિવર્તન થયું. હવે તે લોકોની પાસે તમામ વિષયો ઉપર વ્યાખ્યાનો આપવા લાગ્યા, પણ તેમના ઉચ્ચ વિચારો ગ્રહણ કરવા જેટલી લોકોમાં શક્તિ નહોતી. આથી જૂદાં જૂદાં પચાસ નગરોમાં શ્રોતાઓએ મહર્ષિ મન્સુરનું અપમાન કર્યું હતું અને તેમને મારી કાઢયા હતા. આ વિશ્વમાં ઘણા મહાપુરુષોનાં ચરિત્રોમાં વિચિત્રતા જોવામાં આવે છે; પણ મહર્ષિ મન્સુરના જેવી વિચિત્રતા તો બીજે ભાગ્યેજ જણાશે.

એક વાર તેઓ યાત્રા કરવા નીકળ્યા, ત્યારે ચાર હજાર માણસો તેમની સાથે હતાં. તે સૌ સાથે તેઓ મક્કા ગયા ને કાબામંદિરની સામેજ ખરે તડકે ઉઘાડે શરીરે રહી તેમણે તપશ્ચર્યા આદરી. ઉન્હાળાના સખ્ત તાપને લીધે તેમના શરીરમાંથી પરસેવાની ધારાઓ ચાલતી ને તે ધારાઓને લીધે નીચેના પથ્થરો ભીંજાઇ જતા. સખ્ત તડકાને લીધે તેમના અંગની ચામડી દાઝતી, પણ મહર્ષિ મન્સુરનું એકાગ્ર ધ્યાન ચલિત થતું નહિ. જડ પ્રતિમાની પેઠે તેઓ તો સ્થિરભાવે ઉભાજ રહેતા. રોજ રોટલાનો એક એક ટુકડો તેમની પાસે મોકલવામાં આવતો, પણ એ ટુકડાનો એક ખૂણો રોજો છોડતી વખતે મ્હોંમાં મૂકી બાકીનો તેઓ રાખી મૂકતા. 'ઓરફાત'માં તેઓ પ્રાર્થના કરતા કે "હે પ્રભુ ! જો હું ધર્મભ્રષ્ટ બની ગયેલો હોઉં તો એ સ્થિતિમાં પણ ઉદ્ધાર કરજે." આ પ્રમાણે પ્રાર્થના કરી તેમણે પોતાનાં નેત્રો ઉઘાડયાં તો જણાયું કે, તેમની પાસે અનેક માણસો પ્રભુપ્રાર્થના કરતાં ઉભેલાં છે !

આ જોઇ તેમણે પોતાનું મસ્તક રેતીના ઢગલા પાછળ છુપાવ્યું; બધાં માણસો ચાલ્યાં ગયાં. પછી તેઓ આ પ્રમાણે બોલ્યા કે " હે પરમપ્રિય પરમાત્મા ! ભાવનાવાળા પુરુષો પોતાની ભાવનામાં, જપ કરનારા પુરુષો પોતાના જાપમાં અને જ્ઞાનીજનો પોતાના જ્ઞાનમાં તને જેટલો પવિત્ર માને છે, તેના કરતાં પણ હું તને અનંતગણો પવિત્ર માનું છું. હે પ્રભો ! મારા હૃદયનો ભાવ તું જાણે છે. હું તારા ઉપકારો વર્ણવવાને કેટલો અશક્ત છું, તે પણ તું જાણે છો મારા શરીરમાં પણ તુંજ વ્યાપી રહેલો છે, તારા ઉપકારો તું પોતેજ વર્ણવી શકે તેમ છે.

મહર્ષિ હુસેન મન્સુરને દરરોજ સતતપણે સાધના કરતા જોઇને તેમને કોઈએ પૂછ્યું કે " તમે આટલી બધી ઉંચી ભૂમિકામાં છો, તથાપિ આટલો બધો ક્લેશ શામાટે વેઠો છો ? " આનો ઉત્તર આપતાં મહર્ષિ મન્સુર બોલ્યા કે "જેમ મડદાને સુખ કે દુઃખનો અનુભવ થતો નથી, તેમ પ્રભુપ્રેમીને પણ થતો નથી."

એક દિવસ ઇબ્રાહીમ ખાયાજને કાંઇ કામમાં લાગેલા જોઇને મહર્ષિ મન્સુરે કહ્યું કે " ભાઇ ! આખું જીવન તમે ઉદરપોષણમાંજ ગાળશો તો પછી ઈશ્વરમાં કયારે લીન થશો ? શું આખું જીવન તમે ઉદરનિર્વાહ કરવામાંજ વીતાવવું ધાર્યું છે ? "

સહનશીલતાની બાબતમાં કોઇએ મન્સુરને પૂછ્યું, ત્યારે તે બોલ્યા કે " હાથપગ કાપી શરીરને ભલે શૂળી ઉપર ચઢાવવામાં આવે, તેમ છતાં જે જરા પણ અવાજ ન કરે, તેજ ખરો સહનશીલ માણસ ગણાય. " નવાઇ જેવું તો એ છે કે, કેટલાંક વર્ષો પછી મહર્ષિ મન્સુરના પોતાના સંબંધમાંજ આવું બન્યું અને તે વખતે તેમણે જરા પણ અવાજ કર્યો નહિ.

એક વાર શબ્લિ, મહર્ષિ મન્સુરને મારવા તૈયાર થઇ તેમની પાસે આવ્યો. તેને જોઇ મન્સુરે કહ્યું કે " હમણાં શાંત થાઓ, હું એક મહાન કાર્ય સાધવા પાછળ રોકાયો છું. એવા કાર્યમાં જે માણસ જોડાયેલો હોય તેને પ્રહાર કરવો જોઇએ નહિ."

મહર્ષિ મન્સુરના કાર્યથી લોકો કંટાળી ગયા અને અનેક જણ તેમના વિરોધી થયા. ત્યારે પણ મન્સુરદ્વારા દિનપરદિન અનેક આશ્ચર્યકારક કાર્યો થવા લાગ્યાં અને તેમની જિહ્વા પણ અત્યંત તેજસ્વી બની. ખલીફાની આગળ તેમની બાબતમાં ચર્ચા ચાલી અને તેમની હત્યા કરવાને સૌ કોઈ એકમત

થયા. મહર્ષિ મન્સુર વારંવાર "અનલહક" (હું ઈશ્વર) એવો ઉચ્ચાર કરતા. આ એક વાક્યનેજ આધારે સૌએ મન્સુરનો પ્રાણ લેવાની ખલિફા પાસે વિનતિ કરી. લોકોએ મન્સુરને પણ આગ્રહ કર્યો કે તમે "અનલહક" ન બોલો, પણ "હુ અલ હક" (તે ઇશ્વર છે) એવો ઉચ્ચાર કરો.

મન્સુર બોલ્યા કે "હા, બધુંજ તે છે અને તેનો મહાસાગર ચારેકોર ઉછાળા મારી રહ્યો છે. એમાં મ્હારૂં 'હુંપણું' મળી એકરસ થઇ ગયું છે, જેને લીધે હું તેનાથી વિખૂટો પડી શકતો નથી ! મન્સુર પોતાનું મન્સુર-પણું ભૂલી પ્રભુપણાને પ્રાપ્ત થયો છે. હવે તે મહાન પદ મૂકી લઘુ પદ શા-માટે ગ્રહણ કરે ?"

લોકોએ આ વચનો મહર્ષિ જુન્નેદને સંભળાવ્યાં અને તેનું તાત્પર્ય પૂછયું.

અફસોસ ! અફસોસ ! મહર્ષિ જુન્નેદ બોલ્યા કે "આ વચનોનું તાત્પર્ય એટલુંજ છે કે, તેના શરીર ઉપર આઘાતો કરો અને તેને કાપી નાખો. આવાં વચનોનું તાત્પર્ય સમજાવવાનો આ વખત નથી."

ત્યારપછી મહમદ દાઉદ અને એક પંડિતે જઇને મહર્ષિ મન્સુર ઉપર હુમલો કર્યો. એ હુમલામાં મન્સુર હારી ગયા અને ખલીફાના મંત્રીએ તેમને કેદખાનામાં મોકલી આપ્યા.

એક વર્ષસુધી તેઓ કેદખાનામાં રહ્યા. ઘણાં માણસો તેમને કેદખા-નામાં પણ મળવા જતાં અને ધર્મસંબંધી પ્રશ્નો કરતાં. છેવટે તેમની પાસે લોકોને જવા દેવાની પણ બંધી કરવામાં આવી. પાંચ–છ માસ સુધી તેમની પાસે એક પણ માણસ ગયું નહિ. એક વાર માત્ર અબ્દુલ્લા ખફિફ અને તેનો મિત્ર કેદખાનામાં ગયા અને મન્સુરને કહ્યું કે "તું જે વાત બોલે છે તેને માટે ક્ષમા માગ. એમ કરીશ તોજ કેદખાનામાંથી છૂટીશ."

મહર્ષિ મન્સુર બોલ્યા કે "મને જે ક્ષમા માગવાનું કહે છે, તેણેજ ક્ષમા માગવી."

આ સાંભળી પેલા બન્નેને ક્રોધ ચઢયો અને તેમણે મન્સુરને પ્રહાર કર્યો.

કહેવાય છે કે, કેદખાનામાં પણ ઘણા અલૌકિક બનાવો બન્યા હતા. બે–ત્રણ દિવસસુધી તો તેઓ પોતાની અલૌકિક શક્તિથી અદશ્ય થઇ ગયા હતા અને ઘણા કેદીઓને ચમત્કારિક રીતે કેદખાનામાંથી છૂટા કર્યા હતા.

કેદીઓ ભાગી જતાં તેમના રક્ષકો ચિંતાતુર થયા. તેમણે મન્સુર પાસે જઇ તેમને પૂછયું કે "આ કેદીઓ ક્યાં ?"

મન્સુર—“ તેઓ કેદખાનામાંથી મુક્ત થયા છે. ”

રક્ષકો બોલ્યા કે “ તેઓ મુકત થયા છે, તો તમે કેમ રહ્યા છો ? ”

મન્સુર—“ મારેમાટે એવી ઇશ્વરી ઇચ્છા છે અને તેનું પાલન કરવાની હું વાટ જોઉં છું. ”

આ સમાચાર સાંભળી ખલિફે આજ્ઞા કરી કે “ જો મન્સુરને વધારે વખત કેદખાનામાં રાખવામાં આવશે, તો વધારે ગરબડ થશે; માટે જલ્દી તેમનો વધ કરો તથા તે “ અનલહક ” બોલતો જ્યાંસુધી અટકે નહિ ત્યાંસુધી લાકડીઓ મારો. ”

ત્યારપછી મહર્ષિ મન્સુરને કેદખાનામાંથી બહાર કાઢવામાં આવ્યા અને તેમનાપર લાકડીઓના ત્રણસો પ્રહાર કર્યા. પ્રહાર કરનાર કહે છે કે પ્રત્યેક પ્રહાર થતી વખતે એવો ધ્વનિ સંભળાતો હતો કે ‘ હુસેન ! ભય રાખીશ નહિ.’ આટલા પ્રહારો થયા છતાં પણ “ અનલહક, અનલહક ” એવો ઉચ્ચાર કરતાં મહર્ષિ અટક્યા નહિ. પછી તેમને શૂળીપર ચઢાવવા સારૂ લઇ ચાલ્યા. આ બનાવ જોવા માટે હજારો માણસો એકત્ર થયાં હતાં. તેમને જોઇને મહર્ષિ મન્સુર વધારે ઉંચે સાદે “હક, હક, હક, અનલ હક” એવો ઉચ્ચાર કરવા લાગ્યા. ત્યાં એક ફકીરે આવી તેમને પૂછ્યું કે “ પ્રેમ કેવો હોય ? ”

મન્સુર—“ એનો દાખલો આજે જોજો, કાલે જોજો,પરમ દહાડે જોજો.”

એ ઉત્તરની મતલબ એ હતી કે, આજે આ શરીરનો વધ થશે, કાલે એ શરીર દગ્ધ થશે અને પરમ દહાડે કશું ચિહ્ન પણ રહેશે નહિ.

મૃત્યુની અવસ્થા સમીપ હોવા છતાં તેમને ઘણાએ પ્રશ્નો પૂછ્યા અને તે પ્રત્યેક પ્રશ્નોનો ઉત્તર તેમણે બહુજ શાંત ભાવે આપ્યો. છેલ્લે તેમને શૂળી પાસે લાવવામાં આવ્યા. એ વધસ્થંભને તેમણે સ્નેહભાવે ચુંબન કર્યું, શૂળી ઉપર ચઢવા સારૂ પગથીઆ ઉપર પગ મૂક્યો અને બોલ્યા કે “ શૂળી ઉપર ચઢવું એ વીરપુરુષોને માટે સ્વર્ગની સીડીપર ચઢવા બરાબર છે.” પછી પશ્ચિમ તરફ મુખ કરી, હાથ ઉંચા કરીને તેમણે પ્રાર્થના કરી. આ સમયે કેટલાક ઘાતકી માણસોએ તેમના શરીર ઉપર પથ્થરની વૃષ્ટિ કરી; છતાં તે વખતે પણ તેમણે જરાપણ અવાજ કર્યો નહિ. ત્યારપછી તેમના હાથ કાપવામાં આવ્યા; ત્યારે તેઓ હસીને બોલ્યા કે “મારા બાહ્ય હાથ કાપવા સહેલા છે, પરંતુ મારા જે આધ્યાત્મિક હાથો સ્વર્ગના શિખર ઉપરથી

ગૌરવનો મુકુટ ઉપાડવાને આતુર થયા છે, તેને કાપવાને કોઇ પણ સમર્થ નથી.” ત્યારપછી તેમના પગ કાપવામાં આવ્યા; ત્યારે તે બોલ્યા કે “પૃથ્વી ઉપર ભ્રમણ કરનારા પગોને તમે ભલે કાપો,પણ મારે બીજા પણ પગ છે કે જેનાવડે હું પરમધામમાં ભ્રમણ કરીશ. તે પગોને જો તમારામાં શક્તિ હોય તો છેદી નાખો.”

લોહીથી કપાયેલો હાથ મોઢે લગાડી તેમણે પોતાનું મુખ લોહીલોહાણ કરી દીધું. કોઇએ પૂછયું કે “આમ કેમ કર્યું ?” ત્યારે તેઓ બોલ્યા કે “મારા શરીરમાંથી ઘણું લોહી બહાર વહ્યું જાય છે, તેથી મારૂં મોં ફિક્કું પડી જશે. એટલે તમને લાગશે કે, ભયને લીધે મારા મુખ ઉપર ફિક્કાશ આવી છે. તમે એમ ન ધારો માટેજ લોહી ભુંસી મારા વદનને હું લાલ કરૂં છું; કેમકે વીરપુરુષની કાંતિ પણ લાલાશવાળી હોવી જોઇએ.”

બીજા કોઇએ પ્રશ્ન કર્યો કે “એ તો ઠીક, પણ તમે હાથ શામાટે લોહીથી રંગ્યા ?”

મન્સુર—“ એ તો મેં અજુ કરી. ” પેલે ફરી વાર પૂછયું કે “ આ અજુ કયી જાતની ?”

મહર્ષિ—“એ અજુ પ્રભુપ્રેમની છે. લોહીથી વધારે પવિત્ર અજુ બીજી કોઇ નથી. ”

ત્યારપછી તેમની બંને આંખો ખોતરી લેવામાં આવી; ત્યારે તો લોકોમાં હાહાકાર થઇ રહ્યો. ઘણાં માણસો તો આ દૃશ્ય જોઇ રોવા લાગ્યાં. કોઇ કોઇ દુષ્ટાત્માઓ તો ફરી પણ પથ્થર મારવા લાગ્યા. જલ્લાદો છેવટે જીભ કાપવાને તત્પર થયા; ત્યારે તેઓ બોલ્યા કે “જરા વાર ધીરજ રાખો. હું થોડીક વાત કહેવા માગું છું. ” પછી તે ઉંચે જોઇ બોલ્યા કે “હે પરમેશ્વર! જેમણે મને આટલી પીડા આપી છે, તેને તું સુખથી વંચિત કરીશ નહિ, તેના ઉપર ગુસ્સે થઇશ નહિ. જો તેણે મારા હાથ–પગ કાપ્યા છે, તો તેટલો ચાલવાનો માર્ગ પણ મારેમાટે કપાઇ જઇને ટુંકો થયો છે. જો તેઓ મારા મસ્તકનું છેદન કરશે, તો શૂળી ઉપરજ હું તારાં દર્શન કરવા શક્તિમાન થઇશ.” ત્યારપછી તેમનાં કાન અને નાક પણ કાપી નાખવામાં આવ્યાં. એટલામાં એક પાષાણુ હૃદયની ઘરડી ડોસી ત્યાં આવી અને હુસેનને જોઇ બોલી કે “ માર, માર; આ આત્માભિમાની પાપીને જોરથી પથ્થર માર.”

એટલે મહર્ષિ હુસેન મન્સુરે કુરાનનાં બે વચનો ઉચ્ચાર્યાં. આ પૃથ્વી

ઉપર એ તેમના છેલ્લા ઉચ્ચાર હતા. પછી તેમની જીભ ખેંચી લેવામાં આવી. સંધ્યાકાળ થયો હતો. "હવે એનો શિરચ્છેદ કરો" એવી ખલિફે આજ્ઞા આપી અને તેનો અમલ કરવામાં આવ્યો. આ પ્રમાણે જગતમાં વિશ્વાસ તથા વીરતાનું અલૌકિક દૃષ્ટાંત પૂરૂં પાડી હસતે વદને મહર્ષિ મન્સુરે પ્રાણત્યાગ કર્યા. પછી તેમના મૃત શરીરને અગ્નિમાં બાળવામાં આવ્યું.

### આ મહાપુરુષનાં વચનામૃત

૧–જેમની સદા ઈશ્વરના તરફજ દૃષ્ટિ છે અને સંસારના પ્રતિ વીતરાગ દૃષ્ટિ છે, તેઓજ ઋષિ છે.

૨–લોકોના અત્યાચારોથી જે વ્યથા પામતો નથી, તેજ મહાપુરુષ છે.

## ૨૪–તપસ્વી અબુ હસન ખર્કાની

તપસ્વી હસન ખર્કાની પ્રભુશ્રદ્ધામાં પર્વત જેવા અચળ, તત્ત્વજ્ઞાનમાં સાગર જેવા ઉંડા અને અનેક તપસ્વીઓના ગુરુ હતા. પ્રેમી સાધુજનો તેમને પોતાના અગ્રણી ગણતા. એ મહાત્મા હમેશાં વ્રતસાધનાઓમાં શરીર તથા મનને જોડી રાખતા. પરમેશ્વરના સહવાસમાં અને દર્શનમાં તેઓ આનંદી અને મસ્ત રહેતા હતા. તેમનું રહેઠાણ ખર્કામાં હતું. સુલ્તાન મહમદ ગીઝનીના વખતમાં તેઓ હયાત હતા. સુલ્તાન મહમદ ગીઝની એક વાર અબુ હસનનાં દર્શને ગયો. પહેલાં દૂત મોકલી તેમને જણાવ્યું કે, ગીઝનીથી સુલ્તાન મહમદ આપને મળવાને આવે છે; તો તમે ઝુંપડી બહાર આવી તેમનો સત્કાર કરજો. ઇશ્વરનું વચન છે કે "પ્રભુને માન આપો, પ્રભુપરાયણ પુરુષોને માન આપો અને સત્તા–સંપત્તિવાળાઓને પણ માન આપો."

અબુ હસને આના ઉત્તરમાં દૂતને કહ્યું કે "માફ કરજો, સુલ્તાનને જઇ કહેજો કે, હું ઇશ્વર–સેવામાં મગ્ન છું; એટલે પ્રભુપરાયણ પુરુષોનો પણ સત્કાર કરી શકું તેમ નથી; ત્યાં સત્તા–સંપત્તિવાળાઓની તો વાતજ શી ?"

દૂતે પાછા આવી સુલ્તાનને એ વાત કહી. તે સાંભળીને સુલ્તાન કાંઇક નારાજ થયો અને બોલ્યો કે "આપણે ધારેલો તેવો આ તપસ્વી નથી; માટે ચાલો, આપણે એક વાર તેની પાસે જઇને તેની પરીક્ષા તો કરીએ."

આટલું કહી તેણે પોતાનો રાજવંશી પોશાક અને આભૂષણો પોતાના વિશ્વાસુ સાથી આયાઝ નામના માણસને પહેરાવ્યાં અને પોતે એક સાધારણ

સિપાઇનાં કપડાં પહેરી અંગરક્ષક બની એક-બે માણસ સાથે આયાઝની પાછળ પાછળ ચાલવા માંડયું. આ રીતે તેઓ અબુ હસનની ઝુંપડી લગી ગયા અને ઝુંપડી બહાર રહી તેમને સલામ કરી.

અબુ હસને ઝુંપડીમાં રહ્યાં રહ્યાંજ સામી સલામ કરી; પરંતુ ઉભા થઇને સત્કાર કર્યો નહિ. તેમણે થોડી વાર પેલા કૃત્રિમ સુલ્તાન તથા તેના સિપાઇનું અવલોકન કર્યું અને તેમાં સુલ્તાન કોણ છે અને નોકર કોણ છે ? તે તેમના ચહેરા ઉપરથીજ જાણી લીધું. સિપાઇવેશમાં રહેલા મહમદે પૂછયું કે "મહાત્મન્ ! આપે ઉભા થઇને સુલ્તાનનો સત્કાર કેમ કર્યો નહિ ?"

મહર્ષિ—"એ પ્રપંચજાળ છે."

મહમદ—"ભલે પ્રપંચજાળ હોય, પરંતુ શું આપ એ પ્રપંચજાળમાં આવનાર પંખી નથી ?"

ત્યાર પછી મહર્ષિએ મહમદનો હાથ પકડી કહ્યું કે "પાસે આવો."

મહમદે તેમની પાસે જઇ કહ્યું કે "બોલો, શું કહેવાનું છે ?"

મહર્ષિ—આ બધા નોકરોને આઘા ખસેડો."

ત્યાર પછી મહમદે સૌ નોકરોને દૂર જઇ ઉભા રહેવા આજ્ઞા કરી. તેઓ દૂર ગયા પછી સુલ્તાન મહમદે મહર્ષિને પૂછયું કે "પહેલાં તો આપ મને મહાત્મા બાયજીદના સંબંધી કાંઇ હકીકત કહો."

મહર્ષિ—મહાત્મા બાયજીદ કહે છે કે "જે માણસે મને જોયો છે, તેનાં દુર્ભાગ્ય દૂર થયાં છે."

સુલ્તાન—"શું તેઓ પેગંબર મહમદ સાહેબ (સ૦આ૦સ૦) કરતાં પણ શ્રેષ્ઠ થઇ ગયા ? તેમના દુરાચરણી કાકા અબુ જોહલે તથા અબુ લેહે તેમનાં દર્શન કર્યાં હતાં, તોપણ તેમનાં દુર્ભાગ્યની તો સીમાજ નહોતી."

મહર્ષિ—"અસભ્ય થાઓ નહિ. પોતાની યોગ્યતા જોઇને વાત કરો. એ તો જાણવું જોઇએ કે, પેગંબર સાહેબનાં દર્શન તેમના ચાર ધર્મપ્રચારક બંધુઓ તથા કેટલાક અનુયાયીઓસિવાય કોઇએ કર્યાં નહોતાં. ઈશ્વરનું આ વચન તેના પ્રમાણરૂપ છે કે 'તેઓ તમારાપ્રતિ દૃષ્ટિ કરતા જણાય છે, છતાં તમારાં દર્શન કરતા નથી.' આ ઇશ્વરી વચનનો તમારે મર્મ સમજવો જોઇએ."

આ વાત સાંભળી સુલ્તાન મહમદ સંતુષ્ટ થયો અને બોલ્યો કે "મને કાંઇક ઉપદેશ આપો."

મહર્ષિ—"અન્યાયી કામોથી છેટા રહેજો, સમૂહની સાથે ઉપાસના કરજો તથા લોકોના ઉપર દયા અને ઉદારતા દર્શાવજો."

સુલ્તાન મહમદ—" મને આશીર્વાદ આપો. "

મહર્ષિ—" હે મારા પ્રભુ ! તું ધાર્મિક માણસોને ક્ષમા આપ. "

સુલ્તાને ફરી વાર વિશેષ આશીર્વાદ આપવા વિનતિ કરી, ત્યારે ઋષિ બોલ્યા કે "હે મહમદ! તારૂં કાર્ય તથા પરિણામ વખાણવા યોગ્ય હો!"

પછી સુલ્તાને હજાર મુદ્રાઓ મહર્ષિ પાસે મૂકી. તે સ્વીકારવા માટે આગ્રહ કર્યો, ત્યારે મહર્ષિએ પોતાના ખોરાકની રોટીનો એક કકડો સુલ્તાનની આગળ મૂકી કહ્યું કે "આનું ભક્ષણ કરો."

સુલ્તાન મોઢામાં મૂકી તે કકડો દાંતથી ભાગવા અને ગળે ઉતારવા ગયો; પણ તેમ થઇ શકયું નહિ, ત્યારે મહર્ષિએ પૂછયું કે " કેમ ! ગળે ઉતરતો નથી ? "

સુલ્તાન—"ના, બહુજ કઠણ છે."

મહર્ષિ—" ત્યારે તમે શું એમ ધારો છો કે તમારી આ કઠણ મુદ્રાઓ મારે ગળે ઉતરશે ? ના, ના, નહિજ ઉતરે; માટે તે પાછી લઇ જાઓ."

સુલ્તાનઃ–" તો થોડીકજ ગ્રહણ કરો. "

પરંતુ મહર્ષિએ તેમાં પણ સંમતિ આપી નહિ. છેલ્લે સુલ્તાને ઋષિની પાસે પોતાનું કાંઇક સ્મરણચિહ્ન આપવા વિનતિ કરી. ત્યારે ઋષિએ પોતાના ઓઢવાના કપડાનો કકડો તેને આપ્યો. જતી વખતે સુલ્તાન બોલ્યો કે "મહાત્મન્ ! આપની ઝુંપડી બહુ સુંદર છે." મહર્ષિ અબુ હસન હસીને બોલ્યા કે " પાદશાહ ! તારી પાસે પુષ્કળ દોલત છે, છતાં આ ઝુંપડીની તારે જરૂર છે ? "

જ્યારે સુલ્તાન જવા ઉભો થયો, ત્યારે મહર્ષિએ પણ ઉભા થઇ તેના-પ્રત્યે માન દર્શાવ્યું. આ જોઈ મહમદ બોલ્યો કે " મહાત્મન્ ! જ્યારે હું આવ્યો, ત્યારે તો આપે મારા તરફ બેદરકારી બતાવી હતી, પણ હવે ઉભા થઇ માન આપ્યું, તેનું તાત્પર્ય શું ?"

મહર્ષિ—" પહેલાં તું રાજગર્વથી અને મારી પરીક્ષા લેવાના હેતુથી આવ્યો હતો; પણ અત્યારે તું દીનતા, પવિત્રતા અને ફકીરી વિચારો સાથે જાય છે. ફકીરી સંપત્તિનો સૂર્ય અત્યારે તારા ઉપર પ્રકટ થતો જણાય છે. એ ફકીરીને સત્કાર આપવા હું ઉભો થયો છું. પહેલાં તારી પાદશાહી માટે મેં બેદરકારી બતાવી હતી. "

ત્યાર પછી સુલ્તાન પ્રસન્ન થઇ ચાલ્યો ગયો.

એક વાર અબુ હસન તપસ્વીમંડળ સાથે પોતાની ઝુંપડીમાં બેઠા હતા. પેટમાં સાત દહાડાની ભૂખના કડાકા થયા હતા, ત્યાં એક માણુસ એક મણુ આટો તથા બીજો સામાન લઇને આવ્યો અને બોલ્યો કે " આ સામગ્રી આપ સૌને માટે લાવ્યો છું. "

આ સાંભળી અબુ હસન પેલા મંડળ તરફ જોઇને બોલ્યા કે "આપનામાંથી જેનામાં મહર્ષિપણું હોય તે આ સ્વીકારી લે. મારામાં મહર્ષિપણાનો તો જરાએ અંશ નથી. "

છેલ્લે કોઇએ તે સામગ્રી લીધી નહિ અને પાછી વાળી.

એક વાર મહર્ષિ અબુ હસન પાસે એક માણુસ આવ્યો અને કફની (ફકીરીનું વસ્ત્ર) આપવા વિનતિ કરી.

મહર્ષિ--" પહેલાં તું મારા એક પ્રશ્નનો ઉત્તર આપ. બોલ, જો કોઇ પુરુષ સ્ત્રીનાં લુગડાં પહેરે તો શું તે સ્ત્રી થઈ જાય ?"

પેલો માણુસ--"ના."

મહર્ષિ--" તેજ પ્રમાણે કોઇ સ્ત્રી પુરુષના જેવો પોષાક પહેરે, તો તેથી એ પુરુષ થાય ?"

પેલો માણુસ--"ના"

મહર્ષિ—" તોપછી તું સાધુ નહિ હોય તો સાધુનું વસ્ત્ર પહેરવાથી કાંઇ સાધુ થઇ શકશે નહિ. "

મહર્ષિ પાસે એક વાર એક માણુસ આવ્યો અને બોલ્યો કે " લોકોને પરમેશ્વર તરફ લઇ જવા સારૂ મને સંમતિ આપો. "

મહર્ષિ—"ભલે, તું લોકોને પરમેશ્વર તરફ દોરી જજે; પણુ તારા પોતાના તરફ દોરીશ નહિ. "

પેલો માણુસ—" મહાત્મન્ ! એ કેમ થાય ? કોઇ પોતાના તરફ લોકોને દોરે ખરો ?"

મહર્ષિ--" હા, ઘણાએ. પરમેશ્વર તરફ દોરવાને બદલે ઘણે ભાગે ધર્માચાર્યો લોકોને પોતાની તરફજ દોરે છે. "

અબુ અલ્લિ સિના નામનો એક માણુસ મહર્ષિ અબુ હસનની કીર્તિ સાંભળી ખર્કામાં આવ્યો. ઝુંપડીએ આવ્યો ત્યારે મહર્ષિ અંદર નહોતા. બારણે આવી તેણે પૂછ્યું કે "મહર્ષિ ક્યાં છે ?"

તેમની ધર્મપત્નીએ કહ્યું કે " એ પાખંડી ધૂતારાનું તારે શું કામ છે ?" આ પ્રમાણે અનેક કુવચનો તે બાઇએ કહ્યાં. સિનો તો આ સાંભળી સ્તબ્ધ

થઈ ગયો અને મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કે "અહો, આ મહાત્માની સ્ત્રી આવી નઠારી છે, તો તેમને કેટલાં દુઃખો સહન કરવાં પડતાં હશે ?" આમ વિચારતો વિચારતો તે રસ્તે પડયો. રસ્તે જતાં તેણે મહર્ષિને આવતા જોયા. તેમની સાથે એક વાઘ હતો અને વાઘના ઉપર લાકડાનો ભારો મૂકેલો હતો. અબુ અલ્લિ આ જોઇ ચકિત થઇ ગયો અને બોલ્યો કે "મહાત્મન્! આ શો આશ્ચર્યજનક વ્યાપાર !"

મહર્ષિ—"હું પેલી વાઘણુ–પત્નીનો ભાર ઉપાડું છું, માટે આ વાઘે મારો ભાર ઉપાડયો છે."

એક રાત્રે મહાત્મા ઉપાસના કરતા હતા, ત્યારે તેમણે એવી દૈવી વાણી સાંભળી કે "અબુ હસન ! તું શું એવું ઇચ્છે છે કે, તારી તમામ ગુપ્ત વાતો હું લોકોની પાસે પ્રકટ કરૂં અને તને હેરાન કરૂં ?"

મહર્ષિ—"હે પ્રભો ! તમે શું એવું ચાહો છો કે, હું તમારી દયાનું જે તત્ત્વ જાણું છું તેમજ તમારો જે પ્રેમ અનુભવી રહ્યો છું, તે બધા આગળ પ્રકટ કરીને તેઓ તમારાપ્રત્યે આવવાનું ને પ્રણામ કરવાનું છોડી દે (અને મારા તરફ આવીને મનેજ નમસ્કાર કરે) એવી હલકાઇ કરૂં !!"

મહર્ષિએ એક વાર એવી દૈવી વાણી સાંભળી કે "અબુ હસન ! તું વિરોધીઓથી તથા તેમના કોલાહલથી શું બ્હીએ છે ?"

મહર્ષિ—"ના, ના. મડદાંની બીક કેવી ? બળવાન ઊંટ કદી નગારાથી કે કંસારાના ઘરનું કબુતર, અતિજડ ઘણ–એરણના ઘોર અવાજોથી બ્હીતું જોયું છે?"

એક વાર મહર્ષિ બોલ્યા કે "હે પ્રભુ ! તું યમને મારી પાસે મોકલીશ નહિ. મોકલીશ તોપણ તેના હાથમાં હું મારો પ્રાણ સોંપીશ નહિ; કેમકે મેં કાંઇ તેની પાસેથી મારો પ્રાણ મેળવ્યો નથી, એટલે પછી એના હાથમાં શામાટે આપું? મેં તો જે કાંઇ તારી પાસેથી મેળવ્યું છે, તે તનેજ સોંપીશ, બીજા કોઇને નહિ."

મરણ નજીક આવ્યું, ત્યારે અબુ હસન બોલ્યા કે "મારૂં આ રુધિરપૂર્ણ અંતર ભેદીને જો કોઇ જુએ તો તરતજ જણાય કે, ચૈતન્ય–પૂજાની સાથે જડ–પૂજાને કશોજ સંબંધ નથી."

પછી તેમણે કહ્યું કે "મારા શબને દફનાવવા માટે ત્રીસ ગજ ઉંડી કબર ખોદજો; કેમકે બસ્તામની જમીન આ ગામની જમીનથી ત્રીસ ગજ નીચી છે. મારૂં શબ મહર્ષિ બાયજીદ બસ્તામી કરતાં ઉંચું રહે, એ ઉચિત નથી."

## આ મહાત્માનાં વચનામૃત

૧–જે ઇશ્વરપ્રેમી છે, તેને માટે તો બધાંજ સ્થળો મસ્જીદ–મંદિર છે, બધાજ દિવસો શુક્રવાર છે અને બધાજ મહિના રમજાન છે. તે જ્યાં પણ રહે છે, ત્યાં ઇશ્વરનીજ સાથે રહે છે.

૨–મેં તેના અસ્તિત્વમાં દૃષ્ટિ નાખી કે તેજ ક્ષણે તેણે મારૂં અસ્તિત્વ એવું તો હરી લીધું કે પછી મેં મારા અસ્તિત્વ તરફ દૃષ્ટિ કરી, તો ત્યાં પણ તેના અસ્તિત્વે મારૂં અનસ્તિત્વજ દર્શાવી આપ્યું !

૩–પ્રભુ પોતાના પ્રેમીઓને એવે સ્થાને રાખે છે, કે જ્યાં સાધારણ માણસો તો જઈ શકતાજ નથી; ને જેઓ પહોંચી ચૂકયા હોય છે, તેમને સામાન્ય લોકો બિચારા પ્રભુપ્રેમીતરીકે પિછાણી શકતા નથી. અબુ હસન એ વિષે પોતાનુંજ પ્રમાણ આપે છે કે "હું જ્યારે પણ તેના (પ્રભુના) સૌંદર્યની વાત કહેતો,ત્યારે લોકો મને ગાંડોજ કહેતા ! પ્રભુએ મને એમ પણ કહ્યું છે કે, દુર્ભાગી લોકોમાં તો હું તને પ્રસિદ્ધિજ આપવાનો નથી,પણ જેઓ મ્હારા ઉપર પ્રેમ કરે છે અને જેના ઉપર હું પ્રેમ કરૂં છું, તેવાઓ આગળજ હું તને પ્રકટ કરીશ અને તેવાઓજ આવીને તારાં દર્શન કરવા પામશે. અને જેઓ તારી પાસે નહિં આવી શકે, તેઓ તારૂં નામ સાંભળીને પણ તારા ઉપર પ્રેમ કરશે. મેં તને પુણ્ય–પવિત્ર જીવન આપ્યું છે, તેથી પુણ્યાત્માઓજ તને ઓળખશે અને ચાહશે."

૪–એક વાર મેં પ્રભુની આ વાણી સાંભળી કે "હે મ્હારા સેવક ! તું જો શોકથી દુઃખી થતાં મારી પાસે સુખ–સંતોષ માગીશ તો હું તને સુખ–સંતોષ આપીશ; જો તું નિર્ધનતાથી દુઃખી થઇને મારી પાસે આવીશ તો હું તને ધનવાન બનાવીશ અને જો તું તારી અહંતા–મમતાસહિત સર્વ કાંઈ મને આપીશ તો હું પણ મારૂં પોતાપણું અને સર્વ કાંઇ તને આપી દઈશ."

૫–જ્યારે મેં મારા અસ્તિત્વ તરફ જોયું, ત્યારે પ્રભુએ તો તેને ઠેકાણે મને મારૂં અનસ્તિત્વજ દર્શાવ્યું ! અને જ્યારે મેં મારા અનસ્તિત્વ તરફ દૃષ્ટિ કરી, ત્યારે તો તેણે પોતાનુંજ અસ્તિત્વ અને પ્રભુત્વ મને દર્શાવ્યું ! વળી વિશેષમાં કહ્યું કે "હે મારા અનન્ય સ્વરૂપ ! હવે જરા તું પણ તારૂં અસ્તિત્વ દર્શાવ." ત્યારે મેં કહ્યું કે "તારાવિના બીજું કોણ મારા અસ્તિત્વનું પ્રમાણ આપી શકે ? તેં પંડેજ નથી કહ્યું કે 'ઇશ્વરજ સૌનો સાક્ષી છે.' આપના માર્ગનો એ ખાસ ભેદ મારે માટે ખુલ્લો થયો ત્યારેજ તેના પ્રકાશવડે દર

વર્ષે અવિશ્વાસરૂપી અંધકારમાંથી નીકળતો ચાલીને વિશ્વાસ તરફ આગળ વધવા લાગ્યો."

૬–એક વાર ઇશ્વરે મારા હૃદયમાં એમ કહ્યું કે "અબુ હસન! મારી આજ્ઞામાં તું સદા સ્થિર રહેજે; કેમકે હું સદાય જીવતો–જાગતો છું અને મૃત્યુ તો કદી થવાનુંજ નથી; એટલે તને પણ એવું જીવન આપીશ, કે તારા ઉપર પણ મૃત્યુનો કશોજ અધિકાર રહેશે નહિ. પણ મેં જેનો નિષેધ કર્યો છે, તેનાથી તો તું દૂરજ રહેજે. મારા જે અપાર સત્તા–સામર્થ્યનો અને અખૂટ ઐશ્વર્યનો કદી પણ વિનાશ થવાનો નથી, તે તમામ અવિનાશી સ્વારાજ્ય તને પણ પૂરેપૂરૂં આપી દઇશ.

૭–ઇશ્વર કહે છે કે, જેઓએ મને ઓળખ્યો છે, તેઓએજ સત્ય ઉપર પ્રેમ કર્યો છે; અને સત્યે પણ તેમનાજ ઉપર પ્રેમ કર્યો છે. જે કોઇએ સાધુ પુરુષોનો સહવાસ કર્યો છે, તેઓજ ઈશ્વરનો સહવાસ મેળવી શક્યા છે.

૮–જ્યારે મારી રસના (જીભ) અદ્વિતીય ઈશ્વરના મહિમા, પરિચય અને ગુણાનુવાદ ઉપર ચાલવા લાગી, ત્યારે મેં જોયું કે ભૂલોક અને સ્વર્ગલોક પણ મારી પ્રદક્ષિણા કરે છે. અલબત્ત, લોકો કાંઇ તે જોઈ શક્યા નહિ.

૯–એક વાર મારા અંતરમાં આવો ધ્વનિ ઉઠ્યો કે "લોકો મારી પાસે સ્વર્ગ પામવાની પ્રાર્થના કરે છે, પરંતુ તેમણે જે વિશ્વાસ પ્રાપ્ત કર્યો છે, તે બદલ કૃતજ્ઞતા તો કાંઈપણ દર્શાવતા નથી અને ઉલટા અન્ય અનેક વસ્તુઓની માગણી કર્યા કરે છે."

૧૦–ત્રીસ વર્ષથી હું લોકો આગળ કથા કહું છું. લોકો એ વિષે એમ ધારે છે કે હું તેમની આગળ વાતો કરૂં છું; પણ હું તો ઇશ્વર સાથેજ વાતો કરૂં છું.

૧૧–એક વાર મારા અંતરમાં એવો ધ્વનિ આવ્યો કે "અબુ હસન! હું તને સર્વ કાંઇ આપીશ, પરંતુ પ્રભુત્વ તો નહિ આપું." ત્યારે હું બોલ્યો કે "પ્રભો! મારે તો તમારાવિના બીજું જોઇતુંજ નથી. તમારી સાથે જે લોકોનો સંબંધ ન હોય તેમનેજ તમારૂં એ બધું આપો!"

૧૨–હે પ્રભો! જે કાંઇ મારૂં હતું તે પણ મેં તો આપનાજ કાર્યમાં યોજેલું છે અને જે કાંઇ તમારૂં હતું, તે પણ મેં તમને અર્પણ કર્યું છે; એટલે હવે તો મારૂં "હુંપણું" નષ્ટ કરીને તું પોતેજ તારા પૂર્ણરૂપે બિરાજમાન રહેજે.

૧૩–હું સર્વ સ્થળે તારો ભક્ત છું, તારા પ્રેરિત પેગંબર અને ઋષિમુનિઓનો ચાકર છું અને તારાં સરજેલાં નરનારીઓનો સેવક છું.

૧૪–હે પ્રભો ! તું મારૂં સદા સ્મરણ કર્યા કરે છે, તો પછી મારો પણ પ્રત્યેક શ્વાસ અને છેલ્લો શ્વાસ સુદ્ધાં તારીજ પ્રશંસામાં અર્પણ થજો; મન પણ સદા તારાજ સ્મરણમાં રહેજો અને મારૂં શરીર અને જીવન પણ તમનેજ અનુસરજો.

૧૫–હે પ્રભો ! તેં મને તારી ખાતરજ સરજ્યો છે અને તારે વાસ્તેજ હું જન્મ્યો છું; માટે કૃપા કરીને તું તારી સર્જેલી કોઇ પણ વસ્તુ તરફનો જરા પણ મોહ મારામાં થવા દઇશ નહિ.

૧૬–હું કોઈને પણ ગુરુરૂપે માનતો નથી, કેમકે મારો ગુરુ અને મારો નેતા તો ઈશ્વિર પોતેજ છે; છતાં પણ મેં અનેક ધર્માચાર્યોનાં સેવા–સમાગમ તો કર્યાં છેજ.

૧૭–માણસ જ્યાંસુધી એમ જાણે છે કે 'હું કાંઈપણ જાણતો નથી' ત્યાં-સુધીજ તેને નવું જાણવાની અભિલાષા રહે છે; અને જ્યારે તે એમ જાણે છે કે 'હું કાંઇક જાણું છું' ત્યારથી તેનાં જ્ઞાનનાં દ્વાર બંધ થઇ જાય છે.

૧૮–જો તમે કહો કે હું તેને જાણું છું, તો હું કહીશ કે તમે તેને જાણતાજ નથી.

૧૯–ઇશ્વર પોતે જ્યારે પોતાના દાસને પોતાનો માર્ગ દર્શાવે છે, ત્યારેજ તેની ગતિ અને સ્થિતિ અધ્યાત્મ રાજ્યમાં થઇ છે.

૨૦–ઈશ્વરનેજ પામવા વાસ્તે જેનું હૃદય તલસી રહ્યું છે, તેનોજ જન્મ ધન્ય છે; તેનીજ માતા ધન્ય છે; કારણ કે તેનું સર્વ હિત ઇશ્વરમાંજ સમાયેલું હોય છે.

૨૧–જે માણસ ઈશ્વરમાંજ જીવે છે અને જોવા યોગ્ય તથા સાંભળવા યોગ્ય પણ તેનેજ જાણે છે; તેણે બધુંજ જોયું છે, સાંભળ્યું છે અને જાણ્યું છે.

૨૨–પ્રભુના રસ્તામાં આ એક એવું બજાર છે કે સાધુ પુરુષો તેને ધર્મ-કર્મનું બજાર કહે છે. એ બજારમાં જાતજાતની સુંદર છબીઓ છે. જેમકે અ-લૌકિકતાની, તપશ્ચર્યાની, આ લોકની, પરલોકની, કોમળતાની અને સ્વર્ગીય સ્વભાવની ઇ૦ ઇ૦ અનેક પ્રકારની છે. જે ભાગ્યશાળી યાત્રાળુઓ તે બજારમ જઇને તે તે છબીઓ જોવાને ઉભા રહે છે અને એ બધી વસ્તુઓ તરફ અનુ-રાગ–અધિક સ્નેહ દર્શાવે છે, તેજ પ્રભુને પ્રાપ્ત કરે છે.

૨૩–પરંતુ તેમ થવા પહેલાં પ્રભુભક્તનું એ પણ કર્તવ્ય છે કે, ઉપલી સર્વ બાબતોનો પરિત્યાગ કરી એકાંતમાં માત્ર ઈશ્વરનોજ યોગ (મેળાપ) પ્રાપ્ત

કરે, મસ્તકને નમેલું રાખે, કૃપારૂપી નદીદ્વારા ઈશ્વરરૂપી મહાસાગરમાં ભળી જઈને એકતા સાધે અને આત્મવિસર્જન (જીવભાવનો નાશ) કરે.

૨૪–જ્ઞાનના બે વિભાગ છેઃ–(૧) બાહ્યવિભાગ અને (૨) આધ્યાત્મિક વિભાગ. બાહ્યવિભાગ બાહ્યજ્ઞાનીઓ પ્રકટ કરે છે, આધ્યાત્મિક વિભાગ આધ્યાત્મિક જ્ઞાનીઓ પ્રકટ કરે છે. ઈશ્વરની સાથે સાધુ પુરુષનો જે ગૂઢ યોગ, તેજ આધ્યાત્મિક વિભાગ છે. ત્યાં માનુષી ભાવોનો તો પ્રવેશ પણ થઈ શકતો નથી.

૨૫–તમે જો સંસારને શોધવા જશો, તો સંસાર તમારા ઉપર ચઢી બેસશે; તમે સંસારથી વિમુખ થશો, તોજ સંસારને તરી શકશો.

૨૬–ફકીર તે છે કે જેને આ કાળ તથા પરકાળની કશી પરવા નથી–અર્થાત્ તેના અંતરમાં પ્રભુની સાથે જે યોગ અને સંબંધ બંધાયેલાં છે, તેના આગળ તે આ લોક અને પરલોકને તુચ્છ સમજે છે.

૨૭–વીરતા એ એક વિશાળ નદી છે. એ નદીના ત્રણ ફાંટા છેઃ–(૧) દાનશીલતા, (૨) પ્રાણીઓ ઉપર દયા અને (૩) લોકોપ્રત્યે અયાચકતા અને માત્ર ઈશ્વર પાસેજ યાચના.

૨૮–જે માણસ પોતાના મનમાં એક પણ હલકો વિચાર કરીને તેવું કામ કરે છે; તેને લીધે તે ઇશ્વરી માર્ગથી બે વર્ષ છેટો પડી જાય છે.

૨૯–મનુષ્યો પુણ્યથીજ ઉન્નતિ પ્રાપ્ત કરે છે, માત્ર ઉપલકીઆં ધર્માનુષ્ઠાનોથી નહિ.

૩૦–આખા જગતની સાધુતા ભેગી કરવામાં આવે, તોપણ તે પ્રભુની એક ટીપા જેટલી પણ સાધુતા બરાબર થશે નહિ.

૩૧–પોથાંપંડિતો એમ કહે છે કે, પેગંબરોના અને મહર્ષિઓના વારસો અમે છીએ; પરંતુ અમે એમ કહીએ છીએ કે, તેમના ખરા વારસો તો અમો ત્યાગી–તપસ્વીઓ છીએ; કેમકે જે જે તેમની પાસે હતું, તેમાંનું કાંઇ પણ રહેલું હોય તો તે અમારીજ પાસે રહેલું છે. તેઓ ફકીર હતા, તેમ અમે પણ ફકીરીનો સ્વીકાર કરેલો છે. તેમનામાં દાનશીલતાનો ગુણ હતો, લોકોના પ્રતિ સાધુભાવ હતો. તેઓ કોઇના અહિતકારી ન હતા, સન્માર્ગ દર્શાવનારા હતા, લોકોની સાથે તેમને આનંદ પડતો ન હતો, તેઓ સમયબળને આધીન ન હતા, લોકો તેમનાથી બ્હીતા, પણ તેઓ લોકોથી બ્હીતા નહિ; લોકો તેમની પાસેથી આશા રાખતા, પણ તેઓ લોકોની આશા રાખતા નહિ અને કોઇ પણ બાબતમાં તેમને અહંકાર નહોતો. એ મહાપુરુષોમાં આ બધાં લક્ષણો હતાં.

૩૨–જે દળમાં અમે છીએ તે દળને મોખરે પરમેશ્વર છે; પાછળ મહર્ષિ-ઓ અને પેગંબરો છે; બાજુપર તેમના અનુયાયીઓ છે અને વચ્ચે ધર્મગ્રંથો અને ધર્મવિધિઓ છે. માટે જેઓ આ અમારા દળમાં છે, તેઓ ધન્ય છે! તેઓના પ્રાણો પરસ્પર મળી ગયેલા છે; પરંતુ અબુ હસનના પ્રાણ કોઇ પણ દુનિયાઈ પદાર્થ સાથે જોડાણ કે સંબંધ ધરાવતા નથી.

૩૩–કેટલાકો પોતાના જ્ઞાનને (પંડિતાઇને) રજુ કરે છે, તો કેટલાક તપશ્ચર્યા રજુ કરે છે; પણ આ પ્રભુનો માર્ગ એવો નથી, કે જ્યાં એમાંનું કાંઇ પણ અહંતા–મમતારૂપી મલિન થેલીમાં ભરેલું હોય ત્યાંસુધી જરા પણ ઉપ-યોગમાં આવી શકે.

૩૪–જે માણસ કાંઇ પણ વિચાર કરતી વખતે તથા કાંઇ બોલતી વખતે પ્રથમ ઈશ્વરનું સ્મરણ કરતો નથી, તે મહાન વિપત્તિમાં આવી પરે છે.

૩૫–સર્વ કોઇ ઇચ્છે કે, અમે આ લોકમાંથી કાંઇ પણ ઉપયોગી પદાર્થ સાથે પ્રભુ પાસે ધરવાને લઇ જઇએ; પરંતુ તેની પાસે તો આ દુનિયામાંની બીજી કોઇ પણ ચીજ લઇ જઇ શકાતી નથી. એક માત્ર જીવપણાનો–અહંતા-મમતાનો–વિનાશજ લઇ જઇ શકાય છે.

જગતનાં સાધારણ માનવીઓ કરતાં કાંઇ પણ ઉંચો દરજ્જો પ્રાપ્ત થતાં જેના મનમાં એવો વિચાર આવે કે, લોકો મને આવે ઉંચે સ્થળે બેઠેલો જોઇ શકે તો કેવું સારૂં? તો તે માણસ સાચો ભક્ત કે સાધુ નથી.

૩૬–જો તમે એવું ઇચ્છશો કે, હું પહેલાં દુનિયાનાં, સ્વર્ગલોકનાં અને તેના નિવાસીઓનાં તત્ત્વો–રહસ્યો પ્રથમ જાણી લઉં, તે પછી ઇશ્વરને જાણીશ; પરંતુ એમ કરવા જતાં તો તમારો માર્ગ ઘણોજ લાંબો થશે અને જો પ્રભુ-વિશ્વાસના પ્રકાશમાં ચાલશો તો તમારો માર્ગ બહુ ટુંકો થઇ જશે.

૩૭–જ્યારે તમે સાધુસમાગમ કરશો, ત્યારે પ્રભુપ્રેમરૂપી સુંદર સફેદ વાદળ ઉત્પન્ન થશે અને તેમાંથી ઈશ્વરી અનુગ્રહરૂપી સ્વચ્છ વારિ વર્ષશે; પણ જ્યારે તમે ઇશ્વરનો સમાગમ કરશો, ત્યારે તો શ્યામ મેઘ–કાળી વાદળી ચઢી આવીને તેમાંથી પ્રેમામૃતજ વરસવા લાગશે.

૩૮–ઈશ્વરપ્રેરિત મહાપુરુષ અને પુણ્યાત્મા શ્રદ્ધાળુ, એમના સિવાય બીજા બધાઓમાં પ્રભુપ્રેમી માણસ નિંદા પામે છે.

૩૯–જે કોઈ ઈશ્વર તરફ જાય છે, તેને તે એવું કંઇક આપી દે છે કે જેથી તેનું પોતાનું સર્વ કાંઇ જતું રહે છે; અને તેને બદલે ઉપાસના, પ્રા-

ર્થના, જપ, તપ, દાન, વ્રત, ઉપવાસ વગેરે દૈવી પદાર્થ પ્રભુ તરફથી તેને મળ્યા કરે છે.

૪૦–ઈશ્વર પોતેજ જેનો માર્ગદર્શક થાય છે, તે ઈશ્વિરાશ્રયી માણસનો રસ્તો સ્વાશ્રયી માણસના રસ્તા કરતાં બહુ ટુંકો થાય છે; કેમકે તે સાધુના અંતરમાં જ્યોતિમય દિવ્ય દૃષ્ટિ આપે છે, તથા તે દ્દષ્ટિ ઉપર બીજી દ્દષ્ટિ, તેના ઉપર વળી ત્રીજી દ્દષ્ટિ અને તેના ઉપર વળી ચોથી દ્દષ્ટિ પણ આપે છે. આથી તેની એવી અવસ્થા થાય છે કે જેથી તેની દ્દષ્ટિ સર્વત્ર ઈશ્વરનેજ જુએ છે.

૪૧–માર્ગ બે પ્રકારના છેઃ–એક ટુંકો માર્ગ અને બીજો લાંબો માર્ગ. લાંબો માર્ગ ભક્ત તરફથી શરૂ થઇને પ્રભુની તરફ જાય છે અને ટુંકો માર્ગ પ્રભુથી શરૂ થઇને ભક્તસુધી જાય છે.

૪૨–જે માણસ એમ કહે છે કે, હું તેની પાસે પહોંચ્યો છું, તે પહોંચેલો હોતો નથી; પરંતુ જે માણસ કહે છે કે, હું તેની પાસે પહોંચ્યો નથી, તેજ પહોંચેલો હોય છે અથવા પહોંચવાનો હોય છે.

૪૩–જે તેને પામે છે, તે પોતે રહેતો નથી; પણ તે રૂપે બની જાય છે.

૪૪–મુખ બંધ કરો; ઇશ્વરસિવાય બીજી વાત પણ કરો નહિ.

૪૫–હૃદયમાં પણ ઇશ્વરના ચિંતનસિવાય બીજું ચિંતન કરો નહિ.

૪૬–ઇંદ્રિયોવડે તેમજ કર્માનુષ્ઠાનો દ્વારા પણ પ્રભુને પ્રિય લાગે તેવાંજ કાર્યો કરો.

૪૭–જ્યારે તમે સંપૂર્ણ રીતે તમારો પોતાનો (અહંતા–મમતાનો) વિનાશ કરશો, ત્યારે તમે તો ઉલટા સંપૂર્ણ બની રહેશો.

૪૮–સુફિ(સાક્ષાત્કાર પામેલા જ્ઞાની)ને મન હોય છે, પણ તે તેની પાસેથી હરી લેવાયું હોય છે. તેની પાસે શરીર હોય છે, પણ તે તેનું પોતાનું રહેલું હોતું નથી. તેની પાસે પ્રાણ હોય છે; પરંતુ તે પણ પ્રભુપ્રેમથી ગરમ હોય છે.

૪૯–સ્વર્ગ અને મૃત્યુલોકનાં આખા જીવનસુધીનાં સમગ્ર ધર્માનુષ્ઠાનો કરતાં પણ એક મુહૂર્તમાત્રનો પ્રભુ–સહવાસ શ્રેષ્ઠ છે.

૫૦–તું જે કાંઇ ઇશ્વરને રાજી કરવા માટે કરે છે, તેજ લેખે લાગે છે; અને જે કાંઇ તું લોકોને રાજી કરવામાટે–લોકોમાં પ્રતિષ્ઠા પામવા માટે–કરે છે, તે અલેખે છે–વૃથા છે.

૫૧–તમારૂં જીવન તેને (પરમાત્માને) સમર્પણ કરશો, એટલે તે તમને પોતાનું જીવન સમર્પણ કરશે અને તમે અનિષ્ટ જીવનથી મુક્ત થઇ જશો.

૫૨–એકાંતમાં પ્રભુ સાથે વસનારનું લક્ષણ એ છે કે, દુનિયાની તમામ વસ્તુઓ અને બધાં માણસો કરતાં પ્રભુજ તેને વધારે પ્રિય હોય છે.

૫૩–ઇશ્વરી પ્રેમ તેના પ્રેમીઓમાટે અને તેની દયા પાપીઓને માટે હોય છે.

૫૪–જેનો પ્રેમ પ્રાણીઓ ઉપર નથી, તેનો પ્રેમ ઈશ્વર ઉપર પણ થઇ શકતો નથી.

૫૫–જે માણસ પોતાનો સંસાર અને પોતાનું જીવન પ્રભુનિમિત્તે અર્પણ કરી શકતો નથી, તે સહેલાઇથી ભત્રાટવિનો માર્ગ પૂરો કરવાને શક્તિમાન નથી.

૫૬–એક પળ વારનો પણ ઇશ્વરનો સહવાસ અનેક વર્ષોના નિમાજ–રોજા (પ્રાર્થના અને અપવાસ) કરતાં ઉત્તમ છે.

૫૭–જે માણસ સાધુને પીડે છે, તેની તપશ્ચર્યા પ્રભુ કબૂલ કરતો નથી.

૫૮–અંતરની શુદ્ધિ અને વાણીની સત્યતા બહુજ ઉત્તમ છતાં પ્રભુ ઉપર વિશ્વાસ બેઠા સિવાય એ વસ્તુઓ પૂરી પ્રાપ્ત થતી નથી.

૫૯–ત્યાગીનાં વસ્ત્ર તો ઘણાએ પહેરે છે; પરંતુ પ્રભુ તો અંતરની શુદ્ધિ અને વર્તણુકમાં સાત્વિકતા, એ બેજ વાનાં માગે છે.

૬૦–માત્ર વાળનાં વસ્ત્રથીજ જો સાધુતા આવી જતી હોત તો તો પશુઓ પણ તેવાં બની ગયાં હોત; કેમકે તેમનાં શરીર રૂંવાડાંથીજ ઢંકાયેલાં છે.

૬૧–જો તમારૂં મન ઇશ્વરમાં અનુરાગી રહેતું હશે તો તો સમગ્ર પૃથ્વી પણ તમારા હાથમાં હશે તોપણ તેથી તમને હાનિ થનાર નથી; અને જો તમારૂં મન ઇશ્વરમાં નહિ ચોંટયું હોય તો તો ત્યાગવસ્ત્રોથી લાભને બદલે નુકસાન પણ થાય તો નવાઇ નથી!

૬૨–ઇશ્વરમાં પોતાને જોવાથી પૂર્ણતા પ્રાપ્ત થાય છે; પોતાનામાં ઇશ્વરને જોવાથી નિર્વાણ પ્રાપ્ત થાય છે અને પોતાને જરા પણ ન જોતાં માત્ર ઇશ્વરનેજ જોવાથી નિત્યતા પ્રાપ્ત થાય છે.

૬૩–જેઓ જ્ઞાનાગ્નિથી શુદ્ધ થઇ પ્રભુમયતારૂપી અમૃતસાગરમાં ડુબેલા હોય, એવાઓનોજ સમાગમ કરજો.

૬૪-તમે ઇશ્વરનું સ્મરણ એવા પ્રકારનું કરો કે જેથી ફરી વાર સ્મરણજ કરવું પડે નહિ.

૬૫–જે શ્રોતા પ્રભુને પામવા ઇચ્છતો નથી, તેની સાથે વાત પણ કરશો નહિ; અને જે વક્તા પ્રભુનું દર્શન પામ્યો ન હોય, તેની વાત પણ સાંભળશો નહિ.

૬૬–મ્હારે કોઇ શિષ્ય નથી કે હું તેના ગુરુ કે નેતાપણાનું અભિમાન રાખું. મ્હારૂં તો એજ કહેવું છે કે, ઈશ્વરજ સર્વ કોઇ માટે પૂરતો છે. જો તમે કોઇના અંતર્યામી પ્રભુને એક વાર પણ પીડશો, તો આખું જીવન તમારે રોવામાં ગાળવું પડશે અને તે ક્ષમા કરશે, તોપણ "તમે તેને દુઃખ દીધું હતું" એવો આક્ષેપ તો તમારાપર કાયમજ રહેવાનો.

૬૭–જે માણસ ઈશ્વરનેજ માટે તરસ્યો છે, તેને તો ઇશ્વર આખી સૃષ્ટિ આપી દે તોપણ તેનાથી તે તૃપ્ત થતો નથી.

૬૮–પુસ્તકજ્ઞાનીઓ ભલે જ્ઞાન ગોખ્યા કરે; વૈરાગીઓ ભલે ભેખ ધારણ કરે અને તપસ્વીઓ ભલે તપ કરે, પણ સાવધાન! તમે તો પવિત્રતા અને નિષ્કામતાજ પ્રાપ્ત કરીને પ્રભુ તરફ આગળ વધજો; કેમકે તે પણ પવિત્ર અને નિષ્કામ હોવાથી તેને પણ તેજ વસ્તુઓ ગમે છે.

૬૯–તન, મન, ધન અને વાણીવડે લોકો ઈશ્વરના અપરાધો કરે છે. તેને બદલે જો તેઓ શરીરને તેની સેવામાં અને વાણીને તેના ગુણાનુવાદમાં રાખે, તો મન પણ અપરાધ કરતું તો અટકે! મન પણ પ્રભુનેજ અર્પણ કરી દેવું જોઈએ, પરંતુ એ તો ત્યારેજ બની શકે કે જ્યારે પોતા પાસે જે કાંઇ હોય તે બધુંજ પ્રભુને અર્પણ કરી દીધું હોય ત્યારે; અને જ્યારે જ્યારે એ ચારે વસ્તુઓ તમે તેને વાસ્તે અર્પણ કરી રહેશો, ત્યારે તેના તરફથી પણ તમને ચાર વસ્તુઓ પ્રાપ્ત થશે. તે એ કેઃ–(૧) પ્રભુનો પ્રેમ, (૨) તેજસ્વિતા, (૩) પ્રભુમય જીવન અને (૪) પ્રભુમાં ભળી જવું.

૭૦–અનેક લોકો હરતા–ફરતા જણાય છે, છતાં પણ ખરૂં જોતાં તેઓ મુવેલાજ હોય છે; અને અનેક લોકો કબરમાં સૂતા હોય છે અથવા સ્મશાનમાં બળ્યા હોય છે, તોપણ ખરા અર્થમાં તેઓ જીવતાજ હોય છે.

૭૧–લોકો કહે છે કે, મહાન પેગંબર હજરત મહંમદ સાહેબ (સ૦ આ૦ સ૦)ને નવ સ્ત્રીઓ હતી અને અનેક સંતાન હતાં તથા ત્રેસઠ વર્ષ જીવ્યા હતા; તોપણ તેઓ આ લોક કે પરલોકની કશી પણ ફિકર–ચિંતા રાખતા નહિ અને ઇશ્વરસિવાય બીજું કશુંજ જાણતા નહિ.

૭૨–તમે પણ ખરા પ્રભુપ્રેમી બની જાણશો તો તમને પણ જ્યાં પણ જોશો ત્યાં પ્રભુજ જણાશે; કેમકે મૂળથીજ પ્રભુ તો સર્વત્ર ભરપૂર છે.

૭૩–અદૃશ્ય જગતમાં એક પ્રભુકૃપા નામે નદી સર્વત્ર વહી રહી છે; પરંતુ ઘણા મોટા ભાગના માનવોનો તેના ઉપરનો વિશ્વાસ એ નદી ઉપર તરતા

તણખલાના જેવો ઉપર ઉપરનોજ છે; અને તેથીજ જ્યારે બાહ્ય સંયોગોરૂપી વાયરો વાય છે અને મોજાં ઉછળવા લાગે છે, ત્યારે બિચારાં તે વિશ્વાસરૂપી બધાંજ તણખલાં ઘસડાઇને કાંઠે નીકળી જાય છે !

૭૪–જેમ તમારી પત્નીને જનાનાનાં માણસોસિવાય બીજું કોઇ જોઇ શકતું નથી, તેમ મહાપુરુષોને પણ બધાં માણસો જોઇ શકતાં નથી. માત્ર અંતરંગ(અંદરનાં)જ માણસો (પ્રભુના સાચા પ્રેમીઓજ) તેમના તરફ આકર્ષાય છે, તેમને ઓળખી શકે છે અને તેમનું દર્શન કરી શકે છે.

૭૫–શિષ્ય ગુરુના પ્રતિ જેટલી વધારે શ્રદ્ધા રાખે છે, તેટલી ગુરુની દૃષ્ટિ પણ તેના તરફ વધારે ઉદાર અને લાગણીવાળી બનતી ચાલે છે.

૭૬–જયાંસુધી તમે માનુષી ભાવોમાં રહેશો, ત્યાંસુધી તો તમારે કડવાશ અને ખટાશનોજ સ્વાદ ચાખવો પડશે. જ્યારે એ ભાવોથી મુક્ત થઈ પ્રભુ તરફ વળશો, ત્યારે પ્રભુમય–સચ્ચિદાનંદમય જીવન પામી શકશો.

૭૭–મારે શરીર નથી, વાણી નથી અને મન પણ નથી; કેમકે એ ત્રણેને મેં ઇશ્વરના અધિકારમાં સોંપી દીધાં છે.

૭૮–મારે આ લોક પણ નથી ને પરલોક પણ નથી બન્નેને ઠેકાણે પ્રભુજ છે.

૭૯–કર્મ કરનારા અનેક મળે છે, પણ તે પૂરી કાળજીથી કરનારા હોતા નથી; અને પૂરી કાળજીથી કરનારા મળે છે તે પ્રભુને સમર્પણ કરનારા અથવા તો પ્રભુપ્રીત્યર્થે કરનારા હોતા નથી. (પણ ધનમાટે કે લોકકીર્તિમાટેજ કરતા હોય છે.) ખરો સાધુ તો તેજ છે કે, તે જે પણ કર્મ કરે છે તે સર્વ ભાવથી અને પૂર્ણ કાળજીથી કરે છે તથા કરીને પણ પ્રભુનેજ સમર્પણ કરે છે અથવા પ્રભુપ્રીત્યર્થેજ કરે છે.

૮૦–જે પ્રભુપ્રેમી થયો છે, તેજ પ્રભુને પામે છે; અને જે પ્રભુને પામે છે તે પોતાને ભૂલી જાય છે અને 'હુંપદ' પણ હારી જાય છે.

૮૧–પોથાંપંડિતો ધર્મનો ઉપદેશ બીજાઓને સંભળાવવામાં અને લાગુ કરવામાં મચ્યા રહે છે; ત્યારે સાચા સાધુજનો તે પોતાનેજ સંભળાવવા અને લાગુ કરવામાં મચ્યા રહે છે.

૮૨–સાચો જ્ઞાની તેજ છે, કે જે આત્મજ્ઞાનને જાણવા ઉપરાંત અનુભવનારો પણ હોય છે. માત્ર ગોખી રાખનારો કે બોલી જાણનારો જ્ઞાની તે કાંઇ ખરો જ્ઞાની નથી.

૮૩–પશ્ચાત્તાપરૂપી વૃક્ષ વાવો, તો કડવાં ને બદલે મીઠાંજ ફળ આવે. વળી

લોકો આગળ દુઃખ રડવા કરતાં પ્રભુ આગળજ રડો તો સંપત્તિ પણ પ્રાપ્ત થાય.

૮૪–તમે તેને ક્યાં જોયો? તેમણે કહ્યું કે જ્યાં હું પોતે ખોવાઇ ગયો–મને પોતાને નહિ જોયો ત્યાં. જેના મનમાં દુનિયાઇ વિચારોજ આવ્યા કરે છે, તે સાચો સાધુ કે પ્રભુપ્રેમી નથી.

૮૫–હું કહેતો નથી કે, તમારે કાર્ય કરવું નહિ. કાર્ય કરજો, પરંતુ તમારી પોતાની શક્તિ કે સંપત્તિવડે કરતા નથી, પણ તે(પ્રભુ)નીજ શક્તિ–સંપત્તિવડે તમે કરો છો; એ વાત ભૂલી નહિ જતાં સદાય સ્મરણમાં રાખજો. જેમ શેઠનો વાણોતર માલીકનાજ ધનથી વેપાર કરે છે અને મૂળ ધન તથા નફા–ટોટાને પોતાનાં ન ગણતાં શેઠનેજ સોંપીને ખાલી હાથેજ ઘેર ચાલ્યો જાય છે, એજ પ્રકારે તમે પણ આ સંસારનાં કામકાજોમાં વર્તજો.

૮૬–સાધુપુરુષો! સાવધાન રહેજો કે, માત્ર તમારી ફકીરીની કે સંન્યાસની દીક્ષાથી, ત્યાગવસ્ત્રથી કે નિમાજનાં (પ્રભુના ભજન–પૂજન–માટેનાં) આસનો વગેરેથીજ કાંઇ તમે તેનાં દર્શન પામી શકવાના નથી. જે કોઇ એવાં બાહ્યસાધનોમાંજ સાધુતા માની બેસશે, તેને તો હાનિજ વેઠવી પડશે; કેમકે એ બધાં તો માત્ર ઉપરચોટીયાંજ સાધન છે; એટલુંજ નહિ પણ ગુરુ–શાસ્ત્રાદિ મહત્ત્વનાં સાધનોને પણ સાધ્ય નહિ માની લેતાં ધ્યાનમાં રાખજો કે, સાધ્ય તો તે પ્રભુજ છે.

૮૭–જ્યાંસુધી લોકોથી તમારૂં કાર્ય ગુપ્ત રાખી શકાય અથવા કર્તા તરીકે ગુપ્ત રહી શકાય, ત્યાંસુધીજ ધર્મમાર્ગમાં સુખ રહે છે. દાનની કે સાધનાદિની વિખ્યાતિ થતાંજ તે તે ધર્મકાર્યમાં નિમકવગરની ખીચડી જેવી નીરસતા આવી જાય છે.

૮૮–જ્યાંસુધી હાથ ધરેલું કાર્ય સિદ્ધ ન થાય, ત્યાંસુધી સાધુપુરુષો તેને મૂકી દેતા નથી.

૮૯–તમે પોતાનાં બધાંજ કાર્યોને ભૂલી જઇ સદા ઇશ્વરનુંજ સ્મરણ કર્યાકરો.

૯૦–તમારે મૃત્યુનો ભય છે? ઉત્તર મળ્યો કે, મરેલાને મરણનો ભય કેવો!

૯૧–પ્રશ્ન—સેવા કોને કહેવી? ઉત્તર—નિઃસ્વાર્થભાવથી અને કર્તવ્યબુદ્ધિથી કાર્ય કરવું તે.

૯૨–કોઇના પણ ઉપર તમને દ્વેષ હોય, એના જેવું બીજું દુઃખ નથી.

૯૩–જેઓ ઈશ્વરની તરફ ગયા છે, તેઓએ ઇશ્વરનું આપેલું બધુંજ

તેમને પાછું અર્પણ કરી દીધું છે. ઉપાસના, સ્મરણચિંતન, રોજા-ઉપવાસ એ બધું પણ ઈશ્વરકૃપાથીજ મળેલું સમજીને તે સર્વ તેઓ તેનેજ પાછું સમર્પે છે.

૯૪-હું એમ કહેતો નથી કે, સ્વર્ગ તથા નરક નથી. હું તો એમ કહું છુ કે, તે બન્ને (સ્વર્ગ અને નરક) દુનિયાઇ પદાર્થો છે; અને જે સ્થાને હું છું, તે સ્થાન દુનિયાથી બહાર છે-અર્થાત્ જ્યાં હું સ્થિત છું ત્યાં સ્વર્ગ-નરક કશુંજ નથી.

૯૫-તમને મુરદું જોઇને મરણનો ભય લાગે છે કે નહિ? ઉત્તર—મને તો લાગતો નથી; કારણ કે હું પંડેજ મુરદું છું. મરેલાને મરણનો ભય શો ?

૯૬-શું કરવાથી જાગ્રત રહેવાય? ઉત્તર—દરેક શ્વાસ લેતી વખતે એમજ માનો કે, તમે એ છેલ્લોજ શ્વાસ ભરો છો; એટલે જરૂર જાગ્રત રહેવાશે.

૯૭-ભક્તનું-પ્રભુસેવકતરીકેનું ચિહ્ન શું? ઉત્તર—જે સ્થાને 'હુંપણુ" રહેલું છે,તે સ્થાને ભક્તતરીકેનું નામ-નિશાન પણ હોતું નથી; અર્થાત્ માત્ર ખોટેખોટું કહી-કહેવરાવીને પોતાને ભક્તમાં ખપવા-ખપાવવામાં પાખંડજ રહેલું હોય છે.

૯૮-જો તમારા ઉપર એ મહામંગલમય અપાર સમુદ્રમાંનું (કરુણાસાગર પરમેશ્વરની કરુણાનું) તમારાપર એક પણ ટીપું પડે, તો તમારે જગતમાં કોઈની પણ પાસે કશી પણ પ્રાર્થના કરવી નહિ પડે; ક્યાંય પણ પૂછવા-સાંભળવા-ની કે નજર કરવાની પણ જરૂર નહિ રહે.

૯૯-નમાજ કે ઉપાસના અને રોજા કે ઉપવાસ, એ પણ ઉત્તમ સાધના છે; પરંતુ અંતરમાંથી રાગ-દ્વેષ અને ગર્વ દૂર કરવો, એ તેના કરતાં પણ વધારે કલ્યાણકારી સાધના છે.

૧૦૦-આ સંસારના કાંટાવાળા વૃક્ષ નીચે રહીને પ્રભુનું ધ્યાન-ભજન કરવાનું મને ગમે છે; પણ સ્વર્ગભૂમિના કલ્પતરુ નીચે રહીને ઈશ્વરને ભૂલી જવાનું મને પસંદ નથી.

૧૦૧-હું જે સ્થળે ઉભો છું, ત્યાં મને સર્વશક્તિમાન ઇશ્વરમાંથી કોઈ કોઇ વાર એવું બળ મળે છે, કે જેને લીધે હું નભોમંડળને પણ ઉથલાવી શકું, પૃથ્વીને પણ એક લાતે રસાતળમાં મોકલી શકું; પરંતુ જે વખતે હું મારા સ્વરૂપ તરફ દૃષ્ટિ કરૂં છું, ત્યારે તો એમજ લાગે છે કે એ બધું અને સમગ્ર વિશ્વ પણ મારૂં પોતાનુંજ શરીર છે!

૧૦૨-ઇશ્વરી માર્ગમાં પ્રથમ વ્યાકુળતા (તીવ્ર જિજ્ઞાસા), પછી નિર્જનતા (એકાંત), પછી પશ્ચાત્તાપ, પછી પ્રભુમહિમાનું સ્મરણ-કીર્તન અને પછી પરમાત્મદર્શન છે.

૧૦૩–મેં ચાળીસ વર્ષસુધી મારે પોતાને માટે રોટી તૈયાર કરી નથી, માત્ર અતિથિમાટેજ કરી હતી અને હું તો અતિથિનોજ પ્રસાદ જમ્યો છું.

૧૦૪–જે માણસો ઇશ્વરી વાણીની મીઠાશ ચાખ્યાવિનાજ આ લોકમાંથી ઉપડી જાય છે, તે તો બિચારા શાંતિ અને કલ્યાણથી બેનસીબજ રહે છે; લોકોની સાથે સદ્‌ભાવથી વર્તવું; પ્રભુપ્રેરિત પુરુષોત્તમોની સેવા અને આજ્ઞામાં રહેવું; અને પ્રભુના ધ્યાન–સ્મરણમાં પવિત્રતાથી જીવન ગાળવું, એજ આપણું ખરૂં કર્તવ્ય છે; કેમકે ઇશ્વર પોતે પવિત્ર હોવાથી પવિત્રાત્મા ઉપરજ પ્રેમ–વૃષ્ટિ કરે છે.

૧૦૫–સાચો વિશ્વાસ કોઇક વાર તો એક માખીની પણ ઠોકર સહી શકતો નથી; તો કોઇ વાર પાંપણના વાળ ઉપર પણ સાત ભુવનનો ભાર સહન કરી લે

## ૨૫–તપસ્વી અબુબકર સબલી

તપસ્વી અબુબકર સબલીની જન્મભૂમિ બગદાદ હતી. તેઓ મહાજ્ઞાની અને પ્રેમમસ્ત તપસ્વી હતા. એમના ધર્મજીવનમાં પહેલેથી અંતસુધી વીરતાજ ભરી હતી. તેમણે અનેક કઠિન વ્રતો અને સાધનાઓ કરેલાં હતાં. એમના જીવનમાં કદીપણ દુર્બળતા તથા ઉદાસીનતા જોવામાં આવતાં નહોતાં. એમનો જાજ્વલ્યમાન પ્રેમાગ્નિ કદી પણ હોલવાયો નહોતો, તેમણે ઘણા સાધુ–પુરુષોનો સમાગમ કર્યો હતો. વળી અનેક શાસ્ત્રોનું અધ્યયન કરવા ઉપરાંત તેમણે અનેક પ્રકારના ગ્રંથો રચ્યા હતા. મહર્ષિ મન્સુરની પેઠે તેઓ પણ "અનલહક" બોલનારા હતા. તેઓ સિત્તોતેર વર્ષસુધી જીવ્યા હતા. તેમનો પરલોકવાસ હીજરી સાલ ૩૩૪માં થયો હતો.

અબુબકર સબલીને મૂર્ખ લોકોએ ઘણી પીડા આપી હતી. તેમનું જીવન ઘણું ભાગે લોકોના તરફનાં દુઃખો ભોગવવામાં વીત્યું હતું. તેમનો વધ કરવાના પણ ઘણા યત્નો થયા હતા.

તેમના જીવનનું પરિવર્તન આશ્ચર્યકારક રીતે થયું હતું. બગદાદના ખલિફના તાબામાંના નેહાઉન્દ પ્રાંતના તેઓ જાગીરદાર અમીર હતા. ખલિફની આજ્ઞા પ્રમાણે તેઓ એક વાર રાજસભામાં હાજર થયા; પણ કોઇ કારણથી કોપાયમાન થયેલા ખલિફે તેમની અમીરી ખેંચી લીધી. આથી પદભ્રષ્ટ તથા અપ-

માનિત થઈ તેઓ નેહાઉન્દમાં પાછા આવ્યા. કેટલાક દિવસ પછી ખલિફે તેમને ફરી અમીરી આપી અને અમીરીનિમિત્તનો કાંઇ પોષાક તથા વસ્ત્રો તેમને મોકલ્યાં. સબલીએ એ કિંમતી વસ્ત્રોથી પોતાનું મુખ તથા નાક લૂછયાં. એ વાત ખલિફને પણ પહોંચી ગઈ; એટલે તેણે ફરી વાર સબલીને પદભ્રષ્ટ કર્યા. સબલીએ વિચાર્યું કે, મનુષ્યનાં આપેલાં વસ્ત્રોનો આવો ઉપયોગ કરવાથી આવું પરિણામ આવે તો પછી આખા બ્રહ્માંડના અધિપતિએ આપેલ વસ્ત્રોવડે જે અંગ સાફ કરે, તેને કેટલી ભારે સજા થવી જોઇએ? આમ વિચારીને તેઓ ખલિફ પાસે આવ્યા અને બોલ્યા કે "રાજન્! આપ તો મનુષ્ય છતાં પણ આપે આપેલા વસ્ત્રની અવગણના સહી શકતા નથી, તો પછી જગતપતિ પ્રભુએ મને તેણે પ્રેમ અને તત્ત્વજ્ઞાનરૂપી અત્યંત કિંમતી વસ્તુઓ આપી છે, તેની અવગણના કરીને કોઈ માણસની તાબેદારી સ્વીકારવા હવે હું તૈયાર નથી."

આટલું બોલી તેઓ સભામાંથી ચાલ્યા ગયા અને તપસ્વી ખૈય્યાર નોસ્સાજ પાસે જઈ તેમણે ફકીરીની દીક્ષા લીધી.

મહર્ષિ જુન્નેદ, ખૈય્યાર નોસ્સાજના કુટુંબી હતા. ખૈય્યાર નોસ્સાજને તેમનાવિષે પૂર્ણ માન હતું. તેમણે સબલીને તેમની પાસે મોકલ્યા. સબલીએ જુન્નેદ પાસે જઈને કહ્યું કે "આપની પાસે દૈવી પ્રેમરૂપી મોતી છે, તે મને આપો. જો દાનમાં ન આપી શકો તો વેચાતું આપો."

જુન્નેદ—"મને લાગે છે કે એ મોતી વેચાતું લેવા જેટલી તમારી શક્તિ નથી અને જો હું તમને દાનમાં મફત આપીશ, તો તે તમે સાચવી શકશો નહિ, પણ ખોઇ નાખશો; માટે હિંમત કરીને વીરનરની પેઠે સાહસરૂપી સમુદ્રમાં કૂદી પડો અને ધૈર્ય તથા શ્રદ્ધાપૂર્વક પ્રયત્ન કરશો, તો કદાચ તે મોતીને તમે મેળવી શકશો.

સબલી—"કહો, મારે શું કરવું પડશે ?"

જુન્નેદ—"જાઓ, એક વર્ષસુધી ગંધક વેચો."

આજ્ઞા પ્રમાણે સબલીએ તેમ કર્યું. એક વર્ષે ફરીથી આવીને પૂછ્યું કે "હવે શું કરવું ?"

જુન્નેદ—"કાંઇ પણ કામમાં જોડાયાવિના એક વર્ષસુધી આંગણે આંગણે ભીખ માગો."

"જેવી આજ્ઞા" કહી સબલી ભિક્ષાવૃત્તિ કરવા પ્રવૃત્ત થયા. ઘેર ઘેર

ભટકતા તોપણ કોઇ કશુંજ આપતું નહિ. આથી ગુરુચરણમાં આવીને તેમણે તે હકીકત નિવેદન કરી. મહર્ષિ જુન્નેદ બોલ્યા કે "કેમ ભાઇ! હવે તમને પોતાનું મૂલ્ય સમજાયું? લોકો તમને તલમાત્ર પણ ગણતા નથી, એટલે હવે તમારે લોકોપ્રતિ જરાએ આસક્તિ રાખવી નહિ." ત્યાર બાદ તેમણે કહ્યું કે "હવે તમે નેહાઉન્દમાં જાઓ. તમે અમીરી તથા હાકેમી ભોગવી છે અને તે પ્રસંગે તમે જેના ઉપર જુલમ કે અઘટિત આચરણ કર્યું હોય તેની પાસે જઇ ક્ષમા યાચો."

ગુરુની આજ્ઞા પ્રાપ્ત થતાં તેઓ નેહાઉન્દમાં ગયા અને સ્થળે સ્થળે ભટકી સૌની ક્ષમા માગી. એક ગૃહસ્થને તેમણે પહેલાં કાંઇ પીડા કરી હશે, તે ગૃહસ્થ નહિ મળવાથી તેની પાસે તેઓ ક્ષમા માગી શકયા નહિ; તેથી એ પાપના પ્રાયશ્ચિત્તનિમિત્તે તેમણે એક લક્ષ તામ્રમુદ્રાનું ગરીબોને દાન કર્યું, તેમ છતાં તેઓ સુખી થઇ શકયા નહિ. ચાર વર્ષસુધી તેઓ ક્ષમા માગવાના કાર્યમાં મંડયા રહ્યા. પછી મહર્ષિ બોલ્યા કે "હજી પણ તમારામાંથી અહંભાવ ગયો જણાતો નથી, માટે હજુ પણ એક વર્ષ ભિક્ષાવૃત્તિ કરો."

સબલી કહે છે કે "મેં વળી એક વર્ષ વધારે દ્વારે દ્વારે ભટકી ભિક્ષા માગી. તેમાં જે કાંઇ પ્રાપ્ત થતું તે મહર્ષિની પાસે રજુ કરતો અને તે તેઓ દીનજનોને આપી દેતા. રોજ રાત્રે તેઓ મને ભૂખ્યો રાખતા. આ પ્રમાણે એક વર્ષ ગયા પછી તેઓ બોલ્યા કે 'હવે એક વર્ષસુધી તમે ધર્મપ્રેમી સાથીઓની સેવા કરો.'"

સબલીએ મહર્ષિના સહવાસમાં રહી તેમના ધર્મબંધુ તપસ્વીઓની એક વર્ષસુધી સેવા કરી. પછી મહર્ષિ જુન્નેદે પૂછયું કે "અબુબકર સબલી! હવે તમને તમારા જીવનનું મૂલ્ય કેટલું લાગે છે?"

સબલી—"હું મને પોતાને સૌ કરતાં અધમ માનું છું અને જોઉં છું."

જુન્નેદ—"જાઓ, હવે તમને વાસ્તવિક જ્ઞાનની પ્રાપ્તિ થઇ છે."

પહેલાં સબલી કહેતા કે "જે માણસ 'અલ્લાહ' 'અલ્લાહ' એવો ઉચ્ચાર કરશે, તેનું મુખ હું સાકરથી ભરીશ." બાળકોને તેઓ સાકર આપતા અને તેઓ 'અલ્લાહ' 'અલ્લાહ' બોલાવતા. કેટલાક દિવસ પછી તે કહેવા લાગ્યા કે "જે માણસ 'અલ્લાહ' 'અલ્લાહ' બોલશે, તેના મુખમાં હું રૂપું અને સોનું ભરીશ." આથી લોકો "અલ્લાહ! અલ્લાહ!" બોલવા લાગ્યા. પછી કેટલાક અનુભવને પરિણામે તેમને એ બાબત ઉપર પણ વિરાગ થયો;

એટલે પછી હાથમાં ઉઘાડી તલવાર રાખીને તે કહેવા લાગ્યા કે " જે માણસ 'અલ્લાહ'નું નામ બોલશે, તેનું માથું જૂદું કરીશ."

કોઇએ તેમને પૂછયું કે " જે નામનું ઉચ્ચારણ કરાવવા આજસુધી તમે સાકર અને સોનું-રૂપું આપતા, તેજ નામનું ઉચ્ચારણ કરતાં હવે મસ્તક છેદવા તત્પર થયા છો એનું કારણ શું ?"

મહર્ષિ—"હું એમ સમજતો હતો કે, તેઓ સાચા ભાવપૂર્વક 'અલ્લાહ'ના નામનું ઉચ્ચારણ કરે છે, પણ પછી મને સમજાયું છે કે તેઓ અનાદર અને મશ્કરીના ભાવમાં પ્રભુના નામનું ઉચ્ચારણ કરે છે. એવા અપવિત્ર ભાવથી પ્રભુના નામનું ઉચ્ચારણ કરે, તે હું સહન કરી શકતો નથી."

પછી જ્યાં જ્યાં ઈશ્વરનું નામ બોલાતું જોવા-સાંભળવામાં આવતું, ત્યાં ત્યાં તેઓ નમન-વંદન કરતા. એક વાર તેમણે આવી દૈવી વાણી સાંભળી કે " સબલી ! તું હજુ કેટલો સમય નામ ઉપર આસક્ત રહીશ ? જો તું સાધક હોય તો નામવાળાની (પ્રભુની-પોતાની) શોધ કર. "

આ વાણી સાંભળતાંજ તેમના અંતઃકરણમાં પ્રભુપ્રેમનાં મોજાં ઉછળવા લાગ્યાં અને તેઓ અત્યંત વ્યાકુળ બની નદીમાં કૂદી પડયા. આમ થવા છતાં પણ તેઓ ડૂબી ગયા નહિ અને નદીએ તેમને મોટાં મોજાંદ્વારા કિનારે કાઢી નાખ્યા. તે પછી તેઓ પ્રભુવિરહને લીધે સળગતા અગ્નિમાં જઇ પડયા; પરંતુ ત્યાં પણ ઈશ્વરેચ્છાથી તેમનો બચાવ થયો. આમ અનેક મૃત્યુદાયક સ્થાનોમાં તેમનું મરણ થયું નહિ. અને ઇશ્વરે તેમના જીવનની રક્ષા કરી. ક્રમે ક્રમે તેમની વ્યાકુળતા વૃદ્ધિ પામવા લાગી, આથી તેઓ મોટે સાદે બોલવા લાગ્યા કે "અહો ! જેનો વધ પાણી, અગ્નિ, હિંસક જાનવરો અને પર્વત પણ કરે નહિ, તેણે હવે શું કરવું ?"

પ્રત્યુત્તરમાં તેમણે આવી વાણી સાંભળી કે "જે માણસ પ્રભુપ્રેમથી હણાયો છે, તે માણસને અન્ય વસ્તુ હણી શકતી નથી."

પછી તેઓ પ્રભુપ્રેમમાં એવા તો ઉન્મત્ત બની ગયા, કે તેમને દશ વાર તો સાંકળે બાંધવામાં આવ્યા; પણ કોઈ રીતે શાંત થઇ શકયા નહિ. છેલ્લે તેમને ગાંડાની ઇસ્પિતાલમાં મોકલવામાં આવ્યા. ત્યાં કેટલોક વખત કેદી દશામાં રહ્યા. લોકો તેમને જોઈ કહેતા કે "સબલી ગાંડો થયો છે. "

તેઓ કહેતા કે "હા, હું તમારી નજરે ગાંડો છું અને મારી નજરે તમે ગાંડા છો. ઇશ્વરેચ્છાએ મારી ગાંડાઇ વધો, એમ હું ચાહું છું. "

એક દિવસ કેટલાંક માણસો તેમની પાસે આવ્યાં, ત્યારે તેમણે તેમને પૂછ્યું કે "તમે કોણ છો ?"

પેલાં માણસો—"અમે તમારાં સગાં છીએ."

આ ઉત્તર સાંભળી સબલી હાથમાં પથરા લઇને તેમના ઉપર ફેંકવા લાગ્યા. આથી પેલાં માણસો આઘાં નાસવા લાગ્યાં. એટલે સબલી બોલ્યા કે "અરે જૂઠાબોલાં જનો ! તમે મારાં સગાં હોવાનો દાવો ધરાવો છો; છતાં મારો આટલો પણ અત્યાચાર સહન કરવાને તૈયાર નથી ને ?"

એક દિવસ હાથમાં અગ્નિ લઇ તેઓ બોલવા લાગ્યા કે "હું મક્કે જાઉં છું અને કાબા મંદિરને બાળી નાખું છું. એમ થશે તોજ લોકો મંદિરની આસક્તિ છોડીને મંદિરના પ્રભુ ઉપર પ્રેમ કરતા થશે."

વળી એક દિવસ પોતાના હાથમાં બન્ને છેડેથી સળગતું લાકડું પકડી તેઓ બોલવા લાગ્યા કે "જુઓ, એક તરફથી સ્વર્ગ સળગે છે, બીજી તરફથી નરક સળગે છે. એથીજ લોકો સ્વર્ગને લોભે ખેંચાઇને તથા નરકને ભયે બ્હીને ઇશ્વરની સકામ ભક્તિ કરે છે; તે સકામ ભક્તિ છોડી દઈને અહૈતુકી ભક્તિ (નિષ્કામ ભક્તિ) કરતાં શીખશે."

કેટલાક દિવસસુધી સબલી ઝાડની ડાળીઓ ઉપર ચઢી "હુઉઉ....... હુઉઉઉઉઉ" ઉચ્ચાર કરતા, તેથી કોઇએ પૂછ્યું કે "તમે આવો ઉચ્ચાર કેમ કરો છો ?"

તેમણે કહ્યું કે "એક પંખી આ ઝાડ ઉપર બેસીને 'કૂઉઉ............કૂઉઉ ઉઉઉ...........' ઉચ્ચાર કરે છે, એટલે હું પણ તેમાં સાદ પૂરાવું છું. જ્યાં-સુધી તે 'કૂકૂ' કરતું બંધ થશે નહિ, ત્યાંસુધી હું પણ 'હુહુ' કરતો અટકીશ નહિ" ફારસી ભાષામાં 'કૂકૂ' શબ્દનો અર્થ 'કયાં છે ? કયાં છે?' એવો થાય છે અને અરબ્બી ભાષામાં 'હુહુ' શબ્દનો અર્થ 'તે અહીં છે' એવો થાય છે.

ઇદના ઉત્સવમાં તેઓ શોકસૂચક કાળાં વસ્ત્રો પહેરતા. કોઇએ પૂછ્યું કે "આજે ઈદનો મહોત્સવ છતાં તમે શોકવસ્ત્રો કેમ ધારણ કર્યાં છે ?"

સબલી—"આ સૌ લોકો ઇશ્વરવિમુખ છે, તેઓ પ્રભુનું સ્મરણ ન કરતાં તુચ્છ દુનિયાઇ આનંદ ભોગવે છે. એમની આ દુર્દશા જોઇને ગમ-ગીની થતાં મેં શોક–વસ્ત્રો પહેર્યાં છે."

જીવનના પ્રથમ ભાગમાં તેઓ કાળાં વસ્ત્રોજ પહેરતા; પરંતુ નવજીવન-નો લાભ થયા પછી તેમણે તે વસ્ત્રોનો પરિત્યાગ કર્યો હતો.

સાધનાની પ્રથમાવસ્થામાં તેઓ રાત્રે જાગરણ કરવા સારૂ આંખોમાં મીઠું નાખતા અને નિદ્રા દૂર કરતા.

તેઓને આ પ્રમાણે કરતા જોઈને એક દિવસ મહર્ષિ જુન્નેદે પૂછ્યું કે "તમે આમ શામાટે કરો છો?" ત્યારે તેમણે કહ્યું કે "સત્ય પ્રગટ થયું છે અને તેનું બળ જીરવવાની શક્તિ નથી, તેથી ગભરાઇ જઇને આ પ્રમાણે કરૂં છું; અને આશા રાખું છું કે, આથી થોડોક વધારે સમય પણ આત્મસંયમ જાળવી શકીશ."

એક દિવસ મહર્ષિ જુન્નેદના બંધુઓએ સબલીની સમક્ષમાંજ તેમની પ્રશંસા કરવા માંડી; અને કહ્યું કે "મહર્ષિ જુન્નેદ! આ સબલીના જેવા સત્યનિષ્ઠાવાન, પ્રભુપ્રેમી અને ઉચ્ચ આશયવાળા માણસો જગતમાં વિરલ છે."

જુન્નેદ—"એ તમારી ભ્રાંતિ છે. તમે જે પ્રશંસા કરો છો તે વાસ્તવિક નથી." આટલું કહી તેમણે સબલીને કાંઇક વસ્તુ લેવા દૂર મોકલ્યા. સબલી દૂર ગયા પછી મહર્ષિ જુન્નેદ બોલ્યા કે "તમે પ્રશંસા કરીને સબલીના ઉપર શસ્ત્રોના આઘાત કરતા હતા; અને તેથી તેનું મરણ ન થાય તે સારૂજ મેં તેને દૂર મોકલીને તેના ઉપર ઢાલ ધરી."

સાધનાને માટે સબલી એક ખાઇમાં જઇ બેસતા અને પોતાના હાથમાં લાકડી રાખતા. સાધના કરતાં કરતાં જ્યારે આળસ આવતું, ત્યારે લાકડીવડે પોતાના શરીર ઉપર ફટકા લગાવતા. ઘણી વાર તો તેથી લાકડી પણ ભાંગી જતી, પણ તેમ થતાં તે બન્ને હાથ અને બન્ને પગ ખાઇની ભીંતે પછાડતા.

એક દિવસ સબલીએ નવું વસ્ત્ર પહેર્યું, પણ પછી થોડીજ વારમાં તે શરીર ઉપરથી કાઢી અગ્નિમાં બાળી નાખ્યું. લોકો કહેવા લાગ્યા કે "સંપત્તિનો નાશ કરવાનો શાસ્ત્રમાં નિષેધ છે."

સબલી—"ઇશ્વરે કહ્યું છે કે જો તમારૂં મન મને છોડીને બીજી વસ્તુ ઉપર આસક્ત થશે, તો હું તમને પોતાને પણ તે વસ્તુની સાથે અગ્નિમાં બાળી નાખીશ. અત્યારે મારા મનમાં એ વસ્ત્ર ઉપર જે મોહ પ્રગટયો, તેથી મને ખૂબ દુઃખ થયું અને તેથીજ મેં તે વસ્ત્રને બાળી નાખ્યું છે."

એક દિવસ સબલીએ બજારમાં જઇને દોઢ પૈસાની કિંમતે સુફિની એક જૂની કફની તથા અડધા પૈસાની જૂની ટોપી વેચાતી લીધી; અને તે બંને પહેરી લઇને પછી તે મોટે સાદે બોલવા લાગ્યા કે "અહો, બે પૈસામાં સુફિને ખરીદી લેવાને કોણ તૈયાર છે?"

ઉન્નત જીવનનો લાભ પ્રાપ્ત કર્યા પછી સબલી શ્રોતાજનોને ઉપદેશ આપતા અને સાધારણ માણસો આગળ ઉત્તમ તત્ત્વોનો પ્રચાર કરતા; ત્યારે મહર્ષિ જુન્નેદે કહ્યું કે "મેં આ બધી વાતો સાધારણ માણસોથી તો ગુપ્તજ રાખી હતી, છતાં તમે તે સામાન્ય માણસોની પાસે કેમ ખુલ્લી કરો છો ?"

સબલી બોલ્યા કે "હુંજ આ બોલું છું અને સાંભળું છું પણ હુંજ; મારા સિવાય બીજું કોણ છે ? અર્થાત્ જે કાંઇ બોલવામાં આવે છે ને સાંભળવામાં આવે છે, તે સર્વ ઇશ્વરમાંથીજ આવે છે ને ઇશ્વર તરફજ જાય છે. એની વચ્ચે સબલી તો કાંઇજ નથી."

જુન્નેદ—"જો એવુંજ હોય તો તમારેમાટે એ યોગ્યજ છે."

સબલી—"જેના મનમાં આ કાળ અને પરકાળનો વિચાર છે, તેની સાથે હું સંબંધ રાખતો નથી; કેમકે એવા માણસો સાથે સંબંધ રાખવો તે મ્હારે માટે અયોગ્ય છે."

એક દિવસ સબલી સભામાં વારંવાર 'અલ્લાહ ! અલ્લાહ !' ઉચ્ચારતા હતા. તેવામાં એક ફકીર બોલ્યો કે તમે 'લા ઇલ્લાહા ઇલ્લીલ્લા !' કેમ બોલતા નથી ?"

સબલી—"મને બીક લાગે છે કે, પહેલાં 'લા'નો ઉચ્ચાર કરી હું અલ્લાહ શબ્દસુધી પહોંચું તે પહેલાંજ કદાચ મારો પ્રાણ બંધ થઇ જાય તો ? ક્ષણભંગુર શરીરનો ભરોંસો શો ?"

આ વાતે ફકીરના મનપર એવી તો અસર કરી દીધી કે તરતજ કંપારી આવીને તેનો પ્રાણ છૂટી ગયો. પેલા ફકીરનાં સગાં–સંબંધીઓએ આ વાત જાણી, એટલે તેઓ આવી સબલીને પકડી ન્યાય કરાવવા લઇ ગયા. સબલી ભાવના આવેશમાં મસ્ત હતા. તેજ અવસ્થામાં તેમને ન્યાયાધીશ સન્મુખ ઉભા કરવામાં આવ્યા. મરનાર ફકીરનાં સગાંએ સબલીના ઉપર હત્યાનો આરોપ મૂકયો.

ન્યાયકર્તાએ સબલીને પૂછ્યું કે "તમારે કાંઇ કહેવાનું છે ?"

સબલી—"એક પ્રાણ હતો, તે પરમેશ્વરનાં દર્શનની વાટ જોઇ જોઇને છેવટે પ્રજ્વલિત પ્રેમાગ્નિમાં બળીને ભસ્મ થઇ ગયો તથા મનુષ્યપણાના ગુણદોષથી અને સમગ્ર પાર્થિવ (દુનિયાઇ) સંબંધોથી મુક્ત થયો; કેમકે એનું ધૈર્ય ખૂટી ગયું હતું. ઇશ્વરી દ્દતો એના અંતરમાં છુપાઇ રહેલા હતા. તે ઇશ્વરી વાણીના સૌંદર્યની વિદ્યુત્ એ પ્રાણના ઉપર પડતાં તેમાં એવો પ્રકાશ પ્રકટયો કે તેથી દેહપિંજર દાઝી ઉઠયું અને તેમાં સપડાયલું પ્રાણપંખીડું

ઉડી ગયું ! માટે આ બાબતમાં સબલીનો અપરાધ શું હોય ?"

ન્યાયાધીશ—"સબલીને અહીંથી સત્વર પાછા લઇ જાઓ. એમની વાતો સાંભળીને મારા મનના ભાવોમાં અને અવસ્થામાં ફેરફાર થઇ ગયો છે; અને મને ડર લાગે છે કે, રખેને હું પોતે પણ બેભાન થઇ જઇશ !"

જો કોઈ માણસ સબલીની પાસે આવી પોતાનું જીવન સુધારવાની તથા ધર્મમાર્ગ દર્શાવવાની પ્રાર્થના કરતું તો તેઓ કહેતા કે "ઈશ્વર ઉપર સંપૂર્ણ વિશ્વાસ સ્થાપી જંગલોમાં ભટકો. કેવળ ખાલી હાથે મક્કા તરફ ચાલ્યા જાઓ. ત્યાં જઇ આવ્યા પછીજ મારી સાથે સહવાસ કરજો." આવી રીતે તેમણે ધર્મશિક્ષાર્થી ઘણા બંધુઓને વિકટ જંગલોમાં રવાના કર્યા હતા. આ જોઇને કોઇએ તેમને પૂછયું "મહાત્મન્ ! આપ એવું કરવામાં તો તે લોકોનો વધજ કરો છો."

મહર્ષિ—"એમ નથી; તેઓનું લક્ષ્ય હું ન બનું, એ મારો ઉદ્દેશ છે. જો તેઓનું લક્ષ્ય હું બનું, તો હુંજ તેને માટે જડ મૂર્તિ થાઉં છું અને તેને જડપૂજક બનાવું છું; ઇશ્વરના ઉપર વિશ્વાસ સ્થાપ્યા વિના જો કોઇ માત્ર મ્હારાજ ઉપર આધાર રાખી બેસે તો તો પછી તેમની પૂજ્ય પ્રતિમાસ્થાને હુંજ ગોઠવાઉં છું; પરંતુ હું રહ્યો એકેશ્વરવાદી એટલે પછી હું મૂર્તિ પૂજાવનારો પુરોહિત કેમ કરીને બની શકું ? તેમનું મારી પાસે આવવું થાય છે, તે ઇશ્વરાનુસંધાન માટે–પ્રભુને પામવા માટે થાય છે; એટલે પછી તેમનું કદાચ રસ્તામાં મરણ થશે, તોપણ તેમણે ધારેલું લક્ષ્ય તો સિદ્ધજ થવાનું અને જો તેઓ નિર્વિઘ્ને ત્યાંથી પાછા આવી પહોંચશે તો એ યાત્રાની સાધના તેમને એવા તો પવિત્ર બનાવી દેશે કે અહીં મારી પાસે રહીને દશ વર્ષસુધી સાધના કરત તોપણ એટલા પવિત્ર થઇ શકત નહિ."

એક દિવસ સબલીએ કેટલાક વિષયાસક્ત શ્રીમંત માણસોને જોયા. તેઓ મોજશોખમાં કાલક્ષેપ કરતા હતા. આ જોઇને મહર્ષિ આર્ત્તનાદ કરીને બોલ્યા કે 'અફસોસ ! અફસોસ ! આ લોકોના જીવનમાટે લાખો અફસોસ ! આ લોકો ઇશ્વરસ્મરણમાં આળસુ બનેલા છે, તેથીજ મલિન વિષયવાળો સંસાર તેમને વળગી પડયો છે.'

એક દિવસ કેટલાક લોકો શબને લઇ જતા હતા. એક માણસ તે બધાની પાછળ પાછળ જતો હતો અને બોલતો હતો કે "હાય, પુત્રનો વિયોગ!" ત્યારે સબલી પોતાના માથામાં ટપલા મારીને બોલવા લાગ્યા કે "હાય, પ્રભુનો વિયોગ !"

એક દિવસ સબલીની પાસે લીલું લાકડું બળતું હતું. એટલે લાકડાના એક છેડે અગ્નિ સળગતો હતો અને બીજે છેડે પાણી ઝરતું હતું. આ જોઇને મહર્ષિએ પોતાના બંધુઓને કહ્યું કે "ભાઇઓ! તમે કહો છો કે હૃદયોમાં ઇશ્વરી પ્રેમનો અગ્નિ સળગે છે એ વાત જો સાચી હોય, તો નેત્રો-માંથી આ લાકડાંની પેઠે જળબિંદુ–આંસુ કેમ ટપકતાં નથી?"

એક દિવસ સબલી પ્રમત્તભાવે મહર્ષિ જુન્નેદના મકાને આવ્યા. ત્યાં જુન્નેદનાં ધર્મપત્ની પોતાના કેશ ઓળતાં હતાં. સબલીને જોઇને તે પોતાનું શરીર ઢાંકવા બેબાકળાં થઇ ગયાં. એટલે જુન્નેદ બોલ્યા કે "લેશ પણ ગભરાશો નહિ. જેમ બેઠાં છો તેમજ બેસી રહેજો. પ્રભુમસ્ત જીવો નરકનાં તત્ત્વો તરફ દષ્ટિપાત પણ કરતા નથી. તેમની દૃષ્ટિ તો અલૌકિક પદાર્થ તરફ જ હોય છે."

એક ફકીર ખિન્નચિત્તે મહર્ષિ સબલીની પાસે આવ્યો અને બોલ્યો કે "મહાત્મન્! મ્હારી વિનતિ સાંભળો. કહો કે, હું શો ઉપાય કરૂં? મ્હારા જીવનનું કાર્ય ગુંચવાઈ ગયું છે, હું મુંઝાઇ ગયો છું, નિરાશ થયો છું. શું હું ફકીરી છોડીને પાછો હતો ત્યાં ચાલ્યો જાઉં?"

સબલી—"ફકીર! તમે શું પાછા નાસ્તિકોના ટોળામાં દાખલ થશો? 'ઇશ્વરની કરુણાથી નિરાશ થતા નહિ' એ વચન શું તમે સાંભળ્યું નથી?"

ફકીર—"આપનું આ કહેવું સાંભળીને હવે મારૂં ચિત્ત સ્થિર થયું છે."

સબલી—"તમે પ્રભુને જોવા ઇન્તેજાર છો, પણ આ વચન શું સાંભળ્યું નથી કે 'નાસ્તિક માણસસિવાય બીજું કોઇ ઇશ્વરની કુશળતા ઉપર અવિશ્વાસ રાખે નહિ.'"

એક દિવસ મહર્ષિ સબલી સાથીઓ સાથે વગડામાં ચાલ્યા જતા હતા. ત્યાં તેમણે એક માણસની ખોપરી પડેલી જોઇ. તેના ઉપર "આ લોક તથા પરલોક ચૂર્ણ કરનાર" એવા અક્ષરો વંચાતા હતા. આ જોઇને તેઓ એક-દમ ઉચ્ચ સ્વરે બોલી ઉઠયા કે "આ મસ્તક કોઇ મહર્ષિનું અથવા તો પેગંબરનું હોવું જોઇએ."

એક માણસ બોલ્યો કે "એ આપે કેમ જાણ્યું?"

મહર્ષિ—"આ મસ્તક મહર્ષિનું છે; કારણકે આ લોક અને પરલોકનો ચૂરો કર્યાવિના ઇશ્વરના દરબારમાં જવાતું નથી, એ સત્ય આ ખોપરી પ્રકાશિત કરે છે."

એક વાર સબલી વ્યાધિથી પીડાતા હતા. વૈદ્યે તેમને કહ્યું કે "ધૈર્ય રાખજો."

મહર્ષિ—" કયી બાબતમાં ધૈર્ય રાખવું ? જે મ્હારી ઉપજીવિકામાટે નિર્મિત થયેલું છે તેને માટે કે જે મ્હારી ઉપજીવિકામાટે નિર્મિત થયેલું નથી તેને માટે ધૈર્ય રાખવું ? જો જીવિકામાટે ધૈર્ય ધારવાનું આપ કહેતા હો તો એ તો મારેમાટે વિધાતાએ નિર્ધારી મૂકેલું છે, એટલે તેનો તો હું અસ્વીકાર કરી શકું નહિ; અને જે નિર્મિત થયેલું નથી, તે બાબતમાં ધૈર્ય ધારણ કરવું એમ કહેતા હો તો એનો તો કશો અર્થજ નથી; કારણ કે એ તો મ્હારી પાસે આવવાનુંજ નથી."

એક વાર મહર્ષિ સબલી કેટલાક દિવસ ગુપ્ત રહ્યા. તપાસ કર્યા છતાં લોકો તેમને શોધી શકયા નહિ; કેટલેક દિવસે તેઓ નપુંસકોના આશ્રમમાંથી બહાર નીકળ્યા.

લોકોએ પૂછયું કે "મહાત્મન્ ! આ મકાન શું આપને રહેવાયોગ્ય હતું?"

મહર્ષિ—" હા, એજ મ્હારે રહેવા યોગ્ય હતું. આ નપુંસકો આ જગતમાં જેમ નથી પુરુષો કે નથી સ્ત્રીઓ, તેમ ધર્મરાજ્યમાં હું નથી પુરુષ કે નથી સ્ત્રી."

કોઈએ મહર્ષિ સબલીને પૂછયું કે "પરલોકનો ભય શી રીતે દૂર થાય?"

મહર્ષિ—" તમે સંસારની આસક્તિથી દૂર થાઓ, એટલે પરલોકનો ભય આપોઆપજ દૂર થઇ જશે."

એક દિવસ એક માણસ 'હે પ્રભો !' 'હે પ્રભો !' એમ બોલતો હતો. સબલીએ કહ્યું કે "તું 'પ્રભુ' 'પ્રભુ' બોલશે અને તે કહેશે કે 'એ મારા ભક્ત.' એવા શબ્દો સાંભળવામાટેજ તું તેનું ઉચ્ચારણ કરે છે ને ?" તેણે કહ્યું કે 'હા, હું તેનાદ્વારા એવું સાંભળું તે માટેજ આ પ્રમાણે બોલ્યા કરૂં છું.' સબલીએ કહ્યું કે "ત્યારે તો તારૂં 'પ્રભુ' 'પ્રભુ' કહેવું અયોગ્ય નથીજ."

સબલી કહે છે કે " હે પ્રભો ! જો તું આકાશવડે મારા ગળાની ફાંસી કરે અને આ પૃથ્વીને મારા પગની બેડીઓ બનાવે, વળી જગતનાં તમામ માણસોને મારૂં શોણિતપાન કરવાની પ્રેરણા કરે, તોપણ હું તારાથી લેશમાત્ર વિમુખ થઇશ નહિ."

મરણસમયે મહર્ષિ સબલીનાં બન્ને નેત્રો આસપાસના પદાર્થો જોવા અશક્ત થયાં હતાં. ઉન્મત્ત દશામાં તેઓ માથા ઉપર ધૂળ નાખવા લાગ્યા અને એવી વ્યગ્રતા દર્શાવવા લાગ્યા, કે જે વર્ણવી પણ શકાય નહિ. કોઇ વાર

તેઓ શાંત બનતા તો કોઇ વાર અસ્થિર બની જતા. તેઓ બીજી વાતો ભેગા એમ પણ બોલતા કે " બે પ્રકારના વાયુ વહે છે. એક સ્નેહવાયુ અને બીજો કોપવાયુ. જેના તરફ સ્નેહનો વાયુ વાય છે, તેને સહેજમાં લક્ષ્ય પ્રાપ્ત થાય છે; અને કોપવાયુ વાય છે, ત્યારે ધૂળ ઉડીને તેને એકે દિશા સૂઝતી નથી. મને સ્નેહવાયુ પ્રાપ્ત થાય છે, તેથીજ હું આ બધાં દુઃખ સહન કરી શકું છું. જો એને બદલે કોપવાયુ મને આવી ઘેરે તો તો તેના જે પ્રબળ આઘાતો અને દુઃખો થાય, તેની આગળ તો આ સકળ દુઃખો કાંઇજ વિસાતમાં નથી." પછી મરણસમયની અજુ કરાવવાનું તેમણે કહ્યું.

જે રાત્રે તેઓ પરલોકગામી થયા, તે રાત્રે તેઓ વારંવાર આ વચન બોલતા હતા કે "જે ઘરમાં તારો નિવાસ છે, તે ઘરમાં દીવાનું શું પ્રયોજન છે? જે આંખો તારા સૌંદર્ય ઉપર લોભાઈ રહી છે, તેને આપત્તિ શી છે ?"

પછી ઘણા લોકો મહર્ષિ પાસે ઉપાસના કરવા હાજર થયા, ત્યારે તેમનો પ્રાણ ગયો નહોતો. લોકોને જોઈને તેઓ બોલ્યા કે " અહો ! એક મુરદાનું ટોળું જીવતાને માટે નમાજ પઢવાને આવ્યું છે!કેવી નવાઇ !! કેવું આશ્ચર્ય !!"

ધર્મબંધુઓ બોલ્યા કે "તમે 'લા ઇલ્લાહા ઇલ્લિલ્લા' (ઇશ્વરસિવાય અન્ય ઉપાસ્ય નથી ) એ કલ્મો પઢો."

મહર્ષિ—" જ્યારે અન્ય ઉપાસ્ય નથી એ વાત સાચી છે; ત્યારે 'બીજો નથી' એમ કહેવાનું ને બીજાને સંભારવાનું શું પ્રયોજન છે ? કલ્મો નહિ પઢાય તોપણ ચાલશે."

છતાં એક માણસ મોટે સાદે કલ્મો બોલવા લાગ્યો. તે સાંભળી ઋષિ બોલ્યા કે "અહો કેવી નવાઈ ! મરેલો જીવતાને પઢાવવા આવ્યો છે !"

થોડી વાર પછી કોઇએ તેમને પૂછ્યું કે " મહાત્મન્ ! કેમ છે ?"

મહાત્મા—" સખાની સાથે મળી ગયો છું." આટલું બોલીને તરતજ તેમણે પ્રાણત્યાગ કર્યો.

એક વખતે સ્વપ્નમાં દર્શન થતાં કોઇએ તેમને પૂછ્યું કે " પરલોકના બજારમાં આપે શું જોયું ?"

તેમણે કહ્યું કે " એ બજારમાં બળેલા હૃદયનો અને બળેલા મનનોજ આદર છે. તે સિવાય અન્ય કોઇ પણ વસ્તુ તરફ ત્યાં સહાનુભૂતિ નથી. ત્યાં બળેલાં અંતરને ઔષધોના લેપ કરાય છે અને ભાગેલાં મનો સંધાય છે. બીજી કોઇ પણ બાબત ઉપર ત્યાં લક્ષ્ય અપાતું નથી."

## આ મહાત્માનાં વચનામૃત

૧–સાચો સુફિ (જ્ઞાની), એ તો ઈશ્વરના કોમળ ખોળામાં રમતું એક પરમ સુંદર અને હસતું–રમતું બાળક છે. અધિકારી દર્શકની મલિનતાને બાળી પવિત્રતા પ્રકટાવવામાં તે ચમકતી વિજળીસમાન છે. ઈશ્વરના ખોળામાં તે કશા પણ સંકોચવિના ખેલકૂદ ને ગાનતાનમાં ગુલ્તાન રહે છે.

૨–તમારી પ્રિય વસ્તુનો પરમ પ્રિય સખા(પરમાત્મા)ને ખાતર પરિત્યાગ કરવો, એજ પ્રભુપ્રેમનું લક્ષણ છે.

૩–જે માણસ પ્રભુપ્રેમમાં વિરોધ કરે છે, જે પ્રેમ કરવાયોગ્ય સ્થાન-(સચ્ચિદાનંદમય પરમાત્મદેવ)સિવાય બીજી ત્રીજી (અસત્–જડ, દુઃખરૂપ) સાંસારિક વસ્તુ તરફજ મંડયો રહે છે, જે પરમ સખા પરમેશ્વરસિવાય બીજાને શોધવા મથે છે, તે તો પરમેશ્વરનો ઉપહાસજ–મશ્કરીજ–કરે છે.

૪–તમે ઉંડા ઉતરીને અને પંડેજ તેની (પરમાત્માની) શોધ કરતા નથી, તેથીજ તમે તેનામાં તદ્રૂપ બનવાનો લાભ કે યોગ્યતા મેળવી શકતા નથી.

૫–ઈશ્વર જ્યારે ભક્તની વિપત્તિ ટાળવા ઇચ્છે છે, ત્યારે તે તેને ઋષિના જેવું જીવન બનાવવા પ્રેરે છે.

૬–કોઇએ મહર્ષિ અબુબકરને પૂછયું કે, આપ પહેલાં આમ બોલ્યા હતા અને હવે બીજી રીતે કેમ બોલો છો ? ત્યારે તેમણે કહ્યું કે "તે વખતે 'હું" હતો અને અત્યારે હું નહિ પણ 'તે' છે."

૭–માણસે પ્રભુને જોયો હોતો નથી, તેથીજ તે દુનિયાઇ પદાર્થો પાછળ દોડે છે; કારણ કે જો તેણે પ્રભુને જોયો હોત, તો તેને છોડીને તે બીજી ત્રીજી બાબતોમાં જોડાયો હોત નહિ.

૮–જે માણસ ઇશ્વરને પામી શકયો હોય છે, તેણે માથે વિંટેલા–શિરોધાર્ય કરેલા–સંસારરૂપી કપડાને નીચે ઉતારી પાડી ટુકડે ટુકડા કરી નાખીને તેની ઇજાર બનાવી લીધી હોય છે; સ્વર્ગરૂપી કપડાની ચાદર બનાવી લીધી હોય છે અને છેવટે એ બંને કપડાં પણ પ્રભુવચ્ચે અંતરાયરૂપ જણાતાં તે તેનો પણ પરિત્યાગ કરી દઇને સત્ય ને નિત્યસુખના સાગરસ્વરૂપ સર્વેશ્વરની સાથે અભિન્ન બની રહ્યો હોય છે.

૯–ઈશ્વરને પામેલો માનવ ઈશ્વરને છોડી બીજાનો માર્ગદર્શક (અગ્રેસર કે ઉપદેશક) બનતો નથી; કેમકે તે પ્રભુસિવાય કોઇને પણ રક્ષક, શિક્ષક કે માર્ગદર્શકતરીકે જોતો કે માનતો નથી.

૧૦–જેમ વર્ષાઋતુ આવતાં જળ વરસે છે; વિજળી ચમકારા કરે છે; મેઘ ખડખડાટ હસે છે; વાયુ જોરથી વહેવા લાગે છે; પુષ્પો ખીલી ઉઠે છે અને પંખીડાં ખુશ બની જઇ ગાન કરવા માંડે છે; તેવીજ દશા પરમાત્મદર્શી-ની બની રહે છે. તેનાં નેત્રો આનંદમાં આવી જઇ જળવૃષ્ટિ કરે છે; હોઠો મૃદુ હાસ્ય કરે છે; અંતરરૂપી કળી ખીલીને ઝળકી ઉઠે છે; મસ્તક આનંદની હવાથી ડોલવા લાગે છે; ક્ષણે ક્ષણે પરમ સખાના નામનો ગડગડાટ થવા માંડે છે અને પ્રભુપ્રેમની મસ્તી તેને ગુણગાનમાં ગુલ્તાન બનાવી મૂકે છે.

૧૧–સત્ય જ્ઞાન શું ? ઉત્તર—પરમાત્માના અને પોતાના મૂળસ્વરૂપને યથાવત્ સમજી લેવું તે.

૧૨–વિશ્વાસપાત્ર–નિઃશંક જ્ઞાન કયું ? ઉત્તર—જે જ્ઞાન પ્રભુપ્રેરિત પેગં-બરો અને અનુભવસિદ્ધ મહર્ષિ દ્રષ્ટાઓની વાણીદ્વારા પ્રાપ્ત થયું હોય તે.

૧૩–પક્કો વિશ્વાસ–પૂર્ણશ્રદ્ધા–કોને કહેવાય ? ઉત્તર—અહેતુક આંતરિક ગૂઢ ભાવોરૂપે પ્રભુનો જે પ્રત્યુત્તર મળે, તે ઉપરથી જે વિશ્વાસ ઉત્પન્ન થાય તે.

૧૪–નિષ્કામ માણસનું કશાથી પણ પતન થતું નથી; ત્યારે સકામ વ્યક્તિનું સત્વર પતન–અધોગતિ થાય છે.

૧૫–જે માણસ ઈશ્વરસિવાયના અન્ય કોઇ પદાર્થથી પોતાનેં કૃતાર્થ–પૂર્ણકામ–ચરિતાર્થ થયેલો માનતો નથી, તેજ ખરેખરો ત્યાગી કે ફકીર છે.

૧૬–વિષયવિરાગીઓને ચઢવાનાં ચારસો સોપાન (પગથીઆં) છે. દુનિયાઇ બધીજ સંપત્તિનું દાન કરી દે, છતાં પણ જો એટલો પણ વિચાર તેના મનમાં લાવે કે 'એમાંથી એકાદ ટંકજોગો પણ ખોરાક રાખ્યો હોત તો ઠીક' તો એવા માણસનો વૈરાગ્ય એમાંના પહેલાજ પગથીઆ જેવો સમજવો; કારણ કે હજી તેનો વૈરાગ્ય પાકો નહિ પણ કાચો છે.

૧૭–ખરૂં કર્તવ્ય એજ છે કે, પ્રભુની પૂજા કરો; ખરો માર્ગ એજ છે કે, તેનીજ શોધ કરો; અને ખરી વાત પણ એ છે કે,તે પરમાત્માનુંજ દર્શન કરો.

૧૮–પરમાત્માના દર્શનમાં એવા લીન થઇ જવાય કે જેથી તેનું સ્મરણ કરવાનું પણ ભૂલી જવાય, એજ તેનું ઉંચામાં ઉંચા પ્રકારનું સ્મરણ છે.

૧૯–વૈરાગ્ય એટલે નિવૃત્તિ; સંસાર એટલે અવસ્તુ (જરા પણ નહિ હોવા છતાં છે, એમ ભાસે છે તે); અને અવસ્તુ ઉપર વૈરાગ્ય–તેનું નામ નિવૃત્તિ છે.

૨૦–તમે પ્રભુસ્મરણ આડે સંસારને સમૂળગો ભૂલી જાઓ અને પર-લોકને પણ સંભારો નહિ, એ પણ વૈરાગ્ય.

૨૧–સૃષ્ટિ(દુનિયા)માંથી મનને ખેંચી લઇ સૃષ્ટાને (ઉત્પન્ન કરનાર પરમાત્માને) સમર્પણ કરી દેવું એ પણ વૈરાગ્ય.

૨૨–દુનિયાઇ પદાર્થો અને સંસારી લોકોપર આસક્તિ રાખવી એનુંજ નામ કનિષ્ઠતા છે.

૨૩–ઇશ્વરસિવાય બીજી બાબતપર જીભ ચલાવવી, એ શત્રુને સહાય કરવા બરાબર છે.

૨૪–ઇશ્વરસિવાયની સર્વ બાબતોથી અલગ થવું, એ ઈશ્વરની નજીક પહોંચવાનું લક્ષણ છે.

૨૫–લોકકલ્યાણને પોતાના કલ્યાણના જેટલું–બલ્કે તેથી પણ વધારે ઇચ્છવું, એનુંજ નામ સાચી સાધુતા, મહત્તા અને ઉદારતા છે.

૨૬–સંપત્તિ તરફ દૃષ્ટિ નહિ કરતાં સર્વ સંપત્તિના સ્વામી પરમાત્મા તરફજ દૃષ્ટિ રાખવી, એનુંજ નામ કૃતજ્ઞતા છે.

૨૭–પરમેશ્વરનો ક્ષણમાત્ર પણ મેળાપ થવો એ લાંબા કાળની તપશ્ચર્યા કરતાં પણ બહુજ વધારે શ્રેષ્ઠ છે.

૨૮–તમને અત્યારે જે ક્ષણ પ્રાપ્ત થઇ છે, તેજ તમારૂં મહાન ધન છે. આધ્યાત્મિક જગતમાં તો કાળ નામની વસ્તુજ નથી, એટલે ભૂત અને ભવિષ્ય પણ નથી.

૨૯–જગતમાં એવા લોક પણ પુષ્કળ છે, કે જેઓ ઉપાસનામાં બેઠેલા હોય છે અને વખતસર જઇને શાસ્ત્રશ્રવણ કરતા હોય છે; છતાં પણ તેમનું આવવું, ઉપાસવું અને સાંભળવું એ કાંઇ પણ ઉપયોગી નીવડતું નથી.

૩૦–જ્યારે હું પરમાત્માસિવાય બીજું કાંઇ પણ જોતો નથી અને તેનાજ ધ્યાન–ભજનમાં તદ્રૂપ–તન્મય બની રહું છું, ત્યારેજ હું કૃતાર્થ–ચરિતાર્થ થાઉં છું.

૩૧–જો હું ઇશ્વરનાં સત્તા–સામર્થ્ય પૂરેપૂરાં યાદ રાખતો હોત, તો હું ઈશ્વરાસવાય કોઇનો પણ વિચાર કે ભય રાખત નહિ.

૩૨–જો સમગ્ર સંસારનો પણ એક કોળીઓ બનાવી દઇને એક બાળકના મોઢામાં મૂકવામાં આવે, તોપણ તે બાળક તો ભૂખ્યું ને ભૂખ્યુંજ રહેવાનું ! આ સંસારમાં અને શ્રોતાવર્ગમાં ઘણાખરા એવા બાળજીવોજ હોવાથી મને તો તેમનાપ્રત્યે દયાજ ઉપજે છે.

૩૩–જો સમગ્ર સંસાર મારા અધિકારમાં હોય તો તે બધું પણ હું તો

નાસ્તિક અથવા લોભીનેજ દાનમાં આપી દઉં; અને જો તેને તે સ્વીકારે, તો તેણે મ્હારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે, એમ સ્વીકારૂં.

૩૪–દુનિયાઇ પદાર્થોમાં એટલી તાકાત નથી કે તે પ્રભુપ્રેમી ઉપર અધિકાર ભોગવી શકે.

૩૫–જે માણસે સ્રષ્ટાને (પરમાત્માને) યથાવત્ જાણ્યો હોય, તેના અંતરમાં સૃષ્ટિ (દુનિયા) રહીજ શી રીતે શકે?

## ૨૬–તપસ્વી અબુ ઈસાક ઈબ્રાહીમ ગારજોની

તપસ્વી અબુ ઇસાક ઇબ્રાહીમ સન્માર્ગે ચાલનારા તથા ધાર્મિકોમાં અગ્રણી હતા. તેમની વિચક્ષણતાનાં, પવિત્ર ચરિત્રનાં તથા સદ્ગુણોનાં પૂરેપૂરાં વખાણ કરી શકાય તેમ નથી. અધ્યાત્મવિદ્યામાં તેઓ નિપુણ હતા. ધર્મવિધિઓના તથા શાસ્ત્રાજ્ઞાના અનુસરણમાં તેમનો વ્યવહાર ઘણો વખાણવા લાયક હતો. સાધનાના, નિઃસંગતાના અને સૂક્ષ્મ જ્ઞાનના તેઓ ઉત્તમ અધિકારી હતા. ભાવમાં, નીતિમાં અને પદવીમાં તેઓ મહર્ષિઓમાં આદર્શરૂપ હતા. તેમણે અનેક સાધુજનોનો સંગ કર્યો હતો. ગારજા નામના સ્થાનમાં તેમનો નિવાસ હતો.

કહેવાય છે કે, અબુ ઇસાક ઇબ્રાહીમનો જન્મ રાત્રે થયો હતો. જે મકાનમાં તેમનો જન્મ થયો હતો તે મકાનમાં એક પ્રકાશમય સ્થંભ દેખાયો હતો. એ સ્થંભનો ઉપરનો ભાગ આકાશે અડે એટલો ઉંચો હતો અને એ સ્થંભની શાખાઓમાંથી ચારે બાજુએ પ્રકાશ ફેંકાતો હતો.

આ મહર્ષિનાં માતાપિતા ઇસ્લામધર્મ પાળનારાં હતાં અને પિતામહ અગ્નિપૂજક હતા. નાનપણમાં પિતાએ તેમને કુરાન પઢવા સારૂ મોલવીની પાસે મોકલ્યા. પિતામહે તેમાં વાંધો ઉઠાવી કહ્યું કે "આપણે અત્યંત નિર્ધન છીએ તો પૈસો પ્રાપ્ત થાય એવી કોઇ વિદ્યા બાળકને શીખવવી યોગ્ય છે, કુરાન નહિ." પરંતુ અબુ ઇસાકને કુરાન શીખવાની ઘણી અભિલાષા હતી અને એ અભિલાષા તેમણે પોતાનાં માતાપિતા તથા પિતામહને જણાવી છેલ્લે સૌએ સંમતિ આપી. વિદ્યા ભણવામાં તેઓ એટલો બધો યત્ન કરવા લાગ્યા, કે વિદ્યાર્થીઓમાં તેઓ સૌથી શ્રેષ્ઠ બન્યા. તેઓ કહે છે કે, જ્યારે

હું વિદ્યા શીખવામાં મચેલો હતો, ત્યારે કોઇ સાધુપુરુષની પાસે ધર્મ ગ્રહણ કરવાની મને ઇચ્છા થઇ. મનમાં ને મનમાં મેં નમ્રભાવે આ પ્રમાણે પ્રાર્થના કરી કે "હે પ્રભો! દયા કરી વંદનીય અબ્દુલ્લા ખફિફ, હારસ મહાસવી અને અબુ ઉમ્મર, એ ત્રણમાંથી હું કોને ગુરુ કરૂં ? તે કહો."

એક રાત્રે સ્વપ્નમાં જોયું તો ઊંટ સાથે એક માણસ મ્હારી પાસે આવ્યો. ઊંટની પીઠ ઉપર પુસ્તકોનો ગાંસડો લાદેલો હતો. તે માણસે મને કહ્યું કે "આ ગ્રંથોના માલીક મહાત્મા અબ્દુલ્લા ખફિફ છે. તેમણે આ બધાં પુસ્તકો તમને મોકલાવ્યાં છે." આથી હું ચમકીને જાગી ઉઠયો ને મને લાગ્યું કે, હું શેખ અબુ અબ્દુલ્લા ખફિફને ચરણે સમર્પણ થયો છું. ત્યાર પછી થોડી વારે શેખ હુસેને આવી પેલાં પુસ્તકો નીચે ઉતાર્યા અને મ્હારી પાસે મૂક્યાં. આથી મ્હારો વિશ્વાસ ઘણો દૃઢ થયો. મેં અબ્દુલ્લા ખફિફનું અનુસરણ કર્યું ને તેમણે દર્શાવેલા ધર્મમાર્ગે પ્રયાણ કરવા માંડયું.

એક વાર મહર્ષિ અબુ ઇસાકને તેમના પિતાએ કહ્યું કે "આપણે નિર્ધન છીએ. જે અતિથિ આપણે ત્યાં આવે તે બધાનો સત્કાર કરીએ તો આપણું ઘર નભી શકે નહિ."

આ સાંભળી મહર્ષિ કાંઇ બોલ્યા નહિ. થોડાક દિવસો પછી રમજાન માસ આવ્યો. એક દિવસ ત્યાગીઓનું એક ટોળું તેમને આંગણે આવી ઉભું. ઘરમાં કાંઈજ નહોતું, રાત્રિ પડેલી હતી, હવે શું કરવું ? એવા વિચારમાં મહર્ષિ પડયા હતા. ત્યાં તો એક માણસ બે ભાર રોટી, સૂકી દ્રાક્ષ તથા અંજીર લઇને તેમને ભેટ આપવા આવ્યો અને બોલ્યો કે "મ્હારા માલીકે આ પદાર્થો ત્યાગીઓને તથા ગરીબોને ખવરાવવા મોકલ્યા છે, તે સ્વીકારો."

આ જોઇને મહર્ષિના પિતાના મનમાં હિંમત આવી અને ત્યારપછી તેમણે પોતાના પુત્રને અતિથિ–સત્કાર કરવાનો કદી નિષેધ કર્યો નહિ; પરંતુ પુત્રના ઉત્સાહમાં પોતે પણ સામેલ થયા અને કહેવા લાગ્યા કે "વત્સ! જેટલી બની શકે તેટલી લોકસેવા કર, ઇશ્વર તારૂં કલ્યાણ કરશે."

મહર્ષિ અબુ ઇસાક જ્યારે મક્કા તરફ યાત્રાએ ગયા હતા, ત્યારે બસરા શહેરમાં અનેક યાત્રાળુઓનો તેમને સંઘાત થયો. ભોજનમાટે ઘણી ખાદ્ય સામગ્રી તેમણે સાથે લીધેલી હતી, જેમાં કેટલીક માંસની સામગ્રી પણ હતી. માંસભક્ષણ ન કરવું એવો મહર્ષિ અબુ ઇસાક ઇબ્રાહીમનો પ્રથમ સંકલ્પ નહોતો; પરંતુ પેલા માણસોએ ધાર્યું કે, મહર્ષિ માંસભક્ષણ કરતા નથી.

આ વાત જાણવામાં આવતાં મહર્ષિએ વિચાર કર્યો કે, જ્યારે આ માણુસો મ્હારેમાટે આવો સારો વિચાર ધરાવે છે, તોપછી મ્હારે પણ હવે માંસ ખાવું જોઇએ નહિ. પછી તેમણે પોતાના મનને કહ્યું કે "હે મનડા ! તું સમૂહની વચ્ચે હવે માંસભક્ષણ કરીશ નહિ; ત્યારે શું તું એકાંતમાં માંસ–ભક્ષણ કરીશ ? ના, ના. એવું બને નહિ." ત્યારથી તેમણે પ્રતિજ્ઞા કરી કે, કદી પણ માંસભક્ષણ કરવું નહિ. ખજુર તથા સાકર ન ખાવાનો પણ તેમણે સંકલ્પ કર્યો હતો. એક વાર તેઓ રોગથી પીડાતા હતા. વૈદ્યે સાકરમાં ઔષધ ખાવાની સૂચના કરી, પણ તેમણે તે માન્યું નહિ. તેઓ પોતાના શિષ્યોને કહેતા કે "તમે ઇશ્વરને ખાતર કોઇ એકાદ વસ્તુનો તો નિયમ રાખજોજ."

મહર્ષિ ગુજરાનને માટે કેટલુંક અન્ન સંઘરી રાખતા અને તે પોતાની પવિત્ર ભૂમિમાં વવરાવતા. આથી જરૂરજોગું અન્ન પાકતું. તેઓ પહેરવેશમાં સાત્વિક વસ્ત્રોજ વાપરતા. દરવર્ષે કપાસ વવરાવતા; અને તેથી ઉતરતા કપાસમાંથી વસ્ત્રો તૈયાર કરાવતા. કદી કદી તેઓ ઉનનાં વસ્ત્રો પણ પહેરતા. પ્રથમાવસ્થામાં તેમના કુટુંબની સ્થિતિ ઘણી નિર્ધન હતી. કેટલીક વાર તો તેમને પાંદડાં ખાઇને તથા ફાટ્યાં–તૂટ્યાં વસ્ત્રો પહેરીને દિવસો ગાળવા પડ્યા હતા.

એક દિવસ મહર્ષિ સભામાં ઉપદેશ આપતા હતા. શ્રોતાતરીકે અનેક માણસો બેઠાં હતાં, તેમાં એક પંડિત પણ હતો. ઉપદેશ સાંભળતાં લોકોને ઘણોજ આનંદ થયો, એટલે પંડિત મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કે "મેં ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે, અનેક શાસ્ત્રોનું વ્યાખ્યાન પણ કરેલ છે અને આ ઋષિના કરતાં તો મારી પાસે ઘણીજ વિદ્યા છે; તો પછી આના ઉપર આટલો બધો આદર દર્શાવે છે, તો મારા ઉપર એવો આદરભાવ કેમ નહિ રાખતા હોય ?"

મહર્ષિ જ્ઞાનબળે તેનો આ મનોભાવ જાણી ગયા. પછી પાસે બળતા દીવા તરફ દૃષ્ટિ કરી લોકોને ઉદ્દેશીને બોલ્યા કે " ભાઇઓ ! આ ફાનસમાં પ્યાલાની અંદર જળ અને તેલ બન્ને ભરેલાં છે. હવે પેલું જળ તેલને કહે છે કે 'હું તારા કરતાં શ્રેષ્ઠ છું; છતાં તું શામાટે મારા મસ્તક ઉપર પથરાઇ ગયું છે?' તેલ ઉત્તર આપે છે કે "હે જળ ! મેં તો અનેક પ્રકારનાં દુઃખો સહન કર્યાં છે; તલરૂપે હું ભોંયમાં દટાયું, છોડ બની કપાયું, કચરાયું, ઘાણીમાં પીલાયું અને છેલ્લે લોકોને પ્રકાશ આપવા અગ્નિમાં બળ્યું, ત્યારે હું બીજાને પ્રકાશ આપવા શક્તિમાન થયું ! અને તેથીજ તારા કરતાં મારામાં શ્રે-

ષ્ઠતા આવી છે અને હું તારા માથા ઉપર ચઢી બેઠું છું. તેં કાંઇ પણ કષ્ટ સહ્યું છે ?" આટલું કહી મહર્ષિ અબુ ઇસાક ઉપદેશ–વેદિકા ઉપરથી નીચે ઉતરી ગયા. પેલો પંડિત તો લાંબો થઇ તેમના ચરણમાં પડયો અને પશ્ચાત્તાપ કરી ક્ષમા માગી.

મહર્ષિ કહે છે કે "હું એક દિવસે વિચારતો હતો કે, હું દાન લઈને ફકીરો અને સંતસાધુઓને શામાટે વહેંચી દેતો હોઇશ ? દાન લેવા–આપવાનું મારે શું પ્રયોજન ? એથી તો હું ગુન્હેગાર બનું છું અને મારે પરલોકમાં શિક્ષાપાત્ર થવું પડશે. વળી એવી પણ ઇચ્છા થઇ કે ફકીરોને કહી દેવું કે, તેઓ ઇચ્છા હોય ત્યાં ચાલ્યા જાય; અને ઈશ્વર–સાધનામાં લાગી જાય. આવો વિચાર કરી તેઓ નિદ્રાવશ થયા. સ્વપ્નમાં તેમણે પેગંબર મહમદ સાહેબ-(સ૦ આ૦ સ૦)ને જોયા. તેમણે તેમને કહ્યું કે "ઇસાક ઇબ્રાહીમ ! (તું પૂર્ણ નિઃસ્વાર્થી હોવાથી) દાન લે અને દાન આપ. એ બાબતમાં કાંઇ પણ ભય રાખીશ નહિ."

એક વખત બે માણસો મહર્ષિની પાસે આવ્યા. બન્ને જણાની સંસારમાં આસકિત હતી. મહર્ષિ ઉભા ઉભા ઉપદેશ આપતા હતા. તેમાં તેઓ એક ઠેકાણે બોલ્યા કે "જે માણસ આ અબુ ઇસાકની પાસે આવે, તેણે ઇશ્વરના ઉપર અનુરાગ રાખવો અને સંસાર ઉપર આસક્તિ ન રાખવી, એ જરૂરનું છે. જે માણસ સંસાર ઉપર તથા વિષયો ઉપર અનુરાગ લઇને અહીંઆં આવે છે, તેમને કશો લાભ થવાનો નથી."

પછી કુરાનનાં કેટલાંક પાનાં હાથમાં લઇ તેઓ બોલ્યા કે "આમાં જે વચનો કહેલાં છે તે સત્યજ છે; અને આમાં જે બાબતોની મના કરેલી છે તે પણ પાળવી જોઇએ. એ સભામાં એક કાજી પણ હાજર હતા. તેના મનમાં વિચાર ઉપજયો કે, આ મહર્ષિએ સંસાર તો માંડેલો નથી, તોપછી બધી વાતોનું પાલન તેઓ શી રીતે કરી શકતા હશે ? તેમનો મનોભાવ સમજી મહર્ષિ બોલ્યા કે "કાજી સાહેબ ! એ બાબતમાં પ્રભુએ મને ક્ષમા આપેલી છે."

મહર્ષિ ઇસાક કહે છે કે "ઘણાં વર્ષોસુધી હું જંગલમાં તપશ્ચર્યા કરતો હતો. ત્યાં જ્યારે હું પ્રણામ કરી બોલતો કે 'હે મારા પ્રતિપાલક ! તું પવિત્ર અને શ્રેષ્ઠ છે' ત્યારે તે સ્થાનની રેતી અને માટી પણ મારી પેઠે સ્તુતિ કરતી અને હું તે સાંભળતો."

એક વાર અમીર અબુલ અફઝલ મહર્ષિ ઇસાકનાં દર્શન કરવા ગયા હતા.

મહર્ષિએ તેમને સુરાપાનથી નિવૃત્ત થવા આગ્રહ કર્યો; ત્યારે અબુલ અફ્ઝલ બોલ્યા કે "મહાત્મન્ ! હું મંત્રી ખખરોલ મુલ્કની સભામાં બેસનાર છું. તેઓ વારંવાર સુરાપાનની સભા ભરે છે; એટલે પછી આપની પાસે કરેલી પ્રતિજ્ઞા હું શી રીતે પાળી શકું ?"

મહર્ષિ—"તે સમયે જોઇ લેવાશે. અત્યારે તો પ્રતિજ્ઞા કરો કે, હું સુરાપાન કરીશ નહિ. જો સભામાં તેઓ તમને મદ્યપાનને માટે આગ્રહ કરે, અને તમે નિરૂપાય બની જાઓ, તો મ્હારૂં સ્મરણ કરજો." ત્યારપછી અબુલ અફ્ઝલ સુરાપાન ન કરવાની પ્રતિજ્ઞા લઇ ત્યાંથી ચાલ્યા ગયા.

કેટલાક દિવસ પછી તેમને મંત્રીની સભામાં હાજરી આપવી પડી. દારૂના પ્યાલા હાજર થયા અને સુરાપાન શરૂ થયું; ત્યારે નિરૂપાય થઇ તેમણે મનમાં મહર્ષિનું સ્મરણ કર્યું અને બોલ્યા કે "હે મહર્ષિ! તમે કયાં હશો ? હવે મ્હારે શું કરવું ?"

અકસ્માત્ ત્યાં એક બિલાડો દોડી આવ્યો અને તેની હડફટથી કેટલાક પ્યાલાઓ ભાંગી ગયા અને ઢોળાઇ ગયા. આથી આ અમીરના પ્યાલામાં તો જરા પણ મદિરા રહી નહિ ! સભામાં ખળભળાટ થઇ રહ્યો. અબુલ અફ્ઝલ આ અલૌકિક બનાવ જોઇ ખૂબ રોયા. મંત્રીએ પૂછયું કે "તમે શામાટે રડી પડયા ?"

પછી તેમણે તેમને બધી હકીકત કહી, એટલે મંત્રી બોલ્યા કે "તમે તમારા સંકલ્પમાં દૃઢ રહેજો. હું તમને હવે આગ્રહ કરીશ નહિ." ત્યારથી અમીર અબુલ અફ્ઝલે કદી મદિરાપાન કર્યું નહિ.

એક વાર કોઇ પંખી આવી મહર્ષિના હાથ ઉપર બેઠું. તે જોઇને તેઓ બોલ્યા કે "આ પંખી મ્હારાથી બ્હીતું નથી; એટલેજ મ્હારા હાથ ઉપર બેઠું છે." બીજી તરફ એક હરણ લોકોના ટોળામાંથી દોડતું આવી તેમની સોડમાં ભરાયું. મહર્ષિએ પોતાનો હાથ હરણના કોમળ શરીર ઉપર ફેરવ્યો અને બોલ્યા કે "આ મૃગે મ્હારૂં શરણ લીધું છે." પછી નોકરને કહ્યું કે "આ મૃગલાને સાચવી જંગલમાં લઇ જા અને ત્યાં છોડી મૂકજે."

એક દહાડો પાંજરામાં પૂરેલા વાઘને મુસાફરખાના પાસે થઇને લઇ જતા હતા. તે જોઇને મહર્ષિ અબુ ઇસાક બોલ્યા કે "હે વાઘ ! તેં શો અપરાધ કર્યો છે કે આ પાંજરામાં તારે પૂરાવું પડયું ?" પછી આસપાસનાં માણસોને જોઇ તેઓ બોલ્યા કે "હે ભાઇઓ ! તમે પોતાને માટે નિશ્ચિંત

બનશો નહિ. શયતાનની અનેક જાળો છે અને અનેક ધાર્મિક મહાપુરુષરૂપી શાર્દૂલોને શયતાને પોતાની જાળમાં ફસાવી પિંજરામાં પૂર્યા છે; માટે એ શયતાનથી દરેક પળે ચેતીને ચાલજો."

મહર્ષિ પાસે કોઇએ આવીને ફકીરી આપવાની પ્રાર્થના કરી; ત્યારે તેઓ બોલ્યા કે "વત્સ ! ફકીર અથવા ઋષિ બનવું એ બહુજ મુશ્કેલ કાર્ય છે. એ અવસ્થામાં અન્ન અને વસ્ત્રનું દુઃખ ઉઠાવવાનું છે અને અપમાન સહેવાનું છે. વળી માણસો તને ભિખારી કહેશે. આ બધું સહન કરવાની તારામાં શક્તિ છે ? ન હોય તો ચાલ્યો જા અને બીજાં કાર્યોમાં ચિત્ત પરોવ."

એક દિવસ મહર્ષિ એક સ્થળે ગયા. ત્યાં અનેક લોકો તેમનાં દર્શન કરવા આવ્યા હતા. તેમાં અનેક બાળકો પણ હતાં. કોઇએ તેમને પૂછયું કે "મહાત્મન્ ! બાળકો તો અજ્ઞાન કહેવાય, તેઓ આપને કયાંથી જાણે ?"

મહર્ષિ—"રાત્રે જ્યારે સૌ બાળકો ઉંઘી જાય છે, ત્યારે હું તેમને માટે કલ્યાણની પ્રાર્થના કરૂં છું."

કોઇ માણસે મહાત્માને પૂછયું કે "જો રાજ્યના અધિકારીઓ અને લાગતાવળગતાઓ આપના ઉપયોગને માટે આપને કાંઇ આપે અને કહે કે 'આ ન્યાયથી પ્રાપ્ત કરેલું ધન છે' તો તે આપ ગ્રહણ કરો કે નહિ ?"

મહર્ષિ—"એ લોકો જ્યારે પોતાનાજ કલ્યાણથી વિમુખ છે, તો પછી તેઓ બીજાનું કલ્યાણ કેવી રીતે કરી શકવાના છે ? જે પોતાનું કલ્યાણ કરી શકે, તેજ બીજાઓનું કલ્યાણ સાધી શકે."

મહર્ષિનો મરણકાળ સમીપ આવ્યો,ત્યારે તેમના અનુયાયીઓ તેમની પાસે આવી બેઠા. તે સમયે મહર્ષિ બોલ્યા કે "હું આ લોક છોડી હમણાંજ પરલોક-યાત્રા કરવાનો છું. મેં ચાર બાબતો નક્કી કરી છે તેનું તમે પાલન કરજો:-(૧) જે મારી જગામાં રહે અને મારે સ્થાને બેસે તેના તરફ સન્માનથી વર્તજો અને તેની આજ્ઞાનું પાલન કરજો; (૨) હમેશાં પ્રાતઃકાળે કુરાનનું અધ્યયન કરજો-કરાવજો; (૩) કોઇ ત્યાગી કે દુઃખી અહીં આવે, તો તેને આદર અને સન્માન આપજો, તે સિવાય જવા દેશો નહિ અને (૪)સૌ પોતાનાં મન નિષ્કપટી રાખજો.

મહર્ષિએ એક ચોપડી બાંધેલી હતી તેમાં પોતાના શિષ્યોનાં, બંધુઓનાં અને પશ્ચાત્તાપ કરનારાનાં નામ લખેલાં હતાં. એ ચોપડીને પોતાના શબની સાથે કબરમાં દાટવાની તેમણે આજ્ઞા કરી હતી.

મહર્ષિ અબુ ઈસાક ઇબ્રાહીમનું વય મરણકાળે બોંતેર વર્ષનું હતું.

તેઓ હીજરી સન ૪૨૯ના "જીલ્કાદ" મહિનાની આઠમી તારીખે રવિવારે પરલોકવાસી થયા હતા.

## આ મહાત્માનાં વચનામૃત

૧—જે માણુસને ખાનપાનમાં અને વસ્ત્રાલંકારોમાંજ પ્રીતિ છે, તેની સ્થિતિ પશુ જેવી બલ્કે તેનાથી પણ ઉતરતી છે.

૨—ઇશ્વરને ઉપલક અને સંસારને અંતરમાં રાખો છો, તેને બદલે ઇશ્વરનેજ અંતરમાં રાખી સંસારનેજ ઉપલક રાખો.

૩—શ્રદ્ધાળુ માણુસ અંતરની જ્યોતિવડેજ પ્રભુનું દર્શન કરી શકે છે; કારણુ કે પરલોક અંતરની જ્યોતિ છે અને ઇશ્વર પણુ અદશ્ય છે અને અદશ્યનું દર્શન અદશ્યવડેજ કરી શકાય છે.

૪—ઈશ્વરનું કીર્તન, કથન કે વાતચીતની મીઠાશ વીખરાઇ જાય, એવું વચમાં કાંઇ પણુ બોલવું કે કરવું, એ ઈશ્વરજ્ઞાનના દાતા–ભોક્તા બંનેને દુઃખ દેવા બરાબર છે.

૫—સંસારી અમલદારો તો લોકોને માત્ર શારીરિક ગુન્હાનીજ સજા કરી શકે છે, કારણુ કે તેઓ માત્ર બાહ્ય કાર્યોજ જોઇ શકે છે; પરંતુ ઈશ્વર તો આંતરિક પાપોની પણુ સજા કરે છે, કારણુ કે તે અંદરની અને છાનામાં છાની બાબતો પણુ જોઇ શકે છે.

૬—હે મનુષ્યો ! તમે તમામ સાંસારિક વસ્તુઓથી દૃષ્ટિ પાછી ખેંચી લઇને એકમાત્ર પ્રભુ તરફજ સ્થાપજો; કેમકે સંસાર તો વહેલોમોડો તમારે છોડવોજ પડવાનો છે.

૭—જે માણુસ દાન કરે છે પણુ દાન લેતો નથી, તે માણુસ ઉત્તમ છે; જે દાન લે છે પણુ ખરો, ને આપે છે પણુ ખરો, તે માણુસ મધ્યમ છે; જે માણુસ દાન લઇને બીજાને આપવાને બદલે પોતાને માટે બચાવી રાખે છે, તે માણુસ કનિષ્ઠ છે; અને જે દાન લે છે, પણુ દાન આપતોજ નથી, તે તો અધમ માણુસ છે.

૮—સાધના તો જરૂર કરો. એથી કદાચ તમે બીજા મહાપુરુષોના જેવા નહિ થાઓ તો તેમના અનુયાયી તો થશોજ.

૯—શુભ કાર્યોમાં શ્રદ્ધાપાત્ર બંધુઓને આજે તમે આગળ રાખશો, તો કાલે ઈશ્વર તમને પણુ અગ્રેસર બનાવશે.

૧૦—જ્યાંસુધી માણુસ સંસારનો તુચ્છ, ક્ષણિક ને અધોગતિમાં નાખનારો

સ્વાદ છોડતો નથી, ત્યાંસુધી તેને ઈશ્વરના ગુણાનુવાદનો ઉત્તમ ને ઉન્નતિદાયક સ્વાદ મળી શકતો નથી.

૧૧—ઈશ્વરે પોતાના પ્રત્યેક ભક્તને જે એકેક સારી બાબત આપેલી હોય છે; તેમાં મને તેનાં સ્તોત્ર–સ્તવનની મીઠાશ ચાખવાનો સ્વભાવ આપ્યો છે. વળી તેણે એકે એક માણસને અકેક બાબત તરફ પ્રેમ આપેલો છે, તેમાં મને તેણે તેના પોતાના ઉપર પ્રેમ આપેલો છે.

૧૨—આ જગતમાં કરોડો માનવો પ્રભુના ઉપાસક ગણાય છે, પણ તેમાંના ખરા ઉપાસક કોણુ છે અને પ્રભુ કોની સાથે છે ? જેઓ ઇશ્વરથી બ્હીને ચાલનારા અને પોતાના હિતનો પણ ભોગ આપીને બીજાઓનું હિત કરનારા છે, તેજ ખરા ઉપાસક છે ને ઈશ્વર પણ તેમની સાથે અવશ્ય છે.

૧૩–જેઓ એકાંતમાં તેમ લોકો વચ્ચે પણ પ્રભુસ્મરણ કરતાં થાકતા–કંટાળતા નથી; તેમની પાસે પણ ઈશ્વર અવશ્ય છે. જ્યારે પણ તેઓ ઇશ્વરની અમુક કરવાની આજ્ઞા શ્રવણ કરે છે, ત્યારે તેઓ સત્વર તે તરફ ગતિ કરે છે અને જ્યારે તેઓ નિષેધની આજ્ઞા સાંભળે છે, ત્યારે તરતજ તે તરફથી નિવૃત્તિ પકડે છે.

૧૪—જેના મનમાં કામવાસના પ્રબળ હોય, તેણે વિવાહજ કરવો ઉચિત છે. એમ કરવાથી તે બીજી રીતે જે અનેક પાપો અને સંકટોમાં પડે છે, તેમાં પડશે નહિ. જો મારી નજરમાં પણ ભીંત અને નારી સરખાં લાગતાં ન હોત, તો હું પણ પત્નીનું પાણિગ્રહણ કરત.

૧૫—મને લાગે છે કે, જાણે હું નદીમાં પડયો છું. ક્યારેક ક્યારેક મને તરીને સામે કાંઠે પહોંચી જવાની આશા ઉપજે છે, તો કયારેક કયારેક હું નિરાશાથી મુંઝાઇ જાઉં છું.

૧૬—ઇશ્વર કહે છે કે, હે મારા ભક્ત ! હવે તો તું સંસાર તરફથી વિમુખ થઇ જા અને મારા તરફ મુખ ફેરવ. બીજું ગમે તેટલું કર, પણ મ્હારા સિવાય તારી અન્ય ગતિ પણ નથી ને સાચી સુખશાન્તિ પણ નથી; તેથીજ કહું છું કે હે ભાઇ ! હજુ પણ તું કયાંસુધી મ્હારાથી નાસતો ફરીશ અને ક્યાંસુધી વિમુખ રહીશ ?

૧૭–હતભાગી કોણ? જે ઇશ્વરની ઉપાસનાનો અને ઇશ્વરી પ્રેમનો સ્વાદ લીધા વિનાજ આ લોકમાંથી રવાના થઈ જાય છે તે.

૧૮–ભાગ્યશાળી કોણ? જે ઇશ્વરની ઉપાસના અને પ્રભુપ્રેમનો સ્વાદ લઈને આ લોકમાં ને પરલોકમાં શાંતિ મેળવે છે તે.

૧૯–જે માણુસ રાજાની અવગણના કરે, તેની સાંસારિક સંપત્તિ નાશ પામે છે; અને જે માણુસ સત્પુરુષોની અવગણના કરે છે, તેના તો આ લોક, પરલોક અને આંતરિક સંપત્તિ પણ નષ્ટ થાય છે.

૨૦–દાતાની કોથળીનું મુખ દાન આપવાને ખુલ્લું હોય છે, તેથીજ તેને માટે સ્વર્ગદ્વાર પણ ખુલ્લું રહે છે; અને કૃપણની કોથળીનું મુખ ઉમેરો કરવાનેજ ખુલે છે, તેથી તેને માટે નર્કનુંજ દ્વાર ખુલ્લું રહે છે.

૨૧–હે પ્રભુ! તેં મને જે અગણિત દાન દીધેલાં છે, તેમાં તારા ગુણાનુવાદ કરવાને તથા તારી કૃતજ્ઞતા દર્શાવવાને જે હૃદય અને વાણી મને આપેલાં છે એને તો હું તારી સર્વોપરિ બક્ષિસ માનું છું.

૨૨–હે પ્રભો! તું પારાવાર કૃપાળુ છે; અને હું દીન–દુર્બળ દાસ છું. મ્હારે તો આ જગતમાં કૃતજ્ઞતાનું સ્થાન પણ તું છે, પ્રશંસાપાત્ર પણ તું છે અને સકળ સંપત્તિ પણ તુંજ છે–તારીજ કૃપામાં રહેલી છે.

૨૩–જે માણુસ પ્રભુપ્રેમીને પીડવા હાથ લંબાવે છે, તે અમારા ટોળાનો માણુસ નથી.

૨૪–નીચેના ચારની પાસે ખાલી હાથે જવું નહિઃ–(૧) કુટુંબની પાસે,(૨) રોગીઓની પાસે, (૩) પ્રભુપ્રેમીઓની પાસે અને (૪) રાજાની પાસે.

૨૫–જો તમને પોતાને પણ એમ લાગે કે, તમારા હાથ વિરુદ્ધાચરણમાં વર્તે છે, તમારી જીભ અસત્ય અને પરદોષકથનમાં જોડાય છે અને અન્ય ઇંદ્રિયો અશુભ રસ્તે ચાલે છે, તો તમારે એ પણ સમજીજ રાખવું કે, પ્રભુનો અવાજ તમને નહિજ સંભળાય.

૨૬–તમે સાવધાન રહેજો કે, જે માણુસ તમારી પાસે બીજાની નિંદા કરે છે, તે તમારી નિંદા બીજાઓ પાસે પણ જરૂર કરશે; માટે એવા માણુસના વાણીચાતુર્યથી તમે ઠગાશો નહિ. જો ઠગાયા તો મહાન વિપત્તિ આવી પડશે.

૨૭–સદાય પ્રભુથી બ્હીને ચાલજો અને કોઇનું પણ અહિત ઇચ્છતા કે આચરતા નહિ; કેમકે જે માણુસ કોઇનું પણ અહિત કરે છે, તેનો બદલો આપવામાટે પ્રભુ કોઇ બીજા માણુસને જરૂર પ્રેરે છે.

૨૮–ઇશ્વરપ્રેમી થયો તે સંસારપ્રેમી થતો નથી; અને સંસારપ્રેમી તેની અસારતા અને દુઃખરૂપતા અનુભવશે નહિ, ત્યાંસુધી તે ઇશ્વરપ્રેમી થઇ શકશે નથી.

૨૯–પેગંબર મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦) અને હજરત ઇબ્રાહિમ, મુસા અને ઈશા જેવા મહાન પેગંબરો, (તેમજ અનેક અવતારી પુરુષો અને મહાન ઋષિમુનિઓ) પણ જો પ્રભુથી બ્હીને ચાલ્યા છે, તો મ્હારે પણ ઇશ્વરનો ભય કેમ ન રાખવો?

૩૦–સંસારી જનો સાંસારિક સંપત્તિપર પ્રેમ રાખે છે અને હું ધર્મ-ગ્રંથ અને પ્રભુસ્મરણપર પ્રેમ રાખું છું.

૩૧–માણસદ્વારા ઇશ્વર પોતે જેવું શુભ કાર્ય કરાવી શકે છે, તેવું બીજા કોઈથી કરાવી શકાતું નથી; કેમકે પ્રભુમાં જેવી અકળ કળા છે તેવી માણસ-માં ક્યાંથી હોય?

૩૨–એક સામાન્ય મનુષ્ય પણ પોતાના બંધુને મલિનતાથી દૂર રાખે છે, તો પછી પ્રભુ પોતાના દાસને શામાટે પાપમાં પડતો અટકાવતો નથી?

ઉત્તર એ છે કે, એમ થવા દેવામાં પણ પ્રભુનું કૌશલ્ય બહુજ ઉંડું, અધિક અને હિતકારક રહેલું હોય છે; કેમકે એમ થવાથીજ પ્રભુનો ભક્ત પોતાનું બળ અને યોગ્યતા ઉપરાંત પ્રભુની કૃપા, ઉદારતા, અકળ કળા અને મહત્તા સમજતો ચાલે છે; પશ્ચાત્તાપ કરતાં શીખે છે; નિરાભિમાની બનવા માંડે છે, પ્રભુનો પ્રેમ અને દયા માગવા–મેળવવા માંડે છે અને તેથી સાધના-નાં રહસ્ય તથા પ્રભુની પ્રભુતા અને પ્રેરણા પામવા–પાળવાને શક્તિમાન થાય છે. જેમકે લોકોને ભૂખ અને તરસનો અનુભવ થાય છે, ત્યારેજ અન્ન–પાણીની ખરેખરી કિંમત સમજાય છે; અને રોગ થાય છે, ત્યારેજ આરોગ્યની કિંમત સમજાય છે.

૩૩–ધર્મ એ સાધારણ જનોને માટે છે, અને વિશ્વાસ (શ્રદ્ધા) એ અ-સાધારણ માણસને માટે છે.

૩૪–ઇશ્વરાજ્ઞાનું જ્ઞાન (વેદ, કુરાન, ગીતા, બાઇબલ, આવસ્તા, ધમ્મપદ, ઇત્યાદિ પોતપોતાના ધર્મગ્રંથોદ્વારા) પ્રાપ્ત કરવા અને તાજું રાખવા પાછળ સદા મંડ્યા રહેવું, એ અતિ અગત્યનું કર્તવ્યજ નહિ પણ નિત્યકર્મ સમજ-વાનું છે; કારણ કે પ્રભુની આજ્ઞાદ્વારાજ સારા–માઠાની અને ધર્મ–અધર્મની સમજણ વધતી ચાલે છે; અજ્ઞાન ને ભ્રાંતિનો નાશ થાય છે; અવગુણ અને અવળાં આચરણ ટળી જાય છે અને સદ્‌ગુણ તથા સદાચરણ વધતાં ચાલવાથી પાપ કપાતાં ચાલી પુણ્યની વૃદ્ધિ થતી ચાલે છે.

૩૫–તમે પ્રત્યેક ક્ષણે પ્રભુની કૃપા–પ્રસન્નતા મેળવવાનો અને જ્ઞાનને

આચરણમાં ઉતારવાનો યત્ન કર્યાજ કરજો; કારણ કે જે જ્ઞાન ક્રિયામાં ઉતર્યું નથી, તે જ્ઞાન પ્રાણુવિનાના દેહ જેવું છે.

૩૬–વારંવાર–બલ્કે સેંકડો વાર સાવધાન રહેજો અને ઈશ્વરી જ્ઞાન આપવા–અપાવવાદ્વારા તથા અનુષ્ઠાનો કરવા–કરાવવાદ્વારા તમે સાંસારિક તુચ્છ ને અનિત્ય ધનધામ ઇચ્છશો નહિ; કારણ કે ઇશ્વરી જ્ઞાન અને અનુષ્ઠાન એ વેચવા જેવી અને તુચ્છ ધનધામ કમાવા જેવી સાધારણ વસ્તુ નથી, પણ અપાર અનુપમ સચ્ચિદાનંદ પદ મેળવી શકાય એવી મહામોંઘી વસ્તુ છે. (છતાં પણ પથરાને મૂલ્યે હીરા વેચી દે તેનું કમનશીબ! અક્કરમીના પડીઆ કાણા!!)

૩૭–પેગંબર મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦) પણ એવાજ ભાવનું કહી ગયા છે કે, જે માણસ ધાર્મિક જ્ઞાન ને અનુષ્ઠાનદ્વારા સંસારી પદાર્થોને શોધે છે તેની શોભા નષ્ટ થાય છે, ઇજ્જત–આબરૂ ઘટી જાય છે અને નારકી જીવોની યાદીમાં તેનું નામ લખાય છે; અને જે માણસ સાંસારિક કાર્યોદ્વારા પણ (અહીંનો સ્વાર્થ સાધવાને બદલે) પરલોકનેજ સાધે છે, તેને તો કશી હાનિ નહિ થતાં લાભજ થાય છે.

૩૮–વિદ્યા શીખ્યા પછી અન્નવસ્ત્ર પણ સાત્વિક રીતેજ મેળવવાના જેવું ઉત્તમ કાર્ય બીજું નથી; કેમકે અસાત્વિક રીતે (રાજસિક કે તામસિક રીતે) પ્રાપ્ત કરેલું અન્ન જે જમે છે, તેની પ્રાર્થના પ્રભુ સાંભળતો નથી ને અનુષ્ઠાન સ્વીકારતો નથી.

૩૯–પહેરવેશમાં સદા સાદાઇનેજ સાચવજો. ભભકાદાર પોશાકો અને આડંબરોનો ત્યાગજ કરજો.

૪૦–હમેશાં ધ્યાનમાં રાખજો કે, ઇશ્વરની સાધનામાં અને સેવામાંજ તમારૂં ગૌરવ અને ઉન્નતિ રહેલાં છે.

૪૧–વૈરાગ્યને પણ હમેશાં નજર સામેજ રાખજો. હજરત મહમદ સાહેબ (સ૦આ૦સ૦) પણ એવાજ ભાવનું કહે છે કે, જેઓ ઇંદ્રિયસેવામાં તથા શરીર પોષવામાંજ રોકાઇ રહે છે, તેઓ મ્હારા સંપ્રદાયમાં નિકૃષ્ટ કોટીના છે.

૪૨–હમેશાં સત્પુરુષોનાજ સહવાસ–સમાગમમાં રહેવાય તેમ કરજો.

૪૩–હજરત મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦) એવા ભાવનું ફરમાવી ગયા છે કે, જે માણસો આ ત્રણ પ્રકારનાં કાર્યો કરતા નથી, તેઓનું ઇશ્વરજ સદા સર્વદા રક્ષણ કરે છે. જેમકે:-(૧) સાધુજનો અસાધુજનોનાં દર્શને જતા નથી; (૨) શ્રેષ્ઠ માણસો કનિષ્ઠ માણસને શ્રેષ્ઠતા આપતા નથી;× (૩) પ્રભુ-

× કેમકે કનિષ્ઠ ને અસાધુ માણસને મોટપ આપવી એ વાંદરાને અથવા ગાંડા-

પરાયણ અને ધર્મપ્રેમી માણસો ધનવાનોની અને દુરાચારી લોકોની સંગતિ રાખીને તેમની નીતિ-રીતિ મુજબ વર્તતા નથી.

૪૪-સાધુજનો જો અસાધુનાં દર્શન કરવા જાય, કનિષ્ઠ માણસને શ્રેષ્ઠતા આપવા જાય અથવા તેમને રાજી કરવા મથે, તો ઈશ્વર તેમના ઉપર અપ્રસન્ન થઈને તેમના તરફ અપમાન, કલંક અને દુઃખદારિદ્રયજ મોકલી આપે છે; અને તેથી તેમની કુવૃત્તિ પ્રબળ થઈને કલેશ અને નર્કાગ્નિમાંજ તે રહે છે.

૪૫-સાવધાન! પરસ્ત્રી તરફ દૃષ્ટિપાત પણ કરશો નહિ; કેમકે એ દૃષ્ટિમાં શયતાનનો નિવાસ છે.

૪૬-શાસ્ત્રીય વિધિઓનો (આજ્ઞાઓનો) કદી પણ ત્યાગ કરશો નહિ.

૪૭-તમારા સહચરોને સદુપદેશ આપવાની તમારી ફરજ સમજજો.

૪૮-જેનું આચરણ સ્વચ્છંદી હોય તેનો કદી પણ સંગ કરશો નહિ.

૪૯-દિવસનો પહેલો પહોર અને પાછલો પહોર ધર્મપુસ્તકનાજ પાઠમાં કે કથાશ્રવણમાં ગાળજો.

૫૦-ઇશ્વરની ઉપાસનાને એક અગત્યનું નિત્યકર્મ સમજીને કરતા રહેજો.

૫૧-ધર્મગ્રંથને સાંભળનાર તથા પ્રભુપ્રીત્યર્થે સંભળાવનાર બંને તરફ કૃપાસિંધુ પ્રભુનું કૃપાવારિ કુદરતના કાયદાને અનુસરીને આપોઆપજ આકર્ષાઈ આવે છે.

૫૨-નિર્જનતાનો આશ્રય લેવો એ તમારે-સાધકોને માટે બહુજ ઉત્તમ છે; પરંતુ ત્યાં અરણ્યવાસમાં કે એકાંતવાસમાં પણ જો તમે સાધનામાંજ રહ્યા કરતા હશો, તોજ તમને શયતાન પાપના ખાડામાં ડૂબાવી દઈ શકશે નહિ કે દુઃખ દઇ શકશે નહિ; અને જો તમે તેવી રીતે એકાંતસેવન કરવાને શક્તિવાન ના હો તો કર્મવીર સત્પુરુષની પેઠે કમ્મર બાંધી નિષ્કામભાવે લોકસેવામાંજ જોડાઓ.



ને મદિરા પાવા જેવું-વધારે મોહાંધને મિથ્યાભિમાની બનાવવા જેવું-અને તેથી પોતાને માથે પણ મોટું પાપ વહોરી લેવા જેવું છે. એ પછીના વચનમાં પણ એજ ભાવ રહેલો જણાશે. લિ० અધમ ભિક્ષુ

# ૨૭–તપસ્વી અબ્દુલ્લા ખફિફ પારસી

પારસ્ય દેશના પુણ્યાત્મા અબ્દુલ્લા ઇશ્વરના મહાન ભક્ત હતા. તેમના જેવો ઉત્તમ તપસ્વી તે કાળે બીજો નહોતો. પાંડિત્યમાં પણ તેમની ઘણી ખ્યાતિ હતી. લૌકિક તેમજ આધ્યાત્મિક વિદ્યામાં તેઓ અગ્રગણ્ય પંડિત ગણાતા. બધા ધર્મસાધકો તે વખતે તેમની પાસેથી ઉપદેશ ગ્રહણ કરતા. તેમનું ઉન્નત જીવન પૂરેપૂરૂં વર્ણવી શકાય તેમ નથી. ધર્મમાર્ગમાં પણ તેઓ ઉત્તમ સાધક હતા. ચાળીસ દિવસમાં તેઓ ગૂઢ તત્ત્વજ્ઞાનનું એક એક પુસ્તક લખતા. બાહ્યવિદ્યાનાં પણ તેમણે અનેક ઉત્તમ પુસ્તકો લખેલાં છે. તેમનાં રચેલાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ અને પ્રચલિત છે. તેઓ મહાકષ્ટ વેઠીને જેવાં સાધનો સાધતા, તેવાં સાધનો બીજાથી સધાવ અશકય છે. આધ્યાત્મિક તત્ત્વમાં તેમની જેવી સૂક્ષ્મ દૃષ્ટિ હતી, તેવી સૂક્ષ્મ દૃષ્ટિ તે સમયે બીજા કોઇની નહોતી. તેમના પરલોકગમન પછી પારસ્ય દેશમાં એવો સમર્થ વિદ્વાન જન્મ્યો નથી, કે જેની સાથે તેમની તુલના કરી શકાય. તેઓ રાજવંશમાં જન્મેલા હતા. અનેક દેશોમાં તેમણે એકલાજ પર્યટન કર્યું હતું. બોયેમ, જુન્નેદ, મન્સુર ઇત્યાદિ અનેક મહર્ષિઓનાં તેમણે દર્શન કર્યાં હતાં. વીસ વર્ષસુધી તેઓ પલાશ વસ્ત્ર ( ખાખરાના ઝાડમાંથી બનાવેલું વલ્કલ ) પહેરતા હતા. દર વર્ષે ચાર વાર તેઓ ચત્વારિંશત્ વ્રત ( મુસલમાન સાધકો ચાળીસ દિવસ સુધી કાંઈ વિશેષ સાધના કરી વ્રતપાલન કરે છે અને ફારસી ભાષામાં જેને 'ચેલ્લા' કહે છે, તે વ્રત) કરતા હતા. જે દિવસે તેઓ પરલોકવાસી થયા, તે દિવસે તેમનું ચાલીસમું ચેલ્લાવ્રત પૂર્ણ થયું હતું. તેમના સમયમાં પારસ્ય દેશમાં મહમદ જેકર નામનો એક ધર્માચાર્ય હતો. તેઓ કદી પણ *ગોદડી ઓઢતા નહિ. એક વાર એ ધર્માચાર્યે અબ્દુલ્લા ખફિફને પૂછયું હતું કે " ફકીરી ગોદડી ધારણ કરવાની શું નીતિ રીતિ છે? તે કોણે પહેરવી શ્રેયસ્કર છે? વગેરે સમજાવવા કૃપા કરો."

તેઓ બોલ્યા કે " જેકર! સફેદ વસ્ત્રની નીચે તે પહેરાય છે, પણ વલ્કલની સાથે તે પહેરી શકાય છે કે નહિ તે હું જાણતો નથી."

ખફિફ શબ્દનો અર્થ લઘુ એવો થાય છે અને તપસ્વી અબ્દુલ્લાનું શરીર ઘણુંજ નાનું તથા નાજુક હતું; તેથી તેમનું નામ ખફિફ પડયું હતું. આખા

* મુસલમાન ફકીરો નાના નાના ટુકડા ભેગા કરીને ગોદડી બનાવી ઓઢે છે.

દિવસમાં તે માત્ર સાત નાના કોળીઆ જેટલો આહાર લેતા હતા. એક દિવસે તેમના નોકરે આઠ કોળીઆ જેટલો ખોરાક આપવાથી આખી રાત્રિ તેમનાથી સુખપૂર્વક ઇશ્વરારાધના થઈ શકી નહિ.

આ વાત સમજાતાં તેમણે નોકરને કહ્યું કે "કાલે આમ શાથી કર્યું ?"

નોકરે કહ્યું કે "આપનું શરીર અત્યંત દુર્બળ જોઇને મને કલેશ થાય છે. આપના શરીરમાં વિશેષ બળ આવે એવી આશાથી મેં કાલે જરા વધારે ખોરાક પીરસ્યો હતો."

પ્રત્યુત્તરમાં તેઓ બોલ્યા કે " તું જો મ્હારો હિતકારી નોકર હોત, તો તું સાતને બદલે છજ કોળીઆ ખોરાક આપત. " આમ કહી તેમણે એ નોકરને રજા આપીને બીજો નોકર રાખી લીધો.

અબ્દુલ્લા ખફિફ કહે છે કે, મ્હારા યૌવનકાળમાં એક માણસ મ્હારી પાસે આવ્યો. તે વખતે હું ભૂખ્યો હતો. મને ક્ષુધાતુર જોઈ તે મને તેને ઘેર લઈ ગયો. મારે માટે ઉત્તમ ભોજન તૈયાર કરાવ્યું; પરંતુ તેમાં મને માંસની દુર્ગંધ આવી. ભોજનનો કોળીઓ મુખમાં લેતાંજ મને લાગ્યું કે, ભોજનમાં માંસ ભેળવેલું છે;એટલે પછી ખાવાનું રહેવા દીધું. આથી તે પણ શરમાઇ ગયો. પછી હું ઉઠીને ઉભો થયો અને બીજા યાત્રાળુઓ સાથે મક્કા તરફ પ્રયાણ કર્યું. કાદસીઆ નામને સ્થળે પહોંચ્યા પછી અમે માર્ગ ભૂલ્યા અને તેથી કેટલાક દિવસોસુધી કાંઇજ ખાવાનું મળ્યું નહિ. ભૂખને લીધે અમે એવા દુઃખી થઇ ગયા કે દેહ છૂટવાનો ભય લાગવા માંડયો. પછી નાછૂટકે અમારામાંનો એક માણસ નજીકના ઝુંપડામાંથી એક કૂતરો વેચાતો લઈ આવ્યો અને તેનું માંસ પકાવીને અમે ખાવાની તૈયારી કરી; પરંતુ એવામાંજ પેલો માણસ કે જે મને નિમંત્રણ કરી પોતાને ઘેર લઇ ગયો હતો અને માંસમિશ્રિત ખોરાક તૈયાર કરવા માટે મેં તેને શરમાવ્યો હતો, તે ત્યાં આવી પહોંચ્યો. તેને જોતાંજ હું તે ભોજન કરતાં અટકી ગયો અને ઘણોજ શરમાઇ ગયો. પછી ખરો માર્ગ પૂછીને અમે મક્કા તરફ ગયા. ત્યાંથી પાછા ફરતાં પૂર્વોક્ત નિમંત્રણ કરનાર બંધુને ત્યાં જઇ મેં તેની વારંવાર ક્ષમા માગી.

અબ્દુલ્લા ખફિફ કહે છે કે, એક દિવસ મને કોઇએ જણાવ્યું કે, મિસરમાં એક વૃદ્ધ અને એક યુવક ધ્યાન–ભજનમાં બેઠેલા છે અને તેઓ મહાત્યાગી છે. હું તેમને જોવા માટે ત્યાં ગયો. જઇને જોયું તો તેઓ મૌન બેઠેલા હતા. મેં જઇને તેમને ત્રણ સલામો ભરી;પરંતુ મને સલામનો પ્રત્યુત્તર મળ્યો નહિ.

હું બોલ્યો કે "ખુદાના કસમ દઈ કહું છું કે, મ્હારી સલામ ગ્રહણ કરો."

ત્યારે યુવક માથું હલાવીને બોલ્યો કે "સલામ, ખફિફ! સલામ. સંસાર તુચ્છથી પણ તુચ્છ છે; પરંતુ એ તુચ્છ પદાર્થમાંથી તું ઉત્તમ પરજીવન મેળવી લે."

આટલું બોલી વળી માથું નમાવીને તે મૌન રહ્યો. હું એ વખતે ભૂખ્યો અને તરસ્યો થયેલો હતો; તોપણ ભૂખતરસ વિસરી ગયો અને તેમની સાથે ઉપાસના કરવા લાગ્યો. પછી કેટલીક વારે પાછો હું બોલ્યો કે "મહાત્મન્! મને કાંઇક ઉપદેશ આપો."

યુવકે કહ્યું કે "અબ્દુલ્લા ખફિફ! જળમાં ડૂબતો માણસ જેવો સંકટે ઘેરાય છે, તેવી સ્થિતિ આપણી સૌની છે. એવા સંકટમાં ઘેરાયેલો માણસ કોઇને કાંઈ કહે એ ઉચિત છે?" આટલું કહીને વળી તે ધ્યાનમગ્ન બની ગયો.

હું ત્યાં ત્રણ દિવસ આહાર અને નિદ્રા લીધા સિવાય રહ્યો અને તે પછી ફરીથી વિનતિ કરી કે "મને કાંઇક તો ઉપદેશ આપો?"

યુવક બોલ્યો કે "ભાઇ! જેનું દર્શન કરતાં ઈશ્વરનું સ્મરણ થાય, જેની સમીપતાથી તારા અંતઃકરણના દુર્વિચારો દૂર થઇ સદ્‌વિચારો જાગ્રત થાય અને જે તને જીભથી ઉપદેશ ન આપતાં આચરણથી ઉપદેશ આપે, તેવાના સંગમાં તું રહેજે." આટલું કહીને વળી પાછો તે ધ્યાનમગ્ન બની ગયો.

આગળ ચાલતાં ખફિફ કહે છે કે, જ્યારે હું એક વરસ રોમ શહેરમાં રહ્યો હતો, ત્યારે એક દિવસ હું ત્યાંના જંગલમાં ગયો. ત્યાં મેં એક અગ્નિપૂજક ધર્માચાર્યના શબને દહન કરાતું જોયું. તેની ભસ્મ થયા પછી અનેક લોકો તે ભસ્મને વંદન કરવા લાગ્યા. કેટલાંક આંધળાં માણસો આંખે ભસ્મ લગાડવાથી દેખતાં થયાં, કેટલાંક રોગી માણસો તે ભસ્મ મોઢામાં નાખવાથી નિરોગી થયાં. આ જોઇને હું આશ્ચર્ય પામ્યો. મને લાગ્યું કે, બીજા ધર્મના લોકોમાં પણ શું આવા અલૌકિક બનાવો બનતા હશે? તે રાત્રે મેં સ્વપ્નમાં હજરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)ને જોયા. મેં તેમને પૂછ્યું કે "પૂજ્ય પેગંબર સાહેબ! આજે કેમ દર્શન આપવા કૃપા કરી?"

તેઓ બોલ્યા કે "હું તારી શંકા ટાળવા સારૂ આવ્યો છું."

મેં કહ્યું કે "કાલે મેં જે બનાવ જોયો એનું કારણ શું હશે?"

પેગંબર સાહેબે કહ્યું કે "અસત્ય ધર્મમાં પણ શ્રદ્ધા રાખનારાઓ જો પવિત્રપણે ચાલીને સાધન સાધે છે, તો તેમનું જીવન પણ ચમત્કારી બને છે; તો

પછી સત્યધર્મમાં રહી સાધના સાધનારનું જીવન કેટલું ચમત્કારી બને, તેનો વિચાર કરજે."

બીજી એક રાત્રે મેં સ્વપ્નમાં પેગંબર સાહેબ( સ૦ આ૦ સ૦ )ને જોયા. તેમણે આવીને પોતાના પગવડે મારા માથાને ઠોકર મારી મને જગાડયો. જાગ્રત થઇને હું તેમના તરફ જોઈ રહ્યો.

તેઓ બોલ્યા કે "જે માણસ સન્માર્ગ જાણ્યા છતાં તે રસ્તે ચાલવા માંડતો નથી, તે તો સન્માર્ગથી વધારે દૂર રહી જાય છે; અને પ્રભુ એવા માણસને તો એવી આકરી સજા કરે છે, કે તેના જેવી સજા તે બીજાને કરતો નથી."

અબ્દુલ્લા ખફિફ એક રાત્રે નોકરને બોલાવી કહેવા લાગ્યા કે "મ્હારે વિવાહ કરવો છે. જા, કન્યા લઇ આવ."

નોકર—"કન્યા કયાં છે? હું કોઇને ઓળખતો તો છું નહિ! પછી તો આપ કહો ત્યાંથી લાવું."

અબ્દુલ્લા—"ગમે ત્યાંથી લઇ આવ."

પછી તે નોકર એ અંધારી રાત્રે કન્યા શોધવા બહાર નીકળ્યો અને એક કન્યાને લાવી મહર્ષિ પાસે હાજર કરી. તેમણે તેની સાથે લગ્ન કર્યાં. વખત જતાં સાતમો માસ વીત્યા પછી કન્યાને એક પુત્ર થયો. પેલા નોકરે એક દિવસ પૂછયું કે "મહાત્મન્! મધરાતે વિવાહ કરવાનું ને કન્યા શોધવાનું કેમ કહ્યું? એનો મર્મ શો?"

અબ્દુલ્લા—"રાત્રે સ્વપ્નમાં મેં પરલોકનું દર્શન કર્યું. ત્યાં અનેક માણસોને ઉભેલાં જોયાં. તેમને આગળ માર્ગ ન દેખાવાથી તેઓ નિરૂપાય બનેલાં જણાયાં. એવામાં અકસ્માત્ એક બાળક ત્યાં દોડી આવ્યો. તેણે પોતાના પિતાનો હાથ પકડી તેમને વાયુવેગે દુર્ગમ માર્ગ પસાર કરાવી દીધો. આ જોઇ મને અભિલાષા થઇ કે, જો મારે પણ માર્ગદર્શક પુત્ર હોય તો ઘણું સારૂં, તેથી તને આજ્ઞા કરી હતી. આજે એ ઇચ્છા સંપૂર્ણ થઇ."

અબ્દુલ્લા ખફિફ રાજવંશમાં જન્મેલા ધનાઢય પુરુષ હતા. તેમણે ચારસો સ્ત્રીઓ સાથે વિવાહ કરેલા હતા. તેમના મંત્રીની પુત્રી પણ તેમની સાથે ચાળીસ વર્ષસુધી લગ્નસંબંધથી જોડાઇ હતી.

એક વાર તેમની પત્નીઓ એકત્ર થઇ માંહોમાંહે પૂછવા લાગી.

એકે કહ્યું કે "બહેનો! મહર્ષિ આપની સાથે કેવો સંબંધ ધરાવે છે?"

બધી સ્ત્રીઓ—"અમોને કદી પણ તેમનો લેશમાત્ર સહવાસ થયો નથી.

જો આ બાબતમાં કોઇ કશું જાણતું હોય, તો માત્ર મંત્રીની પુત્રીજ જાણતાં હોવાં જોઇએ."

પછી સૌએ મંત્રીપુત્રીને પૂછયું, ત્યારે મંત્રીપુત્રી બોલી કે, મ્હારે પણ તેમની સાથે કાંઇજ વિશેષ સંબંધ નથી. હું માત્ર એટલુંજ જાણું છું કે, એક રાત્રે તેઓ મ્હારે દ્વારે આવ્યા. તેમના પધાર્યાના સમાચાર સાંભળીને મેં ભોજનસામગ્રી તૈયાર કરી અને વસ્ત્રાલંકારો સજી થાળ લઇને તેમની સન્મુખ જઈ ઉભી. તેઓ ઘણી વાર સુધી મ્હારા મુખ તરફ દૃષ્ટિ કરીને જોઇ રહ્યા; હું પણ તેમના આગળ થાળ મૂકીને નીચા વદને ઉભી રહી. તેમણે મ્હારો હાથ પકડયો અને પોતાની છાતી ઉપર તથા પેટ ઉપર ફેરવીને તેમાં રહેલી ગાંઠો મને દેખાડી. તેમની છાતીમાં તથા ઉદરમાં અનેક ગાંઠો બાઝેલી હતી. તે દેખાડી એટલે મેં પૂછયું કે "નાથ! આપના શરીરમાં આટલી બધી ગાંઠો શી?"

તેઓ બોલ્યા કે "યુવતિ! આવાં સુંદર મુખો અને સ્વાદિષ્ટ ભોજનોનો ઉપભોગ કરવો નહિ; એવી ગાંઠ મન સાથે વાળવાથી આ શરીરમાં ગાંઠો બાઝી ગઇ છે! ધીરજના ફળરૂપ એ દુઃખ-ગ્રંથિઓ છે."

આટલું બોલીને તેઓ તરત ચાલ્યા ગયા. આખો દિવસ અને રાત્રિ તેઓ કઠિન સાધનામાં જોડાઈ રહે છે. એમની સાથે વધારે છૂટ લઇ બેઅદબ થવું આપણને શોભારૂપ નથી.

મહર્ષિ અબ્દુલ્લાને બે શિષ્યો હતા. એકનું નામ અહમદ અને બીજાનું નામ અહમદ માહ હતું. અહમદના ઉપર તેઓ વધારે સ્નેહ રાખતા. આથી બીજાના મનમાં કાંઇક ઓછું આવતું; કેમકે તે કાંઇક વધારે ચતુર અને વિદ્વાન હતો. તેણે પણ અનેક પ્રકારની સાધનાઓ કરી હતી. તેનો મનોભાવ સમજી જઇને મહર્ષિએ એક વાર આ પ્રયોગ કર્યો.

અહમદને પોતાની પાસે બોલાવી તેમણે કહ્યું કે "જો, ઘરબહાર પેલું ઉંટ બેઠેલું છે તેને ઉભું કર અને આ ભીંતની ઉપર ઉભું રાખ."

અહમદ—"બહુ સારૂં, આજ્ઞા પ્રમાણે કરૂં છું."

ત્યારપછી અહમદ પેલા ઉંટ પાસે ગયો, લાકડી મારી ઉંટને ઉભું કર્યું તથા તાણાતાણ કરી ઉંટને ભીંત ઉપર ચઢાવવા પ્રયત્ન કરવા લાગ્યો. પછી તેમણે અહમદ માહને બોલાવ્યો. 'શી આજ્ઞા છે?' એમ બોલીને તે સન્મુખ આવી ઉભો રહ્યો. મહર્ષિએ તેને પણ અહમદને આપેલી આજ્ઞા કહી

બતાવી. અહમદ માહ બોલ્યો કે "ગુરુવર! ઉંટ શી રીતે ભીંત ઉપર ચઢે?"

પછી તેઓ અહમદને પ્રયત્ન કરતો અટકાવીને બોલ્યા કે "બસ, મહેનત કરવી રહેવા દે, તારો આંતરિક ભાવ સમજાઇ ગયો છે."

પછી શિષ્યો તરફ જોઇને બોલ્યા કે "અહમદે પોતાનું કર્તવ્યપાલન કર્યું છે. મારી આજ્ઞાનું અનુસરણ કરી તેણે પોતાની ફરજ બજાવી છે. આદેશ-પાલનમાં તે વિમુખ થયો નથી. કાર્યસિદ્ધિ થશે કે નહિ થાય; તે તરફ દૃષ્ટિ ન કરતાં તેણે મ્હારી આજ્ઞા તરફજ દૃષ્ટિ કરી છે અને અહમદ માહે મ્હારી આજ્ઞામાં શંકા ઉઠાવી અવજ્ઞા કરી છે. એના બાહ્યાચરણથી તેનો આંતરિક ભાવ પણ જાણી શકાય છે."

એક વાર એક માણસ પગથી માથાસુધી કાળા રંગનાં લુગડાં પહેરીને મહર્ષિ અબ્દુલ્લા ખફિફને ઘેર અતિથિ થયો. તેનાં કાળાં વસ્ત્રો જોઇને મહર્ષિ નારાજ થયા. તેને તેમણે પૂછ્યું કે "ભાઇ! તમે શામાટે કાળાંવસ્ત્રો પહેર્યાં છે?"

અતિથ બોલ્યો કે "મ્હારા કામ-ક્રોધાદિ બંધુઓનું મૃત્યુ થયું છે; તેની ગમગીનીમાં મેં કાળાં વસ્ત્રો ધારણ કર્યાં છે."

આ સાંભળી મહર્ષિએ પોતાના નોકરને આજ્ઞા કરી કે, આ માણસને ઘરમાંથી હાંકી કાઢો.

નોકરે આજ્ઞા પ્રમાણે અમલ કર્યો.

મહર્ષિ ફરી વાર બોલ્યા કે "એને પાછો તેડી લાવો."

પેલો નોકર અતિથિને પાછો તેડી લાવ્યો.

મહર્ષિ બોલ્યા કે "વળી ઘરમાંથી બહાર કાઢી મૂકો."

આ રીતે પેલા અતિથિને સત્તર વાર કાઢી મૂક્યો અને સત્તર વાર પાછો બોલાવ્યો; છતાં અતિથિના મુખ ઉપર જરા પણ હર્ષ કે શોક જણાયાં નહિ. તેની મુખમુદ્રા પ્રસન્ન ભાવવાળીજ રહી.

પછી મહર્ષિએ ઉત્સાહપૂર્વક આગળ વધી અતિથિનું માથું સુંઘ્યું અને તેની પાસે ક્ષમાયાચના કરી કહ્યું કે "શ્યામ વસ્ત્રો પહેરવાને તમે ખરેખર લાયક છો; કેમકે સત્તર વાર અપમાન કર્યા છતાં પણ તમારા ભાવમાં ફેરફાર થયો નથી!"

એક દિવસ બે સુફિઓ અબ્દુલ્લા ખફિફનાં દર્શન કરવા દૂર દેશથી આવ્યા હતા. તેઓ આવ્યા તે સમયે અબ્દુલ્લા ઝુંપડીમાં નહોતા. તપાસ કરતાં જણાયું કે, તેઓ પાદશાહ આસદ દૌલાની પાસે ગયા છે.

સુફિઓ પરસ્પર ચર્ચા કરવા લાગ્યા કે, જે નિષ્કામ તપસ્વી છે તેને રાજા સાથે શી નિસ્બત ? આવા વિચારોથી તેમના મનમાં મહર્ષિપ્રતિ કાંઇક અ-શ્રદ્ધા ઉપજી. પછી તેઓ શહેરમાં ફરવા ગયા. બજારમાં પહોંચ્યા ત્યાં એક સુફિને પોતાનું ફાટેલું વસ્ત્ર સંધાવવાનું સાંભર્યું. તેઓ એક દરજીની દુકાને ગયા અને સાંધી આપવા કહેવા લાગ્યા. ભોગજોગે તેજ વખતે દરજીની એક વિંટી ખોવાઇ હતી. દરજીએ તે વિંટી ચોરનાર આજ લોકો છે,એમ માની પેલા સુફિઓને આસદ દૌલાના ન્યાયાધિકારી પાસે હાજર કર્યાં. આસદ દૌલાના ન્યાયાધિકારીએ એક સુફિના હાથ કાપવાની આજ્ઞા કરી. એજ વખતે મહર્ષિ ખફિફ ત્યાં થઇને નીકળ્યા. તેમણે પેલા ન્યાયાધિકારીને કહ્યું કે "આ સુફિઓને મુક્ત કરો. એમનો લેશ પણ અપરાધ નથી." પાદશાહના માનપાત્ર ખફિફ સાહેબ-ની આજ્ઞા કોણ ઉલ્લંઘી શકે ? પેલા સુફિઓ છુટી ગયા. તેમને સત્કાર સાથે મહર્ષિ પોતાની ઝુંપડીએ લઈ ચાલ્યા અને રસ્તે ચાલતાં ચાલતાં બોલ્યા કે "મહાત્માઓ ! તમે જે સંકલ્પ કરતા હતા તે સાચો છે; પરંતુ આવા પ્ર-સંગો બને તો અન્યાય ન થાય એટલા માટેજ પાદશાહ પાસે મ્હારૂં જવું-આવવું થાય છે."

આ સાંભળી પેલા બન્ને સુફિઓ શરમાઇ ગયા અને તેમણે મહર્ષિ અ-બ્દુલ્લા ખફિફનું શિષ્યત્વ સ્વીકાર્યું.

એક દિવસ એક અતિથિ મહર્ષિને મકાને આવ્યો. રાત્રે તેને ઉલટીઓ થવા લાગી. વારંવાર ઉલટી થવાથી તે અશક્ત બની ગયો. મહર્ષિ ઉલટી કરવા સારૂ પ્રત્યેક વાર તેની પાસે પાત્ર ધરતા. આખી રાત્રિ જાગરણ કરીને તેમણે પચાસ વાર ઉલટીનું પાત્ર હાથમાં લીધું અને બહાર ફેંકી આવ્યા. છેલ્લે તેમને નિદ્રા આવી ગઇ, ત્યાં પેલા અતિથિને ઉલટીનો ઉછાળો ચઢયો અને તેણે મહર્ષિને બૂમ મારી. આ વખતે મહર્ષિને હાજર ન જોવાથી તે ઉંચે સ્વરે બોલ્યો કે "અરે, ધિક છે તને, કયાં મૂવો ? ચાલને ઝટ."

આ બૂમથી તરત મહર્ષિની નિદ્રા ઉડી ગઇ અને ઉતાવળા ઉતાવળા પાત્ર હાથમાં લઇ તેમની પાસે ગયા.

મહર્ષિના શિષ્યો બોલ્યા કે "ગુરુવર ! જે માણસ આવી કડવી વાણી બોલે છે, તેનો વળી સત્કાર શો ? નવાઇની વાત છે કે આવા શબ્દો સાંભળ્યા છતાં તમે ધૈર્ય ધારી રહ્યા છો ?"

મહર્ષિ—"તમે શાંત થાઓ. મેં પણ એ શબ્દો સાંભળ્યા છે; પણ તેથી શું ? આપણે આપણો સ્વભાવ સાચવવો, તે તેનો સ્વભાવ સાચવે."

મરણકાળે મહર્ષિ ખફિફે પોતાના નોકરને કહ્યું કે "મરણ થયા પછી તું મારા શબને, કોઈ ગુન્હેગારના શબને ગળે દોરડું બાંધીને લટકાવે તેમ, લટકાવજે અને બે પગ તથા બે હાથ પણ બાંધી લઇને મારૂં મુખ મક્કા તરફ રાખજે; કેમકે તેમ કરવાથી કદાચ મ્હારો સ્વીકાર થાય."

મરણ પછી પેલો નોકર મહર્ષિની આજ્ઞા પ્રમાણે કરવા તત્પર થયો. ત્યારે આવી આકાશવાણી સંભળાઇ કે "અરે મૂર્ખ! એવું કરીશ નહિ. મ્હારા પ્રેમાસ્પદ ભક્તને અપમાનિત કરીશ નહિ."

આથી પેલો નોકર તેમ કરતો અટકયો.

## આ મહાત્માનાં વચનામૃત

૧—એક સુફિ કહી ગયો છે કે "હું શયતાનની (આંતરિક શત્રુઓની) લુચ્ચાઇ જોઇને અત્યંત કલેશ પામું છું;" કેમકે મેં પહેલાંના ઘણા એવા સુફિઓને જોયા છે કે જેઓએ શયતાન ઉપર પૂરેપૂરો કાબુ મેળવ્યો હતો; પણ અત્યારે તો શયતાનેજ સુફિઓ (જ્ઞાનીઓ) ઉપર (સ્વાર્થ, કનક–કામિની, કલેશ–કજીઆ, દેહાભિમાન, વિદ્યાભિમાન, વર્ણાશ્રમનું અભિમાન, સાધુતાનો અને ત્યાગીનો બાહ્યવેશ ઇ૦ રૂપે જ્યાં ત્યાં અધિકાર જમાવેલો જણાય છે.

૨—જે માણસ પુણ્યરૂપી ધાબળી ઓઢે છે અને પ્રલોભનરૂપે પધારેલા શયતાનને નિગ્રહરૂપી ભોજન કરાવીને પાછો તેને પોતાનેજ ગામે અને ઘેર (સંસારમાં અને સંસારીઓને ત્યાં) મોકલી આપે છે, તેજ સાચો સુફિ (તત્ત્વજ્ઞાની અથવા ઋષિ) છે.

૩—દુનિયાઇ કામનાઓ અનંત દુ:ખોના કારણરૂપ અને શાંતિનો નાશ કરનારી છે.

૪—બધી બાબતો જવા દઇને એકમાત્ર પોતાના પરમ મિત્ર પરમાત્મદેવ તરફજ વળી જવું અને તેના સિવાયની બીજી બધી બાબતો અદશ્ય થઇ જવી, એજ યોગની ઉંચી અવસ્થા છે.

૫—જે પણ વસ્તુઓ તમને ઈશ્વરથી દૂર રાખે છે, તેનાથી તમે પોતેજ દૂર રહો, એજ નિવૃત્તિ છે.

૬—જે તમારી પાસે નથી, તેને મેળવવા મથવું અને જે તમારી પાસે છે તેમાં ઉદાર દાતા અને પૂર્ણ નિષ્કામ થવું, એજ સાચું ધૈર્ય છે.

૭—સાંસારિક સંપત્તિ છોડી દઈને પરમાત્મામાં રહેલી સાચી શાંતિ મેળવવી, એજ સાચો વૈરાગ્ય છે.×

૮—અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી એજ ખરેખરો વિલાસ છે અને સદ્ગુણો મેળવવામાં તથા દુનિયાઇ પદાર્થો ત્યજવામાં ઉત્સાહ રાખવો, એજ ઉંચી યોગ્યતા છે.

૯—જ્યારે માણસ પોતાનાં તમામ કાર્યો ઈશ્વરને સમર્પણ કરે છે અને વિપત્તિમાં ધૈર્ય ધારણ કરે છે, ત્યારેજ પ્રભુપ્રત્યેનું કરજ અદા થઇ જઇ પ્રભુના દરબારમાં સ્થાન અને સત્કાર મળી શકે છે.

## ૨૮—તપસ્વી મહમદ અલી હકીમ તરમોજી

તપસ્વી મહમદ અલી હકીમ મહાન સાધુ, અત્યંત ક્ષમાવાન અને સ્વભાવે શાંત હતા. જીવનમાં તેમણે અનેકવિધ સાધનાઓ સાધી હતી. તરમોજ નામના સ્થાનમાં તેઓ રહેતા હતા. જેવા તેઓ સાધુપ્રકૃતિના હતા, તેવાજ ગુણી તથા જ્ઞાની પણ હતા. તરમોજવાસી અનેક માણસો તેમના અનુયાયી થયા હતા. વિવિધ પ્રકારની વિદ્યાઓમાં અને વિશેષે કરી તત્ત્વવિદ્યામાં તેઓ પારંગત હતા. તેમના રચેલા અનેક વખાણવાયોગ્ય ગ્રંથો પ્રસિદ્ધ છે. તેમનાં વાક્યોનો મર્મ ગ્રહણ કરી શકે તેવા લોકો તે સમયે તરમોજમાં ન હતા. અબુતોરાબ ઇયહા ઈ૦ અનેક મહર્ષિઓના સહવાસનો લાભ તેમણે લીધો હતો. મહમદ અલી હકીમ બાલ્યાવસ્થામાં બે બાળક વિદ્યાર્થીઓ સાથે વિદ્યા પ્રાપ્ત કરવા બહારગામ જવા તૈયાર થયા. આ જોઇ તેમની માતાએ કહ્યું કે "બેટા! હું વૃદ્ધ અને નિરાધાર છું, તું મ્હારી અંધની લાકડી છે. મને કોને સોંપી તું બહાર જઇશ?"

જનેતાનાં આ વચનોથી મહમદ અલીનું અંતઃકરણ પીગળી ગયું. તેઓ પરદેશ જતા અટક્યા; પણ તેમના પેલા બે મિત્રો તો બહારગામ ચાલ્યા ગયા. આ બનાવ બન્યા પછી પાંચેક માસે એક દિવસ તેઓ કબ્રસ્તાનમાં બેસી એકલા એકલા રોતા હતા અને વિચારતા હતા કે "આ ગામમાં હું

× મોટપ, રોટલાપાણી કે નમસ્કારો માટે ભેખ લેવો, એ તો નર્કાગારની ટીકીટ લેવા બરાબર છે.

એકલો નકામો બેઠો છું. મારા બંધુઓ વિદ્વાન બન્યા હશે અને હું તો મૂર્ખોજ રહીશ."

એટલામાં એક તેજસ્વી વૃદ્ધ પુરુષ ત્યાં આવ્યા અને બોલ્યા કે "છોકરા! કેમ રડે છે?"

તેમણે પોતાની હકીકત નિવેદન કરી.

વૃદ્ધ—"તું રોજ અહીંઆં મારી પાસે ભણવા આવીશ? હું તને જલદી તારા મિત્રો કરતાં વધારે વિદ્વાન બનાવી દઈશ."

મહમદ અલીએ આ કાર્યમાં પોતાની સંમતિ દર્શાવી. રોજ તેમણે પેલા વૃદ્ધ પાસે ભણવા જવા માંડ્યું.પેલા વૃદ્ધ દરરોજ તેમને અનેક ગૂઢ વિષયો સમજાવતા. આ પ્રમાણે તેમણે ત્રણ વર્ષ નિયમિત રીતે અભ્યાસ કર્યો. કહેવાય છે કે, એ વૃદ્ધ મહાપુરુષ ધર્મગુરુ ખેજર હતા. મહમદઅલી કહે છે કે, મારી જનેતાની કૃપાથીજ હું આ મહાન લાભ પ્રાપ્ત કરી શક્યો. તપસ્વી મહમદ અલીના જીવનમાં અનેક અલૌકિક ચમત્કારોની વાતો મૂળ (અરબી) ગ્રંથમાં છે, પણ અહીં તેનો ઉલ્લેખ કરવો નિષ્પ્રયોજન છે.

મહર્ષિ કહે છે કે, પ્રકૃતિને તાબે કરવા માટે મેં બહુ યત્ન કર્યો; છતાં પણ ફળીભૂત ન થતાં હું નિરાશ થયો. ત્યારે મેં વિચાર્યું કે ઈશ્વરે મારૂં જીવન નરકનેજ માટે નિર્માણ કરેલું છે. જો આમજ છે તો પછી આ નારકી શરીરને વધારે કાળ શામાટે પોષવું? એમ વિચારી હું જયહુ નદીને કિનારે ગયો અને મારા હાથ-પગ બાંધવાની એક મિત્રને સૂચના કરી. તેણે તેમ કર્યું, એટલે હું છાતી ઉપર ભાર લઈ પંડે નદીમાં પડ્યો. મેં ધાર્યું હતું કે, હવે હું મરી જઈશ, પણ પ્રવાહમાં પડતાંજ મારા હાથપગનાં બંધન છૂટી ગયાં અને મોજાંને આઘાતે હું કાંઠે નીકળી ગયો. પ્રાણ છોડવાની મારી ધારણા નિષ્ફળ ગઈ; પરંતુ મારા અંતરમાં ગૂઢ રહસ્ય પ્રગટ્યું. જે દ્રષ્ટવ્ય હતું તેનું મને દર્શન થયું.

એ મહર્ષિને નિવાસમાટે માત્ર એક ઝુંપડી હતી. મક્કાથી પાછા આવી તેમણે જોયું તો એ ઝુંપડીમાં એક કૂતરી વીયાઈ હતી. ઝુંપડીને બારણું તો હતાં નહિ, તેથી વગરહરકતે તેમાં કૂતરીએ પ્રવેશ કરી વસવાટ કર્યો હતો અને બચ્ચાંને જન્મ આપ્યો હતો. બચ્ચાંને તથા કૂતરીને પીડા થશે, એ વિચારથી તેમણે કૂતરીને કાઢી મૂકવાની ઇચ્છા કરી નહિ. રોજ ડોકીઆં કરી તેઓ કૂતરી બહાર નીકળી જાય છે કે નહિ, તે જોયા કરતા; પણ કાઢી મૂકવા

લેશ પણ અવાજ કરતા નહિ. મહર્ષિના ઉપર એક ફકીરને બહુજ તિરસ્કાર હતો; પરંતુ પ્રાણી ઉપર ઋષિનો આવો સદ્‌ભાવ જોઈ તે શરમીંદો થઇ ગયો અને પોતાને ધિક્કારવા લાગ્યો. વળી પંડે પણ મહર્ષિની સેવા કરવા લાગ્યો.

કોઇએ મહર્ષિના પરિવારને પૂછયું કે "તમારા વડિલ તપસ્વી મહમદ અલી કોઇ દિવસ ક્રોધી થાય છે કે નહિ?" એને ઉત્તર મળ્યો કે, અમે જ્યારે તેમને ક્લેશ આપીએ છીએ, ત્યારે તેઓ અમારા ઉપર વધારે સ્નેહ પ્રગટ કરે છે; કંઇજ ખાતા નથી, પણ રૂવે છે અને બોલે છે કે "હે પ્રભુ! મેં તને શી પીડા આપી છે કે તું મને પીડવા સારૂ આ લોકોને પ્રેરણા કરે છે? હે નાથ! હું વિનતિ કરૂં છું કે, તેઓ મારા ઉપર પ્રસન્ન રહે તેવી કૃપા કરો."

તેમનાં આવાં વચનો સાંભળી અમને પશ્ચાત્તાપ થાય છે અને એવો ભાવ ઉપજે છે કે હવે કદી પણ એમનું મન દુઃખાવવું નહિ.

એક વખત શુક્રવારે મહર્ષિ સ્વચ્છ વસ્ત્રો પહેરી મસ્જીદમાં જતા હતા. ત્યાં મેડી ઉપરથી એક દાસીએ બાળકનાં મળમૂત્રભરેલું પાત્ર તેમને માથે ઢોળ્યું. આથી તેમનું માથું, શરીર અને વસ્ત્રો ભીંજાઇ ગયાં; પરંતુ તેઓ સ્થિરભાવે ઉભા રહ્યા, એક પણ શબ્દોચ્ચાર કર્યો નહિ અને ક્રોધનું કંઇ પણ ચિહ્ન તેમના મુખ ઉપર જણાયું નહિ.

કોઇ માણસે બીજા માણસને કહ્યું કે, મહમદ અલીમાં એટલો તો વિનય છે કે, તેઓ કદી અનુચરોની સન્મુખમાં પણ નાક નસીકતા નથી. પેલો માણસ આ વાત સાંભળી તેમને મળવા ગયો, મસ્જીદના દ્વારમાં ભેગો થયો, ઘણી વાર તેમની સાથેજ રહ્યો. તેઓ મસ્જીદની બહાર ચાલ્યા, તો પેલો માણસ પણ તેમની પાછળ લાગ્યો. પોતે જે વાત સાંભળી છે તે સાચી કે ખોટી, એ નક્કી કરવા સારૂ તેણે મહર્ષિનો પીછો છોડયો નહિ. તેનો મનોભાવ મહર્ષિ જાણી ગયા; એટલે છેલ્લે તેના તરફ મુખ ફેરવી નાસિકા સાફ કરી. આ જોઇ પેલો માણસ ધીરે ધીરે બોલવા લાગ્યો કે "કાં તો મને એ માણસે ખોટી વાત કહી છે અગર તો મારા તરફ તિરસ્કારભાવ દર્શાવવા મહર્ષિએ આમ કર્યું છે."

મહર્ષિ મહમદ અલી પાછળ દૃષ્ટિપાત કરી બોલ્યા કે "વત્સ! તું સમજ્યો તે બરાબર છે; પરંતુ તારે યાદ રાખવું કે, જે માણસે તારી પાસે ગુપ્ત વાત પ્રગટ કરી છે, તે ગુપ્ત વાત મનમાં રાખવી એ તારી ફરજ છે."

મહર્ષિ મહમદ અલી અત્યંત રૂપવાન હતા. તેમની યુવાવસ્થામાં એક લાવણ્યવતી ધનવાન યુવતી કામવાસનાથી તેમની પાસે આવી અને પોતાની

અભિલાષા પ્રગટ કરી. મહર્ષિએ એ વાત સ્વીકારી નહિ.

મહર્ષિ મહમદ અલી એક દિવસ ઉદ્યાનમાં એકલા બેઠા હતા, પેલી યુવતી વસ્ત્રાભૂષણ સજી ત્યાં આવી. તેને જોઈનેજ મહર્ષિ જતા રહ્યા. યુવતી તેમની પાછળ દોડી અને બોલી કે "વિનાવાંકે શામાટે મારો વધ કરો છો?" તેના શબ્દો નહિ સાંભળતાં મહર્ષિ ભીંત કૂદીને નાસી ગયા. વૃદ્ધાવસ્થામાં તેઓ એક દિવસ પોતાની પૂર્વાવસ્થાની આ વાતનું મનમાં ને મનમાં સ્મરણ કરવા લાગ્યા અને તેમાં વિચાર આવ્યો કે "જો મેં તે દિવસે યુવતીની અભિલાષા પૂર્ણ કરી હોત, તો શી હાનિ હતી? તે વખતે હું યુવક હતો. પછી પશ્ચાત્તાપ કરી પાપનું પ્રાયશ્ચિત્ત કરત." આવો ભાવ મનમાં ઉદય થતાંજ તેઓ બહુ દુઃખી થયા ને મનનો તિરસ્કાર કરી બોલ્યા કે "અરે દુરાચારી પાપી મન! યૌવનદશામાં જેવો ભાવ નહોતો કર્યો, તેવો ભાવ આ વૃદ્ધાવસ્થામાં અને આટલી તપશ્ચર્યાઓ તથા સાધનાઓ પછી તું કરે છે તે તારી દુષ્ટતા કેટલી? આવો પશ્ચાત્તાપ કરીને તેઓએ ત્રણ દિવસસુધી ખાધાપીધાવિના રડયા કર્યું હતું.

તપસ્વી મહમદ અલી કહે છે કે, એક વાર હું વ્યાધિથી બહુજ પીડાતો હતો, ત્યારે મારા મનમાં અફસોસ કરીને બોલ્યો કે "અરેરે! મારૂં આરોગ્ય કયાં ગયું? નિરોગી અવસ્થામાં તો હું કેટલાં બધાં સત્કાર્યો કરી શકતો! અત્યારે તો એ બધું નષ્ટ થઇ ગયું! એટલામાં મેં આકાશવાણી સાંભળી કે "મહમદ અલી! તું આવી વાતો શું કરે છે? તું જે કાર્યો કરે છે તે પ્રભુનાં કાર્યો પાસે કાંઈજ વિસાતમાં નથી. તારાં કાર્યો જ્યારે ભ્રાંતિ અને ઉદાસીથી રહિત નથી, ત્યારે ઈશ્વરી કાર્યો ભ્રાંતિરહિત અને મંગલમય છે." આ વાણી સાંભળી મને બહુજ ગ્લાનિ થઇ અને હવે એવો વિચાર ન કરવો એવી મેં પ્રતિજ્ઞા કરી.

મહર્ષિ મહમદ અલીએ નીચેની એક વાત કહી છેઃ–જ્યારે મનુષ્યજાતિનાં આદિ માતા–પિતા આદમ અને હવાનો પશ્ચાત્તાપ પ્રભુએ સ્વીકાર્યો અને તેમનો પરસ્પર મેળાપ થયો, તે વખતે એક દિવસ આદમ કાર્યપ્રસંગે બહાર ગયા. આ તકનો લાભ લઈ શયતાન પોતાના પુત્ર ખન્નાસને લઈ હવાની પાસે આવ્યો અને હવાના હાથમાં ખન્નાસને સોંપી બોલ્યો કે "દયાળુ બાઇ! થોડો વખત તું આ બાળકને સાચવજે. કામ હોવાથી હું એક સ્થળે જાઉં છું અને પાછો આવીશ, ત્યારે બાળકને લઈ જઇશ." આટલું કહી શયતાન ચાલ્યો ગયો. થોડી વારે આદમ આવ્યો. હવાની પાસે ખન્નાસને જોઇ તેણે

પૂછયું કે "આ બાળક કોણ ?" હવા બોલી કે "એ શયતાનનો પુત્ર છે; મારી પાસે એને મૂકી શયતાન બહાર ગયો છે."

આ વચનો સાંભળી આદમે હવાનો તિરસ્કાર કર્યો અને કહ્યું કે 'તેં એને રાખ્યોજ કેમ ? એ ઇશ્વર–વિરોધીનો બાળક છે.' આટલું કહી ક્રોધી થઈ તેણે બાળકના કકડે કકડા કરી નાખ્યા અને તેના બધા કકડાની પોટલી બાંધી એક ઝાડે લટકાવી આદમ ચાલ્યો ગયો.

પછી શયતાને આવી હવાને પૂછયું કે 'મારો પુત્ર કયાં ?' હવાએ કહ્યું કે 'આદમે તેને કાપી નાખ્યો છે.'

શયતાને 'ઓ ખન્નાસ' કહી બૂમ મારી કે તરતજ તેનાં તમામ અંગો પરસ્પર જોડાઇ ગયાં અને જીવતો થઇ તે હવાની પાસે આવી બેઠો. શયતાને ફરી વાર ખન્નાસને હવાને સોંપવાની ઇચ્છા કરી, ત્યારે હવાએ કહ્યું કે "હવે હું એને રાખીશ નહિ. તેને માટે આદમ મારો તિરસ્કાર કરે છે."

શયતાને ઘણોજ આગ્રહ કરી ફરી વાર ખન્નાસને હવાની પાસે મૂકયો અને પોતે ચાલ્યો ગયો.

થોડીવારે વળી આદમ આવ્યો અને પેલા બાળકને જોયો; એટલે હવાનો તિરસ્કાર કરી બોલ્યો કે "અરે, તું કેવી છે ? શયતાનની આજ્ઞાનું પાલન કરે છે ? તેની વાતોથી તું કાં લોભાઈ છે ?"

આટલું કહી તેણે ખન્નાસને કાપી બાળી નાખ્યો અને તેની અર્ધી ભસ્મ નદીમાં અને અર્ધી અરણ્યમાં ફેંકી દીધી.

શયતાને ફરી વાર આવી પોતાના સંતાનની ખબર પૂછી. હવાએ બનેલી હકીકત કહી; એટલે શયતાને ફરી વાર ખન્નાસને બૂમ મારી. તરત ભસ્મ એકઠી થઇ અને જીવન ધારણ કરી ખન્નાસ પિતાની પાસે આવી બેઠો.

અત્યંત આગ્રહ અને સોગંદો આપી શયતાન તે બાળકને હવાને સોંપી ગયો. હવાએ ઘણી અસંમતિ બતાવી, પણ શયતાનના પારાવાર આગ્રહ પાસે લાચાર થઇ તેણે સ્ત્રીજાતિના દયાળુ સ્વભાવને વશ થઈ તે બાળકને ગ્રહણ કર્યો.

આદમે આવી વળી ખન્નાસને જોયો. તે સમજયો કે, આ બનાવમાં કંઇ ગુપ્ત રહસ્ય છે અને તે પ્રભુ જાણે છે. તેણે હવાને કહ્યું કે "તું ઇશ્વરના શત્રુની વાત માન્ય કરે છે અને મારી વાત સાંભળતી નથી એ શું ?"

પછી ગુસ્સે થઇને તેણે ખન્નાસને કાપી નાખ્યો, તેના માંસને રાંધ્યું અને અર્ધું પોતે અને અર્ધું હવાએ ભક્ષણ કર્યું. કહેવાય છે કે, છેલ્લે ખન્નાસ બકરા-

ને આકારે ત્યાં પ્રગટ થયો.

શયતાને પાછા આવી પુત્રની હકીકત જાણી. હવાએ બધી વાત કહી દીધી. ત્યારે શયતાન બોલ્યો કે "બસ, મારો ઉદ્દેશ એટલોજ હતો કે ગમે તે રીતે મારે મનુષ્યોના શરીરમાં પ્રવેશ કરવો ! હવે મારી અભિલાષા પૂર્ણ થઈ છે." ખન્નાસ એટલે પ્રભુવિરોધી શયતાનના દુર્વિચારો. તે માનવીના અંતરમાં સ્થિતિ કરે છે અને મનુષ્યોને ઇશ્વરી માર્ગથી દૂર તાણી જાય છે.

## આ મહાત્માનાં વચનામૃત

૧–એક પૈસો પણ આપવો બાકી હોય ત્યાંસુધી માણસ જેમ દેવાથી મુક્ત થતો નથી; તેમ જે માણસમાં એક પૈસાભાર પણ અહંતા–મમતાના માનુષી ભાવો બાકી રહેલા હોય, ત્યાંસુધી તે આ સંસારથી મુક્ત થઈ શકતો નથી–અર્થાત્ જે કોઇને મુક્ત થવું હોય તેણે તો કોઇ પણ રીતે તમામ પાર્થિવ ભાવોથી છૂટવુંજ જોઇએ; જે સર્વભાવે ને અનન્યભાવે પ્રભુને શરણ થયો હોય છે, તે તો પ્રભુની એટલી કૃપા મેળવે છે કે જેથી તેને તો પ્રભુ પોતેજ પોતાની તરફ આકર્ષી લે છે અને પોતાનેજ હાથે તેને તમામ માનુષી ભાવોની બેડીઓમાંથી મુક્ત કરે છે.

૨–ઉન્નત કોણ ? પાપ જેને દબાવી શકે નહિ તે.

૩–મુક્ત કોણ ? દુનિયાઇ લોભ જેને પોતાનો દાસ ન બનાવે તે.

૪–મરદ કોણ ? શયતાન જેને કેદ ન કરી શકે તે.

૫–જ્ઞાની કોણ ? જે ઈશ્વરપ્રાપ્તિમાટે સર્વભાવે એકનિષ્ઠ બની શકે છે તે.

૬–જે માણસથીજ માત્ર બ્હીતો હોય, તે તેનેજ રાજી કરવા મથે છે; અને જે ઇશ્વરથી બ્હીએ છે, તે ઈશ્વર તરફજ ધસે છે.

૭ જેનું લક્ષ્યબિંદુ માત્ર ધર્મજ છે, તેનાં સાંસારિક કાર્યો પણ બધાં લક્ષ્યબિંદુના ગુણને લીધે ધર્મરૂપ બને છે; પરંતુ જેનું લક્ષ્યબિંદુ સંસાર છે, તેનાં તો તમામ ધર્મકાર્યો સંસારમાં રહેલા દોષોને લીધે અધર્મરૂપજ બને છે.

૮–જે માણસ વૈરાગ્યરહિત હોવા છતાં જ્ઞાનનીજ વાતો કર્યા કરે છે, તેજ આ જગતમાં સર્વોપરિ નાસ્તિક, ઠગ અને પાખંડી છે.

૯–જે માણસ ભક્તિનો મર્મ સમજવામાં મૂર્ખ હોય છે, તે પ્રભુના પ્રભુત્વનો મર્મ સમજવામાં તો મૂર્ખનો સરદાર હોય છે.

૧૦–કોઇ પણ માણસ પોતાને જાણવા–પીછાણવા ઇચ્છે તો જરૂર ઓળખી શકશે અને જે પોતાને પણ ઓળખવા ઇચ્છતો નથી, તો ઈશ્વરનું તત્ત્વ

કેમ કરીને જાણી શકવાનો છે !!

૧૧–ધર્મવિરોધી માણસો સાથે મિત્રતા રાખવી અને કર્તાતરીકેનો અહંકાર રાખવો, એ બન્ને બાબતો ધર્મના માર્ગમાં હાનિકારક છે.

૧૨–શયતાન એક ક્ષણમાત્રમાં પણ માણસનું જેટલું અનિષ્ટ કરી શકે છે, તેટલું અનિષ્ટ ઘેટાના ટોળાપર તૂટી પડેલો એકાદ ભૂખ્યો વાઘ પણ કરી શકતો નથી.

૧૩–ભક્ત જ્યારે પ્રભુનોજ સર્વભાવે અનન્યાશ્રય લે છે, ત્યારેજ પરમેશ્વર તેનું વાલીપણું સ્વીકારી તેનું યોગ–ક્ષેમ ઉઠાવી લે છે.

૧૪–જેનાથી તમારૂં કાંઇપણ અજાણ્યું નથી ને જેની પાસે કશાનો પણ ટોટો નથી,તેનું ધ્યાન કરવું એજ તમારૂં ખરૂં ડહાપણ અને મુખ્ય કર્તવ્ય છે.

૧૫–જેની કરુણા તમને કશાથી વંચિત રાખતી નથી, તેનાપ્રત્યે કૃતજ્ઞ રહેવું, એ પણ તમારૂં મુખ્ય કર્તવ્ય છે. જેના રાજ્યની બહાર તમે એક પગલું પણ જઇ શકો તેમ નથી, તેનાપ્રત્યે ને તેનાં સંતાનોપ્રત્યે નમ્ર રહેવું એ પણ તમારૂં મુખ્ય કર્તવ્ય છે.

૧૬–જેની નજરમાં જન્મ અને મરણ બેઉ સરખાં છે, તેજ સાચો સાધુ છે.

૧૭–ઈશ્વરનાજ પ્રસંગમાં સદા અનુરાગ રાખવો, એ પ્રભુપ્રેમનું સ્વાભાવિક અને અગત્યનું લક્ષણ છે.

૧૮–જે ઉત્તમ સાધનાઓ, ધર્મ–નીતિનું પાલન અને ચરિત્રને પવિત્ર કરશે, તેનાજ હૃદયમાં ઇશ્વરી કરુણાની જ્યોતિ પ્રકાશિત થશે, તેનું હૃદય વિશાળ થશે, જીવન અદ્વૈત જ્ઞાનથી પૂર્ણ વિકાસ પામશે અને તેજ ખરેખરો સુખી થશે. આ પ્રમાણે થવાથી પછી તે નિર્જનતાનો પરિત્યાગ કરે છે, વક્તા થાય છે, ધર્મમાર્ગનો પ્રચાર કરે છે અને લોકો પણ તેના જ્ઞાન અને કથનપ્રત્યે માન અને શ્રદ્ધા રાખે છે. આવા પુરુષને સંસાર છેતરવા આવતાં તે સિંહની પેઠે કૂદકો મારી તેની ગરદનપર ચઢી બેસે છે અને પછી, તેણે પૂર્વે સાધનાની જે મીઠાશ મેળવેલી છે, તેમાં તે પાછો નિમગ્ન બનીને આંતરિક સુખ માણે છે. જેમ જાળમાંથી છટકી ગયેલું માછલું એવા ઉંડા જળમાં પેસી જાય છે કે પછી તે જાળમાં સપડાઇ શકતું નથી, તેમ જે માણસ દુનિયાની મોહજાળમાંથી સાચા વૈરાગ્યપૂર્વક છટકી શકયો હોય છે, તે પણ પછી તે અપાર મહિમાવાન પરમાત્મદેવના વિશાળ ક્ષેત્રમાં એવો દાખલ થઇ જાય છે, કે પછી કોઇ પણ રીતે સંસારની મોહજાળમાં ફસાતોજ નથી.

# ૨૯—તપસ્વી અબ્દુલ્લા (મુબારકપુત્ર)

તપસ્વી અબ્દુલ્લા તપસ્વીમંડળના અગ્રગણ્ય પુરુષ હતા. પાંડિત્યમાં અને ધર્મશાસ્ત્રજ્ઞાનમાં તે ઘણાજ નિપુણ હતા. લોકો તેમને 'શાહલશાહે ઓલ્મા' એટલે પંડિતોના સમ્રાટ કહેતા. તેમના રચેલા અનેક ગ્રંથો છે. વિદ્વત્તામાં જેમ તેઓ દૃષ્ટાંતરૂપ હતા, તેમ વીરતામાં પણ દૃષ્ટાંતરૂપ હતા. ધર્મયુદ્ધોમાં અનેક વાર તેમણે નાસ્તિકોને હરાવ્યા હતા. તેમનું પહેલું નિવાસસ્થાન મરભમાં હતું અને ત્યાં તેઓ સૌને પ્રિય હતા. તેમણે અનેક સાધુપુરુષોનો સમાગમ કર્યો હતો. તેમના ધર્મજીવનનો પ્રારંભ આ રીતે થયોઃ—

પહેલાં અબદુલ્લા એક સુંદર સ્ત્રી ઉપર અતિશય આસક્ત બની ગયા હતા. એ આસક્તિમાં તેમનું ધૈર્ય અને જ્ઞાન લુપ્ત થઇ ગયાં. શિયાળાની રાત્રિ હતી. પુષ્કળ ઠંડી પડતી હતી. તે સમયે તેઓ પોતાની મનમોહિની સુંદરીને મળવા ચાલ્યા. જઇને પ્રિયતમાના ઘરની ભીંત પાસે તેની બહાર નીકળવાની રાહ જોતા ઉભા. આખી રાત્રિ બરફ પડયા કર્યો; પણ નિદ્રાને અધીન થયેલી પેલી સ્ત્રી બહાર આવી નહિ અને તેથી આશકની અભિલાષા અપૂર્ણજ રહી. સવારની નમાજની બાંગ સંભળાઇ, ત્યારે તેમણે માન્યું કે, આ તો પહેલી રાત્રિના નમાજનો અવાજ છે ! પણ થોડીજ વારમાં જ્યારે ચારે દિશાએ પ્રભાતની લાલાશ પ્રકટી અને સૂર્યનાં ચકચકિત કિરણો પથરાવા લાગ્યાં, ત્યારેજ તેમનો ભ્રમ ભાંગ્યો ! તેમને સમજાયું કે, મેં તો રમણીની રાહ જેવામાં આખી રાત્રિ વ્યતીત કરી. આથી પોતાને ધિક્કાર આપી તેઓ કહેવા લાગ્યા કે "મને હજારો વાર શરમ છે. હું મુબારકનો પુત્ર ! હું ઉચ્ચ કુળનું સંતાન ! મ્હારી આ દશા ! આવી ઉત્તમ રજની મેં ઉભાં ઉભાં તુચ્છ ઇંદ્રિયસુખની અભિલાષામાં ખોઈ નાખી ! જો હું નમાજ પઢવા ઉભો રહ્યો હોત, તો કુરાનનો ઘણો ભાગ પઢી ચૂકયો હોત; અને ઘણું પુણ્ય પ્રાપ્ત કર્યું હોત. શી મોહાંધતા ! શી બેવકૂફી !"

આમ બોલતા બોલતા તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. તેમના અંતઃકરણમાં પશ્ચાત્તાપનો અગ્નિ સળગી ઉઠયો હતો. હવે કદી આમ ઇંદ્રિયવશ ન થવું અને ધર્મસાધનામાં જોડાવું એવી તેમણે પ્રતિજ્ઞા કરી. તેઓ સાધનામાં જોડાયા અને તપશ્ચર્યાને પ્રભાવે અલૌકિક ઉન્નત જીવન પ્રાપ્ત કર્યું. સાધના સાધી રહ્યા પછી તેઓ મરભ છોડીને ચાલ્યા ગયા. કેટલોક સમય તેઓ બગદાદ

શહેરમાં રહ્યા અને ત્યાં સત્પુરુષોનો સમાગમ કર્યો. મરભનિવાસીઓ તેમના ઉપર ઘણો સ્નેહ રાખતા. તેઓ બે વિભાગમાં વહેંચાયેલા હતા. એક વિભાગે વ્યવહારશાસ્ત્રનો માર્ગ પકડયો હતો અને બીજા વિભાગે "હદિસ" નો એટલે કે ઐતિહાસિક શાસ્ત્રનો માર્ગ સ્વીકારી તેનો પ્રચાર કરવા માંડયો હતો; છતાં બન્ને વિભાગમાં પરસ્પર ઘણો સદ્ભાવ હતો અને એ બન્ને સંપ્રદાયના ચાલક મહર્ષિ અબ્દુલ્લા હતા. મરભ શહેરમાં આ બન્ને વિભાગમાટે તેમણે જૂદી જૂદી બે ધર્મશાળાઓ બંધાવી હતી. બગદાદમાં કેટલોક કાળ ગાળી તેઓ મક્કા ગયા અને મક્કાથી પાછા મરભ આવી તેઓ હિઝાઝમાં જઇ વસ્યા.

એક વર્ષપર્યંત તેમણે મક્કામાં નિવાસ કરી તીર્થભૂમિનું દર્શન કર્યું હતું. ત્યારપછી તેમણે એક વર્ષ ધર્મયુદ્ધમાં અને એક વર્ષ વ્યાપારમાં વ્યતીત કર્યું હતું. વ્યાપારમાં જે લાભ પ્રાપ્ત થતો, તે તેઓ ધર્મબંધુઓને વહેંચી આપતા. દરિદ્ર ફકીરોને ખજુર ખવરાવતા અને જે ખજુર ન ખાઈ શકે, તેમને પૈસા આપતા.

એક વાર તેમને એક દુરાચરણી માણસનો સાથ થયો. જ્યારે પેલો દુરાચરણી તેમનો સાથ છોડી ચાલવા લાગ્યો, ત્યારે તેઓ રોવા લાગ્યા. લોકોએ તેમને રોવાનું કારણ પૂછયું, ત્યારે તેમણે કહ્યું કે "એ કમભાગી તો ચાલ્યો ગયો, પરંતુ તેના દુરાચરણના સંસ્કારો એવા ને એવાજ રહ્યા. એથી મને દુઃખ થાય છે."

એક વાર અબ્દુલ્લા ઉંટપર ચઢી જંગલમાં થઈને જતા હતા. રસ્તે જતાં એક ફકીરનો તેમને સંગાથ થયો. તેઓ બોલ્યા કે "સાંઇબાવા ! આપણે બંનેને એકજ સ્થળે જવાનું જણાય છે; પરંતુ મને તો નિમંત્રણ મળેલું છે, પણ તમને નિમંત્રણ નથી, તો શી રીતે આવી શકશો ?"

ફકીર—"નિમંત્રણ કરનાર દયાળુ હોવાથી વગરનિમંત્રણે આવનારને વધારે સત્કાર આપશે. જો તે તમને ઘરની ઓસરીમાં બેસાડશે, તો મને વધારે નજીક બેસાડશે."

અબદુલ્લા—"હું શ્રીમંત છું, એટલે નિમંત્રણ આપનારે મારી પાસેથી કાંઇક રકમ લેવાની પ્રાર્થના કરેલી છે."

ફકીર—"પણ એ રકમ તેણે મારે વાસ્તેજ માગેલી છે."

અબદુલ્લા—"ત્યારે તો આપનું કહેવું યથાર્થ છે." એટલું કહી મહર્ષિ

અબ્દુલ્લાએ પોતાનું શરમિંદું મુખ નીચું નમાવ્યું.

મહર્ષિ અબ્દુલ્લામાં વિષયવિરાગ ઘણો હતો. એક ઠેકાણે તેઓ ઘોડેથી નીચે ઉતરી ઉપાસના કરવા લાગ્યા. અછોડો ન હોવાથી ઘોડો છૂટો રહ્યો એટલે તેણે પાસેનાં ખેતરોમાં જઈ નુકસાન કરવા માંડયું. આ જોઈ અબ્દુલ્લાએ તે ઘોડાનો તેજ સ્થળે ત્યાગ કર્યો અને પોતે પગે ચાલીને ધારેલે સ્થાને ગયા. પેલો ઘોડો ઘણો કિંમતી હતો, છતાં તેની તેમણે દરકાર કરી નહિ.

એક વાર તેઓ શામદેશમાં ગયા હતા. ભૂલથી ત્યાંથી કોઇની કલમ તેમની પાસે રહી ગઇ; આથી જાતેજ મરભર્થો શામદેશ સુધી ગયા અને તેના માલિકને તે કલમ પાછી સોંપી.

એક વાર અબ્દુલ્લા મક્કા ગયા. ત્યાં તેઓ તીર્થકાર્ય કરી મંદિર પાસે કેટલીક વાર સૂતા. ઉંઘ આવી ગઇ, સ્વપ્નમાં જોયું તો બે ફિરસ્તા સ્વર્ગમાંથી નીચે ઉતરેલા છે અને એક ફિરસ્તો બીજા ફિરસ્તાને આ પ્રમાણે પૂછે છેઃ—

પહેલો ફિરસ્તો— "આ વર્ષે કેટલાં માણસ તીર્થ કરવા આવ્યાં છે?"

બીજો ફિરસ્તો— "છ લાખ."

પહેલો ફિરસ્તો— "પ્રભુએ કેટલા માણસની યાત્રા ગ્રહણ કરી?"

બીજો ફિરસ્તો—"એક જણની પણ નહિ."

અબ્દુલ્લા કહે છે કે, આ વાત સાંભળી હું બહુ દુઃખી થયો અને મનમાં ને મનમાં બોલવા લાગ્યો કે "અરે! દુનિયાનાં જૂદાં જૂદાં સ્થળોમાંથી આટલાં બધાં માણસો અનેક દુઃખો વેઠી અહીં આવે છે; કોઇ પર્વતો અને જંગલો ઓળંગીને તો કોઇ સમુદ્ર ઓળંગી, લાંબો રસ્તો કાપીને અહીં આવે છે; છતાં શું તેઓ તમામની મહેનત નિષ્ફળ છે?"

એટલામાં વળી બીજો ફિરસ્તો બોલ્યો કે "દમસ્ક નગરમાં એક ચમાર છે, જેનું નામ અલ્લિ અલ મોફ્ફક છે. તે જોકે મક્કામાં આવ્યો નથી, છતાં તેને મક્કાદર્શનનું તથા તીર્થયાત્રાનું ફળ પ્રાપ્ત થયું છે."

આ સાંભળી મહર્ષિ અબ્દુલ્લા જાગૃત થયા. તે કહે છે કે "દમસ્કમાં જઇ મને તે માણસનાં દર્શન કરવાની અભિલાષા થઈ; તેથી મેં સફર શરૂ કરી. હું દમસ્ક ગયો અને ઘર શોધતો શોધતો અલ્લિ અલ મોફ્ફકને ઘેર પહોંચ્યો. મારો અવાજ સાંભળી એક માણસ બહાર આવ્યો. મેં તેનું નામ પૂછ્યું, એટલે તે બોલ્યો કે "મારૂંજ નામ અલ્લિ અલ મોફ્ફક છે."

મેં પૂછ્યું—"તમે શો ધંધો કરો છો?"

તે બોલ્યો કે "જોડા શીવું છું."

મેં કહ્યું કે "તમારી સાથે મારે કેટલીક વાતો કરવી છે."

આમ કહી મેં તેને સ્વપ્નની વાત જણાવી. તેણે મારૂં નામ પૂછયું. મેં મારૂં નામ કહ્યું. ત્યાં તો તે મોટી બૂમ પાડી બેભાન થઇ ગયો. કેટલીકવારે તે શુદ્ધિમાં આવ્યો, ત્યારે મેં કહ્યું કે "તમે તમારાં કાર્યોની હકીકત મને વિસ્તારથી જણાવો."

તે બોલ્યો કે, મને ત્રીસ વર્ષથી મક્કાની હજ કરવાની તીવ્ર અભિલાષા છે; તેથી જોડા શીવી કાંઇક ધન સંગ્રહ કરતો હતો અને આ વર્ષે હજ કરવા જવા તૈયાર થયો હતો;પરંતુ મ્હારી સ્ત્રી સગર્ભા હતી. એક દિવસ એક પાડોશીના ઘરમાંથી વઘારની સુગંધ આવતાં તેણે મને આગ્રહ કર્યો કે, જાઓ, પાડોશીને ઘેરથી આ વઘારેલી ભાજી જરા લઇ આવો. પત્નીની ઇચ્છા પ્રમાણે હું પાડોશીને ત્યાં ગયો. હકીકત પૂછતાં તે પાડોશી બોલ્યો કે "સાત દિવસથી મારાં બાળકો ભૂખ્યાં હતાં; આજે એક મરેલા પ્રાણીનું માંસ રાંધ્યું છે. આ ખોરાક તમને યોગ્ય લાગશે નહિ."

પાડોશીની આ વાત સાંભળી મ્હારા અંતરમાં જાણે અગ્નિ સળગી ઉઠયો. એકઠા કરેલા તમામ પૈસા મેં લાવી તેને આપ્યા અને કહ્યું કે "મારૂં આ મક્કાની હજનું ભાથું હતું; તે તારાં બાળકોને અન્નવસ્ત્રમાટે આપું છું. મારે મન એજ તીર્થયાત્રા છે."

આ સાંભળી અબ્દુલ્લા બોલ્યા કે "ખરેખર! ફિરસ્તાએ સ્વપ્નમાં જે કહ્યું તે સત્ય છે."

મહર્ષિ અબ્દુલ્લાને એક ગુલામ હતો. એક માણસે મહર્ષિને કહ્યું કે "તમારો ગુલામ રોજ મોડી રાત્રે કબ્રસ્તાનમાં જાય છે અને ઘોરો ખોદી શબનાં વસ્ત્રો ઉતારી લાવે છે!" આ વાત સાંભળી મહર્ષિ ઘણા નારાજ થયા. એક રાત્રે તેઓ છાનામાના પેલા ગુલામની પાછળ પાછળ કબ્રસ્તાનમાં ગયા. ગુલામે ત્યાં જઇ એક કબરનું મોઢું ઉઘાડયું અને કબર પાસે બેસી ઉપાસના કરવા લાગ્યો. દૂર રહ્યા રહ્યા અબ્દુલ્લા તે જોતા હતા. ગુલામે ફકીરી વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને ગળે વસ્ત્ર વિંટી ભોંયે મસ્તક મૂકીને આર્ત્તનાદ કરી તે પ્રભુની પ્રાર્થના કરતો હતો. આ બનાવ જોઇ અબ્દુલ્લા ચકિત થઇ ગયા. ધીરે ધીરે પાછે પગલે તેઓ બહાર નીકળ્યા; અને અશ્રુ વરસાવતા એક મેદાનમાં જઇ બેઠા. રાત્રિ પૂરી થઇ ત્યાંસુધી પેલા ગુલામે એજ રીતે ઉપાસના કર્યા કરી. પછી

કબરનું મોં બંધ કરી તે મસ્જીદમાં ગયો અને ત્યાં પ્રભાતની નમાજ પઢયો. ગુલામની આ રીત અને અલૌકિક ભક્તિ જોઇ અબ્દુલ્લા વિહ્વળ થઇ ગયા. ધૈર્ય ન રહેવાથી તેમણે પેલા ગુલામનું મસ્તક પોતાની છાતી સાથે ચાંપ્યું અને તેના મુખને ચુંબન કરી બોલવા લાગ્યા કે "માલિકનાં સેંકડો જીવન તારા જેવા દાસની ઉપર ઓવારી નાખવાં જોઇએ. ખરેખર, તું જો માલિક હોત અને હું તારો દાસ હોત, તો ઘણું સારૂં થાત."

પેલો ગુલામ આ હકીકત જોઇ બોલ્યો કે "હે પ્રભો ! મારૂં આવરણ ભેદાઇ ગયું છે, મને ગુપ્ત રહસ્ય પ્રાપ્ત થયું છે. હવે આ જગતમાં મને શાંતિ પ્રાપ્ત થવાની નથી. તારા કસમ ખાઈને હું કહું છું કે, હવે મને વધારે દુઃખી કરીશ નહિ. મને આ લોકમાંથી સત્વર લઇ જા."

કહેવાય છે કે, અબ્દુલ્લાના ખોળામાં માથું રાખી પડેલા પેલા ગુલામનો પ્રાણ આ પ્રાર્થના પૂરી થતાંજ ચાલ્યો ગયો ! એજ વેષમાં પૂર્વોક્ત કબરમાં અબ્દુલ્લાએ તેની અંતિમ ક્રિયા કરાવી.

એક વાર મહર્ષિ અબ્દુલ્લા ધર્મયુદ્ધમાં ગયા હતા; એક વિધર્મીની સાથે તેમને સંગ્રામ થયો. નમાજનો સમય થયો; એટલે પેલા વિધર્મીની પાસેથી થોડી વારનો અવકાશ માગી, તેઓ નમાજમાં પ્રવૃત્ત થયા. પછી જ્યારે પેલા વિધર્મી મૂર્તિપૂજકનો પૂજાનો સમય થયો, ત્યારે તે પણ અવકાશ લઈ પોતાની પૂજ્ય પ્રતિમાની પાસે ગયો. અબદુલ્લાએ વિચાર્યું કે, હું જો આ વખતે તેના ઉપર હુમલો કરૂં, તો જય પ્રાપ્ત કરી શકું. આમ વિચારી તેમણે તેનું શિર છેદવા માટે તૈયારી કરી. હાથમાં તલવાર લઇ અબ્દુલ્લા પેલા વિધર્મીની પાસે ગયા, એટલામાં તેમણે દૈવી વાણી સાંભળી કે "અબ્દુલ્લા ! સત્યનું પાલન કર."

આ અવાજ સાંભળતાંજ અબ્દુલ્લાનાં નેત્રમાંથી અશ્રુ વરસવા લાગ્યાં. પેલો પરધર્મી મસ્તક ઉંચું કરી જુએ છે, તો તલવાર ઝાલી પાસે અબ્દુલ્લા ઉભેલા છે ! તે ભયભીત થઇ બોલ્યો કે "આ શું ?"

અબ્દુલ્લા—"હું તને મારવા આવ્યો હતો, પણ તારે વાસ્તે નકારની આજ્ઞા મળી છે, માટેજ અટકયો છું."

પછી પેલો પરધર્મી આર્ત્તનાદ કરી બોલ્યો કે "શત્રુને માટે પણ જે ધર્મ પોતાના ધર્માનુયાયીઓને પવિત્ર આજ્ઞાઓ કરે છે; એવા ધર્મની વિરુદ્ધ આચરણ કરવું તે મહા અપરાધ છે."

આટલું બોલી તેણે ઇસ્લામધર્મ ગ્રહણ કર્યો અને તે એક માન્ય પુરુષ ગણાયો.

અતિશય ઠંડીના સમયમાં એક વાર અબ્દુલ્લા નેશાપુરના બજારમાં ચાલ્યા જતા હતા. ત્યાં તેમણે એક નોકરને જોયો. તે નોકરે માત્ર એક લુગડું પહેરેલું હતું, ટાઢે તે ધ્રૂજતો હતો.

અબ્દુલ્લાએ તેને કહ્યું કે "તારા માલિક પાસે ટાઢ અટકે તેવું લુગડું તું શામાટે માગતો નથી?"

નોકર બોલ્યો કે "હું તેમને શામાટે કહું? તેઓ જાતે જુએ છે અને જાણે છે."

અબ્દુલ્લા આ ઉત્તર સાંભળી આનંદમાં વિહ્વળ થઈ ગયા અને મોટે સાદે બોલ્યા કે "આ નોકરનો આ ધર્મબોધ સાંભળો!"

એક વાર મહર્ષિ કાંઇક વિપત્તિમાં પડયા. અનેક માણસો તેમના દુઃખમાં સહાનુભૂતિ દર્શાવવા આવવા લાગ્યા. તેમાં એક અગ્નિપૂજક પણ આવ્યો; તે બોલ્યો કે "વિપત્તિમાં પડ્યા પછી પણ જે મૂર્ખ માણસ છે, તે ત્રીજે દિવસે ઉપાય ગ્રહણ કરે છે; પરંતુ જ્ઞાની માણસ તો પહેલે દિવસેજ ઉપાયનું અવલંબન કરે છે."

આ સાંભળી અબદુલ્લા બોલ્યા કે "આ વાત લખી રાખો, એ મહાજ્ઞાનની વાત છે."

એક માણસ અબ્દુલ્લા પાસે ઉપદેશ લેવા આવ્યો, ત્યારે તેઓ બોલ્યા કે "ઇશ્વરના તરફ હમેશાં દૃષ્ટિ રાખજો."

પેલો માણસ—"એનું તાત્પર્ય વિસ્તારથી સમજાવો."

અબ્દુલ્લા—"તમે હમેશાં એવી રીતે રહો કે ઇશ્વરને જોઈ શકો."

પેલો માણસ "બહુ સારૂં" કહી ત્યાંથી વિદાય થયો. ઘેર જઇ તેણે પોતાની તમામ મિલકત દરિદ્રોને વહેંચી આપી. એક દિવસ કોઈ અતિથિ તેને મકાને આવ્યો; એટલે પોતાની પાસે જે કાંઈ બાકી હતું, તે પણ આતિથ્યસત્કારમાં ખર્ચી નાખ્યું. આથી તેને પોતાની પત્ની સાથે વાદવિવાદ થયો. તે બોલ્યો કે "જે સ્ત્રી મારી સાથે ટકટક કરે છે, તેને મ્હારે ઘરમાં રાખવી ઉચિત નથી."

આમ કહી તેણે પોતાની પત્નીનો પણ પરિત્યાગ કર્યો. દૈવયોગે એક શ્રીમંતની પુત્રી સભામાં આવી એનો ઉપદેશ સાંભળવા લાગી અને ઉપદેશથી મુગ્ધ થઇ તેણે તેની સહધર્મિણી થવાની ઇચ્છા પોતાના પિતાને વિદિત કરી. એ ધનવાન પુરુષે પચાસહજાર મુદ્રાની પહેરામણી સાથે એ કન્યાનું સમર્પણ

કર્યું ! પછી મહર્ષિએ સ્વપ્નમાં આવી વાણી સાંભળીઃ-

"મ્હારે વાસ્તે તેં એક સ્ત્રીનો પરિત્યાગ કર્યો તો મ્હેં તેને બદલે તને ધન સાથે બીજી સ્ત્રી આપી. ખાત્રી રાખજે કે, મ્હારે ખાતર સમર્પણ કરનારને કદી ખોટ જવાની નથી."

મહર્ષિ અબ્દુલ્લાએ મરણકાળે પોતાની તમામ સંપત્તિ ફકીરોને વહેંચી દીધી. ત્યારે એક શિષ્યે તેમને કહ્યું કે "ગુરુશ્રી ! આપને ત્રણ પુત્રીઓ છે, હવે આપ સંસારમાંથી વિદાય થાઓ છો, તો કન્યાઓને પણ કાંઇક આપવું જોઇએ. એમની ખબર કોણ રાખશે ?"

"સાધુની ગતિ ઇશ્વર છે" કુરાનનું આ વચન ઉચ્ચારીને તેઓ બોલ્યા કે "અબ્દુલ્લા કોઇનો ભાગ્યવિધાતા થાય તેના કરતાં પ્રભુજ ભાગ્યવિધાતા થાય એજ ઉત્તમ છે."

પ્રાણત્યાગના સમયે તેઓ નેત્રો મીંચી એક-બે ધર્મની વાતો બોલી હસતાં હસતાં આ લોકમાંથી વિદાય થયા.

## આ મહાત્માનાં વચનામૃત

૧-જે માણસ ભક્તિરૂપી મહાભોજનનો સ્વાદ લેતો નથી, તેનામાં કદી પણ આંતરિક આસ્વાદ લેવાની શક્તિ આવતી નથી.

૨-લોકોની નજરમાં જેનો દરજ્જો ઘણો વધી ગયો, તેણે સમજી રાખવું કે તે વધારે હલકો માણસ છે.

૩-દુનિયાઇ ભિક્ષુઓ તો આ જગતમાં બહુએ જોયા, પરંતુ ઇશ્વરના ભિક્ષુઓનાં લક્ષણ શાં ? ઉત્તર—પ્રભુપ્રેમીનું મન કદી નવરૂં જ પડતું નથી, કેમકે સદા સર્વદા તે પ્રભુ પ્રાર્થી-યાચકજ રહે છે. જે માણસ પ્રભુને આંગણે યાચવા પહોંચી શકયો હોય, તેજ પોતાની સ્થિતિ કહી શકે.

૪-ઈશ્વર પાસે પહોંચવાનો રસ્તો કયો છે ? અને લાંબો કેટલો છે ? ઉત્તર—તમે એક વાર તેનો સ્વભાવ અને સંપત્તિ જાણી લેશો, એટલે પછી તેમાંથીજ એ બધું, અને એથીયે વધારે તમને સમજાશે અને જડી આવશે.



# ૩૦—તપસ્વી અબુ હાફેજ ખોરાસાની

તપસ્વી અબુ હાફેજ ભજન–સાધનમાં, ઉત્સાહમાં અને સરળતામાં સૌના અગ્રણી હતા. તેઓ દૃઢ સત્યપરાયણ, પ્રેમોન્મત્ત અને આનંદી સ્વભાવના હતા. શાસ્ત્રનું અધ્યયન કરવામાં તથા કરાવવામાં તેઓ અદ્વિતીય હતા. અબુ ઉસ્માન હયરીના તેઓ શિષ્ય હતા. તાપસવર શાહશુજા કિરમાનથી તેમનાં દર્શન કરવા આવેલા અને તેમની સાથે મહર્ષિઓનાં દર્શન કરવા બગદાદમાં ગયા હતા. અબુ હાફેજ ખોરાસાનના રહેવાસી હતા. તેમના જીવનનું પરિવર્તન આ રીતે થયું હતુંઃ—

પ્રથમાવસ્થામાં તેમનું ચરિત્ર ઘણુંજ ખરાબ હતું. એક વાર તેઓ એક યુવતી ઉપર અત્યંત આસક્ત થઇ ગયા. એ સ્ત્રીને વિવિધ ઉપાયોથી તેમણે વશીભૂત કરવા ધાર્યું; પણ તેમ બની શકયું નહિ. આથી તેઓ ગાંડા જેવા બની ગયા. કોઇએ તેમને સલાહ આપી કે, નેશાપુરમાં એક જાદુગર યાહુદી રહે છે, તેની પાસે જાઓ. મંત્રબળે તે તમારી કાર્યસિદ્ધિ કરી આપશે.

અબુ હાફેજ તે યાહુદી પાસે ગયા અને તેને પોતાની હકીકત જણાવી તેની સહાય માગી.

યાહુદી બોલ્યો કે "હું કેટલાક નિયમો કહું છું, તે પૂરેપૂરા પાળશો તો તમારી ધારણા સફળ થશે. તમારે ચાળીસ દિવસસુધી કશું ધર્મકાર્ય કે ઉપાસનાદિ કરવાં નહિ, તેમ મનમાં પણ કશો પવિત્ર સંકલ્પ કરવો નહિ. આ રીતે વર્તશો તો મારી મંત્રતંત્રવિદ્યાના પ્રભાવે તમારો મનોરથ પૂર્ણ થશે." અબુ હાફેજે તેમ કરવાની હા પાડી.

આ પ્રમાણે ચાલીસ દિવસ આચરણ કરી વળી તેઓ પૂર્વોક્ત યાહુદી પાસે ગયા. ત્યારે યાહુદીએ પોતાની મલિન વિદ્યાની પ્રક્રિયા શરૂ કરી; પરંતુ તે ફળીભૂત થઇ નહિ. પોતાની મંત્રવિદ્યા નિષ્ફળ થયેલી જોઇ તેણે અબુ હાફેજને કહ્યું કે "મને ખાત્રી થાય છે કે, આ ચાળીસ દિવસમાં તમે જરૂર કાંઇક પુણ્ય–કર્મ કર્યું છે અથવા પવિત્ર વિચાર પણ કરેલો છે; નહિ તો મારી જાદુવિદ્યા નિષ્ફળ જાત નહિ."

અબુ હાફેજ—"આ ચાળીસ દિવસમાં મેં કશુંજ ધર્મકાર્ય કર્યું નથી; પરંતુ એક દિવસ હું રસ્તે ચાલ્યો જતો હતો, ત્યાં માર્ગમાં એક પથ્થર પડેલો

હતો. મને તેની ઠેશ વાગી એટલે એ પથ્થરને મેં રસ્તામાંથી આઘો નાખી દીધો. મેં ધાર્યું કે, આ પથ્થર જેમ મને વાગ્યો, તેમ બીજાને પણ વાગશે, માટે દૂર કરૂં."

યાહુદી—"બસ, તો મ્હારા મંત્રો નિષ્ફળ જવાનું એજ કારણ; ભાઈ! હવે તું પ્રભુનો વિશેષ વિરોધ કરીશ નહિ. ચાળીસ દિવસસુધી તું પ્રભુની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરી ચાલ્યો છે, છતાં વિચાર કે તેની કેટલી કૃપા છે! તેં એક નજીવું સત્કર્મ કર્યું તેને પણ પ્રભુએ નિષ્ફળ જવા દીધું નથી. પરોપકારને માટે એક પાષાણને રસ્તામાંથી આઘો ફેંક્યો, એટલા સત્કર્મથી પણ પ્રભુએ તને મહાપાપમાં પડતો બચાવ્યો.× એવા દયાળુ પ્રભુની પવિત્ર આજ્ઞાઓ ઉલ્લંઘી હવે તું પ્રભુનો વિશેષ વિરોધ કરીશ નહિ."

યાહુદીના આ શબ્દોથી અબુ હાફેજના હૃદયમાં પશ્ચાત્તાપનો પ્રચંડ અગ્નિ સળગી ઉઠ્યો. હવેથી પોતે કદી પણ દુષ્કર્મ કરવું નહિ, એવો દૃઢ સંકલ્પ કર્યો અને તેમના જીવનનો પ્રવાહ સ્વર્ગની દિશા ભણી વળ્યો. તેઓ લુહારનો ધંધો કરતા. દરરોજ દિવસે લુહારનું કામ કરતા, તેથી સરાસરી ત્રણ રૂપિયાનો રોજ મળતો. એ રકમ તેમણે દીન–દુઃખીઓને વહેંચી આપવા માંડી. તેઓ કોઇ અયાચક અનાથોને ઘેર ગુપ્ત રીતે એ રકમ ફેંકી આવતા કે જેથી દાન લેનારની લોકમાં અપકીર્તિ થાય નહિ અને કોઇ જાણી પણ શકે નહિ. રોજા કરી સાંજની નમાજ પછી તેઓ ભોજન લેતા અને બહુજ સાદાઇથી જીવનનિર્વાહ ચલાવતા. આમ ઘણો કાળ વ્યતીત થયો.

એક દિવસ તેઓ લોઢું ટીપતા હતા ત્યાં એક આંધળો માણસ ભાવપૂર્ણ ભજન ગાતો ગાતો તેમની કોઢ પાસેથી નીકળ્યો. અબુ હાફેજ આ ભજન સાંભળી તેના ભાવમાં એવા તો નિમગ્ન બની ગયા કે પોતે શું કરે છે, તેનું પણ તેમને ભાન રહ્યું નહિ. તેમણે ધગધગતો લોઢાનો કકડો હાથમાં પકડી લીધો અને હથોડા મારવા તે હથોડા મારનારની પાસે મૂક્યો.સાથે કામ કરનારા માણસે તેમને બેશુદ્ધિમાંથી જાગ્રત કર્યા, ત્યારે તેમને ભાન આવ્યું કે તેમનો આખો હાથ બળી ગયો છે.

આ બનાવ બન્યા પછી તેમણે પોતાની દુકાન કાઢી નાખી. તેઓ બોલ્યા કે "હું ઘણા સમયથી ઇચ્છતો હતો કે, આવી જંજાળમાંથી હું ક્યારે

× ગીતાજીમાં પણ કહ્યું છે કે **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ।**

મુક્ત થાઉં ? હે પ્રભુ ! તારી દયાથી આજે હું દુકાનની જંજાળમાંથી છૂટું છું. મેં કાર્યમાંથી હાથ ઉઠાવ્યો નથી; પણ કાર્યે મ્હારા ઉપરથી હાથ ઉઠાવ્યો છે.”

પછી તેમણે સાધનાઓનો આરંભ કર્યો. નિર્જનતામાં વસી તેઓ ધ્યાનમગ્ન થયા. છેલ્લા જીવનમાં તો તેઓ દિવાના—ધર્મઘેલા–બની ગયા. તેમની દિવાનાપણાની દશામાં પણ ઘણી મીઠાશ છે. તેનાં કેટલાંક ઉદાહરણો નીચે ટાંક્યાં છે.

ઉસ્માન હયરી કહે છે કે, એક દિવસ મેં મહર્ષિ અબુ હાફેજની મુલાકાત લીધી. તેમની પાસે ગયો, તો કેટલીક દ્રાક્ષ પડી હતી. મેં એક દ્રાક્ષનો દાણો ઉપાડી મોંમાં મૂક્યો. અબુ હાફેજે તરત ઉભા થઇ મારૂં ગળું પકડ્યું અને બોલ્યા કે “અરે નાદાન! તું મ્હારી દ્રાક્ષ કેમ ખાય છે?”

હું બોલ્યો કે “હું તમારૂં મન જોઉં છું કે, મ્હારા ઉપર તમારો કેટલો વિશ્વાસ છે? જે તમારૂં છે તે તમે ઉદારતાથી મને આપી શકો છો કે નહિ?”

અબુ હાફેજ—“અરે મૂર્ખ ! મ્હારા મનનો તો હું પોતેજ વિશ્વાસ કરી શકતો નથી, તો મ્હારા મનનો તેં શી રીતે વિશ્વાસ કર્યો ? હું ઘણાં વર્ષોથી ઇચ્છું છું કે, હું મ્હારા મનનો ભાવ જાણું, પણ હજુ જાણી શક્યો નથી. જે મનનો ભાવ તેનો માલિકજ જાણી શક્યો નથી, તે મનને બીજો બહારનો ક્યાંથી જાણી શકે ?”

એક દિવસ અબુ હાફેજને તેમના બંધુ ઉસ્માને કહ્યું કે “સભામાં ઉપદેશ આપવાનો મને ઘણો ઉત્સાહ છે.”

અબુ હાફેજ—“આવો ઉત્સાહ તમને શાથી ઉપજ્યો છે?”

ઉસ્માન બોલ્યા કે “લોકો ઉપરના દયાભાવને લીધે.”

અબુ હાફેજ—“તમારા દયાભાવની હદ ક્યાંસુધીની છે?”

ઉસ્માન—“મ્હારા દયાભાવની સીમા અપાર છે. ઈશ્વર મને નરકમાં મોકલે, તેના બદલામાં માનવજાતિનું કલ્યાણ કરે, તો તે પણ સહન કરવા હું તૈયાર છું.”

અબુ હાફેજ—“બહુ સારૂં, તો આજે ઉપદેશ આપજો.”

તે દિવસે અબુ ઉસ્માન ઉપદેશ આપવામાટે સભામાં ગયા. તેમની પાછળ છાનામાના મહર્ષિ અબુ હાફેજ પણ ગયા અને ખૂણામાં એક કોરે લપાઇને બેઠા. ઉપદેશ અપાઇ રહ્યા પછી એક ભિક્ષુકે સભામાં આવી પોતાને

વસ્ત્ર આપવાની પ્રાર્થના કરી. તરતજ ઉસ્માને પોતે ઓઢેલું વસ્ત્ર તેને આપી દીધું. આ જોતાંજ અબુ હાફેજ ઉભા થઇ બોલ્યા કે "બસ, ઉપદેશવેદિકા ઉપરથી નીચો ઉતર, તું દયાની જૂઠી વાત બોલેલો છે."

ઉસ્માનઃ—"શી જૂઠી વાત ?"

અબુ હાફેજ—"તેં અહંકાર કરી કહ્યું હતું કે, મારી લોકોના તરફ અપાર દયા છે, પરંતુ આ દાનની વખતે તેં વિરુદ્ધાચરણ કર્યું છે. તેં બીજા લોકોને દાનના પુણ્યથી વંચિત રાખ્યા છે. તેં સત્વર દાન કરીને બીજા કોઈ માણસને દાન આપવાની તક રાખી નથી. તારૂં એ કાર્ય ધર્મવિરુદ્ધ છે અને તે કારણથી તું જૂઠો છે. જે જૂઠો હોય તે આ ઉપદેશ–વેદિકા ઉપર બેસવાને યોગ્ય નથી."

સબલી શેખ નામના એક ધાર્મિક માણસે અતિથિરૂપે અબુ હાફેજને પોતાને ત્યાં રોકયા. રોજરોજ તે નવાં નવાં મિષ્ટાન્નોથી અબુ હાફેજની મહેમાનગતિ કરતો. વિદાય થતી વખતે તેણે મહેમાનગતિ વધારે સારી નહિ થઇ શકવા માટે ક્ષમા માગી, ત્યારે અબુ હાફેજ બોલ્યા કે "સબલી ! તમે એકવાર નેશાપુરમાં મારે ઘેર પધારજો. આતિથ્ય–સત્કાર કેમ કરાય તે હું તમને શીખવીશ."

સબલી કાંઈક ઉદાસ બની પૂછવા લાગ્યા કે "મારી કાંઈ ભૂલ થઇ ગઇ છે ? આપના આતિથ્ય-સત્કારમાં કાંઇ ન્યૂનતા રહી છે ?"

અબુ હાફેજ—"ભૂલમાં ખામી શી ? અતિથિસત્કાર એવો થવો જોઇએ કે જેથી અતિથિના આગમનથી ઘરધણીની પોતાની ઉપર કોઇ જાતનો ભાર પડયો છે, એ જાતનું ભાન થવું ન જોઇએ. જો અતિથિની સેવામાં ઘરધણીને ભાર કે કલેશનું ભાન થાય તો અતિથિની ગેરહાજરીથી તેને ભાર ઉતર્યો એવું ભાન થતાં આહ્લાદ ઉપજે છે. અતિથિસંબંધે જે માણસના મનની આવી અવસ્થા થાય છે, તેનામાં કર્તવ્યનિષ્ઠા રહેલી હોતી નથી. એ ખરૂં આતિથ્ય નથી."

આ પછી સબલી એક દિવસ નેશાપુરમાં ગયા અને અબુ હાફેજને ઘેર મહેમાન થયા. તે દિવસે અબુ હાફેજને ત્યાં એકતાળીસ મહેમાનો આવેલા હતા. અબુ હાફેજે એકતાળીસ દીવા સળગાવ્યા.

સબલી બોલ્યા કે "એકતાળીસ મહેમાનો માટે એકતાળીસ દીવા સળગાવી તમે વધારે કષ્ટભાર શામાટે ઉપાડયો ?"

અબુ હાફેજ—"સબલી ! મેં તમારેમાટે આ શ્રમ લીધો નથી. અતિથિ એ પ્રભુએ મોકલેલો મહેમાન છે, અતિથિ એ ઇશ્વરનું આપેલું પ્રિય દાન છે. આજે તેણે મોકલેલા એકતાળીસ અતિથિઓમાટે પ્રભુપ્રત્યે કૃતજ્ઞતા બતાવવા માટે-ઇશ્વરને પ્રસન્ન કરવા માટે-મેં આ એકતાળીસ દીવા સળગાવ્યા છે."

એક દિવસ તપસ્વી અબુ હાફેજના પાડોશીને ત્યાં શાસ્ત્રવાચન થતું હતું. ઘણાં માણસો સાંભળવા એકઠાં થયાં હતાં. ઘરધણીએ અબુ હાફેજની પાસે જઈ કહ્યું કે "આપ કેમ નથી પધારતા ? ચાલોને, સુંદર શાસ્ત્રવાચન થાય છે."

અબુ હાફેજ—"હું ત્રીસ વર્ષથી ઇચ્છું છું કે, શાસ્ત્રનું એક પણ વચન હું મારા આચરણમાં ઉતારૂં તો કેવું સારૂં ! પરંતુ હજીસુધી હું તેમ કરી શકયો નથી; તો એવી અવસ્થામાં બીજાં અનેક શાસ્ત્રવચનો અમસ્થાં શા માટે સાંભળવાં ?"

પેલો માણસ બોલ્યો કે "આપ આચરણમાં નં ઉતારી શકયા તે વચન કયું?"

અબુ હાફેજ—"જે વિષય આત્માને અપવિત્ર કરે છે, તે વિષયનો જે પરિત્યાગ કરે, તેજ સાધુ પુરુષ છે" આ વચન.

મહર્ષિ અબુ હાફેજ ખોરાસાન દેશના રહેવાસી હતા. તેઓ અરબી ભાષા જાણતા ન હતા. તેઓ મક્કાની યાત્રા કરીને બગદાદમાં આવ્યા, ત્યારે શિષ્યો પરસ્પર કહેવા લાગ્યા કે, એક અનુવાદક મળી જાય તો તો ખોરાસાની મહાત્માના ઉપદેશનો લાભ સૌ કોઇને પ્રાપ્ત થઇ શકે. મહર્ષિ અબુ હાફેજ બગદાદમાં પધારે છે, એમ ખબર મળતાંજ મહર્ષિ જુન્નેદે પોતાના શિષ્યોને તેમના સત્કારાર્થે મોકલ્યા. કહેવાય છે કે, અબુ હાફેજ જુન્નેદની ઝુંપડીએ પધારતાંજ અરબી ભાષામાં વાતચીત કરવા લાગ્યા હતા. બગદાદવાસીઓ તેમનું ભાષાજ્ઞાન જોઇને આશ્ચર્યચકિત થયા. અનેક લોકો તેમની પાસે આવ્યા અને મહત્તા(મહાત્માપણું)વિષે પૂછવા લાગ્યા. અબુ હાફેજે જુન્નેદને કહ્યું કે "આપનામાં ભાષાજ્ઞાન વધારે હોવાથી આપજ કંઇક કહો."

મહર્ષિ જુન્નેદે કહ્યું કે "મારે મન મહત્ત્વની વાત તો એ છે કે, જે કંઇ મહત્ત્વનું કાર્ય થાય, તે પોતે કર્યું છે એમ ન માનવું જોઇએ. જે સાચો કામ કરનાર હશે તે તો 'આ મેં કર્યું છે' એવું કહેશેજ નહિ, તે તો પોતાનું કર્તાપણાનું અભિમાન રાખશેજ નહિ."

અબુ હાફેજે કહ્યું કે "આપે જે કહ્યું છે તે સત્ય છે; પણ મારે મન

મહત્ત્વની વાત એ છે કે, બીજાઓની સાથે આત્મીયતા(પોતાપ્રત્યેના વર્તન જેવું બીજાપ્રત્યે વર્તવું તે)નો પૂર્ણ વ્યવહાર કરવો અને તેના તરફથી પોતે એવા વર્તનની આશા રાખવી નહિ.”

ત્યારે જુન્નેદ બોલ્યા કે “બંધુઓ ! આ વચનોને જીવનમાં ઉતારજો.”

અબુ હાફેજે કહ્યું કે “આ બાબત માત્ર બોલવાથીજ જીવનમાં ઉતરી શકતી નથી, માટે સદાયે પ્રયત્નવાન રહેજો.”

આ વચન સાંભળીને જુન્નેદ બોલ્યા કે “બંધુઓ! આદમ અને તેનાં સંતાનો ઉપર મહાત્મા અબુ હાફેજે મહત્ત્વનો પ્રકાશ નાખ્યો છે અને શ્રેષ્ઠ શું છે તે દર્શાવ્યું છે. તેઓએ મહત્તાવિષે જે કહ્યું છે તેવી મહત્તાના માર્ગે આપણે હજુસુધી જઇ શકયા નથી.”

અબુ હાફેજ પોતાના શિષ્યોને બહુજ ભયભીત તથા બહુજ નમ્રતામાં રાખતા. કોઇ પણ શિષ્ય તેમની પાસે વાત કહેવાની પણ હિંમત કરી શકતો નહિ; અરે વાત તો શું પણ તેમના તરફ દૃષ્ટિ પણ કરી શકતો નહિ. તેઓ બેઠા હોય ત્યારે શિષ્યો હાથ જોડી ઉભા રહેતા અને તેમની આજ્ઞાસિવાય બેસવાની પણ હિંમત કરી શકતા નહિ. અબુ હાફેજ મોટા બાદશાહની પેઠે બેસતા. એક વાર તેમને મહર્ષિ જુન્નેદે પૂછયું કે “તમારા અનુયાયીઓને તમે શું રાજસભાની નીતિ શીખવો છો ?”

અબુ હાફેજ—“પહેલાં શિષ્યને નમ્રતાનો પાઠ તો શીખવવોજ. જે અહીંઆં નમ્રતાનો પાઠ નહિ શીખે, તે પ્રભુની પાસે નમ્રતા શી રીતે દર્શાવી શકશે ? પુસ્તકનું મથાળું જે નહિ વાંચી શકે, તે ગ્રંથનો મર્મ શી રીતે સમજી શકશે ?”

મહર્ષિ અબુ હાફેજનો એક શિષ્ય અત્યંત વિનયી હતો. તેના પ્રતિ દૃષ્ટિ કરતાં તેનો નમ્ર ભાવ જોઇ મહર્ષિ જુન્નેદને ઘણો સંતોષ થયો. તેમણે તપસ્વી અબુ હાફેજને પૂછયું કે “આ યુવક કેટલાં વર્ષથી આપની પાસે છે ?”

અબુ હાફેજ—“ દશ વર્ષથી. ”

મહર્ષિ જુન્નેદ—“ એ યુવક બહુજ નમ્ર અને અત્યંત સુશીલ છે. ”

અબુ હાફેજ—“ આપનું કહેવું સત્ય છે. હજારો રૂપિયા તેણે મ્હારા માર્ગમાં આપી દીધા છે, છતાં હજુસુધી એ વિષે તેણે કાંઇ પણ મને પૂછયું નથી. ”

આ પ્રમાણે વાર્તાલાપ કર્યા પછી અબુ હાફેજ બગદાદથી ચાલી નીક-

છોને એક જંગલમાં રહેવા લાગ્યા.

તેઓએ કહ્યું છે કે "સોળ દિવસસુધી રસ્તામાં કયાંય પાણી આવ્યું નહિ.તે પછી એક જળાશય પાસે પહોંચ્યો. ત્યાં બેઠા પછી **વિદ્યા શ્રેષ્ઠ કે વિચાર** શ્રેષ્ઠ ? એ વિષે હું વિચાર કરવા લાગ્યો;એટલામાં ત્યાં અબુ તોરાબ નખશબી આવી પહોંચ્યા. તેમણે પૂછ્યું કે 'તમે અહીં કેમ બેઠા છો ?' ત્યારે મેં ઉપલી બાબત જણાવીને કહ્યું કે "જો જ્ઞાન શ્રેષ્ઠ હોય તો પાણી પીઉં અને વિશ્વાસ શ્રેષ્ઠ હોય તો ચાલી નીકળું', એવા વિચારમાં છું."

(અર્થાત્ અત્યારે તરસ ન હોય તોપણ પાણી પી લઇને તેમજ મશક પણ પૂરી ભરી લઈનેજ મારે આગળ વધવું અને જો પ્રભુપ્રત્યેની શ્રદ્ધાનેજ શ્રેષ્ઠ માનતો હોઉં તો એમાંનું કંઇ કર્યા વિનાજ આગળ ચાલ્યા જવું જોઇએ.)

અબુ તોરા—"તમારૂં જીવન શ્રેષ્ઠજ થશે."

એક વાર મહર્ષિ અબુ હાફેઝ મક્કા ગયા.ત્યાં તેમણે ઘણાંજ દીન દુઃખીઓને વીલે મોંએ કાબાના દ્વાર પાસે બેઠેલાં જોયાં. આથી તેમને ઇચ્છા થઈ કે, એ કંગાળોને કાંઇક દાન આપું. તેમનું દયાર્દ્ર હૃદય પીગળી ગયું, પણ શું આપે ? પાસે કાંઇજ નહોતું, તેથી નીચે પડેલો એક પથ્થર ઉપાડયો અને બોલ્યા કે "હે પ્રભુ ! હું તારા સોગંદ લઇને કહું છું કે, જો તું મને અહીંઆં કાંઇપણ નહિ આપે તો હું આ મસ્જીદની બધીજ હાંડીઓ ફોડી નાખીશ."

આટલું બોલીને તેઓ કાબા મંદિરની પ્રદક્ષિણા કરવા લાગ્યા; પરંતુ એટલામાંજ ત્યાં એક માણસ અચાનક આવી પહોંચ્યો અને તેમના હાથમાં મુદ્રાઓ ભરેલી એક થેલી આપીને ચાલ્યો ગયો. પછી તેમણે પેલાં દુઃખી કંગાલોને તે મુદ્રાઓ આપી દીધી.

હજ કરીને મહર્ષિ અબુ હાફેજ બગદાદમાં આવ્યા, ત્યારે તેમના ધર્મબંધુઓએ તેમનો ઘણો સત્કાર કર્યો.

અબુ હાફેજ કહે છે કે, ત્રીસ વર્ષસુધી મને એમ લાગ્યું કે, જાણે ઇશ્વર રાતદિવસ મ્હારા તરફ ગુસ્સાભરેલી આંખોથી જોયા કરતા હોય નહિ! એ અવસ્થામાં મને કેટલો ભય અને સંતાપ થતો તે તો મારૂં મનજ જાણે છે.

અબુ હાફેજના મનમાં જ્યારે ક્રોધ આવતો, ત્યારે તે પ્રભુસ્મરણ કરવા લાગી જતા. આથી તેમનો ક્રોધ શમી જતો. આ પ્રમાણે થાય તે પછીજ તેઓ બીજી વાતોમાં પ્રવૃત્ત થતા.

મહમ્મદ નામનો એક માણસ કહે છે કે, હું બાવીસ વર્ષસુધી મહર્ષિ

અબુ હાફેજના સહવાસમાં હતો. મેં તેમને ઉદાસીન પણ જોયા નહોતા, તેમ કોઈ દેખે તેમ ઇશ્વરસ્મરણ કરતા પણ જોયા નહોતા. જ્યારે તેઓ ઇશ્વરનું નામસ્મરણ કરવા બેસતા કે તરતજ તેમનું ભાવપરિવર્તન થઇ જતું. પરમ શ્રદ્ધા, અત્યંત સન્માન અને ઉંડા હૃદયપૂર્વક તેઓ પ્રભુસ્મરણ કરતા. તે વખતે જેઓ તેમના આગળ હાજર રહેતા, તેઓ તેમના આ ભાવપરિવર્તનને જોઈ શકતા હતા.

મરણકાળે તેઓ બોલ્યા હતા કે "પોતાના અપરાધોને લીધે–પોતાની અયોગ્યતાને લીધે સંપૂર્ણ રીતે નિરભિમાન અને હૃદયભંગ થઇને રહેવું જોઇએ."

## આ મહાત્માનાં વચનામૃત

૧–જે માણસ આપત્તિમાં પણ પોતાની ઉપર ઈશ્વરી કૃપા જોઇ શકે છે, તે કદી પણ મૃત્યુને અધીન થતો નથી, એમ હું માનું છું.

૨–તમારી પાસે તરવાર હોય તેથી તમે પોતાને નિર્ભય માનશો નહિ. પ્રભુદર્શન પામશો, ત્યારેજ ખરેખરા નિર્ભય બની શકશો.

૩–ઈશ્વરી સેવાથી શરીરમાં જ્યોતિ પ્રકટે છે અને શ્રદ્ધાથી પ્રાણમાં જ્યોતિ પ્રકટે છે.

૪–પ્રભુ પાસે પહોંચવાના અનેક માર્ગ અને દરવાજા છે. જો તમે તેમાંના એક પણ માર્ગ અને દ્વારમાં જવાને શક્તિમાન થશો, તો તમારેમાટે બધાજ માર્ગ અને બધાંજ દ્વાર ખુલ્લાં થઇ જશે.

૫–જે કાંઇ તમારૂં હોય તેનો પરિત્યાગ કરજો અને તે જે આજ્ઞા કરે, તેનું પરિપાલન કરજો. એજ તમારી ખરેખરી કર્તવ્યપરાયણતા છે.

૬–તમે કયે ભાવે પ્રભુની પાસે જશો ? ઉત્તરઃ– જે ભિક્ષુક છે તેણે તો દીનહીન બાહ્યદશા અને અતિ આતુરતાપૂર્વકની આક્રંદભરી યાચનાસિવાય બીજા કયા ભાવે ધનિકની પાસે જવું જોઇએ ?

૭–જેને વિનય અને પ્રણામ કરવામાં આનંદ થાય છે, તેજ સાચો સંતસમાગમ કરી શકે છે અને સાધુસેવામાં પ્રવૃત્ત થાય છે.

૮–જે માણસ પદાર્થોમાં ઇશ્વરનું દર્શન કરે છે, પરંતુ ઈશ્વરમાં પદાર્થોનું દર્શન કરતો નથી તે છતી આંખે પણ આંધળો છે.

૯–પ્રશ્ન—ફકીરી અથવા વૈરાગ્ય એટલે શું ? ઉત્તર—દુનિયાઇ પદાર્થોમાટે ઈશ્વરની પાસે પોતાની આંતરિક વિરસતા અને અનિચ્છા દર્શાવીને સાચી સંપત્તિમાટે યાચના કરવી તે.

૧૦–પ્રશ્ન—ઇશ્વરપ્રેમીનું લક્ષણ શું? ઉત્તર—શરીરને રાખવા કરતાં છોડવામાંજ તેની રુચિ અને આનંદ વધારે રહેલાં હોય છે.

૧૧–પ્રશ્ન—જ્ઞાની કોણ? ઉત્તર—જે પોતાની અનિત્ય માનવપ્રકૃતિવડેજ નિત્યપદાર્થને–પ્રભુને–અને મુક્તિના માર્ગને શોધી લે છે તે.

૧૨–પ્રશ્ન—ઉદારતા એટલે શું? ઉત્તર—પરમેશ્વર જેવા પરમ ઉદાર અને અખૂટ ભંડારના માલિક પાસેજ યાચના–પ્રાર્થના કર્યા કરવાને ખાતર દુનિયાઈ સ્વાર્થ અને પદાર્થને છોડી દેવા તે.

૧૩–ઐહિક અને પારલૌકિક કાર્યોમાં પોતાના લાભ કરતાં માનવબંધુઓનો લાભ વધારે તાકવો એનુંજ નામ સાચો સ્વાર્થત્યાગ છે.

૧૪–જે માણસ અન્નપાણી કે વ્યાધિથી દુઃખી હોય, તેવાઓની સેવાચાકરીમાં પોતાના સ્વાર્થ અને પદાર્થ આપવા, એજ મહત્તા છે અને એવાંજ કામો તમને પ્રભુ તરફ દોરી જાય છે.

૧૫–જે માણસ આત્મનિરીક્ષણ નહિ કરતાં સદા પોતાને નિર્દોષજ માને છે અને પોતાનાં દૂષણો જોતો નથી, તે અહંકારીજ બની રહે છે.

૧૬–ઇશ્વરી ભય એ માનસિક દીપક છે, એજ દીપકવડે માણસ પોતાના ગુણ–દોષ યથાવત્ જોઈ શકે છે.

૧૭–બીજા પાસેથી લેવા કરતાં આપવામાં જેને સુખ અને સ્વાર્થ વધારે દેખાતાં નથી, તેનાથી ખરેખરી ફકીરી થઈ શકતી નથી.

૧૮–સાંસારિક પદાર્થો આવી રજુ થવા છતાં પણ જે માણસ તેને સ્વીકારતો નથી, તે પૂરો મનુષ્ય છે. જે માણસ લે છે પણ ખરો ને આપે છે પણ ખરો, તે અર્ધો મનુષ્ય છે; અને જે મનુષ્ય દાન લે છે ખરો પણ આપતો નથી, તે મનુષ્ય તો મખ્ખીચૂસજ નહિ પણ મધુમક્ષિકા (મધ ભેગું કરી જાણનારી માખ)જેવો પણ છે; કેમકે એમ કરવાથી તેનું પોતાનું તો કાંઇ પણ હિત કે કલ્યાણ થતું નથી.



# ૩૧–તપસ્વી અબુબકર વાસતી

મહર્ષિ અબુબકર વાસતી તપસ્વીઓના અગ્રણી, ગૂઢ તત્ત્વદર્શી અને અનુપમ એકત્વવાદી હતા. તે કાળે તેમના જેવો ઉન્નત અભેદદર્શી બીજો કોઇ નહોતો. નિઃસંગતમાં, એકેશ્વરવાદમાં અને આત્મસમર્પણમાં તેઓ સર્વથી આગળ વધી ગયા હતા. મહર્ષિ જુન્નેદના અનેક અનુયાયીઓમાંના તેઓ એક હતા. તેમનું પહેલું નિવાસસ્થાન ફરગાનમાં હતું. પછી તેઓ વાસતમાં જઇ વસ્યા હતા. તેઓ જો કે અનેક માણસોના પ્રશંસાપાત્ર બન્યા હતા અને સૌના હૃદયમાં તેમના તરફ પૂજ્યબુદ્ધિ હતી, તોપણ તે સમયે કેટલાક મનુષ્યો તેમનો વિરોધ પણ કરતા હતા અને તેનું કારણ આ મહર્ષિનો ઉચ્ચ વિષય, ઉંડો ભાવ અને ગૂઢ તત્ત્વોનું વિવેચન, એ હતું. એ વિષયો અને તે વિષેના તેમના વિચારો એવા સૂક્ષ્મ હતા કે બહુજ થોડા માણસો તે સમજી શકે અને તે મુજબ વર્તવાને તો કોઇકજ શક્તિમાન થાય તેમ હતું. તેમણે જે વિદ્યાપ્રાપ્તિ અને તપસાધના કરી હતી, તે પણ બીજાથી બનવું મુશ્કેલ હતું. તેમનો આંતરિક ભાવ ન સમજી શકવાથીજ કેટલાકો તેમના વિરોધી બન્યા હતા. તમામ બાબતમાં તેઓ ઈશ્વર ઉપર શ્રદ્ધાવાન હતા. એકત્વવાદ (ઇશ્વર એકજ છે એ સિદ્ધાંત)નું પ્રતિપાદન કરવામાં તેમના જેવો કોઈ પણ વિદ્વાન એ સમયે નહોતો. જે નગરમાં જઈને તેઓ અદ્વૈતતત્ત્વનો બોધ આપતા, તે નગરમાંથી તેમને થોડાજ દિવસમાં તિરસ્કાર પામીને પલાયન થવું પડતું. છેલ્લે તેઓ બાઉદમાં ગયા. ત્યાંના લોકો તેમની આસપાસ એકઠા તો થયા, પરંતુ તેમનાં વચનોનો મર્મ તેઓ સમજી શકયા નહિ. આથી ઘોંઘાટ વધી પડયો અને લોકોએ તેમનો તિરસ્કાર કરી શહેર છોડવાની ફરજ પાડી. ત્યારપછી તેઓ મરભમાં આવ્યા અને ત્યાંના લોકોએ તેમનો કાંઇક આદર કર્યો; એટલે તેમણે ત્યાંજ જીવન ગાળ્યું.

મહર્ષિ અબુબકર કહે છે કે, એક દિવસ હું બગીચામાં ફરતો હતો. મારા માથા ઉપર એક ચંડોળ પંખી ઉડતું હતું. મેં તેને પકડયું અને ઉડી ન જાય માટે સાવધાનીથી પકડી રાખ્યું. એટલે એજ જાતનું બીજું પક્ષી મારા માથા ઉપર ઉડાઉડ કરી ચીચિયારી કરવા લાગ્યું. મેં ધાર્યું કે પકડેલા પક્ષીની એ માતા હશે અથવા સ્ત્રી હશે. આથી મારૂં અંતઃકરણ દુઃખી થયું અને તેથી મેં ઝાલેલા પંખીને છોડી દેવાને હાથ ઉઘાડયો; પણ તે તો મરી ગયેલું જણા-

ચું. આથી મારા અંતરમાં ઘણુંજ દુઃખ થયું અને મારા શરીરમાં વ્યાધિનો પ્રવેશ થયો. એક વર્ષસુધી હું વ્યાધિગ્રસ્ત રહ્યો. એ સ્થિતિમાં એક રાત્રે સ્વપ્નમાં મને હજરત મહમદ પેગંબર સાહેબ(સ૦ આ૦ સ૦)નાં દર્શન થયાં. મેં તેમને હાથ જોડીને કહ્યું કે "પરમ પૂજ્ય પેગંબર સાહેબ! હું એક વર્ષથી ઉભો થઇને ઉપાસના કરી શકયો નથી, એટલે બેઠાં બેઠાંજ ઉપાસના કરવી પડે છે. રોગે મારા શરીરને ઘેરી લીધું છે, તેથી દુર્બળ થઇ ગયું છે."

હજરત મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦) બોલ્યા કે "પ્રભુની પાસે ચંડોળ પક્ષીએ તારા ઉપર ફરિયાદ કરી છે અને તું આ તેનીજ સજા ભોગવે છે."

ત્યારપછી કેટલેક દિવસે એક સર્પ બિલાડીના એક નાના બચ્ચાને પકડીને નાસતો હતો. મેં સર્પ ઉપર લાકડી ફેંકી, એટલે પેલા બિલાડીના બચ્ચાને મૂકીને તે સર્પ નાસી ગયો અને પછી બિલાડી આવીને પોતાના બચ્ચાને લઈ ગઇ.

આ બનાવ પછી તરતજ મને આરોગ્યપ્રાપ્તિ થઇ અને ઉભો થઇને નમાજ પઢવા શક્તિમાન થયો. ફરી વાર સ્વપ્નમાં મેં હજરત મહમદ સાહેબ-(સ૦ આ૦ સ૦)ને જોયા અને પૂછયું કે "પરમ પૂજ્ય મહાત્મન્! આજેજ મારા રોગની શાંતિ થઇ તેનું શું કારણ?"

પ્રેરિત પુરુષ બોલ્યા કે "ઇશ્વરની પાસે બિલાડીએ તમારેમાટે કૃતજ્ઞતા દર્શાવી છે, એજ તેનું કારણ છે."

એક દિવસ અબુબકર બંધુઓ સાથે ઘરમાં બેઠા હતા. તેમાં કેટલાંક ચંદ્રમંકોડાં પડતાં હતાં અને દરેક ચંદ્રમંકોડાનાં સૂર્યકિરણોની અંદર હજારો સૂક્ષ્મ પરમાણુઓ આમતેમ ઉડતાં હતાં. એ આમતેમ ઉડતાં પરમાણુને જોઇને મહર્ષિએ બંધુઓને પૂછયું કે "આ બધાં અણુઓને ઉડતાં જોઇને તમારા મનમાં કાંઇ વિચાર આવે છે?"

બંધુઓ—"ના."

અબુબકર—"આ સમસ્ત બ્રહ્માંડ અને બ્રહ્માંડમાં રહેલા તમામ પદાર્થો ખળભળી ઉઠે તોપણ જેનું મન લેશ પણ ચલિત થતું નથી, તેજ સાચો એકેશ્વરવાદી છે."

એક દિવસ તેઓ ગાંડાઓની ઇસ્પિતાલ પાસે થઇને જતા હતા ત્યાં એક ગાંડો માણસ "હૂઉઉ હૂઉઉઉઉ...."એવો અવાજ કરીને હસતો હતો. તેને જોઇને મહર્ષિ અબુબકર બોલ્યા કે "ઓ ગાંડા! તારા હાથપગમાં મજબૂત સાંકળો નાખેલી છે છતાં તારે હસવાનું શું કારણ છે?"

ગાંડો—"અરે અજ્ઞાન ! બંધન તો મ્હારા હાથપગને છે, અંતઃકરણને તો નથી ને ?"

મહર્ષિને કોઇએ વિશ્વાસવિષે પ્રશ્ન પૂછયો, ત્યારે તેઓ બોલ્યા કે "માણુસ ચાળીસ વર્ષસુધી મૂર્તિપૂજા કર્યા કરે તે પછી તે પ્રભુ ઉપર વિશ્વાસ રાખી શકે છે." શ્રોતાએ આ વાતનું તાત્પર્ય પૂછયું, ત્યારે તેઓ બોલ્યા કે "ચાળીસ વર્ષની ઉંમર ગયા પછીજ હજરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)-ને ઇશ્વરના આદેશ–પેગામ પ્રાપ્ત થયા હતા. એ પહેલાં પણ તેમને પ્રભુ ઉપર આસ્થા નહોતી એમ નહિ; પરંતુ પરમતત્ત્વની ( પરમાત્માની ) પ્રાપ્તિ થયા પછીજ પૂરેપૂરો વિશ્વાસ તેમને પ્રાપ્ત થયો હતો, પ્રથમ તેવો ન હતો.

જ્યાંસુધી તમે સાંસારિક ઇચ્છા--ક્રોધ વગેરેને આધીન છો, ત્યાંસુધી તમે બધા મૂર્તિપૂજકજ છો. જ્યાંસુધી તમે કામ–ક્રોધાદિ શત્રુઓની તાબેદારીમાંથી છૂટો નહિ, ત્યાંસુધી મૂર્તિપૂજાથી (અસત્, જડ અને દુઃખમય સંસારની સેવામાંથી) પણ છૂટી શકવાના નથી અને પ્રભુપ્રત્યે સંપૂર્ણ વિશ્વાસ પણ પામવાના નથી."

કોઈએ પૂછયું કે "શું કોઈ માણુસ પેગંબર મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)થી ચઢીઆતું થઈ શકે નહિ ?"

અબુબકર—"ના, કોઇજ નહિ. જે માણુસ એમના કરતાં ચઢીઆતું થવા ઇચ્છે, તેને મૂઢ સમજવો. સાધુ પુરુષની ઉન્નતિનું છેલ્લું પગથીઉં તે હજરત મહમદ પેગંબર સાહેબ(સ૦ આ૦ સ૦)ની ઉન્નતિનું પહેલું પગથીઉં છે."

મરણકાળે તેમની પાસેથી કોઇએ ઉપદેશ માગ્યો, ત્યારે તેઓ બોલ્યા કે "તમારૂં જીવન અને રક્ષણ ઇશ્વરેચ્છા ઉપર મૂકી દો." બીજા એક જણે ઉપદેશ માગતાં તેમણે કહ્યું કે, સમય અને જીવનનો પૂરી સાવચેતીથી ઉપયોગ કરો.

## આ મહાપુરુષનાં વચનામૃત

૧–પ્રભુનું સ્મરણ કરતી વખતે તેનું નામ ભૂલી જવાય તો નુકસાન નથી; પણ તેનું નામસ્મરણ કરતી વખતે તેને પોતાને ભૂલી જવાય, તો એજ મોટું નુકસાન છે.

૨–ઈશ્વરના માર્ગપર મનુષ્યો ચાલતાં નથી અને મનુષ્યોના માર્ગપર ઈશ્વર ચાલતો નથી. જેનું મુખ સ્વાર્થ તરફ છે, તે ધર્મ તરફ વિમુખ છે; અને જેનું ધર્મ તરફ મુખ છે, તે પોતાના તરફ વિમુખ છે. જ્યાંસુધી હું ને મ્હારૂં–અહંતામમતા–છે, ત્યાંસુધી તમે અવળેજ રસ્તે છો. જ્યાં નિઃસ્વાર્થ-

તા અને સાચી શ્રદ્ધા છે, ત્યાંજ ધર્મનું બળ રહેલું છે.

૩–માત્ર મોઢેથી નામોચ્ચાર કર્યા કરી અંદરથી પ્રભુને પોતાને ભૂલવો. એના કરતાં માત્ર અંદરથી સ્મરણ કર્યા કરવું, એજ લાભકારક છે.

૪–જ્યાં ઉપદેશ વધારે અપાય છે, ત્યાં ગંભીરતા (ઉંડાણ) અલ્પ હોય છે; અને જ્યાં ગંભીરતા વધારે હોય છે, ત્યાં ઉપદેશ અલ્પ હોય છે.

૫–નામ જપનારનો કાં તો ઈશ્વર સાથે યોગ થાય છે ને કાં તો વિયોગ થાય છે. જ્યારે પોતાની સાથે (અહંતામમતા સાથે) વિયોગ થાય છે, ત્યારેજ ઈશ્વરની સાથે યોગ થાય છે; અને જ્યારે પોતાની સાથે (અહંતા–મમતાની સાથે) યોગ થાય છે, ત્યારે પ્રભુ સાથે વિયોગ થાય છે.

૬–મનુષ્ય જ્યારે હૃદયમાં પહોંચી જાય છે, ત્યારે તેની વાણી બંધ થઇ જાય છે અને પરમાત્માથી જૂદાઈ દૂર થાય છે. એવી દશામાં તે જે કાંઇ બોલે છે તે તેના તરફથી(ઈશ્વર તરફથી)જ બોલે છે અને તેના પ્રત્યે (ઈશ્વર-પ્રત્યે)જ બોલે છે. એ સમયનાં તેનાં વચનો પોતાના ગુણનાં નહિ, પણ ઈશ્વરી ગુણનાંજ હોય છે; કેમકે એ સમયે તેનામાં ઐશ્વર્ય ઉત્પન્ન થયેલું હોય છે.

૭–આકાશ અને પૃથ્વી–તમામમાં સ્તુતિ કરવાની જીભ્યાઓ છે, પરંતુ અંતઃકરણ નથી; કેમકે મનુષ્યસિવાય કોઇને પણ અંતઃકરણ નથી. એ અંતઃકરણજ તમને લોભમાંથી, આસક્તિમાંથી અને અભિમાનમાંથી રોકીને શુભ માર્ગ તરફ દોરવી શકે તેમ છે. એ અંતઃકરણને એક એવી જીભ અપાયલી છે કે જે જીભવડે તે વારંવાર તમને તમારા કર્તવ્યમાર્ગે બોલાવ્યા કરે છે, પણ એ જીભને કાનવડે સાંભળી શકાય એવી તે સ્થૂળ હોતી નથી એજ મુશ્કેલી છે.

૮–ઉપર પ્રમાણે હોવાથી એ અંતર્યામીનો મુંગો અવાજ જે આકાશ અને મુંગો થઇને સાંભળવા માગે તેજ સાંભળી શકે છે, તેજ સત્યવક્તા બની શકે છે; અને તેને સાંભળ્યા વિનાજ જે વક્તા બની બેસે છે, તેનું બોલવું અરણ્યરુદન પેરે વૃથા જાય છે.

૯–મનુષ્યના અંતઃકરણમાં ઉપાસનીય પરમાત્મા વિશેષરૂપે રહેલો હોવાથી તેનો તિરસ્કાર કરવો એ પ્રભુનોજ તિરસ્કાર કરવા બરોબર છે; છતાં પણ ઘણીવાર તો તમે ભ્રાંતિથી એ તમારા પરમ મિત્રરૂપ પ્રભુનોજ તિરસ્કાર કરી બેસો છો અને તમારા પરમ શત્રુરૂપ શયતાનનાજ અવાજનો સ્વીકાર કરો છો!!

૧૦–તમામ ધર્મપ્રવર્તકો ધર્મવાણી બોલનારા અને દોરવી શકનારા ઉત્તમ વક્તા થયા હતા. તે એજ કારણથી કે, પ્રથમ તેમણે આધ્યાત્મિક જીભ્યા પ્રાપ્ત

કરી ત્યાંસુધી બાહ્ય જીભને બંધજ રાખી હતી. આથીજ તેઓની વાણી નિડર અને સ્પષ્ટ બની શકી હતી. એ પ્રવર્તકો એવીજ ઇચ્છા રાખતા કે, વક્તાપણું આવવા છતાં પણ મૌન રહેવું અને મૌનને પોતાનેજ બોલવા દેવું. બાહ્ય વક્તા થવું હોય તોપણ પ્રથમ તો જીભ્યાનો પ્રવાહ બંધજ કરવો જોઇએ. કેમકે એમ કરવાથીજ અંતરનો પ્રવાહ પ્રબળ અને ખુલ્લો થાય છે, કારણકે ઈશ્વરી મીઠાશવાળી હજારો જીભ્યાઓ માણસના અંતરમાં ગુપ્તપણે રહેલી છે.

૧૧–સાધકને પહેલે પગથીએ તો કર્તાપણું આવે છેજ; પરંતુ જ્યારે તે આગળ વધે છે, ત્યારે તો તે કર્તાભાવ છોડીજ દે છે. કેમકે છેવટે તો તે પોતાના બેભાનપણામાંજ જ્ઞાન, વિનાશમાંજ જીવન અને પરાધીનતામાંજ સ્વાધીનતા જુએ છે.

૧૨–ધર્મનો વિરોધી અધર્મ છે, એકત્વનું વિરોધી જીવત્વ છે અને વિશ્વાસનો વિરોધી સંદેહ છે. રસ્તામાં આવતાં આ બધાં આવરણો સાધકે ઉલ્લંઘવાં જોઈએ અને જે પણ બાબતો તેને કનિષ્ઠ માર્ગે દોરવતી કે રોકતી હોય, તે તે બાબતો તેણે છોડવીજ જોઈએ.

૧૩–જે માણસે ઈશ્વરની અદ્વિતીયતા અને એકતા પ્રાપ્ત કરી છે, તે ઈશ્વરનો લક્ષ્ય બને છે; અને જે માણસ પ્રભુના મહિમાની પ્રાપ્તિ કરે છે, તેનું લક્ષ્ય ઈશ્વર પોતે થાય છે.

૧૪–પ્રભુ તમને જ્ઞાનગૌરવમાં તથા ક્રિયાકાંડના ઉલ્લાસમાં જુએ, તેના કરતાં દુનિયાઈ પદાર્થોની બાબતમાં છેક નિરાધાર (કશા પણ સંગ્રહવગરના) જુએ એજ ઉત્તમ છે.

૧૫—વિધાતાએ તમારેમાટે જે નિર્માણ કરી રાખ્યું હોય તેનો વિરોધ કરવો, એ હલકો સ્વભાવ છે–અર્થાત્ જે નિર્માયલું છે તેને પ્રાર્થના કે પ્રયત્નદ્વારા ફેરવવા ચાહો છો, એ ઉત્તમ નથી.

૧૬—જગતમાંના તમામ પદાર્થોના કર્તા પરમાત્માને મેળવવો એ તો કોઇ પણ પદાર્થ મેળવવા કરતાં સુલભ છે; છતાં પણ તમે દુનિયાઇ પદાર્થોજ તેની પાસેથી મેળવવા અને તેના ભાગીદાર થવા ઇચ્છો છો એ કેવું ?

૧૭—સાધારણ માણસો પ્રભુસેવા(નિષ્કામ કર્મ–કર્મયોગ)ના માર્ગમાં જોડાય છે; કારણકે તેઓ પોતાની આંતરિક દુર્બળતાને લીધે અને સત્યના સાચા પ્રકાશથી દૂર હોવાને લીધે તેના ગુણ અને લાભ લેવાને અશક્ત હોય છે. ત્યારે અસાધારણ માણસો તો ઇશ્વરના પોતાનાજ અલૌકિક ગુણ–સ્વભાવ તથા સ્વરૂપસિવાય બીજા કશા તરફ નજરજ નાખતા નથી.

૧૮—ઈશ્વર જેના પણ અંતઃકરણમાં ઉતરે છે, તેના તમામ ગુણ–સ્વભાવોનો લોપ કરે છે અને તેનો પોતાનો (અહંતામમતાનો–જીવપણાનો–ભેદભાવનો) તો જડમૂળમાંથી નાશ કરી નાખે છે.

૧૯—જ્યારે તમે ઈશ્વરપ્રતિ અનન્યભાવે દૃષ્ટિ કરશો, ત્યારે તરતજ તમને તેનો યોગ પ્રાપ્ત થશે; અને જ્યારે તમે તમારા તુચ્છ સ્વાર્થો તરફ અથવા સાંસારિક પદાર્થો તરફ દૃષ્ટિ કરવા જશો કે તરતજ તમારો તેનાથી વિયોગ થશે.

૨૦—જે ઇશ્વર મારી સાધનાથીજ મારા ઉપર પ્રસન્ન થાય અને મારા અપરાધથી મારા ઉપર ગુસ્સે થઈ જાય, એવા ઈશ્વરપ્રત્યે હું અસંતુષ્ટ છું; કેમકે જેની વર્તણુકનો આધાર મ્હારા પોતાનાજ કરવા ન કરવા ઉપર છે, તેને મેળવીને હું શું કરૂં ?

૨૧—જે માણસ સ્વર્ગનેજ માટે ઈશ્વરને પૂજે છે, તે તો તેનો પોતાનોજ સેવક છે; અને જે માણસ ઇશ્વરને ખાતર ઇશ્વરની પૂજા કરે છે, તે ઈશ્વરનેજ જાણતો નથી; કારણકે ઈશ્વરને તમારી સેવાની જરા પણ જરૂર કે ઇચ્છા હોતી નથી. તમે એમ માનતા હશો કે, હું ઈશ્વરનું કામ કરૂં છું; પણ ના, તેમ નથી. એ તો તમે તમારૂં પોતાનુંજ કામ કરો છો.

૨૨—તમામ (સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે) શરીરોમાં અજ્ઞાન–અંધકાર વ્યાપી રહેલો છે. તે અંતર્જ્યોતિથીજ (અંતઃકરણમાં ઉતરેલા જ્ઞાનરૂપી પ્રકાશવડેજ) દૂર થાય છે. જેના અંતરમાં એ દીપક પ્રકટેલો નથી, તે માણસ સદા અંધકારમાંજ નિવાસ કરે છે.

૨૩–સાધુ પુરુષનું લક્ષણ એ છે કે, તે માનવબંધુઓને મળે છે ત્યારે પણ બહારથીજ મળે છે અને અંતરમાં તો ઈશ્વર સાથે રહેતો હોય છે.

૨૪–જે માણસ પોતાને અને તમામ વસ્તુસ્થિતિઓને ઇશ્વરમાંજ રહેલાં જુએ છે, તેજ માણસ તમામ પદાર્થોની ઈચ્છા ત્યજી શકે છે.

૨૫—પોતાની દુનિયાઇ સ્થિતિ અને શક્તિ ઉપરથી વિશ્વાસ ઉઠી જવો એ પણ અગત્યની પ્રભુસેવા છે; કારણકે જ્યારે એ બંને પ્રકારની માન્યતાઓ દૂર થાય છે, ત્યારેજ મનુષ્ય ઈશ્વરી સેવાને લાયક બને છે.

૨૬—જે પણ ભક્ત કે ભેખધારી માણસ સંસારી લોકોપ્રત્યે ગર્વ રાખે છે–મોટપ દર્શાવે છે, તે પોતાના જ્ઞાનવૈરાગ્યની મશ્કરીજ કરાવે છે. કારણકે જો તેના અંતરમાંથી સંસારની સત્યતા અને મોહમમતા નીકળી ગયેલી હોત, તો તેનાથી (સંસાર અને સંસારીઓથી) વિમુખ થવામાટે તે જરા પણ ગર્વ કરત નહિ.

૨૭—તમે કોઇ પણ વિષયના વૈરાગ્યમાટે અને નિવૃત્તિને માટે શું ગર્વ રાખો છો ? ઈશ્વરની પાસે તમારૂં એ બધું (તમારો ત્યાગ, વૈરાગ્ય, નિવૃત્તિ અને ગર્વ વગેરે) મચ્છરની પાંખ કરતાં જરા પણ વધારે નથી.

૨૮—જે માણસનું અંતર પ્રભુચિંતનની જ્યોતિથી પ્રકાશમાન છે અને જે હમેશાં પ્રભુના વિશ્વાસનીજ વાત કહેછે, તેજ સાચો સુફિ અથવા જ્ઞાની છે.

# ૩૨—તપસ્વી સહલ તસ્તરી

તાપસ કુલશિરોમણિ મહાત્મા સહલ, તસ્તરના રહેવાસી હતા. એમના પિતાનું નામ અબ્દુલ્લા હતું. તેઓ ધર્મમાર્ગના મુસાફર, સત્ય સાગરમાં ડૂબકી મારનારા અને સાધુસમૂહના ભૂષણરૂપ હતા. વળી તેઓ ધર્મજિજ્ઞાસુ જનોનાં ચિત્ત પારખી સત્ય માર્ગ દર્શાવનારા હતા, આધ્યાત્મિક પુરુષોના અગ્રણી હતા ને તત્ત્વવેત્તા પુરુષોના અધિનાયક હતા. તેઓ ધર્મવિધિઓનું રક્ષણ કરવામાં આદર્શરૂપ અને તત્ત્વજ્ઞાનની ઝળહળતી પ્રતિમારૂપ હતા. એમના ઉન્નત જીવનની સાબીતીઓ જિજ્ઞાસુઓને વારંવાર મળ્યા કરતી હતી. ઉપવાસ અને જાગરણનું સેવન કરીને તેમણે અલૌકિક સાધના કરી હતી. તત્ત્વજ્ઞાનના સૂક્ષ્મ વિચારો સમજાવવામાં તેઓ એ સમયે અદ્વિતીય ગણાતા હતા. પંડિતો પણ કહેતા કે "હકિકત" એટલે મૂળધર્મમાં અને "શરિયત" એટલે ધર્મવિધિમાં પણ તેઓ પ્રવીણ હતા. ખરૂં જોતાં "હકિકત" અને "શરિયત" એ બન્ને એકજ છે. "શરિયત" ના આત્મારૂપ "હકિકત" છે અને "હકિકત" ના આધારરૂપ "શરિયત" છે. જુન્નુન મિસરી મહર્ષિ સહલના ગુરુ હતા. જે વર્ષમાં સહલ હજ કરવા મક્કે ગયા, તેજ વર્ષમાં તે બન્નેનો ત્યાં મેળાપ થયો હતો. જુન્નુન મિસરીને અનેક શિષ્યો હતા; પરંતુ બાલ્યાવસ્થામાંજ ઉત્કટ ધર્મભાવ ધારણ કરનાર સહલના જેવો બીજો કોઇ શિષ્ય નહોતો. તેમની પ્રતિભા અને જ્ઞાન સૌથી વિશેષ પ્રકાશી રહેલાં હતાં.

મહર્ષિ સહલ કહે છે કે, જ્યારે મ્હારી ઉંમર ત્રણ વર્ષની હતી, ત્યારે હું મ્હારા મામા મહમદ ઇબન શૈય્યારને નમાજ પઢતાં જોતો. એ નમાજ પઢતા, ત્યારે પડખે ઉભો રહી હું તેમને જોયા કરતો. તેઓ કહેતા કે "સહલ! તું બહાર રમવા ચાલ્યો જા અથવા સૂઇ જા. અહીં ઉભો રહી મ્હારા ચિત્તમાં વિક્ષેપ ન કર." પરંતુ તેઓ ન જાણે તેમ ક્યાંક ઉભો રહીને તેમની ન-

માજની ક્રિયાઓ અને તે પ્રસંગે તેમના મુખપર પ્રદર્શિત થતા ભાવો જોયા કરતો. પછી તો એની મને કાંઇક અદ્‌ભુત અસર થઇ. એક દિવસ મેં મ્હારા મામાને કહ્યું કે "હું એવું જોઉં છું કે ઈશ્વરના સિંહાસનપાસે મારૂં મસ્તક જાણે નમેલું છે !"

મામાએ પૂછયું કે "આવો દેખાવ તું કવચિતજ જુએ છે કે વારંવાર જુએ છે?"

મેં કહ્યું કે "વારંવાર જોઉં છું."

તેઓ બોલ્યા કે "વત્સ ! આ વાત ગુપ્ત રાખજે, કોઇને કહીશ નહિ. વળી આ વાત પણ ગુપ્ત રાખજે અને અમલમાં લાવજે. ઉંઘતા પહેલાં આટલા શબ્દો બોલજે "હે પ્રભો ! તું પ્રત્યેક સ્થળે અને પ્રત્યેક પળે મ્હારી પાસે છે અને મને જુએ છે. મ્હારામાં સાક્ષીસ્વરૂપે પણ તુંજ રહેલો છે."

ત્યારથી આ પ્રમાણે ઉચ્ચારણ કરીને હું રોજ સૂવા લાગ્યો. કેટલાક સમય પછી મ્હારા મામાએ કહ્યું કે "સહલ ! મેં તને રાત્રે સૂતા પહેલાં જે બોલવાનું કહ્યું છે, તે રાત અને દિવસમાં થઇને સાત વાર બોલવું."

કેટલાક દિવસ વીત્યા પછી વળી તેમણે કહ્યું કે "સહલ ! હવે તારે રાતદિવસમાં થઇને એ ઉક્તિ પંદર વાર બોલવી."

હું તે પ્રમાણે કરવા લાગ્યો, તેથી મ્હારા મનમાં અધિકાધિક આનંદ જણાવા લાગ્યો. વર્ષ દહાડો થયા પછી મ્હારા પૂજ્ય મામાશ્રી બોલ્યા કે "વત્સ ! મેં તને જે શિખામણ આપી છે, તે જીવનપર્યંત ભૂલીશ નહિ. એથી તને આ લોકમાં તથા પરલોકમાં અત્યંત લાભ થશે."

ઘણાં વર્ષોસુધી એ વાકય હું બોલતો હતો અને મ્હારા જીવનમાં પણ તેની મીઠાશ અનુભવતો હતો.

પછી મામાશ્રી બોલ્યા કે "પુત્ર સહલ ! ઇશ્વર જેની સાથે છે, જે ઈશ્વરને સદા જુએ છે, તે પાપ તો શી રીતેજ કરી શકે? પરમેશ્વર સદા તારી સાથે પણ છે, એટલે તું પણ કદી પાપ કરી અપરાધી થઇશ નહિ."

ત્યારપછી મેં એકાંતમાં રહેવા માંડયું. હવે મામાએ મને નિશાળે મોકલવા ધાર્યું. હું બોલ્યો કે "નિશાળે જવામાં મને હરકત નથી. ભય માત્ર એટલોજ છે કે, તમે મને જે લક્ષ્ય આપેલું છે, તે છૂટી જશે અને મન ભણવામાંજ લીન થશે."

આથી તેમણે શિક્ષકની સાથે એવા પ્રબંધ કર્યો કે, એક કલાકથી વધારે

વખત મારે તેમની પાસે રહેવું નહિ. પછી શાળામાં હું કુરાન શીખવા લાગ્યો. આ વખતે મારી ઉંમર સાત વર્ષની હતી. હમેશાં હું રોજા પાળતો અને જવનો રોટલો ખાતો હતો. બાર વર્ષની ઉંમરે મ્હારા મનમાં એક પ્રશ્ન ઉઠયો. એ પ્રશ્નનો ઉત્તર કોઇ આપી શકયું નહિ. આથી રજા લઇને હું બસરા શહેરમાં ગયો. ત્યાંના પંડિતોની પાસે મેં પેલો પ્રશ્ન મૂકયો; પરંતુ તેનો ઉત્તર આપવા કોઈ શક્તિમાન થયું નહિ. પછી હું એક મહાત્માની પાસે ગયો. તેમનું નામ હબિબ હમ્ઝા હતું. તેમને મેં પેલો પ્રશ્ન પૂછયો. એમના ઉત્તરથી મ્હારા ચિત્તને સંતોષ થયો. કેટલોક સમય મેં તેમના સહવાસમાં ગાળ્યો. આથી મને બહુ લાભ પ્રાપ્ત થયો. ત્યાંથી પાછો તસ્તરમાં આવ્યો. આ વખતનો મ્હારો ખોરાક કહું ? સાંભળો. આખા વર્ષમાં એક દ્રમ(એક જાતનો જૂનો સિક્કો)ના જવ મારે માટે બસ હતા. હું તેનો લોટ કરાવી, તેની રોટી બનાવતો. રાત્રે બીજા કશા પદાર્થવિના માત્ર એ રોટીજ જમતો. આખો દિવસ કાંઇજ ખાતો નહિ. પછી મેં ત્રણ ત્રણ દિવસ ઉપવાસ કરી રાત્રે પારણું કરવાની રીત રાખી; પછી પાંચ પાંચ દિવસને અંતરે અને પછી સાત સાત દિવસને અંતરે પારણું કરવાનો નિયમ બાંધ્યો. પછી અભ્યાસ અને સાધનાને બળે પચીસ દહાડા પછી અને છેલ્લે ત્રીસ ત્રીસ દહાડે પારણું કરવાનો નિયમ બાંધ્યો. કોઇ કોઇ વાર તો પારણામાં બદામનો એક ટુકડોજ ખાઇને ચલાવી લેતો. કેટલાંક વર્ષના અનુભવને પરિણામે ભૂખસંબંધી મને આ પ્રમાણે જણાયું છે. પહેલાં તો મને એમ લાગતું હતું કે,ભૂખ આપણને અત્યંત દુર્બળ બનાવે છે અને પેટ ભરીને જમવાથીજ બળ પ્રાપ્ત થાય છે; પણ પછી સમજાયું કે, ભૂખથીજ સાચા બળની પ્રાપ્તિ થાય છે અને ભોજન કર્યા પછી તો ઉલટી માનસિક દુર્બળતા અનુભવાય છે. પછી હું બોલ્યો કે, હે પ્રભો! આ બન્ને બાબતોમાં મારી વૃત્તિ ઉલટાવી નાખો કે જેથી ભૂખમાં મને તૃપ્તિનો અનુભવ થાય અને ભોજનમાં મને ભૂખનો અનુભવ થાય.

સહલ સાબાનમાસમાં મોટે ભાગે રોજા રાખતા અને રમજાનમાં તેઓ રાત્રે એક વાર ભોજન લેતા તથા રાતદિવસ ઉપાસનામાં ગાળતા.

મહર્ષિ સહલ એક વાર બોલ્યા કે "સાધારણ મનુષ્ય હોય કે અસાધારણ મનુષ્ય હોય, ઇશ્વરભક્ત હોય કે ઇશ્વરવિરોધી હોય; ગમે તે હોય, તોપણ પ્રત્યેક મનુષ્યના મનમાં ફેરફાર થયા કરવો, એ ઇશ્વરી કાયદો છે." તસ્તરમાં એક એવો માણસ હતો કે જેને આખા ગામના લોકો વિદ્વાન અને ત્યાગીવૈરાગી માની પૂજ્ય ગણતા. મહર્ષિ સહલે ઉપલી ઉક્તિ પેલા માણસ પાસે

ઉચ્ચારી અને બોલ્યા કે "કોઇ માણસ ગમે તેવો ઇશ્વરવિરોધી હશે, તો- પણ જ્યારે ત્યારે તો તેને તેથી અટકવુંજ પડશે અને સાધકને પણ એક વાર સાધક અવસ્થામાં ફેરફાર કરવો પડશે." આ વાત કરતાંજ પેલો માણસ "ખોટું, ખોટું" "કાયદા વિરુદ્ધ" એમ બોલી સહલને નિંદવા લાગ્યો–દોષિત ઠરાવવા લાગ્યો. આથી ત્યાં એકત્ર થયેલા નાનામોટા સર્વે સહલને "કાફર" "કાફર" કહી નિંદવા લાગ્યા. જુઓ દશા ! તપસ્વીમણિ સહલ જેવાને પણ તુચ્છ માણસો તરફથી ઈશ્વરવિરોધીનો ઈલ્કાબ મળ્યો ! સહલે આ લોકોની સાથે કશી ચર્ચા કરી નહિ; પરંતુ તેના અંતઃકરણમાં તો એથી ઉલટી પ્રભુ– વિયોગની વ્યાકુળતા અને ધર્મમસ્તી વધવા લાગી. પોતાની પાસે જે કાંઈ નાણું, મકાન, ખેતર, સોનું, રૂપું, તાંબું, પિત્તળ, વસ્ત્રો આદિ હતું, તેનાં નામ તેણે એકેક કાગળના ટુકડામાં લખ્યાં. ઘણાં માણસોને બોલાવી ઘર આગળ ભેગાં કર્યાં અને પેલા કાગળના ટુકડા પેલાં માણસો વચ્ચે ઉડાડ્યા. જે માણસના હાથમાં ટુકડામાં લખેલી જે ચીજનું નામ આવ્યું, તે વસ્તુ તેને આપી દીધી અને આનંદપૂર્વક ઇશ્વરને ધન્યવાદ આપી પોતાની તમામ મિ- લ્કત વહેંચી દીધી. એક કોડી પણ બાકી રાખી નહિ. ત્યારપછી તેઓ હીઝાઝ તરફ રવાના થયા. (હીઝાઝ એ અરબસ્તાનમાં આવેલા એક પ્રદેશનું નામ છે. એ પ્રદેશમાં મક્કા, મદિના અને તાયેફ આવેલ છે. આ પ્રદેશની એક બાજુએ નજદ પ્રાંત છે અને બીજી બાજુએ ઘોર પ્રાંત છે.) પછી ચાલતાં ચાલતાં મનને તેઓ કહેવા લાગ્યા કે "અરે મનડા ! હવે તું નિષ્કિંચન થયું છે. હવે તારે કશી વસ્તુની અભિલાષા કરવી નહિ. જો અભિલાષા કરીશ તોપણ તને તે પ્રાપ્ત થશે નહિ." આ સાંભળીને "એવી તેવી કાંઇ પણ ઇચ્છા નહિ કરૂં" એમ તેણે (મને) કહ્યું.

પછી મહર્ષિ સહલ કુફા નગરમાં પહોંચ્યા. ત્યાં જતાંજ તોફાની મનડું તેમને કહેવા લાગ્યું કે "જુઓ, અત્યારસુધી તો મેં તમારી પાસે કાંઈજ માગ્યું નથી, પણ આજે રોટીની સાથે મત્સ્ય ખાવાની ઈચ્છા થઇ છે, તે આપો. પછી તમને વધારે કલેશ આપીશ નહિ."

સહલે કુફામાં જઇને જોયું તો એક સ્થળે ઉંટ જોડીને ગાડીવાન ગાડી ચલાવતો હતો. તેમણે ગાડીવાનને પૂછ્યું કે "જો તું આ ઉંટ કોઇને ભાડે આપે તો એક દિવસનું તને શું ભાડું મળે ?"

ગાડીવાળો બોલ્યો કે "બે દ્રમ."

સહલ—"તું ઉંટને છોડી નાખી મને ગાડીએ જોડ. સંધ્યાની નમાજ વખતે મને રજા આપજે. મહેનતાણામાં મને એક તાંબાનો સિક્કો આપીશ, એટલે ચાલશે."

ગાડાવાળાને આ વાત કેમ ન ગમે! તેણે ઉંટને ભાડે આપી દીધું અને તેને ઠેકાણે મહર્ષિ સહલને ગાડી તાણવા જોડયા. સાયંકાળ થયો ત્યારે એક તાંબાનો સિક્કો આપ્યો. સહલે તેની રોટી અને મત્સ્ય ખરીદ્યાં અને પોતાની પાસે મૂકી મનને કહ્યું કે "હે મનડા! તને જ્યારે મત્સ્ય સાથે રોટી ખાવાની અભિલાષા જાગશે, ત્યારે તો નિશ્ચય માનજે કે, સવારથી સાંજસુધી જાનવરનું કાર્ય કરવુંજ પડશે."

છેલ્લે સહલ મક્કામાં આવ્યા. ત્યાં તેમને મહર્ષિ જુન્નુન સાથે મેળાપ થયો; તેમજ અનેક ઉત્તમોત્તમ સાધુ પુરુષોનો પણ સમાગમ થયો. મક્કાથી તેઓ તસ્તરમાં પાછા આવ્યા અને કેટલાક સમયસુધી અસાધારણ સાધનાઓમાં પ્રવૃત્ત થયા. તેઓ ભીંતને કે બીજા કશાને અઢેલીને, અથવા તો પગ લંબાવીને નહિ બેસતાં પગની પલાંઠી ઉપરજ બેસતા. કોઇ કાંઈ પ્રશ્ન પૂછે તોપણ ઉત્તર આપતા નહિ અને ઉપદેશવેદી ઉપર પણ બેસતા નહિ. ચાર માસસુધી તો તેમણે પગની આંગળીઓ બાંધી રાખી હતી. આવી અસ્વાભાવિક સાધનાને લીધે તેમની આંગળીઓમાં અત્યંત પીડા થતી હતી. એ પછી તસ્તરમાં એક દિવસ ભીંતે અઢેલીને તથા પગ લાંબા કરીને મહર્ષિ બોલ્યા કે "ભાઇઓ! તમારે જે કાંઈ પૂછવાનું હોય તે હવે ખુશીથી પૂછો."

આજસુધી આવું વચન તપસ્વી સહલ કદી બોલ્યા નહોતા અને આજે કેમ બોલ્યા? એવો વિચાર આવતાં કોઇએ તે વાત તેમને પૂછી, ત્યારે મહર્ષિ સહલે કહ્યું કે "આજસુધી મારા ગુરુજી જીવતા હતા. જ્યાંસુધી ગુરુ વિદ્યમાન હોય, ત્યાંસુધી વિવેક રાખવો એ શિષ્યનું કર્તવ્ય છે." પાછળથી જણાયું હતું કે, ધર્માચાર્ય જુન્નુન તે દિવસે નિશ્ચિત સમયે પરલોકવાસી થયા હતા અને તપસ્વી સહલ તસ્તરીને તેનું જ્ઞાન દૂર રહીને પણ થયું હતું.

રાજ્યાધિપતિ ઉમ્મર લયસ એક વાર ભયંકર રોગે ઘેરાયો. અનેક વૈદ્યો ઔષધો કરી થાકયા, પણ રોગ ખસ્યો નહિ. વૈદ્યો કંટાળી ગયા. કોઇએ કહ્યું કે, આ રોગ ચિકિત્સાથી મટે તેમ નથી. જો કોઇ મહાત્મા આશીર્વાદ આપે, તોજ એ રોગ દૂર થાય.

મહર્ષિ સહલ પોતાના પવિત્ર ચરિત્રથી આ સમયે ચોતરફ વિખ્યાત

થયા હતા. રાજ્યાધિપતિ ઉમ્મર લયસે તેમને પધરાવી લાવવા અનુચરોને આજ્ઞા કરી. રાજાની આજ્ઞાને માન આપી સહલ હાજર થયા અને રોગી રાજાની સન્મુખ બેસી બોલ્યા કે "જે માણસ પોતાના મનમાં ફેરફાર કરીને અશ્રદ્ધાળુ મટી શ્રદ્ધાળુ થાય છે, તેનેજ માટે પ્રાર્થના ફળીભૂત થાય છે; માટે તમારે પણ પાપોનું પ્રાયશ્ચિત્ત કરીને મનમાં ફેરફાર કરવો આવશ્યક છે. તમારા કેદખાનામાં અનેક નિર્દોષ મનુષ્યો કેદ ભોગવતાં હશે; તેમને તો તરતજ મુક્ત કરવાં જોઇએ."

મહર્ષિ સહલના કહેવા પ્રમાણે રાજા ઉમ્મરે કર્યું. પછી સહલ બોલ્યા કે "હે પ્રભો! પોતાના પાપનું ફળ આ રાજાએ અત્યારસુધી ભોગવ્યું છે, તો દયા કરીને મારી સાધનાનું ગૌરવ તેને દેખાડો. એના અંતરને જેમ આપે પુણ્યરૂપી વસ્ત્રો પહેરાવ્યાં છે, તેમ તેના શરીરને આરોગ્યરૂપી વસ્ત્ર પણ પહેરાવો."

કહેવાય છે કે, આ પ્રાર્થના પૂરી થતાંજ ઉમ્મર લયસ નિરોગી થયો.

ઉમ્મર લયસે રોગમુક્ત થતાંજ પુષ્કળ ધનસંપત્તિ મહર્ષિ સહલને આપવા માંડી; પણ તેમણે કશાનો સ્વીકાર કર્યો નહિ અને ત્યાંથી રસ્તો પકડયો.

રસ્તે ચાલતાં એક શિષ્યે તેમને કહ્યું કે "ગુરુવર! આપે જો કાંઇક લીધું હોત તો દેવું ચૂકવાત."

આ સાંભળી મહર્ષિ સહલ બોલ્યા કે "તારે ધન જોઈએ છીએ ? ઠીક, તો આ જો અને જોઇએ તેટલું ઉઠાવી લે."

આમ કહી તેમણે શિષ્યની આંખોએ હાથ અડકાડયો. કહેવાય છે કે, શિષ્યને તરત દિવ્ય દૃષ્ટિ થઇ અને જોયું તો આસપાસનાં ઝાડ, છોડ, ડાળો, પાંદડાં, ભૂમિ અને આખું અરણ્ય તેણે સુવર્ણમય જોયું. આ જોઈ શિષ્ય બહુજ શરમાઇ ગયો અને પ્રભાવશાળી ગુરુવરના ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા. પછી મહર્ષિ બોલ્યા કે "ભાઇ ! પરાત્પર પરમેશ્વર સાથે જેને થોડો પણ સંબંધ હોય છે, તે સૃષ્ટિના ધનગુલામ મનુષ્ય પાસેથી કાંઇ પણ શામાટે ગ્રહણ કરે ?"

મહાત્મા સહલ જ્યારે પણ ઈશ્વરના મહિમાનું સંગીત સાંભળતા, ત્યારે તરતજ ભક્તિભાવથી વિહ્વળ થઈ જતા અને પછી એ ભાવનો પ્રવાહ તેમના ચિત્તમાં દિવસોના દિવસોસુધી ચાલતો; અને એ પ્રવાહ ચાલતો હોય ત્યાંસુધી તેઓ ભોજન કે નિદ્રા પણ લેતા નહિ. એ ભાવને લીધે શિયાળો હોય તોપણ તેમના શરીરમાંથી પરસેવો ઝરવા લાગતો અને પહેરેલાં વસ્ત્રો ભીંજાઇ જતાં.

કહેવાય છે કે, મહર્ષિ સહલ પાણી ઉપર પણ ચાલી શકતા અને

તે છતાં તેમના પગ પણ ભીંજાતા નહિ. કોઇએ તેમને પૂછ્યું કે "લોકો કહે છે કે, આપ પાણી ઉપર ચાલી શકો છો, એ વાત સાચી ?"

તેઓ બોલ્યા કે "આ હકીકત તું મસ્જીદના મૌલવીને પૂછજે. એ સત્યવક્તા છે."

પેલા માણસે મૌલવીને પૂછ્યું. મૌલવીએ કહ્યું કે "મહાત્મા જળ ઉપર ચાલી શકે છે, એ વાત હું જાણતો નથી. અગાઉ એક દિવસ તેઓ એક નાનકડા તળાવમાં નહાવા ગયા, પણ પગ લપસી જવાથી ઉંડા પાણીમાં ડૂબવા લાગ્યા. એ વખતે જો હું ત્યાં હાજર ન હોત, તો તેઓ ડબીજ ગયા હોત."

શેખ અબુ અલ્લિ કહે છે કે, સહલમાં અનેક અલૌકિક ચમત્કારો હતા; પરંતુ તેઓ એ અલૌકિકતા સદા ગુપ્તજ રાખવાને ઇચ્છતા.

એક સાધુ પુરુષ કહે છે કે, એક શુક્રવારે નમાજના સમય પહેલાં હું મહર્ષિ સહલની ઝુંપડીએ ગયો. તેમની ઝુંપડીમાં એક સર્પ પડયો હતો. ભય લાગવાથી હું તો ઝુંપડીના બારણા પાસેજ ઉભો રહ્યો અને પૂછ્યું કે "અંદર આવું ?"

"આવોને !"

"શી રીતે આવું ? આ સર્પ પડયો છે ને ?"

સહલ તસ્તરી બોલ્યા કે "જ્યાંસુધી પૃથ્વી ઉપરના કોઇ પણ પ્રાણીથી તમે ભય પામશો અથવા તમારાથી કોઈ પણ પ્રાણી ભય પામશે, ત્યાંસુધી તમે ઉન્નતિનાં સર્વ પગથીયાં ચઢી શકશો નહિ. એ તો ઠીક, પણ શુક્રવારની નમાજમાં તો તમે આવશો ને ?"

આગંતુક—"હું બહારગામનો રહેવાસી છું. મ્હારા ગામથી મસ્જીદ એક દહાડાના રસ્તા જેટલી દૂર છે." એટલે તેમણે મારો હાથ પકડ્યો.

પછી મેં જોયું તો હું મસ્જીદમાંજ બેઠો હતો. ત્યારબાદ હું નમાજ પઢીને બહાર નીકળ્યો અને એજ મહાત્મા તરફ જોયું.

તેઓ બોલ્યા કે "ભાઇ ! 'લા ઇલ્લાહા ઇલ્લીલ્લાહ' એ કલ્મો મોઢેથી તો સર્વ કોઇ પઢે છે; પણ ખરો પ્રભુપ્રેમી તો તેઓમાં કોઇકજ હોય છે."

અનેક હિંસક પશુઓ અને જીવો મહર્ષિ સહલની પાસે આવતાં અને તેઓ પણ તે સૌ તરફ સ્નેહથી વર્તતા. તેમને મહર્ષિ ખવરાવતા, પાણી પાતા અને રમાડતા. આથી તેમના મકાનને લોકો 'પ્રાણીશાળા' કહેતા.

મહર્ષિ સહલ રાત્રે જાગરણ કરીને કઠોર સાધનાઓ સાધતા, તેથી તેમને મૂત્રકૃચ્છ્રનો વ્યાધિ થયો હતો. એક કલાકમાં તો તેમને તે માટે ઘણી વાર

ઉઠ–બેસ કરવી પડતી. આથી તેઓ હમેશાં એક વાસણુ સાથેજ રાખતા; પણુ જ્યારે નમાજનો સમય થતો, ત્યારે અન્ય સ્થળે જઈ સારી રીતે અજુ કરીને નમાજ પઢતા અને ઉપદેશ આપતા. તે સમયે તેમને આવો વ્યાધિ હશે કે કેમ ? એ કોઈ જાણી શકતું પણુ નહિ. ઉભા રહી ઉપાસના કરવાથી તેમના પગ દુખવા આવતા અને ઉપાસના પૂરી થતાંજ રોગની પીડા શરૂ થતી; છતાં પણુ તેઓ તલમાત્ર પોતાનું કર્તવ્ય ચૂક્યા નહોતા.

મહર્ષિ સહલે એક વાર એક શિષ્યને કહ્યું કે "તું આખો દિવસ 'પ્રભુ' 'પ્રભુ' બોલવાનો પ્રયત્ન કર. શિષ્ય તેમ કરવા લાગ્યો અને તેથી પછી એને એવો અભ્યાસ થઈ ગયો કે પ્રભુના નામનો ઉચ્ચાર તેને સ્વભાવસિદ્ધ થઈ ગયો. પછી મહર્ષિએ કહ્યું કે "હવે તું રાત્રે પણ ઈશ્વરનું નામોચ્ચારણુ કરવાનો પ્રયત્ન કર."

પેલા શિષ્યે આજ્ઞા પ્રમાણે રાત્રે પણ 'પ્રભુ' 'પ્રભુ' કરવા માંડયું અને પછી તો તેને એવો મહાવરો થઈ ગયો કે સ્વપ્નમાં પણુ તે 'પ્રભુ' 'પ્રભુ'નું ઉચ્ચારણુ કરતો.

પછી તેને કહેવામાં આવ્યું કે "હવે તું નામોચ્ચારણુ બંધ કરી સ્મરણુમાં લાગ."

પેલો શિષ્ય ગુરુઆજ્ઞા પ્રમાણે નામોચ્ચારણુ બંધ કરીને ચિંતનમાં મગ્ન થયો અને તે એવો કે બાહ્યજ્ઞાનશૂન્ય બની ગયો. એક વાર તે ચિંતન કરતો કોઇ મકાનમાં બેઠેલો હતો અને અકસ્માત્ ઉપરથી એક લાકડું તેના ઉપર પડવાથી માથામાં વાગ્યું અને લોહી નીકળ્યું. કહેવાય છે કે, એ લોહીનાં જેટલાં બિંદુઓ ભોંયે પડયાં, તેટલાંએ "અલ્લાહ" "અલ્લાહ" એ શબ્દનો આકાર ધારણુ કર્યો!

મહર્ષિ સહલે એક દિવસ એક અનુયાયીને કાંઇક કામ કરવાનું કહ્યું. તે બોલ્યો કે "લોકનિંદાની બીકને લીધે હું તે કરી શકીશ નહિ." ત્યારે તેના તરફ દૃષ્ટિ કરીને સહલ બોલ્યા કે "જ્યાંસુધી આ બેમાંની એક યોગ્યતા પ્રાપ્ત થાય નહિ, ત્યાંસુધી આ માણુસ આ કાર્ય નિર્ભયતાથી કરી શકશે નહિ. કાં તો લોકો તરફથી તેણે લક્ષ ઉઠાવી લેવું જોઇએ, અથવા તો બધે પ્રભુસિવાય બીજું કાંઇપણુ જોવું નહિ; કેમકે એવું થાય તોજ લોકપ્રતિષ્ઠાનો મોહ અને લોકનિંદાનો ભય ટળી શકશે અને નહિ તો પોતાનું ધ્યેયજ ચૂકી જશે."

મહર્ષિ સહલે એક વખત કોઇ શિષ્યને કહ્યું કે "તું બસરામાં જા અને

ત્યાં એક દરિદ્ર પરંતુ મહાન પવિત્ર માણુસ છે તેને મળજે. તેઓ દર્શનીય પુરુષ છે."

આ સાંભળી તે શિષ્ય બસરા ગયો. ત્યાં તેણે પેલા માણુસનું ઠેકાણું મેળવ્યું અને દર્શન કરવા ગયો; પણ તેને જોતાંજ પેલા શિષ્યના મનમાં અશ્રદ્ધા ઉપજી, છતાંપણ તેણે પાસે જઇ પેલા પુરુષને સલામ ભરી અને ધર્મસંબંધી કાંઈ પ્રશ્ન પૂછયો.

પેલો સાધુ બોલ્યો કે "જ્યારે તમે પ્રથમથીજ મ્હારા તરફ અવજ્ઞાની નજરથી જુઓ છો, ત્યારે પ્રશ્ન શામાટે પૂછો છો? મ્હારા ઉત્તરથી તમને કશો લાભ થવાનો નથી."

સહલ કહે છે કે, એક વાર હું એકલોજ અરણ્યમાં ચાલ્યો જતો હતો. ત્યાં મેં એક વૃદ્ધ સ્ત્રીને જોઇ. તે મ્હારા તરફ આવતી હતી. એના માથા ઉપર લુગડાનો એક કકડો બાંધેલો હતો અને હાથમાં લાકડી હતી. તેને જોતાંજ મને વિચાર આવ્યો કે, આ ડોસી હાજીઓના કાફલામાંથી નોખી પડી ગઈ હશે અને કાંઇક જોઈતું હશે તેથીજ મ્હારા તરફ આવતી હશે. મેં તેને કાંઇક આપવાને માટે ઝોળીમાં હાથ નાખ્યો. ત્યાં તો પેલી ડોસીએ દાંતે આંગળી મૂકી પોતાનું આશ્ચર્ય દર્શાવ્યું અને પોતાની ખાલી હથેળી આકાશમાં ફેરવીને એક મુઠી સોનું લીધું તથા બોલી કે "તું ઝોળીમાંથી લે અને હું સ્વર્ગમાંથી લઉં." × એમ કહીને તે અંતર્ધાન થઈ ગઇ. હું પણ આશ્ચર્યચકિત થઇને ચાલવા લાગ્યો. જયારે હું *અરફાતમાં પ્રદક્ષિણા કરવાની

× કેટલાક વખત પહેલાં યૂરોપની એક વૃદ્ધ ડોશી કલકત્તામાં આવી હતી અને તે આવાંજ અદ્દભુત કાર્યો કરી ગઇ હતી. હજારો મનુષ્યોની સન્મુખ તે ઉંચે આકાશમાં મુઠ્ઠી ભરતી અને પલકમાત્રમાં હાથમાં મહોરો દર્શાવતી. આ ચમત્કૃતિથી લોકો અવાક્ થઇ જતા. ઘણાં વર્તમાનપત્રોમાં આ અદ્દભુત સમાચાર છપાયા હતા; છતાં એ વૃદ્ધ નારી પોતે તો ભિક્ષાજ માગીને ભોજન કરતી.

બંગાળી અનુવાદક

બંગાળામાં રહેતા મહમદ છેલના પણ આવા ચમત્કારો આ લેખકે નજરે જોયા છે.

અનુવાદક (જ. કા. પાઠક)

* અરફાત એ મક્કાથી નવ ગાઉ છેટે એક મોટું મેદાન છે. હજ કરનારા લોકો ત્યાં જાત્રાએ જાય છે અને ઉભા રહી લબ્બેક (તમારી પાસે હાજર થયો છું) એમ બોલી પ્રાર્થના કરે છે. પછી જહર અને અસરની નમાજ પઢીને મક્કામાં પાછા આવે છે.

જગ્યાએ પહોંચ્યો, ત્યારે મેં જોયું કે કાબાનું મંદિર એક માણસની પ્રદક્ષિણા કરતું હતું. પાસે જઈને જોયું તો મેં તેજ ડોસીને જોઈ. મને જોઇને તે બોલી કે "સહલ! જે માણસ કાબાના આકારનુંજ દર્શન કરવા સારૂ જાય છે, તેજ કાબાની પ્રદક્ષિણા કરે છે; પરંતુ જે માણસ ઈશ્વરનુંજ સ્વરૂપ કે ઐશ્વર્ય જોવા માટે પોતાના "હુંપદ"નો વિનાશ કરતો ચાલે છે, તેની તો કાબાનેજ પ્રદક્ષિણા કરવી પડે છે."

સહલ કહે છે કે "એક રાત્રે મેં સ્વપ્ન જોયું તેમાં ઘણાં માણસો એક ધોળા પક્ષીની વાટ જોતાં હતાં. અકસ્માત્ પેલું પંખી નીચું ઉતર્યું અને એક એક જણને પકડી સ્વર્ગમાં લઈ જવા લાગ્યું. મેં પૂછ્યું કે "આ પંખીનો મર્મ શો?" ત્યાં ધ્વનિ સંભળાયો કે "પરમેશ્વર પોતાના ભક્તો ઉપર કૃપા કરીને ધોળા પંખીને આ લોકમાં મોકલે છે."

પછી અકસ્માત્ એક કાગળનો કકડો આકાશમાર્ગેથી આવીને મ્હારી પાસે પડયો. તે કકડામાં લખેલું હતું તે વાંચ્યું કે "આ પંખી એ વિષય-વૈરાગ્ય છે."

વળી એક રાત્રે આવું સ્વપ્ન જોયું કે "જાણે મને સ્વર્ગમાં લઇ જવામાં આવ્યો. ત્યાં ત્રણસો માણસો બેઠેલાં છે. તેમને સલામ કરી મેં પૂછ્યું કે "પૃથ્વીમાં સૌથી વધારે ભયંકર વસ્તુ મારે કયી સમજવી?"

તેઓ બોલ્યાં કે "ઉન્નતિનો અટકાવ."

એક સ્વપ્નમાં મેં શયતાનને પૂછ્યું કે "સૌ કરતાં વધારે અસાધ્ય બાબત તમને કયી લાગે છે?"

શયતાન બોલ્યો કે "ઈશ્વરના ભક્તોના હૃદયમાં લક્ષ્યરૂપે જે પ્રભુ વસી રહ્યો હોય છે, તેનો વિનાશ કરવો તે."

## સહલની પ્રભુપ્રાર્થના

"હે મ્હારા પ્રભુ! હું કશી પણ ગણત્રીમાં લેવા જેવો નથી; છતાં પણ તું મારૂં સ્મરણ રાખે છે. હું તારૂં સ્મરણ કરૂં છું તેથી કાંઇ તારા ગૌરવમાં (મહિમામાં) વધારો થાય તેમ નથી; પણ મારૂંજ ભલું થવાનું છે, છતાં પણ જો હું તારૂં સ્મરણ ન કરૂં, તો તો મારૂંજ કમનશીબ!

પહેલાં કહી ગયા છીએ કે, મહર્ષિ સહલ મહાપંડિત અને ઉત્તમ ઉપદેશક હતા. અનેક માણસોનાં જીવન તેમના ઉપદેશથી બદલાઇ ગયાં હતાં. તેમને ચારસો અનુયાયી શિષ્યો હતા. જ્યારે મૃત્યુનો સમય નજીક આવ્યો,

ત્યારે બધા અનુયાયી શિષ્યો તેમની પાસે આવીને બેઠા અને પૂછવા લાગ્યા કે "દેવ! આપને સ્થાને હવે કોને બેસાડીએ? આપની ઉપદેશવેદિકા ઉપર બેસી હવે ઉપદેશ કોણ કરશે?"

તે દેશમાં શાદેદેલ નામનો એક અગ્નિપૂજક રહેતો હતો. મહર્ષિ નેત્રો બંધ કરી બોલ્યા કે "હવેથી મારે સ્થાને અગ્નિ–ઉપાસક શાદેદેલ બેસશે."

આ વાત સાંભળીને બધા શિષ્યો આશ્ચર્યચકિત થયા અને ગુપચુપ વાતો કરવા લાગ્યા કે "છેલ્લી ઘડીએ ગુરુજીને ભાન રહ્યું જણાતું નથી. તેમની બુદ્ધિ ચલિત થઇ છે, નહિ તો તેમની સેવામાં મહાજ્ઞાની શ્રદ્ધાળુ ચારસો શિષ્યો હાજર હોવા છતાં તેઓ એક અગ્નિપૂજકને પોતાના ઉત્તરાધિકારી બનાવે ખરા?"

મહર્ષિ સહલ બોલ્યા કે "તમે ગરબડાટ કરો નહિ. જાઓ, જલદી શાદેદેલને બોલાવી લાવો."

પછી લોકો જઈ શાદેદેલને તેડી લાવ્યા. તેને જોઈ મહર્ષિ બોલ્યા કે "મ્હારા મરણ પછી ત્રીજે દિવસે તમે મ્હારી ઉપદેશવેદિકા ઉપર બેસજો અને લોકોને ઉપદેશ આપજો."

આટલું કહી તેમણે પ્રાણ છોડયા. તેમના મરણને ચોથે દિવસે નિમાજને અંતે અનેક માણસો આવી એકત્ર થયાં. શાદેદેલ પણ આવી પહોંચ્યા અને નમ્રભાવે ઉપદેશવેદિકા ઉપર જઇ બેઠા.

એ વખતે તેમના માથા ઉપર અગ્નિપૂજકનું ચિહ્ન હતું, તેમના કટિભાગમાં જનોઈ હતું. શાદેદેલ વેદિકા ઉપર બેસી આ પ્રમાણે બોલ્યા કે "આપના નેતાથી હું પ્રેરાયો છું; તેમણે મને તમારી પાસે મોકલ્યો છે. તેમણે મને પ્રેરણામાં કહ્યું છે કે "શાદેદેલ! મૂર્તિપૂજાના ચિહ્નરૂપ જનોઇને તોડી નાખવાનો સમય આવી પહોંચ્યો છે." આથી અત્યારેજ હું તમારી આગળ તેનું છેદન કરૂં છું. આટલું બોલીને તરતજ તેમણેછરીવડે જનોઇ કાપીને ફેંકી દીધું તથા અગ્નિપૂજાના ચિહ્નરૂપ માથાનું નિશાન પણ ઉતારી ફેંકી દીધું અને બોલ્યા કે "આશહદો અલ્લાહ ઇલ્લાહ ઇલેલ્લાહ, આશહદો આન્ મહમદ રસુલીલ્લાહ" (એટલે કે હું સાક્ષી આપું છું કે, એક ઈશ્વરસિવાય બીજું કોઇ ઉપાસ્ય નથી; હું સાક્ષી આપુ છું કે, મહમદજ ઇશ્વરપ્રેરિત છે.)

વળી બોલ્યા કે "મહર્ષિએ મને કહ્યું છે કે, મંડળને કહેજો કે 'જે તમારો નેતા અને ઉપદેષ્ટા હતો, તેજ હજુ પણ ઉપદેશ આપે છે. ગુરુનો ઉપદેશ

માન્ય કરવો, એ શિષ્યોનું કર્તવ્ય છે. જુઓ, શાદેદેલે બાહ્યચિહ્નરૂપ જનોઇ ફેંકી દીધું છે. જો તમે પરલોકમાં મને મળવા ચાહતા હો અને તમારામાં એટલી વીરતા હોય તો તમે સર્વે આંતરિક અભિમાનનાં જનોઇ છેદી નાખજો." શાદેદેલ આટલું બોલી રહ્યા ત્યાં તો પરલોકમાંથી કાંઈક ગંભીર અવાજ સંભળાવા લાગ્યો અને આકાશ કોઈ નવીન તેજથી ઝળહળી રહ્યું.

મહર્ષિ સહલનું શબ જ્યારે દફનક્રિયામાટે લઈ જવાતું હતું, ત્યારે રસ્તામાં અનેક માણસોની ભીડ થઇ હતી અને તેમના ઉચ્ચ ધ્વનિથી દિગંતો ગાજી રહ્યા હતા. સિત્તેર વર્ષનો એક વૃદ્ધ યાહુદી આ કોલાહલ સાંભળી ઘરબહાર જોવા આવ્યો અને શબની પાસે પહોંચ્યો ત્યાં તો તેણે કંઇ અદ્ભુત ચમત્કાર જોયો; એટલે તે ઉચ્ચ સ્વરે બોલ્યો કે "હે મનુષ્યો ! હું જે જોઉં છું, તે તમે પણ જુઓ."

લોકોએ પૂછ્યું કે "તું શું જુએ છે ?"

તે બોલ્યો કે "દેવો સ્વર્ગમાંથી નીચે ઉતરી મહર્ષિ તસ્તરીના શબને સત્કાર આપે છે અને તે હું જોઉં છું." આટલું કહી તે ડોસો કલ્મો પઢવા લાગ્યો અને ઇસ્લામમંડળમાં ભળ્યો.

## આ મહાત્માનાં વચનામૃત

૧–પવિત્ર ભોજનસિવાય એકાંતમાં પણ ઉત્તમ સાધના થઈ શકતી નથી અને ઇશ્વરાર્પણ કર્યા સિવાય કોઇપણ વસ્તુ પવિત્ર થઇ શકતી નથી.

૨–આઠ પહોરમાં એકજ વાર જે જમે છે, તેનુંજ ભોજન સાત્વિક છે.

૩–ભૂખ કરતાં ઓછું જમ્યાસિવાય કોઇથી પણ આંતરિક સાધના કે બાહ્યસાધના સુદ્ધાં રૂડે પ્રકારે થઇ શકતી નથી.

૪–આ ચાર બાબતો પાળશો, તોજ તમારાથી વિશુદ્ધ સાધના થઇ શકશેઃ–(૧) ભૂખ કરતાં ઓછું ખાવું, (૨) લોકપ્રતિષ્ઠાનો ત્યાગ, (૩) નિર્ધનતાનો સ્વીકાર, (૪) ઇશ્વરેચ્છામાં સંતોષ.

૫–જે માણસ ભૂખ કરતાં ઓછું જમે છે, તેની પાસે શયતાન આવી શકતો નથી. પેટ ભરીને જમનારો અજીર્ણ ને અરુચિને આમંત્રે છે. પેટ ભરીને જમવું, એ અનેક આપત્તિઓનું મૂળ છે.

૬–અનીતિથી મેળવેલી વસ્તુનો ઉપભોગ કરનારનાં બધાં અંગો પાપથી લીંપાય છે–તેની પોતાની ઈચ્છા ન હોય તોપણ તે પાપમાંજ ડૂબતો ચાલે છે. જે માણસ પવિત્ર (નીતિપૂર્વક મેળવેલી) વસ્તુનો ઉપયોગ કરે છે,

તેનાં તમામ અંગો સાધનાને અનુકૂળ વર્તે છે અને બાહ્ય સંયોગોરૂપે ઈશ્વર-કૃપા પણ તેને વિશેષ આવી મળે છે.

૭–જે ખોરાકથી ઇશ્વરનું વિસ્મરણ ન થાય, તેજ ખોરાક પવિત્ર અને ન્યાયોપાર્જિત હોય છે.

૮–મનુષ્યો ત્રણ પ્રકારનાં છે:–એક પ્રકારનાં મનુષ્યો પ્રભુપ્રાપ્તિમાટે પોતાના પંડ સાથે સંગ્રામ કરે છે; બીજા પ્રકારનાં મનુષ્યો પ્રભુને ખાતર લોકસમૂહની સાથે સંગ્રામ કરે છે અને ત્રીજા પ્રકારનાં મનુષ્યો પોતાને ખાતર ઈશ્વર સાથે સંગ્રામ કરે છે અને કહે છે કે,તારી બધી આજ્ઞાઓ અમારી ઇચ્છા મુજબની હોવી જોઈએ અને તારી ઇચ્છાઓ પણ અમારાજ વિચાર પ્રમાણે હોવી જોઇએ.

૯–જે કોઇ એવું ઇચ્છે કે, મારે ખરેખરી નિવૃત્તિ મેળવવી છે, તેણે તમામ પ્રકારનાં પાપકર્મોથી ને ઉંધી સમજણથી હાથ ઉઠાવવો જોઈએ.

૧૦–તમે જે પણ કામ કરો, તે જો તેની આજ્ઞાને અનુસરતું નહિ હોય, તો તેથી તમને દુ:ખજ પ્રાપ્ત થવાનું.

૧૧–ઇશ્વરભક્ત જ્યાંસુધી અદૃશ્ય વસ્તુસ્થિતિ તરફ પ્રેમ ઉપજાવતો નથી અને 'મૃત્યુ તો થવાનુંજ છે' એ વાત યાદ રાખતો નથી, ત્યાંસુધી તેનામાં સર્વાંગ સુંદર તપશ્ચર્યા આવતીજ નથી.

૧૨—ઘણાખરા જ્ઞાની,વૈરાગી અને તપસ્વીઓએ સંસારવ્યવહાર બહારથી ત્યજ્યો હોય છે,પણ અંતર તો રજસ–તમસથીજ ભરપૂર હોય છે.માત્ર સાચા પ્રભુપ્રેમીનુંજ હૃદય એ આવરણથી મુક્ત હોય છે–અથવા બને છે.

૧૩—જીવનનાં કાર્યો જ્યાંસુધી પવિત્રપણે ન થાય, ત્યાંસુધી લોકોનો વિશ્વાસ જામતો નથી. ખરેખરી નિવૃત્તિ તો વિશુદ્ધ પ્રભુપ્રેમથીજ ઉપજે છે; અને પ્રભુદર્શન થાય છે, ત્યારેજ પ્રભુપ્રેમ પૂર્ણતાને પામે છે.

૧૪—ઇશ્વરસિવાય બીજું જે કાંઇ આ સંસારમાં રહેલું છે, તે તમામ બાબતો તરફ વિરાગ થવો એ પણ વિશુદ્ધ પ્રભુપ્રેમનું લક્ષણ છે. જે એવો વિશુદ્ધ પ્રેમી હોય છે, તેજ સાચો પ્રભુભક્ત બની શકે છે; અને જે પ્રેમપૂર્વક મૃત્યુને ભેટે છે, તેજ સાચો પ્રભુભક્ત બનેલો હોય છે.

૧૫—વિશુદ્ધ પ્રભુપ્રેમીસિવાયના બીજા લોકો તો કપટ–પ્રપંચને અવગુણમાં ન ગણતાં ઉલટા તેને સદ્ગુણ અને મોટી લાયકાતતરીકેજ માને છે.

૧૬–જે માણસ સ્વેચ્છા ને સમજણપૂર્વક પરમાત્મદેવની પૂજા કરતો નથી,

તેને તો પછી પરાણે પણ મનુષ્યોનીજ પૂજા કરવી પડવાની.

૧૭—ઇશ્વરસિવાય બીજા કોઇ પણ પદાર્થમાં જે માણસ સુખ માને છે, તેનું મનજ દૂષિત છે, એટલે તેના હૃદયમાં પ્રભુવિશ્વાસ અને પવિત્રતાની જ્યોતિ પ્રકટવી મુશ્કેલજ છે.

૧૮—જે જે કાર્યોમાં હૃદયની પવિત્રતા રહેલી જોઇને પ્રભુભકતો હર્ષ પામે છે, તેવાં કાર્યોજ શ્રેષ્ઠ છે.

૧૯—જે માણસ બ્રહ્મચર્ચાસિવાયની બીજીજ વાતો કર્યા કરે છે, તે પોતાનેજ હાથે પોતાની હાનિ વહોરી લે છે.

૨૦—જીવનનો ઉદ્દેશ સર્વોત્તમ રાખી તેને સિદ્ધ કરવા પાછળ બને તેટલો પ્રયત્ન કરવા છતાં પણ જો તે લક્ષ્યબિંદુએ પહોંચી ન શકાય, તોપણ તેથી અનિષ્ટ તો નથીજ થવાનું.

૨૧—જે મન જ્ઞાનયોગથી વિમુખ રહે છે, તે મન જાતજાતના છળકપટમાં અને કનિષ્ઠ ઉદ્યોગમાં જોડાઇ જાય છે. જે માણસ પોતાનાજ પુરુષાર્થપર સર્વ આધાર સમજે છે-રાખે છે,તે પોતાનાં કર્મો પ્રભુના ચરણમાં સમર્પી તેની કૃપા પામવાને બદલે ઉલટો દેહાભિમાનમાં વધારો કરીને દુર્ગતિજ પામે છે.

૨૨—ઇશ્વર શું શું કરી-કરાવી રહ્યો છે તે સમજવા-સ્વીકારવાને બદલે જે પોતાનાજ પુરુષાર્થમાં સિદ્ધિ માને છે, તે આ લોકમાંથીજ ઇશ્વરથી દૂર જતો ચાલી પરલોકમાં તો નરકજ પામે છે.

૨૩—જ્ઞાનીઓ ત્રણ પ્રકારના છેઃ-(૧) બાહ્યજ્ઞાનીઓ. તેઓ પોતાનું જ્ઞાન બાહ્યદર્શી લોકોમાંજ દર્શાવ્યા કરે છે;(૨)અધ્યાત્મજ્ઞાનીઓ. તેઓ જ્ઞાનની વાત આધ્યાત્મિક લોકો આગળજ કહે છે અને (૩) પરમાત્મદર્શી જ્ઞાનીઓ. તેઓ પોતામાં અને પ્રભુમાંજ સ્થિતિ કરી રહે છે અથવા કરવાના પ્રયત્નમાં મચ્યા રહે છે.એવા જ્ઞાનીઓની ગતિ-મતિની સમાલોચના અને વ્યાખ્યા કોઈ પણ કરી શકે તેમ નથી.

૨૪—જે માણસ પોતાનાં સર્વ પદાર્થ, માન-પ્રતિષ્ઠા, આ લોક અને પરલોક, એ સર્વ કરતાં પણ ઇશ્વરનેજ વધારે ગણીને તેનાજ તરફ પ્રેમ-શ્રદ્ધા રાખે છે, તેનાજ ઉપર સદાકાળને માટે આધ્યાત્મિક સૂર્યનો ઉદય થાય છે;

૨૫—તમે બહારથી નિર્ધન જણાતા સાધુ પુરુષો તરફ અવજ્ઞા અને ગર્વ દર્શાવો છો; પણ ચોક્કસ જાણજો કે, તેઓજ મહર્ષિના સાચા સંતાન

પૂરા પ્રતિનિધિ અને સર્વોત્તમ સંપત્તિવાન છે.

૨૬—આ છ બાબતો આશ્રય લેવા યોગ્ય છેઃ-(૧) ઇશ્વરી ગ્રંથનું અવલંબન, (૨) ઋષિમુનિઓએ પ્રચારેલી ઇશ્વરાજ્ઞાઓનું અનુસરણ, (૩) ખાનપાન પવિત્ર રાખવું, (૪) પીડનાર અને નિંદનારને નિંદવા-પીડવાથી દૂર રહેવું, (૫) નિષિદ્ધ બાબતોથી દૂર રહેવું અને (૬) જે કંઇ આપવાનો વિચાર થાય તે તરતજ આપી દેવું.

૨૭—ધર્મનાં મૂળ ત્રણ છેઃ-(૧) વિચારમાં તથા આચરણમાં મહાત્માઓને માર્ગે ચાલવું, (૨) પવિત્ર ખાનપાન કરવું અને (૩) સત્કાર્યમાંજ સ્થિતિ અને પ્રીતિ રાખવી.

૨૮—નવા સાધકનું પહેલું કર્તવ્ય મનને ઉલટાવવું (સાંસારિક પદાર્થોમાંથી ઉઠાવી લઇ પ્રભુ તરફ જોડવું) એ છે; કેમકે એથી ચિત્તક્ષોભ તથા દુનિયાઇ કામનાઓનાં મૂળ ઉખડી જાય છે, દુરાચરણથી દૂર થવાય છે અને સદાચરણમાં ગતિ થાય છે.

૨૯—જ્યાંસુધી એકાંતનો આશ્રય લેવાતો નથી, ત્યાંસુધી વાણીનો પૂરો સંયમ થતો નથી; પવિત્ર ખાનપાન લેવાતું નથી, ત્યાંસુધી એકાંતનો આશ્રય ગમતો નથી; જ્યાંસુધી ઇશ્વરી ઋણ ચૂકવાતું નથી, ત્યાંસુધી પવિત્ર ખાનપાન ઉપર રુચિ થતી નથી; જ્યાંસુધી ઇંદ્રિયસંયમ થતો નથી, ત્યાંસુધી ઇશ્વરી ઋણ ચૂકવાતું નથી; અને જ્યાંસુધી ઇશ્વરની સહાય મેળવાતી નથી, ત્યાંસુધી સંયમ અને સાધન બનતું નથી.

૩૦—પોતાના અવળા વિચારો અને ભાવનાઓને શુભ માર્ગમાં ફેરવી નાખવાં, એ સાધનાની શ્રેષ્ઠ ભૂમિકા છે.

૩૧—આ બે બાબતો મનુષ્યનો વિનાશ કરે છેઃ-(૧) લોકોમાં માનપ્રતિષ્ઠા મેળવવા દોડવું અને (૨) નિર્ધનતાથી ભયભીત થવું.

૩૨—જે માણસ મહેનત-મજુરીમાં, ધર્મકાર્યોમાં કે પ્રભુ ઉપર નિર્ભર રહેવામાં દોષ કે હલકાઇ માને છે, તે પરમાત્મશ્રદ્ધામાંજ દોષારોપ કરે છે.

૩૩—ધર્મમાર્ગમાં નહિ રહેતાં ધનપ્રાપ્તિનાં કાર્યોમાં પડવું એ પ્રભુપરાયણ માણસને છાજતું નથી. લોકોને સહાય કરવાથી તેમનાં માનસિક કે શારીરિક દુઃખો દૂર થશે, એવું લાગે તોજ પ્રભુપરાયણ માણસે અર્થપ્રાપ્તિમાં પડવું; કેમકે એવા કારણસિવાય એવી બાબતમાં પડવું એ નિષિદ્ધ છે.

૩૪—પાતાળથી દેવલોકસુધીમાં પ્રભુએ જે જે ભૂમિકાઓ બનાવેલી છે,

તેમાં પ્રભુવિશ્વાસી મનુષ્યની હૃદયભૂમિકાના જેવી ઉત્તમ ભૂમિકા કોઇ પણ નથી, કેમકે એ હૃદયભૂમિમાંજ પ્રભુનો પ્રકાશ યથાસ્થિત પડે છે; અને ઉત્તમ વસ્તુ ઉત્તમ સ્થાનમાં મૂકાય એજ યોગ્ય છે. આ વિશ્વમાં જો શ્રદ્ધાળુ હૃદય કરતાં વધારે ઉત્તમ કોઇ સ્થાન હોત તો પ્રભુ પણ પોતાનો પ્રકાશ ત્યાંજ પાડત.

૩૫—આ જગતમાં પ્રભુના જેવો કોઇ પણ સાચો સહાયક નથી અને પ્રભુપ્રેરિત મહાપુરુષના જેવો કોઇ સન્માર્ગદર્શક નથી.

૩૬—એવો કોઇ પણ દિવસ જતો નથી કે જે દિવસે ઇશ્વરે ઉંચે સ્વરે આજ્ઞા કરી ન હોય કે "હે મારા સેવક ! તું અન્યાયી આચરણ કરે છે તોપણ હું તારૂં સ્મરણ કર્યા કરૂં છું, પણ તું તો મને ભૂલીજ ગયો જણાય છે ! હું તને મારી પાસે બોલાવું છું, પણ તું તો ઉલટો બીજાઓનાજ પડખામાં પેસતો જાય છે ! હું તને વિપત્તિઓમાંથી છૂટો કરવા મથું છું, પણ તું તો પાપનોજ ઢગલો વધારતો જાય છે ! પરંતુ હે મારા વહાલા વંશજ ! પરલોકમાં જ્યારે તું મારી પાસે આવશે, ત્યારે મને શો ઉત્તર આપીશ ?"

૩૭—માણસને સર્જીને પછી પ્રભુએ કહ્યું કે "તું તારી ગૂઢમાં ગૂઢ વાત પણ મને કરજે. જો ગુપ્ત વાતો ન કહી શકે તો મારા તરફ દૃષ્ટિ તો રાખ્યાજ કરજે. જો તેમ પણ ન કરે તો તારી અગવડો ને જરૂરીઆતો મને કહેતો રહેજે.

૩૮—જ્યાંસુધી વાસનાઓ મરે નહિ, ત્યાંસુધી હૃદય જીવતું થઈ શકતું નથી.

૩૯—જે પોતાના ઉપર જય મેળવે છે, તેજ બીજાના ઉપર જય મેળવી શકે છે. જે પોતાનો રાજા થાય, તેજ બીજાપર રાજ્ય કરી શકે છે. અધમ પ્રવૃત્તિનો સંસર્ગ થતાંજ સાધુ પુરુષોની અધોગતિ શરૂ થાય છે; માટે તૃષ્ણા સામે (લોકેષણા, વિત્તેષણા, પુત્રેષણાની સામે) સંગ્રામ કરી તેનો નાશ કરવો, એના જેવી ઉત્તમ બીજી કોઇ પણ સાધના નથી.

૪૦—જે માણસે પોતાના પંડનો પરિચય યથાવત્ મેળવ્યો છે, તેજ ઈશ્વરનો પરિચય પામી શકે છે.

૪૧—પ્રભુને પામવામાં સાધકને માટે પહેલું પગથિયું એ છે કે, તેને મેળવવાનો તે નિશ્ચય કરે; કેમકે એ નિશ્ચય થાય તોજ ઇંદ્રિયોને આધીન રાખવાની જરૂર સમજાય છે, કુવિચારો ક્ષીણ થઇ જાય છે અને ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત થાય છે.

૪૨—જળમાં ડૂબનારની જેવી દશા થાય છે, તેના જેવીજ ઇશ્વરપ્રાપ્તિ કરનારની દશા થાય છે. ફેર એટલોજ કે એકને દુઃખ અને અંધકારની આફત,

ત્યારે બીજાને સુખ અને પ્રકાશનો સાગર!

૪૩—જે માણસ સાધુતા (ઉત્તમ-પવિત્ર-આચરણ) મેળવે છે, તેનાજ તરફ પ્રભુ પોતાનો સ્વર્ગીય દૂત મોકલે છે. ઉપાસનાનો સમય થતાંજ એ દૂત તેને ઉંઘમાંથી ઉઠાડીને ઉપાસનામાં પ્રેરે છે-જોડે છે.

૪૪-આ સંસારમાં "એક પ્રભુસિવાય બીજું કાંઇ પણ ઉપાસવા જેવું નથી" 'લા ઇલાહાઇલ્લીલ્લાહ' એવી દઢ માન્યતા અંતરમાં સ્થાપવી, જીભને પણ એ વચનમાં જોડવી અને આચરણ પણ તેનેજ અનુસરતું બનાવવું, એજ મનુષ્યનું સારામાં સારૂં અને વધારેમાં વધારે લાભ આપનારૂં કર્તવ્ય છે.

૪૫—મનને ખરે રસ્તે ચઢવામાં પહેલું પગથીયું સત્યનો સ્વીકાર છે, બીજું પગથીયું સંસારથી ઉપરામતા છે, ત્રીજું પગથીયું આચરણની ઉચ્ચતા ને પવિત્રતા છે અને ચોથું પગથીયું પ્રભુપ્રત્યે ગુનાહોની ક્ષમાપ્રાર્થના છે.

૪૬—જે મનની મલિનતાથી મુક્ત ને સદ્વિચારયુક્ત છે, ઇશ્વરની સાન્નિધ્યતાને લીધે જેનાં માયાબંધનો છેદાઇ ગયેલાં છે અને જેની નજરમાં ધૂળ અને સુવર્ણ સરખાં છે, તેજ સાચો સુફિ અથવા જ્ઞાની-ઋષિ છે.

૪૭—અલ્પાહારમાં, દિવ્ય શાંતિમાં અને લોકસંસર્ગના ત્યાગમાં સાધુતા રહેલી છે.

૪૮—પ્રભુનો અનન્યાશ્રય ગ્રહણ કરીને તેના ઉપરજ સર્વ રીતે નિર્ભર રહેવું, એજ પેગંબરોની અને ઋષિમુનિઓની નીતિરીતિ હોય છે. જેઓ એવી અવસ્થાએ પહોંચવા ઇચ્છે, તેમણે પણ એજ રસ્તે ચઢવાની જરૂર છે.

૪૯—પ્રભુના અનન્યાશ્રિતની પ્રથમાવસ્થા, શબને નવરાવનારપ્રત્યે જેવી શબની આધીનતા જોવામાં આવે છે તેવી હોય છે. શબને નવરાવનારો તેને ગમે તેમ હલાવે-ચલાવે, તેમાં શબને કશો વાંધો હોતો નથી, તેમ અનન્યાશ્રિતોની સ્થિતિ પણ સર્વ પ્રકારે ઇશ્વરાધીન હોય છે.*

૫૦-કોઈ પણ ખાસ જરૂરની ચીજ તમારી પાસે ન હોય, તોપણ તમારા ભલા માટેજ પ્રભુની ઇચ્છા તેવી હશે, એવા સાચા સમાધાનપૂર્વક શાંત રહેવું એનું નામ પ્રભુપર નિર્ભરતા છે.

* ઇંદ્રિયોની લોલુપતાને અને કામ-ક્રોધાદિક શત્રુઓની વિપરીત પ્રેરણાઓને પણ પ્રભુની પ્રેરણા કે પ્રારબ્ધ કહીને પોતાની વિષયલોલુપતાનો બચાવ કરે, એવા પણ બગભકતો અને બેદાન્તીઓ (ચાવવાના ને દેખાડવાના-એમ બે પ્રકારના દાંત રાખવાવાળાઓ)નો આ કળિકાળમાં ટોટો નથી. લિ૦ અધમ ભિક્ષુ-અખંડાનંદ

૫૧–અન્ય સર્વ સંબંધો અને ચિંતનોથી રહિત થઇને ઇશ્વરનુંજ ચિંતન અને સંબંધ સાધવો, એનું નામ આંતરિક નિર્ભરતા છે.

૫૨–આત્મસમર્પણ કર્યાસિવાય પ્રભુ ઉપર નિર્ભર રહી શકાતું નથી; અને સ્વાર્થસાધના છોડયાસિવાય આત્મસમર્પણ થઇ શકતું નથી.

૫૩–પ્રભુપર નિર્ભર રહેવાનાં ત્રણ લક્ષણો છેઃ–(૧) અન્યની પાસે યાચક ન થવું, (૨) મળે છતાંયે લેવું નહિ અને (૩) લેવુંજ પડે તો વહેંચી આપવું.

૫૪–પ્રભુપર નિર્ભર થનારને ત્રણ બાબતો મળે છેઃ–(૧) પ્રભુપ્રત્યે પૂર્ણ શ્રદ્ધા, (૨) અધ્યાત્મવિદ્યાનો પ્રકાશ અને (૩) પરમાત્માનો સાક્ષાત્કાર.

૫૫–ઈશ્વરે તમને જે આપવાનું કબૂલ કરેલું છે,× તેમાં જરાપણ સંદેહ ન રાખવો, એનુંજ નામ "નિર્ભરતા" અથવા પ્રભુ ઉપર નિર્ભર થવું છે.

૫૬–ભય કરતાં લજ્જા શ્રેષ્ઠ છે.ભય જ્ઞાનીને રહે છે અને લજ્જા પ્રેમીને થાયછે.

૫૭–જે વસ્તુની જરૂર હોય, તે વસ્તુ જેની પાસે હોય તેનીજ ઓળખાણ કરવી જોઇએ. તમારે મોક્ષ જોઇતો હોય તો તે પણ ઇશ્વર પાસેજ ભરપૂર હોવાથી તેનીજ ઓળખાણ સાધવાથી મળશે, સંસારની ભાઈબંધીથી નહિ.

૫૮–પરમેશ્વરજ સાધુ પુરુષોને શુભાનુષ્ઠાનમાં અને વિશ્વાસમાં જોડે છે.

૫૯–જે ઇશ્વર તરફથી તમને ધર્મ પ્રાપ્ત થયો છે, તે ઈશ્વરસિવાય બીજા કોઇને આપી દેશો નહિ–અર્થાત્ બીજા કોઇના પણ સંતોષને ખાતર કે બીજા કોઈ પણ પદાર્થને ખાતર એ ઈશ્વરદત્ત ધર્મને છોડી દેતા નહિ.

૬૦–કોઇએ તેમને સાત્વિક સાધુઓના ગુણ વર્ણવવા વિનતિ કરી; ત્યારે તેઓ બોલ્યા કે "તમે જો તેવા સાધુઓનું તત્ત્વ મને કહેશો, તોજ હું તમને તેમના ગુણો કહી શકીશ."

૬૧–પ્રશ્ન–શું પાપીઓમાં પણ પ્રભુપ્રેમ હોય છે? ઉત્તર—ના, જે માણસ પાપના વિચાર કરે છે, તેનાથી પ્રભુપર પ્રેમ થઇ શકતો નથી.

૬૨–પ્રશ્ન–રાત્રે ઉપાસના કરનારને જેવું ફળ પ્રાપ્ત થાય છે,તેવું ફળ બીજા કોને પ્રાપ્ત થાય છે? ઉત્તર—"જેઓ, દિવસે અન્યને નુકસાન કરતા નથી તેમને."

૬૩–પ્રશ્ન–રાત્રિ અને દિવસમાં થઇને માત્ર એકજ વાર ભોજન કરવાવિષે

---

× ભગવદ્‌ગીતામાં પણ પ્રભુની એ કબૂલાત પ્રસિદ્ધ છે કેઃ–**अनन्याश्चिंतयतो माम् ये जनाः पर्युपासते । तेषां नित्याभियुक्तानाम् योगक्षेमं वहाम्यहम् ॥** અર્થાત્–જે માણસ અનન્યભાવે મારૂંજ ચિંતન કરે છે, મનેજ ઉપાસે છે, એવા સદા સર્વથા મારાજ ભજનચિંતનમાં રહેનારનું યોગક્ષેમ હું વહન કરૂં છું.

આપ શું કહો છો? ઉત્તર—એ સાત્વિકોનું ભોજન છે.

૬૪-પ્રશ્ન—જો બે વાર ભોજન કરીએ તો?

૬૫-ઉત્તર—એ રજોગુણી લોકોનું ભોજન છે.

૬૬-પ્રશ્ન—જો ત્રણ વાર ભોજન કરીએ તો?

૬૭-ઉત્તર—એ પશુઓનું-તામસી માણસોનું ભોજન છે.

૬૮-સાધુતા એટલે શું? ઉત્તર—કોઇ અપકાર કરે તોપણ તેનો બદલો અપકારરૂપે ન આપતાં ક્ષમારૂપે આપવો અને તેને માટે પ્રભુ પાસે ક્ષમા યાચવી.

૬૯-પ્રશ્ન—ઈશ્વરનો પ્રેમ મેળવ્યો હોય એવાનું લક્ષણ શું? ઉત્તર-એવો માણસ રોગમાં, વિપત્તિમાં અને અન્નકષ્ટમાં પણ ધૈર્ય અને કૃતજ્ઞતા રાખે છે.

૭૦-કોઇ સાધક ઘણા દિવસસુધી કશુંજ ન ખાય, તો તેના જઠરાગ્નિનું શું થાય છે? ઉત્તર—બ્રહ્મજ્યોતિમાં એ અગ્નિ હોમાઇ જાય છે.

૭૧-એક માણસે કહ્યું કે, આપ મને ઉપદેશ આપો. મહર્ષિ-વાણીના સંયમમાં, ઓછી નિદ્રામાં, ઓછા આહારમાં અને એકાંતમાં તારૂં કલ્યાણ રહેલું છે.

૭૨-બીજા એક આવનારે પૂછયું કે, આપનું કહેવું એમ છે કે, મારે આપની સાથે રહેવું?

મહર્ષિ—ના, હું નહિ હોઉં ત્યારે તું કોનો સંગ કરીશ? તે માણસે કહ્યું કે, પ્રભુની સાથે રહીશ.

મહર્ષિ—તો અત્યારથીજ તું તેનો સંગ કર. વળી જો તને સિંહનો ભય લાગતો હોય, તોપણ તું મ્હારો સંગ કરતો નહિ.

૭૩-આવનારે પૂછયું કે લોકો કહે છે કે, સિંહ આપનાં દર્શન કરવાને આવે છે એ સાચું?

૭૪-મહર્ષિ—"એમાં શું? કૂતરૂં કૂતરાની પાસે આવેજ."

૭૫—પ્રશ્ન-જીવનનું પરિવર્તન એટલે શું? ઉત્તર-પાપને ભૂલી જવું તે.

પ્રશ્ન-કોઈ તો કહે છે કે,પાપને ન ભૂલવું એજ તોબા છે! ઉત્તર-ના, એમ નથી. ઉપકારને સમયે અપકારનું સ્મરણ કરવું એ તો અપકાર છે.

૭૬-જેનું અંતર ઇશ્વરી પ્રેમમાં અત્યંત કોમળ બનેલું છે, તેની પાસે પાપરૂપી અસુર આવી શકતો નથી.

૭૭-ઐકય શી રીતે સાધવું? ઉત્તર-પહેલાં પ્રભુના ભક્ત સાથે ઐકય સાધજે એટલે જ્યારે તેનું પ્રભુ સાથે ઐકય થશે, ત્યારે તારૂં પણ આપોઆપ થશે.

૭૮–કોઇએ મહર્ષિને પૂછ્યું કે,પ્રવૃત્તિના સંબંધમાં સૌથી વધારે મુશ્કેલી શી છે ? ત્યારે મહર્ષિ બોલ્યા કે "ઈશ્વરના ઉપર પ્રેમ સ્થાપવો એજ સૌથી વધારે મુશ્કેલી છે; કારણકે એ પ્રેમમાં બાહ્યપ્રવૃત્તિને જરા પણ અવકાશ મળે તેમ નથી."

૭૯–પ્રશ્ન–ઇશ્વર ઉપરનો પ્રેમ શી રીતે દર્શાવી શકાય ? ઉત્તર–તેના બાંધેલા કાયદાઓ પાળવારૂપે દર્શાવી શકાય છે. જ્યાં એ કાયદાઓનું પાલન નથી, ત્યાં પ્રભુપ્રેમ પણ નથી.

૮૦–જીવનમાં આ પાંચ બાબતો અમૂલ્ય મણિતુલ્ય છેઃ–(૧) એવી ફકીરી કે જે અપાર આંતરિક સંપત્તિ દર્શાવી આપે, (૨) એવું લંઘન કે જે તૃપ્તિ દર્શાવી આપે, (૩) એવું દુઃખ કે જે પ્રસન્નતા દર્શાવી આપે, (૪) એવી વીરતા કે જે શત્રુપ્રત્યે પણ મૈત્રી દર્શાવી આપે, (૫) ઉપવાસ અને પ્રભુસ્મરણ કરીને એવી સાધના સાધવી કે જે સામર્થ્યનું દર્શન કરાવે.

૮૧–પ્રભુ અને પ્રભુભક્તની વચ્ચે અભિમાનના જેવો અંતરાય બીજો નથી.

૮૨–પ્રભુને પામવા માટે દીનતા અને હીનતા (લૌકિક પદાર્થ ન રાખવા) એના જેવો સહેલો બીજો માર્ગ નથી.

૮૩–જે માણસ અભિમાની હોય તે પ્રભુભક્ત થઇ શકતો નથી; જે ઈશ્વરથી બ્હીને ચાલતો નથી, તે વિશ્વાસપાત્ર બનતો નથી અને જે વિશ્વાસપાત્ર બનતો નથી, તે પ્રભુના અખૂટ ભંડારની કુંચીઓ મેળવી શકતો નથી.

૮૪–જે માણસ બીજાઓના હિતમાટે બેદરકાર અને પોતાનોજ સ્વાર્થ સાધનાર હોય છે, તેનામાંથી સત્યની સુગંધ નીકળતી નથી; પણ જૂઠ–પ્રપંચની દુર્ગંધજ નીકળે છે.

૮૫–જે માણસ ઇશ્વરાજ્ઞાથી ઉલટો વર્તે છે, તેનાથી ઈશ્વર પણ છેટોજ રહે છે. એવા મનુષ્યની સાથે જે માણસ હાસ્ય–વિનોદ કરે છે, તેનામાંથી પણ સદ્‌ગુણો જતા રહે છે.

૮૬–સંસારમાં રહી ઇશ્વરાજ્ઞાનું પાલન કરવું, એ સંસારમાંજ સ્વર્ગ પામવા તુલ્ય છે, કે જે સ્વર્ગમાં આપત્તિ જેવું તો કશું હોતુંજ નથી.

૮૭–એક માણસે પૂછ્યું કે, માનવસમૂહમાં મ્હારે કોનો સંગ કરવો ? ઉત્તર–તત્ત્વદર્શી સાધુજનોનો; કારણકે તેઓ પોતાની કોઈ પણ બાબતને બહુ મહત્ત્વ આપતા નથી અને સંસારમાં જે પણ બાબત બને છે, તેનું તાત્પર્ય સમજી શકે છે. વળી તેઓ બધી બાબતોમાં ક્ષમા કરી શકે છે.

# ૩૪—તપસ્વી મારૂફ ગોરખી

તાપસમણિ મારૂફ ગોરખી હમેશાં મસ્જીદમાંજ રહેતા હતા. તેઓ મહાયોગી, ધર્મપથના અગ્રણી, સન્માર્ગના પ્રદર્શક, ઉચ્ચકોટીના તત્ત્વદર્શી અને તત્કાલીન ઋષિશ્રેષ્ઠ હતા. તેઓ વિવિધ ગુણોથી વિભૂષિત અને સત્યનિષ્ઠ પ્રભુપ્રેમી હતા. મહર્ષિ મારૂફ ગોરખીનો દેહાંત થયો, ત્યારે તેમની ખોટ પૂરે એવો એક પણ તપસ્વી નહોતો; એમ કહેવાયું હતું. તેમણે પુષ્કળ સાધના કરી હતી. ઉચ્ચ વૈરાગ્યે તેમના ચરિત્રને અત્યંત ઉન્નત બનાવ્યું હતું. તેઓ ગોરખ ગામના રહેવાસી હતા, માટેજ ગોરખી કહેવાયા છે. પાછળના સમયમાં તેઓ બગદાદમાં આવી રહ્યા હતા.

મારૂફનાં માતાપિતા ખ્રિસ્તીધર્મનાં હતાં. નાનપણમાં વિદ્યાભ્યાસ માટે તેમને એક ખ્રિસ્તી શિક્ષકની પાસે મોકલવામાં આવ્યા.

શિક્ષક બોલ્યો કે "મારૂફ! બોલ, ઇશ્વર ત્રણ છે."

મારૂફ—"ના, ઇશ્વર તો એકજ છે."

શિક્ષક—"એમ નહિ, ફરી બોલ, ઇશ્વર ત્રણ છે."

મારૂફ—"ના, એવું ન કહેવાય, ઇશ્વર તો એકજ છે."

ત્રણ ઇશ્વર કહેવરાવવા માટે શિક્ષકે ઘણો યત્ન કર્યો; પણ જ્યારે મારૂફે એવો ઉચ્ચાર કર્યો નહિ, ત્યારે શિક્ષકે આંખ લાલ કરી, કાંઇક શિક્ષા પણ કરી પણ કશું ફળ દેખાયું નહિ.

એક વાર આ વાસ્તેજ શિક્ષકે ઘણો માર મારવાથી તેઓ ભાગી ગયા અને શોધ કરવા છતાં ક્યાંય પત્તો મળ્યો નહિ. આથી તેમનાં માતાપિતાએ વિચાર કર્યો કે "હવે જો મારૂફ ઘેર આવે, તો એનીજ મરજી પ્રમાણે ધર્મ પાળવા દેવો. આપણે તેમાં ડખલગીરી કરવી નહિ."

છેલ્લે મારૂફ ઘેર આવ્યા અને તપાસ કરતાં જણાયું કે, તેને એકેશ્વરવાદ ગમે છે. "મુસા અબ રેજા"ના પુત્ર અલિની પાસે દીક્ષા લઈને મારૂફે ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો. તપસ્વી દાઉદ તાઇનો આશ્રય લઇ તેઓ કઠોર સાધનાઓમાં પ્રવૃત્ત થયા અને તેમાં એટલા બધા આગળ વધ્યા કે તેઓ ધર્મમાર્ગના અગ્રેસર ગણાવા લાગ્યા.

એક દિવસ મારૂફ નમાજનું આસન અને કુરાન શરીફ લઇને મસ્જીદ-

માં ગયા. આસન પાથરી તે ઉપર કુરાન મૂકી પોતે પાસેની દજલા નદીમાં અજુ કરવા ગયા. એટલામાં એક ઘરડી ડોસી ત્યાં આવી અને પેલું આસન તથા કુરાન લઇ ત્વરાથી ચાલવા લાગી.

પાછા આવી મારૂફે જોયું, તો આસન કે કુરાન કાંઇ ન મળે ! પેલી ડોસીને ઉપાડીને નાસતી જોઇ તેઓ તેની પાછળ દોડયા. તેને પકડી પાડી તેના કુશળ સમાચાર પૂછયા. ડોસી તો નીચું માથું કરીને ઉભીજ રહી. બીક અને શરમની મારી તે મારૂફના ભણી જોઈ પણ શકી નહિ.

મારૂફે પૂછયું કે " ડોસી મા ! કુરાન વાંચી શકે એવો કોઇ સુપુત્ર આપને ત્યાં છે ?"

ડોસી—"ના, મારે કાંઈ છોકરૂં નથી."

મારૂફ—"જો તેમજ હોય તો કુરાન મને પાછું આપો. મ્હારે તેની બહુ જરૂર છે."

મારૂફની દયા અને ધીરજ જોઇને ડોસી તો કેટલીક વાર સુધી વિસ્મયથી સ્તબ્ધ બની ગઇ. પછી લજ્જાની સાથે તેણે કુરાન અને આસન મારૂફને પાછાં આપી દીધાં.

મારૂફ બોલ્યા કે "એ આસન તો હું તમને અર્પણ કરૂં છું. ખુશીથી લઇ જાઓ."

ડોસી શરમની મારી આસન પણ લઇ શકી નહિ અને ઉતાવળી ઉતાવળી ત્યાંથી ચાલી ગઇ.

એક દિવસે મારૂફ કેટલાક ધર્મબંધુઓની સાથે કોઇ સ્થળે જતા હતા, ત્યારે માર્ગમાં કેટલાક વિલાસી દુરાચરણી યુવકો દજલા નદીની પાર જતા હતા. આ જોઇને તેમના સાથીઓએ મહર્ષિ મારૂફને કહ્યું કે "ઋષિવર! આપ પ્રાર્થના કરો કે, પરમેશ્વર આ ભ્રષ્ટ જુવાનીઆઓને એકદમ નદીમાં ડુબાવી દે; જેથી દુનિયાનો ભાર ઓછો થાય અને એ પાપીઓ બીજાને પાપી કરતા અટકે."

મારૂફ બોલ્યા કે "તમે પણ હાથ ઉંચા કરી પ્રાર્થનામાં મને મદદગાર થાઓ."

પછી તેઓ પોતે પણ હાથ ઉંચા કરીને બોલ્યા કે "હે પ્રભો ! આ માણસો પૃથ્વીમાં તો પોતાનું જીવન હલકી રીતે ગાળે છે, પરંતુ પરલોકમાં તો તેમને વિશુદ્ધ જીવનનો આનંદ આપજો; તેમનાં જીવન હવે સુધારી દેજો."

પેલા ધર્મબંધુઓ આવી જાતની પ્રાર્થના સાંભળીને આશ્ચર્યચકિત થઇ

બોલ્યા કે "મહર્ષિ ! આપે આ શી પ્રાર્થના કરી ? એનો મર્મ અમારાથી સમજાતો નથી."

મહર્ષિ—"જરા રાહ જુઓ,એનું તાત્પર્ય તમે હવે પછી જાણી શકશો."

પેલા યુવકો જ્યારે મહાત્મા મારૂફને જોઇ શકયા, ત્યારે ઋષિનાં દર્શનથીજ જાણે તેમનાં ચરિત્રોમાં પુણ્યનો સંચાર થયો હોય તેમ ભાસ થયો. તેમના જીવનનું તરતજ પરિવર્તન થયું. પશ્ચાત્તાપ કરીને તેમણે પોતાનું 'રબાબ' નામનું વાજીંત્ર ભાંગી નાખ્યું, દારૂના શીશાઓ ફોડી નાખ્યા અને રોતા રોતા મહાત્માનાં ચરણોમાં પડીને બોલ્યા કે "મહર્ષિ ! અમે અનંત પાપો કર્યાં છે, દયા કરીને અમને પવિત્ર માર્ગ દર્શાવો."

આ બનાવ બન્યા પછી મહાત્મા મારૂફ પોતાના ધર્મબંધુઓને કહેવા લાગ્યા કે "જુઓ, તમારા કહેવા મુજબનું એક પણ યુવકને શારીરિક કષ્ટ આપવું પડયું નહિ કે એક પણ યુવકને નદીમાં ડૂબાડવો પડયો નહિ, છતાં પણ તમારી તમામ ધારણા પાર પડી ને !"

તપસ્વી સર્રી સકતી કહે છે કે, એક વાર ઇદને દિવસે હું મારૂફને મળવા ગયો. જોયું તો તેઓ ખજુરના ઠળીઆ વીણતા હતા. મેં પૂછ્યું કે "આ શું કરો છો ?"

તેઓ બોલ્યા કે "આ છોકરો રૂવે છે; તે કહે છે કે, હું નિરાધાર છું, મારે માબાપ નથી અને આજે ઇદ હોવાથી સૌ છોકરાં નવાં લુગડાં પહેરીને ફરે છે અને મને તેવાં નથી મળ્યાં તેથી મને રડવું આવે છે. મ્હારી પાસે નવાં લુગડાં નથી."

આમ હોવાથી હું આ ઠળીઆ એકઠા કરૂં છું. તે વેચીને જે કાંઇ આવશે તે વડે તેને કાંઇક રમકડું લઈ આપવા ધારૂં છું."

સર્રી સકતી બોલ્યા કે "હવે આપ નિશ્ચિંત થાઓ. એ છોકરાને હું રાજી કરીશ."

ત્યારપછી એ બાળકને હું મ્હારી સાથે લઇ ગયો. તેને નવાં લુગડાં તથા રમકડાં અપાવી મેં રાજી કર્યો; પણ તરતજ મ્હારા મનમાં એક અલૌકિક જ્યોતિનો સંચાર થયો. મ્હારા જીવનનું પરિવર્તન થયું, મ્હારા ક્ષુદ્ર વિચારો બદલાઈ ગયા અને નવા જીવનનો અભ્યુદય થયો.

મહર્ષિ મારૂફના એક મામા કોઇ શહેરના ન્યાયાધીશ હતા. એક વાર તે જંગલમાં થઇને જતા હતા, ત્યાં તેમણે મારૂફને વગડામાં બેસીને રોટી

ખાતાં જોયા. ત્યાં એક કૂતરો ઉભેલો હતો. તેને પણ તે બટકું બટકું વચ્ચે વચ્ચે ખવરાવતા હતા. આ જોઈને તેમના મામાએ કહ્યું કે "અરે છોકરા ! શરમાતો નથી? કૂતરાની સાથે બેસીને તું ખાવા મંડયો છે?"

મારૂફે જવાબ આપ્યો કે "શરમને લીધે તો હું કૂતરાને ખવડાવું છું."

આટલું કહીને પોતાનું મસ્તક ઉંચું કરીને આકાશમાં ઉડતી એક સમડી-ને તેમણે બૂમ મારી. કહેવાય છે કે, આકાશમાંથી તરતજ તે સમડી નીચે આવી અને મારૂફના હાથપર બેસીને તથા પાંખો પ્રસારીને તેણે પોતાનું મુખ ઢાંકી દીધું. મારૂફ કહે છે કે "જે માણસ ઈશ્વરથી શરમાય છે, તે માણસથી સર્વ કોઇ શરમાય છે. પછી પોતે બોલેલા વચનથી શરમાઈ જઈને પેલા મામા તો ત્યાંથી પલાયનજ કરી ગયા.

મહર્ષિ મારૂફની ઝુંપડીએ એક વાર એક અતિથિ આવ્યો; અને નિમા-જનો સમય થતાં નમાજ પઢવા લાગ્યો. એ અતિથિએ કાબા મંદિરની તરફ મોઢું ન રાખતાં બીજી દિશાએ મોં રાખી નિમાજ પઢી. પછી પોતાની ભૂલ જણાયાથી તે શરમાઇ ગયો અને મહર્ષિને કહેવા લાગ્યો કે "મહર્ષિ ! મને તો દિશાભ્રમ થયો હતો તેથી ભૂલ થઇ; પણ મ્હારી ભૂલ આપે કેમ ન ભાંગી ?"

મારૂફ બોલ્યા કે "હું ફકીર છું, પારકા દોષો જોવાનું ફકીરને શું પ્રયોજન?" તેમણે તે અતિથિ તરફ જે પ્રેમ અને આદરસત્કાર દર્શાવ્યો હતો, તે વર્ણવી શકાય તેમ નથી.

એક વાર મારૂફ ઇશ્વરપ્રેમમાં અત્યંત મસ્ત બની ગયા. એ મસ્તીમાં દોડીને તેઓ એક સ્તંભને વળગ્યા અને તેને એવો તો હચમચાવવા લાગ્યા કે જાણે તેનો ભાગીને ભુક્કો થઈ જશે.

એક વાર મહર્ષિ મારૂફ સારાં મિષ્ટાન્ન જમતા હતા. કોઈએ તેમને પૂછયું કે "આ શું ખાઓ છો ?"

તેઓ બોલ્યા કે "હું અભ્યાગત છું. મને તો તે જે આપે છે તે ખાઉં છું."

એક વાર સારાં મિષ્ટાન્નો જમવાનો પ્રસંગ આવતાં તેઓ બોલ્યા કે "મિષ્ટ જમવાની હે દુષ્ટ લાલસા! તું હવે મને બંધનમુક્ત કર. તેમ થવાથી તું પણ મુક્ત થઈશ."

એક દિવસ મારૂફ ઉપવાસી હતા. બપોર પછી તેઓ બજારમાં ગયા, ત્યાં એક પખાલી પખાલ ભરીને જતો હતો. તે બોલ્યો કે "જે આ પખાલનું

પાણી પીશે, તેના ઉપર પ્રભુ પ્રસન્ન થશે."

આ સાંભળીને મહર્ષિ મારૂફે તે પાણી લઇને પીધું. આ જોઇને લોકોએ પૂછયું કે "અરે, આ શું કર્યું? તમારે તો ઉપવાસ છે ને?"

તેઓ બોલ્યા કે "હા, એ સાચું; પણ એના બોલવા ઉપરથી મને પીવાની ઈચ્છા થઈ. જો એમાં મ્હારી ભૂલ થઈ હશે, તો દયાળુ પ્રભુ મને ક્ષમા કરશે."

એક વાર મહર્ષિ મારૂફ મહર્ષિ રેજાને ઘેર મહેમાન થયા હતા. ત્યાં શત્રુના ટોળાએ આવી પહોંચીને તે ગૃહ ઉપર હલ્લો કર્યો. શત્રુના આઘાતથી મહર્ષિ મારૂફના પડખાનું પાંસળું ભાંગી ગયું. આથી તેમને ખાટલે પડવું પડયું, મરણપથારી વખતે તેમને સરી સકતીએ વિનતિ કરી કે "ઋષિવર! આપ મને કાંઇ ઉપદેશ આપો."

તેઓ બોલ્યા કે "જયારે મ્હારૂં શરીર છૂટે, ત્યારે તમે મ્હારા શરીર ઉપરનાં લુગડાં કાઢી લઇને બીજા કોઇ ગરીબને દાન કરજો. હું માતાના ગર્ભમાંથી બહાર આવ્યો, ત્યારે નાગોજ આવ્યો હતો અને પૃથ્વી ઉપરથી જાઉં, ત્યારે પણ નાગોજ જવા ઇચ્છું છું."

જયારે તેઓ સ્વર્ગસ્થ થયા, ત્યારે યાહુદીઓ, ખ્રિસ્તીઓ અને મુસલમાનો, દરેક એમજ કહેવા લાગ્યા કે "તેઓ તો અમારાજ સંપ્રદાયના હતા અને અમેજ તેમના અનુયાયી સેવકો છીએ. તેમના જવાથી તો અમે અમારા નેતા ખોયા છે." તેમની છેલ્લી દફન–ક્રિયા વખતે યાહુદીઓએ, ખ્રિસ્તીઓએ અને મુસલમાનોએ ભાગ લીધો હતો; પણ શબને સંસ્કાર તો ઇસ્લામી બંધુઓએજ કર્યો હતો. મહર્ષિ સરી સકતી કહે છે કે, એક વાર મેં સ્વપ્નમાં મારૂફ ગોરખીને ઇશ્વરના સિંહાસન પાસે મૂર્છિત દશામાં જોયા હતા અને પ્રભુથી નીકળેલો આ ધ્વનિ સાંભળ્યો હતો કે "હે દેવો! કહો, આ વ્યક્તિ કોણ છે?"

દેવો બોલ્યા કે "હે પ્રભુ! આપ અમારાથી અધિક જાણો છો."

પ્રભુ બોલ્યા કે "આ વ્યક્તિ તે મારૂફ ગોરખી છે. મ્હારા પ્રેમમાં તે વિહ્વળ બની ગયેલા છે અને મ્હારા દર્શનસિવાય તેમને ચૈતન્ય પ્રાપ્ત થશે નહિ."

## આ મહાત્માનાં વચનામૃત

૧–વીરતા ત્રણ બાબતમાં જોઇ શકાય છેઃ–(૧) અસત્યાચરણ કર્યાવિના નિર્વાહ ચલાવવો, (૨) જરૂરી ચીજ ન મળે ત્યારે પણ પ્રભુની પ્રશંસા કરવી, અને (૩) વગર માગ્યે દાન આપવું.

૨–ઇશ્વરના આશ્રિત માણસનાં લક્ષણો આ પ્રમાણે છેઃ–(૧) તેના વિચારનો પ્રવાહ ઇશ્વર તરફજ વહેતો હોય છે, (૨) ઇશ્વરમાંજ તેની સ્થિતિ હોય છે અને (૩) ઇશ્વરની પ્રીતિમાટેજ તેનાં બધાં કાર્યો થતાં હોય છે.

૩–પ્રભુ જ્યારે પોતાના ભક્ત ઉપર વિશેષ પ્રસન્ન થાય છે, ત્યારેજ શુભ કાર્યોનાં દ્વાર તેને વાસ્તે ખુલ્લાં મૂકે છે અને હલકી વાણીનું દ્વાર એને માટે બંધ કરે છે.

૪–જે કથન અમલમાં ન મૂકી શકાયું હોય, તે વિષે કાંઇ પણ કહેવું એ જૂઠું બોલવા જેવું છે.

૫–ભ્રમ અને નિદ્રામાંથી મુક્ત થઇ અનેક અનિષ્ટકારક બાબતોમાંથી ચિત્તવૃત્તિને અટકાવવી, એજ માનસિક ઉન્નતિની ચાવી છે.

૬–શુભ કાર્યો કર્યાવિનાજ સ્વર્ગની અભિલાષા રાખવી એ મૂર્ખતા છે, ઈશ્વરાજ્ઞા પાળ્યા વિનાજ પાપક્ષમાની આશા રાખવી એ દુરાશા છે અને આધીનતા સ્વીકાર્યા વિનાજ દયાની આશા રાખવી એ નાલાયકી છે.

૭–જ્યારે તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે, ત્યારેજ સારરહસ્ય અને ગૂઢ તત્ત્વ સમજાય છે; અને જે જે વસ્તુસ્થિતિઓ સંસારી માણસોના તાબામાં હોય છે તેના ઉપર અરુચિ થાય છે.

૮–જે માણસને સત્તા અને માલિકી વહાલી છે, તે કદી પણ મુક્તિ મેળવી શકતો નથી.

૯–હું એક એવો માર્ગ જાણું છું, કે જે માર્ગે ચાલવાથી ઈશ્વરની પાસે જલદી પહોંચાશે. તે માર્ગ એ કે, તમે કદી માણસ પાસેનું કાંઇ પણ ઈચ્છશો નહિ અને તમારી પાસે કોઇ કાંઇ પણ ઇચ્છે એવું પણ કશું તમે તમારી પાસે રહેવા દેશો નહિ.

૧૦–તમારી જીભને લોકનિંદાથી તેમ લોકસ્તુતિથી પણ દૂર રાખજો.

૧૧–પ્રશ્ન—કયા ઉપાયથી સાધનાના સાચા અધિકારી થવાય ? ઉત્તર–અંતરમાંથી સંસાર ઉપરની પ્રીતિ દૂર કરો. જ્યાંસુધી કોઈ પણ દુનિયાઇ વસ્તુ તમારા અંતરમાં સ્થાન પામી હોય ત્યાંસુધી તમે જેટલી પણ બંદગી અને નમસ્કાર વગેરે કરશો, તે બધું તેજ વસ્તુને માટે થયેલું હશે.

૧૨—પ્રશ્નઃ–પ્રભુપ્રેમ શી રીતે પ્રગટે ? ઉત્તર–શિક્ષણથી કે પંડિતોના બોધથી નહિ, પણ પ્રભુપ્રીત્યર્થે કર્તવ્યો કરી પ્રભુની પ્રસન્નતા મેળવવાથી.

૧૩–પ્રશ્ન–મને કાંઇ ઉપદેશ આપશો ? ઉત્તર–ઇશ્વર ઉપર તમે બધો

વિશ્વાસ મૂકી દેશો, એટલે ઈશ્વર પણ બધી રીતે તમારો સહાયક થશે, તમારી સાથે રહેશે અને તમે પોતે પણ તેનામાંજ સ્થિતિ પામશો. તમારા ઉપર દુઃખ કે કલેશનો વખત આવે, ત્યારે પણ એ વિષે બીજા કોઈને કાંઇ ન કહેતાં તેને-(પ્રભુને)જ કહેજો; કેમકે તેના સિવાય આ સમગ્ર સંસારમાં બીજું કોઈપણ તમને કાંઇ પણ નફો કે નુકસાન કરવાને શક્તિમાન નથી. માટે જે મહાન વૈદ્ય(પરમાત્માની) પાસે બધાંજ મહૌષધો હાજર છે, તેનીજ દવા કરો. કાંઇ પ્રાર્થના કરો તોપણ તેનીજ પાસે કરો.

૧૪–તે પરમાત્મા તને પળેપળ જુએ છે; માટે દરેક બાબતમાં ઈશ્વરનો ભય રાખી સાવધાનતાથી ચાલીશ તોજ તું પરમ ઉન્નતિને પામી શકીશ.

---

# ૩૫–તપસ્વી સરીં સકતી

તપસ્વીશિરોમણિ સરીં સકતી બગદાદના રહેવાસી હતા. તેઓ ઇંદ્રિય સંયમમાં, ઉચ્ચ સાધનાઓમાં અને અધ્યાત્મ–દર્શનમાં પોતાનો ઘણો સમય ગાળતા. તેથી તેમનું સાંસારિક જીવન નિસ્તેજ લાગતું હતું; પરંતુ તેમનો આત્મા બહુજ બળવાન હતો. અલૌકિક સ્વારાજ્યના મુસાફર હોવા ઉપરાંત તેઓ ઇશ્વરમહિમાના પણ જાણકાર અને પ્રદર્શક હતા. તત્ત્વવેત્તાઓના નેતારૂપે અને ભકતમંડળીના આચાર્યતરીકે પણ તેઓ પ્રસિદ્ધ હતા. વિવિધ શાસ્ત્રોમાં તેઓ પારંગત હતા; આ સંસારનાં સુખ તેમજ દુઃખોને સમાન ગણવામાં તેઓ સાગર જેવા ગંભીર હતા; ધૈર્ય તથા પાંડિત્યમાં પર્વત જેવા અડગ ને સ્થિર હતા; દયા અને સૌજન્યના ભંડારરૂપ હતા અને આધ્યાત્મિક રહસ્યોમાં તથા ગૂઢ તત્ત્વોમાં તેમની અદ્ભુત પ્રતિભા ઝળહળી રહેતી. પ્રથમ તેમણે બગદાદમાં એકેશ્વરવાદ અને તત્ત્વજ્ઞાન પ્રસારવા પ્રયત્ન આરંભ્યો હતો. ઈરાકના અનેક જિજ્ઞાસુઓ અને ત્યાગીઓ તેમના શિષ્ય થયા હતા. તપસ્વી હબીબ રચીના દર્શનનો લાભ તેમને થયો હતો.

પ્રથમાવસ્થામાં તેઓ ભોંયે પડેલાં ફળો વીણીને વેચવાનો ધંધો કરતા. અરબી ભાષામાં ભોંયે પડેલાં ફળને દર્શાવવામાં "સકત" શબ્દનો ઉપયોગ થાય છે, તેથી એવાં ફળો વેચનારતરીકે લોકો એમને સકતી કહેતા.

તપસ્વી સરીં પહેલાં બગદાદમાં રહેતા હતા. ત્યાં તેમની એક દુકાન

હતી. દુકાનમાં પડદા પાછળ પેસી તેઓ સેંકડો વાર ઉપાસના કરતા. એક વાર એક માણસ લગામગિરિથી તેમનાં દર્શને આવ્યો. બારણા પાસેનો પડદો ખસેડી તેમને સલામ કરી અને કહ્યું કે "લગામગિરિથી આવેલો અમુક ફકીર આપને સલામ કરે છે."

તેને ઉત્તર આપતાં સર્રી બોલ્યા કે "જે માણસ પર્વતના શિખર ઉપર નિવાસ કરે છે, તેનાથી કંઇ ખાસ કાર્ય સધાતું નથી. હું તો એવા માણસો ઇચ્છું છું, કે જેઓ ગામમાં રહેતા હોય છતાં પણ ઈશ્વરની સમીપતાજ સાધતા હોય.

સર્રી વેચાણમાં દશ મુદ્રાએ અર્ધી મુદ્રા કરતાં એટલે કે સેંકડે પાંચ ટકા કરતાં વધારે લાભ લેવા ઇચ્છતા નહિ. એક દિવસ તેમણે સાઠ મુદ્રાની બદામો વેચવા દલાલને આપી. નસીબયોગે તે દિવસે બદામોનો ભાવ વધ્યો. લાલે આવી કહ્યું કે "આપની બધી બદામો વેચી નાખું?"

સર્રીએ પૂછયું કે "શી કિંમતે માગે છે?"

દલાલ—"નેવુ મુદ્રાએ."

સર્રી—"મારો નિશ્ચય છે કે, સેંકડે પાંચ ટકા કરતાં વધારે નફો લેવો નહિ."

દલાલ—"હું આપની વસ્તુ ઓછો નફો થાય એવી રીતે વેચવામાં આપનો મદદગાર થઇ શકીશ નહિ, એમ પાણીને મૂલ્યે વેચી શકીશ નહિ."

સર્રી—"અને હું પણ મારો સંકલ્પ તોડીશ નહિ."

દલાલે બદામો વેચી પણ નહિ અને સર્રીએ ઓછી કિંમતે વેચવા સંમતિ પણ આપી નહિ.

બગદાદનું બજાર એક વાર બળી ગયું. ત્યારે તપસ્વી સર્રી સકતી એવે વિચારે રાજી થયા કે, ઠીક થયું કે મ્હારી દુકાન બળી ગઇ અને વેપારધંધામાંથી મોકળો થયો; પણ તેમને સમાચાર મળ્યા કે, સર્રી સકતીની દુકાન તો બળી નથી. આથી તેઓ નારાજ થયા અને તરતજ દુકાને જઇ જે માલ હતો તે તમામ ગરીબ ગરબાંને વહેંચી દીધો અને પોતે સંન્યાસધર્મનો આશ્રય લીધો. તેમને કોઇએ પૂછયું કે, આપના વૈરાગ્યની પ્રથમાવસ્થા શી રીતે શરૂ થઇ? તેમનો જવાબ આ હતો કે "એક વાર તપસ્વી હબીબ રયી મ્હારી દુકાને આવ્યા. મેં તેમને કાંઇક દાન આપવા માંડયું, ત્યારે તેમણે કહ્યું કે 'તમારે જે આપવાનું હોય તે ભિખારીઓને આપો, એટલે પ્રભુ તમારૂં ભલું કરશે.' મને મહાત્માએ જે દિવસે આ આશીર્વાદ આપ્યો, તેને બીજેજ દિવ-

એ મ્હારી ચિત્તવૃત્તિમાં ફેરફાર થવા લાગ્યો. મ્હારા અંતઃકરણમાં સંસારની અસારતાના વિચારો ઉભરાવા લાગ્યા."

"બીજી એક વાર મારે ત્યાં ઋષિવર મારૂફ ગોરખી આવી ચઢયા. તેમની સાથે એક અનાથ બાળક પણ હતો. તે ઋષિએ મને કહ્યું કે 'આ બાળકને એક લુગડું આપ.' મેં તેમ કર્યું, ત્યારે તેઓ બોલ્યા કે 'પ્રભુ કરે અને તારા અંતરમાંની સાંસારિક વાસનાઓ નીકળી જાય. સંસારની ઉપાધિમાંથી તે તને મુક્ત કરે.' મહર્ષિ મારૂફ ગોરખીના એ આશીર્વાદનેજ પ્રતાપે મ્હારી સાંસારિક લાલસાઓ નાશ પામી."

સર્રી સકતી કઠોર સાધના સાધનારા સાધુ હતા. મહર્ષિ જુન્નેદ કહે છે કે, સર્રી સકતીના કરતાં ઉંચો સાધક મેં બીજો જોયો નથી. અઢાર વર્ષની ઉંમર પછી તેમણે કદી પણ ભોંયે લાંબું પડખું કર્યું નથી. ભીંતે અઠીંગીને તેઓ નિદ્રા લેતા. મરણસમયે મહાવ્યાધિથી તેઓ ઘેરાયા, ત્યારેજ પોતે પથારીમાં લાંબા થઇને સૂતા અને પ્રાણ છોડયા.

સર્રી સકતી કહે છે કે "હું રોજ દર્પણમાં મ્હારૂં મોઢું એટલા માટે જોઉં છું કે મ્હારૂં મુખ પાપની કાળાશથી તો મલિન થયું નથી? મ્હારા અંતરમાં હમેશાં એવીજ અભિલાષા રહેતી કે, જગતનાં તમામ પ્રાણીઓનાં દુઃખો ભલે મ્હારા ઉપર આવે, પણ જગતનાં પ્રાણીઓ દુઃખથી મુક્ત થાય. જો કોઈ માનવ બંધુ મ્હારી પાસે આવે અને વિરક્તિના અભિમાનમાં તેના તરફ ધ્યાન ન આપું તો મને ભય રહે છે કે રખેને મારૂં નામ કપટી માણસોનીજ પંક્તિમાં લખાશે."

બશર હાફિ કહે છે કે, હું સર્રી સિવાય કોઇની પાસે કાંઇ ચીજ માગતો નહિ; કેમકે હું તેના વૈરાગ્યને બરાબર જાણતો હતો. પોતાના હાથમાંથી કોઇ વસ્તુ બીજાની પાસે જાય, ત્યારેજ સર્રીના મનમાં આહ્લાદ થતો.

એક વાર મહર્ષિ જુન્નેદ સર્રીને કહેવા લાગ્યા કે, એક વાર અમે કેટલાક નપુંસક માણસોની પાસે ગયા, ત્યારે તેમને જોઇને અમને વિચાર આવ્યો કે 'આ બિચારા અત્યંત હીન દશામાં છે.' આના ઉત્તરમાં સર્રી બોલ્યા કે "મ્હારા મનમાં કદી પણ એવો ભાવ ઉત્પન્ન થતો નથી કે આ ભૂમંડળમાંના કોઈ પણ માણસ કરતાં હું શ્રેષ્ઠ છું." જુન્નેદ બોલ્યા કે "શું તમે નપુંસક કરતાં પણ શ્રેષ્ઠ નથી?"

તેઓ બોલ્યા કે "જરા પણ નહિ."

એક સજ્જન કહે છે કે "મેં ઘણા મહર્ષિઓ જોયા છે, પરંતુ જીવોના ઉપર દયા રાખનાર સરીના જેવો બીજો માણસ કયાંય જોયો નથી. મહાત્મા સરીને જયારે કોઈ માણસ સલામ ભરતું, ત્યારે તેઓ મોઢું બગાડીને સલામ ઝીલતા. એક માણસે તેમને આમ કરવાનું કારણ પૂછયું, ત્યારે તેઓ બોલ્યા કે "પ્રેરિત પુરુષ બોલેલા છે કે, એક માણસ જયારે કોઇને સલામ કરે છે, ત્યારે સલામ કરનાર ઉપર પ્રભુની એકસો કૃપા ઉતરે છે અને મુખમંડળ પ્રસન્ન રાખી જે માણસ સલામ ઝીલે છે, તેના ઉપર પ્રભુની નેવુ (૯૦) કૃપા ઉતરે છે. હવે સલામ ઝીલતી વખતે હું એટલામાટે મોઢું બગાડું છું કે એ નેવુ કૃપાનો લાભ પણ સલામ કરનારને પ્રાપ્ત થાય."

ઇશ્વરપ્રેમમાં મસ્ત બનેલા એક સાધુનાં દર્શન કરવાની સરીને અભિલાષા થઈ. દૈવયોગે કોઇ ગિરિશિખર ઉપર તેમને એવો સાધુ મળી આવ્યો. પાસે જઇ તેમણે નમન કરીને પેલા સાધુને પૂછયું કે "આપ કોણ છો?"

સાધુ—"તે"

સરી—"આપ શું કરો છો?"

સાધુ—"તે"

સરી—"આપ શું ખાઓ છો?"

સાધુ—"તે"

સરી—"આપ વારંવાર 'તે' નો ઉચ્ચાર કરો છો, તો 'તે' શબ્દ શું પરમેશ્વરને ઉદ્દેશીને બોલો છો?"

આ સાંભળતાંજ પેલો પ્રેમી સાધુ 'તે'નો ઉચ્ચ ધ્વનિ પોકારી ઉઠયો અને તેના પ્રાણ ચાલ્યા ગયા.

મહર્ષિ જુન્નેદે એક વાર સરીને પ્રશ્ન પૂછયો કે 'પ્રેમ એટલે શું?' ત્યારે સરી બોલ્યા કે "ઘણાં માણસો આ બાબતમાં ઘણી વાતો કહે છે; પણ આ જુઓ." આટલું કહી તેમણે પોતાના હાથ ઉપરની ચામડી ખેંચી ઉંચી કરવા માંડી, પણ તે ચામડી હાડકાને એટલી તો ચોંટી ગયેલી હતી કે ઉંચી થઇ શકી નહિ. પછી તેઓ બોલ્યા કે પ્રભુના મહિમાના શપથ ખાઇને હું કહું છું કે આ શરીરનું ચામડું તેના પ્રેમાગ્નિથી બળી રસરહિત થઇ ગયું છે અને હાડકાંને વળગી ગયું છે." આટલું બોલતાં બોલતાં તેઓ મૂર્ચ્છિત થઈ ગયા અને તેમ છતાં પણ તેમના મુખમંડળ ઉપર પ્રભુપ્રેમનો પરમ આહ્લાદ ચંદ્રની પેઠે ઝળકી રહ્યો હતો. પછી કેટલીક વારે જાગ્રત થઇને સરી બોલ્યા કે "જે પ્રભુનો

ખરેખરો કિંકર છે, તે તો તેના પ્રેમમાં એટલો બધો મસ્ત રહે છે કે તેના શરીર ઉપર તમે તલવાર કે ભાલાનો ઘા મારો, તોપણ તેને તેનું ભાન રહેતું નથી. મ્હારામાં પણ જ્યારે એવો પ્રભુપ્રેમ જાગશે, ત્યારેજ હું માનીશ કે, હું ખરેખરો પ્રભુભક્ત છું."

સરીં કહે છે કે, માણસો મ્હારી પાસે જ્ઞાન પ્રાપ્ત કરવાને આવે છે એવા સમાચાર જ્યારે હું સાંભળતો, ત્યારે પ્રાર્થના કરીને કહેતો કે "હે પ્રભુ ! તમે પોતેજ આ લોકોને કાંઈક જ્ઞાનદાન આપો, કે જેથી મ્હારે તેમના તરફ ધ્યાન આપવું પડે નહિ. હું એવું કદી પણ ઇચ્છતો નથી કે લોકો મ્હારી પાસે જ્ઞાન લેવા માટે આવે."

એક માણસ ત્રીસ વર્ષસુધી કઠોર સાધનામાં પ્રવૃત્ત હતો. કોઇએ તેને પૂછ્યું કે "આપની આવી સાધનાની પ્રવૃત્તિ શી રીતે ઉદ્ભવી ?"

તે બોલ્યો કે, મહર્ષિ સરીંના આશીર્વાદને પ્રતાપે હું આ દશા ભોગવું છું. હું એક વાર તેમને ઘેર ગયો અને કમાડ ખખડાવ્યું. આ સમયે તેઓ એકાંતમાં સાધના કરતા હતા. તેમણે ખખડાટ સાંભળીને પૂછ્યું કે "કોણ એ?"

મ્હેં કહ્યું કે "એક પ્રભુપ્રેમી."

સરીં—"જો તમે પ્રભુપ્રેમી હોત તો તો પ્રભુમાંજ પ્રેમ રાખત, મ્હારી પાસે શું કામ આવ્યા છો?" આટલું કહીને પછી પ્રભુને ઉદ્દેશી તેઓ બોલ્યા કે "હે પ્રભો ! આને તમારો બનાવો અને તમારામાં ડૂબાવો, કે જેથી તે તમારાવિના બીજા કોઈ તરફ મિથ્યા દોડાદોડ કરે નહિ. આ બનાવ બન્યા પછી મ્હારા હૃદયમાં એક પ્રકારનો એવો ભાવ જાગ્રત થયો, કે જેને લીધેજ આ સાધનામાં મ્હારી પ્રવૃત્તિ થઇ છે.

સભામાં એક વાર સરીં ઉપદેશ આપતા હતા. તે સભામંડપની પાસેથી બગદાદનરેશનો કોઇ અમલદાર બહુજ ઠાઠમાઠથી ચાલ્યો જતો હતો. એ અમલદારની પાછળ અનેક નોકરચાકરો ચાલતા હતા. સભામાં અનેક માણસોને એકઠા થયેલા જોઇને તે બોલ્યો કે "તમે સૌ અહીં ઉભા રહો. હું આ સભામાં જાઉં છું અને પેલો ઉપદેશક શું બોલે છે, તે સાંભળી આવું. જ્યાં જવુંજ જોઇએ નહિ એવાં કેટલાંય સ્થળે હું ગયો હોઇશ, તે જોતાં આવી સભામાં જવાથી તો મને નુકસાનજ થનાર નથી."

આટલું કહીને તે સભામાં ગયો. તે વખતે સરીંના મુખમાંથી આ વચન નીકળ્યું કે "નિર્બળ મનના માણસને અમલદારી મળતાં તે પ્રભુનો એટલો

બધો અપરાધી થાય છે કે આખા ભૂમંડળમાં પણ એવો અપરાધી બીજો ભાગ્યેજ મળી આવે.”

સર્રીના જીભરૂપી ધનુષમાંથી આ વચનબાણ જેવું નીકળ્યું કે તરતજ પેલા અમલદારના હૃદયની આરપાર નીકળી ગયું. એ અમલદારનું નામ અહમદ હતું. આ વચન સાંભળતાં તો તે આક્રંદ તથા વિલાપ કરવા લાગ્યો અને તેથી મૂર્ચ્છિત પણ થઇ ગયો. પછી તો તે ત્યાંથી રોતો રોતો પોતાને ઘેર ગયો. એ રાત્રે તેણે ભોજન પણ કર્યું નહિ તથા કોઇની સાથે વાતચીત પણ કરી નહિ. પછીથી એક દિવસ વીલે મ્હોંએ અને શોકાતુર ચિત્તે તે એકલો અને પગે ચાલી સભામાં આવ્યો અને ત્રીજે દિવસે તો ફકીરી વસ્ત્રોજ ધારણ કરીને તેણે સભામાં હાજરી આપી. સભા સમાપ્ત થયે તે સર્રીની પાસે જઈને બોલ્યો કે “પૂજ્ય ગુરુજી! આપની વાતોએ મને ઘણી અસર કરી છે. મ્હારા અંતરમાંથી સંસારની પ્રીતિ ઉતરી ગઈ છે અને ઇચ્છું છું કે, લોકસમૂહને છોડી હું નિર્જન પ્રદેશનો આશ્રય લઉં. હવે મને સંસારમાં ગમતું નથી. ધાર્મિક મુસાફરો જે માર્ગે પ્રભુને મળી શકે છે, તેજ માર્ગ હવે મને બતાવો.”

સર્રીએ પૂછ્યું કે “તું સાધારણ માર્ગે જવા ઇચ્છે છે કે વિશેષ માર્ગે જવા ઇચ્છે છે?”

અહમદ—“ મને એકેય માર્ગની ખબર નથી. બન્ને માર્ગની હકીકત મને કહો. ”

સર્રી—“રોજ સર્વ મનુષ્યોની સાથે પાંચ વાર નિમાજ પઢવી અને ધન હોય તો ધર્માર્થે દાન કરવું, એ સાધારણ માર્ગ છે; પરંતુ સંસારનો સંપૂર્ણ ત્યાગ કરવો, કોઇ પણ જાતની સાંસારિક મોજમજાઓમાં પ્રવૃત્ત ન થવું અને દરેક ક્ષણ તેનુંજ ધ્યાન ધરવું, એ ખાસ માર્ગ છે અને તે ઉત્તમ છે.’

પછી અહમદ ત્યાંથી ચાલ્યો ગયો અને અરણ્યમાં જઇ તે એક ઝાડ નીચે પ્રભુધ્યાનમાં બેસી ગયો.

કેટલાક દિવસો પછી એક ઘરડી ડોસી રોતી–કૂટતી અને વાળ ખુંટતી સર્રીની પાસે આવી અને બોલી કે “હે ભક્તપ્રવર ! મારો અહમદ અહીંઆં પ્રસન્ન–મુખે આવ્યો હતો અને તમારી પાસેથી રોતો રોતો ચાલ્યો ગયો છે. ઘણા દિવસથી મેં તેને જોયો પણ નથી અને કયાં ગયો તે પણ જાણતી નથી! તે મને ભેગો થાય એવો બંદોબસ્ત કરો.” આમ કહીને તે ડોસી રોવા અને માથું કૂટવા લાગી. આ જોઇ સર્રીને દયા આવી. તેઓ બોલ્યા કે “ માજી !

શોક ન કરો. કશું ખોટું થયું નથી. અહમદ આવશે, એટલે હું તમને ખબર અપાવીશ. તેના મનનું પરિવર્તન થયું છે. તેણે સંસારત્યાગ કર્યો છે, હવે એ સંસારી નથી."

કેટલાક દિવસ ગયા પછી એક રાત્રે અહમદ મહાત્મા સરીંની પાસે આવ્યો, એટલે તેમણે એક માણસને મોકલી એ હકીકત અહમદની માતાને જણાવી.

અહમદનું શરીર સૂકું લાકડી જેવું ક્ષીણ થઈ ગયું હતું તથા મોઢું પણ ફિક્કું પડી ગયું હતું. પોતાના ગુરુને જોઇ અહમદ બોલ્યો કે "હે દયાળુ ગુરુ! આપે બોધ આપીને સંસારના અંધકારથી મ્હારો જેમ ઉદ્ધાર કર્યો છે, તેમ દયાળુ પ્રભુ આપને પણ ઐહિક અને પારલૌકિક સુખશાંતિ બક્ષો."

મહર્ષિ સરીં પાસે અહમદ ઉપલી વાતચીત કરે છે, ત્યાં તો તેની જનેતા, તેની પત્ની અને એક નાનો બાળક તે સ્થળે આવી પહોંચ્યાં. માતાએ જોયું તો પોતાનો અહમદ ફાટયું તૂટયું વસ્ત્ર પહેરી બેઠો છે, તેનું શરીર સૂકાઇ ગયેલું છે અને તેના માથા ઉપરના વાળ અસ્તવ્યસ્ત ઉડે છે. માતાએ પોતાના પુત્રની આવી ખરાબ અવસ્થા કદી પણ જોઈ નહોતી; એટલે એ તો બાપડી દુઃખની મારી વિહ્વળ થઇ ગઇ અને દોટ મૂકીને તેણે પુત્રને બાથમાં લીધો. બીજી બાજુ તેની ધર્મપત્ની ઉભી ઉભી અખંડ અશ્રુધારા વહાવતી હતી અને નાનો બાળક પણ "ઓ બાપુ!" "ઓ બાપુ!" કરીને રોતો હતો. આ રોકકળ તથા કરુણ વિલાપ સાંભળીને સરીંની આંખોમાંથી પણ અશ્રુધારા ચાલી. અહમદની ધર્મપત્ની પુત્રને તેના પિતાની પાસે ઉભો કરીને બોલી કે "આ બાળકને ગ્રહણ કરો અને જ્યાં જાઓ ત્યાં આને પણ સાથે લેતા જાઓ. હું એને શી રીતે મોટો કરી શકું?"

અહમદને સંસારમાં પાછો લઇ જવા માટે તેમણે જેટલો બન્યો તેટલો પ્રયત્ન કર્યો; પણ કશું ફળ આવ્યું નહિ. મહર્ષિ સરીંની તરફ જોઇ અહમદ બોલ્યો કે "ગુરુવર! આપે આ લોકોને શામાટે સમાચાર આપ્યા?" તેઓ મ્હારા માર્ગમાં વિઘ્ન કરશે, મ્હારૂં અનિષ્ટ કરશે."

પછી આ નવીન સંન્યાસી વનમાં જવા ઉભો થયો, ત્યારે તેની ધર્મપત્ની બોલી કે "તમે હયાત છતાં પણ મ્હને વિધવા બનાવી પુત્રને પિતાહીન–નિરાધાર કરો છો. આ બાળક "મ્હારા બાપુ કયાં?" "મ્હારા બાપુ ક્યાં?" એવું બોલીને શોધશે, ત્યારે હું એને શી રીતે શાંત કરી શકીશ? તમે તમારા

પુત્રને સાથે લેતા જાઓ !"

અહમદ—"ભલે, તેમ કરીશ."

આટલું કહીને તેણે પુત્રના શરીરપરનાં વસ્ત્રાભૂષણો ઉતારી નાખ્યાં અને તેને એક કામળીનો કકડો ઓઢાડયો તથા હાથમાં એક ઝોળી આપી.

પછી પુત્રને પણ સાથે લઇને તે ચાલવા લાગ્યો. આ દેખાવ જોઇને માથું પછાડતી પત્ની બોલી કે "હાય, ખુદા ! આ દશ્ય જોવાની તો મારામાં જરાએ શક્તિ નથી. અરેરે, મ્હારા એકના એક પુત્રને પણ ફકીર બનાવી ચાલવા લાગ્યા !"

કશો પણ ઉત્તર ન આપતાં અહમદ જંગલમાં ચાલ્યો ગયો. કેટલાંક વર્ષ પછી એક રાત્રે તે બાળક તાપસપ્રવર સર્રીની ઝુંપડીએ આવી તેમને કહેવા લાગ્યો કે મને મ્હારા પિતા તથા ગુરુવર અહમદે આપની પાસે મોકલ્યો છે અને કહેવરાવ્યું છે કે "હવે મ્હારા જીવનની છેલ્લી પળો છે, તો પધારીને આપશ્રી મને દર્શન આપો."

આ સાંભળીને મહર્ષિ સર્રી એકદમ ઉભા થયા અને તે બાળક સાથે જંગલમાં ગયા. જોયું તો એક નાનકડી ઝુંપડીમાં અહમદ ભોંય ઉપર સૂતેલો છે, તેનો પ્રાણવાયુ બહુજ ધીમેથી ચાલે છે અને મુખમાંથી કાંઇક અસ્ફુટ ઉચ્ચાર નીકળે છે. મહર્ષિ સર્રીએ તેના મુખ પાસે કાન મૂકી સાંભળ્યું તો આ પ્રમાણે સંભળાયું કે "હે ગુરુજી! આપ બરાબર વખતે પધાર્યા. મ્હારા જીવનની આ છેલ્લી પળ છે. પ્રણામ, પ્ર....ણા....મ !"

મહર્ષિ સર્રીએ તરતજ અહમદનું મસ્તક ભોંય ઉપરથી ઉંચું કરીને પોતાના ખોળામાં લીધું. પછી સ્નેહાશ્રુથી ભરેલાં નેત્રોથી એક વાર ગુરુજીનાં દર્શન કરીને અહમદનાં નેત્રો મિંચાયાં અને છેલ્લો શ્વાસ ચાલ્યો ગયો.

અહમદની છેલ્લી ક્રિયા કરવા સારૂ મહર્ષિ સર્રી રોતા રોતા ચાલવા લાગ્યા. ત્યાં તો શહેરમાંથી આવતાં અનેક માણસો તેમણે જોયાં. મહાત્માએ તેમને પૂછયું કે "તમે સૌ કયાં જાઓ છો ?"

માણસો—"કાલે રાત્રે એવી દેવવાણી થઇ છે કે "જે માણસો પ્રભુભક્ત અહમદની છેલ્લી ક્રિયાની નમાજમાં ભાગ લેવા ઇચ્છતા હોય, તેમણે શ્મશાને જવું અને એ પવિત્ર કાર્યમાં ભાગ લઇને પોતે પણ પવિત્ર થવું."

એક દિવસે સર્રી ધૈર્યના સંબંધમાં ઉપદેશ આપતા હતા. તે વખતે એક વીંછી તેમના શરીર ઉપર ચઢયો અને પોતાનો ઝેરી આંકડો તેમને વારંવાર મારવા મંડયો.

આ જોઇને કેટલાક લોકોએ તેમને કહ્યું કે "આ વીંછીને તમે કેમ ખંખેરી નાખતા નથી?"

સર્રી—"ધૈર્યવિષે વ્યાખ્યાન આપવું અને વ્યાખ્યાનકારે ધૈર્ય ન રાખવું, એ શું શરમની વાત નથી?"

એક વાર ઈશ્વરપ્રાર્થના કરતી વખતે સર્રી આ પ્રમાણે બોલ્યા હતા કે "હે મ્હારા પ્રભુ! વિચાર કરૂં છું તો તારો મહિમા મ્હને એવો સ્તબ્ધ કરી નાખે છે કે તેથી હું તારી વંદના પણ કરી શકતો નથી. તું કહે છે કે, જીભથી તું મ્હારૂં ગુણગાન કર, પણ હે પ્રભો! મ્હારી બે–ત્રણ આંગળની નાનકડી જીભમાં તારા ગુણમાહાત્મ્યનો સમાવેશજ શી રીતે થઈ શકે? વળી મ્હારી જીભ પણ ગંદી અને દોષથી ભરેલી છે, એટલે પણ તે તારો પવિત્ર પ્રસંગ શી રીતે વર્ણવી શકે?"

સર્રી કહે છે કે, મ્હારાથી પ્રભુપ્રત્યે એક વાર જે એક આભારદર્શક વચન બોલાઇ ગયેલું તેને માટે હું ત્રીસ વર્ષથી ક્ષમા માગ્યા કરૂં છું. કોઇએ પૂછ્યું કે "એ વચન શું હતું?"

સર્રી—"બગદાદના બજારમાં એક વાર આગ લાગી. કોઇએ આવી મને કહ્યું કે "તમારી દુકાન સળગી ગઇ નથી." ત્યારે મ્હેં ઈશ્વરનો આભાર માન્યો હતો. મ્હારા બીજા માનવ ભાઇઓના દુઃખનો વિચાર નહિ કરતાં મ્હેં માત્ર મ્હારૂંજ સુખ ઇચ્છયું હતું–અર્થાત્ બીજાઓને ઘણુંય નુકસાન થયું તેનો મને કશોજ ખેદ ઉપજ્યો નહિ અને પાડોશી ભાઇઓનું અકુશળ અને મ્હારૂં એકલાનુંજ કુશળ સાંભળીને મેં ઇશ્વરને ધન્યવાદ આપ્યો હતો. તેને લીધે મ્હને હજુ પણ શરમ અને પશ્ચાત્તાપ થાય છે."

એક વાર સર્રીએ જુન્નેદને કહ્યું કે "મ્હારૂં મરણ બગદાદમાં થાય એવું હું ઇચ્છતો નથી. બગદાદની જમીન પોતાના ઉદરમાં મ્હને છેલ્લું શયન આપે તેથી તેને કલંકિત થવું પડશે; કેમકે લોકો મ્હને સાધુ ગણે છે, પણ હું કેવો અસાધુ છું, તે તો મ્હારૂં મનજ જાણે છે."

મહર્ષિ જુન્નેદ કહે છે કે, છેલ્લી ઘડીએ જ્યારે સર્રી પીડાતા હતા અને હું તેમની પાસે બેઠો હતો, ત્યારે આ પ્રમાણે પ્રસંગ બન્યો. પથારી પાસે એક પંખો પડયો હતો તે લઇને મ્હેં તેમને પવન નાખવા માંડયો. એટલે તેમણે મ્હને કહ્યું કે "પંખો હલાવવો નહિ. પવન નાખવાથી તો અગ્નિ વધારે પ્રજ્વલિત થઇ હેરાન કરે છે."

મેં કહ્યું કે "મ્હને કાંઇ છેવટનો ઉપદેશ આપો."

સરી—"માણસના સહવાસની લાલચથી લોભાઇ તમે પ્રભુનો સહવાસ કરવાનું ચૂકશો નહિ."

જુન્નેદ—" આ વચનથી તો આપે આપના સહવાસથી પણ મ્હને વિમુખ કર્યો?"

સરી–"હા, એમજ."

આટલું કહેતાં તો તેમનો આત્મા પરલોકમાં ચાલ્યો ગયો.

## આ મહાત્માનાં વચનામૃત

૧–હે યુવકો! તમે જ્યાંસુધી ઘરડા અને નિર્બળ થયા નથી, ત્યાંસુધીમાંજ તમારા જીવનનું મુખ્ય કાર્ય સાધી લો. ઘડપણમાં એ કામ નહિ બને.

૨–ધનવાન પાડોશીથી અને રાજસભાના પંડિતોથી દૂરજ રહેજો.

૩–જો કોઈ સાધક એવું ઇચ્છતો હોય કે, મારૂં ધર્મકાર્ય નિર્વિઘ્ને ચાલે, મારૂં તન તથા મન સદા સુખશાંતિમાં રહે તો તે માણસે વિષયી લોકોના સમાગમથી દૂરજ રહેવું.

૪–નીચે જણાવ્યા કરતાં વધારે મળે તે નિષ્પ્રયોજન અને બોજારૂપજ છેઃ–(૧) પ્રાણ ટકી શકે એટલું અન્ન, (૨) તરસ દૂર થાય એટલું જળ, (૩) લજ્જા નિવારણ થાય તેટલાં વસ્ત્ર, (૪) રહેવા જેટલુંજ ઘર અને (૫) ઉપયોગી થાય એટલુંજ જ્ઞાન.

૫–કોઇ માણસ એક બગીચામાં પ્રવેશ કરે અને તે બગીચાનાં સેંકડો વૃક્ષ ઉપર બેઠેલાં અસંખ્ય પક્ષીઓ મધુર સ્વરે કહે કે "ઓ ઇશ્વરપ્રેમી! આપને અમે વંદન કરીએ છીએ." આથી જો તે માણસ ફૂલાઇ જાય તો તે મિથ્યાભિમાની પણ થવાનોજ.

૬–પોતાના દોષો જોવા–શોધવા–નહિ એનુંજ નામ ધર્માંધપણું છે.

૭–કહેણી પ્રમાણે રહેણી હોય નહિ એનુંજ નામ ઠગાઇ છે.

૮–જે શક્તિવડે ઇંદ્રિયો અને મનને વશ કરી શકો,તેનુંજ નામ શક્તિ છે.

૯–જે માણસ સંપત્તિનો સદુપયોગ કરી શકતો નથી, તેની સંપત્તિનો એવો તો જલદી વિનાશ થવાનો કે તેના જાણવામાં પણ નહિ આવે.

૧૦–તમારી જીભ તમારા અંતરની આરસી છે અને તમારી મુખાકૃતિ તમારા હૃદયની આરસી છે.અંદરના ભાવ ગમે તેટલા છુપાવવા ધારશો, તોપણ તમારી મુખાકૃતિ તો તે કહીજ દેવાની.

૧૧-મન ત્રણ જાતનાં છેઃ-એક જાતનું મન પર્વતના જેવું અડગ હોય છે, તેથી તેને કોઇ ચલાયમાન કરી શકતું નથી. બીજા પ્રકારનું મન ઝાડ જેવું હોય છે, તેથી તેને બહારના સંયોગોરૂપી વાયુ વારંવાર હલાવ્યા કરે છે. ત્રીજા પ્રકારનું મન તણખલા જેવું હોય છે. તેને બાહ્ય સંયોગોરૂપી પવન ગમે ત્યાં ફેંકયા કરે છે.

૧૨-સારા માણસો ગમે તેટલા આગળ વધે તોપણ તેમનું વધવું અને દોડવું સંસારી બાબતોમાંજ રહીને બીજું નહિ તો લોકકીર્તિ તો ઇચ્છતાજ હોય છે; ત્યારે પ્રભુપ્રેમીઓ સાંસારિક પદાર્થ, કીર્તિ વગેરેની તુચ્છતા સમજી ચૂકેલા હોવાથી તેમને માટે તો એ દુનિયાઈ સાધુતા અને સર્વ પદાર્થો વિઘ્નકારક અને ત્યજવા યોગ્યજ લાગ્યા કરે છે.

૧૩-દુનિયાઇ સાધુજનો (સારા માણસો) કોઇ સારી બાબતમાં પ્રવેશીને પછી તેમાં એવા બંધાઇ જાય છે કે આગળ વધી શકતા નથી; અને તેથી તેમની ઉન્નતિની સીમા ત્યાંજ આવી રહે છે-અર્થાત્ તેમનેમાટે અત્યારસુધી જે બાબત સારી હતી તે હવે તેમને માટે નઠારી (એટલે કે તેમને વધારે ઉન્નત થતાં અટકાવનારી) બની રહે છે.

૧૪-સંસારપ્રેમી સારા માણસોની પેઠે પ્રભુપ્રેમીઓ વચ્ચે અટકી નહિ રહેતાં આગળજ વધ્યા જાય છે અને તેની સાથે આત્મનિરીક્ષણ પણ કરતાજ ચાલે છે. આથીજ તેઓ પરમાત્મસાક્ષાત્કારે પહોંચે ત્યારેજ જંપે છે. એ દરમિયાન વચમાં ગમે તેવી જબરી શૃંખલાઓ (સાંકળો) તેમને બાંધવા આવે તોપણ તેના અંકોડા તોડી નાખે છે.

૧૫-સ્વર્ગીય લજ્જા અને સ્વર્ગીય પ્રેમ એ તો જે હૃદયમાં સહનશીલતા અને વૈરાગ્ય હોય, તેજ હૃદયમાં પ્રવેશી શકે છે, બીજામાં નહિ.

૧૬-જે અંતઃકરણમાં સાંસારિક લાલસાઓ ભરાયેલી હોય છે, તેમાં આ પાંચ બાબતો રહી શકતી નથીઃ-(૧) ઇશ્વરનો ભય, (૨) ઇશ્વરમાં આશા, (૩) ઇશ્વર ઉપર પ્રેમ, (૪) ઇશ્વરથી લજ્જા અને (૫) ઇશ્વરસાથે મિત્રતા.

૧૭-કોઇપણ માણસના આત્મજ્ઞાનનું માપ, તે ઇશ્વરની સમીપ કેટલો પહોંચ્યો છે, તે ઉપરથીજ થઇ શકે છે.

૧૮-જે માણસ પોતાના ધર્મગ્રંથનો મર્મ જાણે છે અને તે મર્મ પ્રમાણે કાર્ય કરે છે, તેજ સાચો ધર્મપ્રેમી અને મર્મગ્રાહી છે.

૧૯-સત્યને ખાતર જે માણસ ધૈર્ય જાળવી શકે છે, તેજ આગળ વધે છે.

૨૦–પરલોકમાં ધર્મપ્રવર્તકો પોતપોતાના અનુયાયીઓને પોતાની પાસે બોલાવશે અને પ્રભુપ્રેમીઓને તો પ્રભુ પોતેજ પોતાની પાસે બોલાવશે.

૨૧–ઇશ્વરાનુરાગ, એ પણ ઋષિજનોની ઉત્તમ અવસ્થા છે.

૨૨–જે માણસ પોતાનો આહાર ઓછામાં ઓછી જરૂર પૂરતો રાખે છે, જે ઓછામાં ઓછુંજ શયન કરે છે અને જળમાં ડૂબેલો માણસ બહાર નીકળવા મંથન કરે તેની પેઠે જે બહિર્મુખતા તજી પ્રભુમયતામાંજ વધારે રહેવાય તેમ કરે છે, તેજ ઋષિ છે.

૨૩–ઇશ્વર કહે છે કે "હે ભક્ત ! જ્યારે તારા મનમાં મારૂં સ્મરણ–મનન વધારે પ્રબળ થશે, ત્યારેજ હું તારા ઉપર આસક્ત થઇશ."

૨૪–ઋષિ સૂર્યસમાન છે, કેમકે તેમનો ઉપદેશ સર્વત્ર જાગૃતિરૂપી જ્યોતિ ફેલાવે છે. ઋષિ પૃથ્વીસમાન છે, કેમકે તેનું હૃદય દુર્જનોનાં પણ વચનબાણ ધીરજથી સહન કરે છે. ઋષિ જળસમાન છે, કેમકે તેમનાં વચન સૌનાં હૃદયોમાં ધર્મરૂપી અમૃત સિંચ્યા કરે છે. ઋષિ અગ્નિસમાન છે, કેમકે તેમનું ચારિત્ર્ય જગતને તેના જીવનપથમાં પ્રકાશ આપે છે.

૨૫–સાંસારિક વિષયો તરફની દોડ કરવાનું જેણે છોડી દીધું છે, માત્ર ક્ષુધાની શાંતિ થાય તેટલાજ અન્નથી જેને તૃપ્તિ મળે છે, અંગ ઢંકાય તેટલાંજ વસ્ત્રોથી જેને સંતોષ રહે છે, જરૂર કરતાં એક પણ વસ્તુ વધારે જે રાખતો નથી અને સંસારીઓના સંસર્ગથી છેટો રહે છે, તેજ ખરેખરો વૈરાગ્યવાન છે.

૨૬–સંસાર ઉપર વૈરાગ્ય ઉપજવો એજ સાધનાનું મૂળ સાધન છે અને સંસારથી દૂર થવું એ પુરુષાર્થનું મૂળ સાધન છે.

૨૭–પ્રભુપ્રેમી માણસ જ્યારે પોતાના શરીરપ્રત્યે પણ સ્નેહરહિત થાય છે, ત્યારેજ તેની સાધના અને તેનું જીવન સુખરૂપ બને છે.

૨૮–જ્યાંસુધી એક ગામ છોડાય નહિ, ત્યાંસુધી બીજા ગામમાં પહોંચાય નહિ; તેમ માણસ જ્યાંસુધી સંસારનો સંબંધ છોડી શકતો નથી, ત્યાંસુધી પ્રભુના સ્થાનમાં પહોંચી શકતો નથી.

૨૯–જે વસ્તુ પોતાની નથી તે વસ્તુને જે પોતાની માને–મનાવે છે, તે ઇશ્વરની દૃષ્ટિમાં તો હલકોજ પડી જાય છે.

૩૦–જેનો લોકોમાં જેટલો પરિચય વધારે હોય છે, તેટલી તેનામાં સત્યની ન્યૂનતા હોય છે.

૩૧–કોઇને પણ પીડા ન કરવી અને સ્વાર્થરહિત જીવન ગાળવું, એ

સાધુ સ્વભાવનું લક્ષણ છે.

૩૨–તમે માત્ર અનુમાનો તથા શંકાઓ ઉપરથીજ કોઇ ઉત્તમ માણસથી જૂદા પડશો નહિ.

૩૩–પાપનો પરિત્યાગ ત્રણ કારણોથી થઇ શકેઃ–(૧) નરકભય, (૨) સ્વર્ગ-કામના અને (૩) ઇશ્વરથી લજ્જા.

૩૪–જ્યાંસુધી માણસ પોતાની ધર્મવૃત્તિને પ્રબળ કરી લૌકિક કામના-ઓને દૂર કરી શકતો નથી, ત્યાંસુધી તેનામાં વિશેષતા આવતી નથી.

# ૩૬–તપસ્વી અબુ સુલેમાન દારાચી

તાપસવર અબુ સુલેમાન બહારથી તથા અંદરથી નિઃસંગ હતા. ભેખ-ધારી તેમજ આંતરિક જ્ઞાનીઓમાં અને ત્યાગીઓમાં તેઓ આદર્શરૂપ હતા, ઉજ્જ્વળ મોતીસમા હતા. હૃદયની અત્યંત કોમળતાને લીધે તે સમયના લોકો તેમને "રય હોલ કલુબ" (હૃદયકમળ) એવા ઉપનામથી બોલાવતા. કઠણ સા-ધનામાં, ભૂંખ–તરસ વેઠવામાં, ધૈર્ય ધારણ કરવામાં, આંતરિક અવસ્થા વિચા-રવામાં અને માનવજીવનમાં મૂળ ઘાલી બેઠેલાં પાપો શોધવામાં તથા આત્મ-નિરીક્ષણ કરવામાં પણ એ સમયે તેમના જેવો કોઈ નહોતો. તેઓ મધુર ભાષામાં સારભૂત તત્ત્વો અને ઉચ્ચ આધ્યાત્મિક ભાવો પ્રગટ કરતા. તુર્ક-સ્તાનમાં દારાબુદ નામના એક ગામમાં તેમનો જન્મ થવાથી તેઓ દારાચી કહેવાયા છે. અહમદ ખયરી તેમના શિષ્ય હતા.

અહમદ ખયરી કહે છે કે, એક દિવસ હું નિર્જન સ્થળમાં ઉપાસના કરતો હતો, ત્યાં મને અત્યંત આનંદ પ્રાપ્ત થયો.

બીજે દિવસે એ વાત મેં અબુ સુલેમાનને કહી. એ સાંભળીને તેઓ બોલ્યા કે "તું એક દુર્બળ માણસ દેખાય છે. તારી એકાંત (નિર્જનતા) તારી પીઠ પાછળ રહેલી છે અને જનસમૂહતા તારા સન્મુખ ભાગમાં રહેલી દેખાય છે. આથીજ નિર્જનતામાં તારી એક પ્રકારની દશા થાય છે, જ્યારે જનસ-મૂહમાં બીજા પ્રકારની દશા થાય છે; પરંતુ શ્રદ્ધાળુ અને બળવાન પ્રભુભકતો-ને તો નિર્જન સ્થાન અને વસ્તીસ્થાન બન્ને સરખાંજ છે.

અબુ સુલેમાન કહે છે કે, એક દિવસ મસ્જીદમાં શિયાળાની રાત્રે ટાઢ બહુ

કષ્ટ આપતી હતી, તેથી નમાજ પઢતી વખતે એક હાથ મ્હેં વસ્ત્રમાં સંતાડી રાખેલો હતો, એટલે તે હાથમાં મને આરામ લાગતો હતો. પછી હું જ્યારે સૂઇ ગયો, ત્યારે આવી દૈવી વાણી સાંભળી કે "અબુ સુલેમાન! તેં જે હાથ બહાર રાખ્યો હતો, તે હાથમાં મ્હારે જે આપવાનું હતું તે મેં આપ્યું છે. જો બીજો હાથ બહાર રાખ્યો હોત તો તેમાં આપવા જેવું તેમાં પણ અપાયું હોત."

આ બનાવ બન્યા પછી મેં પ્રતિજ્ઞા કરી કે, શિયાળામાં તેમજ ઉનાળામાં બન્ને હાથ બહાર રાખ્યા વિના ઉપાસનાજ કરવી નહિ.

અબુ સુલેમાન કહે છે કે, મક્કામાં મેં એક સાધકને જોયો હતો. ઝમઝમના જળસિવાય બીજું કાંઇજ તે ખાતોપીતો નહિ. મેં તેને પૂછયું કે "ભાઇ! આ જળ જયારે સૂકાઇ જશે, ત્યારે શાથી નિર્વાહ કરશે ?"

આ વાત સાંભળતાંજ તે ઉભો થયો અને બોલ્યો કે "ઇશ્વર તમારૂં કલ્યાણ કરો. હું આટલાં વર્ષોસુધી ઝમઝમનો પૂજારી હતો, પરંતુ હવે મ્હારી એ ભૂલ પણ સ્પષ્ટ સમજયો." આટલું કહીને તે ત્યાંથી કયાંક ચાલ્યો ગયો.

મહર્ષિ અબુ સુલેમાન કહે છે કે "મ્હારે એક ભાઇ હતો. તે જે માગતો તે હું તેને આપતો, એક વાર મ્હેં તેની પાસે કાંઇક માગ્યું, ત્યારે તેણે કહ્યું કે "કેટલીવાર માગ્યા કરો છો ?" ત્યારથી મ્હારા અંતરમાંથી ભાંઇતરીકેની મિઠાશ જતી રહી.

તપસ્વી ફ્રુઝલનો પુત્ર કુરાનમાંનાં સજાને લગતાં વચનો સાંભળી શકતો નહિ. એ વચનોથી તેને અત્યંત ભય લાગતો. ફ્રુઝલને કોઇએ પૂછયું કે "આપનો પુત્ર આવો બીકણ શી રીતે થયો ?"

તેઓ બોલ્યા કે "નજીવા અપરાધથીજ તે બીકણ બન્યો છે." અબુ સુલેમાનની પાસે આ વાત આવી ત્યારે તેઓ બોલ્યા કે "અધિક અપરાધ હોય તો અધિક ભય લાગે છે. તુચ્છ અપરાધથી વધારે ભય લાગતો નથી."

એક વાર અબુ સુલેમાને પોતાના શિષ્યને કહ્યું કે "કોઇ બંધુથી તને કાંઇ નુકસાન થાય, તોપણ તું તેનો તિરસ્કાર કરતો નહિ. જો કરીશ તો તું પણ સામા એવા શબ્દો સાંભળીશ, કે થયેલા નુકસાન કરતાં પણ તે શબ્દોથી તને વધારે માઠું લાગશે."

શિષ્ય—"અનુભવને અંતે મને પણ એજ સમજાયું છે."

અબુ સુલેમાને ઇશ્વરને સંબોધીને આ પ્રમાણે નિવેદન કર્યું હતું કે "હે પ્રભો ! જે માણસ તમારે શરણ થઈ શકતો નથી, તે તમારી સેવા કયાંથીજ

કરી શકે ? વળી જે માણસ તમારી મરજીવિરુદ્ધ વર્તવામાં શરમાતો નથી, તે શી રીતે તમારી દયાની આશા રાખી શકે ?"

અબ્દુલ કરીમનો પુત્ર સાલેહ કહે છે કે "શ્રદ્ધાળુના હૃદયમાં આશા અને ભય એ બન્ને જ્યોતિના જેવાં છે." કોઇએ સામેથી પૂછ્યું કે "એ બન્ને જ્યોતિઓમાં કયી જ્યોતિ વધારે પ્રકાશવાળી છે ?"

તેઓ બોલ્યા કે "આશાની જ્યોતિ."

અબુ સુલેમાન આ વાત સાંભળી બોલ્યા કે "એમ કેમ કહેવાય ? મને તો સ્પષ્ટ જણાય છે કે, ભયને લીધેજ વિષયવિરાગ થાય છે, ઉપાસનાઓ થાય છે, રોજા–ઉપવાસ કરાય છે અને અનેક સત્કાર્યોની યોજના થાય છે. આશાથી તો કાંઇજ થતું નથી."

અબુ સુલેમાનની પાસે જો કોઇ પાપી પ્રસંગની વાત કરતું, તો તેઓ તે પાપ કરનારને માટે શોકાતુર બની રુદન કરતા અને કહેતા કે "સાધનામાં પણ એનેજ લીધે ઘણાં વિઘ્ન આવે છે."

જ્યારે અબુ સુલેમાનનું મરણ સમીપ આવ્યું, ત્યારે સાધકોએ તેમને કહ્યું કે "આપ અમને કંઇક સદુપદેશ આપતા જાઓ; કેમકે હવે આપ પાપની ક્ષમા કરનાર પ્રભુ પાસે જાઓ છો."

તેઓ બોલ્યા કે "તમે પણ કેમ કહેતા નથી કે હું ઈશ્વરની પાસે જાઉં છું ?" ત્યાર પછી એક બે વાતો કરી તેમણે પ્રાણ છોડયા. દેહ છોડયા પછી તેમને એક જણે સ્વપ્નમાં જોઇને પૂછ્યું કે "અબુ સુલેમાન! પરમેશ્વરે તમારા તરફ કેવું આચરણ રાખેલું છે ?"

તેઓ બોલ્યા કે "બહુજ સારૂં. મ્હારા ઉપર દયા દર્શાવી છે, મને ઘણી સંપત્તિ આપેલી છે; પરંતુ આ મંડળની વિખ્યાતિથી મને બહુ નુકસાનથયું છે."

## આ મહાત્માનાં વચનામૃત

૧–પૂરેપૂરૂં ભોજન લેવાથી નીચે મુજબ થાય છેઃ–

(૧) તે ઇશ્વરસાધનાની મધુરતા અનુભવી શકતો નથી. (૨) તેની યાદશક્તિ ઘટી જાય છે. (૩) લોકોના ઉપર યોગ્ય દયા દર્શાવી શકતો નથી; કેમકે તે માને છે કે પૃથ્વી ઉપરનાં તમામ માણસો મ્હારી પેઠે તૃપ્ત થયેલાં છે. (૪) સાધના કરવી તેને માટે મુશ્કેલ થઇ પડે છે. (૫) ઇંદ્રિયના ભોગોની ઇચ્છા પ્રબળ થાય છે. (૬) તમામ શ્રદ્ધાળુઓ પ્રભુના મંદિરમાં આવ–જા કરે છે, ત્યારે

આ ભાઇ જાજરૂમાં આવ-જા કર્યા કરે છે.

૨-પ્રભુને અતિપ્રિય સામગ્રી અલ્પાહાર છે. જેના ઉપર પ્રભુની પરમ કૃપા થાય છે, તેનેજ એ અલ્પાહારરૂપી સાદું છતાં અતિ અગત્યનું સાધન સૂઝે છે. કેમકે પેટ ભરીને ભોજન કરનારની તમામ ઇંદ્રિયો અને મન બાહ્ય-બાબતો તરફજ રહ્યા કરે છે.

૩-પરલોકના દ્વારની કુંચી કયી? ઉત્તર—સ્વલ્પાહાર.

૪-સંસારના દ્વારની કુંચી કયી? ઉત્તર—પૂર્ણભોજન.

૫-આ લોકનું કે પરલોકનું કોઇપણ કામ પૂરૂં થતાં સુધી ભોજન તરફ તો દૃષ્ટિજ કરતા નહિ; અને જમો તોપણ અલ્પાહાર કરી બુદ્ધિને સતેજ અને દુનિયાઇ વાસનાઓને દુર્બળ બનાવજો.

૬-અલ્પ ભોજનથી હૃદયનો ભાર પણ હળવો થશે અને સ્વર્ગીય જ્ઞાનનો પ્રકાશ તમારી બુદ્ધિમાં વધારે પ્રસરશે.

૭-જો હું કોઇ રાત્રે અન્નનો એકાદ કોળીઓ પણ ઓછો લઉં છું, તો પ્રાતઃકાળ સુધી ઉપાસનામાં મને વધારે આનંદ મળે છે. સાધારણ લોકોની રાત્રિ સૂર્યાસ્ત થતાં શરૂ થાય છે, પરંતુ હું તો જ્યારે પેટ ભરીને જમું છું, ત્યારે મ્હારા અંતરમાં રાત્રિ શરૂ થાય છે; કેમકે પેટ ભરીને ખાવું એ અંતરની જ્યોતિને હોલવી નાખે છે.

૮-જે માણસના અંતરમાં પ્રભુપ્રેમની જ્યોતિ પ્રકટે છે, તેજ પારલૌકિક કર્તવ્યમાં પ્રવેશ અને સાંસારિક કામનાઓનો ત્યાગ કરી શકે છે, અન્ય નહિ.

૯-જે કોઇ માણસને પ્રભુપ્રેમી થવું હોય અને પ્રભુનો પ્રેમ મેળવવો હોય, તેણે તો અવશ્ય દરેક બાબતમાં સર્વજ્ઞ પ્રભુથી ડરીને ચાલવું પડશે.

૧૦-જ્યારે ઈશ્વરભક્ત દુનિયાઇ પ્રવૃત્તિઓના મોહથી તથા કપટભાવ-થી વેગળો થાય છે, ત્યારેજ તે મોક્ષપદને પામી શકે છે.

૧૧-સત્યપ્રિય માણસ પણ હૃદયના ભાવો યથાવત્ વર્ણવી શકશે નહિ.

૧૨-દરેક વસ્તુને માટે કાંઇ ને કાંઇ એકાદ તો અલંકાર હોય છેજ. પ્રભુપ્રેમથી દ્રવિભૂત થવું એ હૃદયનો ઉત્તમોત્તમ અલંકાર છે.

૧૩-જો તમે સરળતાને વાહન બનાવીને તથા સત્યને તલવાર બનાવીને ચાલવા લાગશો, તો નક્કી માનજો કે,ઇશ્વર પણ તમારી ઇચ્છા કરશે.

૧૪-તમે ઈશ્વરની પાસે સ્વર્ગની કામના કરો નહિ અને નરકથી રક્ષણ માગો નહિ, એજ પ્રભુની શરણતાનો સાચો સ્વીકાર છે.

૧૫–વૈરાગ્યની હદ ક્યાં છે? અને નિવૃત્તિનો છેડો ક્યાં છે? તે હું જાણતો નથી; હું તો માત્ર થોડોક રસ્તોજ જાણું છું.

૧૬–તમે તમારાં કાર્યોમાં દાંભિકતા દર્શાવો નહિ, એજ સાચો વિનય છે.

૧૭–માણસને સાચું આત્મજ્ઞાન થાય નહિ, ત્યાંસુધી તે સાચો વિનયી પણ થઇ શકતો નથી.

૧૮–સંસાર એ જરા પણ સારવાળી વસ્તુ નથી, એ વાત જ્યાંસુધી માણસના હૃદયમાં ઠસતી નથી, ત્યાંસુધી તે સાચો વૈરાગ્ય મેળવવા શક્તિમાન થતો નથી.

૧૯–જે વસ્તુ તમોને પ્રભુથી દૂર રાખે તેને છોડી દેવી એનુંજ નામ વૈરાગ્ય છે.

૨૦–તમારા પોતાના વૈરાગ્યવિષે કોઇ આગળ કશું કહેતા નહિ.

૨૧–જીભને કાબુમાં રાખવાથી દૃઢતા પ્રકટ થાય છે.

૨૨–સ્વલ્પ ભોજન એ સર્વ સાધનામાં ખાસ મુદ્દાની વસ્તુ છે.

૨૩–સંસારી પદાર્થો ઉપર પ્રેમ હોવો એજ તમામ પાપોનું મૂળ છે.

૨૪–સાધકના જીવનમાં જ્યારે બધાં આચરણો એવાજ હેતુથી બન્યા કરે કે જેથી પ્રભુ તરફજ તેનું ચિત્ત રહ્યા કરે અને ઈશ્વરસિવાય બીજી બાબતનો વિચાર પણ કરે નહિ, ત્યારે તે ઋષિની અવસ્થાએ પહોંચ્યો છે એમ સમજવું.

૨૫–સાંસારિક બાબતોનું ચિંતન હોવું એજ મુક્તિના માર્ગમાં મોટો અંતરાય છે.

૨૬–દૈવી બાબતોના શ્રવણચિંતનથી ચિત્તની શુદ્ધિ અને હૃદયની જાગૃતિ થાય છે.

૨૭–પાપનો બદલો દુઃખરૂપે મળવાથી સારા થવાની જરૂર સમજાય છે.

૨૮–નેત્રોમાં અશ્રુ અને હૃદયમાં પ્રભુમહિમાના ચિંતનપૂર્વક અભ્યાસ કરો.

૨૯–માણસ બીજી કોઇ બાબતમાટે નહિ તો અત્યારસુધી નજીવી બાબતોમાં વખત જતો રહ્યો તેને માટેજ ખેદ કરે ને અશ્રુ સારે તો તેટલું પણ તેને મરતાંસુધી સન્માર્ગે ચલાવે છે.

૩૦–જે માણસ ઈશ્વરની પ્રાપ્તિ ઈચ્છે છે, તે તો બીજી–ત્રીજી બાબતો જવા દઇને પ્રભુસેવામાંજ રહે છે તથા થયેલા અપરાધોને માટે ખેદ કરે છે.

૩૧–સ્વર્ગલોકમાં અનેક મેદાનો છે. જ્યારે કોઇ પ્રભુનો દાસ ઈશ્વરના કથા–કીર્તન કે ચિંતન–સ્મરણમાં જોડાય છે, ત્યારે દેવતાઓ સ્વર્ગમાં તે

ભક્તને નામે વૃક્ષોની હાર રોપે છે; અને જ્યારે તે ઇશ્વરના પ્રસંગથી વિમુખ થાય છે, ત્યારે દેવો પણ પેલી વૃક્ષોની હારથી વિમુખ થાય છે.

૩૨–જે માણસ દહાડે સત્કર્મ કરે છે, તે રાત્રે બદલો મેળવે છે; ને જે રાત્રે સત્કર્મ કરે છે, તે દહાડે બદલો મેળવે છે. "ઇસ હાથ દે, ઉસ હાથ લે."

૩૩–જે માણસ દુનિયાઇ પદાર્થોથી ઉપરામ થાય છે, તેના મનમાં તે તરફ જરા તરા વાસના રહેલી હોય છે તે પણ પ્રભુ કૃપા કરીને લઇ લે છે.

૩૪–સંસારમાં જો તમને સાધ્વી પત્ની મળી હશે, તો સાંસારિક કાર્યો-માંથી તે તમને એટલી ફુરસદ તો જરૂરથી આપશે, કે જેથી તમે પારલૌકિક કાર્યોમાં જોડાઇ શકો; પરંતુ જો પુત્ર કે સ્ત્રી તમને પ્રભુથી વેગળાં રાખે એવાં હોય તો તો તેમને શત્રુઓજ માનીને દૂર ભાગજો.

૩૫–તમે જે સાધનાવડે જીવતાં જીવતજ શાંતિ અને ઉન્નતિ મેળવી શકો નહિ, તે સાધનાથી દેહાંત પછી પણ કશોજ લાભ થનાર નથી.

૩૬–જેને આવશ્યકતા છે, તેનેજ દાન આપવું એ શ્રેષ્ઠ દાન છે.

૩૭–ત્યાગી–વિરાગી જનોનું જે છેલ્લું પગથીઉં છે, તે પ્રભુનો અનન્ય-ભાવે આશ્રય લેનારનું તો માત્ર પહેલુંજ પગથીઉં છે.

૩૮–પ્રભુની અવગણના કરનારા માણસો જો આટલી સીધી સાદી વાત પણ સમજી શકે કે, તેઓ પોતાની જીંદગીમાં પાપ–પ્રપંચાદિદ્વારા જે મહા-નુકસાની વહોરી રહ્યા છે, તે પાછળથી ઘડપણમાં (ગોવિંદને ગાવાનો વખત મળે તોપણ) સુધરી શકનાર નથી; તો તો તેમના મનમાં અત્યારથીજ એવી ચિંતા જાગી ઉઠે કે જેથી તરતજ તેઓ એ દુનિયાઇ મોહને (અને તેની સાથે રૂપિયે પાઇ–પૈસો દાન કરીને પ્રભુને ઠગી શકવાની આશાને પણ) જરૂર છોડી દે; એટલુંજ નહિ પણ થયેલાં પાપો બદલ તેમને જે સજા થવાની છે, તેના ભયના માર્યા મરી જાય, તોપણ નવાઇ નથી.

૩૯–જ્યારે ઇશ્વરપ્રેમીનાં આધ્યાત્મિક નેત્રો ઉઘડે છે, ત્યારે તેમનાં બાહ્ય નેત્રો મીંચાઇ જાય છે.

૪૦–જો સમગ્ર આધ્યાત્મિક જ્ઞાનની એકાદ મૂર્તિ બનાવીને કોઇ સ્થળે સ્થાપવામાંઆવે, તો તેના તરફ જોતાંવેંતજ પ્રાણ ન તજી દે, એવો એક પણ માણસ આ જગતમાં મળી આવે તેમ નથી; કેમકે એ જ્યોતિજ એવી અજબ વસ્તુ છે કે આખા જગતની જ્યોતિઓ (સૂર્ય, વિજળી વગેરે) ભેગી થઇને આવે તોપણ તે તેના આગળ ઝાંખી ઝસ થઇ જવાની.

૪૧–શ્રદ્ધાળુ માણસનું હૃદય ઈશ્વરના ગુણાનુવાદ ગાવા–સાંભળવાથી અત્યંત પવિત્ર થાય છે. બ્રહ્મચર્ચા તેનું અન્ન છે, પ્રભુપ્રેમ તેની શાંતિ છે, મસ્જીદ કે મંદિર–એ તેની દુકાન છે, ભજન–કીર્તન તેનો વેપાર છે, ધર્મગ્રંથ તેની મુડી છે, ભૂલોક તેનું ખેતર છે, પરલોક તેનું ખળું છે ને પ્રભુપ્રાપ્તિ એ તેના પરિશ્રમનું ફળ છે.

૪૨–પ્રભુપ્રાપ્તિના લાભ આગળ આ સમગ્ર સંસાર મચ્છરની પાંખ જેટલો પણ નથી, એટલે એવા તુચ્છ પદાર્થ તરફ વૈરાગ્ય ઉપજવો એ કાંઈ મોટી વાત નથી.

૪૩–ધૈર્ય બે પ્રકારનું છે. એક તો અણુગમતી વસ્તુસ્થિતિ આવી પડે તોપણ ગભરાઇ ન જતાં ધીરજ રાખવી તે; અને બીજું જે વસ્તુસ્થિતિને ઈચ્છતા હોય તે મેળવવામાં ધીરજ રાખવી તે.

૪૪–જે માણસ માનવજીવનની કિંમત સમજી શકતો નથી, તે દુઃખી અને સાધુની સેવાની મીઠાશ માણી શકતો નથી.

૪૫–જે હૃદયમાં સાંસારિક પ્રીતિ ભરેલી હોય છે, તે હૃદયમાં પારલૌકિક તેમજ અલૌકિક વાતો ટકવા ન પામતાં તરતજ ભાગી જાય છે.

૪૬–જે માણસ અહંતામમતા દૂર કરીને પ્રભુની સાથે સંબંધ સ્થાપવા ચાહે છે, તે સર્વ બાબતો પ્રભુ ઉપરજ મૂકી દે છે અને પ્રભુ પણ તેના જીવનની કાળજીથી રક્ષા કરીને તેને સર્વોત્તમ પદનો અધિકારી બનાવે છે.

૪૭–પ્રભુ કહે છે કે, હે મારા ભકત! જો તું મારી શરમ–મર્યાદા રાખીશ, તો હું તારા તમામ અપરાધો લોકોની આગળ ગુપ્ત રાખીશ.

૪૮–પ્રભુના ભકતો એવા હોય છે કે તેઓ તેના સાથી તરીકે પણ કાર્ય કરતાં શરમાઇ જાય છે તો પછી હરીફતરીકે તો સ્પર્ધા કરેજ ક્યાંથી! આમ હોવાથીજ તેઓ તેના આજ્ઞાંકિતતરીકે અને બને તો માત્ર તેના હથિયારતરીકેજ કાર્ય કરે છે–અર્થાત તેના સાથી બનવામાં મિથ્યાભિમાન રહેલું છે અને આજ્ઞાંકિત બનવામાં તો અહંતા–મમતાનું નામ–નિશાન પણ હોતું નથી. આથીજ જેવા સંયોગો ઈશ્વર આપે તે પ્રમાણે સાધક કાર્ય કરે છે.

૪૯–ઈશ્વરનો આજ્ઞાંકિત બનવા પહેલાં મ્હારે અનેક અવસ્થાઓ વટાવવી પડી છે તે પછીજ આધીનતાની મીઠી સુગંધનો લાભ હવે મળવા લાગ્યો છે. જો ઈશ્વરાજ્ઞા એવી હશે, તો દુનિયાઇ માણસોની પાછળ મ્હારે કદાચ તેમની સેવામાટે નરકમાં જવાનું હશે તો ત્યાં પણ કશાયે સંકોચસિવાય જઇ વસીશ.

# ૩૭—તપસ્વી અબુ અલ્લિ શકિક

તપસ્વીકુલભૂષણ અબુ અલ્લિ શાકક બલ્ખના રહેવાસી હતા. તેઓ અતિશય શ્રદ્ધાળુ, ગૂઢ તત્ત્વદર્શી, વૈરાગ્યસંપત્તિવાળા, પરમ શ્રદ્ધાપાત્ર અને તેજસ્વી તપસ્વી હતા. તે સમયના જ્ઞાનીઓમાં તેઓ અનુપમ મહાપુરુષ તથા સર્વ જ્ઞાનીઓના ગુરુતરીકે ગણાયા હતા. વૈરાગ્યમાં અને સાધનામાં એમની અત્યંત દઢતા હતી. તેમણે ઇશ્વર ઉપરજ નિર્ભર રહીને સમગ્ર જીવન ગાળ્યું હતું. વિવિધ શાસ્ત્રોમાં તેમની નિપુણતા હતી. તેમણે અનેક ગ્રંથોની રચના કરી હતી. તેઓ તપસ્વી હાતમ હાસમના ધર્માચાર્ય હતા. તપસ્વી ઇબ્રાહીમ આદમની સાથે તેમના ધર્મજીવનનો પ્રારંભ થયો હતો. તેમણે અનેક ધર્માચાર્યોનો સહવાસ કર્યો હતો. અબુ અલ્લિ શકિક કહે છે કે, સત્તરસો ગુરુઓનું શિષ્યત્વ મેં સ્વીકાર્યું હતું અને અનેક ગ્રંથોનું અધ્યયન કર્યું હતું. આ સર્વનો સાર એ સમજ્યો છું કે, આ જગતમાં ચાર બાબતોથી ઇશ્વરની પ્રસન્નતા મળે છેઃ–(૧) જીવિકાની નચિંતાઇ ઉપજવામાં, (૨) સત્કાર્યમાં અનુરાગ, (૩) પાપ સાથે શત્રુતા અને (૪) મૃત્યુને માટે તૈયારી.

અબુ અલ્લિ શકિકનું જીવન આ રીતે પરિવર્તન પામ્યું હતુંઃ-તેઓ વ્યાપારાર્થે તુર્કસ્તાનમાં ગયા હતા. ત્યાં એક મંદિરમાં તેઓ દર્શન કરવા ગયા. ત્યાં એક માણસ કોઈ મૂર્તિનું પૂજન કરતો હતો અને વારંવાર આર્ત્તનાદ કરી પોતાના ગુન્હા નિવેદન કરતો હતો. ત્યારે શકિકે તેને કહ્યું કે "ભાઇ! તારો બનાવનાર તો એક ચૈતન્યપૂર્ણ, જ્ઞાનમય અને સર્વશક્તિમાન પ્રભુ છે. તું તેની પૂજા કર, મૂર્તિપૂજા કર નહિ અને જરા લજ્જિત થા. વળી સમજ કે, આ મૂર્તિમાં કશી શક્તિ નથી." આ સાંભળી પેલો મૂર્તિપૂજક બોલ્યો કે "તું એમ કહેતો હોય કે મ્હારા ઇષ્ટદેવમાં કશી શક્તિ નથી; તો તો તારા ઈશ્વરમાં પણ તને તારા પોતાના દેશમાં આજીવિકા આપવાની શક્તિ નથી. જો તે ઇશ્વરમાં એવી શક્તિ હોત તો તું આ દૂર દેશમાં આજીવિકા મેળવવા નજ આવત."

આ વાત સાંભળીને શકિક જાગ્રત થઇ ગયા અને બલ્ખમાં પાછા ફર્યા. રસ્તામાં એક અગ્નિપૂજક સાથે તેમનો મેળાપ થયો. તેણે શકિકને પૂછ્યું કે "તમે શું કામ કરો છો ?"

મહર્ષિ—"હું વ્યાપાર કરૂં છું."

અગ્નિપૂજક—"તમારા નશીબમાં જે મળવાનું નિશ્ચિત થયેલું હશે, તે તો તમે ગમે ત્યાં હશો, ત્યાં આવી મળશે; અને જે તમારા નસીબમાં નિર્ધારેલું નહિ હોય, તેને મેળવવાને તમે ગમે તેટલી દોડાદોડ કરશો તોપણ તે પ્રાપ્ત થવાનું નથી અને માત્ર આવરદાનોજ ક્ષય થવાનો."

આ વચનો સાંભળીને શકિકમાં નવુંજ ચૈતન્ય આવ્યું અને તેમને સંસાર ઉપર વૈરાગ્ય ઉપજ્યો. પછી તેઓ બલ્ખમાં આવ્યા. ત્યાં તેમને કેટલાક બંધુઓનો મેળાપ થયો. શકિક અત્યંત બળવાન પુરુષ હતા. ઘણો સમય તેઓ યુવકોની સાથે ગાળતા. ઇસાનો પુત્ર અને હામાનનો પૌત્ર અલ્લિ બલ્ખમાં અમીર હતો. તેનો એક કૂતરો ખોવાયો. શકિકના પાડોશીને અલ્લિના અનુચરોએ ચોર ઠરાવી પીડવા માંડયો. દુઃખી થવાથી પેલો પાડોશી શકિકને શરણે ગયો. શકિક અમીરની પાસે જઇ બોલ્યા કે "હું આપનો કૂતરો ગમે ત્યાંથી હાજર કરીશ; પણ આપ મ્હારા પાડોશીને છૂટો કરો."

અમીરે તે પાડોશીને છૂટો કર્યો. ત્રણ દિવસ પછી એક માણસને તે કૂતરો મળી આવ્યો. શકિક મહાપુરુષ છે, એમ ધારીને તે એ કૂતરો તેમની પાસે લઇ આવ્યો. અને શકિકે તે અમીરની પાસે હાજર કર્યો. આ બનાવ પછી તેઓ સંસાર ઉપર સંપૂર્ણ વિરાગી થયા.

એક વાર બલ્ખમાં ભયંકર દુકાળ પડયો. અનાજની ખેંચને લીધે માણસો હેરાન થવા લાગ્યા અને ક્ષુધાની જ્વાળાથી લોકો મનુષ્યોનું માંસ સુદ્ધાં ખાવા લાગ્યા. શકિક આ ભયંકર દશ્ય જોતા જોતા બજારમાં જતા હતા. ત્યાં તેમણે એક ગુલામને પ્રફુલ્લવદને હસતો જોઈ તેને પૂછયું કે "શું આ આનંદ-ઉલ્લાસનો સમય છે? તું જોતો નથી કે, અન્નવગર લોકોની શી દશા થઇ રહી છે?"

ગુલામ—"મારે શી ફિકર છે? મારો માલિક એક મોટો જાગીરદાર છે. તેના ભંડારમાં પુષ્કળ દ્રવ્ય અને અનાજ છે અને હું તેમનો ગુલામ છું. મારે અન્નવિના ભૂખે મરવું નહિ પડે."

આ વચનો સાંભળીને શકિક શોકાતુર થઇ ગયા અને બોલ્યા કે "હે પ્રભો! આ ગુલામ પોતાના એક તુચ્છ શેઠને માટે પણ આટલો બધો સંતુષ્ટ અને નિર્ભય છે, તો પછી તું તો આખા બ્રહ્માંડનો અધીશ્વર છે, સર્વ પ્રાણીઓનો પિતા છે; તો પછી અમે નકામી ચિંતામાં શા સારૂ મુંઝાઇએ છીએ?"

ત્યારપછી તેમણે વિષયમાત્રનો ત્યાગ કર્યો અને વાસ્તવિક પ્રાયશ્ચિત્ત

કરી પ્રભુના અનન્ય શરણાગત થયા તથા જીવનપર્યંત ઈશ્વરના શ્રદ્ધાળુઓને દૃષ્ટાંતરૂપ થઈ રહ્યા. "**હું એક ગુલામનો શિષ્ય છું**" એમ તેઓ વારંવાર કહેતા.

તપસ્વી હાતમ હાસમ કહે છે કે "હું શકિકની સાથે એક વાર ધર્મયુદ્ધમાં ગયો હતો. એક દિવસે અમારે શત્રુઓની સાથે તુમુલ સંગ્રામ થયો અને મહાસંકટ આવી પડયું. શસ્ત્રોના ચળકાટ અને અવાજસિવાય બીજું કશુંજ દેખાતું ન હતું. બાણોથી આકાશ છવાઈ ગયું હતું. તે વખતે શકિક મ્હારી ખબરઅંતર પૂછીને પછી આગળ ગયા અને બંને લશ્કરોના મધ્યભાગમાં પોતાની કફનીને ઉતારી ઉશીકે મૂકીને નિશ્ચિંતપણે સૂતા. ઈશ્વર ઉપરની અગાધ શ્રદ્ધાને લીધે તેઓ આવા વિકટ સ્થાનમાં પણ બહુજ શાંતભાવે સૂઈ રહ્યા હતા."

એક દિવસ તેઓ સભામાં ઉપદેશ આપતા હતા, એટલામાં શહેરમાં મહાન કોલાહલ સંભળાયો. તપાસ કરતાં જણાયું કે, વિધર્મીઓનું દળ નગર ઉપર ચઢી આવ્યું છે. આ સાંભળતાં તરતજ શકિક ઉઠીને ખડા થયા અને વિધર્મીઓના દળને હરાવી પાછા ફર્યા. એક શિષ્ય કેટલાંક સુગંધી પુષ્પો શકિકના નમાજ કરવાના આસન પાસે મૂકી ગયો હતો. શકિક આસન ઉપર બેસી પેલાં પુષ્પો સુંઘવા લાગ્યા. આ જોઈને એક મૂર્ખ માણસ બોલ્યો કે "જુઓ, શત્રુનું સૈન્ય નગરને દ્વારે આવેલું છે અને આ ધર્માચાર્ય તો બેઠા બેઠા પુષ્પો સુંઘે છે."

શકિક—"જેમની આંખો ઉપર પડળ વળેલાં હોય, તેઓજ પુષ્પો સુંઘાતાં જોઈ શકે છે, પરંતુ શત્રુસૈન્યનો કરાયલો પરાજય જોઈ શકતા નથી."

એક દિવસે શકિક રસ્તે ચાલ્યા જતા હતા, ત્યારે કોઈ ધર્મવિરોધી તેમને જોઈને બોલ્યો કે "શકિક! તમને શરમ આવતી નથી કે આવો ઉપદેશ આપ્યા કરો છો? તમે કહો છો કે, જેઓ તેના ઉપર વિશ્વાસ સ્થાપન કરે છે, તેને તે જીવિકા આપે છે અને પોતાના માને છે. આનો અર્થ તો એ થાય કે, તેઓ બધા પેટના પૂજારી છે, ઇશ્વરના નહિ."

આ સાંભળી શકિકે પોતાના બંધુઓને કહ્યું કે "આ શબ્દો લખી રાખો, એ મરદને શોભે એવા છે."

પેલો વિધર્મી બોલ્યો કે "મ્હારા શબ્દોમાં લખી રાખવા જેવું તે શું છે? તમે તો ધાર્મિક માણસ છો."

તપસ્વી શકિક—"હું તો ઉકરડામાંથી પણ રત્ન ઉપાડી લઉં છું અને

સ્વચ્છ કરી ઉપયોગમાં લઉં છું."

આ સાંભળી પેલો માણસ બોલ્યો કે "મને ઈસ્લામધર્મમાં દીક્ષિત કરો; કેમકે એ ધર્મ તો વિનયવાળો અને સત્યગ્રહણનો ધર્મ છે."

મહર્ષિ—હા, પેગંબર મહમદ સાહેબ (સ૦આ૦સ૦) પણ કહી ગયા છે કે "વિશ્વાસી માણસ જ્ઞાનની વાત નાસ્તિક ને વિધર્મી પાસેથી પણ ગ્રહણ કરશે."

મહર્ષિ શકિક એક વાર સમરકંદ શહેરમાં ઉપદેશ આપવા ગયા હતા, ત્યારે લોકોના તરફ દૃષ્ટિપાત કરી તેઓ બોલ્યા કે "હે મનુષ્યો! હે દુનિયાઈ વસ્તુના ઉપાસકો! જો તમે મરેલા હો તો તો તમારે કબરોનોજ આશ્રય લેવો ઘટે છે; જો તમે બાળકો હો તો ઘોડીઆમાં કે નિશાળમાં જાઓ; જો તમે ગાંડા હો તો ગાંડાના દવાખાનામાં જાઓ અને જો તમે નાસ્તિક હો તો નાસ્તિકોના રાજ્યમાં જાઓ; પણ જો તમે તે ટોળામાંના ન હો અને ઈશ્વર-પ્રતિ શ્રદ્ધાળુ હો તો તો આ શ્રદ્ધાળુ પુરુષોના રહેઠાણમાં સ્થિતિ કરો."

તપસ્વી શકિકને કોઇએ કહ્યું કે "લોકો તમારી નિંદા કરી કહે છે કે, તમે બીજાની મહેનતની કમાણી ખાઓ છો; તો ચાલો, હું તમને તમારા સદ્‌ગુણો પ્રમાણે નિયમિત રીતે દરમાયો બાંધી આપું કે તમારે લોકનિંદા સાંભળવાનો પ્રસંગજ પ્રાપ્ત ન થાય."

શકિક—"એ વાત ઠીક છે, પણ જો નીચેના પાંચ દોષ ન હોય તોજ હું તમારો પગાર ગ્રહણ કરી શકું:-(૧) પગાર લેવાથી તમારા ભંડારમાંથી ઘટાડો ન થાય તો, (૨) તમારૂં આપેલું ધન ચોરો લઇ જઈ ન શકે તો, (૩) ધન આપ્યા પછી તમને કાંઈ પશ્ચાત્તાપ ન થાય તો, (૪) મ્હારી કોઇ ખામી જોતાં તમે પગાર બંધ ન કરો તો અને (૫) તમારૂં અચાનક મરણ થાય તો હું નિરાધાર ન બની જાઉં તો."

પરંતુ મ્હારે એક જીવિકા આપનાર માલિક છે. જે સ્વર્ગીય ધન તે મને આપે છે એ ઉપલા તમામ દોષોથી રહિત છે."

એક માણસ શકિકની પાસે આવી બોલ્યો કે "હું હજ કરવા મક્કે જવા ચાહું છું."

મહર્ષિએ પૂછ્યું કે "તમારી પાસે ભાતું શું છે?"

તે માણસ બોલ્યો કે "મ્હારી પાસે આ પ્રમાણે ભાતું છે:-(૧) જીવિકા-દાતાતરીકે તે પ્રભુના સિવાય હું બીજા કોઇને જોતો નથી, (૨) જે સ્થાને હું જાઉં છું ત્યાં ઇશ્વરી આજ્ઞા મ્હારી સાથે સાથેજ આવે છે, (૩) હું ગમે તે

અવસ્થામાં હોઇશ તોપણ ઇશ્વર મને જુએ છે અને મ્હારી હકીકત જાણે છે, એમ માનું છું."

આ સાંભળી શકિક બોલ્યા કે "ખરેખર, તું તો ભાગ્યશાળી છે, તારી પાસે તો ઉત્તમ ભાતું છે; તને ધન્ય છે."

મક્કાની યાત્રા કરી મહર્ષિ શકિક બગદાદમાં આવ્યા, ત્યારે વિખ્યાત નરેશ હરૂન અલ રશિદે તેમને પોતાને ત્યાં આમંત્ર્યા અને પૂછ્યું કે "વૈરાગી શકિક આપ પોતેજ કે ?"

મહર્ષિ શકિક—"શકિક તો હુંજ, પરંતુ હું વૈરાગી નથી."

હરૂન અલ રશિદ—"આપ મને કાંઈ ઉપદેશ આપો."

મહર્ષિ શકિક—"આપ સાવધાનીથી ચાલજો. ઈશ્વરે આપને ×સદ્દિકને આસને બેસાડેલા છે.

તે આપની પાસેથી સત્યપરાયણતાની આશા રાખે છે. વળી આપને 'ફારૂક'ની ગાદી પણ આપેલી છે, તેથી આપની પાસેથી તે સત્યને સ્પષ્ટ સ્વરૂપમાં રજુ કરાવવાની અભિલાષા રાખે છે; તેમજ પરમેશ્વરે આપને જોન્નુ–રયણને સ્થાને પણ સ્થાપિત કરેલા છે, એટલે તે લજ્જા અને શિષ્ટતા પણ આપનામાં જોવા ઈચ્છે છે. વળી ઈશ્વરે આપને મૂર્ત્તઝાને આસને બેસાડેલા

× પ્રેરિતપુરુષ હજરત મહમદ સાહેબ(સ૦આ૦સ૦)ના સદા સહચરરૂપે તથા મુખ્ય ધર્મપ્રચારક બંધુરૂપે આ ચાર જણ હતા:-(૧) હજરત અબુબકર, (૨) હજરત ઉમ્મર, (૩) હજરત ઉસ્માન અને (૪) હજરત અલ્લિ. અબુબકરને "સદ્દિક"ની ઉપાધિ હતી. સદ્દિક શબ્દનો અર્થ 'અતિશય સત્યપરાયણ' એવો છે. સત્યપરાયણતા એ અબુબકરના ચરિત્રનું મુખ્ય લક્ષણ હતું. ઉમ્મરને 'ફારૂક'ની ઉપાધિ પ્રાપ્ત થઇ હતી. 'ફારૂક' શબ્દનો અર્થ 'સત્યાસત્યનો ભેદ દર્શાવનાર' એવો થાય છે. સત્યાસત્યના ભેદનો નિર્ણય કરવો એ ઉમ્મરના જીવનનું મુખ્ય કાર્ય હતું. ઉસ્માનને 'જોન્નુ–રયણ'ની ઉપાધિ મળેલી હતી. જોન્નુ–રયણનો અર્થ 'બે જ્યોતિનો અધિકારી' એવો થાય છે. હજરત ઉસ્માન સાથે પેગંબર સાહેબની બન્ને પુત્રીઓનો વિવાહ થયો હતો. લજ્જા અને શિષ્ટતા એ તેના ચરિત્રનાં ખાસ આભૂષણ હતાં. અલ્લિને 'મૂર્ત્તઝા'ની ઉપાધિ મળેલી હતી. 'મૂર્ત્તઝા' શબ્દનો અર્થ 'મનોનીત' એવો થાય છે. અલ્લિના જીવનના મુખ્ય ગુણ જ્ઞાન અને ન્યાયવિચાર હતા. પેગંબર સાહેબના દેહાંત પછી આ ચારે જણાએ ઇસ્લામી રાજ્યનું તથા ઇસ્લામ મંડળીના અધિકારી અને વ્યવસ્થાપકનું કાર્ય માથે લીધું હતું. એ ચારેને સર્વથી પહેલા ખલિફા કહેલા છે. હરૂન અલ રશિદ પણ એક ખલિફ હતા.

છે, તેથી આપની પાસેથી તે વિદ્યા અને ન્યાયી આચરણ ચાહે છે."

હરૂન અલ રશિદ—"હજુ કાંઇ વધારે બોધ આપો."

શકિક—"ઇશ્વરી રાજ્યમાં એક ગૃહ છે. તેનું નામ નરક છે. આપને તે ગૃહને દ્વારે ગોઠવેલા છે. આપના હાથમાં દ્રવ્ય, રાજદંડ અને તરવાર, એ ત્રણ વસ્તુ આપી આજ્ઞા કરી છે કે "તું આ ત્રણ સાધનોદ્વારા લોકોને નરકમાંથી નિવૃત્ત કર. જે કોઇ દીન ને દરિદ્ર હોય તેને દાન આપવામાં સંકોચ રાખીશ નહિ. જે માણસ ઇશ્વરી કાયદાની વિરુદ્ધ ચાલે, તેને આ રાજદંડદ્વારા સજા કરજે અને નરક ભણી જતાં અટકાવજે. વળી જે માણસ બીજાની હત્યા કરે તેને મરનારનાં સ્વજનોના મતાનુસાર આ તરવારદ્વારા બદલો આપજે. જો તું એમ નહિ કરે તો તારે નરકમાં પડનાર લોકોને મોખરે જવું પડશે."

હરૂન અલ રશિદ—"હજુ પણ કાંઇક કહો."

શકિક—"તું સરોવરસ્વરૂપ છે અને બધી ક્રિયાઓ તેના પ્રવાહરૂપે છે. જો સરોવરનું પાણી નિર્મળ અને ઉજ્જ્વળ હશે, તો પ્રવાહ મલિન હોવાનો સંભવ નથી; પરંતુ જો સરોવર પોતેજ ગંદુ થશે તો પ્રવાહ નિર્મળ રહેવાની લેશ પણ આશા નથી."

હરૂન અલ રશિદ—"હજુ પણ કાંઇક કહો."

શકિક—"ધાર કે, તું સહરાના રણમાં એકલો તરસ્યો થયો હોય અને મરવા પડયો હોય, તે વખતે જો કોઇ તને થોડુંક ઠંડું જળ આપે તો તે જળ તું કેટલી કિંમતે વેચાતું લે ?"

હરૂન અલ રશિદ—"તે જે કિંમત માગે તે કિંમતે."

શકિક—"જો તે જળના બદલામાં તારૂં અર્ધું રાજ્ય માગે તો તું શું કરે ?"

હરૂન અલ રશિદ—"તો તે પણ આપું."

મહર્ષિ શકિક—"જો તું તે જળપાન કરીને રોગી બને અને એ રોગ એવો ભયંકર થઇ પડે કે શરીર છૂટવાનો વખત આવી પહોંચે અને તેવામાં એક માણસ આવીને કહે કે 'હું દવા કરીને તને સાજો કરી દઉં, પરંતુ તેના બદલામાં તારૂં બાકીનું અધુ રાજ્ય લઉ' તો તું શું કહે ?"

હરૂન—"તો હું તે પણ આપી દઉં."

મહર્ષિ શકિક—"પ્યાલા પાણીની કિંમતે જે વેચાય છે, તે રાજ્યની શું તમે મમતા રાખો છો ?"

આ સાંભળી હરૂન અલ રશિદ રોવા લાગ્યા. શાંત થયા પછી તેમણે મહ-

ર્ષિનું ઘણું સન્માન કર્યું. કેટલાક દિવસ પછી તપસ્વી શકિક ત્યાંથી મક્કે વિદાય થયા.

મક્કામાં તેમનો સહવાસ કરવા અનેક માણસો આવતાં. એક વાર તેમણે કહ્યું હતું કે "આ પવિત્ર તીર્થમાં પેટની ખર્ચી શોધવા માટે ફરવું અથવા ધંધો કરવો એ અયોગ્ય છે."

એક વાર તાપસપ્રવર ઇબ્રાહિમ આદમની સાથે મેળાપ થતાં તેમણે પૂછ્યું કે "ઇબ્રાહિમ! આપ ગુજારામાટે અહીંઆં શું કરો છો?" ઈબ્રાહીમ બોલ્યા કે "જો કાંઇ પ્રાપ્ત થાય છે તો પ્રભુની દયામાટે ઉપકાર દર્શાવું છું અને જો કાંઇ પ્રાપ્ત ન થાય તો ધૈર્ય ધારણ કરૂં છું."

મહર્ષિ શકિક—"મ્હારા ફળીઆમાંનાં કૂતરાં પણ તેમજ કરે છે. જો કાંઇ ખાવાનું પ્રાપ્ત થાય છે તો પૂછડી હલાવી ઉપકાર દર્શાવે છે અને ન પ્રાપ્ત થાય તો તે ધીરજ રાખી રહે છે."

ઈબ્રાહીમ—"આપ શું કરો છો?"

મહર્ષિ શકિક—"જો મ્હને કાંઇ પ્રાપ્ત થાય છે તો તે વડે પહેલાં હું મ્હારૂં પેટ નહિ ભરી લેતાં બીજાની ભૂખ ભાગું છું અને જો કાંઇ પણ પ્રાપ્ત ન થાય તો પ્રભુની દયામાટે ઉપકાર જાહેર કરૂં છું."

આ સાંભળીને ઈબ્રાહિમે આનંદમાં આવી જઇ મહર્ષિ શકિકના શિરનું ચુંબન કર્યું અને બોલ્યા કે "ઇશ્વરના શપથથી કહું છું કે, આપ મ્હારા ગુરુ છો."

મહર્ષિ શકિક મક્કાથી બગદાદ પાછા આવ્યા. ત્યાં એક દિવસ તેઓ સભામાં ઇશ્વરના ઉપર અનન્ય વિશ્વાસવિષે ઉપદેશ આપતા હતા ત્યારે બોલ્યા કે "હું એક મોટા જંગલમાં હતો ત્યાં મ્હારે લુગડે ચોવીસ રતિ રૂપું બાંધેલું હતું, તે હજુ પણ બાંધેલું છે." આ સાંભળીને એક યુવકે કહ્યું કે "જે સ્થળે તમે ચોવીસ રતિ રૂપું લુગડાને છેડે બાંધ્યું તે સ્થળે શું પ્રભુ નહોતા? અથવા તો તે સમયે તમને પ્રભુની ખાત્રી નહોતી?" આ સાંભળીને મહર્ષિ શકિક ઝંખવાણા પડી ગયા અને તેઓ પોતાની ભૂલનો સ્વીકાર કરીને બોલ્યા કે "યુવક! તમારૂં કહેવું યથાર્થ છે." આટલું બોલીને તરતજ ઉપદેશ માટે પોતાને અયોગ્ય સમજીને તેઓ ઉપદેશની વેદિકા ઉપરથી નીચે ઉતરી ગયા.

એક દિવસે એક વૃદ્ધ માણસ મહર્ષિ શકિકની પાસે આવી બોલ્યો કે "મહાત્મન્! મેં ઘણાં પાપ કર્યાં છે; તેનાં પ્રાયશ્ચિત્ત કરવાની અભિલાષાએ

હું આપની પાસે આવેલો છું."

મહર્ષિ શકિક—"તમે બહુજ મોડા આવ્યા. અત્યારે તો તમે તદ્દન વૃદ્ધ થઇ ગયા છો."

પેલો વૃદ્ધ—"ના, એમ નથી. હું વહેલો આવ્યો છું. જે માણસ મરણ આવ્યા પહેલાં પશ્ચાત્તાપ કરવા હાજર થાય, તેને વહેલોજ આવેલો ગણવો."

મહર્ષિ શકિક—"તમે ઠીક કહો છો; ને તમારૂં વૃદ્ધાવસ્થામાં આવવું એ પણ લાભકારક તો છેજ."

મહાત્મા શકિકના જન્મ અને દેહાંતવિષે મૂળગ્રંથમાં કશો ઉલ્લેખ મળતો નથી. ઘણેભાગે તેઓ હીજરીના બીજા શતકમાં હયાત હતા.

## આ મહાત્માનાં વચનામૃત

૧–જે માણસ પોતાની આજીવિકામાટે ઈશ્વર ઉપરજ બધો વિશ્વાસ મૂકીને પાપી પ્રવૃત્તિ છોડી દે છે અને પ્રભુ તરફજ વખત ગાળે છે, તેનું ચરિત્ર ઉન્નત થતું જાય છે; અને તેની ધર્મસાધના ઘણા ઉંચા પ્રકારની બને છે.

૨–સાધનાનાં મૂળ પ્રભુનો ભય, આશા અને પ્રેમમાં રહેલાં છે. પાપનો ત્યાગ થવો એ ભયનું લક્ષણ છે, નિત્ય સાધના થવી એ આશાનું લક્ષણ છે અને સ્નેહ ગાઢ અને કાયમ થાય એ પ્રેમનું લક્ષણ છે.

૩–જેના હૃદયમાં પાપમાટે સજાનો ભય, લજ્જા ને પશ્ચાત્તાપ નથી, તે માણસ નરકના અગ્નિથી બચી શકતો નથી.

૪–જીવતરમાં જે સમય ચાલ્યો ગયો તે કેવી રીતે ગયો છે ? અને થયેલાં પાપોનાં કેવાં ફળ થશે? એ વિષે જેને ચિંતા ઉપજે છે તેજ પ્રભુથી બ્હીને ચાલી શકે છે.

૫–નીચેની બાબતમાં માણસનું આધ્યાત્મિક મરણ થતું જણાય છેઃ–હું આગળ ઉપર પસ્તાવો અને ધ્યાનભજન કે દાનપૂણ્ય કરીને હાલ જે જે પાપો કરૂં છું તે બધાં ધોઇ નાખીશ; એવી આશા રાખીને પાપ કર્યે જવામાં, હજુ ઘણા દિવસ જીવવાનું છે એવી દુરાશામાં.

૬–પરમેશ્વર સાધુ પુરુષોને મૃત્યુ આપીને પણ સદાને માટે સજીવન કરે છે અને પાપીઓ સો વર્ષ જીવે, તો પણ તેમને તે મરેલા જેવાજ રાખે છે.

૭–ફકીરીની શોભા ત્રણ બાબતોમાં છેઃ–(૧) હૃદયની વિશાળતા, (૨) અંતઃકરણની શાંતિ અને (૩) નિષ્પાપ બુદ્ધિ.

૮–લક્ષ્મીના ગર્વવાળા મનુષ્યોનો આ ત્રણ વિષયોની સાથે અવશ્ય

સંબંધ થાય છેઃ-(૧) ક્લેશ, (૨) અશુભ વિચારો અને (૩) પાપનો વધારો.

૯-જ્યારે તમે કોઈ માણસને કાંઇ વસ્તુનું દાન કરો, ત્યારે આપવાની વસ્તુ કરતાં દાન લેનાર ઉપર પ્રેમ વધારે રાખી શકો તે પ્રેમજ સ્વર્ગીય છે, નહિ તો તે સાંસારિક પ્રેમજ છે એમ જાણવું.

૧૦-હું અભ્યાગત કરતાં અન્નવસ્ત્રાદિ વસ્તુઓપર વધારે સ્નેહ રાખતો નથી; કેમકે જીંદગી અને અન્નપાણી ઈશ્વરજ આપે છે, હું આપનારો કોણમાત્ર?

૧૧-જો કોઇ માણસ ધનવાનમાંથી નિર્ધન થઇ જાય અને ધનવાન દશા કરતાં એ નિર્ધન અવસ્થાજ તેને ઉત્તમ ન લાગે, તો તે માણસ આ લોક ને પરલોક બંને સ્થળે દુઃખ પામે છે.

૧૨-જે માણસ ધનવાનપણામાંથી નિર્ધન દશામાં આવી પડે, તેને જો એ નિર્ધન દશાજ ઉત્તમ લાગે તો તે આ લોકમાં અને પરલોકમાં, બંને સ્થળે સુખી થાય છે.

૧૩-પ્રશ્ન—"એક પ્રભુભક્તે ઈશ્વરનો દઢ આશ્રય લીધો છે અને પર્ણ વિશ્વાસ રાખ્યો છે, એ શી રીતે જણાય?"

ઉત્તર—તેની પાસેની કોઇ પણ વસ્તુ જતાં તેને આનંદ થાય તે. ઉપરથી.

૧૫-જો તમારે, કોઇ માણસ સાચો પ્રભુભક્ત છે કે નહિ? તે જાણવું હોય, તો તમે આટલું તપાસો કે, તે ઇશ્વરને રાજી કરવા વધારે મથે છે કે દુનિયાને રાજી કરવા વધારે કાળજી રાખે છે?

૧૬-સાંસારિક પદાર્થોમાં વિરાગ પેદા થયો છે કે નહિ, તે ત્રણ રીતે જાણી શકાયઃ-(૧) અર્પણથી, (૨) નિવારણથી અને (૩) વાણીના સદુપયોગથી. અર્થાત્ માત્ર પ્રભુપ્રીત્યર્થેજ ધર્મ-કર્મ કરવાં, એનું નામ ઇશ્વરાર્પણ; કોઈ માણસ સાંસારિક ભાવથી, લૌકિક સંબંધથી કે કોઇ રીતે તમારી પાસે બદલો મેળવવાની આશાથી ધનદાન આપે તો તે લેવું નહિ, તેનું નામ નિવારણ; અને વાતચીત કરે તે ધર્મ અને પ્રભુવિષેજ કરે, તેનું નામ વાણીનો સદુપયોગ. ટુંકમાં એજ કે માણસની વાણી અને કરણીજ કહી આપે છે કે, તેની પ્રીતિ પ્રભુ ઉપર છે કે સંસાર ઉપર.

૧૭-સાત પંડિતોપ્રત્યે આ પાંચ પ્રશ્નો જૂદા જૂદા પૂછવામાં આવતાં તેના ઉત્તર આ પ્રમાણે મળ્યા હતાઃ-

પ્રશ્ન—બુદ્ધિમાન કોણ?

ઉત્તર—જે સંસાર ઉપર પ્રેમ ન કરે તે.

પ્રશ્ન—ધનવાન કોણ છે ?

ઉત્તર—પ્રભુ જે કાંઇ આપે તેમાં સંતોષી રહે તે.

પ્રશ્ન—ચતુર કોણ ?

ઉત્તર—સંસાર જેને ફસાવી શકતો નથી તે.

પ્રશ્ન—ફકીર અથવા ત્યાગી કોણ ?

ઉત્તર—જેના અંતરમાં સાંસારિક કામનાઓ નથી તે.

પ્રશ્ન—કૃપણ કોણ ?

ઉત્તર—ઈશ્વરે આપેલાં ધનનું દાન કરવામાં સંકોચ રાખે તે.

૧૮–હાતમ હાસમ કહે છે કે, મહર્ષિ શકિકની પાસે મેં સદુપદેશ માગ્યો, ત્યારે તેમણે કહ્યું કે જો તમે સાધારણ ઉપદેશ માગતા હો તો કહેવાનું કે વાસનાને કાબુમાં રાખો; અને કોઈની વાતનો યોગ્ય ઉત્તર આપવો ન બને, તો મૌન રાખો. પણ જો વિશેષ ઉપદેશ માગતા હો તો કહેવાનું કે, અમુક વાત ન કહેવાથી સામાને કષ્ટ થશે એવું તમને જ્યાંસુધી લાગે નહિ, ત્યાંસુધી તે વાતજ કહેતા નહિ.

# ૩૮–તપસ્વી સુફિયાન સુરી બસરી

તપસ્વી સુફિયાન સુરી બસરાના રહેવાસી હતા. તેઓ ધર્મ અને સાધુતાના મુગટરૂપ તથા વૈરાગ્ય અને તત્ત્વજ્ઞાનની જ્યોતિરૂપ ગણાતા હતા. પંડિત–મંડળના તેઓ અગ્રેસર અને મહાન આચાર્યસ્વરૂપ હતા. લોકો તેમને "અમિરૂલ મોમનિન" એટલે "શ્રદ્ધાળુઓના અધિનાયક" કહેતા; પરંતુ તેમણે કોઇ વાર તેમનું નેતાપણું રીતસર સ્વીકાર્યું ન હતું. સર્વ કોઇ તેમનું અનુસરણ કરતા. બાહ્ય વ્યાવહારિક પાંડિત્યમાં તથા આધ્યાત્મિક પાંડિત્યમાં એમનો જોટો ન હતો. ચરિત્રની શુદ્ધિમાં અને ચિત્તસંયમમાં તેઓ અદ્વિતીય સત્પુરુષ ગણાતા હતા. વિનય અને શિષ્ટતામાં પણ તેઓ સર્વોત્તમ હતા. તેમણે અનેક મહાપુરુષોનાં દર્શન કર્યાં હતાં અને આદિથી અંતસુધી તેમનું જીવન ભૂલરહિત હતું.

સુફિયાન સુરીના જીવનમાં આવી રીતે ફેરફાર થયો હતો:–એક દિવસ તેઓ મસ્જીદમાં ગયા. તેનું પગથીઉં ચઢતાં તેમનો ડાબો પગ કાંઇક જોરથી અને અભિમાનપૂર્વક મૂકાયો; પરંતુ એટલામાંજ ડાબી બાજુથી એવો અવાજ તે-

મણે સાંભળ્યો "સુરી, સુરી ! તું આમ ન કર."

આ દૈવી વાણી સાંભળીને સુરી સંજ્ઞાહીન બની ગયા અને જ્યારે તેઓ સચેત થયા, ત્યારે પણ પોતાના વાળ તોડવા લાગ્યા અને ગાલે લપડાકો મારી કહેવા લાગ્યા કે "અરે મૂર્ખા ! પ્રાર્થનાના પવિત્ર સ્થાનમાં પણ જ્યારે તું વિનય-ભાવથી પગલું મૂકી શકતો નથી, ત્યારે તો પછી તારૂં નામ મનુષ્યોમાંથી પણ કાઢી નાખવું જોઇએ; કેમકે પગલું શી રીતે માંડવું ? એ પણ હવે તો તારે શીખવું પડશે."

એક વાર તપસ્વી સુફિયાન પોતાનાં લીલાંછમ ખેતરોમાં ગયા. ત્યાં તેમણે આવો ધ્વનિ સાંભળ્યો કે "સુરી ! જો, જે માણસ પ્રભુની આજ્ઞાવિરુદ્ધ પગલું ભરતો નથી, તેને પ્રભુ કેટલી સંપત્તિ આપે છે !"

આ સાંભળીને તેમના અંતરમાં અને બહાર જે ભાવો ઉપજ્યા તેનું તો વર્ણન પણ કોણ કરી શકે ?

સુફિયાન સુરી કહેતા કે "હજરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)ની એવી એક પણ હદિસ મેં સાંભળી નથી, કે જેનું મેં પાલન કર્યું ન હોય." તેઓ હદિસનાં શાસ્ત્રો જાણનારને કહેતા કે, તમે હદિસની× જકાત આપતા જાઓ.

હદિસ—શાસ્ત્રવેત્તાઓએ પૂછયું કે "એની જકાત શી રીતે અપાય ?"

સુરી—"તમે બસો હદિસ પઢો છો, તો તેમાંની પાંચ હદિસો તો તમારા આચરણમાં ઉતારો !"

એક વાર સુફિયાન સુરીની આગળ બુખારાનો શાસનકર્તા નમાજ પઢતો હતો. નમાજ પઢતાં પઢતાં તે વારંવાર મૂછો આમળતો હતો. આ જોઇને સુરી બોલ્યા કે "આવી નમાજ તે નમાજ નથી. પ્રભુ એનો સ્વીકારજ કરે નહિ, આવી નમાજને તો પરલોકમાં અશુદ્ધ ગણીને દૂરજ રાખશે."

આ સાંભળીને પેલો શાસનકર્તા બોલ્યો કે "બસ, તારી જીભ બંધ કર."

સુરી—"નહિ, આવા અપવિત્ર વ્યાપારમાં હું કદી પણ મૌન ધારણ કરીશ નહિ."

× સન્માનમાં પહેલે નંબરે કુરાન અને બીજે નંબરે હદિસ ગણાય છે. હજ-રતનાં ઉપદેશપૂર્ણ વચનોનું તથા તેમનાં જીવનકાર્યોનું હદિસમાં વિસ્તારથી વિવેચન કરેલું છે. ઉપજનો ચાલીસમો ભાગ દાનમાં આપવો એવો ઇસ્લામી ધર્મનો કાયદો હોવાથી અને બસો હદિસોમાંથી પાંચ હદિસો આચરણમાં મૂકવી એ ચાલીસમા ભાગનીજ હોવાથી સુરીએ તેને હદિસની જકાત કહી છે.

(બંગાળી પુસ્તક ઉપરથી)

શાસનકર્તાના અંતઃકરણમાં આ શબ્દો બાણ જેવા લાગ્યા. તે ક્રોધાંધ બની ગયો અને બોલ્યો કે "ફાંસીને લાકડે ચઢાવી સુફિયાનના પ્રાણ લ્યો, કે હવેથી બીજો કોઇ આવી ઉદ્ધતાઇ બતાવે નહિ."

જે દિવસે સુફિયાનને ફાંસીએ ચઢાવવાના હતા, તે દિવસે એક સાધુના ખોળામાં પોતાનું મસ્તક અને બીજા સાધુના ખોળામાં પોતાના પગ મૂકી તેઓ સૂતા હતા. એ બન્ને સાધુઓ તેમની ફાંસીના ભયંકર સમાચાર જાણીને માંહોમાંહે આ પ્રમાણે વાતો કરવા લાગ્યા કે "આ બાબત તેમને જણાવવી જોઈએ."

સુફિયાન સુરી ઉંઘ્યા નહોતા, આંખો મીંચી જાગતાજ પડેલા હતા. તેઓ બોલ્યા કે "શી બાબત છે ?"

તેઓ સમાચાર જણાવીને અત્યંત શોક દર્શાવવા લાગ્યા. સુરી બોલ્યા કે "બંધુઓ! મને મ્હારા જીવનનો કંઇ મોહ નથી, પરંતુ હું તો ધર્મના ગૌરવની રક્ષા કરવી એજ મુખ્ય કર્તવ્ય માનું છું."

તે સમયે પેલો શાસનકર્તા નોકરચાકરો સાથે સભામંડપમાં બેઠો હતો. અકસ્માત્ સભામંડપ તૂટી પડયો અને તે શાસનકર્તા તથા તેનો અનુયાયીવર્ગ મરણને શરણ થઇ ગયો !! આ બનાવ જોઇને પેલા બન્ને સાધુજનો તો સ્તબ્ધજ બની ગયા અને કહેવા લાગ્યા કે "અહો, ભક્તવત્સલ ભગવાન ! પ્રાર્થનાનો આમ તરતજ સ્વીકાર કરી લો છો, એમ તો અમે જરા પણ ધાર્યું નહોતું!"

પેલા શાસનકર્તાનું મરણ થવાથી ત્યાં બીજો શાસનકર્તા નીમાયો. સુફિયાન સુરી ઉપર તેને ઘણી શ્રદ્ધા હતી. એકવાર મહર્ષિ સુફિયાનને કાંઇક વ્યાધિ થયો. એક અગ્નિપૂજક પ્રવીણ વૈદ્ય ત્યાંના શાસનકર્તાનો કુટુંબવૈદ્ય હતો. એ વૈદ્યને તેમણે સુફિયાન સુરીની પાસે દવા કરવા મોકલ્યો. વૈદ્યે સુફિયાન સુરીની મૂત્રપરીક્ષા કરીને કહ્યું કે "ઈશ્વરના મહાન ભયને લીધે એમનું હૃદય છિન્નવિછિન્ન થઇ ગયેલું છે, જેનાં ચિહ્નો તેમના પેસાબમાં પણ જણાય છે. અહો, જે ધર્મમાં આવા મહાપુરુષો છે, તે ધર્મ અસત્ય કેમ હોઈ શકે ?"

ત્યારપછી તે અગ્નિપૂજક વદ્ય ઇસ્લામધર્મમાં દીક્ષિત થયો. આ બનાવ જોઇને પેલો શાસનકર્તા બોલ્યો કે "મેં તો ધાર્યું હતું કે, હું રોગીની પાસે વૈદ્યને મોકલું છું, પણ વાત એમ નથી. મેં રોગીનેજ વૈદ્યની પાસે મોકલ્યો હતો."

મહર્ષિ સુફિયાન સુરીની યુવાવસ્થામાંજ તેમનો બરડો વાંકો વળી ગયો હતો. આથી કોઇ કોઇ એવું પણ કહેતા કે "હે આચાર્ય! તમારી અવસ્થા તો થઇ નથી, છતાં તમારે બરડે આવી ખુંધ કેમ નીકળી?" ત્યારે તેઓ તેનો કંઈજ ઉત્તર આપતા નહિ.

ઈશ્વરના ધ્યાનમાં મસ્તાન ભક્તરાજ આવાઓના બોલવા તરફ દૃષ્ટિ પણ કરતા નહિ; પરંતુ કોઈએ એક વાર બહુજ વિનય સાથે તેમને આ વાત પૂછી, ત્યારે તેઓ બોલ્યા કે "સારા નસીબે મને જે ગુરુ પ્રાપ્ત થયા હતા, તે મહાન સાધુપુરુષ હતા. તે મહાત્માએ એક વાર મ્હારા તરફ દૃષ્ટિ કરીને કહ્યું હતું કે "સુફિયાન! તું જુએ છે કે, વા આવવાથી મ્હારો બરડો વાંકો વળી ગયો છે. હું પચાસ વર્ષથી લોકોને સત્ય ધર્મમાર્ગ દર્શાવવાનો યત્ન કરૂં છું અને ઇશ્વર તરફ જવાનો બોધ કરૂં છું; પરંતુ હવે તેઓ એમ કહે છે કે, અહીંથી ચાલ્યા જાઓ, અમારે તમારૂં કામ નથી. મ્હારી આ દશા છે. મેં ત્રણ શિક્ષકો પાસે વિદ્યા પ્રાપ્ત કરી છે. પછી એ ત્રણમાંથી એક જણ યાહુદી બની ગયો અને યાહુદીપણામાંજ મરણને શરણ થયો. બીજો શિક્ષક ઇસ્લામધર્મનો ત્યાગ કરી અગ્નિપૂજાનો આશ્રિત બન્યો અને ત્રીજો શિક્ષક ખ્રિસ્તી થયો. આ જોઇને ત્રાસ થવાથી મ્હારો બરડો ભાંગી ગયો અને ખુંધ નીકળી છે."

એક શ્રીમંત ગૃહસ્થ બે હજાર સુવર્ણમુદ્રા લઇ સુફિયાનની પાસે આવ્યો અને બોલ્યો કે "મ્હારા પિતા આપના બંધુ હતા. તેમણે ધર્મમાર્ગે અત્યંત પ્રયત્ને અર્થોપાર્જન કરેલ છે; તે આ કોથળીમાં લઇને હું આપને આપવા આવ્યો છું; કૃપા કરી તેનો સ્વીકાર કરો." આમ કહી તે મુદ્રાભરેલી કોથળી મૂકીને ચાલ્યો ગયો. સુફિયાને પોતાના પુત્રની સાથે તે કોથળી પાછી મોકલાવી દીધી; અને તે દાતા ગૃહસ્થને કહેવરાવ્યું કે "તમારા પિતાની સાથે મ્હારે જે મિત્રતા હતી, તે ઇશ્વરી સંબંધને લીધે હતી, સાંસારિક સંબંધને લીધે નહોતી." સુફિયાનના પુત્રે કહ્યું છે કે એ પછી કેટલેક દૂર ગયા પછી હું પાછો મારા પિતા પાસે ગયો અને કહ્યું કે "પિતાજી! આપનું હૃદય શું પાષાણનું બનાવેલું છે? આપ જાણો છો કે, આપણે મોટા કુટુંબવાળા છીએ, ઘરમાં પણ કશી દોલત નથી અને આ માણસ વગરમાગ્યે આપવા આવેલો છે તો બીજું કાંઇ નહિ તો કુટુંબીજનોની દયાને ખાતર પણ આ દ્રવ્ય લેવું જોઇએ." આ સાંભળી સુફિયાન બોલ્યા કે "પુત્ર! તું શું એમ ઇચ્છે છે કે, તું ધનનો ઉપયોગ કરે અને હું ઇશ્વરી બંધુતા વેચીને શું સંસારી બંધુતા લઉં અને

પરલોકથી ભ્રષ્ટ થાઉં ?"

એક માણસે સુફિયાનને કંઇક ભેટ કરી હતી, તે સ્વીકારતાં તેઓ ખૂબ દુઃખી થતા હતા. દાતાએ કહ્યું કે "મેં આપની પાસે કદી પણ હદિસ સાંભળ્યું નથી, એટલે એ ભેટ કોઇ પણ જાતના બદલારૂપે નથી." સુફિયાને કહ્યું કે "તમે હદિસ સાંભળ્યું નથી એ તો સાચું, પણ તમારા ભાઇએ તે સાંભળ્યું છે. મને ભય લાગે છે કે, તમારી પાસેથી કંઇ પણ ગ્રહણ કરવાથી તમારાપ્રત્યે મને કંઇપણ વધારે પ્રેમ થાય અને એનું નામજ માયામાં ફસાવું." આ રીતે તેઓ કોઇ પણ વ્યક્તિ પાસેથી કંઇ પણ ગ્રહણ કરતા નહિ.

સુફિયાન એક વાર એક મનુષ્યની સાથે શહેરમાં ચાલ્યા જતા હતા. રસ્તામાં કોઇ વૈભવી શ્રીમંતનું ઉંચું મકાન આવ્યું. તેમની સાથેના માણસો એ મકાન કાળજીથી જોવા લાગ્યા; તેથી તેમણે કહ્યું કે "જો તમારા જેવા માણસો ઉત્સાહથી આવાં મકાનો ન જુએ તો વિલાસી ધનાઢ્યો મકાનો ચણાવવામાં ધન ઉડાવે નહિ. માટે તમે પ્રેમપૂર્વક જુઓ છો, તેથી તમે પણ એ અનુચિત ઉડાઉગીરીના પાપમાં ભાગીદાર બનો છો !!"

એક પાડોશી મરી ગયો, તેની દફનક્રિયામાં સુફિયાન પણ કબ્રસ્તાનમાં ગયા. ત્યાં એકઠાં મળેલાં અનેક માણસો મરનારની પ્રશંસા કરવા લાગ્યાં અને બોલ્યાં કે "અહો! ફલાણા ભાઈ બહુ સારા માણસ હતા."

આ સાંભળી મહર્ષિ સુફિયાન બોલ્યા કે "જો હું પહેલેથી જાણતો હોત કે, મરનાર ઉપર લોકો આટલા સંતુષ્ટ છે, તો હું આ દફનક્રિયામાં આવત નહિ; કેમકે જે માણસ કપટી હોય છે, તેના પ્રત્યેજ હાલના લોકો સંતોષ અને પ્રશંસા દર્શાવે છે. જે કપટી ન હોય ને સરલ–સાચો હોય તેની પ્રશંસા આટલી જલદી લોકોમાં થતી નથી."

સુફિયાનની પ્રકૃતિ એવી હતી કે, રાજ્યના પૈસાથી ખરીદાયલા ધૂપની સુગંધી પણ લેવી પડે તેવું જણાય તો તરતજ ત્યાંથી ચાલ્યા જતા; કેમકે રાજાના ધન સાથે અનીતિ પણ જોડાયલી હોય છે.

એક દિવસે મસ્જીદમાં નમાજ પઢવા જવાની ઉતાવળમાં સુફિયાને પહેરવાનાં વસ્ત્રો આડાંઅવળાં પહેરી લીધાં. તે જોઇને એક માણસે કહ્યું કે "વસ્ત્ર સરખું પહેરાયું નથી."

આથી વસ્ત્ર સરખું પહેરવાની મહર્ષિને ઇચ્છા થઇ, પરંતુ તરતજ તે ઇચ્છાને દબાવી દઇ તે બોલ્યા કે "વસ્ત્ર મેં પ્રભુને માટે પહેરેલું છે, એટલે લોકોના

કહેવાથી ફેરફાર કરીશ નહિ." આટલું બોલી તેઓ એમના એમજ મસ્જીદમાં ચાલ્યા ગયા.

એક યુવક હજ કરવા જવાનો હતો; પણ કાંઇક વિઘ્ન આવવાથી જઇ શકયો નહિ. આ કારણથી તે વારંવાર નિઃશ્વાસ મૂકી પોતાના ભાગ્યને નિંદવા લાગ્યો. આથી તેને સુફિયાને કહ્યું કે " મેં ચાર વખત હજ કરેલ છે અને તેનું પુણ્ય હું તને આપું છું; અને હજ કરવા ન જવા બદલ તને જે પશ્ચાત્તાપ થાય છે તે તું એના બદલામાં મને આપ."

તેજ રાત્રે મહર્ષિ સુફિયાનને સ્વપ્ન આવ્યું. તેમાં તેમને કહેવામાં આવ્યું કે "આજે તમે એટલો બધો લાભ મેળવ્યો છે કે અનેક હજ કરનારાઓને તે આપવામાં આવે તો તેમને પણ હજ કરવાની જરૂરજ ન રહે."

મહર્ષિ સુફિયાન એક દિવસ બેઠા બેઠા રોટી ખાતા હતા. તેમની પાસે એક કૂતરો બેઠો હતો. તેને પણ વચ્ચે વચ્ચે તે રોટલાનો ટુકડો નાખતા હતા. આ જોઇને કોઇએ તેમને પૂછયું કે "મહર્ષિ ! તમે તમારાં બૈરાંછોકરાંને તો સાથે બેસાડીને જમતા નથી અને આ કૂતરાને પાસે બેસાડીને કેમ ખાઓ છો ?"

આના ઉત્તરમાં હાસ્ય કરી મહર્ષિ સુફિયાન બોલ્યા કે "કૂતરાને રોટલો ખવરાવવાનું કારણ તો એ છે કે, તે મ્હારા ચોકીઆતનું કામ કરે છે અને તેથી હું નિર્વિઘ્ને ધ્યાન–ભજન કરી શકું છું. સ્ત્રીપુત્રને રોટલો ખવરાવવો એ તો ભજન–સાધનમાં હાથે કરી વિઘ્ન ઉપજાવવા જેવું છે."

એક મિત્રને સુફિયાન સુરીએ કહ્યું કે "અન્ન જ્યાંસુધી જીભનો સ્પર્શ કરે છે, ત્યાંસુધીજ તેનો સારો કે નઠારો સ્વાદ જણાય છે, ગળામાં ગયા પછી બધુંજ સરખું છે. માત્ર ગળે ઉતરે ત્યાંસુધીજ ધૈર્ય ધારણ કરવાનું છે."

મહર્ષિ સુફિયાન એક વાર પોતાના બંધુ સાથે ઉંટે ચઢી મક્કા તરફ જતા હતા. રસ્તે જતાં તેમને રોતા જોઈ પેલા બંધુએ પૂછયું કે "મહર્ષિ! તમે શું પાપની સજાના ભયથી અશ્રુપાત કરો છો ?"

આ સાંભળી હાથ લંબાવી એક તણખલું લઇને તેઓ બોલ્યા કે "હા, હું જાણું છું કે, પ્રભુની પાસે મ્હારા અપરાધો અપાર છે; પરંતુ તેની અપાર દયા આગળ એ અપરાધો આ તણખલા જેટલા પણ નથી. મ્હને અશ્રુપાત થાય છે તે તો એટલાજ માટે કે, મ્હારા અંતઃકરણમાં હજુ ખરેખરો વિશ્વાસ પ્રકટ થયો નથી."

મહર્ષિ સુફિયાન સુરીની શિષ્યમંડળીમાંનું કોઇ પરદેશ જતું, ત્યારે

સુરી તેને કહેતા કે "જો કોઇ સ્થળે મૃત્યુ મળતું હોય તો મ્હારેમાટે ખરીદી લાવજો." પરંતુ જ્યારે મૃત્યુ પાસે આવ્યું, ત્યારે તેઓ રોવા લાગ્યા અને બોલ્યા કે "મેં આગ્રહથી મૃત્યુની ઇચ્છા કરી હતી, પણ હવે સમજાય છે કે, મૃત્યુ એ બહુ અઘરી વસ્તુ છે."

જ્યારે મૃત્યુની વાત નીકળતી, ત્યારે વિહ્વળ બની જતા અને કહેતા કે "ભાઇઓ ! તમારી પાસે મૃત્યુ આવી પહોંચે તે પહેલાંજ તમે તૈયાર થઈ રહેજો." બંધુઓએ તેમને કહ્યું કે "મહર્ષિ ! સ્વર્ગ તમારા ઉપર પ્રસન્ન હો."

મહર્ષિ બોલ્યા કે "એ શું કહો છો ? સ્વર્ગ તો મ્હારી પાસે કદી આવી શકશે નહિ."

એક વાર સુફિયાન સુરી બસરા નગરમાં માંદા થઇ ગયા. તેમના પેટમાં બહુજ પીડા થતી હતી; છતાં એક ક્ષણ પણ તેઓ પ્રભુની ઉપાસનાથી વિમુખ થતા નહોતા. એક રાત્રે સાઠવાર અંગશુદ્ધિ કરીને તેમણે નમાજ કરી હતી. તેઓ અંગશુદ્ધિ કરતા ત્યારે પાસેના માણુસો કહેતા કે, હવે તમારે અંગશુદ્ધિ કરવાની જરૂર નથી. ત્યારે તેઓ કહેતા કે "ના, હું એવું ઇચ્છું કે, મરણ આવે તે સમયે હું શરીરે શુદ્ધ થયેલો રહું. અપવિત્ર અવસ્થામાં ઇશ્વરના મંદિર તરફ પ્રયાણ કરીને તો હું પ્રાર્થના વગેરે બરાબર કરી શકીશ નહિ."

અબ્દુલ્લા મહદિ નામનો એક માણુસ કહે છે કે, એક દિવસે અચાનક સુફિયાન સુરીએ મને કહ્યું કે "મ્હારૂં મરણ નજીકમાં છે, તું મને ભોંય તરફ મ્હારૂં મુખ રાખી સરખો બેસાડ."

મેં તેમને તે પ્રમાણે બેસાડયા અને બધાં સંબંધીઓને આ સમાચાર આપવા હું બહાર ગયો. આંગણે જતાં જોયું તો બધો સંબંધીવર્ગ ત્યાં હાજર છે.

મેં તેમને પૂછયું કે "તમને અહીં આવવાના સમાચાર કોણે આપ્યા ?"

તેઓ—"અમને સ્વપ્નમાં કોઇ કહી ગયું કે, સુફિયાનની છેલ્લી ક્રિયામાં જઇને ભાગ લો; તેથી અમે આવ્યા છીએ."

સુફિયાન મરણપથારીએ પડયા, ત્યારે હાથ લાંબો કરી ઓશીકા તળેથી હજાર મુદ્રાની થેલી બહાર કાઢી અને બોલ્યા કે "આ રકમ ગરીબ-ગુરબાંને વહેંચી દેજો."

આ જોઇ પથારી પાસેનાં માણુસો બોલી ઉઠયાં કે "અહા ! કેવી નવાઈ !" સુફિયાન હમેશાં કહેતા કે, સંસાર ઉપર લેશ પણ મમતા કરવી નહિ. આમ છતાં તેમણે આ રકમનો સંચય કેમ કર્યો હશે ?"

ત્યારે સુફિયાન બોલ્યા કે "આ રકમ મ્હારા ધર્મનું રક્ષણ કરનારી હતી. એ રકમથી મ્હારો ધર્મ હું મરણસુધી સાચવી શકયો છું. એટલી મુડી હોવાથી શયતાન પોતાનું પરાક્રમ મ્હારા ઉપર ચલાવી શકયો નથી. શયતાન પૂછતો કે "આજે શું ખાઇશ ? શું પહેરીશ ?" તો હું કહેતો કે "જો, આ થેલી તૈયાર છે." તે કહેતો કે "કફન કયાંથી કાઢીશ ?" હું કહેતો કે "જો,આ થેલી દીઠી છે ?" જો કે આ પૈસામાંથી મેં મ્હારેમાટે કાંઇ પણ વાપરેલું નથી, પરંતુ એ દ્વારા હું પાપી લાલચોનું નિવારણ કરી શકયો છું."

બુખારામાં સુફિયાન સુરીનો કોઇ વડિલ હતો, તેના તેઓ વારસદાર હતા. વડિલનું મરણ થતાં બુખારાના પંડિતોએ તેમની સંપત્તિ સાચવી રાખીને સુરીને સમાચાર મોકલ્યા, એટલે સુરી બુખારા ગયા. આ વખતે તેમની ઉંમર અઢાર વર્ષની હતી. બુખારાવાસીઓ શહેર સમીપની નદી સુધી તેમને તેડવા સામા આવ્યા. તેમને માનપૂર્વક બુખારામાં લઇ ગયા અને મરનારે મૂકેલી સંપત્તિ તેમને સ્વાધીન કરી. આ સંપત્તિ તે કોથળીમાં ભરેલી મુદ્રાઓ હતી. આ રકમ તેમણે રાખી મૂકી અને કોઇની પાસે બીજા કશાની માગણી કરી નહિ. "હવે મારૂં મરણ નજીકમાં છે" એવું તેમને જણાયું, ત્યારે એ રકમ તેમણે ગરીબ–ગુરબાંને વહેંચી આપવામાટે આપી દીધી. મહર્ષિ સુફિયાન સુરીએ પ્રભુનું નામોચ્ચારણ કરતાં કરતાં રાત્રે દેહ છોડયો. કહેવાય છે કે, તેમનો છેલ્લો શ્વાસ નીકળ્યો તે સમયે "માતોલ અરા" માતોલ અરા" (આજે વૈરાગ્યનું મરણ થયું, આજે વૈરાગ્યનું મરણ થયું) એવો ધ્વનિ લોકોના સાંભળવામાં આવ્યો હતો.

સુફિયાન સુરીને પ્રાણીમાત્ર ઉપર અત્યંત દયા હતી. એક વાર રસ્તે થઇ તેઓ જતા હતા, ત્યાં પાંજરામાં પૂરેલા એક પંખીને તેમણે જોયું. એ પંખી પાંજરામાંથી બહાર નીકળવા પાંખો ફફડાવતું હતું અને ચીસો પાડતુંહતું. પંખીને જોતાંજ મહર્ષિને દયા ઉપજી. તેના માલિકને બોલાવી તેમણે એ પંખી વેચાતું લીધું અને પછી ત્યાંથીજ ઉડાડી મૂકયું. કહેવાય છે કે, એ પંખી રોજ તેમને મકાને આવ–જા કરતું. ઘણી વાર તો છેક તેમની નજીકમાં આવીને બેસતું. જ્યારે સુફિયાનના મૃત શરીરને કબરમાં મૂકવામાં આવ્યું, ત્યારે પણ તે પંખી આર્ત્તનાદ કરતું હતું અને અંતિમ સંસ્કાર કરવા માટે કબ્રસ્તાનમાં આવેલા લોકો પણ આ જોઇને વિલાપ કરતા હતા. મહર્ષિનું શરીર દફનાવ્યા પછી તે પંખી કબર ઉપર આળોટયું હતું. તે વખતે કબરમાંથી એવો ધ્વનિ નીકળ્યો હતો કે

"જીવો ઉપર દયા રાખવાથી સુફિયાનના તમામ દોષો પરમેશ્વરે માફ કર્યા છે."

## આ મહાત્માનાં વચનામૃતો

૧–એક મોટા ટોળાને જો કોઈ મોટા અવાજે પૂછે કે "આજે સાંજ સુધી જીવવાની જેને પાકા ખાત્રી હોય તે માણુસ ઉભો થાય." તો મને ખાત્રી છે કે, એક પણુ માણુસ ઉભો થઈ શકશે નહિ. આ પ્રમાણે મરણુ તો અચાનક આવવાનું છે, એમ સર્વ કોઈ જાણે છે, છતાં પણુ જો એ ટોળા આગળ એવું કહેવામાં આવે કે, મરણુને માટે જેણે તૈયારી કરી રાખી હોય તે માણુસ ઉભો થાય; તો તેઓમાંથી એક પણુ ઉઠી શકશે નહિ. માણુસોની ગફલતની આથી બીજી શી સાબીતી જોઈએ?

૨–દુનિયામાં મેં એવા ઘણા માણુસો જોયા છે કે જેઓ પોતાની વાહવાહ બોલાય તે વાસ્તેજ સત્કાર્યો કરે છે; અને જે કાર્ય લોકોની જાણુમાં આવે તેવું હોય નહિ, તે ગમે તેટલું ઉપકારક હોય તોપણુ તેઓ તેના તરફ ધ્યાન આપતા નથી.

૩–જેના આચરણુમાં પણુ વૈરાગ્ય ઉતરી ચૂકેલો હોય, તેજ સાચો વૈરાગ્યવાન છે. માત્ર વાણીમાંજ જે વૈરાગ્ય રહેલો હોય, તે સાચો વૈરાગ્ય નથી.

૪–ઈશ્વરના જે અપરાધો કર્યા હશે તે તો ઈશ્વર સહેલાઇથી માફ કરશે; પરંતુ તેના ભક્તોના અપરાધોની માફી પ્રભુ તરફથી મળવી સહેલી નથી.

૫–જે સારો નૃપતિ છે તે જ્ઞાનીઓનાજ સહવાસમાં રહે છે અને તેમનીજ પાસેથી જ્ઞાન લે છે.

૬–સાધનાની પ્રથમાવસ્થામાં એકાંત, ત્યારપછી જ્ઞાનજિજ્ઞાસા, ત્યારપછી જ્ઞાનાનુસાર વર્તણુક અને જ્ઞાનપ્રચારનું કાર્ય તો તે પછીજ થાય છે.

૭–જે માણુસ બીજાના ઉપર પોતાની શ્રેષ્ઠતા દાખવવા મથે છે, તે અહંકારી મનુષ્ય છે.

૮–આ ચાર પ્રકારના લોકો પ્રભુને વધારે પ્રિય થાય છે:–(૧) આસક્તિરહિત વિદ્વાન, (૨) તત્ત્વ જાણુનાર ઋષિ, (૩) નમ્રતાવાળો શ્રીમંત અને (૪)પ્રભુનો મહિમા જાણુનાર ત્યાગી.

૯–જે ઉપાસકનું હૃદય પ્રભુપ્રેમથી આર્દ્ર થતું નથી, તેની નમાજ, ભક્તિ કે પ્રાર્થના ખરેખરી નહિ પણુ ઉપર ઉપરની છે.

૧૦–જે માણુસ અન્યાયથી પ્રાપ્ત કરેલા ધનવડે દાન અથવા સત્કાર્યો કરે છે, તે માણુસ અપવિત્ર વસ્તુને લોહીવડે ધોઇને પવિત્ર કરવા ઇચ્છે છે.

૧૧–સારો સ્વભાવ, સામાના ક્રોધી સ્વભાવને પણ કોમળ બનાવે છે.

૧૨–ગમે તેવી માઠી અવસ્થામાં પણ જો તમે ઈશ્વરના ઉપર દોષારોપણ ન કરતા હો, તોજ તમારામાં ઈશ્વર ઉપર વિશ્વાસ છે, એમ જાણજો.

૧૩–જે દયાળુ પ્રભુએ મને ઘરમાંથી અને દેશમાંથી પણ દૂર કરેલો છે અને છેક નિર્ધન કરી દીધો છે, તેનાજ ઉપર હું તો પ્રેમ રાખવાનો.

૧૪–તમે દુર્ગુણી હો તોપણ કોઇ માણસ તમને દુર્ગુણી ન કહેતાં સદ્‌-ગુણી કહે છે તો તેથી તમને સંતોષ થાય છે, એ કેવી આશ્ચર્યની વાત છે!

૧૫–પ્રભુ ઉપર પૂરેપૂરી શ્રદ્ધા જામેછે,ત્યારેજ ઈશ્વરનો પૂરો પરિચયથાયછે.

૧૬–તમારા સંબંધમાં જે કાંઈ સારૂં કે માઠું બને તે ઇશ્વર તરફથી તમારા ભલામાટેજ થાય છે, એવો વિશ્વાસ રાખવો એજ સાચી શ્રદ્ધા છે.

૧૭–બે આંખો અને અલ્પ જ્ઞાનવડે તમે જેટલું જોઇ શકો છો, તેના કરતાં સર્વજ્ઞ અને હજાર આંખોવાળો પ્રભુ તમારૂં હિત અને સર્વ કાંઇ બહુજ સારી રીતે જોઇ શકે છે, એ કદીપણ ભૂલતા નહિ.

---

# ૩૯–તપસ્વી ઈમામ આઝમ અબુ હનિફ

તપસ્વી અબુ હનિફ "ઈમામ આઝમ" એટલે કે સર્વોત્તમ આચાર્ય યાને સર્વના અગ્રણી હતા. અબુ હનિફ, શફી, અહમદ અને મલેક, એ ચારે સાધુ પુરુષો ઇસ્લામસમૂહના ઉત્તમ ઇમામ(આચાર્ય)તરીકે જગતમાં પ્રખ્યાત થયા છે. તેઓ પોતાની વિદ્યાથી, બુદ્ધિમત્તાથી અને ધાર્મિકતાથી લોકોમાં પૂજ્ય મનાયા છે. એ ચારે જણાને અનુસરનારા જૂદા જૂદા ચાર સંપ્રદાયો છે. "ઈમામ આઝમ" એ શબ્દ માત્ર ઈમામ અબુ હનિફને માટેજ વપરાય છે. ઇમામ આઝમ કુફા નગરના રહેવાસી હતા. તેઓ શાસ્ત્રનીવિધિમાં, ધર્મનાં નિગૂઢ તત્ત્વોમાં અને પાંડિત્યમાં શિરોમણિ ગણાયા છે. સાધનમાં અને શાસ્ત્ર-ચર્ચામાં પણ તેમનું સ્થાન ઘણું ઉંચું હતું. તેમણે આનસ, ઝવાર ઇત્યાદિ પેગંબર સાહેબના અનેક સહચર સાધુ પુરુષોનાં દર્શન કર્યાં હતાં અને પેગંબર સાહેબના સહચર સાદિકની સાથે કેટલોક સમય નિવાસ પણ કર્યો હતો. ફઝલ, ઈબ્રાહીમ આદમ, બશર હાફિ તથા દાઉદ તાઇના તેઓ જ્ઞાન-દાતા ગુરુ હતા.

પેગંબર સાહેબની પવિત્ર સમાધિનાં દર્શન કરવામાટે અબુ હનિફ્ મદિનામાં ગયા, ત્યારે સમાધિસ્થાન પાસે જઈને તેઓ બોલ્યા કે "અસ્સલામ્ અલયકુમ ઇયા સૈયદ–ઉલ–મોર્શલિન્" અર્થાત્ હે શ્રેષ્ઠ પેગંબર! આપને હું સલામ કરૂં છું."

કહેવાય છે કે, એ વખતે સમાધિસ્થાનમાંથી આ પ્રમાણે ધ્વનિ આવ્યો હતોઃ–

" અલયકુમ્ સલામ્ ઈયા ઇમામ મુસ્લમિન્ " અર્થાત્ મુસલમાનોના ઈમામ તમોને સલામ.

અબુ હનિફ્ ઇશ્વર તરફ અત્યંત ઉત્સુક રહેતા અને લોકોથી તો છેટાજ રહેતા. પ્રથમ તો તેઓ બિલકુલ એકાંતમાં રહેતા અને ફકીરી વસ્ત્રો પહેરતા; પણ એક રાત્રિએ તેમને સ્વપ્ન આવ્યું કે, હજરત મહમદ સાહેબ(સ૦આ૦સ૦)-નાં અસ્થિઓ આમતેમ હાલે છે અને તેમાંથી નવી બાબતો રચાઇ જૂની બાબતો વીખેરાય છે. આ સ્વપ્ન જોઇ ઇમામ ભય પામીને જાગી ઉઠયા. તેમણે એક સાધુ પુરુષને આ સ્વપ્નનો મર્મ પૂછયો. તે બોલ્યો કે "તમે પેગંબર સાહેબ(સ૦ આ૦ સ૦)ના તત્ત્વજ્ઞાન તથા ધર્મવિધિઓનું શિક્ષણ લેવામાં ખૂબ-જ ઉન્નત થશો.તમે શુદ્ધ વિધિઓને અશુદ્ધ ભેળસેળમાંથી નોખી પાડી શકશો."

વળી બીજી વાર પણ એક રાત્રે તેમને સ્વપ્નમાં પેગંબર સાહેબ(સ૦ આ૦ સ૦)નાં દર્શન થયાં. તેમણે કહ્યું કે "અબુ હનિફ્! ધર્માચરણનો પ્રચાર કરવામાટેજ તમારો જન્મ છે; માટે એકાંતમાં રહેવા પ્રયત્ન કરશો નહિ."

તે સમયે મન્સુર નામનો એક માણસ બગદાદમાં ખલિફાની ગાદી ઉપર હતો. એક દિવસ ખલિફે સભા બોલાવી. બગદાદના તમામ પંડિતોને, અબુ હનિફ્ના ગુરુ શાવીને તેમજ અબુ હનિફ્ને પણ બોલાવ્યા હતા. ખલિફાએ પ્રત્યેક અનુચરને માટે જમીનનો એક એક ટુકડો નિર્વાહને માટે લખી આપવાનો હુકમ કર્યો. આજ્ઞાપત્ર લખાયું. એક નોકર તે લેખ લઇને શાવીની પાસે હાજર થયો અને તેમને કહ્યું કે "ખલિફાએ આ લેખ ઉપર સાક્ષીતરીકે આપની સહી કરવાને હુકમ કર્યો છે." તેમણે લેખની નીચે પોતાના નામની સહી કરી અને બીજા પંડિતોએ પણ સાક્ષીતરીકે સહી કરી. છેલ્લે એક નોકર એ દસ્તાવેજ લઇને અબુ હનિફ્ની પાસે આવ્યો અને બોલ્યો કે "ખલિફ્ સાહેબનો હુકમ છે કે, આપ આમાં સાક્ષી કરો."

અબુ હનિફ્ બોલ્યા કે "તેઓ કયાં છે?"

અનુચર—"તેમના મહેલમાં."

અબુ હનિફ—"કાં તો તેઓ અહીં પધારે અને કાં તો મને તેમની પાસે લઇ જાઓ, તોજ ખરેખરી રીતે સાક્ષી કરી કહેવાય."

અનુચર—"આ કાજીસાહેબ અને તમામ પંડિતોએ પોતપોતાની સહી કરી છે; તેના કરતાં પણ તમે શું મોટા માણસ છો?"

આ વાત ખલિફા પાસે પહોંચી. તેણે શાવીને પોતાની પાસે બોલાવીને પૂછ્યું કે "સાક્ષી કરતી વખતે આપનાર–લેનાર બંનેની હાજરીની જરૂર ખરી કે નહિ?"

શાવી—"હા, જરૂર તો ખરી."

ખલિફ—"તમે મને આ દસ્તાવેજ કરવાની આજ્ઞા કરતાં જોયો છે કે સાક્ષીતરીકે સૌની સહીઓ કરાવી?"

શાવી—"મેં માન્યું હતું કે, એ લેખ આપની આજ્ઞાપ્ર માણે તૈયાર થાય છે, તેથી આપની હાજરીની જરૂર ધારી નહોતી."

ખલિફ—"આ ઉત્તર સાચો ને સંતોષજનક નથી. આવા ઉત્તરથી તો તમે કાજીપદથી દૂર કરવા લાયક બનો છો."

હવે ખલિફ મન્સુર વિચારમાં પડયો કે, કાજીનું પદ કોને આપવું? વિચાર કરતાં તેમને સમજાયું કે, નીચેના ચાર વિદ્વાનોમાંના એકને નીમવો. પછી અબુ હનિફ, સુફિયાન, મસાવ અને શરીહ, એ ચારે નામીચા વિદ્વાનોને તેમણે પોતાની પાસે બોલાવ્યા. તેઓ ચારે જણા સાથે મળીને આવતા હતા. ત્યાં અબુ હનિફે કહ્યું કે "સાંભળો, હું તમને એક સારી સલાહ આપું છું."

પંડિતો—"શી સલાહ આપો છો? બોલો."

અબુ હનિફ—"સાંભળો. હું કોઇ પણ યુક્તિ–પ્રયુક્તિથી કાજીપદ લેવાનો નથી ને જો તમો પણ મારા વિચારમાં સંમત હો, તો કોઇએ પણ એ પદ સ્વીકારવું નહિ. સુફિયાને નાસી જવું, મસાવે ગાંડા બનવું અને શરીહે તો ચોખ્ખી નાજ પાડવી."

સૌએ એ પ્રમાણે કરવાનું કબૂલ કર્યું. સુફિયાને તો રસ્તામાંથીજ પલાયન કર્યું અને એક હોડીમાં જઇને સંતાઇ ગયા. "જેને કાજીપદ અપાય છે, તેનો વગરહથિયારેજ વધ કરેલો છે" આ હુજરત સાહેબનું વચન સૌના મનમાં સાંભરતું હતું; કેમકે ફોજદારી ગુન્હામાટે પ્રાણદંડ સુધીની ભયંકર સજાઓ કાજીઓને કરવી પડતી. આથી ધર્મપ્રેમી મનુષ્યો આ પદ ગ્રહણ કરવા સંમત થતા નહિ. ગમે તેમ હો, સુફિયાન સિવાય બાકીના ત્રણ વિદ્વાનો

ખલિફ્ મન્સુર પાસે હાજર થયા.

ખલિફે અબુ હનિફ્ને કહ્યું કે 'તમારે કાજી થવું પડશે.'

અબુ હનિફ્—" હું આરબોના ઉચ્ચ વંશમાં જન્મેલો નથી. હું તો તેમના સેવકોની પંક્તિમાંનો છું; એટલે આરબ ઉમરાવો મારો હુકમ માન્ય કરશે નહિ."

ખલિફ્ મન્સુર—"આ કામનો વંશની સાથે કાંઈ સંબંધ નથી, વિદ્વત્તાની સાથે સંબંધ છે."

અબુ હનિફ્—"તોપણ હું એ કામને માટે લાયક નથી. જો મ્હારૂં આ બોલવું આપને સત્ય લાગતું હોય, તો આપે તે સ્વીકારવું જોઇએ; અને જો અસત્ય લાગતું હોય તો મ્હારા જેવા અસત્યવાદીને કાજીના ઉંચે પદે નીમવો ન જોઇએ. આપ ઇશ્વરના પ્રતિનિધિરૂપ છો અને આપના પ્રતિનિધિરૂપે મ્હારા જેવા અસત્યવાદીને આવી જોખમદાર જગ્યાપર નીમવો જોઇએ નહિ."

આનો કશો જવાબ ખલિફ્ આપી શકયો નહિ અને તેથી અબુ હનિફ્નો તો છટકો થયો. પછી મહર્ષિ મસાવ એકદમ આગળ ગયા અને ખલિફ્નો હાથ પકડી પૂછ્યું કે "કેમ, મઝામાં છો ? તમારાં બાળગોપાળ ખુશીમાં છે ?"

આ અવિનય જોઇ ખલિફ્ નારાજ થયો અને આજ્ઞા કરી કે "એને બહાર કાઢી મૂકો, એ ગાંડો છે."

છેલ્લે મંત્રીઓએ શરીહને કહ્યું કે "તમારે કાજી થવું પડશે."

શરીહ—"હું બુદ્ધિહીન માણસ છું, મ્હારૂં મગજ નબળું થઈ ગયું છે."

ખલિફ્—"તો દવાઓ કરજો; તેથી મગજ સબળ થશે."

અંતે શરીહને કાજી થવું પડયું; પણ તે દિવસથી અબુ હનિફે શરીહનો સમાગમ સદાને માટે છોડી દીધો. કોઇ વખત સામા મળે, તોપણ તેઓ તેની સાથે વાત કરતા નહિ.

એક વાર કેટલાંક છોકરાં એક ઠેકાણે પૈડાં દોડાવવાની રમત કરતાં હતાં. નજીકમાં કેટલાક વૃદ્ધ સત્પુરુષો બેઠા હતા, જેમાં અબુ હનિફ્ પણ હતા. અકસ્માત્ એક પૈડું તે વૃદ્ધોની અંદર જઇ પડયું. હવે એને પાછું કોણ લાવે ? બાળકો એ વિષે વિચારમાં પડયાં. ત્યાં એક બાળક બોલ્યો કે "એમાં શું ? પૈડું હું લઇ આવું."

આમ કહીને તે બાળક વૃદ્ધોની મંડળીમાં આવ્યો અને ન છાજે તેવા શબ્દો કહી પૈડું લઈગયો. ત્યારે અબુ હનિફ્ બોલ્યા કે "નક્કી જાણજો કે,

આ બાળક કોઇ હલકા વંશનો છે." તપાસ કરતાં એ વાત સાચી જણાઇ. કોઇએ પૂછ્યું કે "ઇમામ સાહેબ ! આ વાત આપે શી રીતે જાણી ?"

અબુ હનિફ--"જો એ ઉચ્ચ વંશનો હોત, તો વૃદ્ધ ગુરુજનોનો આમ અનાદર કરી પૈડું લઇ જતાં તેને લજ્જા આવત."

ઇમામ અબુ હનિફનું કેટલુંક ધન એક માણસ પાસે મૂકેલું હતું. એ માણસ જ્યાં રહેતો હતો, તે શેરીમાં તેમનો એક શિષ્ય રહેતો હતો. તે મરણ પામ્યો. આથી અબુ હનિફ તેની છેલ્લી ક્રિયામાં ભાગ લેવા તે સ્થળે ગયા. એ વખતે તાપ સખત પડતો હતો, છાંયડાનું તો નામજ ન મળે. જેની પાસે ઇમામ આઝમે ધન મૂકેલું હતું, તે માણસના ઘરની ભીંતેજ માત્ર છાંયો હતો. આથી હનિફ તે છાંયે ન બેસતાં તડકેજ બેઠા.

કોઇએ તેમને પૂછ્યું કે "આપ તડકે કેમ બેઠા ? અહીંઆં છાંયડે થોડીક વાર બેસીને વિશ્રાંતિ લ્યો."

હનિફ–"આ "આ મકાનના ધણી પાસે મ્હારી કાંઇક રકમ છે; એટલે તેની ભીંતનો છાંયડો લેવો એ પણ મારે માટે ઉચિત નથી. આપણા પેગંબર સાહેબ કહી ગયા છે કે "કોઈ પણ માણસને કાંઇ પણ રકમ ધીરવી તો તેના બદલામાં કાંઈ પણ લાભ લેવો એ વ્યાજ લેવા બરાબર છે; અને વ્યાજ લેવું એ તો વળી મહાપાપ છે." આથી એ ધણીનો કાંઇ પણ ઉપકાર ગ્રહણ કરૂં, તો હું મહાપાપી વ્યાજ–ખોર કહેવાઉં."

અબુ હનિફ દરેક રાત્રિમાં ત્રણસો રકાત નમાજ પઢતા. (નમાજના એકેક ભાગને 'રકાત' કહે છે.) એક વાર તેઓ રસ્તે ચાલ્યા જતા હતા. તેમને જોઇને એક સ્ત્રી બીજી સ્ત્રીને કહેવા લાગી કે "જો બહેન ! આ માણસ પ્રત્યેક રાત્રે પાંચસો રકાત નમાજ પઢે છે." ઈમામ સાહેબે આ સાંભળીને સંકલ્પ કર્યો કે, હવેથી મ્હારે પાંચસો રકાત નમાજ પઢવી; કેમકે મ્હારે માટે લોકો એવું જાણે છે.

ત્યારપછી તેઓ દરેક રાત્રે પાંચસો રકાત નમાજ પઢવા લાગ્યા. વળી તેઓ એક વાર રસ્તે ચાલ્યા જતા હતા, ત્યાં બાળકો માંહોમાંહે વાતો કરવા લાગ્યાં કે "જોજો, દરેક રાત્રે આ ડોસો નમાજની એક હજાર રકાત પઢે છે."

અબુ હનિફે ત્યારથી હજાર રકાત નમાજ પઢવાનો સંકલ્પ કર્યો. એક શિષ્યે તેમને કહ્યું કે "મહાત્મન્ ! લોકો કહે છે કે, અબુહનિફ આખી રાત્રિ ઉજાગરો કરીને નમાજ પઢયા કરે છે." આથી તેમણે સંકલ્પ કર્યો કે, હવે આખી

રાત્રિ સૂવુંજ નહિ; કેમકે પ્રભુ કહે છે કે "આ જગતમાં એવાં અનેક માણસો છે કે તેઓ જે સત્કાર્ય કરતા નથી, તેવા સત્કાર્યમાટે જો કોઇ તેમનાં વખાણ કરે છે તો તે સાંભળીને તેઓ રાજી થાય છે." મ્હારે એવો માણસ થવું નથી; માટે હવેથી આખી રાત્રિ સૂઇશ નહિ, કે જેથી જૂઠાં વખાણ સાંભળનારની ગણત્રીમાં મારૂં નામ આવે નહિ. ત્યારપછી ત્રીસ વર્ષસુધી ઇમામ રાત્રિની નમાજની અજુથી સવારની નમાજસુધી તેમાંજ વખત ગાળતા. વારંવાર નમાજમાં નમસ્કાર કરવાથી ઢીંચણનો આગલો ભાગ ઉંટના ઢીંચણના આગલા ભાગ જેવો થઇ ગયો હતો.

એક વાર અબુ હનિફ્થી એક શ્રીમંતના ધનમાટે અયોગ્ય ગૌરવ અપાઇ ગયું, તેથી તેમણે હજાર વાર કુરાનનો પાઠ કરીનેતે પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું હતું. એક વાર તો ચાળીસ વાર કુરાન વાંચી ગયા, ત્યારેજ એક કઠણ પ્રશ્નનો નિકાલ તેઓ લાવી શકયા હતા.

હસનનો પુત્ર મહમદ અત્યંત સુંદર હતો. તે અબુ હનિફ્ પાસે શિક્ષણ લેતો હતો. એક વાર તેનું રૂપ જોઇને અબુ હનિફ્ના હૃદયમાં સ્નેહ ઉદ્ભવ્યો. ત્યારથી તેઓ કદી તેના તરફ દૃષ્ટિપાત કરતા નહિ. તેને એક થાંભલાની પાસે બેસાડીને ભણાવતા, કે જેથી તેના ઉપર દૃષ્ટિજ ખેંચાય નહિ.

દાઉદ તાઇ કહે છે કે, હું વીસ વર્ષ અબુ હનિફ્ની પાસે રહ્યો હતો અને તેમના તરફ મારૂં સર્વદા લક્ષ્ય હતું. તેઓ જાહેરમાં કે એકાંતમાં કદી ઉઘાડે માથે રહેતા નહિ અને થાક ઉતારવા માટે કદી પગ લંબાવતા નહિ. મેં કહ્યું કે "ઇમામ સાહેબ! આપ જો એકાંતમાં પગ લંબાવો તો શો દોષ?"

તેઓ બોલ્યા કે "એકાંતમાં તો પ્રભુનું માન સાચવવું એ મને વધુ શ્રેયસ્કર લાગે છે."

અબુ હનિફે એક વાર રસ્તામાં જતાં કોઇ બાળકને કાદવમાં પડેલો જોયો. તેમણે તેને કહ્યું કે "જો તું સાવચેતી રાખી ચાલ્યો હોત,તો કાદવમાં પડત નહિ."

આ સાંભળી બાળક બોલ્યો કે "મારેમાટે તો એ સહજ છે. વળી હું પડયો છું તે તો એકલોજ પડયો છું; પણ તમે સાચવજો. જો તમે લપસ્યા તો તો તમારી પાછળ ચાલનારા તમામ લોકો તેમાં જઇ પડશે અને પછી તેમને ઉભા થવું પણ કઠણ થઇ પડશે."

આ બાળકનો જ્ઞાનભરેલો ફટકો સાંભળી ઇમામ આશ્ચર્યચકિત થઈ ગયા, એમની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં અને પછી પોતાના સાથીઓને

કહ્યું કે "ભાઇઓ! સાવધાન રહેજો. તમારા અંતરમાં કોઇ નવીન તત્ત્વનો પ્રકાશ થાય અને એ પ્રકાશ હું કહું છું તેના કરતાં વધારે ઉજ્જવળ અને પ્રમાણુવાળો જણાય તો તમે તે પ્રમાણે ચાલજો. હું કહું તેમજ ચાલવું અને સત્યમાર્ગ છોડી દેવો, એ ન્યાયપરાયણુતાનું લક્ષણુ નથી."

ભક્તમંડળીના અગ્રેસર ઉસ્માનના ઉપર એક શ્રીમંત માણુસને ઘણો ખાર હતો. તે તેમનો તિરસ્કાર કરી તેમને 'યાહુદી' કહેતો.અબુ હનિફાએ જ્યારે આ વાત સાંભળી, ત્યારે તેમણે પેલા શ્રીમંતને બોલાવ્યો અને કહ્યું કે "તારી પુત્રી અમુક યાહુદીને પરણાવી દે."

પેલો શ્રીમંત—" આપ, મુસલમાનોના ઇમામ છો; છતાં મુસલમાનની પુત્રી એક યાહુદીના હાથમાં આપવાનું કહો છો, તે શું યોગ્ય છે? હું એમાં કદી સંમત થઇશ નહિ."

અબુ હનિફ—"સુબહાન અલ્લા! તને તારી પુત્રી યાહુદીને આપવાનું યોગ્ય લાગતું નથી; તો પછી તારા નેતા હજરત સાહેબે પોતાની બે પુત્રીઓ એક યાહુદીને આપી હતી, તે કેવી રીતે યોગ્ય ગણાય?"×

હવેજ પેલો શ્રીમંત એ વાતનો મર્મ સમજી શક્યો. યાહુદીજાતિ તરફના તિરસ્કારમાં પરિવર્તન થયું અને ઇમામ અબુ હનિફની કૃપાથી તેણે પોતાની ભૂલોમાટે પશ્ચાત્તાપ કર્યો.

એક દિવસે શહેરના હમામખાનામાં ઇમામ નહાવા ગયા. ત્યાં એક માણુસને તેમણે સાવ નગ્ન સ્થિતિમાં જોયો. કોઇએ કહ્યું કે "તે દુરાચરણી માણુસ છે." કોઇએ વળી બીજું કહ્યું. અબુ હનિફે પેલા માણુસની એવી સ્થિતિ જોઇ આંખો મીંચી લીધી. પેલા માણુસે તેમની પાસે આવીને પૂછયું કે "ઇમામ સાહેબ! આપની આંખોનું તેજ ક્યારે હરાઇ ગયું?"

ઇમામ—"જ્યારે તારાં વસ્ત્રો અળગાં થયાં ત્યારે."

એક વાર અબુ હનિફ રસ્તે ચાલ્યા જતા હતા. તેમના લુગડે જરા કાદવ ચોંટયો. તેઓ નદીએ જઇ તેને ધોવા લાગ્યા. કોઇએ કહ્યું કે "ઇમામ સાહેબ! તમારૂં તો આખુંજ વસ્ત્ર મેલું છે, તોપછી થોડાક કચરામાટે શાથી ધુઓ છો?"

તેઓ બોલ્યા કે "હા, એમજ છે. એમાંજ ત્યાગ અને સ્વીકારનો મર્મ સમાયેલો છે. આપણા પેગંબર હજરત મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦)

× ઉસ્માને હજરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)ની બન્ને દીકરીઓ સાથે લગ્ન કર્યાં હતાં.

અડધી પણ રોટી પોતાના ઘરમાં રાખવા દેતા નહિ,ત્યારે બીજી બાજુએ તેમણે સ્ત્રીઓને માટે એક વર્ષનો ખોરાક સંઘરવાની આજ્ઞા આપેલી છે."

જ્યારે દાઉદ તાઇ અગ્રેસર હતા, ત્યારે તેમણે અબુ હનિફને એક વાર પૂછ્યું કે "મારે હવે શું કરવું ?"

અબુ હનિફ–"તમારે તમારા જ્ઞાનને આચરણમાં મૂકવું, એજ કર્તવ્ય છે. **જે જ્ઞાન આચરણમાં મૂકાતું નથી તે પ્રાણવગરના શરીર જેવું છે."**

તે સમયના ખલિફને સ્વપ્નમાં મૃત્યુ દેખાવાથી તેણે અબુ હનિફને તેનો મર્મ પૂછયો તથા પ્રશ્ન કર્યો કે "મ્હારી ઉંમર હવે કેટલી બાકી છે? મૃત્યુએ મને પાંચ આંગળીઓ દેખાડીને ઇસારો કર્યો છે."

અબુ હનિફ–"પાંચ આંગળીઓ એ નીચેના પાંચ વિષયોનું જ્ઞાન સૂચવે છે–અર્થાત્ એ પાંચ વિષયોનું જ્ઞાન બીજા કોઇને નથી. કુરાનમાં એક જગાએ કહેલું છે કે, કયામત(પ્રલય)નું જ્ઞાન એક પ્રભુનેજ છે; વરસાદ કયારે વરસશે તે પણ તેજ જાણે છે; જરાયુ કોષમાં (ગર્ભસ્થળમાં) કયી જાતનું બાળક છે, તે પણ તેજ જાણે છે; કાલે શું બનશે, તે કોઇપણ જાણતું નથી,માત્ર તે પ્રભુજ જાણે છે અને કોનું કયે સ્થળે મૃત્યુ થશે, તે પણ કેવળ પ્રભુજ જાણે છે. આ પાંચ બાબતોનું જ્ઞાન જેને છે, તે પ્રભુજ આપની ઉંમર કેટલી બાકી છે તે કહી શકે. મૃત્યુએ પાંચ આંગળીઓ બતાવીને તમને એજ સૂચવ્યું છે."

ઉસ્માન જવલાલીનો પુત્ર શેખ અબુ અલ્લિ કહે છે કે, હું તુર્કસ્તાનમાં ગયો હતો, ત્યાં મેં એક દિવસ હજરતના આશ્રયદાતા બેલાલના સમાધિસ્થળે શયન કર્યું હતું. ત્યાં મને સ્વપ્ન આવ્યું કે, હું જાણે મક્કામાં છું. સ્વપ્નમાં પેગંબર સાહેબ(સ૦આ૦સ૦)ને મેં જોયા. લોકો જેમ બાળકને સ્નેહથી ખભે લે છે,તેમ તેઓ એક વૃદ્ધ પુરુષને ખભે લઇને બહાર જતા હતા. હું દોટ મૂકીને તેમની પાસે ગયો અને તેમના પગે ચૂમ્યો. પછી હું આશ્ચર્યપૂર્વક વિચારવા લાગ્યો કે, આ વૃદ્ધ પુરુષ તે કોણ? એટલામાં પેગંબર સાહેબ બોલ્યા કે "આ વૃદ્ધ પુરુષ તે મુસલમાનોના ઈમામ હનિફ છે."

ઇયાસનો પુત્ર નોફલ કહે છે કે, અબુ હનિફના પરલોકગમન પછી મેં સ્વપ્નમાં કયામતનું દર્શન કર્યું હતું. ત્યાં મેં જોયું તો તમામ માણસો ન્યાયક્ષેત્રમાં હાજર થયાં હતાં. પ્રેરિત પુરુષ કયસર સરોવરને તીરે ઉભા હતા અને તેમની ડાબી તથા જમણી બાજુએ ઘણા મહર્ષિઓ ઉભેલા હતા. ત્યાં બરફના જેવા સફેદ કેશવાળી એક વૃદ્ધ સૌમ્ય મૂર્તિને મેં દીઠી. તે મૂર્તિ હજરતના

મુખારવિંદ ઉપર દૃષ્ટિ સ્થાપીને ઉભેલી હતી અને અબુ હનિફ પેગંબર સાહેબની સામે ઉભેલા હતા.

મેં કહ્યું કે "આપ મને પાણી આપો."

તેઓ બોલ્યા કે "પેગંબર સાહેબ(સ૦ આ૦ સ૦)ની આજ્ઞા જ્યાંસુધી ન મળે, ત્યાંસુધી મ્હારાથી પાણી આપી શકાય નહિ."

પછી હજરત સાહેબે તેમને આજ્ઞા કરી કે "એને જળ આપો."

તેમણે મને જળભરેલું એક પાત્ર આપ્યું. મેં તેમાંથી પાણી પીધું અને મ્હારા બંધુઓએ પણ પીધું; પરંતુ આથી પણ જળપાત્ર તો ભરેલુંજ રહ્યું.

મેં પૂછ્યું કે "હજરતની જમણી બાજુએ વૃદ્ધ પુરુષ છે તે કોણ ?"

અબુ હનિફે કહ્યું કે "એ તો હજરત ઇબ્રાહીમ છે અને ડાબી બાજુએ અબુબકર સાદિક હતા." એ પછી વિશેષ પૂછપાછ કરીને મેં સિત્તેર માણસોને ઓળખ્યા હતા.

# ૪૦–તપસ્વી ઈમામ શફી મત્લુબી

તપસ્વીવર ઇમામ શફી કાયદા અને તત્ત્વજ્ઞાનમાં કુશળ હતા. તેઓ પ્રભુપ્રેમ અને આધ્યાત્મિકતાના આદર્શરૂપ હતા અને હજરત મહમદ પેગંબર સાહેબ(સ૦આ૦સ૦)ના ઉત્તરાધિકારી હતા. મહર્ષિ શફીની મહત્તાનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. પ્રતિભામાં, પાંડિત્યમાં, શુભ સાહસમાં અને સૌજન્યમાં મહર્ષિ શફી અલૌકિક પુરુષ ગણાયા છે. તેઓ કુરેશવંશના અગ્રેસર અને દાનશીલ શ્રેષ્ઠ સત્પુરુષ હતા. એમની ઉચ્ચ સાધનાઓ અને અલૌકિકતાનું વર્ણન કરતાં આ ગ્રંથ જેવડા અનેક ગ્રંથો ભરાય. મક્કા પાસેના મત્લુબ ગામડામાં તેઓ રહેતા હતા.

શફી જ્યારે તેર વર્ષના હતા, ત્યારે મક્કામાં એક સભા ભરાઇ હતી. ત્યાં શફીએ હિંમતથી આ પ્રમાણે કહ્યું હતું કે "સલોનિ મા શયતોમ્" (એટલે કે જેની મરજી હોય તે મને ગમે તે પ્રશ્નો પૂછે). પંદર વર્ષની ઉંમરે તો તેઓ ધર્મશાસ્ત્ર પ્રમાણે આજ્ઞાઓ આપવાનું કાર્ય કરી શકતા હતા. ત્રણ હજાર હદિસો જેમણે કંઠસ્થ રાખી હતી એવા જગદ્વંદ્ય ઇમામ અહમદે શફીનું શિષ્યત્વ સ્વીકાર્યું હતું અને તેમની પાસેથી શિક્ષણનો લાભ મેળવ્યો હતો. ઈમામ અહમદ શફીના સન્માન અર્થે તેઓ પધારે ત્યારે ઉઘાડે મસ્તકે ઉભા

રહેતા. જ્યારે ઇમામ શફીની પાસે ઇમામ અહમદ નમ્રભાવે શિક્ષણ લેતા હતા, ત્યારે શફીની ઉંમર માત્ર પચીસ વર્ષની હતી. કોઇએ ઇમામ અહમદને આગ્રહ કરી પૂછ્યું કે " આપ આવે ઉંચે દરજ્જે હોવા છતાં તથા ઉંમરમાં પણ વૃદ્ધ હોવા છતાં પચીસ વર્ષના એક યુવક પાસે જઇ બેસો છો; અને બીજા મોટા મોટા અધ્યાપકો અને મહર્ષિઓનો સમાગમ જતો કરો છો, તેનું કારણ શું ?"

તેના ઉત્તરમાં અહમદે કહ્યું હતું કે " મેં જે કાંઇ કંઠસ્થ કરેલ છે, તેનો વાસ્તવિક અર્થ શફી જાણે છે; માટે તેનો આશ્રય લીધા વિના મારૂં કલ્યાણ નથી. કુરાનનાં પ્રવચનો, તત્ત્વશાસ્ત્ર અને બીજું જે જે તેમણે વાંચ્યું છે, તેનો ખરો મર્મ તેઓ સમજેલા છે.તેઓ જગતના સૂર્યસ્વરૂપ તથા માનવ–સમૂહના કલ્યાણરૂપ છે. આજસુધી તત્ત્વજ્ઞાનનું દ્વાર દેવાઇ ગયું હતું, તે તેમના દ્વારાજ પરમેશ્વરે ખોલ્યું છે. આ વખતે એ બાબત ઉપર એમના જેવો પ્રકાશ કોઇ પણ નાખી શકે તેમ નથી.

મહર્ષિ શફી અર્થશાસ્ત્રમાં,તત્ત્વજ્ઞાનમાં, માનસશાસ્ત્રમાં અને શબ્દશાસ્ત્રમાં પંડિત હતા. હજરત મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦) કહે છે કે, દરેક સૈકામાં ઇશ્વર, ભૂમિ ઉપર એક એવા માણસને મોકલશે, કે જેની પાસેથી માણસો મ્હારા ધર્મનું શિક્ષણ મેળવશે. આ વચન શફીને યથાર્થ લાગુ પડે છે. સુરી કહે છે કે, જો પૃથ્વી ઉપરનાં અર્ધોઅર્ધ મનુષ્યોની બુદ્ધિ ભેગી કરી હોય, તોપણ તેમના કરતાં મહર્ષિ શફીની બુદ્ધિ વધારે જણાય.

પહેલી અવસ્થામાં શફી કોઇ ભોજનના ઉત્સવમાં કે મેળામાં ભાગ લેતા નહિ. હમેશાં તેઓ શોકાતુર ચહેરે અને અશ્રુપૂર્ણ નયને એકાંતમાં બેઠા રહેતા. બચપણમાંજ વૃદ્ધ જ્ઞાનીનો દેખાવ પ્રભુએ તેમને આપેલો હતો. નાનપણમાં તેઓ મહાજ્ઞાની તપસ્વી સલિમ રાયીના સહવાસમાં રહેતા. તેમના સહવાસમાં લાંબો સમય રહીને તેઓ શાસ્ત્રોના જ્ઞાનમાં તથા ધર્મસાધનામાં સૌના અગ્રણી થયા હતા. અબદુલ્લા અન્સારી કહે છે કે "હું શફીના મતનો અનુયાયી નથી, તોપણ મને તેમના ઉપર અત્યંત આદર છે; કારણ કે હું તેમને જ્યારે પણ જોઉં છું, ત્યારે તેઓ સર્વશ્રેષ્ઠ જણાય છે."

મહર્ષિ શફી કહે છે કે, એક વાર મેં સ્વપ્નમાં હજરત મહમદ સાહેબ-(સ૦ આ૦ સ૦)નાં દર્શન કર્યાં હતાં. તેમણે મને પૂછ્યું કે "વત્સ ! તું કોણ છે ? હું બોલ્યો કે " પૂજ્ય પેગંબર સાહેબ ! હું એક આપની મંડળી-

માંનો માણુસ છું."

તેઓ બોલ્યા કે "તું મ્હારી પાસે આવ." હું તેમની પાસે ગયો.

તે પછી પ્રેમપૂર્વક થોડોક વિધિ કર્યા પછી તેમણે કહ્યું કે "હવે તું ચાલ્યો જા. તારા ઉપર પ્રભુના શુભ આશીર્વાદો ઉતરશે." એજ વખતે સ્વપ્નમાં મેં હજરત અલીને જોયા. તેમણે પોતાની વિંટી કાઢીને મ્હારી આંગળીમાં પહેરાવી; આથી અલીની વિદ્યા પણ મ્હારામાં ઉતરી આવી છે.

મહર્ષિ શફીની માતા હાસમના કુટુંબની કન્યા હતી. તેનામાં પણ ઉંચો ધર્મભાવ અને વૈરાગ્ય હતાં. એની પ્રતિષ્ઠા એટલી બધી હતી કે આસપાસનાં પડોશીઓ પોતાની ધનસંપત્તિ સાચવવા સારૂ એ બાઇને ત્યાં મૂકી જતાં. જ્યારે શફીની ઉંમર છ વર્ષની હતી અને તેઓ પાઠશાળામાં અભ્યાસ કરતા હતા, ત્યારે નીચેનો બનાવ બન્યો હતો.

શફીની જનેતા પાસે બે માણુસો આવ્યા. તેમની પાસે કિંમતી વસ્ત્રોથી ભરેલી એક પેટી હતી. સાચવવામાટે તેમણે તે પેટી શફીની માતાને સોંપી. કેટલાક દિવસ પછી તેમાંના એક માણુસે આવીને તે પેટી માગી. શફીની માતાએ તેને આપી દીધી. ત્યારપછી કેટલેક દિવસે પેલો બીજો માણુસ આવીને પેટી માગવા લાગ્યો, ત્યારે શફીની માતાએ કહ્યું કે "એ પેટી તો તમારો સાથી લઇ ગયો છે."

પેલો માણુસ બોલ્યો કે "અમે તમને કહ્યું હતું કે 'અમે બંને જણા આવીએ નહિ, ત્યાંસુધી તમારે એ પેટી કોઇને આપવી નહિ' એ વાત તમને સાંભરે છે?"

શફીની માતા—"હા, એ વાત મને સાંભરે છે."

પેલો માણુસ—"ત્યારે તમે પેલા એકલાને શાથી આપી?"

આથી શફીની માતા અત્યંત શોકાતુર થઇ ગઇ. એવામાંજ નિશાળેથી શફી આવ્યા. પોતાની માતાને ઉદાસ જોઇને તેઓ બોલ્યા કે "માજી! શોક શામાટે કરો છો? શું દુઃખ આવ્યું છે?"

પછી માતાએ બનેલી બધી હકીકત પુત્રને કહી. તે સાંભળીને તરત શફી બોલ્યા કે "કશી હરકત નહિ, માતાજી! ચિંતા કરશો નહિ. પેટી લેવા આવેલો એ માણુસ ક્યાં છે? બોલાવો, તેને હું ઉત્તર આપીશ."

પેલો માણુસ બોલ્યો કે "આ રહ્યો, હું હાજર છું."

શફી—"એ પેટી અમુક ઘરમાં પડેલી છે. જાઓ, તમે તમારા સાથીને

તેડી આવો અને લઇ જાઓ."

પેલો માણસ આથી આશ્ચર્યચકિત થઇ ગયો. કાજીના એક નોકરને તે પોતાની સાથે લાવ્યો હતો તે પણ બાળકના આ ઉત્તરથી આશ્ચર્ય પામીને ચાલ્યો ગયો.

મહર્ષિ શફીએ પરમ ધાર્મિક અને મહાપંડિત એવા મલેકનું શિષ્યત્વ ગ્રહણ કર્યું હતું. એ મલેકની ઉંમર તે વખતે સિત્તેર વર્ષની હતી. તેઓ આખો દિવસ મલેકના બારણામાં ઉભા રહેતા. મલેકે આપેલો ફેંસલો લઇ જ્યારે કોઇ માણસ મલેકના મકાનની બહાર નીકળતું, ત્યારે શફી તે ફેંસલો વાંચી જોતા અને તે બરાબર થયો છે કે નહિ, તે જોતા. જે પોતાને બરાબર ન લાગે તો ફરિયાદીને કહેતા કે, તું પાછો જા અને ન્યાયાધીશને કહે કે, આપ ફરી વિચાર કરો. ફરિયાદી પાછો આવતાં તરતજ મલેક સમજી જતા કે, તેને શફીએ પાછો મોકલેલ છે અને આ ન્યાયમાં મ્હારાથી કાંઇક ભૂલ થઇ છે; એટલે તેઓ ફરી વિચારતા અને શફીની બુદ્ધિમત્તા જોઇ ઘણા રાજી થતા.

એ વખતે ખલિફની ગાદી ઉપર સમ્રાટ હારૂન અલ રશિદ હતા. બગદાદ તેમની રાજધાની હતી. એક રાત્રે સમ્રાટ હારૂન અલ રશિદને પોતાની પત્ની જુબેદાની સાથે વાદવિવાદ થયો. જુબેદાએ તેમને નારકી કહ્યા. રશિદે કહ્યું કે "જે હું એવો નારકી છું, તો તું મ્હારાથી જૂદી રહે." વાદ વધતાં બંને જૂદાં પડી ગયાં. જુબેદા ઉપર હારૂનનો ઘણોજ સ્નેહ હતો, તેથી તેના જવાથી તે બહુજ દુઃખી થયા. પછી તેમણે બગદાદના પંડિતોને સભામાં નોતર્યા અને તેમની પાસે પ્રશ્ન મૂક્યો કે "હું સ્વર્ગગામી છું કે નરકગામી ?"

આનો ઉત્તર આપવાને કોઈ પણ સમર્થ થયું નહિ. સૌ એટલુંજ બોલ્યા કે, આપ સ્વર્ગગામી છો કે નરકગામી, એ તો પ્રભુ જાણે. કોઇ પણ માણસ તેનો જવાબ આપી શકશે નહિ.

આ વખતે એ સભામાં એક બાળક ઉભો થઇ બોલ્યો કે "આનો ઉત્તર હું આપીશ."

આ બાળક કોણ હતો તે તો સુજ્ઞ વાચકો સમજીજ ગયા હશે. એ બાળક આ ચરિત્રના નાયક ઇમામ શફી હતા. આવા નાના બાળકને નિર્ણય આપવા તૈયાર થયેલો જોઇને સૌ આશ્ચર્યચકિત થઇ ગયા અને માંહોમાંહે વાતો કરવા લાગ્યા કે "આ છોકરો તો ગાંડો જણાય છે. આટલા પંડિતો જેનો ઉત્તર ન આપી શકયા, તે ઉત્તર આ બાળક શી રીતે આપી શકશે ?"

હારૂન અલ રશિદ બાળક શફીને સંબોધી બોલ્યા કે "બહુ સારૂં, તું ખુશીથી આ પ્રશ્નનો ઉત્તર આપ."

શફી બોલ્યા કે "રાજન્! અત્યારે તમારે મારૂં પ્રયોજન છે કે મારે તમારૂં પ્રયોજન છે?"

હારૂન અલ રશિદ—"અત્યારે મારે તારૂં પ્રયોજન છે."

શફી—"તો આપ સિંહાસનથી નીચે ઉતરો; પંડિતોને ઉંચું સ્થાન આપવું જોઇએ, એ તો તમારી જાણબહાર નહિજ હોય."

આ સાંભળીને સમ્રાટ હારૂન અલ રશિદ નીચે ઉતર્યા અને શફીને સિંહાસન ઉપર બેસાડયા.

શફી—"પહેલાં મ્હારા એક પ્રશ્નનો ઉત્તર તમે આપો. પછી હું આપના પ્રશ્નનો ઉત્તર આપીશ."

હારૂન અલ રશિદ—"ભલે, જે પૂછવાનું હોય તે પૂછો."

શફીએ પૂછયું કે "કોઇ પણ વખતે તમે ઈશ્વરથી ડરીને અયોગ્ય કાર્ય કરતાં અટકેલા ખરા?"

હારૂન અલ રશિદ—"હા, ઈશ્વરના સોગંદથી કહું છું કે, એવું પણ કેટલીક વાર બન્યું છે."

આ સાંભળી શફી બોલ્યા કે "તો હું કહું છું કે, આપ સ્વર્ગગામી છો."

પંડિતમંડળી આ નિશ્ચય સાંભળતાંજ મોટે સાદે બોલી ઉઠી કે "આ તો આપે યુક્તિથી સિદ્ધ કર્યું, પણ એનું કાંઇ પ્રમાણ?"

શફી—"એનું પ્રમાણ કુરાન છે."

ત્યારપછી તેઓ કુરાનનું એક વચન બોલી તેનું પ્રમાણ દર્શાવવા લાગ્યા. એ વચનનો ભાવાર્થ એવો છે કે "જે માણસ પાપ કરવા તૈયાર થાય, પણ પછી ઈશ્વરના ભયથી તે કામ કરતો અટકે તેનું સ્થાન સ્વર્ગમાં છે."

આ વાત સાંભળતાંજ સૌ જયનાદ ગજાવીને બોલવા લાગ્યા કે "અહો, નાનપણમાં જે બાળક આવો શક્તિવાન જણાય છે, તે મોટી ઉંમરે કેટલો શક્તિશાળી થશે?"

એક દિવસ અભ્યાસ કરતાં કરતાં શફી દશ વાર ઉભા થયા અને નીચે બેઠા. કોઇએ પૂછયું કે "વારંવાર આમ ઉઠબેશ શામાટે કરો છો?"

તેઓ બોલ્યા કે "મહાન્ કુળમાં જન્મેલા પેલા કુમાર બારણે રમે છે, વારંવાર તે મારી સન્મુખ આવે છે; એટલે હું ઉભો થઇને તેમનું સન્માન કરૂં

છું. પેગંબર સાહેબ(સ૦ આ૦ સ૦)નો વંશજ મારી સન્મુખ આવે અને હું બેઠો રહું, એ શું યોગ્ય ગણાય ?"

એક વાર કોઈ માણસે મક્કામાં સાધુ પુરુષોની સેવામાટે કેટલુંક ધન મોકલ્યું હતું. એ સમયે શફી પણ મક્કામાં હતા. એટલે હિસ્સા પ્રમાણે એક માણસ એ દોલતનો ફાળે પડતો ભાગ આપવા શફી પાસે આવ્યો.

શફીએ તેને પૂછ્યું કે "આ ધન મોકલનાર શ્રીમંતે તે કેવી રીતે વાપરવાનો પત્ર લખેલો છે ?"

પેલો માણસ—"પવિત્ર સત્પુરુષોને આપવાનું તેણે લખેલું છે." એ સાંભળીને શફીએ કહ્યું કે "તો એ ધન હું લઇ શકીશ નહિ; કેમકે હું પવિત્ર સત્પુરુષ નથી."

એક દિવસે મહર્ષિ શફી 'સના' નામના પ્રદેશમાંથી મક્કા તરફ આવતા હતા, ત્યારે દશહજાર દિનાર તેમની પાસે હતા. કોઇએ તેમને સલાહ આપી કે, આ ધનવડે તમે જમીન લઈને ખેતી કરો; તો કોઇએ સલાહ આપી કે, તેનાં જાનવરો લઇ વેપાર કરો; પરંતુ શફીએ તેનું શું કર્યું, તે સાંભળો.

તેઓ મક્કા પહોંચ્યા, ત્યારે શહેર બહાર પોતાનો તંબુ ઉભો કરાવીને ત્યાં ઉતર્યા અને પ્રાતઃકાળ થતાંજ જે માણસ તેમની પાસે માગવા આવે, તેને એકેક મુઠ્ઠી ભરીને દિનારો દાન આપવા લાગ્યા. મધ્યાહ્નની નમાજનો સમય થયો, એટલામાં તો તેમણે તમામ દિનારો આપી દીધા.

રોમના રાજ્યમાંથી દરવર્ષે હારૂન અલ રશિદની રાજધાની બગદાદમાં ખંડણી મોકલાતી. એક વર્ષ રોમના પાદશાહે કેટલાક ખ્રિસ્તી પાદરીઓને તથા વિદ્વાનોને બગદાદમાં મોકલ્યા અને આ પ્રમાણે કહેવરાવ્યું:—

"રોમના પાદશાહ કહાવે છે કે, અહીંના તત્ત્વવેત્તા પંડિતોને આપને ત્યાં મોકલ્યા છે; તેમની સાથે આપના તત્ત્વવેત્તાઓએ વાદવિવાદ કરવો. જો તમારા તત્ત્વવેત્તાઓ જીતશે, તો મારે ખંડણી આપવાની છે અને જો અમારા તત્ત્વવેત્તાઓ જીતશે, તો ખંડણી ભરવાની નથી."

ચારસો ખ્રિસ્તી તત્ત્વવેત્તાઓ આવેલા હતા. સમ્રાટ હારૂન અલ રશિદે બગદાદના તમામ પંડિતો અને તત્ત્વવેત્તા ફકીરોને દજલા નદીને તીરે ભેગા કર્યા. પછી તેમણે મહર્ષિ શફીને પણ ત્યાં બોલાવ્યા અને કહ્યું કે "આ વિદેશી પંડિતોના ઉત્તરો આપણા પંડિતોએ આપવાના છે." બધા પંડિતો એકઠા થયા અને કહેવાય છે કે, મહર્ષિ શફિ પોતાનો સજદો (નમાજ પઢતી વખતે

પાથરવાનું આસન) ખભે નાખીને નદીના પાણી ઉપર ચાલવા લાગ્યા અને વહેતા પાણી ઉપર પોતાનો સજદો પાથરીને તે ઉપર પોતે બેઠા તથા બોલ્યા કે "જેને મારી સાથે ચર્ચા કરવી હોય, તે અહીં સામો આવીને બેસે."

તમામ ખ્રિસ્તી પાદરીઓ અને પંડિતો આ જોઇને સ્તબ્ધજ થઇ ગયા અને તેજ વખતે ઈસ્લામધર્મ ગ્રહણ કરીને મુસલમાન બન્યા !

રોમના પાદશાહની પાસે આ સમાચાર પહોંચતાંજ તે બોલ્યો કે "ઇશ્વરનો ઉપકાર માનો, કે મહર્ષિ શફી આપણા દેશમાં આવ્યા નથી. જો આવ્યા હોત તો આખા રોમરાજ્યમાં એક પણ ×ઉપવીતધારી રહેત નહિ.

મહર્ષિ શફીએ પોતાની જુવાનીનો સમય સમય મક્કામાં ગાળ્યો હતો. ઘણાં વર્ષોસુધી તેઓ ફકીરના વેશમાં હતા. એક રાત્રે કોઇએ તેમને કાબાના મંદિરની પાસે ચંદ્રમાને અજવાળે બેસી ગ્રંથ વાંચતાં જોયા. થોડે છેટે કાબામાં ઝગઝગાટ દીવો સળગતો હતો, તેથી પેલો માણસ બોલ્યો કે "મહર્ષિ ! દીવાનું અજવાળું છોડી ચંદ્રમાને અજવાળે શામાટે વાંચો છો ?"

તેઓ બોલ્યા કે "એ દીવો પવિત્ર કાબા મંદિરમાં અજવાળું કરવા માટે સળગાવેલો છે, માટે તેનાથી હું ગ્રંથ વાંચી શકું નહિ." મહર્ષિ શફીએ પોતાના સમગ્ર જીવનમાં અપવિત્ર કે અન્યાયી ખાનપાન કર્યું નહોતું.

કેટલાકોએ સમ્રાટ હારૂન અલ રશિદને કહ્યું કે "શફીને કુરાન કંઠસ્થ નથી; પણ તેમની ધારણાશક્તિ તથા યાદશક્તિ ઘણી પ્રબળ છે."

આ સાંભળીને હારૂન અલ રશિદે એ બાબતની પરીક્ષા કરવા ધાર્યું. રમજાન માસમાં તેમને ઇમામનું કામ કરવા વિનતિ કરી. શફી રોજ થોડું થોડું કુરાન એક વાર વાંચી જતા અને રાત્રે નમાજ વખતે તે મોઢે બોલી જતા. આવી રીતે રમજાન માસ પૂરો થતાં સુધીમાં આખું કુરાન તેમને કંઠસ્થ થઇ ગયું !

જે કોઇ સ્વેચ્છાથી એક વાર પણ નમાજ છોડી દે છે તે કાફર બને છે, એવો ઇમામ અહમદનો અભિપ્રાય હતો; પરંતુ મહર્ષિ શફીનો મત જૂદોજ હતો. તેઓ કહેતા કે, તેમ કરનાર માણસ દોષપાત્ર થાય છે અને પશ્ચાત્તાપ કરવાથી પાછો પવિત્ર થાય છે.

એક વાર શફીએ અહમદને પૂછ્યું કે "જો કોઇ જાણી જોઇને એક વાર નમાજનો ત્યાગ કરવાથી આપના કહેવા પ્રમાણે કાફર બની જતો હોય તો

× ખ્રિસ્તીઓ તે સમયે ઉપવીત (જનોઇ) ધારણ કરતા હતા.

("બંગાળી તાપસમાળા"માંથી)

પછી શું કરવાથી તે પાછો મુસલમાન થાય ?"

અહમદ–"નમાજ પઢવાથી મુસલાન થાય."

શફી–"ત્યારે કહો કે, કાફરોએ નમાજ કરવી યોગ્ય છે ?"

આ ઉત્તરથી મહર્ષિ અહમદનું મોઢું બંધ થઇ ગયું. તત્ત્વશાસ્ત્રોવિષે આવી ઘણી વાતો અને ઘણા પ્રશ્નોત્તરો મહર્ષિ શફીના જીવનચરિત્રમાં છે; પણ તે બધું લખતાં આ ગ્રંથ લાંબો થઇ જાય, માટે તે લીધું નથી.

મહર્ષિ શફી એક દિવસ બજારમાં ફરતા હતા, તેમાં ઘણો સમય ચાલ્યો ગયો. પછી તેઓ ત્યાગીઓની ઝુંપડીએ આવી પહોંચ્યા. ત્યાં કેટલાક સુફિ પંડિતો અને ત્યાગીઓ બેઠા હતા. તેમાંથી એક જણ બોલ્યો કે "જો તમે વખત ઉપર પ્રેમ રાખો, તો વખત તમારા હાથમાંથી જતો રહે નહિ."

આ સાંભળીને શફી નોકર તરફ જોઈને બોલ્યા કે "જો, સમય પુનઃ પ્રાપ્ત થયો છે. સાંભળ, આ મહાત્મા શું કહે છે ?"

રબીય ખીસમ નામનો એક સાધુ પુરુષ કહે છે કે, શફીના પરલોક સીધાવ્યા પહેલાં મેં એક રાત્રે સ્વપ્નમાં આ પ્રમાણે જોયું હતુંઃ–મેં આદિ-પુરુષ હજરત આદમનું મરણ થયેલું જોયું. અનેક લોકો તેમના શબને અંતિમ માન આપવા એકઠા થયા હતા. આ સ્વપ્નનું ફળ શું ? એવું મેં એક પંડિતને પૂછ્યું; ત્યારે તેમણે કહ્યું કે "આ સમયમાં જે સર્વોત્તમ જ્ઞાની હોય, તેને આદમને સ્થળે સમજવો અને તે થોડા દિવસમાં પરલોકગમન કરશે, એવો આ સ્વપ્નનો ભાવ છે." આ સ્વપ્ન પછી થોડાજ સમયમાં મહર્ષિ શફીનું મરણ થયું.

મૃત્યુ પહેલાં શફીએ કહ્યું હતું કે "અમુક માણસને કહેજો કે, તે આવીને મને છોડાવે. એ માણસ એ વખતે મિસર દેશમાં હતો. ત્યાંથી જ્યારે તે આવ્યો, ત્યારે તેણે મહર્ષિ શફીએ મરણસમયે કહેલા શબ્દો સાંભળ્યા. મહર્ષિ શફીએ મરણ પહેલાં જે સ્મૃતિલેખ લખેલો, તે તેમણે જોવા માગ્યો. તેમાં સિત્તેરહજાર ત્રાંબાનાણાના દેવાનો ઉલ્લેખ હતો. આ માણસે તે દેવું ભરી દીધું અને બોલ્યો કે "છોડવવાનો મર્મ આ છે."

## આ મહાત્માનાં વચનામૃત

૧–જે માણસ આ સંસારમાં અનધિકારી લોકોને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપે છે, તે તત્ત્વજ્ઞાનનું મહત્ત્વ નષ્ટ કરે છે; અને જે માણસ અધિકારી જનોને તત્ત્વજ્ઞાનથી વંચિત રાખે છે, તે જુલમ કરે છે.

૨–જો સમગ્ર સંસાર પણ માત્ર કકડા રોટલા બદલ ખરીદી શકાતો હોય, તોપણ હું તો તેને ખરીદું નહિ.

૩–જે માણસ એવો હોય કે, જેટલું પણ મળે તેટલું લીધે જવું કે ખાધે જવું, તો તે માણસની કિંમત, ઉદરમાંથી જે બહાર નીકળે છે, તેનાજ જેટલી છે.

૪–તમે એવું કદી પણ મનમાં લાવતા નહિ કે, હાય! ફલાણાએ જેટલા પૈસા એકઠા કર્યા, તેટલાએ મેં કર્યા નહિ. પણ એને બદલે એવોજ વિચાર કરજો કે "હાય! ફલાણે જેટલી તપશ્ચર્યા કરી, તેટલીએ મેં કરી નહિ."

૫–જેમ કોઇ માણસ મરણ પામેલા માણસની ઈર્ષ્યા કરતો નથી, તેમ જીવતા માણસની પણ કોઇએ ઈર્ષ્યા કરવી જોઇએ નહિ; કેમકે તે જીવતા માણસને તેમજ ઈર્ષ્યા કરનારને પોતાને પણ મરવાનું તો છેજ.

૬–પુણ્યાત્મા ઋષિઓના જ્ઞાનની બરાબરી મારૂં જ્ઞાન કરી શકે તેમ નથી; અને તેમનું જ્ઞાન વળી મહર્ષિઓના એક વચન બરાબર પણ નથી.

---

# ૪૧–તપસ્વી ઈમામ અહમદ હમ્બલ

ઇમામ અહમદ ધર્માચાર્ય મંડળના નેતા હતા. અનુષ્ઠાન કરવામાં તેમજ અધ્યયન કરાવવામાં તેઓ અગ્રણી હતા. નિઃસ્વાર્થ પરોપકારીતરીકે, અદ્વિતીય વિરાગીતરીકે અને તેજસ્વી મહાત્માતરીકે તેઓ ગણાતા. તેમના વખતમાં ધર્મશાસ્ત્રની બાબતમાં તેમના જેવો કોઇ પણ નિપુણ નહોતો. વૈરાગ્યમાં, વિશ્વાસમાં અને તપ–સાધનામાં તેઓ બહુ આગળ વધેલા હતા. તેમની બુદ્ધિ પણ બહુ તેજસ્વી હતી. તેઓ જે પ્રાર્થના કરતા, તે કદી નિષ્ફળ જતી નહિ. વિશુદ્ધાચરણમાં, ધાર્મિકતામાં અને સત્યપરાયણતામાં તેઓ સૌથી શ્રેષ્ઠ છે, એવી સૌને શ્રદ્ધા હતી. મહર્ષિ જુન્નુન, મહાત્મા સર્રી સકતી, તપસ્વી મારૂફ ગોરખી અને બશર હાફિ ઇત્યાદિ અનેક પુણ્યાત્માઓનાં તેમને દર્શન–સમાગમ થયાં હતાં. મહર્ષિ બશર હાફિ કહે છે કે "ઇમામ અહમદ સાહેબનું નીતિબળ અને ચારિત્રબળ એટલું તો ઉંચું હતું કે તેનો એક અંશ પણ અમારામાં નથી." તેઓ ન્યાયપૂર્વક ઉપાર્જન કરીને તેનાથી

પોતાનું તથા કુટુંબનું ગુજરાન ચલાવતા. તેમને અશ્રદ્ધાળુ લોકોએ બહુ દુઃખી કર્યા હતા. ઉપયોગમાં લેવાની વસ્તુ પવિત્ર છે કે અપવિત્ર, એ તપાસવાની ટેવ છેવટસુધી તેમનામાંથી ગઇ નહોતી. તેઓ બધી રીતે પવિત્ર અને શ્રેષ્ઠ પુરુષ હતા.

એક દિવસે અહમદનો પુત્ર "ઈશ્વરે સ્વહસ્તે માણસનાં શરીરો રચેલાં છે" આ હદિસની વ્યાખ્યા કરતાં હાથ ઉંચો કરીને બોલવા લાગ્યો, ત્યારે અહમદ બોલ્યા કે "ઈશ્વરના હાથની વાત કરતી વખતે તું વચમાં તારો પોતાનો હાથ લાંબો–ટુંકો કર નહિ."

એક યુવકની માતા ઘણા વખતથી પથારીવશ રહેતી હતી. તેણે એક દિવસે પોતાના પુત્રને કહ્યું કે "બેટા ! જો તું મને પ્રસન્ન કરવા માગતો હોય તો મહર્ષિ ઇમામ અહમદની પાસે જા; અને મારી હાલત તેમને દર્શાવ. જો તેઓ કૃપા કરીને મારેમાટે પ્રભુની પ્રાર્થના કરે તો ઈશ્વર મને જરૂર નિરોગી કરશે, એવું મને લાગે છે. તે સિવાય આ રોગ મટવાની અને જીવવાની મને આશા નથી."

માતાની આજ્ઞા પ્રમાણે પેલો યુવક ઇમામ અહમદને ત્યાં આવ્યો અને તેમને બૂમ મારી.

તેમણે પૂછ્યું કે "કોણ છે એ ?"

યુવક બોલ્યો કે "એક પ્રાર્થના કરનાર સેવક. મારી માતા ઘણા દિવસથી મંદવાડ ભોગવે છે અને તેના રોગનિવારણ માટે આપ પ્રભુપ્રાર્થના કરો, એવું તે ઇચ્છે છે."

આ વાતથી અહમદ આવેશમાં આવી જઇને બોલ્યા કે "તારી માતાએ મને શી રીતે ઓળખ્યો ?"

પછી ઇમામ ઉભા થયા, તેમણે સ્નાન કર્યું અને પછી પ્રભુની ઉપાસનામાં પ્રવૃત્ત થયા. ઇમામ અહમદના નોકરે આવી પેલા યુવકને કહ્યું કે "યુવક! હવે તું ઘેર જા. ઇમામ અહમદ સાહેબ તારા કાર્યમાં જોડાયા છે."

યુવકે ઘેર પાછા આવી જોયું તો તેની જનેતા રોગમુક્ત થઇ હતી.

ઇમામ અહમદ કહે છે કે, એક વાર હું એકલોજ મક્કાની યાત્રાએ જતો હતો. તે દરમિયાન વગડામાં રસ્તો ભૂલી ગયો. થોડે દૂર મેં એક ફકીરને બેઠેલો જોયો. તેને માર્ગ પૂછવાનો વિચાર કરી તેની પાસે ગયો. મને લાગ્યું કે, એ ફકીર ભૂખ્યો છે. મારી પાસે ભાતું હતું, તે કાઢીને મેં તેને આપવા માંડયું;

ત્યારે પેલો ફકીર બોલ્યો કે "અહમદ ! તું કયારે ઇશ્વરના દરબારમાં પહોંચીશ? ઇશ્વરે તને જે સામગ્રી આપી છે, તેમાં તને વિશ્વાસ અને સંતોષ નથી, તેથી તું ભૂલો પડયો છે."

મને કોઇ દિવસ ન જોનારા ફકીરે મારૂં નામઠામ તથા મનોભાવ શી રીતે જાણ્યાં? એથી હું તો આશ્ચર્યચકિત થઇ ગયો અને બોલ્યો કે "પ્રભો! આપના જેવા ત્રિકાળજ્ઞાની મહાત્માઓ આવાં જંગલોમાં કેમ છુપાઇ રહેતા હશે?"

ઇમામ અહમદ બગદાદમાં રહેતા, પણ બગદાદનું અન્ન ખાતા નહિ. તેઓ કહેતા કે "આ ભૂમિ રાજ્યાધિપતિ ઉમ્મરે ધાર્મિક યોદ્ધાઓને અર્પણ કરેલી છે, એટલે તેનું અન્ન હું જમી શકું નહિ."

અહમદ પાસેના એક ગામમાંથી અન્ન મંગાવતા તથા ભોજન બનાવીને જમતા. તેમને સાલેહ નામનો એક પુત્ર હતો, તે એક વર્ષસુધી ઇસ્પહાન શહેરમાં કાજીપદે રહ્યો હતો. તે સાલેહ પણ નિમાજ અને રોજામાંજ પોતાનો ઘણો સમય ગાળતો. રાત્રે બે કલાકથી વધારે નિદ્રા લેતો નહિ. પોતાના મકાનનું દ્વાર ખુલ્લું રાખીને તે રાત્રિદિવસ બેસી રહેતો, કે જેથી કોઇ પણ ફરિયાદ કરવા આવનાર બારણું બંધ જોઇને નિરાશ થઇ પાછો જાય નહિ. તાત્પર્ય કે, એ કાજી એવા પવિત્ર આચાર–વિચારનો હતો. ઇમામ અહમદ કાજીપણાના કાર્યને અધર્મનું કાર્ય માનતા.

એક વાર ઇમામ અહમદને માટે રોટી તૈયાર થતી હતી, તેમાં સાલેહે મોવણ નાખ્યું. જ્યારે મહર્ષિ ઇમામ પાસે તે રોટી લાવવામાં આવી, ત્યારે તેમણે પૂછયું કે "આ રોટી શી રીતે તૈયાર થઇ છે?"

રસોઇઆએ કહ્યું કે "પેલો બહારગામથી લોટ મંગાવેલો છે, તેમાં સાલેહભાઇએ મોવણ આપ્યું અને મેં રોટી તૈયાર કરી."

અહમદ—"તો એ રોટી મ્હારે કામ નહિ આવે. સાલેહે એક વર્ષસુધી ઇસ્પહાનમાં કાજીપણું કર્યું છે."

રસોઈઓ—"તો હવે એ રોટીને શું કરૂં?"

ઈમામ—"કોઈ ભિક્ષુક આવે તેને આપજે; અને તેને કહેજે કે, અહમદના આટામાં સાલેહના મોવણથી આ રોટી તૈયાર થયેલી છે, ઇચ્છા હોય તો લ્યો."

ચાર દિવસ સુધી કોઇ ભિક્ષુક આંગણે આવ્યો નહિ, એટલે છેલ્લે એ રોટી દજલા નદીમાં નાખી દેવી પડી. ત્યારપછીથી અહમદ દજલા નદીની મચ્છી પણ ખાતા નહિ. ઇમામ અહમદ આવા પરેજગાર ઓલીઆ હતા. 'આ

વસ્તુ પવિત્ર છે કે અપવિત્ર ?' 'ન્યાયથી મેળવેલી છે કે અન્યાયથી ?' એ વિષે જરા પણ સંદેહ પડતાં તે વસ્તુ તેઓ સ્વીકારતા નહિ. એ બાબતમાં તેઓ આટલા બધા મક્કમ વિચારના હતા.

એક વાર પુરુષશ્રેષ્ઠ અહમદ મક્કે ગયા. ત્યાં રોજ કોઇ સાધુ પુરુષ પાસે જઈને તેઓ ધર્મકથા સાંભળતા. એક દિવસે તેઓ એ સાધુ પુરુષ પાસે ગયા નહિ, એટલે તેમનો માણુસ ઇમામને બોલાવવા તેમને ઉતારે ગયો. તેને તપાસ કરતાં જણાયું કે, ઇમામ સાહેબે પોતાનાં પહેરવાનાં વસ્ત્રો ધોબીને આપેલાં છે અને બીજાં વસ્ત્રો પહેરવાનાં નથી; એટલે નગ્નાવસ્થામાંજ ઘરમાં બેઠેલા છે. પેલો મોકલેલો માણુસ બોલ્યો કે "મારી પાસે પૈસા છે, કહો તો આપને માટે વસ્ત્રો ખરીદી લાવું."

તેઓ બોલ્યા કે "ના, એમ કરશો નહિ."

પેલો માણુસ બોલ્યો કે "તો હું મારાં વસ્ત્રો આપને આપું."

ઇમામ—"ના ના, એ વાત પણુ મને ગમતી નથી."

પેલો માણુસ—"તો આપ આ બાબતમાં બીજો કાંઇ રસ્તો બતાવો; નહિ બતાવો ત્યાંસુધી હું જવાનો નથી."

ઇમામ—"હા ભલે, મેં એક ગ્રંથ લખી રાખ્યો છે, તેની કિંમતતરીકે તું મને વસ્ત્રો આપ."

પેલો માણુસ—"ઝીણું સુંદર વસ્ત્ર લાવું ?"

ઇમામઃ—"ના, દશ ગજ ખદ્દર (ખાદી) ખરીદી લાવ. પાંચ ગજનું પહેરવાનું થશે અને પાંચ ગજનું ઓઢવાનું થશે."

એક વાર માટીની જરૂર પડવાથી એક વિદ્યાર્થી રાજમાર્ગ ઉપરથી તે લઇ આવ્યો. મહર્ષિએ તે માટી ફેંકી દેવરાવી કહ્યું કે " અનેક લોકોના અશુદ્ધ પગોનો સ્પર્શ થયેલો હોવાથી એવી જરા પણુ માટી વાપરીશ, તો તારી વિદ્યા નિષ્ફળ થશે."

મહાત્મા ઇમામ એક વાર કોઇ માણુસને ત્યાં પોતાની એક થાળી ઘરાણે મૂકી આવ્યા હતા. જ્યારે તેમના હાથમાં પૈસા આવ્યા, ત્યારે તે થાળી પાછી લેવા ગયા. પેલે માણુસે તેમની પાસે બે થાળીઓ રજુ કરી અને કહ્યું કે "આ બે થાળીઓમાંથી જે આપની હોય તે ઓળખીને લઇ જ્યો."

ઇમામ—"તમારી થાળી કયી તે હું ઓળખી શકતો નથી, એમ કહીને તેઓ એક પણુ થાળી લીધાસિવાય ચાલ્યા ગયા."

ઇમામ અહમદ ઘણાં વર્ષોસુધી મુબારકના પુત્ર તાપસપ્રવર અબ્દુલ્લા-નાં દર્શન કરવા સારૂ ઝંખતા હતા. અચાનક એક વાર અબ્દુલ્લા પંડે તેમને મકાને આવી ચઢયા. ઇમામના પુત્ર સાલેહે જઇને તેમને કહ્યું કે "પૂજ્ય પિતાશ્રી ! મહાશય અબ્દુલ્લા બારણે ઉભા છે અને તેઓ તમારાં દર્શન કરવા ચાહે છે." તપસ્વી ઇમામે તેમને અંદર લાવવાની ના પાડી, ત્યારે પુત્ર બોલ્યો કે "પિતાશ્રી ! તમે ઘણાં વર્ષોથી તેમનાં દર્શનમાટે ઝંખ્યા કરો છો અને અ-ત્યારે તેઓ પોતેજ આપણે આંગણે પધારેલા છે; છતાં આપ ના કેમ પાડો છો?"

મહર્ષિ—"વત્સ ! તું જે કહે છે તે તેમજ છે; પરંતુ મને ભય લાગે છે કે, તેમને અને તેમની મધુર વાણી તથા કોમળ ભાવો જોઇને હું તેમના તરફ એટલો બધો આકર્ષાઇશ કે પછી તેમનું જવું થતાં તેમનો વિયોગ હું સહન કરી શકીશ નહિ, તેથી તેમનાં દર્શનની લાલચમાંજ જીવન પૂરૂં કરીશ; અને છેવટે જે સ્થળે મળ્યાપછી કોઇ કાળે વિયોગજ થવાનો નથી, ત્યાંજ હું તેમને મળીશ અને સદાકાળ જોયા કરીશ."

બગદાદમાં જ્યારે અશ્રદ્ધાળુઓનું મંડળ વધવા લાગ્યું અને તેમનું જોર વધ્યું, ત્યારે તેઓએ સંકલ્પ કર્યો કે "ઇમામ અહમદને પકડીને સખ્ત શિક્ષા કરવી જોઇએ; કેમકે તે કુરાનને માનવકૃત કહે છે." તે વખતે જે ખલિફ હતો તે પણ અશ્રદ્ધાળુ મંડળમાં સામેલ હતો. અહમદ ઇમામને પકડીને ખલિફના મહેલ સામે ઉભા કરવામાં આવ્યા. તે સ્થળે એક સૈનિક પહેરો ભરતો હતો. તે મહર્ષિને જોઇને બોલ્યો કે "ઇમામ સાહેબ ! ખરેખરી વીરતા દર્શાવજો. મેં એક વાર ચોરી કરી હતી અને તે માટે મારે એક હજાર ફટકાનો માર સહન કરવો પડયો હતો; છતાં પણ મેં ચોરી કબૂલ કરી નહોતી, તેથી છેવટે હું છૂટી ગયો હતો. હું જૂઠો હતો, તોપણ ધીરજ રાખી હતી; તો આપ તો સાચા છો, એટલે આપ મ્હારા કરતાં ઘણી વધારે સહનશીલતા રાખજો."

આ વચનોએ ઇમામ અહમદના અંતઃકરણમાં સાહસ અને બળ વધારી દીધું.

પછી પેલા અશ્રદ્ધાળુઓ તેમને ખલિફ પાસે લઇ ગયા અને મહર્ષિને કહ્યું કે "કેમ, તમેજ કુરાનને મનુષ્યકૃત કહો છો ને ?"

તેઓએ કશો ઉચ્ચાર કર્યો નહિ. આથી ખલિફની આજ્ઞાથી તેમની કેડ ઉપરનું વસ્ત્ર કાઢી તે વડે તેમના હાથપગ બાંધવામાં આવ્યા અને નિષ્ઠુરપણે ફટકા મારવા માંડયા. એક હજાર નેતરની સોટીઓના સખ્ત પ્રહાર તેમના

શરીર ઉપર થયા. તપસ્વી અહમદ ઇમામનું શરીર વૃદ્ધ અને દુર્બળ હતું, એટલે મારની પીડાથીજ તેઓ પરલોકવાસી થયા. તેમની છેલ્લી ઘડીએ અનેક લોકોએ તેમની પાસે આવી પૂછયું કે "આ લોકોએ આપના ઉપર જે જુલમ કર્યો છે, તે સંબંધમાં આપને કાંઇ કહેવાનું છે ?"

મહર્ષિ—"ઇશ્વરનેજ ખાતર એમણે મારા ઉપર પ્રહાર કર્યા છે. તેમણે એમ માન્યું હશે કે, હું અસત્યનો અનુયાયી (અસત્ય રસ્તે ચાલનારો) થયો છું; તેથી તેમના આ પ્રહારોને માટે પરલોકમાં એમનાવિષે મારે કશી પણ ફરિયાદ કરવાની નથી."

પ્રાણ છોડતાં પહેલાં તેમણે હાથ ઉંચો કરીને કહ્યું કે "બસ, હવે વધારે મારતા નહિ." અર્થાત્ હવે શરીર છૂટી જાય તેટલો માર પડી ચૂકયો છે.

સાલેહે તેમને પૂછયું કે "પિતાજી ! આપને કંઇ કહેવાનું છે ?"

મહર્ષિ—"આ કહેવાનો સમય નથી, આ તો પ્રભુને ઘેર જવાનો સમય છે. હવે હું છેલ્લી પ્રાર્થના કરૂં છું, માટે તું પણ તેમાંજ સહાય કર."

જ્યારે તેમનું શબ અંતિમ ક્રિયામાટે લઇ જવામાં આવ્યું, ત્યારે તે શબના ઉપર પંખીઓનાં ટોળાં આર્ત્તસ્વરે રુદન કરતાં ઉડતાં હતાં. આ અલૌકિક દૃશ્ય જોઇને બે હજાર યાહુદી, ખ્રિસ્તી અને અગ્નિપૂજકોએ ઇસ્લામ ધર્મ ગ્રહણ કર્યો હતો.

છેલ્લી વખતે ઇમામ અહમદ હમ્બલે આ જાતની પ્રાર્થના કરી હતી કે "હે પ્રભુ! જેમને તેં વિશ્વાસનું દાન કરેલું છે, તેમનો વિશ્વાસ તું કદી ઘટાડીશ નહિ; પણ જેઓને તેં વિશ્વાસનું દાન આપેલું નથી, તેમને તું વિશ્વાસનું દાન આપ." આ પ્રાર્થનાનો પહેલો ભાગ તેમણે જીવિતદશામાં અનુભવ્યો હતો અને પ્રાર્થનાનો પાછળનો ભાગ મરણ પછી પ્રભુએ સ્વીકાર્યો હતો; અને તે એ રીતે કે, પ્રભુએ યાહુદી વગેરેને ઇસ્લામ ધર્મ ગ્રહણ કરાવી શ્રદ્ધાવાન બનાવ્યા હતા.

## આ મહાત્માનાં વચનામૃત

૧–મેં ઇશ્વર પાસે પ્રાર્થના કરી હતી કે, તે મારે વાસ્તે ભયનું દ્વાર ખુલ્લું કરે. પ્રભુએ તેમજ કર્યું. કેમકે હવે તેની આજ્ઞાવિરુદ્ધ વર્તતાં મને એટલો બધો ભય લાગે છે કે તેથી જરા પણ વધારે ભય તેણે આપ્યો હોત તો હું ગાંડોજ થઈ જાત.

૨–પ્રશ્ન–મુક્તિ કયારે પ્રાપ્ત થાય ? તમામ જંજાળમાંથી છૂટાય ત્યારે.

૩-પ્રશ્ન—નિર્ભર કોને કહેવાય? સર્વ બાબતો ઈશ્વર ઉપર મૂકી દે તેને.

૪-પ્રશ્ન—આધીનતા કોને કહેવાય? દરેક કાર્ય ઈશ્વરને સમર્પણ કરે તેને.

૫-પ્રશ્ન—પ્રેમ એટલે શું? આ પ્રશ્ન બશર હાફિને કરજો. તેઓ જીવતા છે ત્યાંસુધી હું એનો જવાબ આપી શકીશ નહિ.

૬-વૈરાગ્યના ત્રણ પ્રકાર છેઃ-(૧) અપવિત્ર વસ્તુઓનો ત્યાગ કરવો એ સાધારણ વૈરાગ્ય છે; (૨) પ્રયોજન કરતાં વધારે મળેલી પવિત્ર વસ્તુઓનો પણ ત્યાગ કરવો તે વિશેષ વૈરાગ્ય છે અને (૩) ઈશ્વરથી દૂર કરનારી વસ્તુઓનો ત્યાગ કરવો એ ઋષિજનોનો વૈરાગ્ય છે.

૭-પ્રશ્ન—આ બધા સુફિ લોકો જ્ઞાન પ્રાપ્ત કર્યાવિના માત્ર વિશ્વાસ ઉપરજ મસ્જીદમાં રહે છે? તમે ભૂલો છો,તેમના જ્ઞાનેજ તેમને એ ઠેકાણું આપ્યું છે.

૮-પ્રશ્ન—માત્ર રોટીના ટુકડા ખાવાનેજ તેઓ અહીં રહે છે, એમ ન કહી શકાય? ના. આ વિશાળ બ્રહ્માંડમાંથી જેઓને માત્ર ટુકડો રોટલાનીજ અભિલાષા હોય અને એથી વધારે બીજી કશીજ અભિલાષા ન હોય, તેમના કરતાં વધારે ઉંચા ભાવવાળા લોકો આ જગતમાં બીજા કોઇ પણ હશે, એમ હું માનતો નથી.

---

# ૪૨-તપસ્વી અબુ ઉસ્માન સઈદ

તાપસશ્રેષ્ઠ અબુ ઉસ્માન સઈદના પિતાનું નામ 'સલામ' હતું. અબુ ઉસ્માને અનેક કઠોર સાધનાઓ કરી હતી. તેઓ સત્યના પ્રકાશથી તેજસ્વી બનેલા હતા અને તેથી તેમણે ઘણાં ગૂઢ રહસ્યો સ્પષ્ટ કર્યાં છે. પેગંબર હજરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)ના તેઓ ઉત્તરાધિકારી હતા અને મુખ્ય ધર્માચાર્ય તથા શ્રેષ્ઠ સાધકતરીકે ગણાતા હતા. ઈશ્વરના સ્મરણ અને ચિંતનમાં તેઓ સદા જોડાઈ રહેતા. તેઓ મહાવિદ્વાન હતા અને તત્ત્વવિદ્યાસંબંધી તેમણે અનેક ગ્રંથો પણ રચ્યા છે. પુષ્કળ સાધુપુરુષોનાં તેમણે દર્શન-સમાગમ કર્યાં હતાં અને કેટલોક કાળ મક્કામાં પણ રહ્યા હતા.

તેમના ધાર્મિક જીવનનાં પ્રથમનાં વીસ વર્ષો એકાંતસેવનમાં ગયાં હતાં. તે સમયે તેઓ લોકોનો સહવાસ છોડી એકાંતમાં-અરણ્યમાં-નિવાસ કરતા. ત્યાં વૈરાગ્યનું અવલંબન કરીને તેમણે એટલી તો કઠિન સાધનાઓ કરી હતી

કે તેને લીધે તેમનું શરીર અત્યંત દુર્બળ બની ગયું હતું. તેમની આંખો જાણે ખાડામાં ઉંડી ઉતરી ગઇ હોય તેવી દેખાતી હતી અને 'આ તે મનુષ્ય છે કે હાડપિંજર ?' એવો જોનારને ભ્રમ થતો હતો. ત્યારપછી તેઓ મનુષ્ય-સમૂહમાં આવી રહ્યા અને મનુષ્ય સાથે પ્રેમભાવે જીવન ગાળવાનો ઈશ્વરી સંકેત હોય તેમ વર્તવા લાગ્યા. પછી તેઓ તીર્થક્ષેત્ર મક્કામાં ચાલ્યા ગયા. તેમના આગમનના શુભ સમાચાર મક્કાના સાધુપુરુષોએ સાંભળ્યા, ત્યારે તેઓ સામે તેડવા ગયા; પરંતુ જ્યારે તેમણે અબુ ઉસ્માન સઇદના હાડ-પિંજર જેવા શરીરનાં દર્શન કર્યાં, ત્યારે તેમણે જાણ્યું કે, જીવનનો મોટો ભાગ એમણે તપસાધનામાં ખર્ચી નાખેલો છે અને હવે તેમનું થોડુંજ જીવન બાકી છે. તેમણે પૂછયું કે "મહાત્મા અબુ ઉસ્માન ! આપે અત્યારસુધી જે જીવન ગાળ્યું છે, તેવું જીવન ગાળવું બીજા કોઇથી તો બની શકેજ નહિ. તો હવે અમોને કહો કે, આપે શું જોયું ? અને શું પ્રાપ્ત કર્યું ? વળી એકાંત-વાસ છોડી જનસમૂહમાં પાછું આગમન શામાટે કર્યું ?"

તેઓ બોલ્યા કે "હું પાર્થિવ જીવનનું મૂળ કાપવા એકાંતસ્થળે ગયો હતો; પરંતુ અપાર યત્ન કર્યા છતાં એ મૂળસુધી મ્હારો હાથ પહોંચી શકયો નહિ અને મેં દૈવી વાણી સાંભળી કે 'અબુ ! તું સંસારવૃક્ષમાંજ ભ્રમણ કર અને સદા મારી ભક્તિમાં મગ્ન રહે; તેથીજ તું સત્ય પ્રાપ્ત કરી શકીશ. મૂળનો ઉચ્છેદ કરવો એ તારૂં કાર્ય નથી.' ત્યારપછી હું એકાંતવાસ છોડી નિરાશ થઇને પાછો જનસમૂહમાં આવ્યો."

મહર્ષિ અબુ ઉસ્માન કહે છે કે, સાધનાની શરૂઆતમાં મને વારંવાર એવો ભાવ જાગ્યા કરતો કે જાણે મને કોઇ આકાશમાંથી પૃથ્વી ઉપર ફેંકી દે છે. એ દશા મને સ્નાન અને ભોજન કરતાં પણ વધારે પ્રિય લાગતી; અને જ્યારે ઈ-શ્વરનાં ગુણગાનના આસ્વાદનથી હું બેનસીબ થતો, ત્યારે મારા મનમાં એવું દુઃખ થતું કે તે મને વસમું લાગતું. જ્યારે હું ઈશ્વરચિંતનમાં લીન થતો, ત્યારે લોકોને પણ મારી એ અવસ્થા અલૌકિક જણાતી અને મને તો એમજ લાગતું કે, ઇશ્વરનું ધ્યાન કરતાં જરા પણ અટકું નહિ, નિદ્રા પણ ન આવે અને ધ્યાનમાં વિઘ્ન ન આવે તો સારૂં. આ સ્થિતિ પ્રાપ્ત કરવામાટે હું એક યુક્તિ કરતો. એક નાનકડો ખરબચડો પથ્થર એક મોટા ખાડા પાસે મૂકીને તેના ઉપર બેસતો કે જેથી ઝોકું આવે તો ગબડીને ખાડામાં જઇ પડું અને હાડકાં-પાંસળાં ભાગી જાય. પહેલાં એ પથ્થર ઉપર બેસીને ધ્યાન કરવામાં મુશ્કેલી લાગતી;

પરંતુ અભ્યાસ થતાં એ કષ્ટ દૂર થયું અને પછી તો હું એ નાના ખરબચડા પથ્થર ઉપર નિદ્રા પણ લઇ શકતો.

એક વાર એક માણસ તપસ્વી અબુ ઉસ્માન પાસે આવીને મનમાં વિચારવા લાગ્યો કે, આ મહર્ષિ મ્હારી પાસે કાંઇક માગણી કરે તો સારૂં. મહર્ષિ અબુ ઉસ્માન એનો મનોભાવ જાણી ગયા અને બોલ્યા કે "બીજાની પાસેથી કંઇ પણ આશા રાખવી અને માગણી કરવી એ મ્હારેમાટે બિલકુલ યોગ્ય નથી."

ઇમામ અબુબકર ફ્રેરક કહે છે કે "મેં અબુ ઉસ્માન સઇદ પાસેથી આ પ્રમાણે વાત સાંભળી હતી. તેમણે મને કહ્યું હતું કે "પહેલાં ઇશ્વરવિષે મારો અભિપ્રાય એવો હતો કે 'તે છે, પણ કોઇ અમુક સ્થાનમાંજ રહેલો છે.' પરંતુ જ્યારે હું બગદાદમાં આવ્યો, ત્યારે મારા મનમાં ખરેખરો વિશ્વાસ ઉદય પામ્યો અને ત્યારેજ મને સમજાયું કે, તે કોઇ એકજ સ્થાનમાં પૂરાઇ રહેલો નથી, પણ સર્વત્ર વ્યાપી રહેલો છે. મને આવી દૃઢ પ્રતીતિ થતાં મેં મક્કાવાસી તપસ્વીઓને પત્ર લખ્યો કે, બગદાદમાં હું નૂતન ભાવથી શ્રદ્ધાળુ બન્યો છું."

એક દિવસ અબુ ઉસ્માન સઇદે પોતાના નોકરને પૂછયું કે "જો કોઇ માણસ તને પૂછે કે તારો ઉપાસ્ય પ્રભુ અત્યારે કેવી અવસ્થામાં છે ? તો તું તેનો શો ઉત્તર આપીશ ?"

નોકર—"હું કહીશ કે, પહેલાં તે જેવી અવસ્થામાં હતો તેવીજ."

અબુ ઉસ્માન—"જો સામો માણસ પૂછે કે, પહેલાં તે કેવી અવસ્થામાં હતો ? તો તું શો ઉત્તર આપીશ ?"

નોકર—"હું કહીશ કે, અત્યારે તે જેવી અવસ્થામાં છે, તેવીજ અવસ્થામાં પહેલાં પણ હતો."

મહર્ષિ અબુ ઉસ્માન—"ભાઇ ! તારૂં કહેવું બરાબર છે."

અબ્દુલ રહેમાન સાલેમી કહે છે કે, હું એક વાર મહર્ષિ અબુ ઉસ્માન સઇદની પાસે ગયો, ત્યારે તે કૂવામાંથી પાણી ખેંચતા હતા અને તેમના હાથમાં દોરડું હતું તથા કૂવાની ગરેડી 'કચુડ, કચુડ' બોલતી હતી. મને જોઇને તેમણે પૂછયું કે "જો, આ ગરેડી શું બોલે છે ?"

મેં ઉત્તર આપ્યો કે "કોણ જાણે શું બોલે છે ? હું તો કાંઇ સમજતો નથી."

મહર્ષિ બોલ્યા કે "એ ગરેડી તો 'અલ્લાહ, અલ્લાહ' કહે છે."

જે માણસ ભગવત-સંગીત સાંભળવાનો દાવો કરતો હોય, પણ પક્ષી-

ઓના કલરવમાં, વૃક્ષોના ખડખડાટમાં અને પવનના સૂસવાટમાં પણ ભગવત-સંગીત જોઇ–સાંભળી શકે નહિ, તેનો એ દાવો વૃથા છે.

એક દિવસ અબુ ઉસ્માન ખુદાના નામોચ્ચારની મધુરતામાં મસ્ત બની નિર્જન પ્રદેશમાંથી નગર તરફ આવતા હતા અને બોલતા હતા કે "જે સાધક નામજપમાં તલ્લીન બની "લા ઈલાહા ઇલ્લિલ્લાહ" (એક ઇશ્વરસિવાય બીજો કોઇ ઉપાસ્ય નથી) એ વાકય હૃદયના ઉંડા ભાવપૂર્વક ઉચ્ચારે છે, તેના હૃદય-માં અપવિત્ર ભાવો કદી પણ ઉપજતા નથી અને આ મહાવાક્યના તેજસ્વી પ્રભાવે તેનું અંતર સાંસારિક આસક્તિથી મુક્ત થાય છે."

અબુ ઉસ્માન સઈદ એકસોત્રણ વર્ષ જીવ્યા હતા. તેઓ કહેતા કે, મારા અંતરમાં યૌવનકાળથીજ દીર્ઘજીવન જીવવાની આશા હતી. તે સિવાય બીજી કોઇ અભિલાષા નહોતી. હીજરી સન ૩૭૩ માં નેશાપુરમાં તેમનું શરીર છુટયું હતું. મરણકાળે તેમના અંતરમાં સંગીતની અભિલાષા ઉપજી હતી અને સંગીત સાંભળતાં સાંભળતાંજ તેઓ પરલોકવાસી થયા હતા.

## આ મહાત્માનાં વચનામૃત

૧–ઇશ્વરભક્ત જ્યારે ઈશ્વરના ગુણાનુવાદમાં તલ્લીન થાય છે, ત્યારે તે એક ચાતુર્માસની જળપૂર્ણ નદીના જેવો બની રહે છે. અર્થાત્ ઈશ્વર જ્યારે જ્યારે જે જે તરફ વહેવા પ્રેરે છે, ત્યારે ત્યારે તે તે નવે નવે રસ્તે પણ તેના જીવનના પ્રવાહો વહેવા લાગે છે. ઇશ્વરના ધ્યાન તથા ગુણગાનદ્વારા તે જે અ-સામાન્ય જ્યોતિ–પ્રકાશ પ્રાપ્ત કરે છે, તે જ્યોતિદ્વારાજ તે સર્વ બાબતોને જુએ–તપાસે છે અને પરિણામે અભેદભાવ પણ અનુભવે છે. જ્યારે જ્યારે ઈશ્વર-ગુણાનુવાદમાં તેનું ચિત્ત જોડાઇ જાય છે, ત્યારે ત્યારે તે એવી તો મધુરતા અનુભવે છે, અને પ્રભુમાં સદાને માટે લીન થવાને એવો તો વિહ્વળ બની જાય છે કે જેથી તે મૃત્યુની સુદ્ધાં આકાંક્ષા કરે છે.

૨–તત્ત્વજ્ઞાન ઉપરાંત ઈશ્વરગુણાનુવાદમાં પણ જે માણસને પ્રેમ પ્રક-ટયો છે, તેનો પ્રેમ નષ્ટ કરવાને મૃત્યુ પણ શક્તિવાન થતું નથી; એટલુંજ નહિ પણ મૃત્યુ આવતાં તો એના પ્રેમ અને આનંદમાં ઉલટી સોગણી વૃદ્ધિ થાય છે. કેમકે એ મૃત્યુરૂપી મિત્રની કૃપાથી તો તે પોતાના પ્રભુ અને પોતાની વચ્ચે અંતરાય કરવાવાળાં શરીરાદિ બધાંજ કારણો દૂર થઇ જઈને પ્રેમસ્વરૂપ પરમાત્મા અને પોતે (જેમ સાગરમાં નદી ભળી જાય તેમ) પૂરેપૂરી તલ્લીનતા–એકતા પામનાર હોય છે.

૩–પરમેશ્વર પાસે જવાના માર્ગો દર્શાવવાને આ બેજ પ્રકારના માણુસો શક્તિમાન હોય છેઃ–(૧) પેગંબરો (એટલે કે અવતારી પુરુષો અથવા તે પ્રભુદર્શનને પામવા ઉપરાંત તેના તરફની આજ્ઞાઓ અને પ્રેરણાઓને પોતાનાં અસામાન્ય વર્તન અને ઓજસ્વી વાણીદ્વારા જગતને આબાદ રીતે સમજાવી શકે એવા મહર્ષિઓ) અને (૨) એવા મહાપુરુષોની હદિસો;× કેમકે તેમનું સ્થાન લે એવા અવતારી પુરુષો જન્મે નહિ, ત્યાંસુધી તો એ હદિસોજ આપણને માર્ગ દર્શાવનાર છે; કારણકે તેમના ગુણાનુવાદ અને સાધનાઓનું શ્રવણમનન એ પણ આપણને પ્રભુ તરફજ દોરી જાય છે. હકીકત એવી હોવાથીજ હું એ માર્ગે ચાલવા પાછળ–મારી પરમ પ્રિય અને સર્વોપરિ વસ્તુસ્થિતને પામવા પાછળ–મારૂં આ તુચ્છ જીવન ગાળવું; એ તો મારે મન છેક નજીવી બાબત થઇ પડી છે.

૪–જે માણસ સંસારીઓનો સહવાસ ત્યજી દઇને નિર્જનતાનો આશ્રય લે છે, તેણે તો ઇશ્વરસ્મરણ અને પ્રભુકૃપા સિવાય કોઇપણ બાબતનું ચિંતન કરવું જોઇએ નહિ. આવી અવસ્થા પ્રાપ્ત કર્યાવિનાજ એકાંતસેવન કરવું એ તો વિપત્તિ ઉપરાંત મૃત્યુનું પણ કારણ થઇ પડે તો નવાઇ નથી.

૫–જ્યાંસુધી સાધક સાધનામાં તથા નીતિમાં અપૂર્ણ રહે છે, ત્યાંસુધી તે ઉંચી ભૂમિકામાં જઇ શકતો નથી.

૬–અભિમાની કરતાં તો જે માણસ સીધેસીધો પાપી હોય તેજ શ્રેષ્ઠ છે; કારણ કે પાપી માણસમાં તો કાંઇપણ નમ્રતા અને પાપનો સ્વીકાર હોય છે–અથવા આવી શકે છે, પણ મિથ્યાભિમાની તો સદાને માટે પાપની સાંકળોમાં બંધાયેલો રહીને દુર્ગતિના ઘોર અંધકાર તરફજ ધકેલાતો જવાનો.

૭–જે માણસ ધાર્મિક વિરક્તોનો સંગ છોડી શ્રીમંતોનો સંગ સેવે છે, તેને પ્રભુ મૃત્યુ અને અંધકારજ આપે છે.

૮–જે માણસ લોભને ખાતર ધનિકોનું ધન કે અન્ન લેવા હાથ લંબાવે છે, તે કદી પણ મુક્તિ પ્રાપ્ત કરી શકતો નથી. જે માણસ આપદ્ધર્મને લીધે નાછુટકે ધનિકનું અન્ન ખાય છે, તેનેજ તે હરકત કરી શકતું નથી.

---

× જે ધર્મગ્રંથોમાં એવા અસામાન્ય મહાપુરુષોની અસામાન્ય કરણી અને દેશકાળને અનુસરતા ઉપદેશ તથા આજ્ઞાઓ સમાયલાં હોય છે, તેને મુસલમાન ભાઇઓ હદિસ કહે છે અને હિંદુભાઇઓ પુરાણ અથવા હરિકથા કહે છે.

અધમ ભિક્ષુ–અખંડાનંદ

૯–જે માણુસ બીજાનાજ દોષો જોયા–વિચાર્યા કરે છે, તેનું પોતાનું જીવન પણ દૂષિતજ થતું ચાલે છે.

૧૦–એકાદ ઝાડને સમૂળું ઉખાડી નાખવાની જરૂર સમજાયા છતાં જે વિલંબ કરે છે, તે પેલા ઝાડને વધારેજ મોટું, મજબૂત અને પોતાના માર્ગમાં વધારે કાંટા વેરનારૂં બનાવે છે. અંતઃકરણમાં દૃઢ મૂળ ઘાલી બેઠેલાં કુસંસ્કાર અને કુટેવરૂપી પાપોને નિર્મૂળ કરવામાં ઢીલ કરવી, એ પણ એવુંજ અનિષ્ટકારક હોવા છતાં ઘણાખરા શ્રોતાઓ અને ઉપદેશકો પણ એવુંજ કરે છે.

૧૧–ઉપલી ભૂમિકામાં જવા ઇચ્છનારનું મુખ્ય કર્તવ્ય એજ છે કે, તેણે સાંસારિક કામનાઓ અને પ્રવૃત્તિઓથી તદ્દન દૂર થઇ જવું જોઇએ.

૧૨–મનુષ્યના અંતઃકરણને બે મોઢાં છે. એક મોં બાહ્યજગત તરફ હોવાથી તેમાંથી માત્ર બાહ્યભાવોજ ઉપજે છે; અને બીજું મોં આંતર્જગત તરફ હોવાથી તેનાદ્વારા આંતરિક ભાવોનોજ સંચાર થાય છે; પરંતુ એ બીજા મોં ઉપર પ્રથમના મોઢાના ભાવોની છાયા પડે છે, ત્યારે એ બીજું મોં પણ પહેલા મુખના જેવીજ આકૃતિ ગ્રહણ કરે છે; અને જ્યારે બીજા મુખનો ભાવ કે જેને 'જ્યોતિ' 'પ્રકાશ' અથવા 'જ્ઞાન'નું નામ આપેલું છે, તેની છાયા પ્રથમના મુખ ઉપર પડે છે, ત્યારે બાહ્યજગત પણ આંતરિક જગતરૂપેજ જણાઇ રહે છે.

૧૩–ઉત્તમ ભ્રાતૃભાવ એજ કહેવાય, કે જેથી તમે તમારી પોતાની સ્વાધીનતા જેવીજ સ્વાધીનતા બીજાઓને પણ આપો અને તેની પાસેથી કોઈ પણ બદલાની ઇચ્છા ન રાખો; એટલુંજ નહિ પણ તેના તરફથી થતી નુકસાનીઓ પણ તમે આનંદે સહન કરો; તેની ખામીઓ મનમાં પણ ન લાવો; તેના તરફ ન્યાયબુદ્ધિથી વર્તો; તે તમારા તરફ ન્યાયબુદ્ધિથી વર્તે એવી આશા ન રાખો; તમે તેના ઉપર માયાળુ થાઓ, પણ તે તમારા તરફ માયાળુ રહે છે કે નહિ ? તેનો વિચાર પણ ન કરો; તેનાથી તમારા ઉપર કાંઇ ઉપકાર થાય તો તેને ભલે તમે બહુજ મોટો માની લો, પણ તમે તેના પ્રત્યે જે પણ ઉપકાર કરો તેને તો બહુજ અલ્પ માની લો; એજ ઉત્તમ ભ્રાતૃભાવનાં લક્ષણ છે.

૧૪–લોકો બીજી ઘણી બાબતોની ચર્ચાઓ કરે છે, પરંતુ પોતાના આન્તર્બાહ્ય જીવનની તપાસ અને સમાલોચના કરવી; પોતાનાં કાર્યો અને સ્વભાવો તરફ સદા જાગૃત રહેવું, અને સન્માર્ગ છોડવો નહિ; એજ સર્વશ્રેષ્ઠ કાર્ય છે.

૧૫–ઇશ્વરની આજ્ઞાઓ પાળવામાં વૃત્તિઓને અને ઇંદ્રિયોને રોકાયલી રાખવી એજ ઉંચામાં ઉંચી અને ખરેખરી તપશ્ચર્યા છે.

૧૬–"પ્રભુએ આપેલી સંપત્તિમાટે હું કૃતજ્ઞતા પણ પૂરેપૂરી દર્શાવવાને અશક્ત છું" એવું સમજાય એ પણ એક રીતે કૃતજ્ઞતાજ દર્શાવવા બરાબર છે.

૧૭–સંસારનો સંબંધ તોડી નાખવો, લોકોના સંસર્ગથી દૂર રહેવું અને સર્વદા સત્ય અને પ્રભુ તરફજ ઝુકેલા રહેવું, એજ સાચો ત્યાગ–વૈરાગ છે.

૧૮–તત્ત્વદર્શી જ્યારે તત્ત્વજ્ઞાનના પ્રકાશથી પ્રકાશિત–પ્રભાવિત–થાય છે, ત્યારે તે આશ્ચર્યજનક આધ્યાત્મિક બાબતો જોઇ શકે છે.

# ૪૩–તપસ્વી અબુલ કાસમ નસરાબાદી

તપસ્વી અબુલ કાસમ ઘણાજ પ્રભુપ્રેમી અને તત્ત્વજ્ઞાની હતા. તેઓ ઈશ્વરાનુરાગના અમૃતથી તરબોળ રહેતા અને પ્રેમના આવેશમાં સદા મસ્ત રહેતા. તે સમયના જીવનમુક્ત જનોમાં અબુલ કાસમ સૌથી શ્રેષ્ઠ ગણાતા; કેમકે એ સમયે તેમની તુલનામાં મૂકાય એવો કોઇ પણ નહોતો. સર્વે જનો જેનો આદર કરે એવા મહામાન્ય અને અદ્વિતીય પુરુષ તેઓ હતા. વિવિધ પ્રકારની વિદ્યાઓમાં તેમણે પાંડિત્ય પ્રાપ્ત કર્યું હતું અને પ્રાચીન હકીકતો અને હદિસોમાં તો એમણે અત્યંત નિપુણતા પ્રાપ્ત કરી હતી. એ વિષયમાં ઘણા ઉત્કૃષ્ટ ગ્રંથો તેમણે રચ્યા છે. સાધનાની રીતો અને તેનાં ગૂઢ તત્ત્વોનો મહર્ષિ અબુલ કાસમે ઉંડો અભ્યાસ અને બહોળો અનુભવ કર્યો હતો. મહર્ષિ શબલીના દેહાંત પછી તેમના શિષ્યતરીકે તપસ્વી અબુલ કાસમ ખોરાસાનવાસીઓના ધર્માચાર્ય થયા હતા. વળી તપસ્વી મુર્ત્તાઝ, તપસ્વી રુદવારિ વગેરે અનેક મહર્ષિઓનો તેમણે સમાગમ અને સહવાસ કર્યો હતો. શ્રદ્ધામાં, સહનશીલતામાં અને સાધનાઓમાં અબુલ કાસમ એક અસાધારણ માણસ હતા. ખોરાસાનમાં આવેલું નસરાબાદ નામનું સ્થાન તેમની જન્મભૂમિ હતું. પછી તેઓ મક્કામાં જઇ વસ્યા હતા.

એક દિવસે અબુલ કાસમ કોઇ યાહુદી પાસે જઇ બોલ્યા કે "મને અર્ધો પૈસો આપ, મારે કાંઈ વસ્તુ ખરીદવી છે."

યાહુદી—"કંટાળો આપ નહિ, અહીંથી ચાલ્યો જા." છતાં ફરી વાર

અબુલ કાસમે પોતાની માગણી ચાલુ રાખી અને યાહુદીએ અપમાન કરવું ચાલુ રાખ્યું. એવી રીતે અનેક વાર થયા છતાં અબુલ કાસમના મુખ ઉપર કશોજ ફેરફાર થયો નહિ. છેલ્લે યાહુદી બોલ્યો કે "તું કેવો વિચિત્ર માણસ છે કે અર્ધા પૈસામાટે આટલું અપમાન સહે છે અને લેશપણ ક્રોધી બનતો નથી ?"

એટલે અબુલ કાસમ બોલ્યા કે "જે ખરો વિરાગી પુરુષ છે, તેને ક્રોધી થવાનો સંભવ છે ખરો ? પોતાની ધારણામાંથી તે કદી ચલિત થાય ખરો ? તેના જીવનમાં એવા તો અનેક પ્રસંગો ઉપસ્થિત થાય છે કે જેમાં તેને ધૈર્ય ગ્રહણ કર્યેજ છૂટકો. ખરો ત્યાગી પોતાના ઉપર ડુંગર ઢળી પડે તોપણ ચલિત થતો નથી, તો શું તે એક તણખલાના આઘાતથી ચલિત થઇ જશે ? તારાં અનેક અપમાનજનક વચનોથી મને લેશ પણ અસર થઇ નથી."

આ વચનો સાંભળીને પેલા યાહુદીના મનમાં માનબુદ્ધિ જાગૃત થઇ. તપસ્વીના સ્વર્ગીય ભાવથી તે મુગ્ધ થયો અને છેલ્લે તેણે ઇસ્લામ ધર્મ ગ્રહણ કર્યો.

એક દિવસ પુરુષશ્રેષ્ઠ અબુલ કાસમે કેટલાક યાત્રાળુઓને કાબામંદિરની પ્રદક્ષિણા કરતા જોયા. તેઓ પ્રદક્ષિણા કરતાં કરતાં વાતોના તડાકા હાંકયે જતા હતા. આ જોઇ અબુલકાસમ બળતું લાકડું લઇ આવ્યા. લોકોએ તેમને પૂછ્યું કે "મહર્ષિ ! આ સળગતા લાકડાવડે આપ શું કરવા ઇચ્છો છો ?"

મહર્ષિ—"હું કાબામંદિરને સળગાવી મૂકીશ. તેમ કરવાથીજ આ બધા ઈશ્વરવિમુખ લોકો ઇશ્વરપ્રતિ ભક્તિવાન બનશે."

એક દિવસ અબુલ કાસમ કાબામંદિર પાસે બેઠા હતા. ત્યાં જોરથી પવન વાવા લાગ્યો. તેને લીધે મંદિરની છતે બાંધેલા પડદા આમતેમ ઉડવા લાગ્યા. આ જોઇ મહર્ષિ અબુલ કાસમને આનંદ થયો અને તેથી કૂદકો મારી એ પડદાનો એક છેડો હાથમાં પકડી આ ભાવની કવિતા બોલવા લાગ્યાઃ—

"અહો ભાગ્યવંતી વિલાસી નવવધૂ ! તું વિલાસ કરતી મક્કામાં પણ વસી ચૂકી છે ! નવલ વધૂની પેઠે વિવિધરંગી વસ્ત્રો ધારણ કરીને પોતાના અંગને શણગારે છે અને જગતવાસીઓને કંટક મારીને પીડે છે."

ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી અબુલ કાસમે સિત્તેર વાર હજ–યાત્રા કરી હતી. એક વાર મક્કા તરફ જતાં, તેમણે એક ભૂખથી મરવા પડેલા કૂતરાને દીઠો. આ વખતે તેમની પાસે કશું ખવરાવવાનું નહોતું, તેથી તેઓ મોટે સાદે બોલ્યા કે "હું મ્હારી ચાળીસ હજનું પુણ્ય એક ટુકડા રોટલામાટે વેચવા તૈયાર છું.

કોઈ લેનાર છે ?"

એક માણસે આ અવાજ સાંભળ્યો અને તેણે ટુકડો રોટલો આપી મહર્ષિનાં વ્રતોનું પુણ્ય લીધું. મહર્ષિએ તે રોટલો કૂતરાને આપ્યો. એક માણસ ઉભો ઉભો આ બનાવ જોતો હતો, તે અબુલ કાસમને જોરથી મુક્કી લગાવીને બોલ્યો કે " બેવકૂફ ! તું તારી ચાળીસ હજનું પુણ્ય એક ટુકડા રોટલા માટે વેચી એમ માને છે કે, તેં મહાન્ કાર્ય કર્યું છે ? તારા વડિલ આદમે તો માત્ર બેજ ઘઉંના દાણાને બદલે આઠમું સ્વર્ગ આપી દીધેલું છે અને એક રોટલામાં તો ઘઉંના હજારો દાણા સમાયલા છે." આ સાંભળીને અબુલ કાસમ શરમાઇ ગયા અને નીચું મોં કરી એક બાજુ બેસી ગયા.

એક દહાડો અબુલ કાસમ, જકસર રહમત નામના પર્વત ઉપર બેઠા હતા, ઉનાળાનો સમય હતો, તેમને સખત તાવ ચઢયો હતો. જેણે આજવમ દેશમાં તેમની સેવા કરી હતી એવો એક બંધુ તેમની પાસે હાજર થયો. તેમને ઉનાળાના સખત તાપથી તાવ ચઢી આવેલો જોઇને તેણે તેમને પૂછ્યું કે "ઋષિવર ! તમારે શું જોઇએ છીએ ?"

અબુલ કાસમ—"મારે ઠંડું પાણી જોઇએ છીએ."

આ વાત સાંભળીને પેલો માણસ ગભરાઇ ગયો; કેમકે તે જાણતો હતો કે, અરબસ્તાનમાં પ્રચંડ ઉનાળામાં તો ધાતુઓ પણ ઓગળી જાય છે, ત્યાં ઠંડું જળ તો ક્યાંથીજ પ્રાપ્ત થાય ? તેમ છતાં જળપાત્ર હાથમાં લઇ વિચાર કરતો કરતો તે ત્યાંથી આગળ ચાલ્યો અને થોડેક ગયો ત્યાં તો કાળાં વાદળથી ગગન ઘેરાવા લાગ્યું અને થોડીજ વારમાં બરફ વરસવા લાગ્યો. તે સમજી ગયો કે, ઋષિના અલૌકિક પ્રભાવેજ આ બનાવ બન્યો છે. પછી પેલું પાત્ર બરફથી ભરીને અબુલ કાસમની પાસે આવ્યો. આ જોઇ તેઓ બોલ્યા કે "આવા ઉનાળામાં તું આ વસ્તુ કયાંથી લાવ્યો ?"

તેણે બધી વાત કહી. આ સાંભળી મહર્ષિના મનમાં કાંઇક ધર્માભિમાન જાગૃત થયું. તેઓ મનમાં ને મનમાં વિચારવા લાગ્યા કે,મારો પ્રભાવ કેવો ! પણ પાછા તરતજ વિવેકબુદ્ધિમાં આવી ગયા અને ખિન્ન થઇ પોતાને સંબોધન કરીને બોલ્યા કે "અરે નાદાન મનડા ! તું જેવું પહેલાં હતું તેવુંજ થઇ જા. ઠંડું જળ જોઇતું હતું તો તે પણ મળ્યું;પણ યાદ રાખ, હું તને એનો ઉપભોગ કરવા દઇશ નહિ." આટલું બોલીને તેમણે પેલા માણસને કહ્યું કે "બસ,ઉદ્દેશ સિદ્ધ થયો છે. તું ચાલ્યો જા. મારે એ જળની જરૂર નથી. એ જળ હું પીવા-

નો નથી." એમ કહી તેમણે પાણી પીધું નહિ.

પેલો માણસ શીતળ જળ લઇ ત્યાંથી ચાલ્યો ગયો.

અબુલ કાસમ કહે છે કે, હું એક વાર મહાજંગલમાં ચાલ્યો જતો હતો. ભૂખ અને તરસથી દુર્બળ થઇ ગયો હતો અને જીવનની આશા પણ ત્યજી હતી. દિવસનો સમય હતો. અકસ્માત્ મારી દૃષ્ટિ વાદળમાં રહેલા તેજહીન ચંદ્ર ઉપર પડી. ચંદ્રમંડળમાં આ પ્રમાણે અક્ષરો લખાયલા જણાયાઃ–"થોડાજ સમયમાં પ્રભુ તને તૃપ્ત કરશે." એટલે મ્હારા મનમાં હિંમત આવી અને શરીરમાં શક્તિનો સંચાર થયો.

એક દિવસ અબુલ કાસમ જંગલમાં એકલા બેઠા હતા. ત્યાં તેમણે આવી દૈવી વાણી સાંભળી કે "અબુલ કાસમ ! તને આવો ઉત્સાહ અને સાહસ કોણે આપેલાં છે તે ભૂલી જઇને તું આટલી બધી આત્મશ્લાઘા કેમ કરે છે અને ફુલાય છે ?"

આ વાણીનો ઉત્તર આપતાં અબુલ કાસમ બોલ્યા કે "હે પ્રભો ! મ્હારામાં આત્મશ્લાઘાનો દોષ જણાય ત્યારે કૃપા કરીને તે ગુપ્ત ન રાખશો. જો ગુપ્ત રાખશો, તો હું કદી પણ એ દોષથી મુક્ત થઇ શકીશ નહિ."

અબુલ કાસમ એક વાર મુસાનું કબ્રસ્તાન જોવા ગયા હતા. તે જોઇને તેઓ બોલ્યા કે "હું આ ભૂમિના દરેક રજકણમાંથી 'મને જો' 'મને જો' એવો ધ્વનિ સાંભળી રહ્યો છું."

તપસ્વી અબુલ કાસમ એક દિવસ સભામાં ઉપદેશ આપતા હતા ત્યારે એક વિષયાસક્ત યુવક હાથમાં રબાબ વાજીંત્ર લઇને આવ્યો. મહર્ષિનો ઉપદેશ તેના અંતઃકરણમાં તીવ્ર બાણની પેઠે લાગ્યો. તે કેટલીક વાર પછી મોટે અવાજે બોલી ઉઠયો કે 'મહાત્મન્! બસ કરો. ઉપદેશ ઘણો થયો.'' આટલું કહી તે પોતાની જનેતા પાસે ચાલ્યો ગયો. તે વખતે તેનું મુખ ફિક્કું પડી ગયું હતું. તેને જોઇ જનેતા બોલી કે "બેટા ! તને શું થયું છે? શું કાંઇ વાગ્યું છે?"

પેલો યુવક બોલ્યો કે "મા! બીજી વાતો ન કર. મારૂં જીવનકાર્ય પૂરૂં થયું છે. હું આ ઓરડામાં જાઉં છું. થોડી વારે તું બે ત્રણ ભાર ઉપાડનારાને તેડી આવજે કે જેથી તેઓ મને ઉપાડી કબરમાં દાટી આવે. મારૂં આ વસ્ત્ર શબ ધોનારને આપજે, મારી ઘોરમાં કાબા નામનું વસ્ત્ર મૂકાવજે, મારૂં આ રબાબ વાજીંત્ર મારી આંખો સન્મુખજ મૂકાવજે અને કહેજે કે, તું જેવા આનંદથી જીવતો હતો, તેવાજ આનંદથી મુઓ છે."

આટલું કહીને તે યુવક ઓરડામાં ગયો અને થોડીજ વારમાં તેનું પ્રાણ-પંખીડું આ લોકમાંથી ઉડી ગયું.

એક વાર કોઇએ આવી મહર્ષિ અબુલ કાસમને કહ્યું કે "મહાત્મન્! પેલો અલ્લિ નામનો ગવૈયો રાત્રે મદિરાપાન કરે છે અને દિવસે આપની સભામાં આવીને બેસે છે." આ સાંભળી અબુલ કાસમ કાંઇજ બોલ્યા નહિ. એક રાત્રે અલ્લિ મદિરાપાનથી બેભાન બની માર્ગમાં પડયો હતો અને નસીબજોગે મહર્ષિ ત્યાં જઈ પહોંચ્યાં. અલ્લિની રીતભાતથી કંટાળેલા કોઈ માણસે મહર્ષિને કહ્યું કે "મહાશય! આ દુરાચારી અલ્લિને જુઓ." ત્યારે મહર્ષિ બોલ્યા કે "તું તારા ખભે ઉપાડી એને ઘેર લઇ જા." નછૂટકે પેલાએ તેમ કર્યું. પછી એક દિવસે અલ્લિ આવી અબુલ કાસમના ચરણમાં પડયો અને પશ્ચાત્તાપ કરી પુષ્કળ રોયો. છેલ્લે પ્રભુકૃપાથી તે એક મહાધાર્મિક પુરુષ બન્યો.

હજરત મહમદ પેગંબર સાહેબ(સ૦ આ૦ સ૦)એવું કહી ગયા છે કે "આ જગતમાં કેટલાંક એવાં કબ્રસ્તાનો છે કે તે કબ્રસ્તાનોને એમનાં એમ ઉપાડી સ્વર્ગમાં લઇ જવાં પડશે. મદિનાનું 'બકયત' નામનું કબ્રસ્તાન પણ તેમાંનું એક છે." અબુ ઉસ્માન મગરબીએ આ ઉપરથી બકયતમાં પોતાને માટે એક કબર ખોદાવી રાખી હતી અને હમેશાં તેઓ એ કબર તરફ દૃષ્ટિ રાખતા હતા. તપસ્વી અબુલ કાસમે એક વાર તેમને કહ્યું કે "ભાઇ! મેં એક રાત્રે એવું સ્વપ્ન જોયું છે કે જાણે અનેક માણસો શબોના ઢગલે ઢગલા ઉપાડીને આકાશમાર્ગમાં આમથી તેમ લાવે છે અને લઇ જાય છે. મેં તે માણસોને પૂછયું કે, તમે આ શું કરો છો? ત્યારે તેમણે કહ્યું કે, જેઓ આ બકયતના કબ્રસ્તાનમાં દટાવાને લાયક નથી, તેવા અનેક મનુષ્યો અહીં દટાયા છે; માટે તેમને અહીંથી ઉપાડી બીજે લઇ જઇએ છીએ અને જેઓ બીજાં કબ્રસ્તાનોમાં દટાયેલા છે, છતાં આ બકયતમાં દટાવાને યોગ્ય છે તેમને ઉપાડીને અહીં લાવીએ છીએ. શબોને લાવવાની અને લઇ જવાની ક્રિયા એટલા વાસ્તેજ ચાલી રહી છે; માટે ભાઇ અબુ ઉસ્માન! જે કબર તમે તમારે વાસ્તે ખોદાવી છે, તેમાં હું સમાધિસ્થ થઇશ અને તમારૂં સમાધિક્ષેત્ર તો નેશાપુરમાં થશે."

આ વાત સાંભળીને અબુ ઉસ્માનના ચિત્તને કાંઇક ખેદ થયો; પણ પછી એવીજ ઘટના બની. અબુ ઉસ્માનને કંઇક કારણથી મદિનાથી બહાર નીકળવું પડયું. ત્યાંથી તેઓ બગદાદમાં ગયા. ત્યાંથી રયમાં ગયા અને નસીબજોગે રયથી નેશાપુરમાં ગયા અને ત્યાં તેમનું શરીર છૂટયું. "શબોને લાવવાની

અને લઇ જવાની ક્રિયા જોયેલી, તે અબુલ કાસમે નહિ પણ બીજા કોઇએ" એ સંબંધી જુદાજુદ: માણસોનો જૂદોજૂદો મત છે.

તપસ્વી અબુલ કાસમના મરણની વાત મહાવિરાગી ઉસ્તાદ ઈસાક આ પ્રમાણે કહે છેઃ–ઇસાક એ નેશાપુરનિવાસી ત્યાગી પુરુષ હતો. ઋષિશ્રેષ્ઠ અબુલ કાસમે ઇસાકને કહ્યું કે "ઇસાક ! મરણની વાતમાં તું આટલો બધો શામાટે ગભરાય છે ? એ વાત ભૂલી જા અને પ્રભુપ્રેમ તથા અનુરાગની વાતો કર." પરંતુ ઉસ્તાદ ઈસાક તો મરણનીજ વાત કહેતો. જ્યારે મહર્ષિ અબુલ કાસમનું મૃત્યુ સમીપમાં આવ્યું, ત્યારે નેશાપુરની એક વ્યક્તિ તેમની પાસે હતી. તેને જોઈ મહર્ષિ બોલ્યા કે "ભાઈ ! તું જ્યારે નેશાપુર પહોંચે, ત્યારે ઉસ્તાદ ઇસાકને કહેજે કે નસરાબાદી તમને સંદેશો મોકલી કહેવરાવે છે કે, મૃત્યુવિષે તમે જે જે વાતો કહી છે, તે તમામ સત્ય છે. મૃત્યુ એ એક મહાન બનાવ છે. જે કબર અબુ ઉસ્માનમાટે ખોદાયેલી હતી, તેમાં અબુલ કાસમના શબને સમાધિસ્થ કરવામાં આવ્યું છે.

## આ મહાત્માનાં વચનામૃત

૧–જે માણસે પોતાનો પૂરેપૂરો સંબંધ ઇશ્વરની સાથે બાંધેલો છે, તે માણસ કદી પણ શયતાનની લાલચથી લોભાતો નથી અને હલકા આચારવિચાર તરફ ખેંચાતો નથી.

૨–તમારે બે ઠેકાણે સંબંધ છે. પહેલો સંબંધ માણસોની સાથે છે; અને બીજો સંબંધ પરમેશ્વરની સાથે છે. જ્યારે તમે માણસની સાથે ગાઢ સંબંધથી જોડાઓ છો, ત્યારે ધર્માચરણ ભૂલી પાપ તરફ વળીને વિપત્તિમાં પડો છો; પરંતુ જ્યારે ઇશ્વરની સાથે સંબંધ બાંધો છો, ત્યારે તમે તત્ત્વજ્ઞાનનો ઝળહળતો પ્રકાશ પામી પવિત્રતા અને ઋષિપદની ભૂમિકાએ પહોંચી જાઓ છો.

૩–માણસાઇ એ માણસો સાથે સંબંધ બાંધવામાં ખાસ જરૂરી છે અને દેવપણું ( દિવ્ય ગુણોવાળા થવું ) એ ઇશ્વરસાથે સંબંધ રાખવામાં જરૂરી છે.

૪–તમારો માણસ સાથેનો સંબંધ તો થોડાંઘણાં વર્ષે કપાવાનોજ છે; ત્યારે ઈશ્વરનો સંબંધ તો સદાકાળ રહેવાનો છે. એટલુંજ નહિ પણ પ્રભુ જ્યારે પોતાના ભક્તનો સંબંધ સ્વીકારે છે, ત્યારે એમ પણ કહે છે કે " હે મ્હારા ભક્ત ! હવે તારે કોઇનો અને કોઈપણ વાતનો ભય રાખવાનો નથી; અને તને દુઃખની તો હવે ગંધ પણ આવવાની નથી."

૫–જે માણસમાં ઈશ્વરનું સ્મરણ–મનન કરવાની શક્તિ હોય, તે મા-

ણુસને ગરીબ કે લાચાર નહિ સમજતાં, મહાન ધનવાન સમજજો અને જેની પાસે એ ઉંચામાં ઉંચી અને વધારેમાં વધારે જોરાવર સંપત્તિ નથી, તે મોટો સમ્રાટ હશે, તોપણ તે મોટો ગરીબ અને અનાથ છે.

૬–જે માણુસ પોતાના શ્રોતાઓને કેવળ મોઢાનાજ જ્ઞાનથી ઇશ્વરપ્રાપ્તિનો માર્ગ દર્શાવે છે, તે તો તેમને દુર્દશામાંજ નાખે છે; અને જે માણુસ પોતાના ઉત્તમ આચરણુદ્વારા ઈશ્વરી માર્ગ દશાવે છે, તેજ સુદશાને પમાડે છે.

૭–જેણે પોતાના જીવનમાં ધર્મ–નીતિનું માન સાચવેલું નથી, તે સાચી ઉન્નતિ મેળવીજ શકતો નથી. જેનામાં માનસિક નીતિજ ન હોય, તે આધ્યાત્મિક નીતિ તો સમજી પણ ક્યાંથી શકશે ? અને જેનામાં આધ્યાત્મિક નીતિ નથી, તે પ્રભુ પાસે તો પહોંચીજ કેમ શકશે ? અને શી રીતે સદાને માટે સચ્ચિદાનંદ પદે બિરાજી શકશે ? જે માણુસે ઉચ્ચ નીતિ પ્રાપ્ત કરી હોય, અને જે બાહ્ય વિષયોથી તથા આંતરિક દોષોથી નિર્લેપ થયો હોય, તેના સિવાય બીજો કોઇ પણ એ મહાનથી મહાન પદને પામી શકે ખરો ?

૮–જો તમારે દિવ્ય ગુણોને મેળવવા–ખીલવવા હોય, તો તો તમે બીજી રોકાણોને બદલે ધર્મગ્રંથોનાજ શ્રવણુ–મનનમાં જોડાઇ રહો; અધર્મને છોડતા ચાલીને ધર્માચરણુ તરફજ વધતા ચાલો અને દુનિયાઇ ઇચ્છાઓ તથા કલ્પનાઓથી નિવૃત્ત થાઓ, જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ જનોનું માન રાખો, અને દોષિત મનુષ્યોને ક્ષમા આપો; એજ તમારૂં મુખ્ય કર્તવ્ય છે.

૯–"દેહ એ તો તમારૂં કેદખાનું છે. જ્યારે એ દેહરૂપી કેદખાનામાંથી તમે મુક્ત થશો, ત્યારેજ તમે ખરો આરામ તો મેળવી શકશો. પછી તો જેવી તમારી ઇચ્છા !" આ ભૂમંડળમાં અનેક સ્થળે હું વારંવાર ભમ્યો છું અને ઘણી શોધ કરી છે, છતાં પણ આ ધર્મવાક્યનો મર્મ જાણે અને પાળે, એવા તો વિરલજ જણાયા છે.

૧૦–મેં માત્ર લખાણો વાંચીને નહિ, પણ આત્મનિગ્રહથીજ એ ધર્મવાક્યનું તત્ત્વ પ્રાપ્ત કર્યું છે.

૧૧––ઇશ્વરના ગુણાનુવાદ ગાવાનું પ્રથમ તો બાહ્યચૈતન્યદ્વારાજ શરૂ થાય છે; પણ પછી ધીમે ધીમે એ બાહ્યચૈતન્ય ખસતું ચાલીને ઇશ્વરના મહિમામાં ઉતરતું ચાલે છે અને છેવટે પ્રભુમાંજ મગ્ન બની રહે છે.

૧૨–જે માણુસ પ્રસન્નતાની ભૂમિકામાં જવાની ઇચ્છા કરે તેને કહો કે, ઇશ્વર જે રીતથી પ્રસન્ન રહે છે, તેજ રીત તે પણ ધારણુ કરે અને તેનોજ આશ્રય લે.

૧૩–પ્રભુની સાથે જેનો એક મુહૂર્ત પણ વાસ્તવિક મેળાપ થયો છે, તેનામાં પછી ગમે તે સ્થિતિમાં પણ કદી વિરોધી ભાવો આવી શકતા નથી; કેમકે એ મેળાપ–એ સાક્ષાત્કારજ એવો ઉત્તમ છે–અરે ઉત્તમતર છે.

૧૪–હૃદયની સરળતા અને નિર્મળતા એ ઇશ્વરી જ્યોતિ છે. એ જ્યોતિજ ઇશ્વરી માર્ગ દર્શાવે છે; ક્ષમાની આશાજ એ સાધનો તરફ આકર્ષે છે; પ્રભુનો ભયજ પાપથી નિવૃત્ત કરે છે અને પ્રભુમહિમાનું ધ્યાન–સ્મરણજ એ સત્યનો માર્ગ કાપતું ચાલે છે.

૧૫–પ્રભુપ્રેમી માણસ એકજ પગથીઉં ઉપર ચઢે છે એટલે ઇશ્વરની છેકજ પાસે પહોંચી જાય છે; અને જો તે એક પગથીઉં નીચો ઉતરે છે, તો તે ડૂબીજ મરે છે.

૧૬–પ્રશ્ન–નિવૃત્તિ કોને કહેવી? ઉત્તર–ઈશ્વરસિવાય બીજી બધી બાબતોમાંથી વૃત્તિ ઉઠાવી લેવી તેને.

# ૪૪–તપસ્વી અબુ અલ્લિ દક્કાક

તપસ્વી અબુ અલ્લિ દક્કાક વિદ્વાન, સદ્વક્તા અને ગૂઢ તત્ત્વોના પ્રકાશક હતા. પ્રભુપ્રેમમાં તેઓ એટલા બધા મસ્ત બની ગયા હતા કે ઘણી વાર તો દેહભાન પણ ભૂલી જતા હતા. તે સમયના તમામ પ્રભુભક્તોમાં તેઓ ઉત્તમ ભક્ત ગણાતા હતા. તે સમયે તેઓજ મુખ્ય ધર્માચાર્ય અને તત્ત્વજ્ઞાનના માર્ગદર્શક ગણાતા હતા. કુરાન અને હદિસના વ્યાખ્યાનમાં, વક્તૃત્વમાં અને વાતચિતમાં તેઓ આશ્ચર્યજનક નિપુણ હતા. અલૌકિક ભાવમાં અને ગૂઢ સાધનાઓમાં તેઓ દૃષ્ટાંતરૂપ હતા. અબુલ કાસમ નસરાબાદી પાસે તેમણે ધર્મશિક્ષણ લીધું હતું; તેમજ અનેક મહર્ષિઓ અને સાધુજનોનાં સેવા–સમાગમ કરીને કૃતાર્થ થયેલા હતા. પ્રથમ તેઓ 'મરભ' નગરમાં રહેતા હતા. ત્યાં તેમણે પહેલાં ધર્મોપદેશ આપવા માંડયો હતો અને છેલ્લે તેઓ હેઝવાજમાં (અરબસ્તાનના જે પ્રદેશમાં મક્કા, મદિના અને તાયીફ નગરો આવેલાં છે ત્યાં) ચાલ્યા ગયા હતા અને ત્યાં સાધુ–મહાત્માઓનાં દર્શન–સમાગમ કર્યાં હતાં.

પુરુષશ્રેષ્ઠ અબુ અલ્લિ દક્કાક કહે છે કે, હું આચાર્ય અબુલ કાસમ નસરાબાદી પાસેથી ધર્મશિક્ષણ પામ્યો છું. તેઓ મહર્ષિ શબલીથી, શબલી મહર્ષિ જુન્નેદથી, જુન્નેદ મહર્ષિ સરીથી, સરી મહર્ષિ મારૂફથી, મારૂફ મહ-

ર્ષિ દાઉદથી અને દાઉદ પેગંબર સાહેબના અનુયાયી સાધુઓથી ધર્મશિક્ષણ પામ્યા હતા. હું સ્નાન કર્યા સિવાય કદી પણ મહર્ષિ અબુલ કાસમ પાસે જતો નહિ.

એક વાર મહર્ષિ અબુ અલ્લિ દક્કાક પાસે પહેરવાને માટે કશુંજ વસ્ત્ર નહોતું, તેથી સાવ નગ્નાવસ્થામાં તેઓ મહર્ષિ અબ્દુલ્લા ઉમ્મરની ઝુંપડીએ ગયા હતા. કેટલાક જિજ્ઞાસુજનોએ તેમને શાસ્ત્રોવિષે કંઇક કહેવા વિનતિ કરી. તેમણે કહ્યું કે "શાસ્ત્રાધ્યયન અને શાસ્ત્રચર્ચા કરવી એ મારી શક્તિ બહારનું કામ છે." ત્યારે કાંઇક ઉપદેશ આપવા લોકોએ આગ્રહ કર્યો. તેમાં પણ તેમણે નામરજી બતાવી; પરંતુ લોકો છોડે ? તેઓએ ઉપદેશ–વેદિકા લાવીને તેમની પાસે મૂકી અને તે ઉપર બિરાજવા આગ્રહ કર્યો; એટલે તેઓ તે ઉપર બેઠા અને દક્ષિણદિશા તરફ હાથ લંબાવી બોલ્યા કે "અલ્લા હો અકબર" અર્થાત્ "પ્રભુ સૌથી શ્રેષ્ઠ છે." પછી ઉત્તરદિશાએ હાથ લંબાવી બોલ્યા કે "અલ્લા હો ખચેરાન ઓ આબ કા." અર્થાત્ "ઇશ્વર મંગલમય અને નિત્ય છે." પછી કાબા મંદિર તરફ ફરીને બોલ્યા " કે પ્રભુ સૌથી શ્રેષ્ઠ અને પ્રસન્ન છે." ત્યારે એક આશ્ચર્યજનક ઘટના બની. બધા લોકો એકસાથે ઉત્કંઠિત થઇ ગયા, મહાન કોલાહલ મચ્યો અને કેટલાક શ્રોતાઓના પ્રાણ નીકળી ગયા ! આવી ગડબડ થતાં મહર્ષિ અબુ અલ્લિ દક્કાક ઉપદેશવેદિકા ઉપરથી ઉતરી પડીને ચાલ્યા ગયા ! તેમની ઘણીય શોધ કરી, પણ કયાંય તેમનો પત્તો મળ્યો નહિ ! ત્યાંથી તેઓ મરભ નગરમાં ગયા અને ત્યાંથી નેશાપુરમાં ગયા.

એક સાધુ પુરુષ કહે છે કે, હું એક દિવસ મહર્ષિ અબુ અલ્લિ દક્કાકની પાસે ગયો, ત્યારે તેમણે તે દેશની સુંદર પાઘડી પહેરી હતી. એ પાઘડી ઉપર મારૂં મન લલચાયું. મેં મહર્ષિને પ્રશ્ન કર્યો કે, નચિંતાઈ કોને કહેવાય ?

તેઓ બોલ્યા કે "બીજાની પાઘડીની લાલચ ન કરવી તેને."

આટલું કહી તેમણે તે પાઘડી મને આપી દીધી.

મહર્ષિ દક્કાક કહે છે કે, હું જ્યારે મરભ શહેરમાં હતો, ત્યારે શરીર બગડવાથી નેશાપુર જવાનો વિચાર કર્યો; ત્યાં તો મેં દૈવી વાણી સાંભળી કે "હમણાં આ નગરની બહાર જઇ શકશો નહિ; કેમકે તમારાં વ્યાખ્યાન સાંભળીને ઘણા દેવો આનંદ પામે છે અને રોજ તેઓ તમારી સભામાં આવે છે, તો તેમને ખાતર પણ રોકાઇ જાઓ." એક દિવસ તપસ્વી અબુ અલ્લિ ઉપદેશ-વેદિકા ઉપરથી વ્યાખ્યાન આપતાં અત્યાચારી, મૂર્ખ, નિર્દય, પેટભરા ઇત્યા-

દિ કડવા શબ્દો લોકોને ઉદ્દેશીને બોલતા હતા, ત્યારે એક ફકીર ઉભો થઇ બોલ્યો કે "મહર્ષિ ! શું આવાં વચનોથી લોકો પ્રભુપ્રેમી થશે ?"

તપસ્વી દક્કાક—"હા, થશે. આવાં કટુ વચનો ઉપર જેમનો પ્રેમ હશે તેમનો કોઇ વાર પ્રભુ ઉપર પણ પ્રેમ થશે."

એક દિવસ મહર્ષિ અબુ અલ્લિ દક્કાક ઉપદેશ-વેદિકા ઉપરથી ઇશ્વરનો નામોચ્ચાર કરતા હતા, ત્યારે તેમને એક માણસે પૂછ્યું કે "મહાશય ! ઈશ્વર કેવો છે ? "

મહર્ષિ—"એ હું જાણતો નથી."

પેલો માણસ—"જ્યારે આપ જાણતા નથી, ત્યારે 'ઇશ્વર, ઇશ્વર' એમ શામાટે બોલ્યા કરો છો?"

મહર્ષિ—"ઇશ્વરનું નામ ન બોલું તો બીજું શું બોલું ? ચોખામાંથી એક જાતનો અર્ક બનાવવામાં આવે છે તેને કોફા કહે છે. એ કોફા કોઇ જાતનો નશો ઉપજાવતો નથી અને કાંજી જેવોજ તેનો ગુણ છે. મુસ્લીમ સાધુ ફકીરો ભોજન વખતે તેનો ઉપયોગ કરે છે. સાધુજનોના ભોજનસમયે એક માણસ પુષ્કળ 'કોફા' લઇને મહર્ષિની ઝુંપડીએ આવતો અને તેમની સાથે ભોજન કરતો. તે માણસને ઉદ્દેશીને એક વ્યાખ્યાનમાં તપસ્વી અબુ અલ્લિ બોલ્યા કે "એ માણસનું જીવન ઘણુંજ પવિત્ર છે." તેજ દિવસની રાત્રે મહર્ષિને સ્વપ્નું આવ્યું કે, કોઇ ઉચ્ચ પ્રદેશમાં એક ઉંચું સ્થાન છે. ત્યાં ધર્માત્મા સાધુ પુરુષો એકઠા થયા છે. એ ઉચ્ચ સ્થાને જવાને પોતે બહુજ યત્ન કરતા હતા, પણ જઇ શકતા ન હતા. એવામાં એ કોફા પીરસનારે ત્યાં આવીને કહ્યું કે "મહાત્મન્ ! આવો, મારો હાથ પકડો. હું તમને ઉપર ખેંચી લઉં. આ રસ્તોજ એવો છે કે સિંહે સસલાની પણ સહાય લેવી જોઇએ."

આટલું બોલીને તેણે મારો હાથ પકડયો હતો અને મને ઉપર ખેંચી લીધો હતો. જેનામાં આટલી યોગ્યતા હોય, તે સર્વની આગળ બેસવાને યોગ્ય છે.

આ સ્વપ્ન જોયાને બીજે દિવસે મહર્ષિ અબુ અલ્લિ દક્કાક ઉપદેશ આપતા હતા તે વખતે ઉપરોક્ત કોફાવાળો બારણે ઉભો હતો. તેને જોઇને તેઓ બોલ્યા કે " એને આવવા દો, ગઈ રાત્રે તેણે મારો હાથ પકડયો ન હોત તો હું પાછળ પડી જાત. "

એક દિવસ મહર્ષિ દક્કાકની પાસે કોઈ માણસ આવ્યો અને બોલ્યો કે "મહર્ષિ ! હું દૂર દેશાવરથી આપનાં દર્શન અને આશીર્વાદમાટે આવ્યો છું."

મહર્ષિ—" ભાઇ ! જ્યાંસુધી તું જીવનના માર્ગમાં ( આચરણને ઉત્તમ અને પવિત્ર બનાવવામાં ) આગળ વધીશ નહિ, ત્યાંસુધી તારી કામના પૂરી થનાર નથી. "

એક દિવસે એક માણસે આવીને મહર્ષિની પાસે શયતાનની ( દુષ્ટ વૃત્તિઓની ) પ્રબળતાવિષે ફરિયાદ કરી, ત્યારે મહર્ષિ બોલ્યા કે ભાઇ ! સંસારીઓના સંબંધરૂપી વૃક્ષ તારી હૃદયભૂમિમાં ઉગેલું છે, તેને તું જડમૂળથી ઉખાડી નાખ. એ વૃક્ષ તારા હૃદયમાં મોટી શાખા અને પ્રશાખાઓ ફેલાવીને વિશાળ બની ગયેલું છે. જ્યાંસુધી એ વૃક્ષ કાયમ રહેશે, ત્યાંસુધી શયતાનરૂપી ઘુવડ તેમાં આવીને ભરાવાનુંજ. એ ઝાડનો નાશ થશે, ત્યારેજ એ શયતાન પંખીડું આવતું અટકશે. "

એક વ્યાપારી મહર્ષિ અબુ અલિ દક્કાકનો શિષ્ય હતો. તે માણસ બિમાર થવાથી તેણે તેમને પોતાને ત્યાં પધારવા વિનતિ કહેવરાવી.

મહર્ષિ જોવા ગયા અને રોગનું કારણ પૂછતાં વ્યાપારી બોલ્યો કે "હું મધરાતે પથારીમાંથી ઉઠીને નમાજમાટે અજુ કરવા તૈયારી કરવા લાગ્યો. એટલામાં ઉપરથી એક પતરૂં મારા બરડા ઉપર પડયું; તેથી બરડાની નસ કપાઇ ગઇ, હું લોહીલોહાણ થઇ ગયો, બરડામાં સખ્ત વેદના શરૂ થઈ અને તેથી મને તાવ લાગુ પડયો છે. "

મહર્ષિ--"તમને અત્યારથી રાત્રિની નિમાજમાટે આટલો બધો આગ્રહ શો ? સંસારરૂપી પ્રેતને પ્રથમ તમારા હૃદયમંદિરમાંથી બહાર કાઢો ને પછીજ રાત્રિની નમાજ કરવાનો વિચાર કરજો. તેમ નહિ કરો, ત્યાંસુધી એક યા બીજી રીતે તમારે વેદનાજ ભોગવવી પડશે. પગમાં સોનું પહેરાવવાથી કાંઈ માથાની પીડા દૂર થાય ? કાદવવાળા હાથે મોઢું ધોવાથી તે કદી સાફ થાય?"

એક વખત એક સાધુપુરુષ મહર્ષિની પાસે બેઠો હતો. તેને છીંક આવી એટલે તેઓ બોલ્યા કે "ઇશ્વર તારા ઉપર દયા કરે !"

આ સાંભળીને તરતજ પેલો સાધુ પુરુષ પગમાં ચાખડીઓ પહેરી ચાલવા તૈયાર થયો. કોઇએ તેને પૂછયું કે "કેમ, શું થયું ? ઉપડયા કેમ ?"

સાધુ પુરુષ—"મહર્ષિનો આશીર્વાદ મળ્યો, એટલે મ્હારી ઇચ્છા પૂર્ણ થઇ છે. હવે શામાટે બેસું ?" એટલું બોલીને તે ચાલ્યો ગયો.

તપસ્વી અબુ અલિ દક્કાક એક દિવસ બહુજ સુંદર નૂતન મોરક્કા વસ્ત્ર (ફકીરો રંગબેરંગી લુગડાંના કકડાથી એક અંગવસ્ત્ર બનાવી પહેરે છે તે)

પહેરીને બેઠા હતા. અબુલ હુસેન નુરી નામના એક મહાજ્ઞાની તપસ્વી તે દેશમાં વસતા હતા, તે એ વખતે ત્યાં આવી પહોંચ્યા. તેમણે જૂના મેલા ચામડાનું એક વસ્ત્ર ઓઢેલું હતું તે જોઇને મશ્કરીના ભાવમાં દક્કાકે હસતાં હસતાં કહ્યું કે "અબુલ હુસેન! તમને આ ચર્મવસ્ત્રની શી કિંમત બેઠેલી ?"

ઉત્તરમાં ઉચ્ચસ્વરે અબુલ હુસેને કહ્યું કે "અબુ અલ્લિ દક્કાક! એમાં આટલી ચતુરાઇની જરૂર નથી. ખરીદ્યું તો છે સમગ્ર સંસાર આપીને; પણ તે મને એટલું બધું લાભદાયક થઇ પડયું છે કે કોઇ એના બદલામાં આખું સ્વર્ગ આપે તોપણ તે હું વેચું નહિ." આ સાંભળીને તરતજ અબુ અલ્લિ માથું નીચું નમાવી દઈને રોવા લાગ્યા અને ત્યાર પછી તેમણે કોઇ દિવસ ત્યાગી પુરુષોનો ઉપહાસ કર્યો નથી.

મહર્ષિ કહે છે કે, એક દિવસ એક સાધુ પુરુષે મ્હારી ઝુંપડીએ આવી કહ્યું કે "મારે માટે તમારી ઝુંપડીનો એક ભાગ ખાલી કરો; ત્યાં મારે પ્રાણ છોડવો છે." આથી ઝુંપડીનો એક ભાગ મેં ખાલી કર્યો. ત્યાં જઇને તે બેઠો અને એક જગાએ દૃષ્ટિ સ્થાપીને તે ઇશ્વરનું નામ બોલવા લાગ્યો. હું પણ છાનોમાનો તે શું કરે છે તે જોવા લાગ્યો. તે બોલ્યો કે "અબુ અલ્લિ! તમે મને ધ્યાનમાં અંતરાય કરો નહિ." આથી તરતજ હું ત્યાંથી ચાલ્યો ગયો. પછી કેટલીક વારે આવીને જોયું તો ઇશ્વરનું નામ જપતાં જપતાં તેણે પ્રાણ છોડેલા જણાયા. પછી હું શબને નવરાવનારા તથા જનાજો ઉપાડનારા માણસોને બોલાવવા ગયો; પણ પાછો આવી જોઉં છું તો તેનું શબ પણ જણાયું નહિ! આથી હું વિસ્મય પામ્યો અને બોલ્યો કે "હે પ્રભો! આજે તેં મને એવા પણ મહાત્માનાં દર્શન કરાવવા કૃપા કરી, કે જેઓ શરીરભાવે પણ જોતજોતામાં અદૃશ્ય થઇ ગયા;પરંતુ કૃપાસિંધો! તે કયાંગયા તે કહેશો ?" ત્યારે એવી આકાશવાણી સંભળાઇ કે "મૃત્યુ જેને સ્પર્શ કરી શકયું નથી અને ભેટવાને ટમટમ રહેલી દેવાંગનાઓ પણ જેમને મેળવી શકી નથી, તે મહાત્માને શું તું શોધી રહ્યો છે ?"

મહર્ષિએ કહ્યું છે કે "એક વાર મેં એક વૃદ્ધ પુરુષને મસ્જીદના ખંડેરમાં બેસીને રુદન કરતો જોયો.મસ્જીદના અંતર્ભાગ ઉપર તેની દૃષ્ટિ ચોંટેલી હતી. મેં તેને કહ્યું કે "ઓ વૃદ્ધ પુરુષ! દુઃખી થશો નહિ, બોલો,તમને શું થયું છે?" તેમણે કહ્યું કે "યુવક! તે પ્રભુને મળવાની ઇચ્છાથી હું અધીરો થઇ ગયોછું. એક શેઠ તેના નાસી ગયેલા નોકરને મળ્યો હતો. કોઇએ તેના અપરાધ માફ

કરવાનું કહેતાં તેણે ક્ષમા આપી; પણ નોકર તો તે છતાં પણ રુદન કરતો હતો. ગુન્હો માફ કરાવનારે તેને કહ્યું કે, તારા શેઠે તો તને માફી આપી છે, છતાં પણ હજી તું કેમ રડે છે ? શેઠે કહ્યું કે, તે મને મળવા અને સંતોષ આપવા ઇચ્છે છે, પણ તેનો એ બાબતમાં અધિકાર નથી; એમ વિચારીને તે આટલો બધો રડે છે." મારી પણ એવીજ દશા છે.

એક દિવસ મહર્ષિની ઝુંપડીએ એક યુવક આવ્યો અને બોલ્યો કે "મહાત્મન્ ! જો કોઇના મનમાં પાપી વિચારો આવતા હોય તો તેથી પણ શું પવિત્રતાને હાનિ પહોંચતી હશે ?"

મહર્ષિ સજળ નયને પોતાના શિષ્યપ્રતિ જોઇને બોલ્યા કે "તું આ યુવકને ઉત્તર આપ."

જરનોલ ઇસ્લામ નામનો તેમનો શિષ્ય બોલ્યો કે "યુવક ! અપવિત્ર વિચારો આવવાથી બાહ્યશુદ્ધિમાં તો હાનિ થતી નથી; પણ આંતરશુદ્ધિમાં તો જરૂર હાનિ થાય છે."

મહર્ષિ કહે છે કે, એક વખત મારી આંખો દુઃખવા આવી હતી. મને એથી બહુ વેદના થવા લાગી. ઘણા દિવસ સુધી હું પીડા પામ્યો. નિદ્રા પણ આવતી નહિ. એક દિવસ પ્રભુ પાસે મેં એ પીડામાટે વિનતિ કરી. પછી મને એકાએક નિદ્રા આવવા લાગી અને દૈવી વાણી સંભળાઇ કેઃ–"ભક્તોને માટે શું ઇશ્વરજ સર્વ કાંઇ નથી ?" પછી જ્યારે હું જાગ્રત થયો, ત્યારે મારી બધીજ પીડા શમી ગઇ હતી. એ પછી કદી પણ આંખોની પીડા થઇ નથી.

મહર્ષિ અબુ અલ્લિ કહે છે કે, એકવાર મોટા જંગલમાં ચાલતાં હું રસ્તો ભૂલી ગયો. પછી ભમતાં ભમતાં પંદર દિવસે મને ખરો માર્ગ હાથ લાગ્યો. એવામાં એક સિપાઇએ આવીને મારી પાસે અશુદ્ધ શરબત મૂક્યું. બહુ તરસ્યો હોવાથી હું તે પી તો ગયો; પણ એ શરબતની અપવિત્રતા મારા અંતઃકરણમાંથી ખસી નહિ.

મહર્ષિ અબુ અલ્લિ દક્કાકના અનેક શિષ્યો હતા. તેમાંના કેટલાક શરીરે કૌવતવાન હતા તથા કેટલાક નિર્બળ હતા.જેઓ કૌવતવાન હતા, તેમને તેઓ શિયાળામાં પણ ઠંડે જળે નહાવાની સૂચના આપતા; અને જેઓ દુર્બળ હતા તેમને માફક આવે તેવી સલાહ આપતા. જેને જેવી યોગ્યતા અને શક્તિ હોય, તેવીજ તેને સાધના અને સલાહ આપતા.

કોઇ શ્રીમંત માણસે એકવાર મહર્ષિ અબુ અલ્લિને ભોજનનું આમંત્રણ

આપ્યું. મહર્ષિ જમવા ચાલ્યા. માર્ગમાં એક ઝુંપડીમાંથી એક વૃદ્ધ ડોસીનો તેમણે આ પ્રમાણે અવાજ સાંભળ્યો કે "ઓ પરવરદિગાર ! તેં મને અન્ન આપ્યું નથી, તેથી હું ભૂખે ટળવળું છું; તેમ છતાં તેં મને આટલાં બધાં છોકરાં શામાટે આપ્યાં ? મારી સાથે તારી આવી નિર્દયતા શામાટે ?"

મહર્ષિ આ વચનો સાંભળીને ત્યાંથી ચાલ્યા ગયા અને નિમંત્રણ આપનારને ઘેર પહોંચ્યા. ત્યાં જઈને તેમણે પોતામાટે પીરસેલું ભોજનપાત્ર પૂરૂં ભરી આપવાની માગણી કરી. આ માગણીથી ઘરધણી આનંદ પામ્યો; કેમકે તેણે એમ ધાર્યું કે, આજે મહર્ષિ વધારે ભોજન પીરસાવીને પોતાને ઘેર લઈ જવા ચાહતા હશે; માટે એ પણ મારાં ધન્યભાગ્ય છે. તેને ખબર ન હતી કે, મહર્ષિ અબુ અલ્લિને તો ઘરબાર કે કુટુંબ–પરિવાર જેવું કશુંજ ન હતું. પછી ભોજનપાત્ર પૂરેપૂરૂં ભરાવીને અને માથે ઉપાડીને પેલી વૃદ્ધ ડોસીને ત્યાં ગયા અને તે તેને આપીને વિદાય થયા.

છેલ્લા જીવનમાં આ મહર્ષિના અંતઃકરણમાં અત્યંત વ્યાકુળતા તથા ઉત્કંઠા ઉપજી હતી. રોજ સાયંકાળે તેઓ મસ્જીદની અગાસી ઉપર ચઢતા હતા અને સૂર્યની સામે જોઇ બોલતા કે "હે ભૂમંડળના મુસાફર! આજે સવારે તું કેવા ભાવથી ઉદય પામ્યો હતો અને અત્યારે કેવા ભાવથી અસ્ત થાય છે ? તે કહે. આ ભૂલોકમાં તથા સ્વર્ગલોકમાં તેં કેટલા શોકાર્ત્ત અને વ્યાકુળ જીવો જોયા છે ? તે પણ કહે. તેં મારા જેવા અસ્થિર ચિત્તવાળા કેટલા જીવો જોયા તેના પણ કાંઇ સમાચાર આપીશ ?"

સૂર્ય અસ્ત પામ્યા પછી તેઓ એ અગાસીપરથી નીચે ઉતરતા. જે અગાસી ઉપર ઉભા રહીને તેઓ આવો ઉચ્ચાર કરતા, તેની સમીપમાંજ મરણ પછી તેમની કબર કરવામાં આવી છે અને એ સ્થળને "બયતોલફતૂહ" એ નામ આપવામાં આવ્યું છે.

તાપસવર અબુ અલ્લિ દક્કાક છેલ્લા જીવનમાં એવી ઉચ્ચ પ્રકારની વાતો કરતા કે લોકો તે સમજી શકતા નહિ. એ વાતોનો મર્મ હૃદયમાં ઝીલી શકે એવી યોગ્યતાવાળા લોકો તે સમયે બહુજ ઓછા હતા. આથી તેમની સભામાં શ્રોતાઓ ઘટવા લાગ્યા અને છેલ્લે શ્રોતાની સંખ્યા સત્તર–અઢારનીજ રહી.

અબ્દુલ્લા અન્સારી કહે છે કે, અબુ અલ્લિ દક્કાકનો ઉપદેશ દિનપ્રતિદિન ઉંચા પ્રકારનો થતો ચાલવાથી છેલ્લે એ સભા શ્રોતાવગરની બનીને

બંધ પડી હતી.

વ્યાકુળતાની પ્રથમ દશામાં તેઓ રોજ આ પ્રમાણે બોલતાઃ–

"હે પ્રભો ! આજે તું મને કીડી જેવો બનાવ, તણખલા જેવો કર. હે પરવરદિગાર ! મને શરમાવતો નહિ. ઉપદેશવેદિકાપરથી હું તારાવિષે લોકો આગળ બહુજ વખાણભરી વાતો કરૂં છું. તારે મને બેઆબરૂ કરવો હોય તો તારા એકલાની આગળ કરજે, પણ શ્રોતાજનોની આગળ મને બેઆબરૂ કરતો નહિ. મેં ધારણ કરેલ આ ફકીરી વસ્ત્રને મ્હારીજ પાસે સદા રહેવા દેજે. મ્હારા હાથમાં ત્યાગદંડ અને ચર્મપાત્ર પણ સદા શોભવા દેજે. ત્યાગીઓના આચારવિચાર ઉપર મારો અત્યંત પ્રેમ છે. પછી તારી ઈચ્છા હોય તો મને ભલે નરકના જંગલમાં મોકલજે; પરંતુ આ વૈરાગ્ય-વસ્ત્ર, દંડ અને ભિક્ષાપાત્ર સાથેજ ! હું તારા વિયોગની પીડા સર્વદા સહન કરીશ, એ જંગલમાં તારેમાટે વિલાપ કરતો ભટકીશ, મારી નીચતા અને દુર્બળતામાટે રોયા કરીશ. મ્હારૂં પ્રેમપાત્ર અળગું થયા માટે હું આર્ત્ત-નાદ કરીશ. તારા મેળાપનો લ્હાવ નહિ મળે તો વિરહવેદનાનું દુઃખ પણ મ્હારા ભાગ્યે રહેશે.

હે પ્રભો ! મેં મ્હારા જીવનને પાપની કાળાશથી કલંકિત કરેલું છે. હે નાથ ! મ્હારા વાળને તો તેં કાળક્રમે ધોળા બનાવ્યા છે. હે ધોળા અને કાળા રંગના સૃષ્ટા ! તું તારા પ્રેમ અને દયાના પ્રભાવથી મ્હારી મલિનતાને પણ ધોળી કરી નાખ. હે પ્રભો ! જેણે તને ખરેખરા સ્વરૂપે જાણ્યો છે, તે તારૂં અનુસંધાન કરવાથી કદીપણ નિવૃત્ત થશે નહિ. તને ખરેખરો જાણનાર કોણ હશે ? અને જાણ્યા પછી પણ તને પ્રાપ્ત કરનાર કોણ હશે ? હે પ્રભો ! હું સમજી શકયો છું કે, દયા અને સ્નેહભાવે તું મને સ્વર્ગમાં લઇ જશે અને ઉચ્ચ પદે સ્થાપિત કરશે; પરંતુ તારી સેવામાં મેં જે ભૂલો કરી છે, તે અપાર છે. મારો એ વિષેનો ખેદ કદી પણ દૂર થવાનો નથી.

આ મહર્ષિનો સ્વર્ગવાસ કયાં અને કેવી સ્થિતિમાં થયો ? તેનો કશો ઉલ્લેખ મૂળગ્રંથમાં નથી.

## આ મહાત્માનાં વચનામૃત

૧–જે સાધક, ગુરુના સહવાસમાં અને આધીનતામાં ઉછરેલો નથી, તે કશું શુભ ફળ મેળવી શકતો નથી.

૨—જે માણસ બીજાઓ સાથેની લડાઇ જીતવા ઇચ્છે, તેને છત્રીસે

આયુધો મેળવવાનું અને વાપરતાં શીખવાનું જરૂરી થઈ પડે છે; પણ જેને પોતાનેજ મરવું હોય, તેને તો એક નાની છરી પણ પૂરતી થઈ પડે છે. એજ રીતે જે માણસને પંડિતાઇ બતાવીને માન–અકરામ મેળવવાં હોય તેને તો ઘણા પ્રકારની વિદ્યા મેળવવી પડશે; પણ જેને ઈશ્વરનેજ રાજી કરવા હશે, તેને તો માત્ર પોતાના આચરણનેજ સુધારવાની જરૂર હોવાથી અલ્પ વિદ્યા પણ પૂરતી થઇ પડે છે.

૩—કોઇ પણ પ્રાણી સાથે વિરોધ કરવો એ પોતાનાજ પંડ સાથે વિરોધ કરવા જેવું પરિણામ આપશે, એમ નકકી સમજી રાખજો.

૪–તમારે સાચું સુખ મેળવવું હોય તો તમારો પોતાનો ભાર પણ તમારા ઉપરથી પ્રભુનાજ ઉપર નાખજો; અને તમે તો બહારથી શબના જેવા અકર્ત્તા અને અંદરથી પ્રભુનેજ ભજનારા બની રહેજો. જે માણસ પોતાના પ્રેમ-પાત્રની ઉપર પોતાના પ્રાણને ઓવારી શકતો નથી, તે વાસ્તવિક પ્રેમીજ નથી.

૫—જ્યાંસુધી તમારૂં લક્ષ્ય ઇશ્વરસિવાય કોઇ પણ વસ્તુની પાછળ ચોંટેલું હશે, ત્યાંસુધી તમારો ઇશ્વર ઉપરનો પ્રેમ અને વિશ્વાસ દુર્બળ છે.

૬—જે માણસ પરમેશ્વરસિવાયની બીજી વાતો અને વિચારો કરે છે, તે પોતાના કોલથી જૂઠો પડેલો છે.

૭—સાધનો સાધવામાં પ્રારંભથીજ જેને અનુભવીનો યોગ થયો નથી અને ઉચ્ચ ગુણો મેળવવા માટે જ્યાંસુધી કોઇ સિદ્ધ આત્માનું સેવન કર્યું નથી, ત્યાંસુધી ઇશ્વર સાથે તેનો યોગ થવો મુશ્કેલ છે.

૮–આખા જીવનમાં એક વાર પણ જેણે ખરેખરી ઇશ્વર–અર્ચના કરી હોય તે માણસ ભલે નરકમાં જાય, તોપણ એક વાર તેના અંતરમાં જે ઈશ્વરી પ્રકાશ પડેલો હોય છે, તે પ્રકાશને જ્યારે પણ તે પ્રકટાવે છે અથવા:યાદ કરે છે ત્યારે તે નરકનો અગ્નિ પણ બૂઝાઇ જઇને નરક પણ સ્વર્ગસમાન સુખદાયક બની જાય છે.

૯–જે માણસ સંસારને ખાતર પરલોક વેચી દે છે, તેનાં મહાદુર્ભાગ્ય છે.

૧૦–રાજાઓ અને મોટા માણસોના સંસર્ગથી તમે દૂરજ રહેજો; કારણ કે એમનો મનોભાવ નાનાં બાળકોના જેવો અસ્થિર અને તેમનો પ્રતાપ વિફરેલા વાઘના જેવો જોરાવર અને નુકસાનકારક હોય છે.



# ૪૫-તપસ્વી અબુ ઈસાક ઈબ્રાહીમ ખૈયાસ

તપસ્વીશ્રેષ્ઠ અબુ ઇસાક ઇબ્રાહીમ ખૈયાસ વૈરાગ્યમાર્ગના મુસાફર હતા. જ્ઞાન અને ચારિત્ર્યની સંગમભૂમિ જેવું તેમનું જીવન હતું. તેઓ ખરેખરા શ્રદ્ધાળુ અને તેજસ્વી પ્રભુપ્રેમી હતા. તેઓ પોતાના સમયમાં અદ્વિતીય મહર્ષિરૂપે તથા સૌના અગ્રેસરરૂપે ગણાયા હતા. ધાર્મિક આજ્ઞાઓનું પાલન કરવામાં તેમની સંપૂર્ણ શ્રદ્ધા અને દઢતા હતી. તત્ત્વજ્ઞાનમાં પણ તેઓ ઉત્તમ પંડિત હતા. તેમને 'વિશ્વાસુઓના અધિનાયક'નું ઉપનામ આપવામાં આવ્યું હતું. ઇરાકરાજ્યમાં આવેલા રય નગરના તેઓ નિવાસી હતા. મહર્ષિ જુન્નેદ અને નુરીના તે પાડોશી હતા. અનેક સાધુ પુરુષોનો તેમણે સમાગમ કર્યો હતો. જ્ઞાન અને ચારિત્ર્યવિષે તેમણે કેટલાક ઉત્કૃષ્ટ ગ્રંથો રચેલા છે. તેઓ જંબિલ નામના ચામડાનાં પાત્ર શીવવાનું કામ કરતા, તેથી લોકો તેમને ખૈયાસ 'મોચી' કહીને બોલાવતા.

અબુ ઇસાક કહે છે કે, મારી સાથે રહેવામાટે ધર્મગુરુ ખેજરે ઇચ્છા બતાવી હતી, પરંતુ શ્રદ્ધા મુજબ વર્તન રાખવામાં ખામી આવશે, એવી આશંકાથી મેં તેમને સંમતિ આપી નહોતી. ઇશ્વરસિવાય બીજા કશાનું ગૌરવ અને શ્રેષ્ઠતા સ્વીકારવાનું મને મન થતું નથી.અબુ ઇસાકને દઢ વિશ્વાસ હતો, છતાં તેઓ મુસાફરીમાં પોતાની સાથે સોય, દોરા, કાતર અને ચામડાનું જળપાત્ર તો રાખતાજ અને કહેતા કે "આટલું સાથે રાખવાથી ઇશ્વરની શ્રદ્ધામાં કશી હાનિ પહોંચતી નથી."

મહર્ષિ અબુ ઇસાક કહે છે કે, જંગલમાં જતાં મેં એક ઠેકાણે એક મસ્ત સ્ત્રીને દીઠી. તેનું મસ્તક ઢાંકેલું નહોતું, એટલે મેં કહ્યું કે "ભદ્રે ! તું તારૂં માથું ઢાંક.

સ્ત્રી બોલી કે "ખૈયાસ ! તમે તમારાં નેત્રોજ બંધ રાખો."

મહર્ષિ—"હું તો પ્રભુપ્રેમી છું અને પ્રભુપ્રેમીઓ કાંઇ નેત્રો મીંચી રાખતા નથી. આ તો અચાનક મારી દૃષ્ટિ તમારા ઉપર પડી છે."

સ્ત્રી—"હું તો ઉન્મત્ત-ગાંડી છું. ગાંડાં માણસો કાંઇ પોતાનાં મસ્તક ઢાંકી રાખતાં નથી."

મેં પૂછ્યું કે "ભદ્રે ! તેં કયા પીઠામાંથી ગાંડપણનો દારૂ પીધેલો છે ?"

સ્ત્રી બોલી કે "ખૈયાસ ! આ લોકમાં અને પરલોકમાં પ્રભુસિવાય બીજું

જે કાંઇ હોય, તેનાથી તમે મને દૂર રહેનારી સમજજો."

મેં કહ્યું કે "બાલે! તમે શું મારી સાથે રહેવા ઇચ્છો છો ?"

તે સ્ત્રી બોલી કે " દુરાકાંક્ષા કરશો નહિ. ખૈયાસ! હું પુરુષોને ઇચ્છવા-વાળી સ્ત્રી નથી, પણ હું તો નિઃસંગતાજ યાચનારી છું."

ખરેખરો વિશ્વાસ કોને કહેવો ? એ વિષે કોઇએ મહર્ષિને પૂછ્યું, ત્યારે તેઓ બોલ્યા કે " અત્યારે એ બાબતનો હું ઉત્તર આપી શકીશ નહિ; કારણ કે હું જે કહીશ તે કથામાત્ર ગણાશે, માટે આ વાત મારા આચરણથી દેખાડીશ. મ્હારે કાલે મક્કા ભણી જવાનું છે. જો બને તો તમે પણ મારો સંગાથ કરજો, એટલે તમારા પ્રશ્નનો ઉત્તર મળી જશે."

પેલો માણસ બોલ્યો કે " ભલે, હું આવીશ." પછી જ્યારે અમે જંગલ-માં પહોંચ્યા અને ભોજનનો સમય થયો, ત્યારે રોટીના બે ટુકડા અને કેટલુંક જળ તેમની પાસે આવ્યાં. એ પ્રમાણે રોજ બનવા લાગ્યું. રોટીનો એક ટુકડો અને જોઈતું જળ તેઓ મને આપતા અને બાકીનું પોતે વાપરતા.

એક દિવસે જંગલમાં કોઇ વૃદ્ધ પુરુષ અમારી પાસે આવ્યો. ખૈયાસને જોઇ તરત તે પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. બન્નેએ પરસ્પર કુશળ-સમાચાર પૂછ્યા અને કેટલીક વાર વાતચીત કર્યા પછી પેલો વૃદ્ધ ઘોડે ચઢી ચાલ્યો ગયો. મેં ઇબ્રાહીમ ખૈયાસને પૂછ્યું કે " મહાત્મન્! આ વૃદ્ધ પુરુષ કોણ હતા ?"

તેઓ બોલ્યા કે " તમારા પ્રશ્નનો ઉત્તર મળી ગયો છે."

મ્હેં પૂછ્યું કે " શી રીતે ?"

મહર્ષિ બોલ્યા કે " એ વૃદ્ધ પુરુષ ધર્મગુરુ ખેજર હતા. તેમણે મારી સાથે રહેવાને ચાહ્યું હતું, પણ મેં સંમતિ આપી નહોતી. મને બીક લાગી કે, એમ કરવાથી ઇશ્વરપર નિર્ભર રહેવામાં–શ્રદ્ધાળુ રહેવામાં ખામી આવશે અને ઇશ્વરસિવાય બીજા ઉપર ભરોંસો રાખવાની ફરજ પડશે."

મહર્ષિ કહે છે કે, એક વખત હું જંગલમાં એક ઝાડ નીચે બેઠો હતો. ત્યાં મેં એક વિકરાળ સિંહને મારી તરફ આવતો જોયો. ઇશ્વરેચ્છા ઉપર શ્રદ્ધા રાખી હું તો સ્વસ્થ બેઠો રહ્યો. પેલું ભયંકર પ્રાણી ખોડંગતું ખોડંગતું મારી પાસે આવ્યું અને મારા પગ પાસે સૂઇને આર્ત્તનાદ કરવા લાગ્યું. મેં ધ્યાનપૂર્વક જોયું તો તેનો આગલો પગ ઘવાયેલો હતો. મેં એક શૂળની અણીથી તે ઘાને ખોતર્યો. તેમાંથી પરૂ અને લોહી નીકળ્યાં. તે સાફ કરી લૂગ-

ડાનો પાટો તે ઉપર બાંધ્યો. થોડી વારે સિંહ ઉઠી ચાલ્યો ગયો. પછી કેટલીક વારે બે બચ્ચાંને લઇને તે પાછો આવ્યો અને પૂંછડી પટપટાવી કેટલીક વાર મારી આસપાસ ફરવા લાગ્યો."

એક દિવસ ખૈયાસ પોતાના શિષ્યની સાથે અરણ્યમાં ચાલ્યા જતા હતા. ત્યાં અકસ્માત્ કોઇ વાઘની ભયંકર ચીસ સંભળાઇ. પેલો શિષ્ય તો ગભરાઈ ગયો. તેનું મોં શીઆવીઆ થઈ ગયું. નજીકમાં એક વૃક્ષ હતું. ગભરાટમાં તે તેના ઉપર ચઢી ગયો. તેનું આખું શરીર ધ્રૂજતું હતું. ખૈયાસ સ્થિરભાવે ઉભાજ હતા. તેઓ આસન પાથરીને નમાજ પઢવા લાગ્યા. વાઘ આવીને તેમના તરફ તાકીને ઉભો રહ્યો. મહર્ષિ ખૈયાસની તો તેના ઉપર દૃષ્ટિ પણ નહોતી. તેઓ તો પોતાના કાર્યમાં રોકાયા હતા. કેટલીક વારે વાઘ ચાલ્યો ગયો, એટલે શિષ્ય ઝાડ ઉપરથી નીચો ઉતર્યો; અને બન્નેએ આગળ ચાલવા માંડયું. થોડી વારે મહર્ષિને એક ડાંસે ચટકો ભર્યો, તેથી તે ચીસ પાડી ઉઠયા.

શિષ્ય બોલ્યો કે "ગુરુવર! આ નવાઈની વાત! વાઘથી આપ ભયભીત થયા નહિ અને ડાંસના ચટકાથી ચીસ પાડી?"

મહર્ષિ—"ભાઇ! તે વખતે હું પરમાત્મભાવમાં ડૂબેલો હતો અને અત્યારે જીવભાવમાં છું."

અહમદ અસાઉદ કહે છે કે, મહર્ષિ ખૈયાસ સાથે હું દેશપર્યટન કરવા ગયો હતો. અમે એક દિવસ એવે સ્થળે પહોંચ્યા કે જ્યાં ભયંકર સર્પો રહેતા હતા. મહર્ષિ પોતાનું મૃગચર્મ ભોંયે બિછાવી તે ઉપર બિરાજ્યા. રાત્રિ પડતાંજ સેંકડો સર્પો દરોમાંથી બહાર નીકળ્યા. મેં આ વાત તેમને જણાવી. તેમણે મને ઇશ્વર-સ્મરણ કરવાનું કહ્યું, એટલે મેં તે પ્રમાણે કર્યું.

પછી સર્પો આમ તેમ ચાલ્યા ગયા અને અમે આખી રાત્રિ તે સ્થળે પ્રભુસ્મરણમાં ગાળી.

પ્રાતઃકાળે જોયું તો મહર્ષિના આસન ઉપર એક સર્પ કુંડાળું વળીને પડયો હતો, પથારી ઉપાડતાં તે ભોંયે પડયો.

મેં પૂછ્યું કે "આપને આખી રાત્રિ આ સર્પની ખબર નહોતી?"

મહર્ષિ બોલ્યા કે "ના, ગઇ રાત્રિ કરતાં વધારે સુખમાં કોઇ રાત્રિ મેં ગાળી નથી; કેમકે આખી રાત્રિ હું ઈશ્વરધ્યાનમાંજ નિમગ્ન હતો."

એક માણસ કહે છે કે, ખૈયાસનાં વસ્ત્ર ઉપર એક વિંછી ફરતો મેં જોયો, એટલે તેને હું પાડી નાખવા લાગ્યો.

મહર્ષિ બોલ્યા કે "એમ કરતો નહિ. પ્રભુની સૃષ્ટિમાં એ પ્રાણી બિચારૂં ભલે ગમે ત્યાં ફરે, મને એમાં કશો વાંધો નથી."

મહર્ષિ ઇબ્રાહીમ ખૈયાસ કહે છે કે, એક વાર જંગલમાં હું ભૂલો પડયો. ઘણું ચાલ્યો, પણ ખરો માર્ગ જડયો નહિ. એમ કેટલાક દિવસો ચાલ્યા ગયા. છેલ્લે એક દિશાએથી મેં કોલાહલ સાંભળ્યો; એટલે હું રાજી થયો અને તે તરફ ચાલ્યો. ત્યાં તો તે તરફથી એક માણસ મ્હારા તરફ દોડી આવ્યો અને મને બોચીએથી પકડયો. આથી મને ઘણું દુઃખ થયું અને હું બોલ્યો કે "હે પ્રભો! જે માણસ તારા ઉપર વિશ્વાસ રાખી બેઠો છે, તેના તરફ તારો આવો વ્યવહાર યોગ્ય છે?"

એટલામાં દૈવી વાણી સંભળાઇ કે "જ્યાંસુધી તેં મ્હારા ઉપર વિશ્વાસ રાખ્યો હતો, ત્યાંસુધી તું મને વહાલો હતો. અત્યારે તો તેં બીજાઓના અવાજ ઉપર વિશ્વાસ મૂકયો છે, તેથીજ તારે ધપ્પા ખાવા પડયા છે." પછી હું દુઃખી હૃદયે ચાલવા લાગ્યો ત્યાં તો દૈવી વાણી સાંભળી કે—

"ખૈયાસ! પહેલાંના વ્યવહારથી તને દુઃખ થયું જણાય છે; પણ હવે જો, શી સ્થિતિ છે?"

મેં દૃષ્ટિ ફેલાવીને જોયું તો મ્હારી બોચી પકડનાર પેલો માણસ મ્હારા ચરણ પાસેજ મસ્તક મૂકીને માફી માગતો જોયો!

ખૈયાસ કહે છે કે, હું એક વાર તુર્કસ્તાન ભણી જતો હતો. માર્ગમાં મને સુંદર કાંતિવાળો અને સ્વચ્છ વસ્ત્રો પહેરેલો એક યુવક મળ્યો. તેણે મને કહ્યું કે "તમે મારો સાથ કરશો?"

મેં કહ્યું કે "આપણે રસ્તામાં ભૂખનું દુઃખ વેઠવું પડશે."

તે બોલ્યો કે "ભલે,હું એટલા ખાતર તો તમારો સથવારો કરવા ચાહું છું."

અમે ચાર દિવસ સુધી સાથે સાથે ચાલ્યા. પછી ખાવાનું કેટલુંક મળ્યું, પણ તે અમને કામ લાગે તેવું ન હતું, તોપણ ભૂખને લીધે મેં કહ્યું કે "ચાલો, આ ખાઇ લઇએ."

પેલો માણસ—"ના, મેં સંકલ્પ કરેલો છે, કે જેમાં રજોગુણી પદાર્થ હોય તે મારે ખાવું નહિ."

હું બોલ્યો કે "યુવક! તમે ઘણો કપરો અને સૂક્ષ્મ માર્ગ પકડેલો છે."

તે બોલ્યો કે "ઇબ્રાહીમ! વાચાળતા દર્શાવો નહિ. પરીક્ષક પ્રભુ હજાર આંખોવાળો છે અને બધું જુએ છે. તમારામાં તેના ઉપર જરા પણ વિશ્વાસ

નથી. વાસ્તવિક શ્રદ્ધા તો એ છે કે, નિષિદ્ધ ખોરાક મળી જાય ત્યારે ખાવાનાં બહાનાં શોધી મનને ફોસલાવવું નહિ અને પ્રભુનેજ ભરોસે રહેવું."

ઈબ્રાહીમ ખૈયાસ કહે છે કે, હું એક વાર નિર્ભય થઈને જંગલને માર્ગે જતો હતો. ત્યાં એક યુવકે મ્હારી સન્મુખ આવી સલામ ભરી અને કહ્યું કે "આપનો સાથી થવાને મને સંમતિ આપશો ?"

એ યુવક અગ્નિપૂજક હતો. મેં ઉત્તર આપ્યો કે "જે સ્થાને હું જાઉં છું, ત્યાં તમારે જવા જેવું નથી."

યુવક બોલ્યો કે "ભલે, તોપણ હું આવીશ; મને આપ મહેરબાની કરી બેનસીબ રાખશો નહિ." પછી અમે બન્ને સાથે ચાલ્યા. આઠમે દિવસે તે બોલ્યો કે "ત્યાગી પુરુષ! ભૂખ લાગી છે. પ્રભુ સાથે અઘટિત આચરણ થતું હોય તો ભલે, પણ કાંઇક ખાવાનું મળે એવી પ્રાર્થના કરો !"

ઇશ્વરને અમારી સ્થિતિ દર્શાવી મેં કહ્યું કે "હે પ્રભો! આ અગ્નિપૂજક પાસે મને બેઆબરૂ કરશો નહિ."

થોડીજ વારમાં રોટી, ખજુરભરેલો ખુમચો અને જળભરેલી એક શિરોઈ અમારી સન્મુખ હાજર થયાં. અમે બન્નેએ ભોજન કરી આગળ ચાલવા માંડ્યું. વળી અઠવાડીયું ચાલ્યું ગયું. મેં કહ્યું કે "રાહેબ (અગ્નિપૂજક સંન્યાસી)! હવે તમે તમારો પ્રભાવ બતાવો."

એટલે તે યુવક લાકડીને ટેકે ઉભો રહી થોડી વાર હોઠ હલાવવા લાગ્યો. તરતજ રોટી, ખજુરના બે ખુમચા અને જળભરેલી બે શીરોઇઓ વગેરે અમારી આગળ હાજર થયાં. આ જોઈને હું તો વિસ્મય પામ્યો. પછી તે રાહેબ બોલ્યો કે "ચાલો, ભોજન કરીએ." શરમનો માર્યો હું ભોજન કરતાં સંકોચ પામતો હતો. એટલે તે બોલ્યો કે "લ્યો, આરોગો. અત્યારે હું આપને કેટલાક સારા સમાચાર આપું. તમે દીક્ષા આપવાના મંત્ર પઢો; હું મુસલમાન થાઉં છું." આટલું બોલીને તેણે કેડે વિંટેલું જનોઇ તોડી નાખ્યું અને કલ્મો બોલ્યો. વિશેષમાં તેણે કહ્યું કે "જે ભોજન મળ્યું છે તે આપનાજ પ્રતાપે મળ્યું છે; કેમકે આપ જેવા વૃદ્ધ ગુરુજનનું માન રાખવા ખાતર મેં પ્રભુને વિનતિ કરી હતી, તેથીજ તે મળ્યું છે."

ત્યારપછી અમે બન્નેએ ભોજન કર્યું અને પછી મક્કે ગયા.

ઇબ્રાહીમ ખૈયાસ વળી કહે છે કે, જંગલમાર્ગે જતાં એક વાર હું માર્ગ ભૂલ્યો. ત્યાં એક માણુસ આવ્યો અને મને સલામ કરી બોલ્યો કે "તમે

માર્ગ ભૂલ્યા છો. મારી પાછળ પાછળ આવો." હું તેની પાછળ કેટલાંક પગલાં ચાલ્યો, ત્યાં તો તે અદૃશ્ય થયો. મેં જોયું તો મને ખરો રસ્તો મળ્યો હતો. ત્યારપછી હું ફરી માર્ગ ભૂલ્યો નહિ અને માર્ગમાં ભૂખતરસનું દુઃખ પણ પામ્યો નહિ.

એક વાર હું રસ્તે જતો હતો. રાત્રે જંગલમાં જઇ પહોંચ્યો. ત્યાં ભયંકર સિંહ મારી સન્મુખ આવ્યો. હું ભયથી વ્યગ્ર બની ગયો, ત્યારે આવી દૈવી વાણી સાંભળી કે "ખૈયાસ! ભય પામીશ નહિ. અનેક ફિરસ્તાઓ–દેવદૂતો તારૂં રક્ષણ કરશે."

એક વાર જંગલમાં મેં એક માણસને જોયો. મેં પૂછયું કે "તમે કોણ?"

તે બોલ્યો કે "હું એક વૃદ્ધ માણસ છું, મક્કે જાઉં છું."

મેં કહ્યું કે "ભાતું કે વાહન રાખતા નથી શું?"

તે બોલ્યો કે "ના ના, અમારા સમૂહમાં આપના જેવા કેટલાક શ્રદ્ધાળુઓ માત્ર એકલો વિશ્વાસજ સાથે લઈને મુસાફરી કરે છે."

મેં પૂછયું કે "વાસ્તવિક વિશ્વાસ કોને કહેવો?"

તે બોલ્યો કે "લોકોની પાસે કાંઇ પણ નહિ માગતાં પ્રભુ પાસેજ માગવું તે."

એક સાધુ પુરુષ કહે છે કે, એક વાર મુસાફરીમાં તપસ્વી ઇબ્રાહીમ ખૈયાસનો સંગાથ કરવાની ઇચ્છા દર્શાવી, ત્યારે તેમણે કહ્યું કે "ભલે, તમે સાથી થાઓ; પણ એક શરતે. રસ્તામાં કામકાજ કરવાનું એકજ માણસે માથે લેવું."

મેં કહ્યું કે "ભલે, એ ભાર આપ લેજો."

મહર્ષિ––"ઠીક, અત્યારથી તમે મારે આધીન રહેજો."

અમે વિશ્રામસ્થળે પહોંચ્યા, ત્યારે મને બેસાડીને મહર્ષિ જળ લઇ આવ્યા. શિયાળો હતો, એટલે લાકડાં ભેગાં કરી આવ્યા અને અગ્નિ સળગાવ્યો. માર્ગમાં જે જે કાર્યો કરવાં પડતાં તે તેઓ પંડેજ કરતા. મને કાંઇ પણ કરવા દેતા નહિ. હું કામ કરવા જાઉં તો કહેતા કે "ના, આપણે શરત કરી છે કે, એકે કામ કરવું અને બીજાએ તેને આધીન રહેવું."

એક રાત્રે માર્ગમાં મુસળધાર વરસાદ વરસ્યો. પોતાનું પહેરવાનું વસ્ત્ર મારા મસ્તક ઉપર ધરીને તેઓ ઉભા રહ્યા. પ્રાતઃકાળ સુધી પોતે એજ સ્થિતિમાં મારી સેવા કરી. હું અત્યંત શરમાઇ ગયો, પણ શું કરૂં? શરતથી બંધાયો હતો, તેથી કાંઇ પણ બોલી શકયો નહિ. જો હું બોલું તો કહેતા કે

"હું કર્તા છું, તમે આધીન છો. તમારે મારાજ મત પ્રમાણે ચાલવું પડશે."

બીજે દિવસે મેં કહ્યું કે "આજે હું કર્તા થઇશ."

તેમણે તેમાં સંમતિ આપી, પરંતુ તે દિવસે પણ એવીજ સેવા તેઓ કરવા લાગ્યા. તેમની સેવા કરવાનો લાભ મને બિલકુલ લેવા દીધો નહિ.

મેં કહ્યું કે "તમે ઇશ્વરની આજ્ઞાવિરુદ્ધ કેમ ચાલો છો ?"

તેઓ બોલ્યા કે "જ્યારે આપણું કાર્ય પ્રભુ કરતા હોય, તે વખતે તેમની પણ અવજ્ઞા કરાય; તેમજ પ્રભુની સેવા કરવાથી તેમનાપ્રત્યે વિરુદ્ધાચરણ થતું નથી." હું એ રીતે તેમની સાથે મક્કાસુધી તો ગયો, પણ તેમની અનેક સેવાઓથી એવો શરમીંદો બની ગયો કે પછી તેમના સહવાસમાંથી મેં પલાયન કર્યું. એક દિવસ અચાનક અમે મેના(મક્કાનગરમાં આવેલું એક સ્થળ જ્યાં હાજી લોકો કુરબાની આપે છે તે સ્થળ)માં ભેગા થઇ ગયા.

મને જોઇ તે બોલ્યા કે "ભદ્ર પુરુષ ! જે રીતે મેં તમારો સંગાથ કર્યો છે, તેવીજ રીતે તમારે આપણા બંધુઓનો સંગાથ કરવો ઉચિત છે."

ઇબ્રાહીમ ખૈયાસ કહે છે કે, તુર્કસ્તાનમાં આવેલા એક પ્રદેશમાં હું ચાલ્યો જતો હતો. રસ્તે જતાં મેં દાડમનાં ઝાડ જોયાં. તેનાં ફળ ખાવાની મનમાં અભિલાષા થઇ, પરંતુ મેં સાંભળ્યું હતું કે તે ઘણાંજ ખાટાં હોય છે, એટલે ખાધાં નહિ. ત્યાંથી આગળ ચાલતાં એક અરણ્યમાં પહોંચ્યો. ત્યાં એક મહાદુઃખી માણસને જોયો. તેના હાથપગ સડી ગયેલા હતા તેમાંથી પરૂ ઝરતું હતું. વળી માંહે જીવ પડેલા અને વ્રણ ઉપર હજારો માખીઓ બણબણતી હતી. આ જોઇ મને દયા ઉપજી. હું બોલ્યો કે "તમને એવી મરજી થાય છે કે તમારેમાટે હું પ્રભુની પ્રાર્થના કરૂં કે એ દયાળુ પ્રભુ તમને આ સંકટમાંથી છોડાવે ?"

રોગી બોલ્યો કે "ના, મારી એવી ઇચ્છા નથી."

"કેમ ?"

"સંકટ નાખવું એ પ્રભુની ઇચ્છાની વાત છે અને મેં મારી ઇચ્છાને પ્રભુની ઇચ્છાને આધીન રાખી છે."

હું બોલ્યો કે "જો તમે કહો તો હું આ માખીઓ ઉડાડી મૂકું."

રોગી બોલ્યો કે "ખૈયાસ ! પહેલાં તો તમે તમારા મનમાંથી દાડમ ખાવાનો લોભ ઉડાડી મૂકો તો બસ છે. આપ જો મારો શારીરિક રોગ મટાડવા આટલી બધી કાળજી રાખો છો, તો તમારા પોતાના મનનો રોગ મટાડવા કેમ કાળજી રાખતા નથી ?"

આ સાંભળી મેં પૂછ્યું કે "ભદ્રપુરુષ! તમે કેમ જાણ્યું કે હું ખયાસ છું અને મીઠું દાડમ ખાવાનો અભિલાષી છું?"

તે બોલ્યો કે "જે માણસે ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે, તેની પાસે ઈશ્વર તમામ વાતો પ્રકટ કરે છે."

મેં પૂછ્યું કે " આ માખીઓની પીડાને લીધે આપના મનની દશા કેવી રહે છે?"

તે બોલ્યો કે " હા બરાબર, માખીઓ મને ચટકા ભરે છે એ ખરૂં; પરંતુ જ્યારે કર્તાની એવીજ ઇચ્છા છે, ત્યારે મારે પણ તે કબૂલજ છે."

ખૈયાસ કહે છે કે, રોમ શહેરમાં એક રાહેબ (અગ્નિપૂજક સંન્યાસી) હતો. તેણે સિત્તેર વર્ષસુધી એક મંદિરમાં સ્થિતિ કરી હતી. આ સમાચાર સાંભળીને મેં તેમના દર્શનાર્થે પ્રયાણ કર્યું.

હું ત્યાં પહોંચ્યો ત્યાં તો બારીએથી ડોકીઉં કરીને તે બોલ્યો કે "ઈબ્રાહીમ! તમે શામાટે આવ્યા? હું વૈરાગી નથી. હું તો કૂતરાં સાચવવાનું કામ કરૂં છું, કુપ્રવૃત્તિરૂપી કૂતરાંથી લોકોનું રક્ષણ કરૂં છું."

હું બોલ્યો કે "હે પ્રભો! તું મહાશક્તિશાળી છે. આ માર્ગભૂલેલા અગ્નિપૂજકને તું સન્માર્ગ બતાવ."

રાહેબ બોલ્યો કે "ઇબ્રાહીમ! તમે બીજાઓ તરફ ક્યાંસુધી જોયા કરશો? એવું બહારનું ભ્રમણ મૂકી દઇને પોતા તરફજ વળો અને જ્યારે તમે તમને પોતાને-પોતાના સત્યસ્વરૂપને-પરમાત્માને-પ્રાપ્ત કરો, તે પછી પણ તમારા પોતાના-તમારી પોતાનીજ કરણી અને વૃત્તિના ચોકીદાર બનો; કેમકે દુનિયાઇ પ્રવૃત્તિરૂપી વારાંગના તો દિવસમાં ત્રણસો ને સાઠ વાર નવા નવા વેશ લઇને, માણસને લોભાવે છે-ભમાવે છે અને કુપંથે ચઢાવવા મથે છે.

ખૈયાસ કહે છે કે, એક દિવસ હું વગડામાં જતો હતો ત્યાં રસ્તામાં મને ખૂબ ભૂખ લાગી હતી. એટલામાં એક સંન્યાસી મહારાજ મળી ગયા. તેમણે મને કહ્યું કે "રે પેટભરા! તું અન્નને માટે આટલો બધો ઉતાવળો કેમ થયો છે?"

હું બોલ્યો કે "ઘણા દિવસથી કાંઇજ ખાવાનું મળ્યું નથી."

તે બોલ્યો કે "જો તારામાં આટલુંજ મનોબળ હોય તો પછી પ્રભુપર નિર્ભર રહેવાને પંથે પળવાની તારે શી જરૂર હતી? જાણતો નથી કે, વિરોધીઓ(સંસારી લોકો)માં તારી આ નિર્બળતાની હકીકત પણ પ્રકટ થઇ જશે!"

એક દિવસ ઇબ્રાહીમ ખૈયાસ પોતાની છાતીમાં મુક્કો મારીને બોલ્યા કે

"હાય હાય! જે મને જુએ છે તેને હું હજુ પણ જોઇ શકયો નથી."

કોઇએ તેમને પૂછયું કે "મહાત્મન્! આપ કયાંથી આહાર મેળવો છો?"

તેઓ બોલ્યા કે "માતાના ઉદરમાં રહેલું બાળક, વગડામાં ભમતું પશુ અને જળમાં ફરતું માછલું જ્યાંથી આહાર મેળવે છે, ત્યાંથી હું પણ આહાર મેળવું છું."

તેમને કોઇએ પૂછયું કે "શું વિશ્વાસુને લોભ ઉપજે છે?"

મહર્ષિ બોલ્યા કે "લોભ તો મનુષ્યના સ્વભાવમાંજ રહેલો છે. તે પ્રભુ-પ્રેમીના પણ અંતઃકરણમાં તો આવે છે ખરો, પણ પછી ત્યાં ને ત્યાંજ નષ્ટ થઇ જઇ આગળ વધી શકતો નથી; કારણકે તે પ્રાપ્ત પદાર્થો ફેંકી દઇને ત્યાગી થયેલો હોય છે, તેથી આંતરિક વિકારોને સહજે દબાવી શકે છે.

ઈબ્રાહીમ ખૈયાસને તેમના અંતિમ જીવનમાં ઉદરનો વ્યાધિ થયો હતો. તેઓ રય શહેરની મસ્જીદમાં રહેતા. એક રાત્રિદિવસમાં તેઓ સાઠ વાર શરીરશુદ્ધિ કરીને નમાજ પઢતા. એક દિવસ સ્નાન કરતા હતા તેવામાંજ તેઓ પંચત્વ પામ્યા. હીજરી સન ૨૯૧માં તેમણે દેહ છોડયો. મરણ થયા પછી તેમને પોતાને ઘેર લાવવામાં આવ્યા. તે વખતે એક સાધુ પુરુષ આવ્યો અને મહાત્માના ઉશીકા નીચે જોયું તો રોટીનો એક ટુકડો પડેલો હતો. આ જોઇ પેલો સાધુ પુરુષ બોલ્યો કે "જો મેં રોટીનો આ ટુકડો જોયો ન હોત તો હું એમની અંતિમ ક્રિયા વખતની નમાજ પઢત નહિ. ટુકડો જોયો એટલે મારી ખાત્રી થઈ કે, પ્રભુ ઉપરના વિશ્વાસુપણામાંજ એમનું મરણ થયું છે. ગ્રહણ કરેલો નિયમ તેમણે આખા જીવનમાં કદી ઉલ્લંઘ્યો નથી. સત્પુરુષો અવિકારી સ્થિતિમાંજ જીવન સંપૂર્ણ કરે છે; પણ જેઓ ધર્મપંથના શીખાઉ મુસાફર છે, તેઓ શ્રદ્ધામાં અચળ વિશ્વાસ સ્થાપી શકતા નથી અને તેથીજ તેમના ભાવોમાં તથા અવસ્થાઓમાં વારંવાર ફેરફાર થાય છે.

## આ મહાત્માનાં વચનામૃત

૧—માત્ર મોઢે બોલીજ જાણે તે કાંઇ પંડિત નથી પણ ઠગ છે. જે જ્ઞાનને અનુસરીને વર્તે અર્થાત્ બોલે તેવું ચાલે, તેજ પંડિત છે.

૨—જે માણસ લોકો આગળ તો ઇશ્વરની વાતો કરે છે, પરંતુ અંતરમાં તો લોકોનું માન મેળવવાની કે એવી બીજી ત્રીજીજ બાબતોને સ્થાન આપે છે; તે વહેલો-મોડો બેઆબરૂ થઇ આફતમાંજ આવી પડે છે. પછી જ્યારે તે પોતાની અયોગ્ય રહેણીને અયોગ્ય સમજી શકીને પશ્ચાત્તાપ કરે

છે તથા તેવાં કાર્યોથી નિવૃત્ત થઇ પ્રભુપરાયણ બને છે, ત્યારેજ તે તમામ સંકટોથી બહાર નીકળે છે.

૩—જે માણસ સંસારત્યાગનાં અને પ્રભુપરાયણતાનાં વસ્ત્રો પહેરીને પછી લોકો પાસેજ પ્રાર્થના કર્યા કરે છે, તેના તરફ લોકોની કાંઇપણ દયા કે શ્રદ્ધા રહેવા પામતાં નથી અને છેલ્લે તે એવો હલકો પડી જાય છે, કે તેનું જીવન નિરાશામાં અને કષ્ટોમાંજ પૂરૂં થાય છે અને તેના હાથમાં માત્ર અફસોસ અને અવગુણોજ રહેવા પામે છે.

૪—શુભ વિચારો ધ્યાન–ચિંતનને ખેંચી લાવે છે અને ધ્યાન–ચિંતન ગૂઢ પ્રેમને ખેંચી લાવે છે.

# ૪૬—તપસ્વી હમદુન કસ્સાર નેશાપુરી

તાપસવર હમદુન કસ્સાર પ્રભુપ્રેમમાં અને વ્યાકુળતામાં દષ્ટાંતરૂપ હતા. તેઓ તે કાળના સાધુપુરુષોમાં સર્વોપરિ, તપસ્વીમંડળના અગ્રણી અને તત્ત્વજ્ઞાનમાં તેમજ હદિસશાસ્ત્રમાં અત્યંત નિપુણ હતા. પોતાના દોષ જોવામાં તેમની દૃષ્ટિ જેવી સૂક્ષ્મ હતી અને ભજન–સાધનમાં જેવી નિષ્ઠા હતી તેવી ભાગ્યેજ બીજા કોઇમાં હશે. તેમનાં વચનો શ્રોતાઓને બહુજ અસર કરતાં. તેઓ તપસ્વીશિરોમણિ સુફિયાન સુરીના અનુયાયી, મહર્ષિ અબુ તોરાબના શિષ્ય અને અબ્દુલ્લા મુબારકના ધર્મગુરુ હતા. તેમનાં કામોનો ગૂઢ મર્મ નહિ સમજી શકવાથી અજ્ઞાની લોકો તેમનો વારંવાર તિરસ્કાર કરતા. ચારિત્રની વિશુદ્ધિ કરવા માટે તેમણે કઠોર સાધનાઓ સાધી હતી. પવિત્ર ચરિત્રવાળા લોકો તેમના ઉપર ઘણી પ્રીતિ રાખતા. લોકોમાં તેઓ "કસ્સારી" નામથી ઓળખાતા હતા. અરબ્બી ભાષામાં "કસ્સાર" શબ્દનો અર્થ 'ધોબી' થાય છે. ધોબી જેમ મેલાં વસ્ત્રો ધોઇને સ્વચ્છ કરે છે, તેમ આ મહાત્મા પણ પવિત્રતારૂપી જળથી પોતાના ચિત્તરૂપી વસ્ત્રને ધોઇને સ્વચ્છ રાખતા હતા. તપસ્વી હમદુન કસ્સાર નીતિની બાબતમાં પણ બહુજ ચૂસ્ત હતા. એક રાત્રે તેઓ મરણપથારીએ પડેલા બંધુની સેવા–ચાકરી કરતા હતા. કેટલીક વાર પછી એ બંધુનું મરણ થતાં તેમણે તરતજ દીવો હોલવી નાખ્યો.

કોઇએ પૂછ્યું કે "આપે આમ શામાટે કર્યું ?"

મહર્ષિ—" અત્યારસુધી આ ઘરનો અને આ વસ્તુઓનો માલિક મ્હારો બંધુ હતો; અને હવે બધી વસ્તુઓની પેઠે દીવામાંના તેલની માલીકી પણ તેના વારસની થઇ છે, એટલે તે વારસની રજાસિવાય મારાથી તેલ બાળી શકાય નહિ. "

હમદુને કહ્યું છે કે, એક દિવસે નેશાપુરની નદીમાં જે હોડીમાં બેસીને હું જતો હતો, તેમાં એક સાહસિક અને ચતુર માણસ પણ હતો. હિંમતમાં તે ઘણો વખણાતો હતો. નેશાપુરના બધા ચતુર લોકો તેને અનુસરતા હતા. તે મારી પાસે આવીને બોલ્યો કે " હે નૌકાવિહારી સાધુ ! કંઇક બોલો." મેં પ્રશ્ન કર્યો કે "કર્તવ્ય એટલે શું ? " તેણે કહ્યું કે " તમે મારા કર્તવ્ય-વિષે પૂછો છો કે તમારા પોતાના કર્તવ્યવિષે પૂછો છો ?"

મેં કહ્યું કે " આપણા બન્નેના કર્તવ્યવિષે પૂછું છું. "

તે બોલ્યો કે " મારૂં કર્તવ્ય તો એજ છે કે, હું આ રજોગુણી વસ્ત્રોને બદલે ફકીરીની કામળી ધારણ કરૂં અને ફકીરીને અનુસરતાં આચરણો કરીને સાચો સુફી ( ઋષિ ) બનું; અને કદાચ એવો નહિ બની શકું, તો ફકીરીનાં વસ્ત્રોને લીધે અને લોકલજ્જાને લીધે પણ પાપકાર્યોથી તો નિવૃત્તજ થઇશ; માટે મ્હારેમાટે તો એ કર્તવ્ય છે. હવે તમારેમાટે કર્તવ્ય એ છે કે, તમે ધારણ કરેલો ફકીરીનો વેષ કાઢી નાખો; કેમકે એમ કરશો તોજ તમે લોકોથી અને લોકો તમારાથી છેતરાતા અટકશે–અર્થાત્ તમારે ફકીરી બજાવવીજ હશે તો બહારના વેષવિનાજ તેવાં આચરણ રાખવાં એ તમારૂં કર્તવ્ય છે અને ભેખનાં વસ્ત્ર જાહેર રીતે પહેરીને તેને અનુસરતો ધર્મ પાળવો, એ મ્હારૂં કર્તવ્ય છે. તમે વૈરાગ્યવસ્ત્રો દૂર કરશો, એટલે તમે લોકોથી નિંદાતા અટકશો અને લોકો તમારાથી ભોળવાતા અટકશે."

તપસ્વીપ્રવર હમદુન કસ્સારની ઘણી ખ્યાતિ હોવાથી નેશાપુર નગરના સાધુપુરુષોએ તથા ધર્માચાર્યોએ તેમની પાસે જઇ વિનતિ કરી કે "આપ સભામાં આવીને લોકોને ઉપદેશ આપો તો લોકોને ઘણો લાભ થવાનો સંભવ છે."

મહર્ષિ બોલ્યા કે " ઉપદેશ આપવાની હજુ મ્હારામાં યોગ્યતા આવી નથી; કેમકે હજુસુધી સંસારનાં માન–અકરામ અને લોક–પ્રતિષ્ઠા મેળવવાના મોહમાંથી મારૂં મન છૂટયું નથી, તેથી મારો ઉપદેશ લોકોના અંતરમાં ઉતરશે નહિ. જે ઉપદેશવાકયો અંતરમાં ઉતરે નહિ અને નવજીવન આપે નહિ, તેવાં વાકયો ઉપદેશવાં એ તો જ્ઞાનનો ઉપહાસ કરવા જેવું તથા ધર્મને હાનિ

પહોંચાડવા જેવું છે. વળી મૌનભાવથી ધર્મકાર્ય બજાવ્યે જવું, એના જેવું લાભકારક બીજું કશું નથી. જે ખરેખરો ધર્માચરણી હોય, તેનોજ ઉપદેશ શ્રોતાઓને લાભકારક થાય છે. જે માણસ પોતેજ ધર્માચરણમાં સાધકજ હોય અથવા જ્યાંસુધી ઉપદેશ પોતાના હૃદયમાં આરપાર ઉતર્યો ન હોય અને તે પ્રમાણે ચારિત્ર્ય સુધર્યું ન હોય, ત્યાંસુધી તો ધર્મની બાબતો પોતાનાજ મનમાં ઠસાવ્યા કરીને જરાપણ ઉપદેશક ન બનવું એજ વક્તાને માટે અને શ્રોતાને માટે લાભકારી છે. આથી સભામાં આવીને મારે શું બોલવું તેજ સમજાતું નથી. જે વક્તા ધર્માચરણી હોય છે, તેનો ઉપદેશ જાણે સ્વર્ગમાંથીજ આવતો હોય તેવો હોય છે; અને તે જગતના કલ્યાણમાટેજ હોય છે. તેમાં પોતાના કર્તૃત્વનો અને અહંતા-મમતાનો કશોજ સંબંધ હોતો નથી.

પૂર્વના આચાર્યોનાં વચનોમાં તેથીજ વધારે સાર રહેલો હોય છે તથા વધારે અસર પણ કરે છે. પૂર્વાચાર્યોનું જીવન ધર્મના ગૌરવમાટે તથા ઇશ્વરની પ્રસન્નતામાટેજ હતું; અને અમે-ઉપદેશકો તો પોતાનું ગૌરવ વધારવા માટે, પોતાની આંતરિક કામનાઓ તૃપ્ત કરવા માટે અને લોકોમાં વાહવાહ બોલાવવામાટેજ આતુર હોઇએ છીએ; તેથીજ તેમાં સાર કે અસાર જેવું જણાતું નથી."

અબ્દુલ્લા મુબારક કહે છે કે, હમદુન કસ્સાર ભારે રોગથી ઘેરાયા ત્યારે લોકોએ તેમને કહ્યું કે "મહાત્મન્! આપ સંતાનોને કાંઇ ઉપદેશ આપો." ત્યારે તેઓ બોલ્યા કે તેઓ નિર્ધન રહે તેના કરતાં તેઓ ધનવાન બને તેમાં વધારે ભય રહેલો છે.

મરણકાળે મહર્ષિ હમદુને કહ્યું હતું કે, "દેહ છૂટયા પછી જ્યાં સ્ત્રીઓને દાટેલી હોય, ત્યાં મને દાટશો નહિ."

## આ મહાત્માનાં વચનામૃત

૧-તમે લૌકિક વિદ્યાઓ કરતાં પારલૌકિક વિદ્યાનેજ વધારે અગત્યની અને આદરણીય સમજજો. વળી પ્રભુ સાથેનો તમારો સંબંધ કે પરિચય જાહેર નહિ કરતાં ગુપ્તપણેજ તેમાં વધારો કરો એજ શ્રેયસ્કર છે.

૨-જે માણસ પ્રભુના અને પ્રભુપ્રેમીઓના ગુણ ગાવાને બદલે પોતાનાંજ ગુણગાન કરે-કરાવે છે, તે તેની પોતાની દુર્બળતા જાણી શકતો નથી.

૩-જે વાત ગુપ્ત રાખવી હોય તે મિત્રને પણ કહેતા નહિ.

૪-જેનામાં કોઇ પણ રૂડો ગુણ રહેલો જુઓ, તેનાથી જુદા પડતા નહિ;

કેમકે તેના સમાગમથી તમારામાં તે સદ્‌ગુણનો પૂરો નહિ તો થોડો અંશ પણ આવશેજ.

૫–હું તમને બે વાતો મુદ્દામ કહું છું કે:–(૧) જ્ઞાનીઓનો સંગ રાખજો અને (૨) મૂર્ખ લોકોથી દૂર રહેજો.

૬–સત્પુરુષો જેમ અપરાધપ્રત્યે ક્ષમાદૃષ્ટિ રાખે છે, તેમ સદ્‌ગુણને પણ બાહ્યમાન વધારે નથી આપતા; કેમકે એથી તેઓ તમારૂં વિશેષ સન્માન કરે, તો તમારામાં અભિમાન વધી જઇ તમે ભ્રમમાં પણ હો તેથી વધારે પડો.

૭–જે માણસ પોતાનું ચારિત્ર્ય કાળજીપૂર્વક તપાસે છે,તેજ પોતાની ઘણી ભૂલો તથા સ્ખલનો જોઇ શકે છે અને સુધરીને ઉપલે પગથીએ ચઢી શકે છે.

૮–જે કાંઇ અનાયાસે આવી મળે તેજ ઉત્તમ સમજજો.×

૯–તમને મળેલી સંપત્તિ અને રૂડી તકો તમારી યોગ્યતા કરતાં વધારે મળી છે અને તેમાં પ્રભુની રહેલી દયા ને ઉદારતા જોઇ શકશો, ત્યારેજ તમે પ્રભુનો ઉપકાર માની શકશો.

૧૦–જે માણસ એમ માને છે કે, હું ધર્મદ્રોહી દુરાત્મા ફેરૂનના કરતાં ઉત્તમ છું, તે મિથ્યાભિમાનજ માણી રહ્યો છે.

૧૧–તમે કોઇ પણ મદિરા પીનારાને લથડીઆં ખાતો જુઓ, ત્યારે તમે તેનાપ્રત્યે તિરસ્કાર નહિ દર્શાવતાં દયાજ દર્શાવજો અને સાવધાની રાખજો કે, તમે પોતે પણ કદી એવી વિપત્તિઓમાં પડો નહિ.

૧૨–ઉદારતા જેવો સદ્‌ગુણ નથી અને કૃપણતા જેવો દુર્ગણ નથી.

૧૩–ત્યાગ–વૈરાગ્યનો ગર્વ ધનવાનોના ધનમદથી પણ વધારે ખરાબ છે.

૧૪–પોતાને માટે આ લોક કે પરલોકમાં કોઇની યાચના ન કરવી, એજ ખરો વિનય છે અને એમાંજ સાચી સાધુતા છે. જેનામાં એવો વિનય નથી અથવા જે એવો વિનય છોડી દે છે, તેનામાં સાચી સાધુતા કાં તો આવીજ નથી ને કાં તો ગુમાવી બેઠો છે એમ જાણજો.

૧૫–ઘણાખરા બાહોશ માણસો ધર્મમાં હીન અને અભિમાનમાં વધુ હોય છે.

૧૬–ઘણાખરા રોગોનું મૂળ અને ધર્મમાર્ગમાં અંતરાય અતિભોજનજ હોય છે.

---

× સહજ મિલા સો દૂધ બરાબર, મંગ લિયા સો પાની;
ઝુંટ લિયા સો રક્ત બરાબર, ગોરખ બોલ્યા બાની.

૧૭–જે માણસ પરલોકની સાધના નહિ કરતાં સંસારનીજ સાધનામાં પ્રવૃત્ત રહે છે, તે આ લોક અને પરલોકમાં દુઃખ અને નુકસાનજ પામે છે.

૧૮–પ્રશ્ન–ખરેખરો પ્રભુભક્ત કેવો હોય? ઉત્તર–જે માણસ પોતાના પંડ-ની કાળજી રાખતો નથી અને બીજાઓની સેવા લેવા ઇચ્છતો નથી તે.

૧૯–પ્રશ્ન–વૈરાગ્યનું લક્ષણ શું ? ઉત્તર–જે કાંઇ તમારી પાસે હોય તેને પોતાનું નહિ માનતાં પ્રભુનુંજ માનીને ( वसुधैव कुटुंबकम्–ના ધોરણે ) વર્તો, એજ ગૃહસ્થાશ્રમીનો વૈરાગ્ય છે.

૨૦–જે માણસ બીજાનો વિશ્વાસ ગુમાવે છે, જે અધર્મનીજ અવસ્થામાં મરે છે અને જે વૈરાગ્ય તરફ વૈરાગ્ય રાખે છે, એ ત્રણે પ્રકારના માણસોમાટે શયતાન અને તેનાં સગાંવહાલાંઓ બહુજ આનંદ પામે છે.

# ૪૭–તપસ્વી દાઉદ તાયી

તપસ્વી દાઉદ તાયી સૂક્ષ્મ વિચારકોમાં દીપકસ્વરૂપ, અધ્યાત્મવિદ્યામાં શ્રેષ્ઠ વિદ્વાન અને ઉત્તમ ભગવદ્‌ભક્ત હતા. સર્વ કોઈ તેમને સાધકમંડળીના શિરોમણિતરીકે માન આપતા. વૈરાગ્યમાં તો તેમણે પરાકાષ્ઠા કરી હતી. અનેક-વિધ વિદ્યાઓમાં તેઓ પંડિત હતા. વીસ વર્ષસુધી તેઓ ઇમામ અબુ હનિફના શિષ્યતરીકે તેમની સાથે રહ્યા હતા તથા તપસ્વીવર્ય ફઝલ અને ઈબ્રાહીમ આદમનો સમાગમ પણ તેમણે સેવ્યો હતો. તપોધન હબીબ રયી તેમના દીક્ષા-ગુરુ હતા. સાધકતરીકેની પ્રથમાવસ્થામાં તેમના અંતઃકરણમાં પ્રબળ વૈરાગ્ય જાગી ઉઠયો હતો. હમેશાં તેઓ સંસારી લોકોથી દૂર રહેતા. તેઓ એકાદ સામાન્ય સૂત્ર ઉપરથી સાધના સાધતા હતા. તેમણે એક દિવસ કોઇ માણસને મુખેથી નીચલા ભાવની કવિતા સાંભળી અને તે પરથી તેમના મનમાં પશ્ચાત્તાપ જાગી ઉઠયો. ત્યાંથીજ તેમના નવજીવનની શરૂઆત થઇ. એ કવિતાનો ભાવાર્થ આવો હતોઃ–

" શું તારે એવું મુખ છે કે જેના ઉપર કબરની ધૂળ (કે અગ્નિના ભડકા) આવી પડશે નહિ ? શું તારે એવી આંખો છે કે જે ભોંયમાં દટાશે નહિ ? ( અથવા અગ્નિમાં બળશે નહિ ? )"

આ કવિતા સાંભળતાંજ દાઉદ તાયીના અંતરમાં અત્યંત ઉંડી વેદના શરૂ

થઈ. તરતજ તેઓ ઇમામ અબુ હનિફની પાસે ગયા. ઈમામ તેમને શોકાતુર જોઇને બોલ્યા કે "દાઉદ! તમને શું થયું છે? આજે આવા શોકાતુર કેમ જણાઓ છો?"

દાઉદ તાયી બોલ્યા કે "મારૂં મન હવે સંસારથી ઉદાસ બની ગયું છે. મારા અંતઃકરણમાં અત્યારે જે ભાવ જાગ્રત થયો છે, તે દર્શાવવાને પણ હું શક્તિમાન નથી અને બહુજ અસ્થિર બની ગયો છું. કયે રસ્તે જવું તે હજી સમજાતું નથી. કોઇ ગ્રંથ વાંચું તોપણ તેનો સિદ્ધાંત બરાબર સમજાતો નથી."

ઇમામ—"તમે લોક-સંસર્ગ છોડી દો."

એ આજ્ઞા પ્રમાણે દાઉદ લોકસંસર્ગનો ત્યાગ કરી એકાંતમાં રહી સાધના કરવા લાગ્યા. કેટલોક સમય ગયા પછી ઈમામ અબુ હનિફ તેમની પાસે આવ્યા અને બોલ્યા કે "હવે તમે ઘરમાં એકાંતમાં રહી સાધન કરો છો, તે યોગ્ય નથી. હવે તો તમે તત્ત્વવેત્તા સાધકો પાસે રહો અને તેમની સર્વ ઉંડી અને વિલક્ષણ વાતો સાંભળજો, ધીરજ રાખજો, કશું બોલશો નહિ; એટલે તેમનાદ્વારા જાણવા જેવા સર્વ ગૂઢ ભાવો તમને જણાશે ને સમજાશે."

ગુરુની આજ્ઞા શિરે ચઢાવીને ત્યારથી જ્ઞાનપ્રાપ્તિ અર્થે એક વર્ષસુધી તેઓ ધર્માચાર્યો પાસે આવ-જા અને સમાગમ કરવા લાગ્યા. તેઓ બોલે તે પોતે મૌનપૂર્વક શ્રવણ કરતા અને શ્રવણ કરતી વખતે તેઓ મનમાં ઉંડા ઉતરી જતા. આવી રીતે એક વર્ષ ગયા પછી તેમને જણાયું કે, આ એક વર્ષમાં મારૂં ત્રીસ વર્ષ જેટલું કાર્ય સધાયું છે.

ત્યારપછી વળી તેઓ તપસ્વીપ્રવર હબીબ રયીની પાસે જઇ રહ્યા. હબીબ રયીથીજ તેમનેમાટે સ્વર્ગનું રાજદ્વાર ખુલ્લું થયું. હવેથી તેઓ સાધનમાર્ગમાં વીર પુરુષની પેઠે ગતિ કરવા લાગ્યા. તમામ પુસ્તકોને જળમાં પધરાવીને તેઓએ અરણ્યનો આશ્રય લીધો અને માણસોપ્રત્યેની આશા અને વિશ્વાસનો ત્યાગ કર્યો.

દાઉદ તાયીના ભાગમાં વડિલોની સંપત્તિમાંથી વીસ મહોરો આવી હતી, તે તેમણે વીસ વર્ષસુધી રાખી મૂકી હતી. કોઇ કોઇ સાધુ પુરુષો કહેતા કે, "ધનનો સંચય ન કરવો એમાંજ ખરો ત્યાગ રહેલો છે." દાઉદ તાયી તેમને કહેતા કે "આ થોડી મુદ્રાઓ મેં સાચવી હતી, તે માત્ર તપશ્ચર્યામાં નચિંતાઇ મળવા-માટે સાચવી હતી. મૃત્યુપર્યંત એમાંથીજ મ્હારી જીવિકા ચલાવવા માગું છું." દાઉદ તાયી કદી પણ નવરા નહિ રહેતાં, પોતાના સમયનો બહુજ સદુપયોગ કરતા.

ભોજન કરવા પહેલાં તેઓ રોટીને જળમાં ભીંજાવી રાખતા અને પછી તે ગળી જાય ત્યારે ચોળી નાખીને કાંજીની પેઠે પી જતા. તેઓ કહેતા કે, કકડા કરીને ચાવવામાં જે સમય લાગે, એટલા સમયમાં તો કુરાનનાં પચાસ પ્રવચનોનો પાઠ થઇ શકે. તો આટલો બધો સમય એવી ક્ષુદ્ર બાબતમાં શામાટે બગાડવો?

અબુબકર ઐયાસ કહે છે કે, હું એક દહાડો દાઉદ તાયીની ઝુંપડીએ ગયો. જોયું તો તેઓ સૂકા રોટલાનો એક ટુકડો હાથમાં લઈ સજળ નયને બેઠેલા છે. આ જોઇને હું બોલ્યો કે "દાઉદ! શું કરો છો?"

તેઓ બોલ્યા કે "આ કકડો ખાવા ચાહું છું; પરંતુ તેમ કરવું યોગ્ય છે કે નહિ? તે હું જાણતો નથી."

દાઉદ તાયીનું એક મોટું જૂનું વડિલોપાર્જિત મકાન હતું. તેનો એક ભાગ પડી ગયો હતો. એ પડેલા ભાગમાંજ તેઓ રહેતા. કોઇએ તેમને પૂછયું કે "આપ આ પડી ગયેલા ઘરને મરામત કેમ કરાવતા નથી?"

તેઓ બોલ્યા કે "પ્રભુ પાસે મેં એવી પ્રતિજ્ઞા કરી છે કે, આ જીવતરમાં મ્હારે પોતાને માટે ઘર તૈયાર કરવું નથી."

ધીરેધીરે તે તમામ ઘર પડી ગયું. માત્ર આગળનો દરવાજોજ બાકી હતો. જે દિવસે મહર્ષિ દાઉદ તાયીનું શરીર પડયું, તે દિવસે એ દરવાજો પણ પડી ગયો હતો. એક દિવસ કોઇએ તેમને જઈને કહ્યું કે "આપના ઘરની ભીંત ચીરાઇ ગઈ છે અને જલદી ભોંયે પડશે." ત્યારે તેમણે કહેલું કે "મ્હારી દૃષ્ટિ બીજે ઠેકાણે હોવાથી વીસ વર્ષ થયાં રહેવા છતાં પણ એ ભીંત મેં જોઇ નથી."

મહર્ષિ દાઉદ તાઇને કોઇએ પૂછયું કે "આપ લોકોના સંગમાં ન રહેતાં એકલા કેમ રહો છો?"

મહર્ષિ બોલ્યા કે "મારે કોના સંગમાં વાસ કરવો? જો હું મ્હારાથી ઉતરતા લોકોમાં રહું તો તેઓ મને કશોજ ધર્મોપદેશ આપી શકવાના નથી અને જો હું શ્રેષ્ઠ લોકોમાં રહું તો તેઓ તો મ્હારા દોષો તરફ જોવાના પણ નહિ અને મને સારા માણસમાંજ ગણશે, એટલે પછી એમના પણ સમાગમથી મને શો લાભ થવાનો છે?"

એક વાર કોઈએ મહર્ષિ દાઉદ તાયીને પૂછયું કે "આપ શામાટે વિવાહ કરતા નથી?"

તપસ્વી દાઉદ તાયી બોલ્યા કે "કોઇ વિશ્વાસુ નારીને પરણી હું તેને છેતરવા ચાહતો નથી."

પેલો માણુસ બોલ્યો કે "એમાં છેતરવાનું શું છે ?"

તપસ્વી—"પત્નીને સુખી રાખવાનું તથા ભરણપોષણ કરવાનું મારે શિરે લેવું અને પછી તેમાં ધ્યાન ન આપી શકું એ છેતરવું નહિ તો બીજું શું ?"

કોઇએ મહર્ષિ દાઉદ તાયીને પૂછ્યું કે " આપ મૂછોને બરાબર કેમ રાખતા નથી ? જરા ઠીકઠાક રાખો તો ?"

મહર્ષિ—" મને મૂછો ઠીકઠાક કરવાનો અવકાશજ મળતો નથી."

પુરુષશ્રેષ્ઠ દાઉદ તાયી એક અજવાળી રાત્રે ઘરની અગાસી ઉપર બેસી આકાશ તરફ જોતા નભોમંડળની વિશાળતા અવલોકતા હતા તથા રોતા હતા. તેવામાં રોતાં રોતાં બેભાન બની ગયા અને પડી ગયા. પડવાનો અવાજ સાંભળી એક પાડોશી " ચોર ! ચોર ! " કરીને દોડ્યો. તેના હાથમાં ઉઘાડી તલવાર હતી. જઇને જોયું તો મહર્ષિ દાઉદ પોતેજ છે ! તેમનો હાથ પકડી પાડોશીએ પૂછ્યું કે "આપને કોણે પાડી નાખ્યા ?"

મહર્ષિ—" હું જાણુતો નથી કે હું શી રીતે પડી ગયો !"

એક વાર દાઉદ તાયી નમાજ પઢવા સારૂ ત્વરાથી દોડતા હતા. તેમને જોઇને લોકોએ પૂછ્યું કે "આપ શામાટે દોડો છો ?"

તેઓ બોલ્યા કે "નગરની બહાર સૈન્ય ઉભું છે તે મારી રાહ જુએ છે."

એક માણુસે પૂછ્યું—" કોનું સૈન્ય ?"

મહર્ષિએ કહ્યું કે "કબ્રસ્તાનનું શબસૈન્ય. "

નમાજ પઢીને ઘર તરફ પણ તેઓ એટલા ઉતાવળા જતા હતા કે જાણે કોઇ તેમની પાછળ પડ્યું ન હોય !

જ્યારે સામાજિક ઉપાસનાનો પ્રસંગ પ્રાપ્ત થતો, ત્યારે પણ લોકસંસર્ગના ભયને લીધે તેઓ ત્યાં જવા તરફ અરુચિ દર્શાવતા.

એક દિવસ દાઉદ તાયી સખત તાપમાં બેઠા હતા. તેમના શરીરપરથી પરસેવાનાં બિંદુઓ ટપકતાં હતાં. એ જોઇને તેમની માતા સ્નેહભરી વાણીથી બોલ્યાં કે " બેટા ! તું મારૂં જીવનધન છે. અત્યારે સખત તાપ પડે છે, તું રોજાનો ઉપવાસી છે, જો છાંયડે બેસે તો કેવું સારૂં !"

મહર્ષિ—"માતુશ્રી ! આ જીવનમાં મોજશોખ ભોગવવાથી મ્હારે ઇશ્વર પાસે શરમાવું પડે, માટે તડકેજ બેઠો છું. વળી મારે પહેરવાનું વસ્ત્ર પણ ક્યાં છે ?"

માતા બોલ્યાં કે " પુત્ર ! એનો મર્મ શો ?"

મહર્ષિ—"જ્યારે હું બગદાદ ગયો, ત્યારે મેં ત્યાંના લોકોની અત્યંત દીન દશા જોઇ, તેથી તે દશા ટાળવા મેં પ્રભુ પાસે પ્રાર્થના કરી અને મારી પાસેની એક ચાદર કોઇ ગરીબને આપી દીધી. હવે તેને લીધે મારે મંડળીમાં જવાનું પણ બંધ થયું છે. આ સ્થિતિ સોળ વર્ષથી છે. મ્હારી પાસે ઓઢવાને ચાદર નથી, એ વાત મેં તમને આજસુધી જણાવેલી નથી."

તપોધન દાઉદ હમેશાં ઉદાસીન રહેતા. રાત્રિ પડતાં તેઓ બોલતા કે "હે પ્રભો! તમારા વિરહનો શોક મ્હારા બીજા બધા શોકોને દબાવી દે છે. તેથી મને નિદ્રા પણ આવતી નથી. વળી જે માણસ વારંવાર વિપત્તિમાં ઘેરાતો હોય, તે શી રીતે ઉદાસીથી મુક્ત થઈ શકે?"

એક સાધુ પુરુષ કહે છે કે, એક દિવસ હું મહર્ષિ દાઉદની પાસે ગયો. જોયું તો તેઓ હસતા હતા. મેં વિસ્મિત થઈ તેમને પૂછયું કે "ભાઇ! આજે આટલો બધો આનંદ શાથી?"

તેઓ બોલ્યા કે "પ્રાતઃકાળે કેટલીક મદિરા મને કોઇ આપી ગયું છે. એ મદિરા તે બીજી નહિ, પણ પ્રભુપ્રેમની હતી; તેથીજ આજે હું ઈદ ઉજવું છું અને આનંદોત્સવ કરૂં છું."

તપસ્વી ફઝલ અયાજ કહે છે કે,મારા આખા જીવનમાં મેં માત્ર બે વાર દાઉદ તાયીનાં દર્શન કર્યાં હતાં. તેટલાથી પણ હું મને મહાભાગ્યશાળી સમજું છું. એક વાર મેં તેમને ભાગેલી અગાસી નીચે બેઠેલા જોયા તેથી કહ્યું કે "મહાત્મન્! ઉઠો, આ ભાગેલી અગાસી આપના ઉપર તૂટી પડશે."

તેઓ બોલ્યા કે "જ્યાંસુધી હું અહીં બેઠેલો છું, ત્યાંસુધી તે અગાસી જોવાનો નથી. અપ્રાસંગિક વાત કહેવી, એ જેમ દૂષણરૂપ છે, તેમ અપ્રાસંગિક સ્થળે દૃષ્ટિ કરવી એ પણ દૂષણરૂપ છે." જ્યારે મેં બીજી વાર તેમનાં દર્શન કર્યાં, ત્યારે કહ્યું કે "મહર્ષિ! મને કાંઇક ઉપદેશ આપો."

મહર્ષિ બોલ્યા કે "ઉપદેશ એટલોજ કે, તમે સંસારી લોકોના સંસર્ગથી છેટા રહો."

તપસ્વી મારૂફ ગોરખી કહે છે કે, સંસારને તુચ્છ માનનારો દાઉદ તાયીના જેવો બીજો કોઈ મેં જોયો નથી. સમગ્ર સંસાર અને સમગ્ર સંસારી જનો તેમની દૃષ્ટિમાં રેતીના કણ જેટલા સ્વલ્પ લાગતા; પરંતુ તેઓ વિરક્ત અને સાચા સાધુજનોને ઘણીજ માનભરી દૃષ્ટિથી જોતા.

એક માણુસ મહર્ષિ દાઉદ પાસે આવી તેમને એકીનજરે ઘણી વારસુધી

જોઇ રહ્યો. તે જોઇ તેઓ બોલ્યા કે " ભાઇ ! તું જાણતો નથી કે જેમ બહુજ બોલ બોલ કરવું એ દૂષણરૂપ છે, તેમ એકીનજરે કોઇના તરફ જોયા કરવું તે પણ દૂષણરૂપ છે."

મહમદ અને અબુ યુસફ નામના બે મહાન પંડિતો હતા. એ બંનેમાં જ્યારે કોઇ વિષયનો વિવાદ થતો અને નિર્ણય થઇ શકતો નહિ, ત્યારે તેઓ દાઉદ તાયી પાસે આવતા. હવે એવું બનતું કે, તે પ્રસંગે દાઉદ અબુ યુસફની તરફ પીઠ રાખીને તથા મહમદની તરફ મુખ રાખીને બેસતા અને મહમદની સાથે ઘણી વાતો કરતા અને અબુ યુસફની સાથે બહુજ ઓછું બોલતા. જો મહમદનો વિચાર યોગ્ય જણાય તો કહેતા કે "મહમદ જે કહે છે તે યોગ્ય છે." જો અબુ યુસફની વાત સાચી લાગે તો કહેતા કે "એ વાત યથાર્થ છે." પરંતુ તેમાં અબુ યુસફનું નામ ઉચ્ચારતા નહિ. આ જોઇને કોઇએ તેમને પૂછયું કે " મહમદ અને અબુ યુસફ એ બંને દેશવિખ્યાત પંડિતો છે; છતાં આપ એકની સાથે વાતચીત કરો છો, તેનાપ્રતિ આદરભાવ બતાવો છો અને બીજા વિદ્વાનનું નામ પણ લેતા નથી અને તેનાથી વિમુખ થઇ બેસો છો, તેનું કારણ શું ? "

મહર્ષિ દાઉદ બોલ્યા કે "હુસેનનો પુત્ર મહમદ પુષ્કળ ધન છોડીને જ્ઞાનના ઉચ્ચ શિખરપર ચઢયો છે; એટલે તેમની જ્ઞાનપ્રાપ્તિ ધર્મનું ગૌરવ વધારનારી તથા સંસારપ્રત્યેનો વિરાગ વધારનારી છે. અબુ યુસફ સંસાર–લાલચુ છે; અને તેણે મોટપ મેળવવા સારૂજ જ્ઞાન મેળવ્યું છે, તેથી એ મહમદની તોલે આવી શકે તેમ નથી. વળી પંડિતપ્રવર આચાર્ય અબુ હનિફે નેતરની પુષ્કળ સોટીઓનો માર વેઠીને જીવ આપ્યો, છતાં પણ સરકારી નોકરી(બગદાદનું કાજીપદ)નો સ્વીકાર કર્યો નહિ અને અબુ યુસફ ધર્મશાસ્ત્રવેત્તા હોવા છતાં તેણે સહેજમાં એ પદનો સ્વીકાર કર્યો, એ પણ શું બતાવે છે ? જે માણસ ધનની લાલચે ધર્મગુરુનો પવિત્ર માર્ગ છોડી દઇને અવળે રસ્તે ચઢે છે, તેની સાથે જરા પણ બોલવું મને યોગ્ય લાગતું નથી."

એક વાર નરેશ હરૂન અલ રશિદ પંડિત અબુ યુસફને સાથે લઇને તપસ્વી દાઉદનાં દર્શન કરવા આવ્યો. પહેલાં અબુ યુસફ દાઉદને દ્વારે આવ્યો, પરંતુ ઘરમાં જવાની રજાજ મળી નહિ. આથી તેણે દાઉદની જનેતા પાસે ઘરમાં જવાની પ્રાર્થના કરી. જનેતાએ જઇ પુત્રને કહ્યું કે " બેટા! એ બંનેને પાસે આવવા દેજે, ના પાડીશ નહિ."

તપસ્વી દાઉદે કહ્યું કે "મ્હારે સંસારી માણસોનું અને અત્યાચારી માણસોનું શું પ્રયોજન છે ?"

માતા–"હું મારા સોગન દઇને કહું છું કે, આ બાબતમાં તું ના પાડીશ નહિ."

મહર્ષિ—"માતાજી ! હું કદી પણ અત્યાચારીનું મોં જોવાનો નથી."

પછી તેઓ વધુ વિચાર કરીને બોલ્યા કે " હે પ્રભુ ! તેં આજ્ઞા કરી છે કે જનેતાની આજ્ઞા માનવી જોઇએ; એટલે એ આજ્ઞા હું ગ્રહણ કરૂં છું, નહિ તો આ લોકોનું મારે શું કામ છે ?"

છેલ્લે તેમણે મહારાજા હરૂન અલ રશિદને તથા અબુ યુસફને આવવા કહેવરાવ્યું. તેઓ બંને આવી બેઠા. હરૂને જતી વખતે એક સુવર્ણમુદ્રા ધરાવીને કહ્યું કે "આ ન્યાયોપાર્જિત દ્રવ્ય છે, તે ગ્રહણ કરો."

દાઉદ બોલ્યા કે "એ મુદ્રા આપ પાછી લઈ જાઓ. મારે એનું કામ નથી. મેં મારૂં એક ઘર વેચીને પવિત્ર દ્રવ્ય પ્રાપ્ત કર્યું છે. તે દ્રવ્ય જરૂરી કાર્યોમાં વાપરૂં છું અને ઇશ્વર પાસે માગું છું કે, એ દ્રવ્ય સમાપ્ત થાય ત્યારે મારો દેહ પણ સમાપ્ત કરજો, કે જેથી મારે કોઇની પાસે પ્રાર્થના કરવી પડે નહિ. મને ખાત્રી છે કે, પ્રભુ મારી એ પ્રાર્થના પૂર્ણ કરશે." ત્યારપછી હરૂન અલ રશિદ અને અબુ યુસફ ચાલ્યા ગયા. તપાસ કરતાં એક દહાડો અબુ યુસફને જણાયું કે, હવે દશ રૂપીઆજ દાઉદની પાસે બાકી છે. રોજ તેનું એક આનીભાર રૂપું ખોરાકી પાછળ ખર્ચાય છે. આ ઉપરથી હિસાબ કરી અબુ યુસફે જાણ્યું કે, બાકીની રકમ દાઉદ તાચી પાસેથી ક્યારે પૂરી થશે. છેલ્લે દિવસે તે બારણા પાસે બેઠો અને બોલ્યો કે "આજે દાઉદ તાચી પરલોકમાં જવા જોઇએ; કેમકે આજે તેમની ખર્ચી ખૂટી જવાની છે. તપાસ કરતાં આ વાત સત્ય નીકળી. કોઇએ તેને પૂછ્યું કે "આ વાત તમે શી રીતે જાણી ?"

તે બોલ્યો કે "મેં તેમની ખર્ચીનો હિસાબ ગણ્યો હતો; એટલે જાણ્યું કે હવે આજે કાંઇજ બાકી નથી. વળી હું જાણું છું કે તેમની પ્રાર્થના પ્રભુ પૂર્ણ કર્યાવિના રહેજ નહિ." ત્યારપછી અબુ યુસફ તપસ્વી દાઉદ તાચીની માતા પાસે ગયો અને તેમના મરણની હકીકત પૂછી.

જનેતા—"આખી રાત્રિ દાઉદે ઉપાસના કરી હતી. રાત્રિ પૂર્ણ થતાં પ્રભુને નમસ્કાર કરવા દાઉદે મસ્તક ભોંયે મૂક્યું તે મૂક્યું, ફરી ઉંચુંજ કર્યું નહિ. મેં વિચાર કર્યો કે, એને સાદ પાડી બોલાવું, પણ જોયું તો તેના પ્રાણજ ચાલ્યા ગયા હતા!"

એક સાધુ પુરુષ કહે છે કે,ખરા તડકામાં દાઉદ તાયી દરવાજાની બાજુમાં તડકામાંજ શયન કરતા અને માથા નીચે એક ઇંટનું ઓશીકું મૂકતા. તેમનું મરણ પણ એવીજ અવસ્થામાં થયું. એ અગાઉ જ્યારે દાઉદ તાયી કુરાનના શ્લોકો ઉચ્ચારતા હતા, ત્યારે મેં જઇ તેમને કહ્યું કે "આ ખુલ્લી જગ્યામાંથી હું આપને ઉત્તમ સ્થાને લઈ જવા ચાહું છું. આપની એમાં સંમતિ છે?" ત્યારે તેમણે કહ્યું કે "શરીરના સુખની ઇચ્છા કરતાં હું લજવાઉં છું. મ્હારા ઉપર કદી પણ સ્થૂળ જીવન જય મેળવી જાય, એવું હું ઇચ્છતો નથી. મ્હારે વાસ્તે તો આ સ્થળજ સારૂં છે." પણ એજ રાત્રિએ તેઓ સ્વર્ગવાસી થયા.

મરણકાળે તેઓ આટલું બોલ્યા હતા કે "મને આ ભીંત નીચેજ દફનાવજો; એટલે મ્હારી પાસે કોઇ પણ આવે નહિ."

તેમની ઇચ્છા પ્રમાણે તેમને ત્યાંજ સમાધિ આપવામાં આવી.

કોઈએ સ્વપ્નમાં તેમનાં દર્શન કર્યાં, તો જણાયું કે દાઉદ તાયી નભોમંડળમાં ઉડયા જાય છે અને બોલતા જાય છે કે "કેદખાનામાંથી છૂટ્યો!"

સ્વપ્ન જોનાર પોતાના સ્વપ્નની વાત કહેવા દાઉદ પાસે આવ્યો, પણ ત્યાં તો તેઓ પરલોકવાસી થયેલા જણાયા! તેમના મરણ પછી આ પ્રમાણે દૈવી વાણી થઈ હતીઃ-

"દાઉદ તાયી લક્ષ્યસ્થળે પહોંચ્યા છે; અને ઈશ્વર તેમના ઉપર પ્રસન્ન છે."

## આ મહાત્માનાં વચનામૃત

૧-માત્ર સંસાર ઉપરજ નહિ પરંતુ સ્વર્ગની પણ સુખ-સંપત્તિથી ઉપરામ રહી સર્વ સુખ-સંપત્તિના સાગર પ્રભુ તરફજ વૃત્તિ જોડજો અને મૃત્યુનો ઉત્સવની પેઠે સ્વીકાર કરજો.

૨-જેમ માણસો સિંહથી દૂર ભાગે છે, તેમ તમે સંસારી મનુષ્યોથી દૂર ભાગજો.

૩-જીભને કાબુમાં રાખો અને બધું બળ વાપરીને મનને વશ કરો.

૪-સંસારી જનો લૌકિક પદાર્થ માટે સંસારને ચાહે છે, પણ તમે તો અલૌકિક પદાર્થ-ધર્મનેજ માટે સંસારનું અવલંબન કરજો.

૫-તમે સંસારનો લાભ ઉઠાવવાને જેટલો યત્ન કરો છો, તેટલો પ્રયત્ન પરમ ધામને માટે કરો તો ત્યાં પણ જરૂર તમને સ્થાન મળે.

૬-મરેલાં મનુષ્યો તમારી વાટ જોઇ રહ્યાં છે તે ભૂલશો નહિ.

૭-જો તમે કાંઇ પણ દુઃખવગરની દશા(મોક્ષ)જ ઇચ્છતા હો તો તો

સંસારને પણ સલામ કરીને ચાલી નીકળજો અને સ્વર્ગને પણ નવ ગજથી નમસ્કાર કરી છેટાજ રહેજો; કેમકે આ લોક અને પરલોક બન્ને છોડશો, ત્યારે-જ પરમધામને પામી શકશો.

# ૪૮–તપસ્વી હારેસ મહાસવી

ઋષિશ્રેષ્ઠ હારેસ મહાસવી મહાન વિરાગી પુરુષ હતા. સાધુસમૂહમાં તેઓ અગ્રગણ્ય તેમજ જગતમાં શ્રદ્ધાપાત્ર હતા. વળી તેઓ એક સારા પંડિત અને તપસ્વી હતા. સાંસારિક અને આધ્યાત્મિક તેમજ બીજી વિદ્યાઓમાં તેમનું પુષ્કળ પાંડિત્ય હતું અને તેથી તપસ્વીજનો તેમનું અતિશય આદરા-તિથ્ય કરતા. તેમણે અનેક ગ્રંથો રચ્યા છે. ઉત્સાહમાં, પુરુષાર્થમાં, ઉદા-રતામાં અને બુદ્ધિની વિચક્ષણતામાં તેઓ અદ્વિતીય હતા. તે કાળના મહા-પુરુષોમાં તેઓ ગુરુરૂપ ગણાતા. એકત્વવાદમાં તથા નિઃસંગતામાં તેમનું વિશેષ વ્યક્તિત્વ જણાતું હતું. ભજન–સાધનમાં તેમણે ઘણીજ નિષ્ઠા બતાવેલી છે. હુસેનં બસરાઇ જીવતા હતા, ત્યારે તેમનો જન્મ થયો હતો. બગદાદ-માં તેઓ પરલોકવાસી થયા હતા. મહાસવી એટલે સૂક્ષ્મ ગણના અને સૂક્ષ્મ દૃષ્ટિ. એ ગુણો તેમનામાં હતા, તેથીજ તેમને 'મહાસવી' કહેલા છે.

તપસ્વી અબ્દુલ્લા ખફિફ કહે છે કે, તમે આપણા આચાર્યોમાંના પાંચ મહાપુરુષોનું અનુકરણ કરજો; એટલે તમામ આચાર્યોનો સ્વીકાર કર્યો ગણાશે. (૧) હારેસ મહાસવી, (૨) તપસ્વી જુન્નેદ, (૩) રદિમ, (૪) એવનએતા અને (૫) ઉસ્માનપુત્ર ઉમ્મર. આ પુરુષો અધ્યાત્મજ્ઞાની હોવા સાથે ધર્મવિધિઓની પ્રણાલીનું સેવન કરનારા હતા અને અધ્યાત્મજ્ઞાન ધર્મપ્રણાલીમાં ઉતાર્યું હતું. એમના ઉપરાંત બીજા તપસ્વીઓમાં પણ શ્રદ્ધા રાખજો, પરંતુ ઉપરના પાંચમાં વિશેષ શ્રદ્ધા રાખજો અને તેમનું અનુકરણ કરજો. અબ્દુલ્લા ખફિફ એ સૌમાં શ્રેષ્ઠ હતા અને સૌની તેમના ઉપર વિશેષ શ્રદ્ધા હતી, એટલે તેમનું પણ અ-નુસરણ કરવું એ કર્તવ્ય છે; પરંતુ આત્મપ્રશંસા કરવી યોગ્ય નહિ, માટે તેમણે એ નામોમાં પોતાનું નામ મૂકેલું નથી.

પિતાના મરણ પછી ત્રીસહજાર મુદ્રાઓ હારેસ મહાસવીને વારસામાં મળી હતી. એ તમામ દ્રવ્ય રાજાના ખજાનામાં ભરવા તેઓ તૈયાર થયા, ત્યારે

લોકોએ તેમને પૂછયું કે "આમ શાથી કરો છો ?"

મહાસવી–પેગંબર મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦) કહી ગયા છે કે, મુસલમાન સંપ્રદાયમાં જે ×કદરીઆ સંપ્રદાયના લોકો છે તે અગ્નિપૂજકો જેવા છે; અને મ્હારા પિતા કદરીઆ સંપ્રદાયના હોવાથી અને પેગંબર સાહેબે અગ્નિપૂજકનો વારસો લેવાની મના કરેલી હોવાથી આ ધન રાજાના ખજાનામાં જાય એજ યોગ્ય છે.

તપસ્વી હારેસના સંબંધમાં ઈશ્વરની એવી વ્યવસ્થા હતી કે, કોઇ પણ સંદેહજનક ખોરાક તેમના હાથમાં આવે, કે તેમની આંગળીઓની રગો ખેંચાઇ જાય અને તેથી ખોરાકજ પકડી શકાય નહિ. આથી તેઓ જાણી જતા કે, આ ખોરાક પવિત્ર નથી અને તેથી મ્હારે કામનો નથી. મહર્ષિ જુન્નેદ કહે છે કે એક દહાડો હારેસ મહાસવી મારે ત્યાં આવ્યા. તેઓ ભૂખ્યા હોવાથી મેં પૂછયું કે "કાંઇ ખાવાનું લાવું ?"

તેઓ બોલ્યા કે "ભલે, એમ થાય તોપણ હરકત નથી." પછી ખોરાક લેવા હું ઘરમાં ગયો અને રાત્રે પાડોશમાં વિવાહનું ભોજન હતું, ત્યાંથી આવેલી કેટલીક ભોજનસામગ્રી તેમની પાસે હાજર કરી; પણ તેમની આંગળીઓ તે ખોરાક પકડી શકી નહિ. મહામહેનતે કોળીઓ મોઢામાં મૂકયો પણ મહેનત કર્યાં છતાં પણ તે ગળેજ ઉતર્યો નહિ. મોઢામાં મમળાવ્યા પછી કેટલીક વારે તે કોળીઓ તેમણે થુંકી નાખ્યો અને ઉઠી ચાલ્યા ગયા. ત્યારપછી એક દિવસ મળતાં મેં તેમને આ વાતનું કારણ પૂછયું. તેઓ બોલ્યા કે "હું ભૂખ્યો હતો અને તમારૂં મન રાખવા પ્રયત્ન કરતો હતો; પણ ઈશ્વરે મને એવી અવસ્થામાં મૂકેલો છે કે જો ખોરાક પવિત્ર ન હોવાનો શક આવે તો તે મારે ગળે ઉતરેજ નહિ.મ્હારી આંગળીઓ તે પકડી શકતીજ નથી. એ ખોરાક તમે કયાંથી લાવ્યા હતા ?"

જુન્નેદ બોલ્યા કે "મ્હારાં સગાંસંબંધીમાં વિવાહ હતો,ત્યાંથી એ સામગ્રી આવી હતી હશે, આજે કૃપા કરી ફરી મારે ઘેર પધારો."

તેઓ સંમતિ આપી મ્હારે ઘેર આવ્યા. ઘરમાં થોડીક સૂકી રોટલીઓ હતી. અમે બંનેએ તે ખાધી.ખાતાં ખાતાં હારિસ મહાસવી બોલ્યા કે, ત્યાગી

× મુસલમાનોમાં મૂળસંપ્રદાય સુન્ની છે. એ સુન્ની સંપ્રદાયસિવાય બીજા ૭૨ સંપ્રદાયો છે; તેમાંનો 'કદરીઆ' એક છે. એ સંપ્રદાયના માણસો હજરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)ની કોઇ કોઇ આજ્ઞાઓ અને નિયમોનો સ્વીકાર કરતા નથી.

પાસે આવોજ ખોરાક મૂકવો જોઈએ.

મરણકાળે હારેસ મહાસવીને એક મુદ્રાની આવશ્યકતા હતી. તેમના પિતાની સંપત્તિ ઘણી છતાં તેમાંથી તેમણે કાંઇજ ગ્રહણ કર્યું નહોતું અને નિર્ધન દશામાંજ તેમણે શરીર છોડયું હતું.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–મ્હારા કાનોએ ત્રીસ વર્ષસુધી તો મનજીભાઇને ગમે તેવીજ વાતો સાંભળ્યા કરી છે; અને તે પછીજ મારી અવસ્થા ફરી ગઈ છે. અને તે પણ એવી કે મારૂં અંતઃકરણ હવે તો ઈશ્વરસિવાય બીજી વાતજ જાણતું નથી.

૨–"લોકો મને ઇશ્વરની આરાધનામાં લાગેલો જુએ–જાણે તો ઠીક" એવી સમજણથી થતી ઉપાસના સફળ થાય કે નહિ ? એ વિષે હું પહેલેથીજ વિચારતો આવ્યો છું; અને છેવટે મને દઢ ખાત્રી થઇ છે કે, એવી ઉપાસના નિષ્ફળજ જાય છે.

૩–તમે જે પણ સ્વીકાર્યું હોય તે બને ત્યાંસુધી અપૂર્ણ રાખશો નહિ.

૪–બનતાંસુધી કોઈ સાથે પણ તમે પ્રતિજ્ઞાથી બંધાશો નહિ.

૫–વિષયી લોકોથી, અને તેઓ (ધન–ધામ ઇ૦) જે જે બાબતોના પ્રેમી હોય છે,તે બાબતોથી પણ દૂરજ રહેજો અને નિર્જન સ્થળમાં ઈશ્વરનાંજ ગુણગાન અને સ્મરણચિંતન કરવાનું સુખ માણજો. પ્રભુપ્રેમીનો એજ ટુંકો માર્ગ છે.

૬–લોકોની આગળ પોતાના દોષો સ્વીકારવામાં જેને લેશ પણ સંકોચ થતો નથી, એટલુંજ નહિ પણ એમાં પોતાનું કલ્યાણ પણ જુએ છે; પોતાનું સત્કાર્ય બીજાઓની જાણમાં લાવવા ઇચ્છતો નથી તથા જે દઢ સંકલ્પવાળો છે, તેજ સત્યનિષ્ઠ અને સાચો સાધક છે.

૭–જ્યારે પણ તમે તમારા શુભ સંકલ્પમાં તમને ઢીલા પડતા જુઓ, ત્યારે બહુજ મક્કમ થવા પ્રયત્ન કરજો અને પ્રભુની સહાયતા માગજો.

૮–પ્રભુનાજ પ્રીતિપાત્ર થવાય તેમ કરો. સંસારના પ્રીતિપાત્ર થવા જતાં તો અધોગતિમાંજ જઇ પડવાના છો; એજ છેલ્લી અને સારભૂત વાત છે.

૯–જે માણસ સાધનામાટે તૈયાર થવા મથે છે કે ઈચ્છે છે, તેને રસ્તો દેખાડવો એ તો પ્રભુ પોતાનું આનંદનું અને પહેલું કાર્ય માને છે.

૧૦–જે માણસ સ્વર્ગના જેવાં સુખ ભોગવવા ચાહે છે, તેને મારે એટલુંજ કહેવાનું છે કે,તેણે સંયમી અને સદાચરણી સાધુઓનોજ સમાગમ કરવો.

૧૧–ઈશ્વરનો મહિમા જાણનારા લોકો સદા પ્રભુકૃપારૂપી અમૃતસ-

રોવરમાં મગ્ન રહે છે, પ્રભુના નિર્મળતા-પવિત્રતારૂપી સાગરમાં તેઓ વારંવાર ડુબકી મારે છે અને પ્રભુપ્રેમરૂપી અમૂલ્ય મોતીઓ ચક્ષુદ્વારા પણ બહાર લાવે છે. આવી વિશુદ્ધિ અને અમૂલ્ય સામગ્રીને લીધેજ તેઓ પ્રભુદર્શન અને પ્રભુ-મયતા પામે છે.

# ૪૯-તપસ્વી અહમદ ખજરૂયા બલ્ખી

તપસ્વી-પ્રવર અહમદ ખજરૂયા ધર્મવીર અને પુણ્યાત્મા હતા, પરમ શ્રદ્ધાળુ અને એકનિષ્ઠ હતા અને વિશ્વાસબળમાં તથા તેજસ્વિતામાં સર્વત્ર પ્રસિદ્ધ હતા. ખોરાસાનમાં આવેલા બલ્ખ નગરના તેઓ રહેવાસી હતા અને તે સમયના પ્રભુપ્રેમીઓમાં અગ્રેસર હતા. તેમણે કઠોર સાધનાઓ સાધી હતી અને તત્ત્વજ્ઞાનનાં અનેક ઉત્તમ પુસ્તકો રચ્યાં હતાં. તેમને હજારો શિષ્યો હતા. તેમના સંબંધમાં અનેક વાતો પ્રચલિત છે. સાધુ અબુ હાફીજને કોઇએ પૂછ્યું કે "આ આખા મંડળમાં સૌથી વધારે શ્રેષ્ઠ આપ કોને માનો છો?" ત્યારે તેમણે કહ્યું હતું કે "અહમદ ખજરૂયા કરતાં શ્રેષ્ઠ અને સત્યનિષ્ઠાવાળો માણસ મેં જોયો નથી.જો અહમદ ન હોત તો ધર્મકાર્યમાં આટલું બધું સાહસ અને પુરુષાર્થ પ્રકટત નહિ."

તાપસ અહમદ સૈનિકના જેવો પોષાક પહેરતા. ફાતમા તેમની પત્ની હતી અને તે પણ ધર્મનિષ્ઠામાં દૃષ્ટાંતરૂપ હતી. બલ્ખવાસી એક કુલીન શ્રીમંતની તે પુત્રી હતી. પ્રથમજીવનમાં ફાતમાએ વૈરાગ્યમાર્ગનો આશ્રય લીધો હતો, પણ જ્યારે તેને કાને તપસ્વી અહમદની કીર્તિ આવી, ત્યારે તેણે તેમની પાસે એક માણસ મોકલી વિનતિ કરી કે "મ્હારા પિતાની પાસે આપ મ્હારા પાણિ-ગ્રહણનું માગું મોકલો."

અહમદે આમ કરવામાં પોતાની સંમતિ દર્શાવી નહિ, એટલે ફાતમાએ ફરી વાર તેમની પાસે માણસ મોકલ્યું અને કહાવ્યું કે "હું આપને એટલા માટે શ્રેષ્ઠ પુરુષ માનું છું કે આપ સત્ય માર્ગ દર્શાવો છો; એટલે આપ મને ધર્મમાર્ગમાં સહાયકજ થશો-વિઘ્નરૂપ નહિ થાઓ."

આ સંદેશો સાંભળીને તપસ્વી અહમદનું અંતર પ્રસન્ન થયું. તેમણે ફાતમાના પિતા પાસે માણસ મોકલી શાદી કરવાનું માગું કર્યું અને

ફાતમાના ઉદ્દાર પિતાએ કલ્યાણની અભિલાષાથી ફાતમાનો હાથ તપસ્વી અહમદના હાથમાં મૂકયો. પછી ફાતમા પણ સંસારનો માર્ગ છોડી દઇને પોતાના પતિ સાથે નિર્જન પ્રદેશમાં ગઇ અને આ ધાર્મિક યુગલ સાથે રહી પ્રભુના ભજનસાધનમાં રહેવા લાગ્યું. કેટલાક દિવસ પછી તપસ્વી અહમદે મહર્ષિ બાયજીદને મળવા પ્રયાણ કર્યું. ફાતમા પણ તેમની સાથે ગઇ અને બાયજીદની પાસે પહોંચતાં તેણે પોતાનો બુરખો દૂર કરીને નિઃસંકોચપણે ધાર્મિક ચર્ચામાં ભાગ લેવા માંડયો. આ જોઇને અહમદના મનને ઓછું લાગ્યું અને તેમણે તેને કહ્યું કે "ફાતમા! તમે મહર્ષિ બાયજીદની સાથે આ કેવી ધૃષ્ટતા બતાવો છો!"

ફાતમા—"તમે મ્હારા હૃદયના ગાઢ મિત્ર છો અને એ મહર્ષિ મ્હારા ધર્મમાર્ગના મિત્ર છે. તમારાથી મારી વાસનાઓ અને કામનાઓ ઉત્તેજિત થાય છે અને તેમના સહવાસથી હું ઇશ્વરની નજીક જઇ શકું છું.

ફાતમા સર્વદા નિઃસંકોચપણે બાયજીદ પાસે બેસતી. એક દિવસે ફાતમાની લાલચોળ હથેળીઓ ઉપર મહર્ષિ બાયજીદની નજર ગઇ, એટલે તેઓ બોલ્યા કે "ફાતમા! તમે હથેળીઓ મેંદીથી શામાટે રંગી છે?"

આ સાંભળી ફાતમા બોલી કે "મહાત્મન્! જ્યાંસુધી આપે મારા હાથ અને શરીર તરફ જોયું નહોતું, ત્યાંસુધીજ આપના સત્સંગ તરફ મારૂં મન ખેંચાતું હતું. હવે આપની દૃષ્ટિ મારી શરીર ઉપર પડી છે, તો હવે આપનો સત્સંગ મારેમાટે અયોગ્ય છે; કારણકે એથી કોઇ ને કોઈ પણ પ્રકારનો વિપરીત ભાવ જાગે, એટલાજ માટે મારૂં આ કહેવું છે." પછી ફાતમા અને તેનો પતિ ત્યાંથી ચાલ્યાં ગયાં.

મહર્ષિ બાયજીદ કહે છે કે, એ પછી મેં પ્રભુ પાસે એવી પ્રાર્થના કરી કે, તે મને સ્ત્રીજાતિના વિષમ અને કષ્ટદાયક પરિચયથી મુક્ત રાખે. ત્યારપછી એવું થયું કે, ભીંત અને સુંદર સ્ત્રી બન્ને વાનાં મને સરખાંજ લાગવા માંડયાં.

મહર્ષિ અહમદ અને ફાતમા ત્યાંથી નેશાપુર આવ્યાં. ત્યાંના રહેવાસીઓનો ભક્તિભાવ આ દંપતી તરફ અત્યંત જાગૃત થયો.

એક વાર મહર્ષિ ઇયહા નેશાપૂરમાં આવ્યા. તે પ્રસંગે મહાત્મા અહમદે તેમને ભોજનનું આમંત્રણ આપવા ધાર્યું. આ વિષે તેમણે ફાતમા સાથે વાત કરી અને પૂછયું કે "મહર્ષિ ઇયહાના ભોજનમાટે કેવી યોજના કરવી જોઇએ?"

ફાતમા—"વીસ ખચ્ચરપર લાદીને સામાન લાવવો પડશે."

તપસ્વી અહમદ—"એક માણુસને જમાડવામાટે એટલો બધો સામાન લાવવો, એનો અર્થ શો ?"

ફાતમા—"એક અસાધારણ મહાત્માને નોતરીએ તો તેની સાથે તેના દુ:ખી પાડોશીઓને પણ નોતરવાંજ જોઇએ."

ફાતમાના વિચારો આવા ઉચ્ચ હતા, તેથીજ મહર્ષિ બાયજીદ કહે છે કે "જો તમે નારીના પોષાકમાં કોઇ સત્પુરુષનાં દર્શન કરવા ઇચ્છતા હો તો તમે અહમદની પત્ની ફાતમાનાં દર્શન કરો."

તપસ્વી અહમદ ખજરૂયા લાંબા કાળસુધી મનોનિગ્રહ કરવામાં પ્રવૃત્ત હતા. એક વખત સૈનિકોનું ટોળું ધર્મયુદ્ધાર્થે જતું હતું. અહમદ કહે છે કે "તેને જોતાંજ ધર્મસંગ્રામમાં જવાની મારી ઇચ્છા પ્રબળ થઇ.ધર્મયુદ્ધમાં જવાથી મહાન ફળ છે, એવા એવા અનેક વિચારો મનમાં આવીને મને ઉત્તેજિત કરવા લાગ્યા. મેં વિચાર્યું કે, મારૂં મન અહીં સાધનાનો આનંદ લેવાને બદલે તેમાં દુ:ખ માને છે; માટેજ તે મને સાધનામાંથી દૂર કરીને બીજે લઇ જવા ફોસલાવે છે. હું હમેશાં રોજા કરૂં છું, એ ભૂખનું દુ:ખ તેનાથી સહન થતું નથી; તેથી તે એમ ધારે છે કે વિદેશમાં ધર્મસંગ્રામાર્થે જતાં રોજા કરવા પડશે નહિ." આવો વિચાર આવતાં મેં મનને કહ્યું કે "ઓ નાદાન મનડા! ખાત્રી રાખજે કે, પરદેશમાં જવા છતાં પણ મારા રોજા તો હું ભાગવાનોજ નથી."

મન બોલ્યું—"હું તેમ કરવા પણ તૈયાર છું."

હું આશ્ચર્ય પામ્યો. મેં વિચાર્યું કે, અહીં રાત્રે ઉજાગરો કરી સાધના કરવામાં મનને અઘરૂં પડે છે, તેથીજ તે મને પરદેશમાં દોરી જવા ધારે છે અને ઇચ્છે છે કે પરદેશમાં જઇને હું રાત્રે નિરાંતે વિસામો લઈ શકીશ. આથી મેં મનને કહ્યું કે "હે મનડા! તું ભલે પરદેશ જા; પરંતુ ત્યાં પણ તારે આખી રાત જાગરણ કરી સાધના તો કરવીજ પડશે."

મન બોલ્યું—"ભલે, એમાં પણ હું સંમત છું."

ત્યારે હું આશ્ચર્યચકિત થયો અને વિચાર કરવા લાગ્યો કે, નિર્જન પ્રદેશમાં એકલા બેસી સાધના કરવામાં મનને કંટાળો આવે છે, તેથી વિદેશમાં જઇને લોકોની સાથે તે હળવા–મળવા અને સુખી થવા ધારતું હશે, તેથીજ આ તેનો પ્રપંચ છે.આથી મેં કહ્યું કે "યાદ રાખ મનડા! હું જ્યાં જઇશ ત્યાં નિર્જન અરણ્યમાંજ વાસ કરીશ, લોકોના સહવાસમાં તને છુટ્ટું મૂકનાર નથી."

ત્યાર પછી મેં દીનભાવે પ્રભુની પ્રાર્થના કરી, એટલે પ્રભુએ દયા કરીને મ્હારા મનનો પ્રપંચ મ્હને સ્પષ્ટ રીતે સમજાવ્યો. ઇશ્વરકૃપાથી મન મ્હને કહેવા લાગ્યું કે "સાંભળ, મ્હારી ઇચ્છા વિરુદ્ધ તું રોજ સેંકડો વાર મને ખેંચી રાખે છે, એ વાત લોકો જાણતા નથી. માત્ર તારે પનારે પડેલું હું એકલુંજ જાણું છું. હવે જો એકવાર ધર્મસંગ્રામમાં જઈને ત્યાં હણાઇ જાઉં, તો પછી આવી રોજરોજની તારી યંત્રણાઓમાંથી છુટું અને જગતમાં પણ યશ પામવાને ભાગ્યશાળી થાઉં. વળી જે ધર્મને ખાતર પ્રાણ આપે છે, તે સ્વર્ગનો લાભ પણ પામે છે. આ પ્રમાણે હોવાથીજ હું તને ધર્મયુદ્ધમાં જવાને ઉત્તેજિત કરૂં છું."

મનનો આવો ઉત્તર સાંભળીને મેં વિચાર કર્યો કે "હે પ્રભુ! તેં જે પશુજીવન બનાવ્યું છે, તે જીવતાં પણ કપટી અને મૃત્યુ પછી પણ કપટી થવા ઇચ્છે છે. એટલા માટે આ લોકના જીવનમાં પણ તે સાચો ધર્મ ગ્રહણ કરી શકનાર નથી અને પરલોકમાં પણ ગ્રહણ કરી શકે એમ લાગતું નથી." આવો વિચાર કરીને પછી હું બોલ્યો કે "હે મન! હું એમ જાણતો હતો કે, તું ઈશ્વર–સાધનામાં ખુશી છે; મને ખબર ન હતી કે, તું અત્યંત જડપૂજક થઇ ગયું છે."

ત્યાર પછી હું મનોનિગ્રહ કરવા તરફ વધારે મક્કમ થયો× અને હમેશાં મનની વિરુદ્ધજ વર્તવા લાગ્યો.

તાપસપ્રવર અહ્મદ કહે છે કે, હું એક વાર જંગલમાર્ગે પૂર્ણ નિર્ભરતા અને ભક્તિપૂર્વક મક્કા તરફ જતો હતો. કેટલેક દૂર ગયા પછી પગમાં કાંટા વાગ્યા. એ કાંટા એવા વિચારથી કાઢ્યા નહિ કે કાઢવાથી મારી પરમાત્મશ્રદ્ધામાં ખામી આવશે. આથી એજ દશામાં આગળ ચાલ્યો, ધીમે ધીમે પગ સૂજી ગયા, ખોડંગતો ખોડંગતો હું મક્કે પહોંચ્યો અને હજ કરી. પછી પાછો વળ્યો, ત્યારે પણ પગ તો સૂજેલાજ હતા; એટલે હું મહાકષ્ટે ચાલતો હતો. એક માણસને મ્હારી આવી હાલત જોઇને દયા આવવાથી તેણે કાંટા બહાર કાઢ્યા. પછી લોહીલોહાણ પગે હું બસ્તામ તરફ ચાલ્યો અને મહર્ષિ બાયજીદની પાસે પહોંચ્યો. મને જોઈ કિંચિત્ હાસ્ય કરીને બાયજીદ બોલ્યા કે

× કેટલાક સાધકો આટલું બધું આંતરિક બળ નથી ધરાવતા, એ વાત પણ ખરી છે; પરંતુ સર્વભાવે અને પૂર્ણ શ્રદ્ધાપૂર્વક પ્રભુને અર્પણ થનાર ભક્તાત્માને પ્રભુ એવું પણ બળ આપવાને અથવા એવા પ્રસંગોમાંથી બચાવવાને સદા તત્પરજ રહે છે.

સંપાદક

"તમારા પગમાં કાંટા ભોંકાયા હતા, તેનો કાંઇ ઉપાય કર્યો કે ?"

હું બોલ્યો કે "મ્હારૂં કર્તવ્ય અને કર્તાપણું મેં પ્રભુને સ્વાધીન કરેલું છે, એટલે મ્હારે શું કરવાનું હોય ?"

બાયજીદ–"અરે ભેદવાદી ! તારૂં ને તારા કર્તવ્યનું અસ્તિત્વ સોંપી દેવા જેટલું પણ જૂદું રાખે છે, એ પણ તું જૂદાઇજ દર્શાવે છે."

તપસ્વી અહમદ કહે છે કે, હમેશાં સાધકે પોતાના વૈરાગ્યનું ગૌરવ (વિશેષતા) ગુપ્તજ રાખવું. એક વિરાગી ફકીર રમજાન માસમાં કોઇ ધનાઢ્ય માણસને પોતાને મકાને લઈ ગયો. એ મકાનમાં સૂકો બટકું રોટલોજ ખોરાકમાં હતો; બીજો કશો ખોરાક નહોતો. પેલો ધનાઢ્ય માણસ જ્યારે પોતાને મકાને પાછો ફર્યો, ત્યારે તેણે કેટલીક સોનામહોરો પેલા વિરાગી સંન્યાસીને મોકલી. વિરાગીએ તે ગ્રહણ ન કરતાં પાછીજ મોકલી અને કહેવરાવ્યું કે "તમારા જેવા ધનવાન આગળ, પોતાના વૈરાગ્યની ગુપ્ત બાબતો જાણમાં આવવા દે, તેને જેવી સજા થવી ઘટે તેવીજ મ્હને થઇ છે; પણ ઉત્તરમાં એટલુંજ કહેવાનું કે, હું મ્હારો વૈરાગ્ય આ લોકના પદાર્થ કે પરલોકના વિલાસોમાટે વેચી દેવા ઈચ્છતો નથી."

વૃદ્ધ તપસ્વી અહમદ ખજરૂયાને ઘેર એક રાત્રે ચોર આવ્યો. કાંઇક મળવાની લાલચે તેણે આમતેમ ઘણાં ફાંફાં માર્યાં; પણ ચોરવા જેવું કાંઈ ન મળવાથી વીલે મોઢે પાછો જવા તૈયાર થયો. એટલામાં મહર્ષિ અહમદે ઘાંટો પાડીને કહ્યું કે "અરે ભાઈ! ઉભો રહે, ઉભો રહે ! એમ છેક ખાલી હાથે જતો નહિ. કૂવામાંથી પાણી કાઢી ને શુદ્ધિ કર; અને અહીં આવી મ્હારી સાથે નમાજ પઢ. કાલે સવારે મ્હને જે કાંઇ મળશે તે તનેજ આપી દઇશ, ખાલી હાથે તું મ્હારે ઘેરથી જાય, એ ઠીક નહિ."

ચોર એમ કરવા સંમત થયો. નમાજ ઉપરાંત પણ બધી રાત્રિ તેણે ઉપાસનામાંજ ગાળી. સવારમાં એક શ્રીમંત માણસ મહર્ષિની ઝુંપડીએ આવ્યો અને તેણે સો મુદ્રાઓ તપસ્વી અહમદનાં ચરણોમાં ધરી. ત્યારે તેઓ ચોરને ઉદ્દેશી બોલ્યા કે "ભાઇ ! રાત્રે તેં મારી સાથે જે ઉપાસના કરી, તેના ઇનામરૂપે આ સો મુદ્રાઓ લઇ જા."

રાત્રે નમાજ પઢવાથી અને તપસ્વી અહમદનો પવિત્ર સહવાસ સેવવાથી ચોરનું મન ફેરવાઈ ગયું હતું. તપસ્વીની અપૂર્વ દયા અને ઉદારતા જોઈને તેનું આખું શરીર અત્યારે કંપતું હતું. તરતજ ઉંચે સ્વરે તે રોઇ પડયો

અને બોલ્યો કે "મહાત્મન્! હું ખરાબ માર્ગે વળ્યો હતો. માત્ર એક રાત્રિ પ્રભુનિમિત્તે ગાળી; તેમાં તો તે મને આટલું બધું ગૌરવ આપે છે!"

આટલું કહીને તેણે તે મુદ્રાઓ ગ્રહણ નહિ કરતાં પોતે આજસુધી કરેલાં કુકર્મનો અપાર પસ્તાવો કરવા લાગ્યો અને મહર્ષિનો શિષ્ય બની ઈશ્વર-ભક્ત થયો.

તપસ્વી અહમદ પાસે આવી એક માણસ બોલ્યો કે "હું ઘણોજ નિર્ધન છું. મ્હારી નિર્ધનતા ટળે એવો કોઇ ઇલાજ કૃપા કરીને બતાવો."

મહર્ષિ બોલ્યા કે "જો, આ વાસણ પડયું છે. તું એક એક ધંધાનું નામ કાગળના એક એક ટુકડામાં લખી તેવા ટુકડા એ વાસણમાં નાખ અને પછી એ વાસણ મ્હારી પાસે લાવ." તે માણુસે કાગળના જૂદાજૂદા ટુકડામાં જૂદાજૂદા ધંધાનાં નામ લખી તે વાસણમાં નાખ્યા અને તે પાત્ર મહર્ષિ પાસે લાવી મૂક્યું.

મહર્ષિ અહમદે એ પાત્રમાં હાથ નાખી એક ટુકડો બહાર કાઢયો, તો તેમાં "લૂંટવાનો ધંધો" લખેલો હતો. આ જોઇ મહર્ષિએ પેલા માણુસને કહ્યું કે "તારે લૂંટવાનો ધંધો સ્વીકારવાનો છે."

પેલો માણુસ આશ્ચર્ય પામીને બોલ્યો કે "જો આપ મને લૂંટવાનો ધંધો કરવાનું કહો છો, તો ભલેને ગમે તે થાય, હું તે પ્રમાણે કરીશ." આટલું કહીને તે ચાલ્યો ગયો અને લૂંટારાની ટોળીમાં દાખલ થયો. લૂંટારાના અધિપતિ પાસે જ્યારે તે દાખલ થવા ગયો, ત્યારે બોલ્યો કે "મારે તમારી સાથે જોડાવાનો વિચાર છે."

લૂંટારાનો અધિપતિ બોલ્યો કે "અમારો એવો કાયદો છે કે, હું જે આજ્ઞા કરૂં તે પાળવીજ પડશે."

"ભલે, પાળીશ." કહી પેલો તેમાં જોડાયો. કેટલાક દિવસો પછી એવું બન્યું કે, એક વેપારી ઉપર એ લૂંટારાઓએ આક્રમણ કર્યું. તે વેપારી પાસે પુષ્કળ દોલત હતી. લૂંટારાઓએ તેને બાંધ્યો અને પોતાના સરદાર પાસે હાજર કર્યો. નવા મળેલા પેલા માણુસને સરદારે આજ્ઞા કરી કે "આ વેપારીનું મસ્તક કાપી નાખ." આવું ઘોર કૃત્ય કરવાનું પહેલવહેલુંજ હોવાથી તે મુંઝાયો અને વિચારવા લાગ્યો કે, આ લૂંટારાના સરદારે આવા અનેક નિર્દોષોનો વધ કર્યો હશે, માટે એ નિર્દોષ વેપારીને હણવા કરતાં તો એને હણવો એજ ઉત્તમ છે.

આમ વિચાર કરીને તેણે મ્યાનમાંથી તરવાર કાઢી અને લૂંટારાના સર-

દારનું માથું ધડથી જૂદું કર્યું તથા કહ્યું કે "જો આજ્ઞા પાળવી હોય તો લૂંટારાના સરદાર કરતાં **પ્રભુનીજ આજ્ઞા પાળવી ઉત્તમ છે."** બીજા લૂંટારાઓ આ દૃશ્ય જોઇને બ્હી ગયા અને નાસી ગયા.આથી વેપારી છૂટો થયો અને પોતાની દોલત વગરશ્રમે પાછી મેળવી શકયો. પછી તેણે તે તમામ દોલત પેલા લૂંટારાના સરદારના હણનારને આપી દીધી અને તેથી તે શ્રીમંત થયો.

એક વાર કોઈ અતિથિ સાધુ પુરુષ મહર્ષિ અહમદને ત્યાં આવ્યો. મહર્ષિએ તે વખતે સિત્તેર દીવા સળગાવ્યા. પેલા સાધુએ કહ્યું કે "મને આ ઠીક લાગતું નથી. ધર્મની સાથે આડંબરનો અથવા બહુ દ્રવ્ય વાપરવાનો સંબંધ નથી."

અહમદ બોલ્યા કે "આ બધા દીપકો મેં ઇશ્વરનિમિત્તે સળગાવેલા છે. જો તમારામાં શક્તિ હોય તો તેને હોલવી નાખો."

કહેવાય છે કે, પેલા અતિથિએ આખી રાત્રિ પેલા દીવા ઉપર પાણી અને ધૂળ નાખ્યા કર્યાં, તોપણ એકેય દીવો તે હોલવી શકયો નહિ. આથી તે બહુજ આશ્ચર્ય પામ્યો. બીજે દિવસે તપસ્વી અહમદે તે અભ્યાગતને કહ્યું કે "એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? આશ્ચર્ય પામવા જેવું તો તમે આજે જોશો." આટલું કહી પોતાની સાથે તેને એક ખ્રિસ્તીના દેવળ પાસે લઈ ગયા. મોટો પાદરી તે સમયે ત્યાં ઉભો હતો. મહર્ષિ અહમદને જોઈ તે સત્કાર કરી બોલ્યો કે "પધારો, ભોજન કરીએ."

અહમદ બોલ્યા કે "ઇશ્વરના વિરોધી સાથે ઇશ્વરના બંધુઓથી ભોજન લેવાય ?" ત્યારે ખ્રિસ્તી ધર્મગુરુ બોલ્યો કે "જો એમ હોય તો આપ મને ઇસ્લામધર્મની દીક્ષા આપો."

ત્યાર પછી તે મુખ્ય પાદરી અને તેની મંડળીનાં સિત્તેર માણસોએ ઇસ્લામ ધર્મની દીક્ષા ગ્રહણ કરી. તે રાત્રે મહર્ષિ અહમદને સ્વપ્નું આવ્યું. તેમાં તેમને પ્રભુએ કહ્યું કે "તેં મારેમાટે સિત્તેર દીવા સળગાવ્યા, તો મેં તારે હાથે સિત્તેર માણસોનાં હૃદય વિશ્વાસના પ્રકાશથી પ્રકાશિત કર્યાં છે."

મહર્ષિ અહમદે એક વાર કહ્યું કે "મેં સ્વપ્નમાં તમામ મનુષ્યોને ગધેડાંની પેઠે ઘાસ ખાતાં જોયાં." આ સાંભળીને એક માણસે તેમને પૂછયું કે "મહાત્મન્! આપે બધાં માણસોને ગધેડાંની પેઠે ખડ ખાતાં જોયાં, તે વખતે આપ પોતે ક્યાં હતા ?"

મહર્ષિ—"હું પણ તેમના ભેગોજ હતો; પણ તફાવત એટલોજ હતો

કે તેઓ ઘાસ ખાતાં હસતાં હતાં, વૈભવ–વિલાસ ભોગવતાં હતાં અને પોતાની ખરેખરી અવસ્થાથી અજાણ હતાં; પરંતુ હું ભક્ષણ કરતી વખતે રુદન કરતો હતો અને લમણે હાથ મૂકીને બેઠો હતો, કેમકે મારી ખરી અવસ્થાનું મને ભાન હતું."

તેમના મરણસમયે તેમને સિત્તેર હજાર મુદ્રાનું દેવું હતું. આ મુદ્રાઓ તેમણે ગરીબ પાડોશીઓને તથા ગરીબ મુસાફરોને દાનમાં આપેલી હતી. મરણકાળે બધા લેણદારો તેમની પાસે આવી હાજર થયા, એટલે મહર્ષિ અહમદે પ્રભુને પ્રાર્થના કરી કે "હે પ્રભો ! તું મને અહીંથી પરલોકમાં ભલે લઇ જા, પરંતુ આ લોકોનું દેવું મારે શિરે છે; તો કોઈ એવા માણસને અહીં મોકલ, કે તે દેવું ચૂકાવે. ત્યારપછીજ તું મારો પ્રાણ લેજે."

આ વાકય પૂરૂં થયું એટલામાંજ એક માણસે આવી બારણું ખખડાવ્યું અને બૂમ મારી કહ્યું કે "બધા લેણદારો મારી પાસે આવો." બધા લેણદારો બહાર જતાંજ પેલા આવેલા માણસે મહર્ષિનું ઋણ ચૂકાવી આપ્યું. ત્યારપછી મહાત્માનો પ્રાણ આ અનિત્ય સંસારને છોડી ચાલ્યો ગયો.

## આ મહાપુરુષનાં કેટલાંક વચનામૃત

૧–સાધુજનોની સેવા કરનાર આ ત્રણ ગુણો મેળવી શકે છેઃ–(૧) વિનય, (૨) શિષ્ટાચાર અને (૩) ઉદારતા.

૨–જે માણસ એવું ઇચ્છે કે, પ્રભુ હમેશાં મારી સાથે રહે, તેણે સત્યનુંજ સેવન કરવું જોઇએ. ઈશ્વર કહે છે કે,હું સત્યપ્રિય લોકોનીજ સાથે રહું છું.

૩–બીજી બધી બાબતોમાંથી વાસના પાછી વાળીને માત્ર પ્રભુ ઉપરજ પ્રેમ રાખવો અને જીભવડે પણ તેનાજ નામ અથવા મહિમાનું સ્મરણ કરવું. આટલું કરશો તો પ્રભુનો પરિચય તમે જરૂર પામી શકશો.

૪–પ્રશ્ન–પ્રભુપ્રેમીનું લક્ષણ શું? ઉત્તર–પ્રભુપ્રેમીના મનમાં આ લોકના કે પરલોકના કોઇ પણ પદાર્થો સારા લાગતા નથી. તેનું અંતઃકરણ પ્રભુનાજ મહિમા અને મનન–ચિંતનમાં ડૂબી રહે છે અને ઇશ્વરસેવાસિવાય બીજી કશીજ વાસના રહેતી નથી. પોતાના પરિવારમાં રહીને તે ખાતો, પીતો, બોલતો, ચાલતો ને બેસતો હોય છતાં તે પોતાને વિદેશી મહેમાનજ જાણે છે; કેમકે પોતાના પરમ સખા પ્રભુના હૃદયમાં તે જે ઉચ્ચ સ્થિતિ પામેલો છે, તે સ્થિતિને તેના પરિવારમાંનું અને સંસારમાંનું પણ કોઇ ભાગ્યેજ સમજી કે અનુભવી શકે છે.

૫–જ્યારે પ્રભુપ્રેમીનું હૃદય તે–સચ્ચિદાનંદ–પ્રભુથી પરિપૂર્ણ થાય છે, ત્યારે તેની જ્યોતિ તમામ ઇંદ્રિયોમાં પણ ફેલાય છે. અને જ્યારે અંતઃકરણ અસત્યથી પરિપૂર્ણ થાય છે,ત્યારે તેને અંધકાર પણ બધી ઇંદ્રિયોમાં પ્રસરે છે.

૬–આળસરૂપી નિદ્રાના જેવી ગાઢ નિદ્રા બીજી નથી અને કામરૂપી શત્રુના જેવો બળવાન શત્રુ બીજો નથી.

૭–સંસાર અને ધર્મ, એ બન્ને એકબીજાથી વિપરીત બાબતો છે; છતાં પણ એ બંનેની વચમાંજ તમારે જીવન ગાળવાનું છે.

૮–પંથ ખુલ્લો છે; સત્ય ઝળહળી રહ્યું છે; આહ્‌વાન કરનાર (હાંક મારનાર) જે ઇશ્વર છે, તેજ પ્રાર્થનાનો સાંભળનાર પણ છે.હવે શંકાનું કે ખોટી થવાનું કાંઇ કારણ છે? હોય તો તે માત્ર માણસનું પોતાનુંજ અજ્ઞાન અને એદીપણું છે.

૯–આ સંસારમાં સર્વોત્તમ કાર્ય કયું? ઇશ્વરસિવાયની બીજી કોઇ પણ બાબત તરફ મન વળગવા માગતું હોય, તો ત્યાંથી તેને પાછું વાળીને આપણી જાતને તેમાં પડતી બચાવવી એજ આ સંસારમાં સૌથી ઉત્તમ કાર્ય છે.

## ૫૧–તપસ્વી અબુ તોરાબ

તપસ્વી અબુ તોરાબે વિપત્તિના સમયમાં પણ ભારે વીરતા દર્શાવી હતી. તેઓ પરમ વૈરાગી, અત્યંત સત્યપરાયણ અને ગૂઢ તત્ત્વવેત્તા હતા. તે સમયમાં સૌ કોઈ તેમને સાધુમંડળના નેતા અને શ્રેષ્ઠ ઋષિ ગણતા. નીતિ, નિષ્ઠા, દીનતા અને નિઃસંગતા એ તેમના જીવનનાં આભૂષણો હતાં. સાધન–ભજનમાં તેમને દૃઢ નિષ્ઠા હતી. તેમણે ઘણીજ કઠોર સાધનાઓ કરી હતી. ખોરાસાનમાં તેમનો નિવાસ હતો. એબન જુલા નામનો માણસ કહે છે કે, મેં ત્રણસો ધર્માચાર્યોનાં દર્શન કર્યાં છે; તેમાં ચાર મહાપુરુષોને હું શ્રેષ્ઠ માનું છું અને એ ચારમાં પણ અબુ તોરાબ સૌથી શ્રેષ્ઠ છે. વળી તે કહે છે કે, જ્યારે અબુ તોરાબ મક્કામાં આવ્યા હતા, ત્યારે મેં તેમને અત્યંત સ્નેહાળ અને પ્રસન્નચિત્તવાળા જોયા હતા. મેં તેમને પૂછ્યું હતું કે "આપ હાલમાં ભોજનનું શું કરો છો?" તેમણે કહ્યું કે "બસરા, બગદાદ અને અહીં પણ જે કંઇ અલ્પ સ્વલ્પ મળી આવ્યું તેનાથી ગુજારો કરી લઉં છું."

અબુ તોરાબ પોતાના કોઇ સાથીને નિંદ્ય કાર્ય કરતાં જોતા, ત્યારે તેઓ

પોતેજ પશ્ચાત્તાપ કરતા અને વિચારતા કે "હુંજ એવો પાપી કે મ્હારા સહવાસના દોષને લીધે આ માણસને આમ કરવું સૂઝ્યું ! માટે હવે તો મારે પોતેજ વધારે પવિત્ર બનવું જોઇએ." એમ વિચારીને તેઓ ઘણી કઠોર સાધનામાં પ્રવૃત્ત થતા.

અબુ તોરાબનો એક સહચર ત્રણ દિવસસુધી ભૂખ વેઠયા પછી આખરે એક માણસ પાસે તડબૂચ માગવા લાગ્યો. એ જોઇને તેઓ બોલ્યા કે "જા, તું વૈરાગ્યધર્મને લાયક નથી. તારે તો જઇને બજારમાંજ બેસવું યોગ્ય છે. ત્યાં જા અને ધંધો કરી ખા." વળી તેમણે કહ્યું કે "મેં તો ઇશ્વરની પાસે સ્વીકારેલું છે કે, જો હું કોઈ પણ અયોગ્ય વસ્તુ લેવા હાથ લંબાવું તો તે મને વૈરાગ્યરૂપી સંપત્તિથી દૂર કરે."

અબુ તોરાબ કહે છે કે, મારા મનમાં કશી પણ લૌકિક ઈચ્છા થતી નથી. માત્ર એક વાર હું જંગલમાં ચાલ્યો જતો હતો. ત્યાં મને ઉની રોટી અને શાક ખાવાની ઇચ્છા થઇ હતી. દૈવયોગે હું માર્ગ ભૂલ્યો અને ભમતાં ભમતાં કેટલાક માણસોનું ટોળું હતું ત્યાં જઇ ચઢયો. મને જોતાંજ તેઓ મ્હારાપર ધસી આવ્યા અને કહેવા લાગ્યા કે, તુંજ અમારૂં ધન ચોરી ગયો છે. તેઓનું ધન ચોરાયું પણ હતું. મને તેમણે ચોરતરીકે બાંધ્યો અને સોટીઓના બસો ફટકા માર્યા. એટલામાં એ ટોળાનો એક વૃદ્ધ માણસ મ્હારી પાસે આવ્યો અને મને ઓળખતાંજ તે ચીસ પાડીને બોલ્યો કે "અરે! અરે ! આ તપસ્વી તો આપણા મહાન ગુરુ છે. વંદનીય મહાપુરુષ તરફ તમે આ શો જુલમ કર્યો ?" ત્યાર પછી તે સૌ માણસો પોતાની ભૂલ અને અપરાધને જાણતાંજ આર્ત્તનાદ કરી અશ્રુપાત કરવા લાગ્યા અને નમ્રભાવે મ્હારી પાસે ક્ષમાપ્રાર્થના કરી. મેં કહ્યું કે "ભાઇઓ ! હું ઇસ્લામધર્મને નામે સોગંદ લઈ કહું છું કે, આજના કરતાં સુખમય અવસ્થા મેં કદી અને કયારેય અનુભવી નથી. હું ઘણા કાળથી ઇચ્છતો હતો કે, કષ્ટકાળે મારૂં મન કેવું નિર્વિકારી રહે છે, તેનો મારે અનુભવ મેળવવો જોઇએ; તેથી આજે મને એ મહાન અનુભવ મળ્યો." ત્યારપછી એ વૃદ્ધ પુરુષ મને પોતાને ઘેર લઈ ગયો અને મ્હારી અનુમતિ માગીને ઉની રોટી અને શાક મ્હારી પાસે લાવ્યો. તે લેવાને હાથ લંબાવું છું ત્યાં તો મેં દૈવી વાણી સાંભળી કે "અબુ તોરાબ ! બસો ફટકા ખાધા પછી તું એ ઉની રોટી અને શાક જમી લે. અંતઃકરણમાં તું જે પણ વિષયની અભિલાષા કરીશ, તે ફટકા ખાધાવિના તને પ્રાપ્ત થનાર નથી."

અબુ તોરાબને કેટલાક છોકરા હતા. તે છોકરાઓ જીવતા હતા, ત્યારે આસપાસ સિંહોનો ઉપદ્રવ ઘણો હતો. ધીમે ધીમે તેમના એ પુત્રો સિંહનાજ ભોગ થયા હતા. એક દિવસ અબુ તોરાબ નમાજના આસન ઉપર બેઠા હતા. તે વખતે સિંહ તેમના તરફ આવવા લાગ્યો. કોઈ માણસે એ વાત તેમને કહી; પરંતુ તેમણે તે તરફ ધ્યાનજ આપ્યું નહિ. સિંહ પણ આવ્યો તો ખરો, પરંતુ તેમના તરફ દૃષ્ટિ કરીને પાછો ચાલ્યો ગયો.

મક્કાની યાત્રા કર્યા પછી અબુ તોરાબ, મરુના જંગલમાં આવી પહોંચ્યા. તે સમયે તેમનો એક સંગાથી ઘણોજ તરસ્યો થયો. ત્યાં પાણી મળવાનો કશોજ સંભવ નહોતો. પછી અબુ તોરાબે એક સ્થળે બેસી જમીનમાં એક લીંટો તાણ્યો, તો તેમાં પાણી આવતું દેખાયું અને થોડીક જમીન ખોદી તો એક જળપાત્ર દેખાવા લાગ્યું."

મહર્ષિ અબુ તોરાબ કહે છે કે, હું એક રાત્રે જંગલમાં ચાલ્યો જતો હતો. રાત અંધારી હતી, જતાં જતાં રસ્તામાં મેં એક લાંબા પુરુષને થાંભલાની પેઠે સ્થિર ઉભેલો જોયો. એટલે ભય પામી ઉત્કંઠાથી મેં પૂછ્યું કે "અરે, તું કોણ છે? દૈત્ય છે કે માણસ?"

તેણે સામો પ્રશ્ન કર્યો કે "તું કોણ છે? મુસલમાન કે કાફર?"

મેં કહ્યું કે "મુસલમાન"

તે બોલ્યો કે "જે સાચો મુસલમાન હોય તે ઇશ્વરસિવાય બીજા કોઈથી ડરે નહિ."

આ સાંભળીને મારામાં ચૈતન્યનો ઉદય થયો અને મેં ધાર્યું કે, સાચેજ આ કોઈ ઈશ્વરપ્રેરિત દૂત છે. પછી હું સ્વસ્થ થયો અને મ્હારા અંતરમાંથી ભય ચાલ્યો ગયો.

અબુ તોરાબ કહે છે કે, મેં એક ભક્તને જોયો. તે જંગલમાં વાહન અને ભાતાવિનાજ ચાલ્યો જતો હતો. મને વિચાર આવ્યો કે, ઇશ્વર ઉપર અપાર શ્રદ્ધાવિના આ રીતે મુસાફરી કરી શકાય નહિ. આ માણસના મનમાં પ્રભુ ઉપર કેટલો વિશ્વાસ છે? એ જોવા માટે મેં તેને પૂછ્યું કે "અરે ભાઇ! આ સ્થાન વિકટ છે. વાહન અને ભાતાવિના સફર કરીશ તો મરી જઇશ."

તે બોલ્યો કે "આચાર્ય! જરા આપ માથું ઉંચું કરી જુઓ. ક્યાંય ઈશ્વરસિવાય બીજું કશું દેખાય છે? હું તો બીજું કશુંજ જોતો નથી."

મેં કહ્યું કે "ભાઇ! પ્રભુપર તારો જેવો વિશ્વાસ છે, તેવો વિશ્વાસ બીજા

કોઇનામાં હું જોતો નથી. તું ઇચ્છા હોય ત્યાં ખુશીથી જા. ”

તે બોલ્યો કે “હું વીસ વર્ષથી આ પ્રમાણેજ ફરૂં છું. મેં કોઇની પાસેથી કાંઇ પણ લીધું નથી.”

મેં પૂછયું કે “એવું કેમ કરીને ચાલે ?”

તે બોલ્યો કે “કદાચ લેતો, તો તે ઈશ્વર પાસેથીજ લેતો; અને નથી લીધું તોપણ પ્રભુ પાસેજ નથી લીધું. એક દિવસ કોઇ મારી પાસે અન્ન લઇ આવ્યું, પણ મેં તે લીધું નહિ. એમ કરવાના ફળરૂપે ત્યાર પછી મારે ચૌદ દિવસ સુધી ભૂખનું દુઃખ ભોગવવું પડયું.

એક વાર કોઇએ મહર્ષિ અબુ તોરાબને કહ્યું કે “આપને મારી પાસે કાંઇ માગવું છે ?”

અબુ તોરાબ—“ ના ભાઈ ! તારી પાસે એવી કોઇ પણ વસ્તુ નથી કે જે પ્રભુની પાસે માગી ન શકાતી હોય અને તારી પાસેથીજ તે મળી શકે તેમ હોય; માટે જ્યારે જરૂર પડશે, ત્યારે અખૂટ ભંડારવાળા પ્રભુ પાસેજ માગી લઈશ.”

બસરાના જંગલમાં અબુ તોરાબ પરલોકવાસી થયા હતા. કેટલાંક વર્ષો પછી માણસોનું એક ટોળું ત્યાં થઇને નીકળ્યું અને જોયું તો મહર્ષિ અબુ તોરાબનો દેહ કાબા તરફ મુખ કરીને ઉભેલો હતો. તેના હોઠ સૂકાઇ ગયેલા હતા, સામે જળપાત્ર પડેલું હતું, હાથમાં લાકડી પકડેલી હતી અને ફાડી ખાનારા જાનવરે તેમનું શબ ખાધું ન હતું.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–પ્રવૃત્તિના માર્ગમાં ચાલવા જેવું અનિષ્ટકારક સાધકને માટે બીજું કંઇ નથી. તેમાં પણ વળી અસત્યને માર્ગે ચાલવાથી સાધકની જેટલી દુર્ગતિ થાય છે, તેટલી બીજી કોઈ રીતે થતી નથી.

૨–અંતઃકરણમાં ટીપા જેટલું પણ સાંસારિક ચિંતન રાખ્યું હોય, ત્યાંસુધી માણસ ઈશ્વરની પ્રસન્નતા મેળવી શકતો નથી.

૩–જ્યારે ઇશ્વરભક્ત સત્યનિષ્ઠાથી અનુષ્ઠાનમાં જોડાય છે, ત્યારે આરંભમાંજ અનુષ્ઠાનની મધુરતાનો સ્વાદ તેને અનુભવાય છે.

૪–જ્યારે સાધક વિશુદ્ધ પ્રેમપૂર્વક સાધનામાં જોડાય છે, ત્યારેજ તેને સાધનામાં મીઠાશનો અનુભવ મળે છે.

૫–તમે શાંતિ અને આનંદને શોધતા ફરો છો, પણ તે આ સંસારમાં-

થી તો તમને મળવાનાંજ નથી; કેમકે એ બંને વસ્તુઓ પ્રભુનાજ ભંડારમાં ભરપૂર રહે છે.

૬–ઇશ્વરને પહોંચવાની નીસરણીનાં સિત્તેર પગથીઆં છે. તેમાં સૌથી નીચેનું પગથીઉં "પ્રભુ છે" એમ સમજવું એ છે; અને સૌથી ઉંચું પગથીઉં પ્રભુપર પૂર્ણ વિશ્વાસ રાખવો તે છે.

૭–તમે તો પોતાને સાધનાના સાગરમાંજ ફેંકી દેજો–અર્થાત્ તમે તમારૂં હૃદય ઇશ્વરનાજ સ્મરણ–કીર્તનમાં ડૂબેલું રાખજો; અને તે પ્રભુ–સુખ કે દુઃખ–જે કાંઇ આપે, તેમાં પણ તમારૂં હિતજ રહેલું સમજીને ઉપકાર માનજો અને ધૈર્ય ધારણ કરજો. એનું નામજ વિશ્વાસ છે.

૮–ચિત્તને પવિત્ર કરવા જેવી કલ્યાણકારક સાધના બીજી કોઇજ નથી; કારણકે એ ચિત્તજ ચિંતામણિની પેઠે સર્વ પદાર્થને ઉપજાવનારી ભૂમિકા છે. જેના વિચારો અને ચિંતન પવિત્ર થાય છે, તેનાથી અપવિત્ર ક્રિયા બની શકતી નથી, પણ વિશુદ્ધ ક્રિયાઓજ થાય છે.

૯–દરેક યુગમાં તે કાળના લોકોને ખાસ ઉપયોગી વાત કહેવાને માટે પરમેશ્વર તે યુગના પંડિતોને શક્તિ આપે છે.

## ૫૨–તપસ્વી મન્સુર ઉમ્મર

તપસ્વીશિરોમણિ મન્સુર ઉમ્મર અધ્યાત્મરાજ્યના માર્ગદર્શક, વિશ્વાસસંપત્તિના ભંડાર અને પ્રતિભાશાળી સુપ્રસિદ્ધ પુરુષ હતા. તાપસમંડળીમાં તેઓ અગ્રગણ્ય હતા અને તત્ત્વજ્ઞ પંડિતસમાજના નેતા ગણાતા હતા. ધર્મોપદેશ આપવામાં તેઓ અદ્વિતીય હતા. તેમના જેવો મહાન ઉપદેશક એ સમયે બીજો ન હતો. તેઓ વિવિધ વિદ્યામાં નિપુણ હતા. તત્ત્વજ્ઞાનમાં તથા અનુષ્ઠાનોમાં તેમણે પૂર્ણતા પ્રાપ્ત કરી હતી. મર નગરમાં તેમનો નિવાસ હતો. ખોરાસાનવાસીઓ બહુજ આદરથી તેમને પોતાના નગરમાં લઇ ગયા હતા અને બસરામાં પણ તેમણે કેટલોક સમય ગાળ્યો હતો.

મન્સુર ઉમ્મરના જીવનનું પરિવર્તન આ રીતે થયું:–એકવાર તેઓ માર્ગે ચાલ્યા જતા હતા ત્યાં રસ્તામાં પડેલો એક કાગળનો ટુકડો તેમણે જોયો. તેમાં "બિસ્મિલ્લા અર્ રહમાન અર્ રહીમ" એ મહાવાકય લખેલું હતું. બહુજ આદરભાવે તેમણે તે કકડો ઉપાડી લીધો; પરંતુ હવે તેને કયાં રાખવો એ

વિચાર થઈ પડયો. પોતાની પાસે એવી કોઇ પવિત્ર જગ્યા નહોતી કે જ્યાં તે કકડો સચવાય. આથી તેઓ પોતાનું મુખ પહોળું કરી એ કાગળનો ટુકડો ગળામાં ઉતારી ગયા. એટલામાં તેમણે આવી દૈવી વાણી સાંભળીઃ–

"મન્સુર ! મ્હારા નામ તરફ તેં જે સન્માનનો ભાવ પ્રદર્શિત કર્યો છે, તેથી હવે તત્ત્વજ્ઞાનનાં દ્વાર આજથી તારે વાસ્તે ખુલ્લાં છે."

ત્યારપછી કેટલોક કાળ તેઓ ધર્મસાધનામાં જોડાયા હતા અને છેલ્લે ઉપદેશ કરવા પ્રવૃત્ત થયા હતા.

એક રજોગુણી યુવક પોતાના જેવા કેટલાક મિત્રોને એકઠા કરીને હલકા પ્રકારનો આનંદ લેતો હતો. તેણે પોતાના નોકરને ચાર મુદ્રાઓ આપીને કંઇક ખરીદવામાટે મોકલ્યો. રસ્તામાં તેને મન્સુર મળ્યા. તેમની સાથે એક ગરીબ સાધુ હતો તેને કંઈક અપાવવાની તેમની ધારણા હતી, તેથી તે નોકરને તેમણે પૂછયું કે "અહીં કોઇ ચાર મુદ્રાઓ આપે એવો માણસ છે ? આ ગરીબ સાધુને માટે જરૂર છે. જે મને ચાર મુદ્રાઓ આપશે, તેને માટે હું પણ પ્રભુ પાસે ચાર પ્રાર્થનાઓ કરીશ."

પેલોમાણસ હતો તો નોકર,પણ સમજણમાં ને આચરણમાં ઉચ્ચ કોટીનો હતો; તેથી તેણે વિચાર કર્યો કે, આ કરતાં વધારે હિતકારક બીજું શું હોઇ શકે ? તેણે તરતજ ચારે મુદ્રાઓ તપસ્વી મન્સુરને આપી દીધી. મુદ્રાઓ લઈને મન્સુર બોલ્યા કે "બોલ, તું કેવી પ્રાર્થનાઓ કરાવવા ચાહે છે ?"

નોકર—"પહેલું તો એ કે, મ્હારી દાસપણામાંથી મુક્તિ થાય, બીજું મ્હારા શેઠના જીવનમાં સુધારો થઇ જાય, ત્રીજું આ ચારે મુદ્રાઓ પાછી આવી મળે અને ચોથું મ્હારા ઉપર, મ્હારા શેઠ ઉપર, શેઠના મિત્રો ઉપર અને આપના પોતાના ઉપર પણ ઈશ્વરની વિશેષ કરુણા થાય."

મહર્ષિ મન્સુરે તે પ્રમાણે પ્રાર્થનાઓ કરી. પછી પેલો નોકર પોતાના શેઠ પાસે ગયો, ત્યારે શેઠે પૂછયું કે "આટલી બધી વાર કેમ લાગી ? અને શું શું લઇ આવ્યો ?"

આ સાંભળી નોકરે બધી વાત કરી; અને કહ્યું કે "ચાર પ્રાર્થનાઓમાટે મેં ચારે મુદ્રાઓ ખર્ચી નાખી છે."

શેઠે ચારે પ્રાર્થનાઓની હકીકત પૂછી,તેથી નોકરે તે ચારે પ્રાર્થનાઓની વાત કહી. આ સાંભળીને તરત પેલો શેઠ બોલ્યો કે "હું પ્રભુને સાક્ષી રાખીને કહું છું કે, તું આજે મ્હારા દાસત્વથી મુક્ત થયો છે. વળી હવેથી હું ઈશ્વ-

રી આજ્ઞાની વિરુદ્ધ આચરણુ કરીશ નહિ; અને જો મહર્ષિ મન્સુર મ્હને ફરી દર્શન આપશે, તો ચાર તો શું પરંતુ ચારસો મુદ્રાઓ તેમને આપીશ.અત્યારે મ્હારી શક્તિ પ્રમાણે મેં કર્યું છે. હા, જે મ્હારા હાથમાં નથી તે કરવાને હું સમર્થ નથી."

તેજ રાત્રે એ યુવકને સ્વપ્ન આવ્યું અને તેમાં આવી દૈવી વાણી સાંભળી કે "હે યુવક! તારામાં ખામી હોવા છતાં પણ તારાથી જે કાંઇ બને તેમ હતું તે તેં મ્હારે ખાતર કર્યું છે; તો હવે હું પણ મ્હારાથી તારેમાટે બને તેમ હશે તે કરીશ–તારાપ્રત્યે, નોકરપ્રત્યે અને મન્સુરપ્રત્યે દયા કરીશ."

એક વાર મહર્ષિ મન્સુર સભામાં ઉપદેશ આપતા હતા, તે વખતે એક માણુસ એક કાગળનો ટુકડો તેમના હાથમાં મૂકી આવ્યો. તેમાં આવા ભાવનું એક અરબ્બી વાકય લખેલું હતું:–"જે જાતે વૈરાગી ન હોવા છતાં બીજાને વૈરાગ્યનો ઉપદેશ આપે છે તે, કોઇ મહારોગી વૈદ્ય દરદીનું ઓસડ કરવા નીકળ્યો હોય તેના જેવો છે."

મન્સુર આ વાંચીને બોલ્યા કે "ઓ ભદ્ર પુરુષ ! તું મ્હારા કહેવા પ્રમાણે વર્તન કર,એથી તારૂં ભલું થશે. મ્હારામાં આચરણની ન્યૂનતા હશે,તોપણ તને તો તેથી કાંઇપણ નુકસાન થવાનું નથી."

પુરુષશ્રેષ્ઠ મન્સુર કહે છે કે, એક રાત્રે હું ચાલ્યો જતો હતો, ત્યાં એક મકાનમાંથી પ્રભુપ્રાર્થનાનો અવાજ સાંભળ્યો. હું ઉભો રહ્યો અને સાંભળવા લાગ્યો કે "હે પ્રભુ ! મેં તમને ન ગમે એવા આજલગી જે જે અપરાધો કર્યા છે, તે તમારા તરફ મારો વિરોધી ભાવ હોવાથી નહિ, પરંતુ મારા નીચ આચરણને લીધેજ થયા છે. શયતાને દોરવવાથી હું પાપમાં પડયો છું. હવે જો આપ મારો ઉદ્ધાર નહિ કરો તો બીજું કોણ કરશે ? જો આપ ક્ષમા નહિ આપો તો બીજું કોણ આપશે? હું એ અપરાધો સાથે કયાં જઇને ઉભો રહીશ?"

આ સ્તુતિ સાંભળીને મારી આંખોમાં પાણી આવ્યાં અને હું કુરાનમાંનું ભયસૂચક વચન બોલ્યો. બીજે દિવસે સવારે હું ફરી વાર એ મકાને ગયો અને જોયું તો ત્યાં રોવા–કકળવાનો મહાશોર મચી રહ્યો હતો. મેં પૂછયું કે "શું થયું છે ?" એટલે એક માણુસ ઘરમાંથી બહાર આવ્યો અને બોલ્યો કે "કાલે મ્હારો પુત્ર ઈશ્વરની બીકે મરણ પામ્યો છે. કાલે રાત્રે આ ગલીમાં કોઇએ કુરાનનું ભયસૂચક વાકય ઉચ્ચાર્યું, તે સાંભળીને આર્ત્તનાદ કરીને મ્હારો પુત્ર ભોંયે ઢળી પડયો અને પ્રાણ છોડી દીધા."

આ સાંભળીને હું બોલ્યો કે "ભાઈ! તારા પુત્રને તો મેંજ માર્યો છે."

એક વાર ખલિફ હરૂન અલ રશિદે મહર્ષિ મન્સુરને કહ્યું કે "મારો આપને એક પ્રશ્ન છે. તેનો ઉત્તર આપવા માટે આપને ત્રણ દિવસનો અવકાશ આપું છું. પ્રશ્ન આ છેઃ–"મનુષ્યોમાં સર્વશ્રેષ્ઠ જ્ઞાની કોણ? અને સૌથી વધારે મૂર્ખ કોણ?"

મહર્ષિ મન્સુર આ પ્રશ્ન સાંભળીને ચાલવા લાગ્યા; પણ થોડેથીજ પાછા વળી ખલિફ સમીપ આવીને બોલ્યા કે "રાજન્! આ પ્રશ્નનો ઉત્તર હમણાંજ સાંભળી બોલ્યો. જનસમૂહમાં જે માણસ ઇશ્વરનો અનુયાયી છે અને પ્રભુથી સદા ડરીને ચાલનારો છે, તેજ શ્રેષ્ઠ જ્ઞાની છે; અને જે માણસ ઇશ્વરનો અત્યંત અપરાધી હોવા છતાં જે નિડર બની ફરે છે તે મહામૂર્ખ છે."

તપસ્વી મન્સુર ઉમ્મરનું મરણ થયા પછી તેમને સ્વપ્નમાં જોઇને તપસ્વી અબુલ હાસમ શેરાણીએ પૂછયું કે "મહર્ષિ! પ્રભુ તમારી સાથે કેવું આચરણ કરે છે?"

મહર્ષિ મન્સુર—"પ્રભુએ મને પૂછયું કે 'મન્સુર! તમે લોકોને વૈરાગ્યની વાતો કહેતા, પરંતુ તમે પોતે તો તેવું આચરણ રાખતા નહિ તેનું કેમ?' મેં કહ્યું કે 'પ્રભો! તમે જે કહ્યું તે સત્ય છે; પરંતુ હું તો આપના પવિત્ર ગુણાનુવાદ કરીને અને પેગંબર સાહેબ(સ૦ આ૦ સ૦)નો આશીર્વાદ માગીને તે પછીજ ઉપદેશ આપતો.' ત્યારે પ્રભુએ કહ્યું કે 'તું યથાર્થ કહે છે.' પછી પ્રભુએ દેવોને આજ્ઞા કરી કે, આને માટે એક સિંહાસન ગોઠવો અને જેવી રીતે આ સંસારમાં મારા ગુણાનુવાદ કરતો, તેમ સ્વર્ગલોકમાં પણ–દેવસમૂહમાં પણ મારાં ગુણકીર્તન કરશે.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–સાધકો બે પ્રકારના છેઃ–પહેલા પ્રકારના સાધકો જગતનેજ ઓળખે છે અને તેથી તેનીજ પ્રસન્નતામાટે કઠોર સાધનાઓ પાછળ લાગેલા હોય છે; ત્યારે બીજા પ્રકારના સાધકો પ્રભુને ઓળખે છે અને તેથી તેનીજ પ્રસન્નતા પામવા મથે છે.

૨–ઉત્તમ લોકો બે પ્રકારના છેઃ–જે માત્ર ઈશ્વરનોજ સાક્ષાત્કાર કરવા માગે છે અને બીજું કશું માગતા નથી તેઓ ઉચ્ચ કોટીના છે; અને જે લોકો કોઇની પણ આગળ પોતાની જરૂરીઆત દર્શાવતા નથી અને એમજ સમજે છે કે, નિર્વાહવિષે અને જીવન તથા મરણવિષે ઇશ્વરે જે કાંઇ નિર્ધારેલું હશે,

તે કોઈથી પણ ફરે તેમ નથી; તેથી તેઓ ઈશ્વરસિવાય બીજા બધાઓથી નિઃસ્પૃહ રહે છે.

૩–બચપણમાં તો સૌ કોઇ સ્વર્ગીય ગુણોથી ભરેલા હોય છે; પરંતુ જ્યારે તેમનાં અંતઃકરણોમાં સંસાર પેસતો જાય છે, ત્યારે તેઓના સ્વર્ગીય ગુણો ઢંકાઇ જાય છે.

૪–હૃદયની પવિત્રતા અને વિનય એ ઇશ્વરભક્તોના ઉત્તમ પોષાક છે; અને પ્રભુ ઉપર દૃઢ વિશ્વાસ એ પરમાત્મદર્શીઓનો પોષાક છે.

૫–જે માણસ લોકોનાજ સહવાસમાં રહ્યા કરે, તેને ઇશ્વરના સહવાસ-માટે નાલાયક અથવા તો બેપરવાહ સમજવો.

૬–તમે સંસારિક કામનાઓ છોડી દેશો, તોજ શોક અને દુઃખોથી મુક્ત થઈ શકશો; અને સાચું સુખ તથા શાંતિ મેળવી શકશો.

## ૫૩–તપસ્વી અહમદ એન્તાકી

તપસ્વી અહમદ એન્તાકી મહાન સાધક, પવિત્રાત્મા અને તત્ત્વવેત્તા પુરુષ હતા.તેમણે લૌકિક તથા પારલૌકિક–આધ્યાત્મિક વિદ્યાઓમાં ઘણું પાંડિત્ય પ્રાપ્ત કર્યું હતું. એન્તાકીઆ નગરમાં તેમનો નિવાસ હતો. તેમના પિતાનું નામ 'આસમ' હતું. હજરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)ના સહચરોના શિષ્યોનાં તેમણે દર્શન કરેલાં હતાં. મહર્ષિ મહાસબીના તેઓ શિષ્ય હતા, તેમજ તપસ્વી બસર તથા તપસ્વી સર્રી સકતી સાથે તેમનો સમાગમ થયો હતો. તેઓ પ્રતિભાશાળી પુરુષ હતા, તેથી અબુ સુલેમાન દારાયી તેમને "જવાસુસોલ કલુબ" (અંતરનો દૂત) કહેતા. ઉંચાં આધ્યાત્મિક તત્ત્વોનો તેમણે પ્રચાર કર્યો હતો. તેમનાં વચનો પણ અતિશય મનોહર છે.

### આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–જો તમે તત્ત્વજ્ઞાની સાધુઓના સહવાસમાં રહો, તો શ્રદ્ધા અને નિષ્ઠા-પૂર્વક રહેશો તોજ તેઓની કૃપા તમારા અંતઃકરણમાં પ્રવેશ કરીને તમને સન્માર્ગે ચલાવનાર દૂત થઇ રહેશે.

૨–વૈરાગ્યનાં ચાર લક્ષણો છેઃ–(૧) ઈશ્વરમાં વિશ્વાસ,(૨) સંસારથી ઉપ-રામતા, (૩) ઈશ્વરના ઉપર વિશુદ્ધ પ્રેમ અને (૪) ધર્મને ખાતર કષ્ટ વેઠવું.

૩–સાધકના અંતઃકરણમાં જો પ્રભુપ્રત્યે લજ્જા અને પ્રભુનો ભય અલ્પ જોવામાં આવે, તો તે તેના અલ્પજ્ઞાનનું લક્ષણ છે.

૪–માણસ જેમ વધારે જ્ઞાની હોય, તેમ વધારે નીતિમાન અને પ્રભુ-ભક્ત હોય છે.

૫–જ્યારે તમે તમારૂં સાચું કલ્યાણ સમજશો અને શોધશો, ત્યારે તમે તમારી નિર્બળતા પણ જાણશો અને મન તથા વાણીના સંયમમાં પ્રભુની સહાય માગશોજ.

૬––કયી દીનતા અધિક ઉપકાર કરનારી છે? જે દીનતાથી તમે ગંભીર પ્રકૃતિવાળા અને પ્રસન્ન ચિત્તવાળા થઇ શકો છો તે ઇશ્વરપ્રત્યેની દીનતા, લોકોપ્રત્યેની નહિ.

૭–જે જ્ઞાન તમને દૈવી સંપત્તિ તરફ દોરવે છે, ઈશ્વરના ઉપકાર માનવા પ્રેરે છે અને લૌકિક કામનાઓને ટાળવામાં સહાય કરે છે, તેનુંજ નામ સાચું જ્ઞાન છે.

૮–જે ઇચ્છાઓ તમારામાંથી કપટબુદ્ધિ, કૃત્રિમ ભાવો અને આડંબરોને દૂર કરે છે, તે દૈવી ઇચ્છાઓજ તમારેમાટે ઉપકારક છે, લૌકિક ઇચ્છાઓ નહિ.

૯–જે માણસ નાનાં પાપોને નજીવાં માનીને કર્યે જાય છે, તે થોડાજ વખતમાં મોટાં પાપોમાં અને છેવટે મહાવિપત્તિમાં આવી પડે છે.

૧૦–ઉત્તમ માણસ અધ્યાત્મવિદ્યાના સુખસાગરમાં મહાલે છે, ત્યારે સામાન્ય મનુષ્ય આળસ અને અજ્ઞાનનાં કાંટાળાં જંગલોમાં ગાંડાની પેઠે રવડે છે.

૧૧–બીજાં તમામ કામો કરતાં અધ્યાત્મજ્ઞાન મેળવવું એજ સર્વોપરિ લાભદાયક છે; કેમકે એ જ્ઞાન મેળવવું એ ઈશ્વરી કૃપા પામવા બરાબર છે.

૧૨–વિશ્વાસ એ એક એવી જ્યોતિ, છે કે જે અંતરમાં એક વાર પ્રકટી, એટલે તેના પ્રકાશવડે પારલૌકિક બાબતો સહેજે સમજી શકાય છે; એટલુંજ નહિ પણ તેની અને પરલોકની વચ્ચે આડાં આવતાં તમામ આવરણો, પાપો અને વિઘ્નોને પણ એ જ્યોતિ બાળીને ભસ્મ કરી નાખે છે અને તેથી પછી પ્રભુને પોતાને પણ પામી શકે છે.

૧૩–જો તમે પ્રભુનાજ પ્રેમી હો, અથવા પ્રભુનીજ કૃપા મેળવવા માગતા હો, તો તો જ્યારે પણ તમે કોઈ શુભ કાર્ય કરો, ત્યારે તેને માટે લોકો તમારી વાહવાહ બોલે, તમને માન આપે અથવા તમારૂં સ્મારક કરે, એવો લોકપ્રતિષ્ઠાનો ભાવ કે બીજા લૌકિક પદાર્થની ઇચ્છા તમે જરા પણ તમારા

મનમાં લાવશો નહિ. એનુંજ નામ સાચી સાત્વિકતા (અથવા નિષ્કામ કર્મ) છે.

૧૪–તમે સત્કાર્ય કરો તે એવી કાળજીથી કરો કે જાણે એ કાર્ય સમગ્ર જગતમાં માત્ર તમને એકલાનેજ સોંપાયલું છે, અને પ્રભુ પોતે એકલો જોઇ શકે એવી ગુપચૂપ રીતેજ કરવાને તે તમને સોંપાયલું છે.

૧૫–મનુષ્યના જીવનમાં હજી જે દિવસો બાકી છે તેનો પણ જો તેઓ જ્ઞાનપૂર્વક સદુપયોગ કરે તો તેથી પણ પહેલાંની બધી ભૂલો અને પાપોને ધોઇ નાખી ક્ષમા મેળવી શકે.

૧૬–આંતરિક રોગનાં આ પાંચ ઔષધ છેઃ–(૧) સત્સંગ, (૨) ધર્મ-શાસ્ત્રનું અધ્યયન, (૩) અલ્પ આહારવિહાર, (૪) રાત્રિની અને પ્રાતઃકાળની ઉપાસના તથા (૫) જે પણ કરવું તે એકાગ્રતાપૂર્વક અને બધા બળપૂર્વક કરવાની પદ્ધતિ.

૧૭–સદાચરણના બે પ્રકાર છેઃ–(૧) જનસમાજપ્રત્યે ધર્મથી અને નીતિ-પૂર્વક વર્તવું, એનું નામ **બાહ્ય સદાચાર** છે; અને (૨) પ્રભુપ્રત્યે ધ્યાન–ભજન, શ્રદ્ધા, પ્રાર્થના, સંતોષ, કૃતજ્ઞતા, દર્શનની આતુરતા, પ્રેમ, આજ્ઞા-પાલન ઈત્યાદિરૂપે જે આચરણ થાય તે **આંતરિક સદાચાર છે.**

૧૮–પ્રભુપ્રેમનાં આ લક્ષણો છેઃ–(૧) સાધનામાં આડંબરનો અભાવ, (૨) નિરંતર અધ્યાત્મચિંતન, (૩) એકનિષ્ઠ પ્રેમ અને (૪) મૌનભાવનું સેવન.

૧૯–ખરો સાધક પ્રભુપ્રેમી બને ત્યાંસુધી લોકોને દેખા દેતો નથી, લોકો બોલાવે તોપણ બોલતો નથી, વિપત્તિમાં ખેદ કરતો નથી, સંપત્તિથી ફુલાઇ જતો નથી, બ્હીતો પણ નથી અને બ્હીવરાતો પણ નથી. વચન આપતો પણ નથી અને વચન માગતો પણ નથી.

૨૦–ભયનું ફળ પાપથી દૂર રહેવું એ છે અને પરમાત્મશ્રદ્ધાનું ફળ તેની શોધખોળ છે. જે માણસ પોતાને નીતિમાન કે ઉપદેશકતરીકે ઓળખાવે છે, છતાં પાપથી દૂર રહેતો નથી; તેમજ જે પોતાને શ્રદ્ધાળુ અથવા ભક્તતરીકે ઓળખાવે છે, છતાં નથી પ્રભુને શોધતો કે નથી તેની આજ્ઞા પાળતો, તે બંને પ્રકારના માણસો જૂઠા છે, મોટા પાખંડી છે; અને મહાન ઠગ પણ છે.



# ૫૪–તપસ્વી અબદુલ્લા ખવિક

તપસ્વીમણિ અબ્દુલ્લા ખવિક તત્ત્વસાગરમાં ઉંડા ઉતરનારા તથા વિશ્વાસ-સમુદ્રના ઉજ્જવળ મુક્તાફળસમાન હતા. તેઓ ધર્મવિધિઓના દૃઢ સ્થંભરૂપ, ભાવિકોમાં અગ્રણીસ્વરૂપ અને એક મહાન સાધક હતા. વૈરાગ્યપૂર્ણ કઠોર સાધનાઓ અને મન તથા ઇંદ્રિયોનો નિગ્રહ એ તેમના જીવનનાં આભૂષણો હતાં. ન્યાયપૂર્વક પ્રાપ્ત થયેલ પદાર્થોનોજ ઉપભોગ કરવો એમાં તેમની અનન્ય નિષ્ઠા જણાઇ આવતી હતી. મહર્ષિ યુસફ આસબાતનો તેમણે સમાગમ સેવ્યો હતો. તેમનું જન્મસ્થાન કૂફા નગર હતું. પછી તેઓ એન્ટાકિયા નગરમાં વસ્યા હતા. તેઓ સુફિયાન સુરીના મતનું અવલંબન કરનારા હતા. કાર્યોમાં તથા આચરણમાં તેમણે તેમનુંજ અનુસરણ કર્યું હતું, છતાં તેમણે માત્ર તેમના સાથીઓનેજ જોયેલા હતા. સુફિયાન સૂરીનાં પ્રત્યક્ષ દર્શન કરવા તેઓ ભાગ્યશાળી થયા નહોતા. તેઓ તમામ સુંદર રહસ્યોની વાતો કહેતા. ફતેહ મોસલી કહે છે કે, પહેલવહેલાં જ્યારે મારે તેમનો સમાગમ થયો, ત્યારે તેમણે મને કહ્યું હતું કે "મોસલી ! મુખ્ય વિષયો તો ચાર છે, વધારે નથી. ચક્ષુ, જિહ્વા, મન અને વાસના. જે આપણને ઉપયોગી નથી, તેવી વસ્તુ ઉપર કદી પણ દૃષ્ટિજ કરવી નહિ; તેમ આપણા અંતઃકરણમાં તેની વિરુદ્ધના ભાવો ભરેલા છે એવી વાત પણ જીભથી કદી બોલવી નહિ. લોકોને નુકસાન કરવાથી તથા આપણા ધર્મબંધુઓપ્રત્યે ગર્વ પ્રકાશિત કરવાથી મનને સદા દૂરજ રાખવું અને અંતઃકરણને દુનિયાઇ કામનાઓથી ખાલીજ રાખવું. કામનાઓને અધીન બની કાંઈજ શોધવા જવું નહિ. જો તમે આવી દશા પ્રાપ્ત ન કરી શકો તો તમારા પોતાના મસ્તક ઉપર ધૂળ નાખો, એજ બહેતર છે; કેમકે તમારૂં દુર્ભાગ્ય એથીજ દર્શાવી શકશો." આ સંતની વધુ હકીકત મળતી નથી.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–પરમેશ્વરે તેમનો મહિમા સમજવાને તથા સ્મરણ, મનન અને ચિંતન કરવામાટે અંતઃકરણ આપેલું છે; છતાં જે માણસ એને બદલે કનિષ્ઠ બાબતોમાં રહે છે, તે દિવસે દિવસે તેમાંજ વધારે ડૂબતો ચાલે છે. ઈશ્વર-પ્રત્યે ગાઢ અનુરાગ અથવા અત્યંત ભય ઉપજ્યા સિવાય માણસનું મન એવી કનિષ્ઠ કામનાઓ અને બાબતોને છોડી શકતું નથી.

૨–લાંબુ આયુષ્ય ઇચ્છનારને કહેવાનું કે, દુનિયાઇ લોભ-લાલચોનો ત્યાગ કરીને પાપ-પ્રપંચોથી તથા તુચ્છ પદાર્થોથી દૂર રહે, એટલે જીવનવૃદ્ધિ ઉપરાંત નવજીવનનો માર્ગ પણ તારેમાટે ખુલી જશે.

૩–અધમ આચરણવાળા લાંબા જીવન કરતાં શુભ આચરણવાળું ટુંકું જીવન હજાર દરજ્જે બહેતર છે.

૪–આ દુનિયામાં દુઃખ વેઠીને પણ પરલોકમાં સુખ થાય એવી નીતિ અને કામગીરી રાખજો. જે દુનિયાઈ સુખોના બદલામાં પરલોકમાં દુઃખ પામો એવાં સુખથી તો સદા છેટાજ રહેજો.

૫–ભયના પ્રકાર અનેક છે; માટે જે ભય તમને પાપથી દૂર રાખે, તેજ ભયને ઈચ્છવા ચોગ્ય સમજજો.

૬–આશાઓ અનેક પ્રકારની છે; પરંતુ જે આશા તમને ધર્મને રસ્તે ચલાવે, તેજ આશાને મિત્રસમાન સમજજો.

૭–જે માણસ દુનિયાઈ વાતોજ સાંભળ્યાં કરે છે અને સંસારપ્રેમીઓમાં વસે છે, તેનું અંતઃકરણ ધર્મસાધનાનો સ્વાદ લઇ શકતું નથી.

૮–તમારામાંથી સાધુતા ઘટી જવા બદલ જો તમને કાંઇ પણ ભય અને દુઃખ ઉપજે તો તમારૂં અહોભાગ્ય જાણજો; કેમકે એથી કરીને તમે બાકીના જીવનમાં વધારે કાળજી રાખીને પવિત્ર જીવન ગાળી શકશો.

## ૫૫–તપસ્વી અબુ સયિદ ખરાજ

તાપસપ્રવર અબુ સયિદ ખરાજ અત્યંત બુદ્ધિમાન, પ્રભુના પ્રેમમાં તરબોળ થયેલા, સાધનારૂપી પર્વતના ઉંચા શિખરે પહોંચેલા અને ગંભીર તત્ત્વસાગરના ઉંડાણમાં ઉતરેલા જગવિખ્યાત સાધુ હતા. તેમણે સાધકવૃંદના નેતાનું પદ ગ્રહણ કર્યું હતું. સૌ કોઈ તેમના જીવનની મહત્તા તથા પવિત્રતા સ્વીકારતા. તેઓ શમ, દમ, તિતિક્ષા અને અલૌકિકતાના ગુણોથી અલંકૃત થયેલા હતા. તેમણે આધ્યાત્મિક રહસ્યોમાં નિપુણતા અને વિવિધ વિદ્યાઓમાં પાંડિત્ય પ્રાપ્ત કર્યું હતું. શિષ્યોના ઉપર તેમની પ્રીતિ અસાધારણ હતી. લોકોએ તેમને "સંન્યાસ ધર્મની રસના" એવા ભાવનું ઉપનામ આપેલું હતું; કેમકે સંન્યાસધર્મ સમજાવવામાં તેઓ અદ્વિતીય હતા. આ વિષયનું જ્ઞાન આપવામાટે તેમણે ચારસો પુસ્તકો લખ્યાં હતાં. સાંસારિક બાબતોથી નિર્લેપ

રહેવામાં તથા નિઃસંગતા સેવવામાં તેઓ અદ્વિતીય હતા. તેમનો નિવાસ બગદાદમાં હતો.મહર્ષિ જુન્નુનનાં તેમણે દર્શન કરેલાંહતાં તથા મહાત્મા સર્રીસકતી અને મહાત્મા બશરનો સહવાસ પણ તેમણે કેટલોક સમય કરેલો હતો.

મહર્ષિ અબુ સયિદના બનાવેલા ગ્રંથોનો મૂળ વિષય નિર્વાણ અને અમરતા હતાં. ગૂઢ તત્ત્વોની બાબતમાં કોઈ કોઇ પંડિત તેમને માનતા નહિ, તેમના કોઇક ગ્રંથનાં કેટલાંક વાકયોને ખાતર તેમને ધર્મભ્રષ્ટ ઠરાવનારા પણ મળ્યા હતા. તે ગ્રંથનું નામ "કેતાબોસ્સર" (તત્ત્વગ્રંથ) હતું. લોકો એ ગ્રંથનો મર્મ સમજી શકતા નહિ. એ ગ્રંથમાં આ પ્રમાણે ઉલ્લેખ કરેલો છેઃ–
"જયારે ઇશ્વરભક્ત પ્રભુની સાથે ફરીથી મેળાપ કરે છે અને તેની સાથે રહે છે, ત્યારે તે પોતાને અને ઈશ્વરનેજ સ્મરે છે; અને અન્ય તમામને ભૂલી જાય છે. જો એ ભક્તને એમ પૂછવામાં આવે કે, તું કોણ છે ? અને શું ઇચ્છે છે ? તો તે 'ઈશ્વર' એટલોજ ઉચ્ચાર કરશે. આ સિવાય બીજો સરસ ઉત્તર કાંઈજ હોઇ શકે નહિ. આ માર્ગના અનુયાયીને કોઇ પૂછે કે,તમે શું ઇચ્છો છો ? તો તે પણ 'ઈશ્વર' એટલોજ ઉચ્ચાર કરશે; અને એ ઉચ્ચારની સાથે તેનાં અંગો અને પ્રત્યંગોમાં પણ 'ઇશ્વર'નોજ ધ્વનિ ગાજી ઉઠશે અને પ્રત્યેક અવયવોમાં ઈશ્વરી જયોતિ પ્રકાશી નીકળશે. આવું થાય ત્યારેજ તે સાધક પ્રભુસાન્નિધ્યને પ્રાપ્ત થઇ ઈશ્વરરૂપ બની રહે છે. આવે સ્થળે ઇશ્વરસિવાય કશુંજ તેને જણાતું નથી. જ્ઞાનીના તમામ જ્ઞાનની અને ભક્તની સંપૂર્ણ ભક્તિની અહીં સમાપ્તિ થાય છે, બધાં અહીં પહોંચીને વિરામે છે."

અબુ સયિદ કહે છે કે, મેં ઘણાં વર્ષોસુધી મહર્ષિઓનો સમાગમ કર્યો છે, તેમાં મારે કદી પણ તેઓ સાથે ઉંચું મન કે વિરોધીભાવ થવાનો પ્રસંગ આવ્યો નથી; કેમકે હું મારી પોતાની સાથે તેમજ તેમની સાથે સદ્ભાવથીજ વર્ત્યો હતો. વળી તેઓ કહે છે કે, એક વાર સ્વપ્નમાં મેં બે દેવોને સ્વર્ગમાંથી ઉતરતા જોયા. તેમણે મને પૂછયું કે 'સત્ય શું ?' મેં કહ્યું કે 'વચનનું પાલન કરવું તે.'

આ ઉત્તર સાંભળીને તેઓ બોલ્યા કે "તમારૂં કહેવું સત્ય છે." પછી તેઓ સ્વર્ગમાં ચાલ્યા ગયા. બીજી વાર મેં પ્રેરિત પુરુષને સ્વપ્નમાં જોયા. તેમણે મને પૂછયું કે "તું મને ચાહે છે ?"

મેં કહ્યું કે "માફ કરજો, ઇશ્વરપ્રેમ મને આપના તરફ પ્રેમ કરવા દેતો નથી."

તેઓ બોલ્યા કે " જે માણસ પ્રભુના ઉપર પ્રેમ કરે છે, તે પણ મારા ઉપરજ પ્રેમ કરે છે. "

મહર્ષિ અબુ સચિદ કહે છે કે, એક વાર સ્વપ્નમાં મેં શયતાનને જોયો. જોતાંજ મેં તેને મારવાને લાકડી ઉગામી, ત્યારે આવી દૈવી વાણી સંભળાઈ કે "શયતાન કાંઇ લાકડી બાકડીથી બ્હી જાય તેવો નથી. એ તો જેના અંતઃકરણમાં પ્રભુની જયોતિ જુએ, તેનાથી બ્હીએ તેમ છે." ત્યારપછી મેં શયતાનને કહ્યું કે "જરા આવ તો ખરો !"

તે બોલ્યો કે "હું પોતે આવીને શું કરૂં ? જે વડે લોકોને છેતરૂં છું તેજ સાધનવડે તને છેતરીશ."

મેં પૂછયું કે "તે વસ્તુ કયી છે ?"

શયતાન—"સંસાર."

આટલું બોલીને તે ચાલ્યો ગયો અને જતાં જતાં મારા તરફ જોઇને બોલ્યો કે "તારેમાટે એક સારી વાત કહેવાની છે."

મેં પૂછયું કે " એ શું ?"

શયતાન—"નાનાં અજ્ઞાન બાળકોની બાઇબંધી."

મહર્ષિ અબુ સચિદને બે પુત્રો હતા. તેમાંનો એક તો તેમનાં પહેલાંજ ગુજરી ગયો હતો. એક વાર તેને સ્વપ્નમાં જોઈને તેમણે પૂછયું કે "બચ્ચા ! પ્રભુ તારી સાથે કેવી રીતે વર્તે છે ?"

પુત્ર બોલ્યો કે "તેમણે મને પોતાના શરણમાં લઇને માન આપ્યું છે."

અબુ સચિદ—"તો પુત્ર ! તું મને કાંઇક ઉપદેશ આપ."

પુત્ર—" પિતાજી ! હૃદયહીન બનીને પ્રભુની સાથે વર્તતા નહિ."

અબુ સચિદ—"હજુ વધારે કહે. "

પુત્ર—"વધારે કહેવાથી તમે તેને અમલમાં લાવી શકશો નહિ. "

અબુ સચિદ—"તે માટે હું પ્રભુની સહાય માગીશ."

પુત્ર—" પિતાજી ! ઈશ્વરની અને આપની વચ્ચે માત્ર એકજ અંગવસ્ત્ર રાખજો. "

ત્યારપછી અબુ સચિદ ત્રીસ વર્ષ જીવ્યા, પણ ત્યાંસુધી કદી બીજું વસ્ત્ર શરીરપર રાખતા નહિ.તેઓ કહે છે કે,મારા મને એક દહાડો મ્હને એવી પ્રેરણા કરી કે, પ્રભુની પાસે કાંઇક માગવું;પણ એટલામાંજ મ્હને દૈવી વાણીએ કહ્યું કે " ઇશ્વરની પાસેથી શું તું તેના પોતાના સિવાય બીજી વસ્તુ માગીશ ?" આ

સાંભળીને હું શરમાઇ ગયો.

મહર્ષિ અબુ સયિદ કહે છે કે, એક દિવસ હું વગડામાં જતો હતો. ભૂખ કકડીને લાગી હતી, તેથી મનજીભાઇએ કહ્યું કે " પ્રભુ પાસે કંઇક માગો. " ત્યારે મેં કહ્યું કે "શ્રદ્ધાળુ માણસનું એ કાર્ય નથી." આથી તેણે નિરાશ થઇને બીજી રીતે પોતાનો પ્રપંચ શરૂ કર્યો અને તે બોલ્યું કે " જો અન્નની ભિક્ષા ન માગવી હોય તો ન માગો, પણ ધીરજની માગણી કરો." પછી હું પવિત્ર ધૈર્યની માગણી કરવા તૈયાર થયો; પણ ઈશ્વરે મારો એ મનોભાવ જાણી લીધો અને મેં આવી દૈવી વાણી સાંભળી કે "મારો એ બંધુ (પરમાત્મા) કહે છે કે ' ધીરજના સાગર જેવો હું તેની નજીકમાં નજીક છું, એ વાત નક્કી છે; છતાં પણ જે માણસ મારી પાસેથી ધૈર્ય માગે છે, તે માત્ર પોતાની નિર્બળતાજ દર્શાવે છે; કારણ કે તે એમજ ધારી લે છે કે, પ્રભુ પાસે માગણી કરીશ તોજ તે ધીરજ આપશે ને માગ્યા વગર આપશે નહિ—અર્થાત્ મેં વચન આપેલું છે કે, મારા ભક્તનું યોગક્ષેમ હું વહન કરીશ અને તેને હું કદી પણ નુકસાન થવા દઇશ નહિ.' "

અબુ સયિદ કહે છે કે, એક વાર હું ભાતા વગેરે સાધનવગરનો જંગલમાં ચાલ્યો જતો હતો. માર્ગમાં બહુજ ભૂખ્યો થયો. અકસ્માત્ એક ગામડું મારી નજરે પડયું. ત્યાં ખજુરીની વાડી હતી, તે જોઇને હું રાજી રાજી થઇ ગયો અને મારા મનમાં ધીરજ આવી; છતાં મેં સોગન લીધા કે, મારે ત્યાં જવું નથી. આથી એક ખાડો ખોદીને હું તેમાં જઈ બેઠો. એ પછી એક વેપારીનું ટોળું મારી પાસે થઇને નીકળ્યું. તેમની દૃષ્ટિ મારા ઉપર પડી. મને આગ્રહ કરીને તેઓ સાથે લઇ ગયા. મેં પૂછયું કે "તમે શાથી જાણ્યું કે, હું અહીં ખાડામાં છું ?" તેઓ બોલ્યા કે " અમને જાણે કોઇ કહેતું હોય એવું અમને લાગ્યું કે એક ઇશ્વરપ્રેમી રેતીના ખાડામાં બેઠેલો છે, તમે જઈને તેને લઈ આવો, તેથી અમે અહીં આવ્યા. "

મહર્ષિ અબુ સયિદ કહે છે કે, કેટલાક સમયસુધી તો હું માત્ર એકજ વાર ભોજન કરતો. એક વાર હું વિકટ જંગલમાં જતો હતો ત્યારે ત્રણ દિવસના કડાકા થયા. ચોથે દિવસે તો મારૂં શરીર ઘણુંજ દુર્બળ બની ગયું અને મારૂં મન અન્ન મેળવવા વ્યાકુળ બની ગયું. આથી હું એક સ્થળે જઇ બેઠો. ત્યાં મેં આવી દૈવી વાણી સાંભળી:—

" તું અન્ન ઇચ્છે છે કે દુર્બળતા દૂર કરવાનું ઇચ્છે છે ? એ બે બાબતો-

માંથી ગમે તે એક વાતનો સ્વીકાર કર.”

મેં કહ્યું કે “પ્રભો ! હું બીજી વાત ઇચ્છું છું.”

તરતજ મારા શરીરમાં બળનો સંચાર થયો અને અન્ન તથા પાણીવિના બાર દિવસસુધી મેં મુસાફરી કર્યા કરી.

મહર્ષિ અબુ સચિદ કહે છે કે, એક વાર હું અરણ્યમાર્ગે જતો હતો, ત્યાં દશ ભયંકર કૂતરાઓ મારા તરફ ભસતા ભસતા દોડી આવ્યા. જ્યારે તેઓ મારી નજીકમાં આવ્યા, ત્યારે હું બેસી ગયો અને ઈશ્વરધ્યાનમાં જોડાઇ ગયો. એ કૂતરામાં એક ધોળો કૂતરો હતો, તેણે બીજા બધા કૂતરાઓ ઉપર હુમલો કરીને તેમને મ્હારી પાસેથી નસાડી દીધા અને હું સહીસલામતીથી દૂર ગયો ત્યાંસુધી તેણે મારૂં રક્ષણ કર્યું અને તે પછીજ તે અદૃશ્ય થયો.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–જો કોઇ એમ ધારે કે, હું મ્હારાંજ સાધનોને બળે પ્રભુને પામી શકીશ, તો તે પોતાને મિથ્યાભિમાનના ખાડામાં નાખે છે; અને જે માણસ સાધન કર્યા વિનાજ પ્રભુને પામવા ઈચ્છે છે, તે દુરાશામાંજ ડૂબેલો છે.

૨–ઇશ્વર જ્યારે પોતાના દાસ ઉપર કૃપા કરે છે, ત્યારે તેને માટે ગુણાનુવાદનું દ્વાર ઉઘાડે છે, પછી તેને એકતાના મંદિરમાં લઇ જાય છે અને ત્યાં મહિમા તથા ગૌરવ તેની દૃષ્ટિએ પડે છે. જ્યારે એ પ્રમાણે થાય છે, ત્યારેજ તે અહંતા–મમતાથી પૂરેપૂરો છુટીને પ્રભુમાં–સચ્ચિદાનંદ પદમાં–સ્થિતિ કરે છે.

૩–જે માણસ અંતરમાં ગૂઢ જ્ઞાનજ્યોતિનું દર્શન કરે છે, તેજ ઈશ્વરની જ્યોતિનું દર્શન કરે છે; કેમકે જ્ઞાનના મૂળમાં પ્રભુ પોતેજ રહેલો છે. આ પ્રમાણે હોવાથી તેનામાં ભ્રમ કે પ્રમાદ તો ક્યાંથીજ પેસવા પામે, પણ એની વાણીમાંજ અજબ અસર આવી વસે છે.

૪–જેના હૃદયમાં તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે, તે આ લોકમાં તથા પરલોકમાં પ્રભુસિવાય બીજું જોતો નથી, સાંભળતો નથી અને તેનાસિવાય બીજાની આજ્ઞા કે કામગીરીમાં જોડાતો નથી.

૫–ભક્તની બાબતમાં તેના કર્તાપણાની નિવૃત્તિ એજ તેના અસ્તિત્વની નિવૃત્તિ છે અને ઈશ્વરમાં તદ્રૂપ બની રહેવું એજ તેના અસ્તિત્વનું સ્થાયીપણું અથવા અમરપણું છે.

૬–બીજી બધી વસ્તુસ્થિતિઓમાંથી અંતઃકરણને મુક્ત કરીને સચ્ચિદાનંદ પ્રભુમાંજ શાંતિને શોધવીને પામવી, એજ માણસજાતનો વાસ્તવિક ધર્મ છે.

૭–ઈશ્વરનાં ગુણાનુવાદના ત્રણ પ્રકાર છેઃ–(૧) માત્ર જીભવડેજ ગુણાનુવાદ ગવાયા કરે, અને અંતઃકરણ તેમાં જોડાયલું હોય નહિ. (૨) જીભવડે ગુણાનુવાદ ગવાવા ઉપરાંત તેમાં અંતઃકરણ પણ જોડાયલું હોય છે. આવાજ ગુણગાનથી પુણ્યનો સંચય અને પ્રભુકૃપા થાય છે. (૩) માત્ર અંતઃકરણજ ગુણાનુવાદ કરતું હોય, અને જીભ જરા પણ હાલતી ન હોય. આ પ્રકારના ગુણાનુવાદનું પુણ્ય કેટલું મોટું છે તે તો પ્રભુના પોતાના સિવાય કોઇ પણ જાણે તેમ નથી.

૮–જ્યાંસુધી સાધક અસિદ્ધ દશામાં છે, ત્યાંસુધીજ તે લોકોની પાસે સહાય માગે છે. જ્યારે તે સિદ્ધ દશા પ્રાપ્ત કરે છે, ત્યારે તો તે તમામ સિદ્ધિઓથી નિષ્કામ બનીને સર્વભાવે શ્રીહરિનોજ ભિક્ષુ થઈ રહે છે.

૯–જ્યારે પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે અંતઃકરણમાં અન્ય કોઇ પણ બાબતનો કે કોઈ પ્રકારના અસ્તિત્વનો આભાસ સુદ્ધાં થતો નથી.

૧૦–જે જ્ઞાન તમને તમારા ધર્મમાં અને સદાચારમાં પ્રેરે છે, તેજ સાચું જ્ઞાન છે; અને જે વિશ્વાસ તમને પ્રભુપ્રત્યે વધારે નમ્ર બનાવે છે, તેજ સાચો વિશ્વાસ છે.

૧૧–સાધુતા એટલે શું ? જ્યારે પ્રભુદર્શનથી નિર્મળ થવાય, તેની જ્યોતિથી ભરપૂર થવાય અને તેના ગુણાનુવાદમાં અપૂર્વ આસ્વાદ અનુભવી શકાય તે.

૧૨–શું સાધક કોઇ વાર આક્રંદ પણ કરે છે ? જ્યાંસુધી તે સાધનામાં હોય ત્યાંસુધી તેનું આક્રંદ ચાલે છે. જ્યારે તે પ્રભુદર્શન પામીને તેના સહવાસનો આસ્વાદ લે છે, ત્યારેજ તેનું આક્રંદ મટે છે.

૧૩–જેનામાં ઈશ્વરસિવાયની કોઈ પણ બાબત કે વસ્તુમાં અનુરાગ નથી, તેજ ખરેખરો મહાજન અથવા મહાપુરુષ છે.



# ૫૬—તાપસ અહમદ હૈયારી

મહાતપસ્વી અહમદ હૈયારી પરમ ધાર્મિક, ધાર્મિક મંડળીના નેતા અને પ્રભુશ્રદ્ધાળુઓના સૂર્યસ્વરૂપ હતા. તે સમયના સાધુ–નક્ષત્રોમાં તેમનું તેજ ચંદ્રમાની પેઠે પ્રકાશી રહ્યું હતું. તેઓ વિવિધ વિદ્યાઓના પંડિત, ધર્મ-શાસ્ત્રોના અસામાન્ય વક્તા અને ગૂઢ વિષયોના સૂક્ષ્મદર્શી હોવાથી સૌના માનનીય હતા. હદિસશાસ્ત્રોનું વ્યાખ્યાન કરવામાં તેમની નિપુણતા અદ્વિતીય હતી. તે સમયના સર્વ સાધકો તેમને શરણે આવેલા હતા અને સર્વ પ્રભુભક્તોમાં તે-મનાં અત્યંત વખાણ થતાં હતાં. સામદેશની સાધુમંડળીના તેઓ અગ્રેસર હતા. મહર્ષિ જુન્નેદ કહે છે કે, અહમદ હૈયારી એ શામદેશના મહાન શણ-ગારરૂપ હતા. તપસ્વીપ્રવર સુલેમાન દારાયી પાસે તેમણે દીક્ષા લીધી હતી અને તપોધન સુફિયાન સૂરીની સાથે તેમણે સહવાસ કરેલો હતો. તેમનાં વચનો લોકોના હૃદયમાં આશ્ચર્યકારક ઉત્સાહ અને ધર્મશ્રદ્ધા જગાડતાં. બાલ્યા-વસ્થામાંથી તેઓ વિદ્યાભ્યાસમાં જોડાયા હતા અને અનેક ગ્રંથોનું અધ્યયન કર્યું હતું; પણ જ્યારે તેમની ધાર્મિક વિષયમાં વિશેષ ઉન્નતિ થઈ, ત્યારે પછી એ તમામ ગ્રંથો તેમણે નદીમાં ડૂબાવી દીધા હતા અને બોલ્યા હતા કે "આ બધા ગ્રંથો એક સમયે મને દોરવનાર અને માર્ગ દર્શાવનાર હતા; પરંતુ લક્ષ્યભૂમિકાએ પહોંચ્યા પછી હવે તે નિષ્પ્રયોજન છે. લક્ષ્યસ્થાને પહોંચ્યા પછી પણ માર્ગદર્શકને વળગી રહેવું એ ( નદીપાર ગયા પછી પણ નૌકાને વળગી રહેવા જેવું) હાનિકારક છે. મુસાફર જ્યાંસુધી માર્ગે ચાલતો હોય, ત્યાંસુધીજ તેને ભોમીઆની આવશ્યકતા છે, પણ જ્યારે પહોંચવાના સ્થાનપર પહોંચે છે, ત્યારપછી ભોમીઆની આવશ્યકતા રહેતી નથી. આવા વિચારથીજ તેમણે બધાં પુસ્તકો પાણીમાં ફેંકી દીધાં હતાં અને તેમ કરવાથી કેટલાક લોકો તરફથી તેમને દુઃખ પણ ભોગવવું પડયું હતું. કેટલાક સાધુ પુરુષો કહે છે કે, પુસ્તકોને જળમાં નાખવાની ક્રિયા તેમની ધર્મોન્મત્ત દશામાં થઈ હતી.

અહમદ હૈયારી કહે છે કે, એક દિવસ મેં સ્વપ્નમાં એક પરમ સુંદર યુવાન સ્ત્રીને જોઈ હતી. તેના મુખમંડળ ઉપર એક પ્રકારની વિચિત્ર જ્યોતિ ઝળહળી રહી હતી. મેં કહ્યું કે " યુવતિ ! તારૂં મુખ તો ઘણુંજ સુંદર છે !"

યુવતી બોલી કે " ભાઈ અહમદ ! મારૂં સૌંદર્ય તારે લીધેજ છે. મને

સ્મરણ છે કે, અમુક રાત્રિએ તું રોતો હતો અને તારાં આંસુ લૂછી લૂછીને હું મારા મુખ ઉપર ચોપડતી હતી ! એ ભક્તિભાવભર્યાં આંસુના પ્રભાવથીજ મારૂં મુખમંડળ આટલું દેદીપ્યમાન બનેલું છે. ”

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–જ્યાંસુધી મનુષ્ય પશ્ચાત્તાપ કરવાને તૈયાર ન થાય જ્યાંસુધી ક્ષમાની યાચના ન કરે અને જ્યાંસુધી તનમનપૂર્વક ઉપાસના ન કરે, ત્યાંસુધી નથી તો તેનું મન ખરે રસ્તે ચઢી શકતું કે નથી તેનાં પાપો દૂર થતાં.

૨–જ્યારે માણસનું મન સંસાર તરફથી પ્રભુ તરફ વળે છે, ત્યારેજ તેને સાધનામાં પ્રીતિ, વૈરાગ્યમાં આનંદ અને સત્ય તરફ નિષ્ઠા ઉપજે છે. સત્યનિષ્ઠામાંથીજ ઇશ્વરપ્રત્યે અનન્યાશ્રયતા ઉપજે છે. અનન્યાશ્રયમાંથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે, તત્ત્વજ્ઞાનમાંથી પ્રભુપ્રેમનો પ્રવાહ પ્રકટે છે, પ્રભુપ્રેમમાંથી લજ્જા ઉપજે છે અને લજ્જામાંથી એવો ભય પ્રકટે છે કે, રખેને કોઇ કામથી તેની ઉચ્ચ દશા અને ભાવનાઓ જતી રહીને ઇશ્વરદર્શનની આશા ભાગી પડે.

૩–અમુક બાબતો મારેમાટે નિષિદ્ધજ છે, એવી જો પૂરેપૂરી સમજણ આવી હોય તો તેનાથી દૂર રહેવું સહજે બને તેમ છે.

૪–સંસાર એ તો કૂતરાંની ચાટ જેવો–અનેક કૂતરાંને એકઠાં થવાના સ્થાન જેવો છે; પરંતુ એમાં પણ જે મનુષ્ય સાંસારિક ભોગવિલાસમાં હમેશાં રચ્ચોપચ્ચો રહે છે, તે તો કૂતરાં કરતાંયે અધમ છે; કેમકે કૂતરાં તો ખાધું કે તરતજ ચાટથી દૂર ચાલ્યાં જાય છેઅને માણસ તો ત્યાંનો ત્યાંજ ઉભો રહે છે.

૫–જે માણસ વાસનાની દૃષ્ટિથી સંસાર તરફ જોયા કરે છે, તેના અંતઃકરણમાંથી ઈશ્વરપ્રીતિ, દીનતા અને વૈરાગ્યની જ્યોતિ દૂર થઇ જાય છે.

૬–દૈવી સાધનોમાં પ્રેમ ઉપજવો એ પ્રભુપ્રેમનું પૂર્વરૂપ છે.

૭–પ્રભુસિવાય પ્રભુનો માર્ગ દર્શાવનાર બીજો કોઇ નથી; પરંતુ પ્રભુની આજ્ઞા અને સેવામાં જોડાયા પછીજ તે માર્ગદર્શકની આશા રાખજો.

૮–જે માણસ એવું ઇચ્છે કે, હું જે જે સત્કર્મો કરૂં તે લોકો જાણે તો ઠીક; તે માણસ સત્કાર્યોનું ઉત્તમ ફળ પામી શકતો નથી. જે માણસ પ્રભુપ્રીતિમાટેજ સત્કાર્યો કરે છે અને ઈશ્વરસિવાય તેની સેવા કોઇ જુએ–જાણે નહિ એવીજ રીતે કામ કરે છે, તેજ ઉત્તમ લાભ મેળવી શકે છે.

# ૫૭—તપસ્વી મહમદ ઓયાસા

તપસ્વી મહમદ ઓયાસા, અત્યંત વૈરાગ્યવાન તથા સાધકમંડળીના અગ્રેસર હતા. તેઓ નિવૃત્તિરૂપી સંપત્તિવાળા હોવા સાથે સત્કાર્યો કરનારા અને મહાન તત્ત્વવેત્તા હતા. તેમની બરોબરીનો કોઈ પણ મહાત્મા એ સમયે નહોતો. તેમણે હજરત મહમદ સાહેબના અનેક અનુયાયી સાધુજનોની સેવા કરી હતી અને અનેક પુણ્યાત્મા ઋષિજનોનો સમાગમ સેવ્યો હતો. ધર્મની આજ્ઞાઓ અને સાધનાઓને માર્ગે તેઓ ત્વરાથી પ્રયાણ કરતા હતા. સૂકો રોટલો પાણીમાં બોળીને તેઓ ભોજન કરતા હતા અને કહેતા કે, જે માણસ આવા ખોરાકથીજ આનંદપૂર્વક નિર્વાહ કરે, તેજ લોકોની લાલચ કર્યા સિવાય રહી શકે. પ્રભુને સંબોધન કરીને તેઓ કહેતા કે " હે પ્રભો ! તું મને તથા મારા કુટુંબને પૂરાં અન્ન અને વસ્ત્રો નહિ આપતાં સદાકાળ તંગીમાંજ રાખે છે તથા ભૂખ્યાં અને ઉઘાડાં જગતમાં ફેરવે છે, એવો તારો મહાન ઉપકાર અમારા ઉપર છે, તે અમારાં કયાં મહાન પુણ્યોનું ઉત્તમ ફળ છે ? મારામાં એવા તે કયા ગુણો અને શી યોગ્યતા છે, કે જેને લીધે તારો બંદો બનવાનું આવું ઉચ્ચ પદ તેં મને આપ્યું છે ?"*

જ્યારે મહમદ ઓયાસા ઘણાજ ભૂખ્યા થતા, ત્યારે તેઓ મહર્ષિ હુસેન બસરીને ઘેર જતા અને ત્યાં જે કાંઇ મળે તે ખાઇ લેતા. હુસેન ઘેર પાછા વળતાં આમ જોઇને બહુજ પ્રસન્ન થતા. મહમદ ઓયાસા કહે છે કે, **જે માણસ સવારમાં ભૂખ્યો ઉઠે છે અને રાત્રે ભૂખ્યોજ સૂવે છે તેને ધન્ય છે.**

---

* આપણા વિરક્તશિરોમણિ ભર્તૃહરિએ પણ પોતાની માત્ર એક લંગોટી-વાળી વિરક્ત દશાને માટે લગભગ ઉપર જેવાજ ઉદ્‌ગારો કાઢેલા 'ભર્તૃહરિ શતક'માં પ્રસિદ્ધ છે. મહાપ્રભુપ્રેમી અને પ્રાતઃસ્મરણીય ભાણસાહેબના સર્વોપરિ શિષ્ય અને વિરક્તશિરોમણિ રવિદાસ મહારાજે પણ એવોજ પ્રશ્ન પોતાના ગુરુદેવને પૂછ્યો હતો. ત્યારે પરમયોગી ભાણસાહેબે યોગબળદ્વારા તેમનો પૂર્વવૃત્તાંત જાણી લઇને કહ્યું હતું કે, આગળ એક કુંભારને ત્યાં તું ગધેડો હતો અને પાછલી રાતે ખૂબ ભુંકતો હતો. એ કુંભારને ત્યાં એક ઉચ્ચકક્ષ વિરક્ત મહાત્મા ઉતરેલા હતા. તેઓ રોજ પાછલી રાતે નિત્યકર્મ કરીને ધ્યાનમગ્ન થતા. એક દિવસ તું હમેશ કરતાં વહેલો ભુંક્યો, તેથી તે વહેલા જાગ્યા અને પછી સૂવે તો બહુ મોડું ઉઠાય એમ

એક દિવસે તપસ્વીપ્રવર મહમદ ઓયાસા જાડો કાંબળો પહેરીને કતિબા નામના સત્પુરુષ પાસે ગયા. તેમને જોઈ કતિબાએ પૂછયું કે "તમે આ સોફા કેમ પહેર્યો છે?"

આ સાંભળી તેમણે કશો ઉત્તર આપ્યો નહિ, એટલે કતિબાએ ફરીથી પૂછયું કે "તમે ઉત્તર કેમ નથી આપતા?"

મહમદ ઓયાસા—"ઉત્તર શો આપું? જો હું એમ કહું કે, મેં વૈરાગ્યને લીધે સોફા પહેર્યો છે, તો તેથી મારી આત્મશ્લાઘા થાય છે; અને જો હું એમ કહું કે દારિદ્રયને લીધે સોફા પહેરેલો છે તો તેથી મારા પ્રભુની નિંદા થાય છે. આથી હું કાંઈજ ઉત્તર આપતો નથી."

એક વખત મહમદ ઓયાસાએ પોતાના પુત્રને રોફભેર લહેરમાં ચાલતો જોયો, તેથી તેને પાસે બોલાવીને કહ્યું કે "ભાઇ! તું સમજે છે કે તું કોણ છે? તારી જનેતાને મેં બસો મુદ્રા આપીને વેચાતી લીધેલી છે અને તારો પિતા હું પોતે પણ એજ પ્રકારનો માણસ છું-**અર્થાત્ ઈસ્લામસમૂહમાં મારા જેવો અધમ કોઈ પણ નથી.** હવે અમારા જેવાં આવાં અધમ માતા-પિતાનો પુત્ર જે તું તે શા ગર્વથી છેલબટાઉ થઇને ફરે છે?"

તપસ્વી મહમદ બસરાના નિવાસી હતા. તેમનો દેહાંત શી રીતે અને ક્યારે થયો, તેનો કશોજ ઉલ્લેખ મળી શકયો નથી.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–વૈરાગ્ય લીધા પછી જો તમે સંસારીઓના યાચક નહિ બનો, તો સંસારીઓ પોતેજ તમારી પાસે (જ્ઞાન, કૃપા ઈ૦ની) આશા કરતા આવશે અને કોઇ મોટા ધનવાન કે રાજાથી પણ વધારે ઇજ્જત પામશો.

૨–પૈસાનો ખરાબ ઉપયોગ અટકાવવા કરતાં જીભનો ખરાબ ઉપયોગ થતો અટકાવવો એ ઘણુંજ કઠિન કામ છે.

૩–પ્રભુએ જેને દર્શન આપીને કૃતાર્થ કરેલો છે, તેનું આચરણજ એવું

---

ધારીને તરતજ નિત્યકર્મ પરવારીને ધ્યાન-ભજનમાં જોડાઇ ગયા. આ પ્રમાણે તે દિવસે થોડા કલાક ધ્યાન-ભજનમાં ગાળી શકવાથી તેમને વધારે આનંદ આવવા ઉપરાંત વૃત્તિ પણ વધારે ઉંડી ઉતરી જેથી ઉત્થાન થયા પછી તેમણે તારો (ગધેડાનો) ઉપકાર પ્રભુ આગળ માન્યો અને તારૂં ભલું ઇચ્છયું, તેથીજ તું આટલો જલદી અને આટલી સહેલાઇથી પ્રભુની પરમ કૃપા મેળવી શકી મહાન સંતની અવસ્થા પામ્યો છે. ભિક્ષુ–અખંડાનંદ

બની રહે છે કે તે ગમે તેટલો સંસારીઓમાં રહે અને સાંસારિક બાબતો જુએ તોપણ તેના ઉપર તે લેશમાત્ર પણ આસક્ત થતો નથી અને કોઈ પણ વસ્તુને ઈશ્વર જેટલી અગત્ય આપતો નથી.

૪–જ્યાંસુધી ઇશ્વરના ઉપર તમારો પૂરો ભરોંસો બેસે નહિ અને જ્યાંસુધી હૃદયરૂપી ત્રાજવાનાં આશા અને ભયનાં છાબડાં સરખાં થાય નહિ, ત્યાંસુધી કોઇ પણ માણસ ખરેખરો સાધુ બની શકતો નથી.

૫–મેં કોઇ પણ પદાર્થ એવો દીઠો નથી કે જેમાં પરમેશ્વર દેખાતો ન હોય.

૬–તમારી અવસ્થા કેવી છે ? જેનું આયુષ્ય ક્ષણે ક્ષણે ઘટતું ચાલે અને અપરાધો વધતા ચાલે, તેનાજ જેવી.

# ૫૮–તપસ્વી અબુ હાજમ મક્કી

તપસ્વી અબુ હાજમ પ્રાચીન સાધુ–સમૂહમાં જ્યોતિસ્વરૂપે હતા. તેઓ અનેક લોકોને ધર્મમાર્ગે દોરનાર, નિવૃત્તિમાર્ગના મહાન મુસાફર અને વિદ્વાન પુરુષ હતા. તેમનો નિવાસ મક્કા નગરમાં હતો. તેઓ ઘણો સમય જીવ્યા હતા. તેમનાં વચનોનું સૌ સાધુ પુરુષો અનુમોદન કરતા અને તે વચનો બધી કઠણ સમસ્યાઓના ખુલાસારૂપ હતાં. તેમનાં વચનો અનેક ગ્રંથોમાં મળી આવે છે. હજરત મહમદ પછી તરતજ જે અનુયાયી સાધુ પુરુષો થયા તેમાંના એક આ તપસ્વી અબુ હાજમ મક્કી હતા. અબુ હુરેરા અને આનસ વગેરે પેગંબરના જે સહચરો થયા, તેમનાં મક્કીએ દર્શન–સમાગમ કર્યાં હતાં.

એક વાર અબ્દુલ મુલ્કના પુત્ર હાસમે મહર્ષિ અબુ હાજમને પૂછ્યું કે "હું જે ધંધો કરૂં છું, તેજ ધંધો કર્યા કરવા છતાં હું સંસારમાંથી તરી શકું એવો કોઇ ઉપાય છે ?"

અબુ હાજમ—"હા, છે અને તે એ કે, **તું એક પૈસો પણ કમાય તે ન્યાયપૂર્વક કમાજે અને જે કાંઇ ખર્ચે તે સન્માર્ગેજ ખર્ચજે,**"

હાસમ—"આપ કહો છો એવું કોઇથી પણ બની શકે ખરૂં ?"

અબુ હાજમ—"જે માણસ સ્વર્ગલોકની અભિલાષા રાખતો હોય, નરકથી દૂર રહેવા ઇચ્છતો હોય અને પ્રભુનીજ પ્રસન્નતાનો ભિક્ષુક હોય, તે જરૂર તેમ કરી શકે."

એક દિવસ અબુ હાજમ કોઈ ખાટકીની દુકાન પાસે થઇને જતા હતા. દુકાનમાં મોટા મોટા માંસના કકડા પડેલા હતા. રસ્તે ચાલતાં અબુ હાજમની તેના તરફ દૃષ્ટિ પડી. તેમને જોઇને ખાટકી બોલ્યો કે "કેમ, આ માંસનો ટુકડો લેવો છે ?"

અબુ હાજમ—" મારી પાસે પૈસા નથી."

ખાટકી—" હું તમને વગરપૈસે એ આપુ તો ?"

અબુ હાજમ—" પરંતુ મારે જરૂર નથી."

ખાટકી—" તમે દુર્બળ પડી ગયા છો અને છાતીનાં હાડકાં બહાર દેખાય છે, તે જોતાં તો તમારે માંસભક્ષણ ખાસ જરૂરનું છે."

અબુ હાજમ—" મારા શરીરમાં જે કાંઇ માંસ છે, તે કબરના કીડાઓને માટે તો ઘણું છે."

એક સાધુ પુરુષ કહે છે કે, હું મક્કાની હજ કરવા સારૂ મારા વતનમાંથી બગદાદમાં પહોંચ્યો, ત્યારે મેં સાંભળ્યું કે આ નગરમાં અબુ હાજમ મક્કી આવેલા છે તેથી હું તેમનાં દર્શન કરવા ગયો. ઉતારે પહોંચ્યો ત્યારે તેઓ પોઢેલા હતા. ત્યાં હું થોડી વાર બેઠો. પછી તેઓ જાગ્યા અને બોલ્યા કે "ભાઈ! હમણાંજ મેં સ્વપ્નમાં હજરતને જોયા. તેમણે મારી મારફતે તને કહેવરાવ્યું છે કે "તું તારી જનેતાની આજ્ઞાનું પાલન કર, મક્કામાં હજ કરવા જવા કરતાં એ કાર્ય વધારે ઉત્તમ છે; માટે તું પાછો તારે ઘેર જા અને તારી માતા પ્રસન્ન રહે તેમ કર."

આ વાત સાંભળીને હું મક્કે ન જતાં મારા વતનમાં પાછો ફર્યો.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–તમે સંસારની કામનાઓથી નિવૃત્ત થાઓ. જેઓ સંસાર ઉપર આસક્તિ રાખશે, તેમનાં તમામ સાધન અને ભજન પરલોકમાં ધૂળધાણી થશે અને એમ કહેવાશે કે "જુઓ, ઇશ્વરે જે વસ્તુઓ તુચ્છ માનીને થોડી થોડી જ્યાં ત્યાં જેમ તેમ ફગાવી દીધી છે, તે અત્યંત તુચ્છ(અસત્, જડ ને દુઃખરૂપ)-જ વસ્તુઓ આ મૂર્ખ લોકોએ હૈયાના હાર પેઠે ગળે વળગાડી રાખી છે!"

૨–આ સંસારની લૌકિક વસ્તુઓમાં તો એવું કાંઈ પણ છેજ નહિ, કે જે તમને નિર્મળ આનંદ આપી શકે, કેમકે સંસારમાં નિર્મળ આનંદ સરજેલોજ નથી; છતાં પણ જો તમે એવા તુચ્છ પદાર્થોમાંજ આસક્ત રહેશો, તો તે (બતાસાને બદલે રૂપિયો આપી દેવા જેવું, પરલોકના મહાન પદાર્થોથી દૂર

રાખનારૂં નીવડશે.

૩–આ બે બાબતોવિષે મને સંપૂર્ણ ખાત્રી થયેલી છે કેઃ–(૧) જે મારે-માટે નિર્માણ થયેલું હશે તે તો હું દૂર ભાગીશ તોપણ મને આવી મળવાનું છે; અને (૨) જે અન્યને માટે નિર્મિત થયેલું છે,તે કરોડો યત્ને પણ મળવાનું નથી.

૪–અત્યારે તો તમે એવા જમાનામાં આવી પડયા છો, કે જે જમાનામાં માણસો કાર્ય કરવાને બદલે બિચારા બોલ્યા કરવામાંજ વધારે તત્પર રહે છે અને ધર્મપાલન કરવાને બદલે બિચારા શુષ્ક જ્ઞાનજ ભણવા–ભણાવવામાં મગ્ન દેખાય છે! મતલબ કે, તમે બહુજ ખરાબ યુગમાં અને બહુજ હલકા લોકોમાં આવી પડયા છો.

૫–જ્યાં પ્રભુની પોતાનીજ પ્રસન્નતા શોધવી–સાધવી જોઇએ, ત્યાં લોકો-નીજ પ્રસન્નતા મેળવવાને લોકો બિચારા દોડાદોડ કર્યા કરે છે; અને ચિંતામણિ જેવી સર્વપદાર્થદાયક પ્રભુકૃપાને મેળવવાનું બિચારા છેકજ ભૂલી બેઠા છે!

૬–જે માણસ સર્વના સ્વામી પ્રભુનેજ રાજી રાખવામાં પોતાને ધન્ય માને છે, તે માણસ લોકોની પાસેથી શી વસ્તુની અને શામાટે આકાંક્ષા રાખે? અર્થાત્ રાખતોજ નથી.

# ૫૯–તપસ્વી આતબા

તપસ્વીપ્રવર આતબા, ઇશ્વરના ઐશ્વર્યથી વિહ્વળ અને અધ્યાત્મ-યોગમાં બેભાન થઇ જતા. તેમના ચરિત્રમાં પુણ્યનું તેજ અને પ્રેમની મધુ-રતા અતિશય ખીલી નીકળ્યાં હતાં. વૈરાગ્ય તથા દીનતામાં તેઓ આદર્શરૂપ હતા. સૌ તેમની પ્રશંસા કરતા. તેમના પિતાનું નામ ગોલાબ હતું. હુસેન બસરીના તેઓ શિષ્ય હતા. કહેવાય છે કે, તેઓ નદીના પાણી ઉપર ઉઘાડે પગે ચાલી શકતા હતા.

તપસ્વી આતબાના જીવનનો ફેરફાર આ પ્રમાણે થયો કહેવાય છેઃ–એક વાર કોઈ કુલવંતી સાધ્વી સ્ત્રી ઉપર આતબાની દૃષ્ટિ પડી. એ દર્શને આતબા મુગ્ધ બની ગયા. તેમનું અંતઃકરણ કામલાલસાથી મલિન બન્યું. પછી પેલી સ્ત્રીને તેમણે પોતાનો મનસુબો દર્શાવ્યો. એટલે પેલી સ્ત્રીએ તેમને પૂછાવ્યું

કે "મ્હારા કયા અંગને જોઇને તમે મુગ્ધ થયા છો ?" આતબાએ કહેવરાવ્યું કે "યુવતિ! તારાં સુંદર નયનો જોઇને હું મુગ્ધ બન્યો છું." આ વચન સાંભળતાં પેલી યુવતીએ પોતાની આંખો કાઢીને એક પાત્રમાં મૂકી અને તે પાત્ર આતબા પાસે મોકલીને કહાવ્યું કે "જે જોવાથી તમે મુગ્ધ થયા છો, તે લોચનો મોકલ્યાં છે, તે જોઇને સંતોષ પામજો." આ બનાવથી આતબાની શુદ્ધિ ઠેકાણે આવી. તેમને ચૈતન્ય આવ્યું, તેમનું અંતઃકરણ પશ્ચાત્તાપના અગ્નિમાં બળવા લાગ્યું. તેઓ મહર્ષિ હુસેન પાસે ગયા અને સાધનામાં પ્રવૃત્ત થયા. કઠોર તપશ્ચર્યા અને તીવ્ર સાધનાઓ સાધવાનું તેમણે શરૂ કર્યું. પોતાને ખાવામાટે જવ પણ તેઓ જાતેજ જમીન ખેડીને ઉગાડતા, હાથેજ દળતા અને રોટલો કરી સૂર્યના તાપે સૂકવતા તથા અઠવાડીઆમાં એકજ વાર ખાઇને જીવન-ધારણ કરતા અને સાધનામાં મશગૂલ રહેતા.

એક વાર ઘણી ઠંડીના વખતમાં મહર્ષિ આતબા એક ઠેકાણે બેઠેલા હતા. એક ઝીણું વસ્ત્ર તેમણે શરીર ઉપર ધારણ કરેલું હતું; છતાં તેમનું આખું અંગ પરસેવાથી ઝેબેઝેબ થઇ ગયેલું હતું. કોઇએ તેમને પૂછ્યું કે, આ શું ?

તેઓ બોલ્યા કે "ગઈ કાલે મારે ત્યાં કેટલાક મહેમાનો આવેલા હતા. હાથ ધોવામાટે તેમણે પાડોશીના વંઢા ઉપરથી થોડીક માટી ધણીની સંમતિવિના ઉખાડી. મેં એ વાત જાણી, ત્યારે ભીંતના ધણીને એ હકીકત કહી અને સંમતિ મેળવી; પરંતુ મારા મહેમાને કરેલા આ અન્યાયી કાર્યથી મ્હારા અંતઃકરણમાં જે ક્લેશ અને લજ્જા ઉપજ્યાં છે, તેથી શરીરમાંથી આ પરસેવો નીકળે છે."

સાધુ અબ્દુલે તપસ્વી જયદને એક વાર પૂછ્યું કે "જે પોતાના આંતરિક ભાવોમાંજ મસ્ત હોય અને લોકોના તરફ જરા પણ દષ્ટિ ન રાખતો હોય એવા કોઇ માણસને આપ ઓળખો છો ?"

જયદ બોલ્યા કે "હા, એવા એક સાધુ પુરુષને હું ઓળખું છું અને તેઓ આ ઘડીએજ અહીં આવનાર છે."

થોડી વારેજ ત્યાં મહર્ષિ આતબા પધાર્યા. તેમને તેમણે પૂછ્યું કે "મહાત્મન્! આપે માર્ગમાં કોઇ માણસને જોયું ?"

તેઓ બોલ્યા કે "ના ભાઇ ! મેં કોઈ માણસને માર્ગમાં જોયું નથી." જો કે તેઓ ભરબજારમાંથી ચાલ્યા આવ્યા હતા. અહો ! શી એકાગ્રતા !

મહર્ષિ આતબા કોઇ દહાડો પણ સ્વાદિષ્ટ ભોજન જમતા નહિ અને

સ્વાદવાળું પીણું પીતા નહિ. એક દિવસ તેમની જનેતાએ કહ્યું કે "બેટા ! સ્વાદિષ્ટ ખાનપાન લઈને તું તારા શરીર ઉપર દયાભર્યો વ્યવહાર કર."

મહર્ષિ—"જે માણસ ઈશ્વરને ખાતર કેટલાક દિવસ કષ્ટ ભોગવે છે, તે પછી દીર્ઘકાળ સુધી સુખ ભોગવે છે."

એક રાત્રે મહર્ષિ આતબા આ પ્રમાણે સ્તુતિ કરતા હતા:—

"હે પ્રભો ! ક્ષમા કરજો. હું તમારા ઉપર પ્રેમ કરવાનોજ. તમે મને ભલે સજા કરજો, તોપણ હું તો તમને પ્રેમપૂર્વક ચાહવાનોજ."

એક રાત્રે સ્વપ્નમાં મહાત્મા આતબાએ એક દિવ્ય કન્યાને જોઈ. તેણે તેમને કહ્યું કે "આતબા ! હું તમારા ઉપર આસક્ત થઈ છું, તેથીજ તમારી પાસે આવી છું; પણ તમે એવું કાંઈ કરતા નહિ કે તમારી અને મારી વચ્ચે વિરોધ થાય."

આતબા—"મેં તો સંસાર છોડયો છે. સંસાર તરફ હું કયારેય જોતો નથી; તો શું હું તમારી તરફ નજર નાખીશ ?"

એક દિવસ મહર્ષિ જુન્નુન મિસરી અને મહમદ સમ્માક, તપસ્વિની રાબીઆ પાસે બેઠા હતા. ત્યાં તો મહાત્મા આતબા પણ નવાં વસ્ત્રો પહેરીને છેલબટાઉ ચાલે ચાલતા ત્યાં આવી પહોંચ્યા. તેમને જોઈને મહમંદ સમ્માક બોલ્યા કે "આતબા ! આ શું ?"

આતબા—"કેમ, આ પ્રમાણે ન ચલાય ? મારૂં નામ ગુલામ ઝબ્બાર (તેજસ્વી પ્રભુનો દાસ) છે. મને શો વાંધો છે ?" આટલું બોલીને તેઓ જમીન ઉપર ઢળી પડયા અને પ્રાણ તજી દીધા.



# ૬૦—તપસ્વી બશર હાફી

તપસ્વીશ્રેષ્ઠ બશર હાફી સાધનરૂપી સંગ્રામભૂમિના વીરપુરુષ, તત્ત્વજ્ઞાન-રૂપી મંદિરના રહેવાસી, કલ્યાણકારક કાર્યક્ષેત્રના કર્મવીર અને પુણ્યરાજ્યના અધિકારી હતા. તેમણે કઠોર સાધનાઓ સાધી હતી. જનસમૂહમાં તેમનું ઘણું માન હતું અને તેઓ સર્વમાન્ય નેતા ગણાતા. પોતાના મામા અલિ હસરમ પાસેથી તેમણે દીક્ષા લીધી હતી. કુરાન અને હદિસ શાસ્ત્રોમાં તેમજ બીજી વિદ્યામાં પણ તેઓ પંડિત હતા. તેમની જન્મભૂમિ મરભ શહેર હતું, પરંતુ પાછળથી તેઓ બગદાદમાં જઈ વસ્યા હતા.

બશર હાફીનું જીવન આ રીતે પલટાયું હતું:–પહેલાં તેઓ મદિરાપાન કરનાર દુરાચરણી પુરુષ હતા. એક દિવસ મદિરાપાન કરી કેફમાં ડોલતા ડોલતા તેઓ માર્ગમાં ચાલ્યા જતા હતા.રસ્તે જતાં તેમણે એક કાગળનો ટુકડો જોયો, તે તેમણે ઉપાડી લીધો. એ કાગળમાં "બિસ્મિલ્લા અર્ રહમાન્ અર્ રહીમ્" એ વાક્ય લખેલું હતું. તેમણે થોડુંક અત્તર વેચાતું લઈ એ કાગળને સુગંધિત કરી તેને સન્માનપૂર્વક કોઈ સારે સ્થળે મૂકયો. તે રાત્રે એક સાધુ પુરુષને સ્વપ્ન આવ્યું, તેમાં કોઈએ તેને કહ્યું કે "જાઓ, બશરને જઈ કહો કે, તેં મારા નામને સુગંધવાળું કર્યું છે, તેથી હું તારા હૃદયને પવિત્રતાની સુગંધથી સુગંધવાળું કરૂં છું."

આ સ્વપ્ન જોયા પછી પેલો સાધુ પુરુષ વિચારવા લાગ્યો કે "અહો! મેં જેના સંબંધી આ સ્વપ્ન જોયું તે માણસ તો ભયાનક દુરાચરણી છે. તેને વિષે આમ બનવું અસંભવિત છે. જરૂર, મારી આમાં કાંઈ ભૂલ થાય છે." આવો વિચાર કરતાં કરતાં તે અજુ કરીને નમાજ પઢયો. ત્યારપછી તેને ઉંઘ આવી. બીજી વાર પણ તેણે એવુંજ સ્વપ્ન જોયું. આ રીતે ત્રણ વાર સ્વપ્ન આવ્યું. આથી સવારે તેણે બશરને તેડવા એક માણસ મોકલ્યો. તે માણસે આવીને ખબર આપી કે, બશર એક ઘરમાં કેટલાક માણસોની સાથે સુરાપાન કરે છે. એટલે પેલા સાધુપુરુષે પોતે તેને ઘેર જઈ બશરને બૂમ મારી; પણ જાણવામાં આવ્યું કે, બશર તો ચકચૂર થઈને પડેલો છે. સાધુના કહેવાથી કોઈએ બશરને કહ્યું કે, તમને બહાર બોલાવે છે, તમને કાંઈક સમાચાર આપવાના છે. બશરે પૂછાવ્યું કે "કોના તરફથી સમાચાર આવ્યા છે?"

સાધુ પુરુષ—"ઈશ્વર પાસેથી સારા સમાચાર આવ્યા છે."

આ સાંભળી બશર કંપવા લાગ્યો અને રોતાં રોતાં બોલ્યો કે "હાય! કાંઇક ઠપકો આપવાના કે સજા કરવાના સમાચાર હશે." આટલું કહી દારૂડીઆ મિત્રોને વિદાય કરતાં તેણે કહ્યું કે "હું હવે જાઉં છું. મને ફરી વાર તમે આ કાર્યમાં જોશો નહિ." પછી તે ચાલ્યો ગયો, નિર્જનતાનો આશ્રય લીધો અને પશ્ચાત્તાપની પીડા અનુભવવા માંડી. કેટલાક દિવસસુધી બશરના અંતઃકરણમાં સુખશાંતિ જણાઇ નહિ. પછી તેમણે પ્રભુદર્શનની વ્યાકુળતાને લીધે પગમાં પાદુકા પહેરવાનું પણ છોડી દીધું. આથી તેમને હાફી (ઉઘાડા પગવાળા) એવું ઉપનામ પ્રાપ્ત થયું. કોઇએ તેમને પૂછ્યું કે "આપ ચાખડી કેમ પહેરતા નથી?"

મહર્ષિ—"જ્યારે મેં પ્રેમસ્વરૂપ પ્રભુની સાથે પ્રીતિ બાંધી, તે દિવસે હું ઉઘાડે પગે હતો; એટલે હવે પગ ઢાંકતાં મને શરમ આવે છે. વિશેષમાં મને પ્રભુએ પણ કહ્યું છે કે 'બશર! મેં તો તારેમાટે આ ભૂમિરૂપી આસન બિછાવી રાખ્યું છે.' હવે એ પ્રભુજીએ આપેલા બાદશાહી આસન ઉપર જોડા કે ચાખડી પહેરીને ચાલવું, એ શું ઈચ્છવા યોગ્ય છે?"

કહેવાય છે કે, કેટલાક તપસ્વી યોગીઓ માટીના ઢેફા ઉપર પીશાબ કરતા નહિ, અરે જમીન ઉપર થુંકતા પણ નહિ! કેમકે તેઓ સર્વત્ર ઇશ્વરી જ્યોતિનાં દર્શન કરતા હતા. મહર્ષિ બશર હાફીની પણ એવીજ અવસ્થા હતી. જ્યારે ઇશ્વરી જ્યોતિજ સાધકની નયન–જ્યોતિ બની રહે છે, ત્યારે તે સર્વત્ર ઇશ્વરસિવાય બીજું જોતોજ નથી. પેગંબર હજરત મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦) પોતાના સહચર સાલબાની છેલ્લી ક્રિયામાં જતી વખતે માત્ર પગના અંગુઠાવડેજ ચાલતા હતા અને કહેતા હતા કે "મને ભય લાગે છે કે રખેને મારા પગ દેવ ઉપર પડે."

ઇમામ અહમદ હંબલ વારંવાર બશર હાફી પાસે આવતા અને તેમના ઉપર ઘણો ભક્તિભાવ દર્શાવતા. હંબલના શિષ્યોએ એક વાર તેમને કહ્યું કે "આપ મહાવિદ્વાન છો; સાધન–શાસ્ત્રમાં, તત્ત્વજ્ઞાનમાં, હદિસ શાસ્ત્રમાં અને બીજાં વિવિધ શાસ્ત્રોમાં અદ્વિતીય છો; છતાં વારંવાર એક ઉન્મત્તની પાસે જાઓ છો, એ શું આપને ઘટે છે?"

અહમદ હંબલ બોલ્યા કે "હા, ઠીક છે. તમે દર્શાવેલીસઘળી વિદ્યાઓમાં હું બશરના કરતાં આગળ વધેલો છું, એ તો સાચું; પરંતુ તેઓ મારા ક-

રતાં પ્રભુને વધારે ઓળખે છે. એટલા માટે હું તેમની પાસે જાઉં છું અને કહું છું કે "હાફી! તમે પ્રભુની વાતો કહો."

એક રાત્રે બશર ઘરમાં દાખલ થતાં એક પગ બારણામાં અને બીજો પગ બહાર રાખીને સવાર લગી વિસ્મયપૂર્વક સ્તબ્ધભાવે ઉભા રહ્યા હતા. તેજ પ્રમાણે એક વાર મસ્તભાવે પોતાની બહેનને ઘેર અગાશીમાં જતાં જતાં કેટલાંક પગથીઆં ચઢીને એવી અવસ્થામાંજ પ્રાતઃકાળ લગી ઉભા રહી ગયા! અને પછી ત્યાંથી પરભાર્યાજ સવારની નમાજ પઢવા ચાલ્યા ગયા. જ્યારે પાછા આવ્યા, ત્યારે બહેને આવી અવસ્થા થવાનું કારણ પૂછ્યું; ત્યારે તેઓ બોલ્યા કે "મને એવો વિચાર આવ્યો કે બગદાદમાં બશર નામવાળા કેટલાક પુરુષો છે. તેમાંનો એક બશર યાહુદી છે, બીજો ખ્રિસ્તી છે, ત્રીજો અગ્નિપૂજક છે અને ચોથો હું છું. હવે મેં ઇસ્લામધર્મ ગ્રહણ કરીને જે મહાલાભ મેળવ્યો છે, તે લાભ કયાં પાપને લીધે તેઓ નથી મેળવી શક્યા? અને મેં શાં પુણ્ય કર્યાં છે કે મેં આવી સંપત્તિ પ્રાપ્ત કરી છે? આ વિચારથી હું સ્તબ્ધ થઈ ગયો અને પગથીઆં ઉપરજ રાત્રિ નીકળી ગઇ."

બલાલ ખૈયાસ નામનો એક ધર્મસાધક કહે છે કે "હું એક દહાડો એક જંગલમાં ચાલ્યો જતો હતો, ત્યારે એક માણસ મારી સાથેસાથે ચાલતો હતો. મને લાગ્યું કે તે ધર્મગુરુ ખેજર હશે, તેથી મેં પૂછ્યું કે "આપ કોણ છો?"

તેઓ બોલ્યા કે "હું તમારો ભાઇ ખેજર છું." મેં પૂછ્યું કે "આપ ઈમામ સાફીના સંબંધમાં શું કહો છો?"

તે બોલ્યા કે "સાફી લોઢાના થાંભલા જેવો દઢ છે."

મેં પૂછ્યું કે "આપ અહમદ હંબલ સંબંધે શું કહો છો?"

તે બોલ્યા કે "સત્યનિષ્ઠ લોકોમાં તેમનું સ્થાન છે."

પછી મેં પૂછ્યું કે "આપ બશર હાફીસંબંધે આપ શો મત ધરાવો છો?"

તે બોલ્યા કે "બશર હાફી નહિ હોય, ત્યારે તેમનું સ્થાન પૂરાવાનું નથી."

અબ્દુલ્લા જલ્લાલ કહે છે કે, મેં જુન્નુનનાં, સહલનાં અને બશરનાં દર્શન કર્યાં છે. જુન્નુનમાં તપશ્ચર્યા વિશેષ છે; સહલમાં ગૂઢ તત્ત્વો ચર્ચવાની શક્તિ વિશેષ છે અને બશરમાં અદ્વિતીય વૈરાગ્ય છે.

મહર્ષિ બશરે સાત હદિસ ગ્રંથો બહુજ પ્રીતિપૂર્વક સાંભળ્યા હતા; પણ પછી ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત થતાં તે બધા માટીમાં ખાડો કરીને દાટી દીધા હતા.

મહર્ષિ બશરે ઘણાં વર્ષોસુધી અનાજ ખાધું નહોતું; કેમકે તેમના મનમાં

અનાજ ખાવાની અભિલાષા થઈ હતી.

એક સાધુપુરુષ કહે છે કે, હું પુષ્કળ ઠંડીને વખતે બશરની પાસે ગયો અને જોયું તો તેઓ ઉઘાડે શરીરે ઉભા ઉભા ધ્રૂજતા હતા.

મેં પૂછ્યું કે "આ શું ? તમે ઉઘાડા કેમ ઉભા છો ?"

મહર્ષિ બોલ્યા કે "હું ઉભો ઉભો દીન-દુઃખીઓનાં દુઃખોનું સ્મરણ અને અનુભવ કરૂં છું. મારી પાસે ધન નથી કે જેનાવડે તેમને મળીને તેમનું દુઃખ ટાળી શકું."

મેં કહ્યું કે "આપ આવી ઉંચી સ્થિતિએ શી રીતે ચઢી શકયા ?"

મહર્ષિ બોલ્યા કે " મ્હારી અવસ્થા ઇશ્વરસિવાય બીજાઓથી હું સદા ગુપ્ત રાખતો તેથીજ હું આ સ્થિતિએ પહોંચ્યો છું."

એક દહાડો કેટલાક સાધુ પુરુષો બશર પાસે ગયા. એ સમયે તેઓ સંતોષવિષે વાત કરતા હતા. ત્યાં એક માણુસ આવી બોલ્યો કે "આપ લોકોની પાસેથી કશું લેતા નથી; જો આપ વૈરાગ્યમાં દૃઢ અને સંસારથી ઉપરામ હો તો કંઇક કંઇક ગ્રહણ કરતા રહો અને ગુપ્ત રીતે ગરીબોને દાન આપો તેમજ તમે પોતે દૃઢ વિશ્વાસમાં રહો અને આપની ઉપજીવિકા ભલે ઇશ્વરી રાજ્યમાંથી લીધા કરો." આ વાત બશરના સાથીઓને તો બહુ ભારે લાગી.

મહર્ષિ બશર હાફી બોલ્યા કે "તમે જાણો કે, નિર્ધન અવસ્થા ત્રણ પ્રકારની છે. પહેલા પ્રકારના દૈન્ય અવસ્થાવાળા લોકો કદી પણ યાચના કરતા નથી, કોઇ દાન આપે તો તે ગ્રહણ પણ કરતા નથી અને દાતાઓથી દૂર ભાગે છે; અને જ્યારે તેઓ ઇચ્છા કરે છે, ત્યારે તે તેમને પ્રભુ આપી રહે છે. બીજા પ્રકારના લોકો ભિક્ષા માગતા નથી, પણ જો કોઇ આપે તો તે ગ્રહણ કરે છે. તેઓને મધ્યમ પંક્તિના નિર્ધન સમજવા. આ બધા લોકો ઈશ્વર ઉપર વિશ્વાસ રાખીને રહે છે અને અક્ષય ભંડારમાં વાસ કરે છે. ત્રીજી પંક્તિના નિર્ધન લોકો ધૈર્ય ધારણ કરી રહે છે અને બહુજ સાવધાનીથી સમય વ્યતીત કરે છે. દાન આપવા બોલાવનારા દાતારોને તેઓ દૂરથીજ ત્યાગે છે."

મહર્ષિ બશરનો આવો ઉત્તર સાંભળી પેલા સાધુએ કહ્યું કે " આપની આ વાતથી હું સંતોષ પામ્યો છું, આપના ઉપર પ્રભુ પ્રસન્ન હો."

મહર્ષિ બશર કહે છે કે " એક દિવસ હું એક પર્વત નજીક મહાત્મા અલ્લિ જવરઅવાની પાસે ગયો. મને જોઈનેજ "હે પ્રભુ ! મેં શો અપરાધ કર્યો છે, કે આજે મને માણુસનું મોઢું દેખાડયું ?" એવું બોલતા બોલતા તેઓ

દોડવા લાગ્યા. હું તેમની પછવાડે દોડયો અને તેમની પાસે જઇ બોલ્યો કે "મહાત્મન્! મને કાંઇ ઉપદેશ આપો."

તેઓ બોલ્યા કે "નિર્ધનતાને પ્રેમપૂર્વક ભેટો, સહનશીલતાપૂર્વક જીવન ગાળો અને લૌકિક તૃષ્ણાને શત્રુ જાણો. એટલું કરશો તો પછી સહેલાઈથી ઇશ્વર પાસે પહોંચી શકશો."

એક વાર તુર્કસ્તાનમાંથી કેટલાક યાત્રાળુઓ મહર્ષિ બશર પાસે આવ્યા અને બોલ્યા કે "અમે મક્કે જવા તૈયાર થયા છીએ. આપ અમારી સાથે મક્કે આવશો?"

મહર્ષિ બોલ્યા કે "જો ત્રણ સત્યોનું પાલન કરી શકો તો હું તમારો સાથ કરી શકું. પહેલું એ કે, કશુંજ સાથે લેવું નહિ, બીજું કોઇની પાસેથી કાંઇ પણ માગવું નહિ, ત્રીજું કોઇ આપે તોપણ લેવું નહિ."

તેઓ બોલ્યા કે "પહેલી બે શરતોનું અમે પાલન કરી શકીએ; પરંતુ કોઇ આપે તે પણ ગ્રહણ ન કરવાને અમે અશક્ત છીએ."

બશર—"તમે હાજીઓએ સ્વીકારવાના નિયમો ઉપર વિશ્વાસ બાંધ્યો છે. એક સાધુએ કહ્યું છે કે 'જે માણસોના અંતઃકરણમાં એવો ભાવ છે કે, કોઇ માણસ પાંસેથી કદી કાંઇ પણ લેવું નહિ, તેઓજ ઈશ્વર ઉપર સાચો વિશ્વાસ રાખનારા છે.' મેં જે કંઇ કહ્યું છે, તે આ શબ્દોને વિસ્તારીને કહ્યું છે."

બશર કહે છે કે, એક દિવસ હું મ્હારા ઘરમાં એક માણસને આવેલો જોઇને બોલ્યો કે "તું કોણ છે? રજાવિના ઘરમાં કેમ આવ્યો છે?"

તે બોલ્યો કે "હું તારો બંધુ ખેજર છું."

મેં કહ્યું કે "આપ મને કાંઇ આશીર્વાદ આપો."

તે બોલ્યા કે "પ્રભુ તમારેમાટે તપસાધનાઓની સુગમતા આપે."

હું બોલ્યો કે "હજી વધારે કહો."

તે બોલ્યા કે "તમારી સાધનાઓને તે પ્રભુ ગુપ્ત રાખે."

એક માણસ મહર્ષિ બશર પાસે સલાહ પૂછવા આવ્યો અને બોલ્યો કે "મેં વ્યાજબી રીતે બે હજાર તામ્ર-મુદ્રાઓ ભેગી કરી છે અને ઇચ્છા છે કે, હજ કરવા મક્કે જાઉં. આપ શું કહો છો?"

મહર્ષિ—"તું આ પૈસા લઇને આનંદ કરવા મક્કે જાય છે; પણ જો તું ઈશ્વરનેજ પ્રસન્ન કરવા ચાહતો હોય તો તો આ પૈસા નિરાશ્રિત અનાથોને, અનાથ અબળાઓને અને ભૂખના દુઃખથી પીડાતાં સદાચારી કુટુંબોને આપ.

તેઓ એ ધન વાપરીને સુખી થશે, તેથી સેંકડો યાત્રાઓથી પણ તારૂં વધારે ભલું થશે."

પેલો માણસ બોલ્યો કે "હજ કરવાની વાસના મ્હારા અંતરમાં પ્રબળ થયેલી છે."

બશર હાફી—"તેં આ ધનને નીતિપૂર્વક મેળવેલું નથી, એટલે તેનો અનર્થકારી વ્યય નહિ થાય, ત્યાંસુધી તું જંપી શકશે નહિ."

બશર કહે છે કે, એક દિવસ પેગંબર સાહેબ(સ૦ આ૦ સ૦)ને મેં સ્વપ્નમાં જોયા. તેઓ બોલ્યા કે "બશર ! પરમેશ્વરે તને શામાટે પસંદ કર્યો છે અને સૌથી ઉંચું પદ શામાટે આપ્યું છે, તે તું જાણે છે ?"

બશર—"ના, હું કાંઇ જાણતો નથી."

પેગંબર સાહેબ (સ૦ આ૦ સ૦)—"તું મ્હારી ધર્માજ્ઞાઓનું અનુસરણ કરે છે, સાધુજનોનું સન્માન કરે છે, બંધુઓને સદુપદેશ આપે છે અને મ્હારા સહચરો ઉપર તથા પરિવારનાં માણસો ઉપર પ્રેમ રાખે છે; માટેજ પ્રભુએ તને સાધુતાનો ઉંચો દરજ્જો આપેલો છે."

બશર કહે છે કે, એક વાર હજરત મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦)નાં સ્વપ્નમાં દર્શન પામી મેં નિવેદન કર્યું કે " હે પેગંબર સાહેબ ! મને કાંઇ ઉપદેશ આપો."

તેઓ બોલ્યા કે "ઈશ્વર તરફથી બદલો મેળવવાને પણ દીન-દુઃખીઓપર દયા કરવી, એ ઉત્તમજ કાર્ય છે; પરંતુ બદલાની જરા પણ આશાવિના અને માત્ર પ્રભુપર શ્રદ્ધા રાખીને તેની કૃપા માટેજ દયા કરવી, એ ઉત્તમોત્તમ કાર્ય છે."

જ્યારે બશર મૃત્યુ-શય્યા ઉપર સૂતા, ત્યારે એક માણસે તેમની પાસે આવીને પોતાની ગરીબાઇ દર્શાવી. આથી તેમણે પોતાનું અંગવસ્ત્ર તેને આપી દીધું અને પોતાને માટે એક બીજું અંગવસ્ત્ર ઉધારે મંગાવી લીધું. તે વસ્ત્રથી આચ્છાદિત થઇ તેમણે પ્રાણત્યાગ કર્યો. મરણકાળ સમીપ આવ્યો, ત્યારે તેઓ અત્યંત અસ્થિર બની ગયા. કોઇએ તેમને પૂછ્યું કે 'જીવન ઉપર હજુ પણ આપને મોહ છે?'

મહર્ષિ બોલ્યા કે "ના, રાજરાજેશ્વર પાસે જઈ નિઃસંકોચપણે ઉભા રહેવું કઠિન છે, તેથીજ ચિત્તમાં અસ્થિરતા આવી છે."

મહર્ષિ બશર પરલોકવાસી થયા પછી એક દિવસે એક વૃદ્ધ શ્રી ઇમામ

અહમદ હંબલ પાસે આવી; અને બોલી કે "રાત્રે ઘરની અગાસી ઉપર બેસીને હું રેંટીઓ કાંતતી હતી. એવામાં ખલિફના નોકરોની મશાલનું અજવાળું રેંટીઆ ઉપર પડયું ! એ અજવાળામાં મેં થોડી વાર સૂતર કાંત્યું છે તે વાજબી થયું કે ગેરવાજબી ?"

અહમદે પૂછયું કે "અહો બાઈ ! તમે કોણ છો, કે આવા સૂક્ષ્મ વિચારો તમારા હૃદયમાં ઉત્પન્ન થાય છે ?"

તે બોલી કે "હું બશર હાફીની બહેન છું."

ઈમામ અહમદની આંખોમાં પાણી આવી ગયું અને તેઓ બોલી ઉઠયા કે "તો ઠીક, આવા પ્રકારના વૈરાગ્ય-વિચારો તો એમનાજ કુટુંબમાં સ્ફુરી શકે." પછી તેઓ બોલ્યા કે "બહેન ! તમારેમાટે તે કાર્ય વાજબી થયું નથી, હવે સાવધાન રહેજો અને સૂક્ષ્મ દૃષ્ટિથી ચાલજો, કે જેથી તમારૂં નિર્મળ જીવન મલિન બને નહિ. તમારા ભાઇને પગલે ચાલવાથી તમારી એવી અવસ્થા થશે કે મશાલનો પ્રકાશ પડતાંજ તમારા હાથ રેંટીઓ ચલાવતા બંધ થઈ જશે. તમારા ભાઈની અવસ્થા એવી થયેલી હતી કે, જ્યારે કોઇ સંદેહજનક ખોરાક તેમની પાસે આવતો, ત્યારે તેને તેમનો હાથ પકડીજ શકતો નહિ."

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧-જે માણસ આ સંસારમાં પ્રતિષ્ઠા પામવા ચાહતો હોય, તેણે કદી કોઇ માણસ પાસે કશી પણ યાચના કરવી નહિ અને કોઇને પણ અપ્રિય શબ્દ કહેવા નહિ.

૨-લોકો મારી યોગ્યતા જાણે તો કેવું સારૂં ? એવું જે ઇચ્છે છે, તે સ્વર્ગીય મધુરતા પ્રાપ્ત કરી શકતો નથી. કેમકે લોકોમાં જાણીતા થવા ઇચ્છવું, એ પણ અસાર સંસારમાં સારબુદ્ધિ અને આસક્તિનુંજ લક્ષણ છે.

૩-હૃદયમંદિરમાં દુનિયાઈ તૃષ્ણાઓ ન ઘુસી જાય, તેટલા માટે જ્યાંસુધી તમે લોઢાની ભીંત ઉભી કરી શકો નહિ, ત્યાંસુધી તમે સાધન-ભજનની મધુરતા ચાખી શકવાના નથી.

૪-ત્રણ બાબતો કઠિન છેઃ-(૧) નિર્ધનતામાં પણ ઉદારતા રાખવી, (૨) એકાંતમાં પણ વૈરાગ્ય સાચવવો અને (૩) જેનો ભય લાગતો હોય તેને પણ સાચેસાચુંજ કહી દેવું.

૫-પ્રત્યેક ક્ષણે પોતાના જીવનવિષે સૂક્ષ્મ વિચારો કરો અને સંદેહજનક વસ્તુથી વેગળા રહો, એ પણ પુણ્ય તરફ પ્રીતિ હોવાનું લક્ષણ છે.

૬–જ્યાંસુધી તમારૂં હૃદય તૃષ્ણાથી ખાલી ન થાય, ત્યાંસુધી તેમાં વૈરાગ્ય વસી શકતો નથી.

૭–જે (ઇરાદાપૂર્વક ધારણ કરેલી) નિર્ધનતાદ્વારા મનુષ્યને ધૈર્ય, સહનશીલતા અને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે, તે નિર્ધનતા જગતનું સામ્રાજ્ય મળવા કરતાં પણ શ્રેષ્ઠ છે.

૮–આ જગતમાં જો ઇશ્વર તરફના કોઇ ખાસ દેવદૂતો હોય તો તે માત્ર ઋષિઓજ છે; પરંતુ તેઓ એવા પ્રકારના છે, કે જ્યાંસુધી માણસ પ્રભુદર્શન પામ્યો ન હોય (અથવા પામવાની તીવ્ર જિજ્ઞાસા જાગી ન હોય) ત્યાંસુધી એવા દેવદૂતોને શોધવા, ઓળખવા અને માન આપવાનું તેનાથી બની શકતું નથી.

૯–જે માણસ સ્વતંત્રતારૂપી અમૃતનો સ્વાદ ચાખવા ઇચ્છે છે, તેણે પ્રથમ અંતઃકરણને વિશુદ્ધ કરવું જોઇએ.×

૧૦–નમન કરનાર પ્રત્યે અનાસક્તજ રહેજો અને સંસારપ્રેમીઓને તો તમે પોતેજ નવ ગજથી નમસ્કાર કરજો–અર્થાત્ છેટાજ રહેજો.

૧૧–જે માણસ પ્રભુને પામવા ઇચ્છે છે, તે લોકોનો સહવાસ રાખવામાં ભય જુએ છે.

૧૨–તમે ઈશ્વરના ઉપર વિશ્વાસ રાખવાના લાભ સમજી શકયા હશો, તોજ ઇશ્વર જે કાંઇ કરે તેથી સંતુષ્ટ રહી શકશો.

૧૩–જે માણસ પ્રભુના ધ્યાન–ભજનમાં રહ્યા કરે છે, તેજ ઉત્તમ સાધુ છે.

૧૪–જ્યાંસુધી શત્રુને ક્ષમા નહિ આપો, ત્યાંસુધી પૂર્ણતા નહિ પામો.

---

× વિદેશીઓ પાસે સ્વરાજ મળવાની દુરાશામાં ડુબી રહેલાઓ આ મહર્ષિના ઉપદેશને અનુસરીને પ્રથમ તો પોતાપર, ઘર–કુટુંબપર અને નાતજાતપર તથા દેશવાસીઓ ઉપર ચઢી બેઠેલાં આંતરિક અજ્ઞાન અને અવગુણ–અનીતિના સામ્રાજ્યને ઉથલાવી નાખે નહિ અને પોતાનાં અને ઓળખીતાઓનાં કળિયુગી શરીરોને બદલે મહર્ષિઓ અને મહાવીરોનાં ગુણગાન કરે–કરાવે નહિ અને ચરિત્રો વાંચે–વંચાવે, આચરે–આચરાવે નહિ, ત્યાંસુધી દેશમાં ઉત્તમ ધર્મનીતિમય આત્માઓને આકર્ષવાનું અને પરાધીનતામાંથી છૂટાવું મુશ્કેલજ રહેશે. જેઓ માત્ર બાહ્યપદાર્થોમાંજ બધું આવી રહેલું જોઇ શકે છે, એવા ટુંકી દૃષ્ટિવાળા અગ્રેસરોની સભાબાજીઓ અને કલમબાજીઓમાંથીજ પ્રથમ તો છૂટવાની જરૂર છે. લિ૦ **ખરાબ ભિક્ષુ**

# ૬૧–મહર્ષિ મહમદ એબન સમ્માક

તપસ્વી મહમદ એબન સમ્માક (સમ્માકના પુત્ર મહમદ) પરમ વૈરાગી, મહાન સાધક, કુરાનના વ્યાખ્યાતા, ભક્તમંડળીના આધારભૂત નેતા તેમજ સર્વમાન્ય પુરુષ હતા. તેમનાં વચનો મીઠાશવાળાં અને હૃદયના સંતાપ હરનારાં હતાં. સદુપદેશ આપવામાં તેઓ પ્રસિદ્ધ હતા. એમની અસરકારક વાતોથી તપસ્વી મારૂફ ગોરખીનાં હૃદયદ્વાર ઉઘડયાં હતાં. બગદાદનરેશ હરૂન અલ રશિદ તેમને પુષ્કળ માન આપતો. તે કહેતો કે "હે શ્રદ્ધાળુઓના નાયક ! આપનું ગૌરવ મહાન છે."

સાધુ અહમદ હૈયારી કહે છે કે "એક વાર મહમદ એબન સમ્માક કાંઈક વ્યાધિથી પીડાતા હતા. તેમનો રોગ પરખાય તે માટે હું તેમનો પેશાબ લઇને એક અગ્નિપૂજક હકિમ પાસે જતો હતો. માર્ગમાં જતાં મને એક નવાં વસ્ત્રવાળો સુંદર અને તેજસ્વી વૃદ્ધ પુરુષ મળ્યો. તેણે મને પૂછયું કે "કયાં જાઓ છો ?"

મેં તેને સઘળી હકીકત કહી ત્યારે તે વૃદ્ધ પુરુષે ઈશ્વરનું પવિત્ર નામ ઉચ્ચારીને કહ્યું કે "અરે અહમદ ! તું આ શું કરે છે ? ઇશ્વરપ્રેમીને માટે તું ઇશ્વરવિરોધીની સહાય લેવા જાય છે ? પાછો જા અને એબન સમ્માકને કહે કે જયાં આગળ વેદના જણાતી હોય, ત્યાં હાથ મૂકીને 'નઉજ બેલ્લાહ' વગેરે વચનોનો પાઠ કરે."

આ કથન સાંભળીને હું પાછો ફર્યો અને મહર્ષિને તે હકીકત નિવેદન કરી. તેમણે એ પ્રમાણે આચરણ કર્યું અને તેથી તરતજ તેમનો રોગ દૂર થયો.

મહમદ એબન સમ્માકે લાંબા સમયસુધી બ્રહ્મચર્ય વ્રત પાળ્યું હતું. મરણકાળે તેઓ આમ બોલ્યા હતા કે "હે પ્રભો ! હું જયારે પાપકાર્યો કરવા પ્રવૃત્ત થયો હતો, તે સમયે પણ તમારા ભક્તો તરફ શ્રદ્ધા રાખતો હતો, તો તે પાપોની પણ કૃપા કરીને માફી આપજો."

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–પૂર્વે એવા મહર્ષિઓ હતા, કે જેઓ પોતે પણ મહાન ઔષધરૂપ ગણાતા; કેમકે તેમના પ્રતાપે રોગી માણસો આરોગ્ય થઈ જતાં. હવે એ પુરુષો પોતે નથી; તો પ્રભુની સાથે પ્રેમ બાંધવામાં તેમના ચરિત્ર અને ઉપદેશમય

ગ્રંથને તમારા સાથી બનાવો.

૨–કોઇના ઉપર આપણી શ્રેષ્ઠતા દાખવવી નહિ, તેનું નામ વિનય.

૩–લોભ એ ગળામાં સાંકળ અને પગમાં બેડીસમાન છે, તેનો પરિત્યાગ કરવાથીજ મુક્તિ પામશો.

૪–અત્યારે જેમ અનુષ્ઠાન મહામુશ્કેલ થઇ પડયું છે,તેમ પહેલાં ઉપદેશ આપવો, એ મુશ્કેલ થઇ પડતું હતું. અત્યારે જેમ અનુષ્ઠાન કરનારા થોડા છે, તેમ તે કાળે ઉપદેશ આપનારા થોડા હતા !

# ૬૨–તપસ્વી મહમદ તુસી

તપસ્વીવર્ય મહમદ એબન આસ્લમ ( આસ્લમના પુત્ર મહમદ ) ધર્મ અને સદ્‌ગુણરૂપી સંપત્તિમાં મહાધનાઢ્ય હતા. તેમનું જીવન ઘણું પવિત્ર અને ઉજ્જવળ હતું. લોકો તેમને "લેસાનોર્ રસુલ" એટલે "પેગંબરની જીભ" તથા "શહનેચ્ચ ખોરાસાન" એટલે "ખોરાસાનના શાંતિરક્ષક" કહેતા હતા. ખોરાસાનના તુસ નગરના તેઓ રહેવાસી હતા. ધર્માજ્ઞાઓના પાલનમાં તેઓ અદ્વિતીય હતા. તેઓ એકવાર મુસારેજાના પુત્ર દમામઅલ્લિ સાથે નેશાપુરમાં આવ્યા, ત્યારે જાહરીઆ હંતલીનો દીકરો ઇસાક, હાથમાં દોરી લઈ તેમના ઊંટને નગરમાં દોરવી જતો હતો. તેમણે અંગ ઉપર ઉનનો ધાબળો ઓઢચો હતો, માથે ઘાસની ટોપી પહેરી હતી તથા ખભે પુસ્તકની ઝોળી લટકાવી હતી. લોકો તેમને એવી સ્થિતિમાં જોઇને અશ્રુપાત કરવા લાગ્યા અને બોલ્યા કે " મહાત્મન્ ! આવી અવસ્થામાં અમે આપને જોવા અસમર્થ છીએ. "

તેઓ ઉપદેશક હતા. તેમના પવિત્ર જીવન તથા સુંદર ઉપદેશના પ્રભાવે પચાસહજાર મનુષ્યો દુરાચરણ છોડીને પશ્ચાત્તાપપૂર્વક ધર્મમાર્ગે ચઢયા હતા.

તપસ્વી મહમદ બે વર્ષ લગી કેદખાનામાં કેદીતરીકે રહ્યા હતા, કારણ કે તેમને કહેવામાં આવ્યું હતું કે "બોલો, કુરાન અનિત્ય છે અને માણસનું રચેલું છે." પણ તેઓ એ પ્રમાણે બોલ્યા નહિ. કેદખાનામાં હતા ત્યારે પણ દર શુક્રવારે ન્હાઈ લઇને નમાજ પઢવાનું આસન ખભે મૂકી મસ્જીદમાં જવા સારૂ કેદખાનાના દ્વારપાસે આવતા અને પહેરેગીરો અટકાવતા, ત્યારે પાછા જતા અને કહેતા કે "હે પ્રભો ! મારૂં જે કર્તવ્ય હતું તે મેં

કર્યું છે, હવે તું જાણે."

કેદમાંથી છટ્યા પછી મહર્ષિના એક વાર નેશાપુરમાં તાહેરનો પુત્ર અબ્દુલ્લા જે ત્યાંનો શાસનકર્તા હતો તે આવ્યો. નગરના બધા મોટા માણસો તેને સલામ કરવા ગયા. લાગલાગટ ત્રણ દિવસસુધી એવી ધમાલ ચાલી. ત્યારપછી અબ્દુલ્લાએ પૂછ્યું કે "એવો કોઈ શિષ્ટ માણસ બાકી છે, કે જે અહીં સલામ કરવા આવ્યો ન હોય ?"

પાસે બેઠેલા મંડળમાંથી એક માણસ બોલ્યો કે "હા, બે માણસો આવ્યા નથી, એક અહમદ હર્વ અને બીજા મહમદ તુસી."

અબ્દુલ્લાએ પૂછ્યું કે "તેઓ કેમ આવ્યા નથી ?" લોકો બોલ્યા કે "તેઓ ઈશ્વરી તત્ત્વને જાણનારા માણસો છે, એટલે શાસનકર્તાને સલામ ભરવાને આવેલા નથી."

અબ્દુલ્લા—"જો તેઓ મ્હને સલામ કરવા આવ્યા નથી, તો હુંજ તેમને સલામ કરવા જઇશ."

પછી તે પહેલાં અહમદ હર્વના મકાન પાસે ગયો. કોઈએ આગળ જઈ એ વાત અહમદ હર્વને કહી એટલે તે બોલ્યા કે "જ્યારે તે અહીં આવે છે, ત્યારે તો મળ્યા વિના બીજો રસ્તોજ નથી."

જ્યારે તે શાસનકર્તા નજીક આવ્યો,ત્યારે અહમદ હર્વ નીચે મુખે રહ્યા. થોડી વાર એ સ્થિતિમાં રહ્યા પછી મસ્તક ઉંચું કરી તેમની સામે જોઈને કહ્યું કે "મેં સાંભળ્યું હતું કે, તમે બહુ તેજસ્વી પુરુષ છો ! અત્યારે જોઉં છું કે, એ વાત સત્ય છે. તમારૂં મુખારવિંદ બહુ સુંદર છે. હવે ઇશ્વરી આજ્ઞાથી વિરુદ્ધ ચાલીને આ સુંદર મુખને મલિન કરશો નહિ."

ત્યારપછી એ શાસનકર્તા તપસ્વી મહમદનાં દર્શન કરવા ગયો, પણ ગૃહદ્વારે આવતાં તપસ્વી મહમદે તેને અંદર આવવાની અનુમતિ આપી નહિ. અબ્દુલ્લા ઘોડા ઉપર બેસીને આવ્યો હતો અને ધારતો હતો કે આજે શુક્રવાર છે અને નમાજનો સમય છે, એટલે તેઓ બહાર નીકળશે ત્યારે તો મને દર્શન થશેજ. તેની એ ધારણા સાચી નીવડી. નમાજ પઢવા જવાને મહમદ બહાર નીકળ્યા, તેમને જોતાંજ અબ્દુલ્લા ઘોડા ઉપરથી નીચે ઉતર્યા અને નમન કરી મહર્ષિના પગ ચૂમ્યા તથા બોલ્યા કે "પ્રભો ! હું પાપી છું, આપ સાથે શત્રુ પેઠે વર્ત્યો છું; પરંતુ તમે સાધુ પુરુષ છો. આપના કૃપાપ્રભાવે મ્હારા જેવા દુરાચરણી તથા પાપાત્માને સત્કાર્યપરાયણ કરો."

મહર્ષિ બોલ્યા કે "પ્રભુ તમારી મનોકામના પૂરી કરે."

એટલું બોલી તપસ્વી મહમદ ત્યાંથી નમાજ પઢવા ચાલ્યા ગયા.

ત્યારપછી તેઓ મસ્જીદમાંજ રહ્યા હતા. તેમના ઘર આગળ એક ઝરણું હતું અને તેનુંજ પાણી તેઓ પીતા હતા. મસ્જીદમાં રહેવા ગયા પછી 'એ પાણી ઉપર હવે મારો અધિકાર નથી, ગામ લોકનો અધિકાર છે' એવા વિચારે તેમણે એક ઘડા જેટલું પણ પાણી તેમાંથી વાપર્યું નહિ. ઘણો સમય આમ ચલાવ્યું; પણ જ્યારે તે પાણીની ખૂબજ ઈચ્છા થતી, ત્યારે એક ઘડો કૂવાનું પાણી તેમાં નાખીને તેમાંથી એક ઘડો પાણી લેતા હતા. ત્યાર પછી તેઓ નેશાપુર ચાલ્યા ગયા હતા.

મહમદ એબન આસ્લમ ઘણી મોટી ઉંમર સુધી પરણ્યા નહોતા.

અબુ અલ્લિ નામનો એક સાધક નેશાપુરની સભામાં એક વાર ઉપદેશ આપતો હતો, ત્યારે દેશપ્રસિદ્ધ એક ઇમામ ત્યાં હતો. તેણે અબુ અલ્લિને પૂછ્યું કે "પંડિતો પેગંબરના ઉત્તરાધિકારી છે, એમ કહેલું છે; તો એ પંડિતો કયા કયા?"

અબુ અલ્લિએ ઉત્તર આપ્યો કે "પ્રશ્ન કરનાર (તમે પોતે) પણ એ પંડિત-મંડળમાંના નથી, તેમ ઉત્તર આપનાર (હું પોતે) પણ એવાઓમાંનો નથી; પરંતુ આ જે માણસ દૂર મસ્જીદના બારણા તરફ બેઠેલા છે, તે (તપસ્વી મહમદ) એ પંડિતમંડળમાંના એક છે.

નેશાપુરમાં મહર્ષિ મહમદ રોગગ્રસ્ત થયા. તેમના એક પાડોશીએ એવું સ્વપ્ન જોયું કે, જાણે તપસ્વી મહમદ ઇશ્વરને ધન્યવાદ આપીને કહે છે કે "હે પ્રભુ! તારો પૂરો આભાર, કે તેં મને હવે સંસારની પીડાથી મુક્ત કર્યો!"

પેલો પાડોશી જાગ્યા પછી મહર્ષિ મહમદને કહેવા માટે એમને ત્યાં ગયો; પણ તપાસ કરતાં જણાયું કે, તેઓ તો પરલોકવાસી થયા હતા. તેઓ હમેશાં જે જુની કફની પહેરતા હતા, તેજ તેમના કફનતરીકે તેમના અંગ ઉપર હતી; અને જે સાદડી વાપરતા હતા તેજ શબ નીચે પાથરવામાં આવી હતી. એ વખતે એક ડોસી છાપરા ઉપરથી એ દેખાવ જોઇ રહી હતી. તે બોલી કે "મહમદ એબન આસ્લમ સ્વર્ગવાસી થયેલ છે અને તેમની પાસે જે કાંઇ માલમિલ્કત હતી, તેજ માત્ર સાથે લઇ ગયા છે. સંસારી લોકો એ વખતે પણ તેમને પોતાની વસ્તુ વળગાડવાને-લઇ જવાને-લલચાવી શકયા નથી."

# ૬૩–તપસ્વી અબુ અબ્દુલ્લા જુન્ના

તપસ્વી અબુ અબ્દુલ્લા જુન્ના ધર્મયાત્રાળુઓના નેતા, વ્રતધારી લોકોના આધાર, અલૌકિ જીવનના આદર્શ અને સત્યમંદિરના ચોકીદાર હતા. તેઓ પુણ્યપ્રભામાં સૂર્યસમાન, તુર્કસ્તાનના મહર્ષિઓમાં વિખ્યાત અને સાધુ-મંડળમાં બહુજ પ્રતિષ્ઠિત હતા. ગૂઢ રહસ્યોનું સ્પષ્ટીકરણ કરવામાં અને વિવેચન કરવામાં લોકો તેમને અદ્વિતીય ગણતા. મહર્ષિ જુન્નુન તથા અબુ તોરાબનાં તેમણે દર્શન–સમાગમ કર્યાં હતાં; અને મહર્ષિ જુન્નેદ તથા નુરી-ના સહવાસમાં રહ્યા હતા. દમાસ્કસનિવાસી અબુ ઉમ્મર કહે છે કે, મેં તાપસ-વર અબુ અબ્દુલ્લાને એવું બોલતાં સાંભળ્યા હતા કે "નાની વયમાં મેં મ્હારા માબાપને કહ્યું કે 'મને તમો ઇશ્વરના કાર્યમાં જોડો.' "

તેમણે કહ્યું કે "ઠીક જા, અમે તને ઈશ્વરને સમર્પણ કર્યો." ત્યાર પછી હું તેમની પાસેથી ચાલ્યો ગયો અને કેટલીક વારે પાછો ઘેર આવીને બારણું ખડ્ખડાવવા લાગ્યો. ઘરમાંથી મ્હારાં માબાપે પૂછ્યું કે "બારણે કોણ છે?"

હું બોલ્યો કે "એ તો હું તમારો દીકરો અબ્દુલ્લો."

તેઓ—"અમારે એક છોકરો હતો, તે તો અમે ખુદાને સમર્પણ કરી ચૂક્યાં છીએ અને અમે જે સમર્પણ કર્યું હોય, તે પાછું લેતાં નથી." આવો ઉત્તર આપીને તેમણે દ્વાર ઉઘાડયું નહિ.

અબુ અબ્દુલ્લા કહે છે કે, મેં એક દિવસ મહાસુંદર અગ્નિપૂજક યુવકને જોયો. તેથી હું આશ્ચર્યચકિત થઈ ગયો અને તેની પાસે ઉભો રહ્યો. એટલા-માં મહર્ષિ જુન્નેદ ત્યાં આવ્યા. મેં તેમને કહ્યું કે "દેવ! આવું સુંદર વદન નરકાગ્નિમાં ભસ્મીભૂત બની જશે."

મહર્ષિ જુન્નેદ—"અરે એ શું બકે છે?" આ તો એક પ્રકારની શયતાન-ની છેતરપિંડી છે. એજ તને આવી અવળી બુદ્ધિ આપે છે. તું ઉપદેશ લેવાની દૃષ્ટિએ જોતો નથી. ઉપદેશ લેવાની દૃષ્ટિએ જોતાં જગતમાં અનેક આશ્ચર્યજનક વસ્તુઓ જોવા જેવી છે; પરંતુ તારી આવી અશુભ અને અનુચિત દૃષ્ટિ બદલ તારે દંડ ભોગવવો પડશે."

જુન્નેદના ગયા પછી હું કુરાન ભૂલી ગયો. ઘણાં વર્ષસુધી મેં પશ્ચાત્તાપ

કર્યો, ત્યારે પ્રભુકૃપાએ ફરી કુરાનનું સ્મરણ થયું. આ બનાવ બન્યા પછી મેં કદી કોઇ વસ્તુ ઉપર મોહભરી દષ્ટિ કરી નથી અને મારો સમય નષ્ટ કર્યો નથી.

મહર્ષિ અબુ અબ્દુલ્લા જુન્નાને કોઇએ ફકીરી–ત્યાગવૃત્તિવિષે પ્રશ્ન પૂછ્યો. પ્રશ્ન સાંભળતાંજ તેઓ બહાર ચાલ્યા ગયા. કેટલીક વારે પાછા આવ્યા ત્યારે કોઇએ પૂછ્યું કે "આ શું ? એક માણસ ફકીરી–ત્યાગવૃત્તિનું તત્ત્વ સમજવા આપની પાસે આવેલો છે, તેને ઉત્તર આપ્યાવિનાજ આપ બહાર કેમ ચાલ્યા ગયા ?"

મહર્ષિ—"મારી પાસે ચોવીસ રતિભાર રૂપું હતું. એટલો સંગ્રહ હોવા છતાં ત્યાગવિષે ચર્ચા કરવી, એ મને શરમભર્યું લાગ્યું, તેથી બહાર જઇ તેનું દાન કરી આવ્યો. હવે ત્યાગવિષે વાત કહીશ, સાંભળો. હું એક વાર રસ્તાનાં દુઃખો–ભૂખ અને તરસ વેઠી મદિના પહોંચ્યો અને પેગંબર સાહેબની કબર પાસે જઈને બોલ્યો કે "હું આપનો અતિથિ થયો છું."

ત્યારપછી મને ઉંઘ આવી ગઇ. સ્વપ્નમાં જોયું કે, મારા હાથમાં રોટલાનો એક ટુકડો છે અને મેં તેનો અર્ધો ભાગ ખાધો ત્યાં મારી ઉંઘ ઉડી ગઈ અને જોયું તો રોટલાનો બાકીનો ભાગ મારા હાથમાં હતો!

લોકોએ મને પૂછ્યું કે "માણસ ફકીરીને લાયક ક્યારે હોઇ શકે ?"

મેં કહ્યું કે "જ્યારે તેના હાથમાં અને માલિકીમાં કાંઇજ ન હોય ત્યારે."

મહર્ષિ અબ્દુલ્લા જુન્ના પ્રાણ છોડતી વખતે હસતા હતા. મૃત્યુ પછી પણ તેમનું વદન હસતું હોય તેવું દેખાતું હતું. તે દૂરથી જોઇને એક હકિમ તો એમજ બોલી ઉઠયા હતા કે "હજુ તો એ જીવતા છે." પણ પછી શ્વાસોચ્છ્વાસ તપાસી જોયો ત્યારેજ નક્કી થયું કે, તેમણે પ્રાણ છોડયા છે.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–સ્વર્ગીય દૂતોને વીસ દિવસસુધી જેનું એક પણ પાપ થયેલું જણાય નહિ, તેનાજ પાપનું પ્રાયશ્ચિત્ત પ્રભુના દરબારમાં કબૂલ થયેલું સમજવું.

૨–લોકોની સ્તુતિ અને નિંદા જેના મનમાં સમાન લાગે છે, તેજ ખરો વિરાગી છે. જે બાલ્યાવસ્થાથીજ વિહિત સાધનો સાધે છે,તેજ ખરો સાધક છે. જે માણસ તમામ કાર્યો ઈશ્વરથીજ કરાતાં જાણે છે,તેજ સાચો એકેશ્વરવાદી છે. જેને સંસાર નાશવંત અને તુચ્છ જણાય છે, તેજ સંસારથી દૂર રહી શકે છે.

૩–ખરા તત્ત્વજ્ઞાનીમાં ઉચ્ચ ભૂમિકાની અભિલાષા હોવીજ જોઇએ.

૪–જે શોક અને સંતાપથી નિર્લેપ રહે છે, તેજ ખરેખરો પ્રભુભક્ત છે.

૫–જે માણસ પોતાની મેળે મોટો થઇ બેસે છે, તે વહેલો પડવાનો ! યોગ્યતા નહિ છતાં માત્ર કળ–વકળથીજ જે મોટાઇ મેળવે છે, તે ઉચ્ચ સ્થાને વધારે ટકી શકતો નથી.

૬–નિર્વાહને માટે કરાતો શ્રમ ઘણી વાર ધર્મથી અને પ્રભુથી દૂર લઇ જાય છે અને ધનલોલુપોના ગુલામ બનાવી મૂકે છે.

# ૬૪–તપસ્વી અબુ મહમદ રબીમ

તપસ્વીશ્રેષ્ઠ અબુ મહમદ રબીમ તત્ત્વજ્ઞાનીઓમાં મહાજ્ઞાની, દૈવી સંપત્તિમાં મહાધનવાન, વિખ્યાત સાધુજનોમાં શ્રેષ્ઠ અને પ્રભાવમાં સૂર્યસમાન હતા. પ્રસિદ્ધ મહાતપસ્વીઓમાં તેમની ગણત્રી થતી અને સૌ તેમની પ્રશંસા કરતા. સૌએ એકમતે તેમનું નેતૃત્વ માન્ય કર્યું હતું. મહર્ષિ જુન્નેદના તેઓ પરમ મિત્ર હતા, દાઉદે પ્રવર્તાવેલા ધર્મશાસ્ત્રમાં તેમનું અદ્ભુત પાંડિત્ય હતું, કુરાનનું વ્યાખ્યાન કરવામાં તથા વિવિધ પ્રકારની વિદ્યાઓમાં તેમનું અદ્ભુત કૌશલ્ય હતું. સર્વે લોકો અંગુલિનિર્દેશ કરી તેમને મહાપંડિતતરીકે દર્શાવતા. તેઓ અનેક સદ્ગુણોના ભંડારરૂપ તથા અતિપ્રતિભાશાળી હતા. તેમણે કઠોર સાધનાઓ સાધી હતી, તેમજ અનેક ધર્મગ્રંથો બનાવ્યા હતા. માત્ર ઇશ્વર ઉપરજ શ્રદ્ધા રાખીને તેમણે પુષ્કળ તીર્થયાત્રા કરી હતી. રબીમ કહે છે કે, વીસ વર્ષસુધી તો મ્હારા મનમાં સ્વાદવૃત્તિજ ઉપજી નહોતી. એક વાર હું બગદાદ શહેરના એક ભાગમાં ચાલ્યો જતો હતો, ત્યાં મને ઘણી તરસ લાગી; તેથી એક ગૃહસ્થને દ્વારે જઇ પાણી માગ્યું, બારણું ઉઘાડીને એક બાળક બહાર આવ્યો અને જળભરેલી શીશોઇ મ્હને આપી ગયો; પણ પાછો જતાં જતાં બોલ્યો કે "જુઓ, ત્યાગી બનેલા આ મહાત્મા દિવસે પણ જળપાન કરે છે !"

આ વચન સાંભળ્યું ત્યાર પછી મેં કદી પણ દહાડે જળપાન કર્યું નથી.

મહર્ષિ રબીમની પાસે સાધુ અબ્દુલ્લા ખફિફે એક વાર ઉપદેશ માગ્યો; ત્યારે તેઓ બોલ્યા કે " જીવનને સાધનના માર્ગે ચઢાવવું એ કાંઇ કઠિન કાર્ય નથી; પણ જો એ રસ્તે ચઢાવવા ચાહતાજ હો, તો તેને માટે કશોજ

દેખાવ કર્યાવિના ગુપ્ત રીતે આત્મસમર્પણ કરો. સુફિ લોકોએ ધારણ કરેલા કેશા આડંબરમાં તમે પડશો નહિ."

પોતાના છેલ્લા જીવનમાં મહર્ષિ રબીમ સંસારી તેમજ વિષયી લોકોમાં ગુપ્તભાવે રહ્યા હતા. કાજીના કાર્યમાં જોડાઇ તેમણે ખલિફનો વિશ્વાસ મેળવ્યો હતો. છેલ્લું જીવન ગુપ્ત રીતે ગાળવું એવો તેમનો વિચાર હતો. મહર્ષિ જુન્નેદ આ બાબતમાં કહે છે કે "અમે ફકિર હોવા છતાં સંસારમાં ડૂબેલા જેવા છીએ અને રબીમ સંસારમાં રહેવા છતાં પણ ત્યાગી પુરુષ છે."

ઘણે ભાગે મહર્ષિ રબીમ બગદાદમાં નિવાસ કરતા. તેઓ કયારે અને કેવી રીતે મરણ પામ્યા તે વિષે કશું જણાયું નથી.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–જો તમારામાં કાર્યકુશળતા અને વાક્ચાતુર્ય બંને હોય તો તે તમારૂં પરમ સૌભાગ્ય છે. જો માત્ર એકલી કર્મનિપુણતાજ તમારામાં હોય તો તે પણ એક શુભ સંપત્તિ છે; પરંતુ જો એકલું વાક્ચાતુર્યજ હોય તો તો તે તમારે-માટે છેવટે વિપત્તિરૂપજ નિવડવાનું છે.

૨–સંસારી માનવો સાથે વસવા–ફરવાથી તમારામાં દુનિયાઇ હુશિયારી ભલે આવે; પરંતુ પુણ્યાત્મા સાધુઓના સમાગમથી તો તમારામાં સાદાઇ અને સદ્ગુણો આવશે.

૩–જ્યાંસુધી તમે મૃત્યુ ઉપર વિજય મેળવો નહિ, ત્યાંસુધી ઝંપતા નહિ, ભોગ–વિલાસમાં પડતા નહિ અને વિપત્તિમાં પણ ધીરજ રાખજો.

૪–સાધુતાનો આધાર આ ત્રણ સદ્ગુણો ઉપર છેઃ–(૧) નિર્ધનતા–અસંગ્રહવૃત્તિ–જાળવી રાખવી, (૨) નિઃસ્વાર્થતા અને ઉદારતામાં દઢતા રાખવી અને (૩) લોકો ગમે તેટલી સ્તુતિ કે નિંદા કરે, તે તરફ બેદરકાર રહેવું.

૫–તે પરમાત્માની કૃપા મેળવવા ખાતર બીજી બધી બાબતો જતી કરવી અને સર્વભાવે પ્રભુપરાયણ થવામાં જે પણ અંતરાયો નડે તેનાથી દૂર રહેવું, એનુંજ નામ સાચી એકનિષ્ઠા છે અને તેદ્વારાજ મોક્ષપ્રાપ્તિ થઇ શકે છે.

૬–અહંતાનો લોપ થઇને માત્ર ઈશ્વરજ રહે, એનુંજ નામ સાચી એકતા છે.

૭–તત્ત્વજ્ઞાની અને બ્રહ્મનિષ્ઠ માનવીના હૃદયમાં એક એવું સ્વચ્છ દર્પણ રહેલું છે, કે જ્યારે પણ તે તેના તરફ જુએ છે, ત્યારે તે તેમાં પ્રભુનાં દર્શન કરી શકે છે.

૮–તત્ત્વજ્ઞાન જે પદાર્થ સાથે સંબંધ ધરાવે છે, તે પદાર્થનું નામ પૂર્ણ-

સત્ય, પરમાત્મા, અનુપમ સુખ, પરમધામ કે સચ્ચિદાનંદ, જે પણ કહો તે છે.

૯–તમેજ આડા ધરી રાખેલા તમામ પ્રકારના અંતરાયો દૂર કરો,એટલે પરમાત્માનો પછી સાક્ષાત્કાર અથવા પરમપદ તો સદા અને સર્વત્ર તમારે-માટે તૈયારજ છે.

૧૦–ઇશ્વરસિવાય બીજું જે કાંઈ છે, (તે બધું અનિત્ય, જડ અને દુઃખરૂપજ હોવાથી તેને તેવુંજ સમજીને) તેની પાછળ આયુષ્ય ગુમાવવાનું છોડી દે છે, તેનામાંજ સચ્ચિદાનંદ પ્રભુપ્રત્યે પ્રેમ પ્રકટે છે.

૧૧–પરમાત્માનાં ગુણગાન કરવા–સાંભળવામાં જે અકથનીય આનંદ અને મધુરતા રહેલાં છે, તેમાં પ્રભુપ્રેમ પણ રહેલો છે; કેમકે ઇશ્વરસિવાયનું બીજું ચિંતન દૂર થઇ પ્રભુમહિમામાંજ મન પરોવાઇ જતાં મનમાં જે દિવ્ય ભાવોનો ઉદય થાય છે, એનુંજ નામ પ્રભુપ્રેમ છે.

૧૨–સાચો પ્રભુપ્રેમ જાગ્યાવિના ઉચ્ચ આકાંક્ષાઓ ટકી શકતી નથી; અને અહંપદના ત્યાગવિના શિષ્યભાવ કે ભક્તિભાવ ટકી શકતો નથી.

૧૩–જે માણસ પોતાની સાધનાઓ ગુપ્ત રાખે, પોતાની નીતિ–રીતિ અને વૃત્તિ–પ્રવૃત્તિ ઉપર સદા દૃષ્ટિ રાખે અને ઈશ્વરાજ્ઞા મુજબ વર્તે, તેજ સાચો સાધક છે.

૧૪–પોતાનાં તમામ સાધન અને શક્તિ વાપરીને પ્રભુનાં કાર્યો કરતા રહો, એનુંજ નામ સાચી કૃતજ્ઞતા અથવા આભારપ્રદર્શન છે.

૧૫–પાપને માટે પશ્ચાત્તાપ કરવો અને ફરીથી પાપમાં ન પડવું, એજ સાચું પ્રાયશ્ચિત્ત છે.

૧૬–ઈશ્વરવિના અન્ય જે કાંઇ છે, તેનાથી જે સાવચેત અને દૂર રહે છે, તેજ ખરો પ્રભુપ્રેમી છે.

૧૭–જે તરફ નરક રહેલું હોય તે તરફ નહિ જતાં સ્વર્ગ તરફ ચાલવાનું માનવબંધુઓને ન કહેવું, એ મહાન દોષરૂપ છે.

૧૮–મનના મલિન ને તુચ્છ આનંદો માણવાનું માંડી વાળીને સત્ય સુખનેજ રસ્તે ચાલવાનું ન કહેવું, એ પણ દોષરૂપજ છે.

૧૯–ગમે તેવાં મહાન સત્કાર્યો કરવા છતાં પણ અહીં કે સ્વર્ગમાં બદલો ન ઇચ્છવો, એનુંજ નામ સાચી નિઃસ્વાર્થતા અથવા વૈરાગ્યવૃત્તિ છે.



# ૬૫–તપસ્વી એબન આતા

તપસ્વીવર્ય એબન આતા આધ્યાત્મિક પુરુષોના અગ્રણી, ઈશ્વરી તત્ત્વોના ભંડાર, પ્રેમ–રત્નાકરના ઉજ્જ્વળ રત્નસ્વરૂપ, સાધુસમાજના નેતા, વિવિધ પ્રકારની વિદ્યાઓને જાણનારા અને સદ્‌ગુણોમાં દૃષ્ટાંતરૂપ હતા. શાસ્ત્રોના સૂક્ષ્મ વિચારોની મીમાંસામાં તેમજ કુરાનશાસ્ત્રના તાત્ત્વિક અર્થ સમજાવવામાં, તેમના જેવું પાંડિત્ય બીજા કોઈમાં નહોતું. વચન–માધુર્યને લીધે તેમણે સૌનાં મન હરી લીધાં હતાં. બધા પ્રકારના લોકો તેમને માન આપતા. મહર્ષિ અબુ શયિદ ખર્રાજ એબન આતાને ઘણું માન આપતા અને ઋષિ–ધર્મમાં તેઓ એકજ શ્રેષ્ઠ છે, એમ કહેતા. મહર્ષિ જુન્નેદના તેઓ મુખ્ય શિષ્ય હતા.

એક દિવસ કેટલાક લોકો એબન આતાનાં દર્શન કરવા તેમની ઝુંપડીએ ગયા. ત્યાં તેઓ રોતા હતા અને તેમની ગોદડી આંસુથી ભીંજાઇ ગઇ હતી.

લોકોએ તેમને પૂછ્યું કે "આ શું?"

મહર્ષિ બોલ્યા કે "આંતરિક ગ્લાનિથી મારામાં એક પ્રકારનું ભાવાંતર થયું છે, તેથી મને રડવું આવે છે અને રોતો રોતો આમતેમ ફરૂં છું."

લોકોએ પૂછ્યું કે "આપને એટલું બધું આંતરિક દુઃખ શામાટે થાય છે?"

મહર્ષિ—"મેં નાનપણમાં એક માણસનું કબુતર ચોર્યું હતું, તે સાંભરે છે. તે ગુન્હો માફ થાય તે બદલ મેં હજાર તામ્રમુદ્રાઓ ધર્માદા વાપરી છે; પરંતુ હજુસુધી મારૂં મન સ્થિર થતું નથી. મારી શી દશા થશે, એ વિચારથી હું રડું છું."

કોઇએ એબન આતાને પૂછયું કે "આપ રોજ કુરાનનો કેટલો પાઠ કરો છો?"

મહર્ષિ—"પહેલાં હું રાતદિવસ થઇને એક પાઠ સમાપ્ત કરતો; પરંતુ તે પછી ચૌદ વર્ષથી હું કુરાન પઢું છું. એમાં તો 'આનફાલ સુરાત' સુધીજ પહોંચી શકું છું. મતલબ કે, તે પહેલાં શિથિલભાવે અને જલદી જલદી પાઠ કરતો હતો."

એબન આતાને દશ સુંદર પુત્રો હતા. એક વાર તેમને લઈને તેઓ પરદેશ જતા હતા. રસ્તે લૂંટારાઓએ તેમનાપર ધસારો કર્યો. આંખે પાટા બાંધીને

તેમના એક એક પુત્રનો વધ કરવા માંડયો; છતાં તેઓ કાંઇજ બોલ્યા નહિ અને આકાશ તરફ મુખ રાખીને જરા જરા હસતાજ રહ્યા! નવ પુત્રોને હ-ણ્યા પછી લૂંટારા જ્યારે દશમા પુત્રની હત્યા કરવાને પ્રવૃત્ત થયા, ત્યારે તે પુત્ર પિતા તરફ જોઈને બોલ્યો કે "તમે આશ્ચર્યકારક નિર્દય પિતા છો. તમારા નવ પુત્રોને હણ્યા છતાં હસ્યાજ કરો છો અને કાંઇજ બોલતા નથી?"

મહર્ષિ—"શું બોલું? હત્યા કરનારને હું વારી શકું તેમ નથી, ઇશ્વર બધું જાણે છે અને જુએ છે. જો તેની ઇચ્છા હોય તો તે બચાવવાને પણ સમર્થ છે."

આ વાત સાંભળતાંજ લૂટારાનું મન ફેરવાઇ ગયું અને તે બોલ્યો કે "ગુરુવર! આપ પહેલાં કેમ બોલ્યા નહિ? જો બોલ્યા હોત તો આપનો એકે પુત્ર હણાત નહિ."

એક દિવસ એબન આતાએ જુન્નેદને કહ્યું કે "દીનહીન લોકો કરતાં શ્રીમંત લોકો શ્રેષ્ઠ છે; કારણકે ધન ખર્ચવા માટે તથા જીવનનાં કાર્યો માટે શ્રીમંત લોકો પાસેથી પરલોકમાં હિસાબ માગવામાં આવશે અને તેમનાં અ-યોગ્ય કામમાટે તેમનો તિરસ્કાર થશે કે કંઇક સલાહ–સૂચના અપાશે." અને બંધુભાવે મળતી સલાહ–સૂચના તો કલ્યાણકારી છે.

જુન્નેદ—" શ્રીમંત લોકો કરતાં નિર્ધન લોકોજ શ્રેષ્ઠ છે. પ્રભુ દીનહીન જનો પાસેજ પ્રેમાલાપ કરશે અને એ પ્રેમાલાપ સલાહ–સૂચના કરતાં વિશેષ શ્રેયસ્કર છે. સાધુ અલ્લિ એબન ઉસ્માન જુલ્લાઇએ એક સુંદર વાત કહી છે કે 'બંધુની સાથે તો તેની ત્રુટિ દર્શાવતાં પ્રેમ તથા એકાત્મભાવથી પ્રેમાલાપ કરાય અને તેની સાથે કંઇક વિરોધી ભાવ હોય તોજ સલાહ–સૂચ-ના અપાય છે.' આ સ્થળે હું પણ કંઇક કહીશ. 'દાસનું અયોગ્ય આચરણ જોવામાં આવે તો તેને સલાહ–સૂચના આપી શકાય છે; કારણકે દાસને પ્રભુએજ ધનસંપન્ન કરેલો છે અને નઠારી પ્રવૃત્તિઓને લીધેજ તે દુરાચરણી થયેલો છે. તેથીજ દાસ એ પ્રભુના તિરસ્કાર અને સલાહ–સૂચન-ને પાત્ર છે; પરંતુ દીનતામાં તો ઇશ્વરનો કોમળ ભાવ પ્રકટ થાય છે. કેમકે દાસને તેણેજ દૈન્યાવસ્થા આપેલી છે. દારિદ્રયને લીધે દાસે ક્લેશ અને મુશ્કેલીઓ વેઠેલી છે, તેથી તેના તરફ તો વિનતિજ ઘટે છે. એ વિનતિ ઇશ્વર તરફથીજ' થાય છે. જે માણસ વધારે દીનહીન છે, તે ઇશ્વરમાં વિશેષ ધનવાન થાય છે અને તેથીજ તે શ્રીમંત કરતાં શ્રેષ્ઠ છે. શાસ્ત્રમાં પણ

કહેલું છે કે "તમે ઇશ્વરમાટેજ દીનહીન થયા છો. તમારામાં જેઓ વધારે સહનશીલ છે, તેઓ પ્રભુ પાસે વધારે ગૌરવવાળા છે." જેઓ ધનગર્વિષ્ઠ વધારે, તેઓ ઈશ્વરથી વધારે છેટા છે. જે ભક્ત પુરુષ અભિમાની શ્રીમંત પાસે સ્તુતિ–પ્રાર્થના કરે છે, તેના ધર્મનો ત્રીજો ભાગ નષ્ટ થાય છે. શ્રીમંતોનો ધર્મ એ ધનાભિમાનીઓનો ધર્મ છે. વાસ્તવિક રીતે તેઓ મરેલાજ છે, તેઓ દીનજનો કરતાં પાંચસો વર્ષ મોડા ઇશ્વિરપ્રાપ્તિને માર્ગે ચઢશે. જે માણસ વિનતિનો અધિકારી છે, તે માણસ પાંચસો વર્ષસુધી ઇશ્વરના આંતરિક યોગમાં નિમગ્ન રહેશે; જ્યારે પેલા લોકો પાંચસો વર્ષ રાહ જોયા કરશે. આવી સ્થિતિમાં કહો જોઇએ કે, દીનહીન જનો કરતાં શ્રીમંત શી રીતે શ્રેષ્ઠ? પ્રેરિત પુરુષ મહમદ સાહેબે પોતાનાં સંતાનો માટે દીનતા સિવાય બીજી કાંઇ વ્યવસ્થા કરી નહોતી. ધર્મશ્રદ્ધાવગરના બીજા લોકોને તેમણે ઐશ્વર્ય આપ્યું હતું તો પછી શી રીતે કહી શકાય કે, દીનજનો કરતાં શ્રીમંત શ્રેષ્ઠ છે?"

કોઇએ એબન આતાને કહ્યું કે "સાધુ પુરુષોને શું થયેલું છે કે તેઓએ કેટલીક એવી વાતો શોધી કાઢી છે કે શ્રોતાઓને સમજવી બહુજ મુશ્કેલ પડે? તેઓ પ્રચલિત શબ્દોને બદલે એવા તો શબ્દો વાપરે છે કે જે શ્રોતાને સમજવા મુશ્કેલ થઇ પડે!"

એબન આતા આનો ઉત્તર આપતાં બોલ્યા કે "સાધુપુરુષો એટલાજ વાસ્તે એમ કહે છે કે, પોતાની શ્રેણીના લોકસિવાય તે બીજા કોઇના હૃદયમાં ઉતરેજ નહિ. તેઓ ઇચ્છે છે કે, અનધિકારી જનો આ ન સમજે તેજ યોગ્ય છે. આથીજ તેઓ પ્રચલિત શબ્દો તથા પ્રચલિત વાતોનો ઉપયોગ કરતા નથી અને પોતાની પંક્તિના લોકોમાટે કેટલાક ખાસ શબ્દોજ વાપરે છે."

એબન આતા કહે છે કે, જ્યારે આદમનો અપરાધ ખુલ્લો થયો, ત્યારે તમામ પદાર્થો આદમપ્રત્યેની લાગણીને ખાતર રોવા લાગ્યા; પરંતુ સોનું અને રૂપું રોયાં નહિ. પ્રભુએ તેમને પૂછ્યું કે "તમે આદમમાટે કેમ રોયાં નહિ?"

સોનુંરૂપું—"પ્રભુ! જેમણે તમારી વિરુદ્ધ આચરણ કર્યું છે, તેમને સજા થાય તેજ યોગ્ય છે. તો અમારે શામાટે રોવું?"

પ્રભુ—"હું તમારા ઉપર પ્રસન્ન છું, તમામ વસ્તુની કિંમત તમારાથીજ અંકાશે અને બધાંજ માણસો તમારાં ગુલામ બનશે. એ તમને મ્હારો આશીર્વાદ છે."

એક માણસે એબન આતાને પૂછ્યું કે "હું નિર્જનતાનો આશ્રય લઉં?"

મહર્ષિ—" જ્યારે તું લોક–સંસર્ગ છોડીશ, ત્યારે કોની સાથે મળીશ?"

માણસ—" એ વિષે હું જાણતો નથી. "

મહર્ષિ—" ભાઇ! તું બહારથી લોકોના સંગમાં રહે, પણ અંતરમાંથી ઇશ્વરની સંગે વાસ કર. "

એક વખત એબન આતાએ પોતાના સાથીઓને પૂછ્યું કે, "લોકો શેના વડે ઉન્નત થાય?"

એકે કહ્યું કે " ઉપાસનાઓ તથા વ્રતપાલનનું વિશેષ પાલન કરવાથી."

બીજે કહ્યું કે " નિરંતર ઉપાસના કરવાવડે. "

ત્રીજે કહ્યું કે " અંતરના કામ–ક્રોધાદિ શત્રુઓ સાથે સંગ્રામ કરવાવડે."

ચોથે કહ્યું કે " છૂટે હાથે દાન કરવાથી–લોકોપકાર કરવાથી. "

ત્યારે એબન આતા બોલ્યા કે "જે સુચરિત્ર પ્રાપ્ત કરે છે, તેજ ઉન્નતિ પ્રાપ્ત કરે છે. ચરિત્રની ઉત્તમતાવિના ઉન્નત થવાતું નથી. "

એક દિવસ એબન આતા પોતાના સાથીઓની આગળ પગ લંબાવીને બેઠા હતા. તેમણે કહ્યું કે, નીતિકુશળ સાથીઓની આગળ તો બાહ્ય રીત-ભાતનો ત્યાગ કરવામાંજ નીતિ રહેલી છે. જેમકે–અબુ બક્કર અને ઉમ્મરની આગળ હજરત મહમદ પેગંબર સાહેબ (સ૦ આ૦ સ૦) પણ પગ લંબાવીને બેસતા હતા; કેમકે તેઓની નિર્મળતા–અંતરના વિશુદ્ધ ભાવસંબંધી તેઓ નિઃસંશય હતા; અને જ્યારે ઉસ્માન આવતો, ત્યારે તેઓ પગ ઠીક રાખીને બેસતા હતા.

કેટલાક લોકો એબન આતાને ધર્મવિરોધી કહી તેમની નિંદા કરતા હતા. તેમણે દોષારોપણ કરી ખલિફાની પાસે એ વિષે ફરિયાદ કરી.

ખલિફાનો મંત્રી અલિ, એબન આતા ઉપર ઘણો નારાજ હતો. તેણે મહર્ષિને તેડાવી ઘણાં કટુ વચનો કહ્યાં. મહર્ષિએ પણ મંત્રીને સખત શબ્દો કહ્યા, એટલે મંત્રી ગુસ્સે થયો અને આજ્ઞા કરી કે " એબન આતાના પગ-માંથી પાદુકાઓ કાઢી લઇ તેના માથા ઉપર મૂકો."

નોકરોએ તે પ્રમાણે કર્યું, એટલે એબન આતા મંત્રીને શાપ આપતાં બોલ્યા કે "ઇશ્વર તારા હાથ–પગ છેદી નાખે. "

છેલ્લે મહર્ષિએ પ્રાણત્યાગ કર્યો. કેટલાક દિવસ પછી મંત્રીના ઉપર ખ-લિફાની અપ્રીતિ થઇ અને તેને પરિણામે એ મંત્રી અલિના હાથપગ છેદાયા!

આ બનાવ બન્યા પછી કેટલાક સાધુ પુરુષો એબન આતા ઉપર આવો

દોષારોપ કરતા કે, તેમણે મંત્રીને શામાટે શાપ આપ્યો ? તેમની મહત્તાને તો એજ ઘટિત હતું કે, મંત્રીને શુભાશીર્વાદ આપે. આ આરોપનું ખંડન કરતાં કોઇ એમ પણ કહે છે કે, તેમણે શાપ એટલા માટેજ આપ્યો હતો કે મંત્રી જુલમી હતો. જુલમીને સજા થવાથી બીજા માણસોનું અહિત થતું અટકે, તે જોતાં એ શાપ પણ આશીર્વાદસ્વરૂપજ હતો. અનેક લોકોની દઢ માન્યતા હતી કે, એબન આતા જ્ઞાની હતા. આવા નીચ માણસ સાથે કેવું વર્તન રાખવું જોઇએ તે તેઓ સમજતા હતા. ભવિષ્યમાં વિધાતાએ શું નિર્મ્યું છે ? તે તેઓ જાણતા હતા; એટલે તેમને મુખે પ્રભુએજ શાપની વાણી ઉચ્ચારાવી છે. એ સમયે તેઓ પોતે પોતાના દેહમાં નહોતા. અમને તો ખાત્રી છે કે, મહર્ષિએ એ મંત્રીનું મંગળજ કર્યું છે; અમંગળ નહિ. જો મંત્રી વધારે વાર સંસારમાં રહ્યો હોત, તો સંપત્તિ તથા અધિકારને ગર્વે તેણે હજી ઘણાં દુરાચરણો કર્યાં હોત અને તેને લીધે તે બહુ ઘોર દુર્ગતિ પામત; માટે તે વહેલો મરી ગયો એજ સારૂં થયું છે; અને તે જોતાં એબન આતાએ પણ તેનું મંગળજ કર્યું છે. અને વળી પારલૌકિક સજાઓની સરખામણીમાં તો આ લોકની સજા બહુજ ઓછી ગણાય.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–શ્રેષ્ઠ કાર્ય તેજ છે, કે જે કરાયું છે; અને શ્રેષ્ઠ જ્ઞાન તેજ છે, કે જે અમલમાં મૂકાયું છે.

૨–સ્વધર્મનું પાલન કરે તેનાજ મનમાં તત્ત્વજ્ઞાનની જ્યોતિ પ્રકટે છે.

૩–ઇશ્વરની આજ્ઞાઓ મુજબ ચાલવું, એનાથી ઉત્તમ વાત બીજી નથી.

૪–પળે પળે સત્ય તરફ અને ધર્મ તરફ દૃષ્ટિ રાખવી, એ સર્વોત્તમ તપ છે.

૫–ઇશ્વરસિવાયની કોઈ પણ વસ્તુમાં જે માણસ પ્રીતિ બાંધે છે, તે વસ્તુથી તેનો વિયોગજ થવાનો છે અને દુઃખજ ઉપજવાનું છે.

૬–જે બુદ્ધિ પ્રભુનીજ ઇચ્છા અને આજ્ઞામાં રહે છે, તેજ બુદ્ધિ પવિત્ર છે.

૭–જે સાધનાથી 'હુંપદ'નો વધારો થાય છે, તે સાધના નિકૃષ્ટ છે.

૮–જે મનુષ્ય એકજ અવસ્થામાં રહેવાની ઇચ્છા કરે છે, તે સર્વ વસ્તુસ્થિતિનું પરિવર્તન કરનાર પરમેશ્વર સાથેનો પોતાનો સંબંધ તોડી નાખે છે.

૯–ઈશ્વરજ અંતઃકરણ તરફ જોઈ શકે છે. લોકો તો માત્ર ઉપર ઉપરથીજ જોઇ શકે છે; માટે લોકોને જોવાની ચીજ (બાહ્ય દેખાવ અને ઉપર ઉપરની વાતો) તરફ ભલે બેદરકાર રહેજો, પરંતુ પ્રભુને દેખાડવાની વસ્તુને (અંતઃકરણ-

ને) તો પૂર્ણ પવિત્ર (તદ્દન સ્વચ્છ અને સરળ) રાખવાની પૂરેપૂરી કાળજી રાખજો.

૧૦–ઉગતી અવસ્થામાંજ જેની ગતિ પ્રભુ તરફ થાય છે, તે પ્રભુને પામે છે; જેની ગતિ–મતિ પ્રભુને પામવાની થાય છે, તે સ્વર્ગને પામે છે; અને જેની ગતિ–મતિ ધન તરફ થાય છે,તે તો બિચારો અધોગતિમાંજ રવડી જાયછે.

૧૧–જે પણ વસ્તુસ્થિતિ મનુષ્યોને પ્રભુથી દૂર રાખે, તેનું નામ સંસાર છે–કોઇનો સંસાર ઘર અને કુટુંબરૂપે હોય છે; કોઇનો સંસાર વેપારરોજગાર છે; કોઇનો સંસાર સાંસારિક વિદ્યાઓ ભણી વિદ્વત્તા બતાવવામાં રહેલો હોય છે; કોઇનો સંસાર સભાઓ ભરવામાં, તો કોઇનો સંસાર વાસનાઓને પોષવામાં હોય છે. આ પ્રમાણે પ્રત્યેક માણસ પોતાની કોઇ એક સીમા નક્કી કરીને તેમાંજ લુબ્ધ થઇ રહે છે.

૧૨–શારીરિક અને આર્થિક અવસ્થાઓ તરફ મોહ–મમતા રાખવી અને કાર્યના બદલાની આશા રાખવી, એ પ્રભુને પામવામાં વિઘ્નકર્તા છે.

૧૩–સંસારી લોકોનો શોખ મિષ્ટાન્નમાં હોય છે અને પ્રભુપ્રેમીઓનો શોખ આંતરિક સાધના અને પ્રભુકીર્તનમાં હોય છે.

૧૪–ભક્ત અને પ્રભુવચ્ચે ત્રણ પ્રકારની આપ–લે થાય છેઃ–(૧) ભક્ત પ્રભુ તરફ ચાલે છે, તો પ્રભુ દોડતો સામો આવે છે; (૨) ભક્ત સહાયતાજ માગે છે, તો પ્રભુ અનુકૂળતાઓ ઉપરાંત સૂચનાઓ પણ આપે છે; (૩) ભક્ત તો માત્ર દાસતરીકેનોજ ધર્મ બજાવે છે, તો પ્રભુ પોતાની મોટપ મુજબનો ધર્મ (પોતાનું પોતાપણું સુદ્ધાં ભક્તને આપી દેવાનો વાત્સલ્ય સ્વભાવ) બજાવીને (તે ન ઇચ્છે તોપણ) તેને લોક–પરલોકમાં ગૌરવ આપે છે.

૧૫–જે માણસ સાધુઓની લૌકિક નીતિ પાળે છે, તે અલૌકિક સાધુતા પણ અવશ્ય પામે છે; જેમકે જે યોગીજનોની (કર્મયોગ, ભક્તિયોગ કે જ્ઞાનયોગની) ઉત્તમ નીતિ પાળે છે,તે પ્રભુદર્શી સાધુ (ઋષિ) બની રહે છે;જે સત્યનું પાલન કરે છે, તે પ્રભુપ્રેમીતરીકેની સાધુતા પામે છે અને જે માણસ ધર્મ–નીતિને ચૂકે છે, તે પ્રભુના પંથથી દૂરનો દૂર રહ્યા કરી અધોગતિ પામે છે.

૧૬–ઇશ્વરથી દૂર રહેલા લોકોની ભૂલો અને અપરાધો કરતાં પ્રભુપ્રેમીઓથી થતી ભૂલો ને અપરાધો વધારે ગંભીર છે. અજ્ઞાનીઓને તો ક્ષમા આપી શકાય; પણ જ્ઞાનીઓ તો વધારે અપરાધી ગણાય છે.

૧૭–એકેશ્વરવાદીઓ ત્રણ પ્રકારના છેઃ–પહેલા પ્રકારના એકેશ્વરવાદીઓ સમય અને સ્થિતિ તરફ જોઇને ચાલે છે; બીજા પ્રકારના એકેશ્વરવાદીઓ

પરિણામ તરફ દૃષ્ટિ રાખીને ચાલે છે અને ત્રીજા પ્રકારના એકેશ્વરવાદીઓ તો માત્ર પ્રભુ અને સત્ય તરફજ લક્ષ્ય રાખે છે.

૧૮–તેજ સાચી અને તીવ્ર અભિલાષા છે, કે જે કોઈ પણ અંતરાયથી નરમ પડતી નથી અને જેનો સંસાર સાથે કશો સંબંધ હોતો નથી.

૧૯–સ્વાર્થત્યાગમાં **પ્રેમી**નું જીવન છે, અશ્રુપાતમાં **અનુરાગી**નું જીવન છે, ગુણાનુવાદમાં **તત્ત્વજ્ઞાની**નું જીવન છે, અભેદાનુભવમાં **અભેદવાદી**નું જીવન છે, પાર્થિવ પદાર્થોમાં **માનાભિલાષી**નું જીવન છે અને મરણમાં **સ્વર્ગાભિલાષી**નું જીવન છે.

૨૦–યથાકાળે જે કાંઇ આવી મળે, તેનેજ પ્રભુએ પહેલેથી નિર્ધારેલું સમજવું; અને જે કાંઇ તેણે નિર્ધારેલું હોય, તેજ પોતાને માટે હિતાવહ અને ઉત્તમોત્તમ સમજવું, એ પણ ઇશ્વરાધીનપણું છે.

૨૧–ધર્મકાર્યના આરંભમાં તત્ત્વજ્ઞાન અને અંતમાં અભેદતા હોય છે.

૨૨–સર્વોત્તમ સાધન કયું ? પળેપળ પ્રભુનુંજ સ્મરણ–ચિંતન કરવું તે.

૨૩–વ્યાકુળતા થાય ત્યારે શું થાય ? વિરહાગ્નિના ભડકા.

૨૪–પ્રભુપ્રેમ શ્રેષ્ઠ કે વ્યાકુળતા શ્રેષ્ઠ ? બંને શ્રેષ્ઠ છે; કેમકે પ્રેમ એ થડ છે અને વ્યાકુળતા એ ડાળ છે. (અને પરમાત્મદર્શન એ ફળ છે.)

# ૬૬–દાઊદ રકિના પુત્ર તપસ્વી ઈબ્રાહીમ

તપસ્વીવર્ય ઇબ્રાહીમ વિરકતોના અગ્રેસર, પુણ્યાત્માઓના આદર્શ અને આત્મભાન ભૂલેલાઓને શાશ્વત જીવનનો માર્ગ બતાવનાર મહાન સાધુ અને સૌના સન્માનપાત્ર હતા. તેમણે કઠોર સાધનાઓ સાધીને અનેક ગૂઢ રહસ્યો પ્રાપ્ત કર્યાં હતાં. કેનાન દેશના સાધુઓમાં તેઓ અગ્રેસર હતા. તેમના પિતાનું નામ દાઉદ રકિ હતું. મહર્ષિ જુન્નેદના મિત્ર સાધુ એબન જવહ્રાના તેઓ મિત્ર હતા. તેમણે આયુષ્ય પણ લાંબું ભોગવ્યું હતું.

એક સાધુ અરણ્યમાં ગયો હતો, ત્યાં એક વાઘ તેના ઉપર ધસી આવ્યો; પણ પાસે આવતાં તેમણે તેના તરફ નજર નાખી એટલામાં તો તે વાઘ નીચું મોઢું કરી ગરીબ ગાય જેવો બનીને ચાલ્યો ગયો. આ જોઇને તે સાધુ આશ્ચર્યચકિત થયો. તેણે પોતાના શરીર તરફ જોયું તો તપસ્વી ઇબ્રાહીમના વસ્ત્ર-

નો એક ટુકડો પોતાના વસ્ત્રમાં હતો, એટલે તે સમજી ગયો કે, આ ટુકડાનેજ પ્રતાપે વાઘ ચાલ્યો ગયો છે.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–જ્યારે મનુષ્યમાં પ્રભુપ્રેમ પ્રકટે છે, ત્યારે તેનો આંતરિક પ્રભાવ વધી જાય છે; અને બાહ્ય નયનો મીંચાઈને બધી બાબતોમાંથી વૃત્તિ ઉઠી જાય છે.

૨–જે માણસ લૌકિક ઇચ્છાઓને જીતવા અશક્ત છે, તે સમ્રાટ હોય તોપણ દુર્બળ માણસ છે; અને જે જીતવાને સમર્થ છે, તે સુકલકડી હોય તોપણ વીર પુરુષ છે.

૩–જે માણસનું ધ્યેય સાંસારિક પદાર્થો હોય, તે કોટયાધિપતિ હોય, તોપણ તેનું કાંઇજ મૂલ્ય નથી; અને જેનું ધ્યેય પરમાત્મા છે, તેની પાસે કોડી પણ નહિ છતાં તેનું મૂલ્ય કોઈથી અંકાય તેમ નથી.

૪–યાચના નહિ કરનારજ સંતોષ મેળવી શકે છે. અને જેમ યાચના વધારે તેમ સંતોષનો ઘટાડો!

૫–લૌકિક તેમજ અલૌકિક–દરેક પ્રકારની જરૂરી ચીજ પૂરી પાડવાની પ્રભુએ કબૂલત આપેલી હોવાથી સર્વ બાબતમાં તેનાજ વિશ્વાસે રહેવું, એનુંજ નામ નિર્ભરતા અથવા નચિંતપણું છે.

૬–જો તમારી પ્રભુમાં શ્રદ્ધાજ હશે, તોપછી જેમાં તમારૂં હિત હશે, તે વગરમહેનતેજ તમારી પાસે આવશે.

૭–અણસમજુ ધનવાનો પોતાનું હિત(નર્કાગારમાં નંખાવનારાં)ધન–ધામમાંજ માને છે, ત્યારે સાધુ પુરુષો (સચ્ચિદાનંદ પદને પમાડવાવાળા) વિશુદ્ધ જ્ઞાનચારિત્રમાંજ મહાન હિત સમાયલું જુએ છે.

૮–જે માણસ ઈશ્વરસિવાયની બીજી વસ્તુઓ મેળવવામાં ગૌરવ માને છે, તે અધોગતિમાંજ ઉતરતો ચાલીને છેવટે ખાલી ખખ બની જાય છે.

૯–આ ભૂમંડળમાં મેં બે બાબતો પસંદ કરી છેઃ–(૧) ગરીબોનો સંગ રાખવો અને (૨) પ્રભુપરાયણ સંત–સાધુઓને સન્માન આપવું.



## ૬૭–તપસ્વી યુસફ આસબાત

તપસ્વીવર્ય યુસફ આસબાત સાધનરૂપી સંગ્રામભૂમિના મહાવીર, દુઃખમાં મહાધીર, નિવૃત્તિમાર્ગના મુસાફર, ગૂઢ તત્ત્વોના પ્રકાશક અને પરમ સાત્વિક પ્રભુપ્રેમી હતા. તે કાળે તેમના જેવો વૈરાગ્યવાન કોઈ સાધક નહોતો. તેમણે ધ્યાન–ભજનમાં અને ચિંતન–મનનમાં પરાકાષ્ઠા દર્શાવી હતી, તેમણે અદ્ભુત સાધનાઓ સાધી હતી, તેમજ સંસારથી તદ્દન વેગળા રહ્યા હતા. તેમનાં વચનો સંસારરૂપી વ્યાધિમાં ડૂબી રહેલાઓ માટે મહાન ઔષધિરૂપ છે. અનેક મહર્ષિઓનાં તેમણે દર્શન–સમાગમ કર્યાં હતાં.

મહર્ષિ યુસફ આસબાતને સિત્તેર હજાર તામ્રમુદ્રાઓ વારસામાં મળી હતી; છતાં તેમણે તેનો જરા પણ ઉપભોગ કર્યો નહોતો. ખજુરીના પાનમાંથી તેઓ એક પ્રકારનું વસ્ત્ર તૈયાર કરતા અને તેનું જે ઉપજતું તેનાવડે પોતાનો નિર્વાહ ચલાવતા. ચાળીસ વર્ષસુધી યુસફ આસબાતે કદી નવું વસ્ત્ર પહેર્યું ન હતું કે કોઇ પાસે માગ્યું પણ ન હતું. તેમની પાસે એક જૂનું ફકીરી વસ્ત્ર હતું તે તેઓ ઓઢતા.

નરશ્રેષ્ઠ યુસફ આસબાતે એક દિવસે હાજયફા નામના સાધુને લખ્યું હતું કેઃ–

૧–જેને માત્ર બાહ્યાચારોજ વધારે પ્રિય લાગે છે, તે ઠગાય છે.

૨–જે માણસ પોતાના ધર્મગ્રંથનો નિત્યપાઠ કરવા છતાં સંસારપ્રતિ આસક્ત રહે છે, તે માણસ ધર્મનો ઉપહાસજ કરે છે.

૩–મારાં પાપો ભલે પ્રકટ થાય, પરંતુ શુભ કાર્યો પ્રકટ થવાથી તો મને હાનિજ થવાનો ભય છે.

૪–જેને પરલોક અને પ્રભુ કરતાં પણ સાંસારિક સંપત્તિ વધારે મહત્ત્વની જણાય છે, તે પ્રભુ પાસે તો આશાજ કેવી રીતે રાખી શકે ?

૫–એક રાત્રિ પણ ઉંડા ભાવથી ઈશ્વરનું ભજન–ચિંતન કરવું, તેને રણાંગણમાં લડવા કરતાં પણ શ્રેષ્ઠ માનું છું.

૬–ઈશ્વરસિવાય બીજો જુએ નહિ, એવીજ રીતે ધ્યાન–ધારણા કરજો.

૭–જેને ટાળવાને કોઈ શક્તિમાન નથી અને જે આવી પહોંચતાં ગભરાવાથી લાભ નથી, તે(મરણ)ને માટે અત્યારથીજ તૈયારી રાખજો.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–વિનયનાં આચરણું નીચે મુજબ છેઃ–ક–તમે બહાર નીકળો ત્યારે જેને પણ દેખો તેને તમારાથી શ્રેષ્ઠ માનજો. ખ–કોઈ ગમે તેમ બોલે, તોપણ તમારે તો તેમાંથી માત્ર સત્ય અને હિતકારક જણાય તેજ ગ્રહણ કરવું. ગ–અત્યંત નીચ સાથે પણ નમ્રતા રાખવી. ઘ–પદવીમાં કે ગૌરવમાં શ્રેષ્ઠ હોય, તેનું સન્માન કરવું. ચ–જ્યાં પણ જાઓ ત્યાં ધનવાન અને સત્તાવાનથી દૂર અને પ્રભુપરાયણ રહેજો.

૨–થોડો પણ સમય પુષ્કળ કામકાજ સૂઝાડે છે, તેમ થોડો પણ વિનય સાધનામાં સામાનો બહોળો અનુભવ અને સહાનુભૂતિ પૂરી પાડે છે.

૩–પાપનિવૃત્તિનાં આ લક્ષણો છેઃ–(૧) પાખંડી લોકોથી દૂર રહેવું, (૨) અસત્યનો ત્યાગ કરવો, (૩) અહંકારીઓથી છેટા રહેવું, (૪) પ્રભુ તરફ આગળ વધવું, (૫) કલ્યાણનેજ માર્ગે ચાલવું, (૬) અધર્મ, અનીતિ અને પાપકર્મ છોડવાની દૃઢ પ્રતિજ્ઞા કરવી, (૭) થયેલાં પાપો દૂર કરવા માટે પ્રયત્નશીલ રહેવું અને (૮) નાલાયક સાથે નાલાયક ન થવું.

૪–વૈરાગ્યનાં આ લક્ષણો છેઃ–(૧) સાંસારિક પ્રવૃત્તિ અને વસ્તુસ્થિતિનો ત્યાગ કરવો, (૨) તજેલી કે નાશ પામેલી વસ્તુને યાદ પણ ન કરવી; (૩) ઉપાસ્ય પ્રભુનુંજ સ્મરણ–સેવન કરવું, (૪) પ્રભુપ્રાપ્તિને ખાતર બીજા સર્વ સ્વાર્થોનો ત્યાગ કરવો, (૫) અંતઃકરણને પવિત્ર બનાવવું, (૬) પ્રેમપાત્ર પ્રભુને પ્રિય થવાય એવુંજ દરેક આચરણ કરવું, (૭) આહાર અને નિદ્રા બને તેટલાં કમી કરવાં. (૮) વૈરાગ્યનું આ પણ એક લક્ષણ છે કે, સાધક જો ઇશ્વરમાંજ શાંતિ ન મેળવી શકે, તો તેનામાં સાચો વૈરાગ્યજ નથી.

૫–સાત્વિકતાનાં લક્ષણો આ પ્રમાણે છેઃ–(૧) જે વાત કોઇ ગુપ્ત રાખવા ઇચ્છે તે જાણવા ઇચ્છા ન કરવી, (૨) સંદેહવાળી વસ્તુઓથી દૂર રહેવું અને સારા–ખોટાનો વિચાર કરવો, (૩) ભાવિની ચિંતા ન કરવી, (૪) લાભહાનિમાં સમાનતા રાખવી, (૫) બીજી બાબતો જવા દઇ પ્રભુનીજ પ્રસન્નતા તરફ ધ્યાન રાખવું, (૬) રાજસ અને તામસ ખાનપાનો અને સહવાસોથી દૂર રહેવું, (૭) સંગ્રહેલા દ્રવ્યનો સદુપયોગ કરવો અને (૮) પોતાનું ગૌરવ દર્શાવવાથી દૂર રહેવું.

૬–ધીરજ ધારણ કરવાનાં આવાં લક્ષણો છેઃ–(૧) કનિષ્ઠ પ્રવૃત્તિપર અંકુશ રાખવો, (૨) મેળવેલા જ્ઞાનને દૃઢ કરી આચરણમાં ઉતારવું, (૩) પ્રભુપ્રેમ

મેળવવા પાછળ મંડયા રહેવું, (૪) ગભરાટ અને ઉતાવળ ન કરવાં, (૫) સાત્વિકતાને અનુસરવાની અભિલાષા હોવી, (૬) સાધનો સાધવામાં દઢતા હોવી, (૭) યોગ્ય બાબતોમાટે પૂરો પ્રયત્ન કરવો, (૮) આચાર-વ્યવહારમાં સાચી નિષ્ઠા-સત્યપરાયણતા રાખવી, (૯) શુભ પ્રયત્ન કર્યાજ કરવો અને (૧૦) અશુદ્ધિ-અપવિત્રતા-દૂર કરવી.

૭-સત્યનિષ્ઠાનાં કેટલાંક લક્ષણો આ પ્રમાણે છેઃ-(૧) જેવું અંતરમાં હોય તેવુંજ મોઢેથી બોલવું, (૨) વાણી અને વર્તન એક રાખવાં; (૩) લોકપ્રતિષ્ઠાની લાલસા છોડી દેવી, (૪) કર્તાપણાના અહંભાવથી દૂર રહેવું; (૫) આ લોક કરતાં પરલોકની શ્રેષ્ઠતા વધારે સમજવી અને (૬) પ્રવૃત્તિને કાબુમાં રાખવી.

૮-નિર્ભરતાનાં કેટલાંક લક્ષણો આ પ્રમાણે છેઃ-(૧) ઇશ્વર જે બાબતમાટે જામીન થયેલો છે, તે બાબતનું ચિંતન ન કરવું, (૨) જે કાળે જે કાંઇ પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખવો; (૩) તન-મન-ધનને સદા પ્રભુનીજ સેવા સાધનામાં જોડી રાખવાં; (૪) પ્રભુતાનો (માલિકીનો) પરિત્યાગ કરવો; (૫) 'હુંપદ' છોડી દેવું; (૬) સાંસારિક સંબંધો છોડી દેવા; (૭) મન, વાણી અને કર્મથી સત્યનેજ અનુસરવું; (૮) તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવું અને (૯) સંસારીઓ તરફની આશા છોડી દઇ નિરાશાજ પકડવી.

૯-જે માણસને પાકી ખાત્રી થઇ ગઈ હોય કે, સદાચરણસિવાય છૂટકોજ નથી, તે માણસ જેવાં સત્કર્મ કરે, તેવાંજ સત્કર્મ તમે પણ કરો.

૧૦-પ્રભુનો સાક્ષાત્કાર પામેલો માણસ જેમ ખાત્રી રાખે છે કે, પ્રભુએ જે કાંઇ નિર્માણ કર્યું છે તેજ બનવાનું છે ને તેજ મળવાનું છે, તેવી રીતે તમે પણ પ્રભુ ઉપર એકનિષ્ઠ, શ્રદ્ધાવાન અને નિર્ભર-નચિંત બનો.

૧૧-ઇશ્વરપ્રેમીનાં કેટલાંક લક્ષણો આ છેઃ-(૧) એકાંતમાં નિવાસ, (૨) સંસારમાં ડૂબી જવાનો ભય, (૩) પ્રભુના ગુણાનુવાદમાં સુખ-આસ્વાદ, (૪) સાધન-ભજનમાં સુખનું ભાન અને (૫) ઇશ્વરી આદેશ પ્રમાણે આચરણ.

૧૨-લજ્જાનાં કેટલાંક લક્ષણો આ પ્રમાણે છેઃ-(૧) માનસિક શરમ, (૨) વિચાર કરીનેજ બોલવું, (૩) જે કરવાથી ક્ષમા માગવી પડે એવાં કાર્યોથી સવેળાજ દૂર રહેવું, (૪) જે કરવાથી લજ્જા ઉપજે તેવા વિચારોથી પણ દૂર રહેવું, (૫) નેત્ર, કાન અને રસનાને કાબુમાં રાખવાં, (૬) ભોજનમાં સાવધાનતા રાખવી, (૭) શબ, કબરસ્તાન અને શ્મશાનનું સ્મરણ કરવું.

૧૩-અનુરાગનાં કેટલાંક લક્ષણો આવાં છેઃ-(૧) સુખમાં પણ મૃત્યુને

ચાહવું, (૨) આરોગ્ય છતાં પણ જીવનને શત્રુ માનવું, (૩) ઇશ્વરના કથા-કીર્તન તરફ પ્રીતિ અને સ્મરણ-ચિંતનમાં આસક્તિ રાખવી અને (૪) એ સિવાય બીજી રીતે વખત જાય તે ઉપર અણુગમો આવવો.

૧૪-કોઇએ સંયોગ અને વિયોગવિષે પ્રશ્ન પૂછયો, ત્યારે તેમણે કહ્યું કે ઇશ્વરનાજ શ્રવણચિંતનાદિમાં હૃદયને જોડી રાખવું એ **સંયોગ** છે; અને તે સિવાયની બીજી બાબતોમાં ચિત્તને રોકી રાખવું એનું નામ **વિયોગ** છે.

---

# ૬૮-તપસ્વી અબુ યાકુબ નહરજોરી

તપસ્વી અબુ યાકુબ નહરજોરી ઇશ્વરમાંજ રમણ કરનારા એક અપૂર્વ પુણ્યાત્મા હતા. તેમનું ગૌરવ અને માહાત્મ્ય સર્વત્ર પ્રસિદ્ધ થયું હતું. તેમણે સાધનાઓ અને ધ્યાન-ભજન પુષ્કળ કર્યું હતું, તેથી તેમનાં વચનો સૌને બહુજ અસર કરતાં હતાં. તેમના જેવો તેજસ્વી સાધુ બીજો કોઇ તે સમયે નહોતો. તેઓ મક્કામાં વસતા હતા. મહાત્મા ઉમ્મર એબન ઉસ્માનનો તેમને સમાગમ-લાભ મળ્યો હતો. મક્કામાંજ તેઓ સ્વર્ગવાસી થયા હતા. તેમના પિતાનું નામ ઇસાક હતું.

અબુ યાકુબ એક પળ વાર પણ ભજન-સાધનથી નિવૃત્ત થતા નહિ. એક વખતે દુઃખ આવી પડતાં આર્ત્તનાદ કરીને તેમણે પ્રાર્થના કરી, ત્યારે આવી દૈવી વાણી સંભળાઇ હતીઃ—

"અબુ યાકુબ ! તું તો પ્રભુનો દાસ છે. દાસને આમોદ-પ્રમોદનું શું પ્રયોજન છે ?"

અબુ યાકુબને એક માણસે કહ્યું કે "હું મ્હારા મનનું દુઃખ મટાડવામાટે યત્ન કરૂં છું. તેને માટે પૂછતાં અમુક સાધુએ મને કહ્યું કે 'તમે રોજા રહો એટલે તમારૂં દુઃખ મટી જશે;' અને બીજાને પૂછતાં તેણે તીર્થ કરવાનો ઉપદેશ આપ્યો. મેં એ બન્ને કાર્યો કર્યાં, પરંતુ મારા કલેશની નિવૃત્તિ થઇ નથી. હવે મારે શું કરવું ? તે વિષે આપ ઉપદેશ આપો."

અબુ યાકુબ—"તને ઉપાય બતાવવામાં તેમણે ભૂલ કરી છે. તારેમાટે એકજ ઉપાય છે કે, લોકો જ્યારે સૂઇ જાય, ત્યારે તારે મસ્જીદમાં જવું; અને આર્ત્તનાદ કરીને કહેવું કે "હે પ્રભુ ! હું આપની રચનાઓ, સા-

મર્થ્યો અને મહિમાથી આશ્ચર્યચકિત બની ગયો છું. તમે મ્હારો હાથ પકડો.”

પેલે માણસે તેમ કર્યું અને તેથી તેના ક્લેશોની નિવૃત્તિ થઇ.

બીજા એક માણસે અબુ યાકુબને પૂછ્યું કે “હું ઉપાસના કરૂં છું; પણ તેમાં મને રસ પડતો નથી.”

આ સાંભળીને મહર્ષિ બોલ્યા કે “ઉપાસનાસમયે તારૂં ચિત્ત બીજી બાબતો ઉપર દોડયા કરે છે; તેથી તને ઉપાસનામાં મિષ્ટતા જણાતી નથી. એક મુસાફર જો પોતાના વાહનને જે તરફ જવું હોય તે તરફ ધ્યાન રાખીને લઇ જાય નહિ અને ગમે તેમ ચાલવા દે, તો તો એનો રસ્તો ખૂટે પણ નહિ ને પહોંચવાના સ્થળે પહોંચે પણ નહિ. તેવુંજ આ બાબતમાં છે.

મહર્ષિ અબુ યાકુબ કહે છે કે, મેં એક દિવસે એક કાણા માણસને જોયો. તે માણસ કાબા મંદિરની પ્રદક્ષિણા કરતો હતો અને બોલતો હતો કે “હે પ્રભો! હું હવે આપનેજ શરણ છું, આપનોજ આશ્રય લઉં છું.”

મેં તેને પૂછ્યું કે “આ કેવી જાતની પ્રાર્થના ?”

તે માણસ—“મેં એક દિવસે એક સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરી; તેને જોઇને ઘણો આનંદ થયો, પણ એવામાંજ અકસ્માત્ કયાંકથી એક આંખ ઉપર ઘા લાગ્યો અને તેથી તે આંખ ફુટી ગઇ ! જે આંખે મેં કુદૃષ્ટિ કરી હતી, તેજ આંખ ફુટી અને તેજ વખતે મેં આવી આકાશવાણી સાંભળી:—

“જોયું, તેં એકવાર પાપ કર્યું તો તને એક ફટકો લાગ્યો. વધારે પાપ કર્યું હોત તો વધારે આઘાત લાગત.”

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–સંસાર એ સમુદ્ર છે. એનો એક છેડો સ્વર્ગ તરફ ને બીજો છેડો નર્ક તરફ છે. સાચા સ્વર્ગ તરફ જવા ઇચ્છનાર મુસાફર માનવીમાટે અધર્મ–અનીતિની નિવૃત્તિ ઉપરાંત વિષયનિવૃત્તિ પણ અગત્યની હોડી છે.

૨–જે અન્નમાંજ તૃપ્તિ માને છે, તે ભુખડી બારસ છે; જે ધનમાંજ સર્વસ્વ માને છે, તે નિર્ધન છે; જે લોકો પાસે માગ્યા કરે છે, તે ભિખારી છે અને જે પ્રભુનો યાચક અને પ્રભુપર નિર્ભર થઇ શકતો નથી, તે કમનસીબ છે.

૩–તમે જે પણ સંપત્તિમળવા બદલ પ્રભુપ્રત્યે ઉપકાર દર્શાવવાની જરૂર સમજશો અને દર્શાવશો, તે સંપત્તિનો વિનાશ થતો નથી; અને જે સંપત્તિમાટે તેનો ઉપકાર નહિ માનતાં પોતેજ મોટા પરાક્રમી માની બેસો છો, તે

સંપત્તિ ટકી શકવાની નથી.×

૪–જ્યારે સાધક પૂરેપૂરો શ્રદ્ધાળુ બને છે, ત્યારે વિપત્તિ પણ તેને માટે સંપત્તિ બની જાય છે; અને સંસાર ઉપર ભરોસો રાખવો, એ તો તેને માટે વિપત્તિનુંજ કારણ થઇ પડે છે.

૫–અલ્પ ભોજન, અલ્પ વાતચીત, થોડી નિદ્રા અને કામનાઓનો ત્યાગ, એજ ખરો સંયમ છે.

૬–સાધક જ્યારે પોતાનું ભાન ભૂલી જાય છે–અહંતામમતામાંથી મરી જાય છે, ત્યારેજ તે ઇશ્વરી સ્વરૂપમાં જીવતો થાય છે.

૭–જે માણસ સંતોષકારક સાધના સાધી શકતો નથી અને 'સાધનામાં મરણ થાય તો તે પણ જીવન પ્રાપ્ત કરવા બરાબર છે' એવો નિશ્ચય જે રાખતો નથી, તે સાધનાની બાબતમાં માત્ર મિથ્યાભિમાનીજ છે.

૮–ખરેખરો આનંદ ત્રણ બાબતોમાં છેઃ–(૧) ઇશ્વરની પૂજા–ઉપાસના કરવામાં,(૨) પ્રભુસાથે સંબંધ બાંધવા–વધારવામાં અને લોકસંબંધ ટાળવા–ઘટાડવામાં તથા (૩) ઇશ્વરના સ્મરણમાં અને સંસારના વિસ્મરણમાં.

૯–ઇશ્વરી આનંદ પ્રાપ્ત કરવાનાં ત્રણ સાધન છેઃ–(૧) સર્વભાવે ને એકનિષ્ઠાપૂર્વક સાધન–ભજન, (૨) સંસાર અને સંસારીઓથી દૂર રહેવું અને (૩) ઇશ્વરસિવાય બીજા કશાનું સ્મરણ ન થાય તેવો પ્રયત્ન કરવો.

૧૦–જે કાર્ય અધ્યાત્મવિદ્યાના ધોરણથી કરાય છે, તેજ કાર્ય ઉત્તમ છે.

૧૧–સાધક જેમ જેમ ઈશ્વરને વધારે ઓળખતો જશે, તેમ તેમ ઇશ્વરથી વધારે ને વધારે આશ્ચર્યચકિત બનતો જશે.

૧૨–ઈશ્વરજ્ઞાની ઇશ્વરસિવાય બીજી એવી કોઇ પણ વસ્તુ જોતો નથી કે જેનાપ્રત્યે કાંઇ પણ યાચના, ફરિયાદ કે આક્ષેપ તે કરી શકે.

૧૩–સંસાર તરફ એજ દૃષ્ટિથી જોવું કે, તે અસ્થાયી અને નાશવંત છે.

× પ્રાપ્તસંપત્તિ અને વધુ મેળવાતી સંપત્તિમાટે પ્રભુનો ઉપકાર માનવો એટલે શું ? તે પણ બીજાં વચનોમાં કહેવાયલું જણાશે–અર્થાત્ મોઢાના શબ્દોથી પ્રભુ રાજી રાજી નહિ થઇ જાય કે રૂપિયે પાઈ પૈસાનું રાજસદાન–કીર્તિદાન કરવાથી અને વિષયી માનવોમાં વિક્રમ કે ભામાશાનાં વિષેપણ કે સર્ટિફિકેટ મેળવવાથી નહિ ભોળવાઇ જાય, એ વાત પણ દરેકે ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. પેલા પ્રાતઃસ્મરણીય રંતિદેવનો માત્ર શેર અન્નનો યજ્ઞ પાંડવોના કરોડોના ખર્ચવાળા મહાયજ્ઞ કરતાં વધારે મહાન શાથી ગણાયો ? તે નોળિયાવાળી વાતમાંથી સ્પષ્ટ સમજાય તેમ છે. સંપાદક

૧૪–પ્રભુભક્તનું યોગક્ષેમ વહન કરવાનું પ્રભુએ પોતેજ માથે લીધેલું હોવાથી તેને અન્નપાણી પણ તેજ મોકલી આપે છે અને તેથીજ તે સંસારીઓની નોકરી કે મજુરી કર્યાસિવાય અન્નપાણી પામી શકે છે.

૧૫–ઇશ્વરના આશ્રિતને જેનાદ્વારા જે કાંઇ અનુકૂળતા પ્રાપ્ત થાય છે, તેની તે સ્તુતિ પણ કરતો નથી અને જેનાદ્વારા પ્રતિકૂળતા પ્રાપ્ત થાય છે, તેને કટુ શબ્દો પણ કહેતો નથી; કેમકે તે તો સર્વ કાંઇ ઇશ્વરનીજ ઇચ્છાથી થતું જુએ છે.

૧૬–વિશ્વાસુ ભકતોની એક એવી પણ અવસ્થા છે કે જે અવસ્થામાં આવ્યા પછી તેને અગ્નિમાં નાખવાથી કે વિંધી નાખવાથી પણ તેને દુઃખનું ભાન થતું નથી. વળી તેની એક બીજી એવી પણ અવસ્થા છે કે જે અવસ્થામાં એકાદ મચ્છરથી પણ દુઃખ થાય છે અને થોડો પણ પવન લાગતાં તે ધ્રૂજી ઉઠે છે.

૧૭–પરમેશ્વર પાસે પહોંચવાનો રસ્તો કયો? સંસારીઓનો સંસર્ગ અને માર્ગ છોડી દઇ પ્રભુપદના અનુભવીઓનો માર્ગ અને સમાગમ સાધવો તતા મળેલું જ્ઞાન આચરણમાં ઉતારવું અને સદા તેનાજ સ્મરણ–ભજનમાં મશગૂલ રહેવું.

## ૬૯–તપસ્વી સમ્નુન મોહેબ્બ

તપસ્વી સમ્નુન મોહેબ્બ ભયરહિત, મહાપ્રેમી, મહાજ્ઞાની અને ઇશ્વરી પ્રકાશના પતંગીઆરૂપ હતા. પ્રભુના સંમિલનરૂપી પ્રાતઃકાળમાટે તેમનો અંતરાત્મા સદા વ્યાકુળ રહેતો. તેઓ પ્રકૃતિએ સ્વસ્થ હોવા છતાં પ્રભુદર્શનમાટે અસ્થિર તથા પ્રેમમાં મસ્ત રહેતા હતા. તે કાળના ભકતસમૂહ અને સાધુમંડળમાં તેઓ આભૂષણરૂપ હતા. પ્રભુ ઉપરના ગાઢ પ્રેમને લીધે લોકોએ તેમને 'મોહેબ્બ' એટલે 'પ્રેમી' ની ઉપાધિ આપી હતી. તેઓ પોતે તો પોતાનું નામ "**સમ્નુન કજ્જાબ**" એટલે "**સમ્નુન જુઠો**" કહેતા. તેમણે ઘણાં ચિત્તાકર્ષક ગૂઢ તત્ત્વો પ્રકાશિત કર્યાં છે. તેમનો પ્રભુપ્રેમ આદર્શસ્વરૂપ હતો. મહર્ષિ સર્રી સકતીનો તેમણે સહવાસ કર્યો હતો. મહર્ષિ જુન્નેદ તેમના સમકાલીન હતા. પ્રેમ, પ્રેમ અને પ્રેમ, એ તેમનો મુખ્ય વિષય

હતો. તત્ત્વજ્ઞાન કરતાં પ્રભુપ્રેમને તેઓ શ્રેષ્ઠ માનતા. તેઓ કહે છે કે "પ્રેમજ સૌનું મૂળ છે અને ઈશ્વરપ્રાપ્તિનો ઉપાય પણ પ્રેમજ છે. આધ્યાત્મિક ઉન્નતિની બધી અવસ્થાઓ પ્રભુપ્રેમની વૃદ્ધિ ઉપરજ આધાર રાખે છે."

જ્યારે હેજાજથી મહર્ષિ સમ્નુન પાછા ફર્યા, ત્યારે માર્ગમાં કોઇ સ્થળના લોકોએ તેમને એવો આગ્રહ કર્યો કે "સભામાં આપ અમને કાંઇક બોધ આપો."

મહર્ષિએ એ વાત કબૂલ કરી; પરંતુ ઠરાવેલા સમયે કોઇ પણ શ્રોતા હાજર થયો નહિ; એટલે તેઓએ જનશૂન્ય સભામાં આમતેમ ઝૂલતા દીપકો તરફ લક્ષ્ય કરીને બોલ્યા કે "હું તમારી સાથે પ્રેમની વાતો કરૂં છું."

આ પ્રમાણે કહીને તેમણે વ્યાખ્યાન શરૂ કર્યું. કહેવાય છે કે, તેમના વ્યાખ્યાનના પ્રભાવથી બધાં દીપકપાત્રો કંપવા અને નૃત્ય કરવા લાગ્યાં તથા સામસામાં પછડાઇ ભૂકકે ભૂક્કા થઇ ગયાં!!

બીજી વાર તેમણે પ્રેમવિષે વ્યાખ્યાન આપ્યું, ત્યારે એક પક્ષી તેમના મસ્તકપર આવી બેઠું. પછી મસ્તક ઉપરથી નીચે ઉતરી હાથ ઉપર અને ત્યાંથી ખોળામાં બેઠું, છેલ્લે ખોળામાંથી ઉતરી ભોંયે બેઠું અને વારંવાર ભોંયે ચાંચો પછાડવા લાગ્યું! પછી તેની આંખોમાંથી લોહી ઝરવા લાગ્યું અને છેલ્લે તેણે પ્રાણ છોડ્યા.

તપસ્વી સમ્નુન છેલ્લી જીંદગીમાં ધર્મસહચારિણી કરવામાટે એક સ્રીને પરણ્યા. તે સ્રીએ એક પુત્રીને જન્મ આપ્યો. એ પુત્રી ત્રણ વર્ષની થઇ. મહર્ષિને તે કન્યા અત્યંત વહાલી લાગતી. એક દહાડો તેઓ સૂતા હતા, ત્યારે સ્વપ્નમાં તેમણે જોયું કે એક પતાકા ઉડી રહી છે અને તેની બાજુમાં એક ખાસ સંપ્રદાયના મહાપુરુષો બેઠેલા છે તથા એ પતાકાનું તેજ આખા જંગલને પ્રકાશ આપી રહેલું છે.

મહર્ષિએ પૂછ્યું કે "આ પતાકા કયા મંડળની છે?"

ઉત્તર મળ્યો કે "સૌ પ્રેમીજનોની છે, કે જે પ્રેમીઓવિષે શાસ્રમાં ઘણાં વખાણ કરેલાં છે અને કહ્યું છે કે, પ્રભુ તેના ઉપરજ પ્રેમ રાખે છે, કે જેઓ પ્રભુપર પ્રેમ રાખે છે."

મહર્ષિ સમ્નુન તે મંડળમાં જઇ ઉભા રહ્યા, એટલે એક જણ તેમને ત્યાંથી બહાર કાઢવા તત્પર થયો. આથી તેઓ આર્ત્તનાદ કરીને બોલ્યા કે "મને શામાટે અહીંથી આઘો કરે છે?"

તે–" તું આ મંડળમાંનો માણુસ નથી."

મેં કહ્યું કે "મ્હને લોકો 'સમ્નુન મોહેબ્બ' એટલે પ્રેમી સમ્નુન કહે છે; વળી પ્રભુ પણ મ્હારા મનની અવસ્થા જાણે છે."

એટલામાં આવી દૈવી વાણી થઇ કે "તું પહેલાં પ્રેમી મંડળમાં હતો; પરંતુ જ્યારથી તારૂં અંતઃકરણ પેલી તુચ્છ બાલિકા ઉપર અનુરાગી થયું છે, ત્યારથી તારૂં નામ પ્રેમીઓના ચોપડામાંથી છેકી નાખ્યું છે."

આ સાંભળીને નિદ્રાવસ્થામાંજ મહર્ષિ ચીસ પાડી ઉઠ્યા અને બોલ્યા કે "હે પ્રભો! જો આ સંતાન મ્હારા પ્રેમપંથમાં કંટકરૂપ હોય તો તું એને માર્ગમાંથી ઝટ દૂર કર."

તેજ વખતે ઘરમાંથી આર્ત્તનાદ ગાજી ઉઠ્યો અને તેથી સમ્નુને જાગી ઉઠીને પૂછયું કે "શું થયું?"

કોઇએ કહ્યું કે "તમારી પ્રિય બાલિકા અગાસી ઉપરથી પડીને મરી ગઇ!"

એક દહાડો મહર્ષિ સમ્નુન પ્રભુને સંબોધીને બોલ્યા કે "હે પરમેશ્વર! ચાહે તે રીતે તું મ્હારી પરીક્ષા કર; એટલે મ્હારો અકૃત્રિમ પ્રેમ તું જાણી શકીશ. મ્હને પણ એથી ખાત્રી થશે અને તને સંતોષ થશે." એ રાત્રિમાંજ તેઓ પ્રબળ વેદનાએ ઘેરાઇ ગયા, પ્રાણ હોઠે આવી ગયાં; છતાં જીભેથી એક શબ્દોચ્ચાર પણ કર્યો નહિ. બહુ પીડા થતી હતી તેથી ઉંડા નિસાસા નાખતા હતા.

પ્રાતઃકાળે પાડોશીઓએ આવી તેમને પૂછયું કે "મહાશય! ગઇ રાત્રે આપને શું થયું હતું? આપની ચીસોને લીધે તો સવારસુધી અમારી આંખો મીંચાઇ નથી."

હવે પોતે તો એક પણ ચીસ પાડી નથી એવો તેમને વિશ્વાસ હતો, છતાં તેમની અંતરદશા ચીસોના રૂપમાં લોકોને કાને પહોંચી. આ બનાવદ્વારા પ્રભુએ તેમને સમજાવ્યું કે, આંતરિક શાંતિ એજ સાચી શાંતિ અથવા નિઃશબ્દતા છે. જો તમે સાચી શાંતિ જાળવી હોત તો પાડોશીઓ તે જાણી શકત નહિ; માટે જે બાબતનું સામર્થ્ય હોય નહિ તે બાબત છે, એવો દેખાવ કરવો નહિ.

એક દિવસે મહર્ષિ સમ્નુન આવા ભાવની એક કવિતા બોલતા હતા કે "તમારાવિના મ્હારે બીજું કાંઇજ નથી. તમારાસિવાય મ્હારૂં મન બીજા કોઇની આશા કરતું નથી. જેવી તમારી ઇચ્છા હોય તેવી તમે મ્હારી પરીક્ષા

કરો, હું તે સહન કરીશ. ”

તરતજ તેમનો પેશાબ બંધ થઇ ગયો ! આથી ગભરાતા ગભરાતા તેઓ મદ્રેસા તરફ ગયા અને બાળકોને કહ્યું કે “ તમે સૌ મળી આ તમારા જૂઠા કાકામાટે પ્રાર્થના કરો કે તેને પ્રભુ આરોગ્ય આપે. ”

સાધુ અબુ મહમદ મોગાજલી કહે છે કે, હું સમ્નુન સાથે બગદાદમાં રહ્યો હતો. ચાળીસહજાર તામ્રમુદ્રાઓ તેમણે ત્યાંના ફકીરોને આપી, પણ મ્હને કાંઇજ આપ્યું નહિ; અને મને કહ્યું કે “ ચાલો, આપણે એક ઠેકાણે મુદ્રાઓ વહેંચાય છે ત્યાં જઇએ અને તે દરેક મુદ્રાને માટે એક એક રકાત નમાજ પઢીએ.”પછી એક ઠેકાણે જઈ ને અમે ચાળીસહજાર રકાત નમાજો પઢી.

ગુલામ ખલિલ નામનો એક માણસ બગદાદમાં હતો તે ત્યાંના અધિપતિ પાસે પોતાનું દંભી ઋષિપણું દર્શાવીને સંસારી સુખોને ખાતર ધર્મ વેચતો હતો. રાજાની સમક્ષ એ ખલિલ બધા મહર્ષિઓ તથા સત્પુરુષોના દોષો ગાતો. એમાં ઉદ્દેશ એ હતો કે, સૌ તપસ્વીઓ ઉપર રાજાની અપ્રીતિ થાય, તેમાંના કોઇને પોતાની પાસે બોલાવેજ નહિ અને પોતાનું સન્માન ઓછું થાયજ નહિ; પરંતુ સમ્નુન જ્યાંસુધી બગદાદમાં રહ્યા, ત્યાંસુધી તેઓ લોકોમાં પુષ્કળ સન્માનપાત્ર ગણાતા. તેમની ખ્યાતિ સર્વત્ર ફેલાઈ હતી. ગુલામ ખલિલને તે સાંભળીને ઘણોજ કલેશ થતો. તેમના ઉપર એ વિવિધ કલંકો આરોપ્યા કરતો. એક વાર એવું બન્યું કે, એક શ્રીમંતની સ્ત્રી મહર્ષિ સમ્નુનની પાસે પહોંચી અને એકાંતની માગણી કરી. સમ્નુને તેની માગણી નકારી, એટલે તે સ્ત્રીએ સાધુપ્રવર જુન્નેદ પાસે જઇને કહ્યું કે “ આપ મહર્ષિ સમ્નુનને કહો કે, તેઓ મને ગ્રહણ કરે. ”

જુન્નેદે પણ તેની વાત ઉપર ધ્યાન આપ્યું નહિ, ત્યારે તે સ્વચ્છંદી સ્ત્રી ગુલામ ખલિલની પાસે ગઇ અને સમ્નુનવિષે નિંદ્ય વાતો કહેવા લાગી. ગુલામ ખલિલ એથી ખુશ થયો અને પછી લાગ જોઇને તેણે બગદાદ-નરેશને સમ્નુનવિરુદ્ધ ઉશ્કેરી મૂકયો. રાજાએ સમ્નુન તથા જલ્લાદને હાજર થવાનો હુકમ કર્યો. સમ્નુનને હણવામાટે રાજાએ વારંવાર જલ્લાદને આજ્ઞા કરવા ધાર્યું; પરંતુ તેની જીભજ તાળવે ચોંટી ગઇ ! એક શબ્દ પણ તેનાથી બોલી શકાયો નહિ. રાત્રે રાજા ઉંઘ્યો, ત્યારે સ્વપ્નમાં તેણે એક વાકય સાંભળ્યું કે “સમ્નુનની હત્યા કરીશ, તો તારૂં રાજ્યપાટ કયાંનું કયાંય ચાલ્યું જશે.”

સવારે રાજાએ સમ્નુનને તેડાવી ક્ષમા માગી અને ઘણુંજ સન્માન કરીને

વિદાય આપી. આ જોઇને સમ્નુન પ્રત્યે ગુલામ ખલિલ ખૂબ ઇર્ષ્યા રાખવા લાગ્યો. ત્યારબાદ તેની છેલ્લી અવસ્થામાં તેને કોઢ નીકળ્યા હતા.

કોઇએ આ વાત ઉન્નત તપસ્વીઓને જણાવી અને કહ્યું કે, ગુલામ ખલિલ કોઢીઓ થયો છે; ત્યારે તેમાંનું કોઇક બોલ્યું કે "જરૂર તે ધર્મરાજ્યનો માણસ નહોતો. જો તે ધર્મરાજ્યનો મનુષ્ય હોત, તો તેને ઉંચો અભિલાષ ઉપજ્યો હોત અને સત્કાર્યો કર્યાં હોત. એણે તો તપસ્વીઓને દુઃખ આપ્યું છે. તપસ્વીઓનો એ મોટો વિરોધી હતો, છતાં ઈશ્વર તેને આરોગ્ય આપે."

કોઈએ ગુલામ ખલિલની પાસે જઈ તેને આ વાત કહી. આ સાંભળતાંજ એ દુરાત્માત્માના જીવનનું પરિવર્તન થયું. પોતાનાં દુષ્કૃત્યોને માટે તે પશ્ચાત્તાપના અગ્નિમાં બળવા લાગ્યો. પોતાની પાસે સંપત્તિમાં જે કાંઈ હતું તે તમામ તેણે ગરીબો અને સાધુઓને આપી દીધું. તપસ્વીજનોએ તો તેનું કશુંજ લીધું નહિ. એ શ્રેણીના લોકોનો તો એવો નિર્લેપ ભાવજ હોય છે. આ પ્રમાણે છેવટે પણ એ પાપીનું હૃદય પ્રાયશ્ચિત્ત કરવા તરફ વળ્યું. લોકો કહે છે કે, સાધુજનોનું કોઇ પણ અનિષ્ટ કરી શકતું નથી, એ વાત સત્ય છે.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–સદાય ઈશ્વરનાજ ધ્યાન–ભજન અને ગુણાનુવાદમાં પ્રીતિ રાખવી, એ વિશુદ્ધ પ્રભુપ્રેમનું લક્ષણ છે. ઈશ્વર કહે છે કે, સર્વભાવે મ્હારૂંજ ચિંતન-સ્મરણ કરનારાઓ આ લોક તથા પરલોકમાં ખાસ ગૌરવ પામે છે. પેગંબર સાહેબે પણ કહ્યું છે કે, જે ઈશ્વર ઉપર પ્રેમ રાખે છે, તેનીજ સાથે ઇશ્વર રહે છે; અને તેથીજ સમજદાર માણસો આ લોકમાં તેમજ પરલોકમાં પ્રભુ તરફ વધારે ધ્યાન આપે છે.

૨–જે વસ્તુ બહુજ સૂક્ષ્મ અને અત્યંત કોમળ હોય, તેનું વર્ણન કરી શકાતું નથી અને પ્રેમ જેવી સૂક્ષ્મ તથા કોમળ વસ્તુ બીજી નહિ હોવાથી પ્રેમનું પણ વર્ણન શી રીતે કરી શકાય ?

૩–જે સ્થિતિમાં પ્રભુવિના બીજી કોઈ પણ વસ્તુ તમારી હોતી નથી અને તમે પણ કોઇ વસ્તુના તાબામાં હોતા નથી, એજ સ્થિતિમાં ખરૂં ઋષિત્વ રહેલું જાણજો.

૪–" પ્રેમને વિપત્તિઓથીજ વિંટેલો શામાટે બનાવ્યો હશે ? " " કર્મહીન માણસો વગરલાયકાતે ઉમેદવાર ન બને તે માટે. "

૫–"ખરેખરો વિરક્ત કેવો હોય ?" " અજ્ઞાની લોકો જેટલો પ્રેમ ધન

ઉપર રાખે છે, તેટલોજ પ્રેમ જેઓ નિર્ધનતા ઉપર રાખે અને અજ્ઞાની લોકો નિર્ધનતાનો જેટલો ભય રાખે છે, તેટલોજ ભય જેને ધનવાન થવામાં લાગે, તેજ ખરો વિરકત છે.

# ૭૦–તપસ્વી અબુ અબ્દુલ્લા મોહમ્મદ ફઝલ

તાપસવર અબુ અબ્દુલ્લા ગૂઢ તત્ત્વો અને અલૌકિકતાની મૂર્તિરૂપ તેમજ સૂક્ષ્મ દર્શન તથા નિર્મળ જ્ઞાનના મંદિરરૂપ હતા. તેઓ બધા સંપ્રદાયોમાં માન્ય ગણાયા હતા. હૃદયની કોમળતામાં તેઓ મશહુર હતા, તેમજ પ્રભુ-પ્રેમરૂપી ઉપવનના નિવાસી હતા. ખોરાસાનમાં જે જે મહાન તપસ્વીઓ નિ-વાસ કરતા હતા, તેઓમાં તેઓ સર્વમાન્ય હતા. તેમની નિવાસભૂમિ બલ્ખમાં હતી. તેમના પિતાનું નામ મોહમ્મદ ફઝલ હતું. સાધનામાં તથા પુરુષાર્થમાં તેઓ અદ્વિતીય હતા. તપસ્વી ખજરૂયાની પાસે તેમણે ધર્મદીક્ષા લીધી હતી અને તપસ્વી તરમોજી સાથે તેમનો સહવાસ થયો હતો. અબુ ઉસ્માન હયરીનો તેમનાપર પુષ્કળ વિશ્વાસ અને અનુરાગ હતો.

એક વાર અબુ ઉસ્માને તેમને એક પ્રશ્ન લખી મોકલ્યો હતો કે "દુર્ભાગ્ય-નું લક્ષણ શું?" આના ઉત્તરમાં તપસ્વી અબ્દુલ્લાએ દુર્ભાગ્યનાં આ પ્રમાણે ત્રણ લક્ષણો ગણાવ્યાં હતાં:–(૧) જ્ઞાન મેળવવું પણ તે પ્રમાણે ચાલવામાં બેદરકાર રહેવું, (૨) ધર્માનુષ્ઠાનો કરવાં પણ તેમાં સાત્વિક ધોરણ ન રાખવું, અને (૩) સાધુઓનો સંગ કરવો, પણ તેમના કહેવા ઉપર શ્રદ્ધા ન રાખવી."

તાપસવર અબુ ઉસ્માન કહે છે કે મળવાની તક શોધતો, અને તે મળતાં તરતજ હું અબુ અબ્દુલ્લાનો આશ્રય લેતો. તેમનાં દર્શન–સમાગમ વધારે થતાં તેમ મ્હારૂં અંતઃકરણ વિશેષ નિષ્પાપ અને પવિત્ર થતું." અબુ અબ્દુલ્લા-ને બલ્ખવાસીઓએ દૂર કર્યા હતા અને તેમના ઉપર ગાળોનો વરસાદ વરસાવ્યો હતો. આથી મહર્ષિએ તેમને શાપ આપ્યો હતો કે "હે પ્રભો! આ જનો-માંથી તું સત્યનો પ્રકાશ દૂર કર." ત્યાર પછી બલ્ખમાં સત્યનિષ્ઠાવાળો કોઇ પણ માણસ પાકયો નથી.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–એકાદ અંધારા કૂવામાં ઉછરેલા માણસને કોઇ એકાએક બહાર કાઢે,

તો તે કેટલો વિસ્મિત થાય ? બહુ વારસુધી તો તે સૂર્ય સામે જોઇ શકશે પણ નહિ. પછી ક્રમે ક્રમે અભ્યાસ થાય, ત્યારેજ તેનામાં સૂર્ય વિષયક જ્ઞાનનો સંચાર થાય; અને એ જ્ઞાનદ્વારાજ તે સૂર્યનું તત્ત્વ જાણી શકે. જગતવાસી જનોની પણ પ્રભુસંબંધી એવીજ દશા છે.

૨–મને આશ્ચર્ય થાય છે કે, મનુષ્યો પોતાના સ્વછંદીપણાને શામાટે છુંદી નાખતા નથી? કેમકે તેમ કરશે ત્યારેજ તેઓ પ્રભુનાં દર્શન પામી શકશે.

૩–જે માણસ સાંસારિક ઉપાધિઓથી મુક્ત રહે છે તથા તમામ પ્રકારનાં લૌકિક દાનો સ્વીકારવામાં સંકુચિત રહે છે, તેપણ ઋષિજ થવાનો છે.

૪–સાંસારિક કામનાઓ અને વ્યવહારોથી છૂટવામાંજ શાન્તિને મુક્તિ છે.

૫–જ્યારે સાધક સંસારને હૃદયમાં સ્થાન આપે છે, ત્યારે તે ઝાઝી વાર સાધનાના માર્ગ ઉપર ટકી શકતો નથી.

૬–આ ચારમાંનું કોઈ પણ કામ કરનારને ધર્મ છોડી જાય છેઃ–(૧) જે બાબતનું જ્ઞાન હોય તે બાબતમાં પણ તે જ્ઞાન પ્રમાણે ચાલતો નથી; (૨) જે બાબતનું જ્ઞાન નથી, તે બાબતમાં પણ કામ કરવા ઘુસે છે, અથવા બડેખાં બની બેસે છે; (૩) પ્રાપ્ત જ્ઞાનને છુપાવી રાખીને યોગ્ય માણસને પણ શીખવતો નથી અને (૪) બીજાઓ જ્ઞાન આપતા–લેતા હોય, તેમાં અટકાવ નાખે છે.

૭–પ્રભુપ્રેમની ચાર સ્થિતિઓ છેઃ–(૧) ઇશ્વરગુણાનુવાદમાં પ્રેમ અને આનંદ ઉપજે; (૨) અંતરમાં પણ પ્રભુના ગુણાનુવાદ થયા કરે, (૩) વિષય–પ્રીતિનો નાશ થઇ ઇશ્વરથી દૂર રાખનારી અથવા વિયોગ કરાવનારી તમામ બાબતોથી દૂર રહેવાય, (૪) પોતાના પંડ કરતાં તથા આ લોક અને પરલોકમાં ઇશ્વરસિવાયનું બીજું જે કાંઇ હોય, તે બધા કરતાં પ્રભુનેજ શ્રેષ્ઠતા અપાય.

---

## ૭૧–તપસ્વી અબુલ હુસેન બોશકી

તપસ્વી અબુલ હુસેન બોશકી કાર્યકુશળ, સત્યનિષ્ઠ, દુઃખસહિષ્ણુ, મહા-પ્રેમી અને એકેશ્વરવાદી હતા. ખોરાસાનના ધર્મવીર પુરુષોમાં તેમની ગણના થતી. તે સમયના તપસ્વી–મંડળમાં અબુલ હુસેન અત્યંત માનપાત્ર અને દૃઢ નિષ્ઠાવાળા હતા. અબુ ઉસ્માન એબન આતા અને અબુ ઉમ્મર મકજી સાથે તેમનો સમાગમ થયો હતો. બોશક નામના સ્થાનમાં તેમનો નિવાસ હતો; છતાં તેઓ બોશક છોડી ઘણાં વર્ષસુધી ઇરાકમાં રહ્યા હતા અને પછી સ્વદેશ-

માં પાછા આવવાથી લોકો તેમને વિધર્મી ગણવા લાગ્યા હતા. તેથી તેઓ નેશાપુરમાં ચાલ્યા ગયા હતા અને છેવટસુધી ત્યાંજ વસ્યા હતા. ત્યાં તેઓ 'વિરાગી' ના નામથી ઓળખાતા હતા. એક વાર એક ઉદ્ધત ગામડીઆનું ગધેડું ખોવાયું હતું; તે તાપસવર અબુલ હુસેન પાસે આવ્યો અને તેમના લુગડાનો છેડો પકડીને બોલ્યો કે "તમે મ્હારૂં ગધેડું ચોરેલું છે."

અબુલ હુસેન—"અરે ભદ્ર પુરુષ! તું ભૂલે છે, મેં તારૂં ગધેડું ચોર્યું નથી. તને હું મળું છુંજ આ પહેલીજ વાર ને!" છતાં પેલા માણસે એ વાત માની નહિ, ત્યારે મહર્ષિએ પોતાના હાથ ઉંચા કરીને પ્રાર્થના કરી કે "હે પ્રભો! આ પીડામાંથી તું મારૂં રક્ષણ કર."

પ્રાર્થના પૂરી થતાંજ ગધેડું ત્યાં આવી પહોંચ્યું, ત્યારે પેલો ગધેડાનો માલિક ક્ષમાયાચના કરીને બોલ્યો કે "મહાત્મન્! હું જાણતોજ હતો કે, આપે મ્હારૂં ગધેડું લીધું નથી;પણ પ્રભુના મંદિરમાં મારો અવાજ પહોંચવાનો નથી, એમ જાણીને મેં તમારો પલ્લો પકડયો હતો. આપે તે પ્રભુનેજ પ્રાર્થના કરી છે અને મારી ધારણા સફળ થઇ છે."

અબુલ હુસેન બોશકી એક વાર માર્ગે ચાલ્યા જતા હતા. અચાનક કોઇએ તેમને પીઠ પાછળથી ધકકો માર્યો. આ જોઈને તેને બીજા માણસે કહ્યું કે "અરે ભલા માણસ! આ તપસ્વી મહાત્મા છે તેમને તું આમ શામાટે કરે છે?"

પેલો ધક્કો મારનાર પુરુષ ક્ષમા માગવા મહર્ષિ પાસે ગયો અને બોલ્યો કે "મહાત્મન્ ક્ષમા કરો!"

મહર્ષિ—"ક્ષમા માગવાની જરૂર નથી. આ બનાવ તારાથી બન્યો છે એ મેં તો જોયું પણ નથી; અને જેનાથી થયું હશે, તેણે પણ કાંઈ ભૂલ કરી નથી."

અબુલ હુસેન એક દહાડો પોતાના હાથપગ ધોતા હતા, ત્યાં તેમને વિચાર આવ્યો કે "આ અંચળો અમુક ભિખારીને આપી દેવો જરૂરનો છે." તરત તેમણે નોકરને બોલાવ્યો અને કહ્યું કે "મ્હારો આ અંચળો તું ફલાણા ભિખારીને આપી આવ."

નોકર—"આપ હાથપગ ધોઇ લ્યો; પછી હું આપી આવું છું."

મહર્ષિ—"ના, હમણાંજ જા. મને ભય લાગે છે કે, આ અંગશુદ્ધિ કરવાની જગ્યા ઉપરથી પાછા ફરાય કે નાચે ફરાય. રખેને શયતાન મને રસ્તામાં લૂંટી લે-મારા અંતરમાંથી આ શુભ વિચાર ચોરી જાય!"

તપસ્વી અબુલ હુસેન બોશકીના મરણ પછી એક માણસ તેમની કબર

પાસે ગયો અને પ્રભુ પાસે સાંસારિક ઉન્નતિ કરવામાટે પ્રાર્થના કરી. ત્યાર પછીની રાત્રે તેણે સ્વપ્નમાં અબુલ હુસેનનાં દર્શન કર્યાં. સ્વપ્નમાં તેમણે તેને કહ્યું કે "ભાઈ! મ્હારા સમાધિસ્થળે આવીને તું સાંસારિક પદાર્થોમાટે પ્રાર્થના કરીશ નહિ. જો સાંસારિક સંપત્તિ માગવી હોય તો કોઇ શ્રીમંતની કબર પાસે જઇ પ્રાર્થના કરજે. મ્હારા સમાધિસ્થાન પાસે તો ઐહિક અને પારલૌકિક બંધનોમાંથી મુક્ત થવાનીજ પ્રાર્થના કરવી હોય તો કરજે."

### આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–જે માણસ પોતાને નીચો સમજે છે, તેને ઈશ્વર ઉચ્ચતા–શ્રેષ્ઠતા–આપે છે; અને જે પોતાને ઉચ્ચ માને છે, તેને ઈશ્વર નીચે પાડે છે.

૨–તમારી સન્મુખ જેવી પણ રોટી આવે તેવી મળવા બદલ તમે પ્રભુનો ઉપકાર માનજો અને તેના નાના નાના કોળીઆ કરીને તથા સ્થિરચિત્તે ખૂબ ચાવીને ખાજો; અને ખાત્રી રાખજો કે, તમારેમાટે જે કાંઇ નિર્ધારેલું છે, તેમાં કોઈથી પણ વધઘટ થાય તેમ નથી.

## ૭૨–તપસ્વી અબુ બક્કર ઈરાક

તાપસવર અબુ બક્કર ઇરાક વિદ્વત્તા અને બુદ્ધિમત્તાના ભંડાર તથા ધૈર્ય અને ગાંભીર્યના સાગરરૂપ હતા. તેઓ વૈરાગ્યવાન, પુણ્યાત્મા અને સાધુઓના અગ્રણીતરીકે ગણાયા હતા. શ્રદ્ધા અને સાત્વિકતામાં તેમણે પૂર્ણતા પ્રાપ્ત કરી હતી. નિઃસંગતા અને નિર્જનતા ઉપર તેમને ઘણોજ સ્નેહ હતો. નીતિપાલનમાં તેમના સમાન કોઈ નહોતું. તેમને "મઉદ્દે–બોલ ઓલિયા" અર્થાત્ "મહર્ષિઓના નીતિશિક્ષક"નું ઉપનામ અપાયું હતું. મનોનિગ્રહ કરીને તેઓ મહાપુરુષની અવસ્થાએ પહોંચ્યા હતા. તેમણે તપસ્વી મહમદ હકિમનો સમાગમ સેવ્યો હતો. બલ્ખ શહેરમાં તેઓ રહેતા હતા. તપસ્વી ખજરૂયાના તેઓ બંધુ હતા. તેમણે નીતિ તથા સાધન–તત્ત્વોવિષે ઘણા ગ્રંથો લખ્યા છે. પોતાના અનુયાયીઓને દેશપર્યટન કરવાની તેઓ ના પાડતા અને કહેતા કે "લૌકિક વાસનાને વશીભૂત કરવી એજ બધી ઉન્નતિની કુંચી છે. જ્યારે તમારી વાસનાઓ શુદ્ધ સાત્વિક પ્રકારની થશે, ત્યારેજ તમારી ઉન્નતિનો માર્ગ ખુલ્લો થશે."

મહર્ષિ અબુ બક્કર ઇશાક ઘણા સમયથી ધર્મગુરુ ખિજરનાં દર્શન કરવા ઇચ્છતા હતા. રોજ તેઓ શ્મશાનભૂમિમાં જતા અને જતાં–આવતાં કુરાનમાંથી કંઇક કંઇક બોલ્યા કરતા. એક દિવસ તેઓ ઘરમાંથી બહાર નીકળ્યા કે તરતજ એક તેજસ્વી વૃદ્ધ પુરુષે આવી તેમને સલામ કરી અને પૂછ્યું કે "શું તમે મારો સહવાસ ઇચ્છો છો ?"

અબુ બક્કર—"હા, હું ઇચ્છું છું."

એટલે તે વૃદ્ધ પુરુષ તેમને સાથે લઇને ચાલ્યા અને જતાં જતાં વાતચીત કરવા લાગ્યા. પછી અબુ બક્કર પાછા ફરવા લાગ્યા, ત્યારે તે વૃદ્ધ પુરુષે કહ્યું કે "તમે દીર્ઘકાળથી મને મળવા ઇચ્છતા હતા, આજે મારો સંગ થતાં કુરાનનો પાઠ કરવો મૂકી દીધો, એ શું કર્યું ? ખિજરના સંગથી પણ આમ બન્યું, તો બીજા લોકોના સંસર્ગથી તો કોણ જાણે કેવી અવસ્થા થશે; માટે આટલું સમજી રાખજો કે, એકાંતમાં રહેવું અને માણસોનો સંસર્ગ ન રાખવો, એજ બીજાં સર્વ કામો કરતાં ઉત્તમ છે."

મહર્ષિ અબુ બક્કરને એક પુત્ર હતો. પાઠશાળામાં તે ભણવા જતો. એક દિવસ જોયું તો તે બાળક રૂએ છે અને તેનું મોં ફિક્કું પડી ગયું છે.

મહર્ષિએ તેને પૂછ્યું કે "વત્સ ! તને શું થયું છે ?"

બાળક—"મને શિક્ષકે કુરાનનું એક ભયજનક વાક્ય શીખવ્યું છે, તેથી મ્હારી આ દશા થઇ છે."

આટલું કહીને તે વાક્યના ભયથી બાળક રોગગ્રસ્ત થયો અને મરણ પામ્યો. તેની કબર પાસે રુદન કરતા પિતા અબુ બક્કર આ પ્રમાણે બોલતા હતા કે "અરે અબુ બક્કર ! માત્ર એક આયત પઢવાથીજ તારા સંતાને પ્રાણત્યાગ કર્યો, તો પછી તું ઘણાં વર્ષોથી આખા કુરાનનો પાઠ કરે છે તોપણ તારા જીવનમાં કેમ ફેરફાર થતો નથી ?"

જ્યારે અબુ બક્કર ઇશાક નમાજ પઢીને ઘર તરફ જતા, ત્યારે એવી ગતિથી ચાલતા કે જાણે ચોરી અથવા કોઇ મહાન અપરાધ કર્યો ન હોય !

એક માણસ એક દિવસ અબુ બક્કરનાં દર્શન કરવા ગયો. ઉઠતી વખતે તેણે વિનતિ કરી કે "આપ મને કાંઇ ઉપદેશ આપો."

મહર્ષિ—"ગરીબીમાં હોવાથીજ હું આ લોકનું તથા પરલોકનું મંગળ પ્રાપ્ત કરી શક્યો છું; અધિક સંપત્તિથી તથા લોકોના અધિક સહવાસથી આ લોકનું તથા પરલોકનું અમંગળજ પ્રાપ્ત થયું છે. એક વાર હું મક્કા જતો

હતો, ત્યારે રસ્તે ચાલતાં એક સ્ત્રીનો મારે સંઘાત થયો. તેણે મને પૂછ્યું કે "તું કોણ છે ?"

મેં કહ્યું કે "હું એક દીન દુઃખી માણસ છું."

તે બોલી કે "તું દુઃખ અને દીનતાની નિંદા કરે છે, તે જોતાં તેં પ્રભુની સાથે પ્રેમ બાંધેલો જણાતો નથી."

આ સાંભળીને હું એવો શરમિંદો બની ગયો કે પછી તેની સાથે સાથે તો એક ડગલું પણ ચાલી શકયો નહિ. તે ચાલવા લાગી, તે પછી હું તેની પાછળ પાછળજ ગયો."

અબુ બક્કર ઇરાક કહે છે કે, એક વાર મેં "તું માગણી કર" એવો ધ્વનિ સાંભળ્યો; તેથી હું બોલ્યો કે "હે પ્રભો! જેઓ અમારા ધર્મસંસ્થાપક હતા, તેમના ઉપર તમામ આફતો અને દુઃખો આવી પડયાં હતાં. તું એવો મહાન ઈશ્વર છે કે તારાવિના કોઇથી પણ કશું થઇ શકતું નથી; એટલે પછી હું શું માગું ? મને તો તું દુનિયાઈ પદાર્થો અને તેની ઇચ્છાવગરનોજ રહેવા દે."

અબુ બક્કર ઇરાકનું મરણ થયા પછી કોઇએ તેમને સ્વપ્નમાં જોયા તો તેઓ ફિક્કા, દિલગીર અને રડતા હોય તેવા લાગ્યા. પેલાએ પૂછ્યું કે "મહાશય ! આપ આવા દુઃખી કેમ ?"

મહર્ષિ—"હું જે કબ્રસ્તાનમાં સૂતો છું, ત્યાં બીજાં દશ શબો આણેલાં છે; પરંતુ તેમાંના એકનું પણ મરણ પ્રભુવિશ્વાસમાં થયું નથી, એજ દુઃખ છે."

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧—સાધારણ મનુષ્યો ત્રણ પ્રકારનાં છેઃ—ધનવાન, જ્ઞાનવાન અને ત્યાગી—વૈરાગી. એમાં ધનવાનને નુકસાન થવાથી નિર્ધન લોકોની કમાણી ઘટી જાય છે; જ્ઞાનીનો નાશ થવાથી ધર્મને હાનિ પહોંચે છે અને ત્યાગી—વૈરાગીનો નાશ થવાથી સામાન્ય લોકોના હૃદયનો—સદ્ગુણોનો નાશ થાય છે.

૨—જગતની શરૂઆતથી આજસુધીનો ઇતિહાસ તપાસીશું તો જણાશે કે, લોકોની સાથે ગાઢો સંબંધ બંધાયાવિના કોઇ પણ આપત્તિ આવતી નથી; અને લોકોના ગાઢ સંબંધથી મુક્ત થયાવિના કોઈ પણ માણસ આપત્તિરહિત બની શકતો નથી. આમ હોય ત્યાં પ્રભુપ્રાપ્તિની તો વાતજ શી ?

૩—હાથમાં છરો પકડી પોતાની જીભ કાપી નાખવાને કોણ શક્તિમાન છે ? જે માણસ આધ્યાત્મિક જીભ્યાથી બોલે અને આધ્યાત્મિક કાનોથી પ્રભુની પ્રેરણાઓ સાંભળે છે, તેનીજ બાહ્ય જીભ મુંગી અને બાહ્ય કાનો

બહેરા બની રહે છે. જે માણસ આવો હોય, તેજ માણસ ધારે તો પોતાની જીભ કાપી શકે.

૪–પરમાર્થદર્શી લોકોનું મૌન પણ હિતકારી ને વાણી પણ સુખકારી છે.

૫–લોકોની પાસેથી પ્રભુ આ આઠ બાબતો ચાહે છેઃ–ઇશ્વરાજ્ઞાપ્રત્યે પૂજ્યભાવ અને પ્રભુએ સરજેલા તમામ જીવોપ્રત્યે પ્રીતિભાવ, આ બે બાબતો અંતઃકરણ પાસે ઈચ્છે છે; એકેશ્વરવાદનો સ્વીકાર અને લોકો સાથે મધુર વાણી, આ બે બાબતો જીભ પાસે ઈચ્છે છે; ઇશ્વરાજ્ઞાનું અનુસરણ અને પ્રભુપરાયણોની સેવાનો ઉત્સાહ, આ બે બાબતો દેહ પાસે ઇચ્છે છે; ઇશ્વરેચ્છામાં ધીરજ અને લોકોપ્રત્યે ગંભીરતા, એ બે બાબતો તે ચરિત્રદ્વારા ઇચ્છે છે.

૬–જે માણસ દુનિયાઇ જીવન ઉપર આસક્ત રહે છે, તેના ઉપર અહંકાર ઈર્ષ્યા અને દુર્ગતિ પણ આસક્ત થઈ રહે છે.

૭–જો એ આસક્તિ–રાક્ષસીને પૂછવામાં આવે કે, તારા પિતાનું નામ શું ? તો તે કહેશે કે "ઇશ્વરના અસ્તિત્વમાં સંદેહ એ મારો પિતા છે." જો આસક્તિને પૂછવામાં આવે કે " તારી સીમા કયાં સુધી છે?" તો તે કહેશે કે " નિરાશા–અનાસક્તિ (અર્થાત ઈસારો ન સમજતાં ઠફણાં પડે ત્યારેજ રસ્તે આવવું) એ મારી સીમા છે."

૮–કોઈ સાધુપુરુષે કહ્યું છે કે, શયતાન બોલ્યો કે "હું કાંઇ એવો મૂર્ખ નથી કે વિશ્વાસુ લોકોને સૌ પહેલાં ઈશ્વરવિરુદ્ધ ચાલવાની સલાહ આપું ! પ્રથમ તો હું એને વાજબી રીતે મેળવેલા પદાર્થો ઉપર અસક્ત થવા સમજાવું છું; કારણકે જ્યારે તે તેમાં આસક્ત થાય ત્યારેજ લૌકિક પ્રવૃત્તિ તેના ઉપર ચઢી બેસે છે, અને તેમ થાય ત્યારેજ આગળ જતાં તેનામાં પાપકાર્યમાં પડવાનું સાહસ આવે છે અને એટલું થયા પછીજ હું તેને ઇશ્વરવિરોધી થવાની સલાહ આપું છું."

૯–નીચેની પાંચ બાબતો હમેશાં તમારા સંગમાંજ રહે છેઃ–(૧) પરમેશ્વર, (૨) દુનિયાઇ જીવન, (૩) પાપવાસના અથવા શયતાન, (૪) ઘર સંસાર અને (૫) જનસમાજ. એમાં ઇશ્વર સાથે મેળાપ સાચવવો, અને તેણે જે કાંઇ કહ્યું છે અને જે કાંઇ કહે તે મુજબ વર્તવું; સાંસારિક જીવનથી વિરુદ્ધ ચાલવું; શયતાન (મલિન પ્રેરણાઓ)ની સાથે શત્રુતા કરવી; સંસારના સંબંધમાં ધીરજ રાખવી અને જનસમાજપ્રત્યે દયાળુ આચરણ રાખવું. જો તમે આ પ્રમાણે કરવા સમર્થ થશો, તો તમે પણ મુક્તાત્મા થશો; અને નહિ કરો તો અધો-

ગતિના ઉંડા ખાડામાં જઇ પડશો. બંને માર્ગ મોકળા છે-ફાવે તે પકડો!!

૧૦-જ્યાંસુધી તમે દુનિયાઇ આસક્તિને કતલ કરી નથી, ત્યાંસુધી તો પ્રભુને પામવાની કશીજ આશા રાખશો નહિ.

૧૧-જ્ઞાનને અનુસરવાની ઇચ્છા હોય તોજ જ્ઞાનીજનોનો સંગ કરજો.

૧૨-દુનિયાને બદલે પ્રભુમાં પ્રીતિ કરવી હોય,તોજ વિરક્તોનો સંગ કરજો.

૧૩-અત્યંત સહનશીલતા રાખી શકો તોજ મૂર્ખ લોકોનો સંગ કરજો.

૧૪-પેગંબર અથવા અવતારી પુરુષો પછી તત્ત્વજ્ઞાનીનો વર્ગ છે. એ વર્ગના મહાત્માને પરમાત્મ દર્શન થયા પછી પરમાત્મામાં નિષ્ઠાસિવાય બીજું કોઇ કર્તવ્ય રહેતું નથી.

૧૫-તત્ત્વજ્ઞાન દૃઢ થતું ચાલે છે; તેમ આચરણમાં પણ પવિત્રતા અને દૃઢતા વધતી ચાલે છે.

૧૬-તત્ત્વજ્ઞાનનું પહેલું લક્ષણ મૌન અથવા પ્રયોજન જેટલોજ ઉચ્ચાર છે.

૧૭-હું એટલા ઉપરથીજ સમજી જાઉં છું કે, કયો માણસ ધર્મનીતિપૂર્વક ખાય છે અને કોણ અનીતિપૂર્વક ખાય છે. જે હમેશાં પ્રાતઃકાળમાં ઉઠીને પ્રભુના સ્મરણ-કીર્તનમાં, કે પ્રાર્થનામાં જોડાતો હોય તે ધર્મનીતિનો ખોરાક ખાય છે; અને જે જીભને જૂઠમાં, નિંદામાં કે અશ્લીલ શબ્દોમાં વાપરે છે, તે અનિતિપૂર્વક ખાતો હોય છે.

૧૮-તમારી અને ઇશ્વરની વચ્ચે જે સાધન અને સહાયક હોય, તેના તરફ પૂજ્ય અને પવિત્ર ભાવ રાખો; અને તમો તથા તમારી બાહ્ય પ્રવૃત્તિ વચ્ચે જે કાંઇ સાધન વગેરે રહેલું હોય, તેના તરફ સહનશીલતા રાખો.

૧૯-નિશ્ચયાત્મક જ્ઞાન એ એક એવી દિવ્ય જ્યોતિ છે કે જેને પ્રાપ્ત કરવાથી માણસ તેજસ્વી થાય છે; સાધુતાની ખીલવણી થાય છે; અંતઃકરણ નિયમિત થાય છે.

૨૦-પ્રાપ્તસંપત્તિ પ્રભુપ્રીત્યર્થે વાપરવી, તથા તેવે રસ્તે વપરાવા બદલ પ્રભુનો હૃદયપૂર્વક ઉપકાર માનવો, એનુંજ નામ પ્રભુપ્રત્યે કૃતજ્ઞ બનવું છે. નહિ કે માત્ર મોઢેથી ચાર શબ્દો બોલી જવા તે.

૨૧-જે માણસ તમામ કાર્યોનાં કારણ સ્વર્ગમાં અર્થાત્ સર્વેશ્વરમાં રહેલાં જુએ છે, તેજ ધૈર્ય ધારણ કરી શકે છે; અને જે માણસ તમામ કાર્યોનાં કારણો આ દુનીયામાં રહેલાં જુએ છે, તે તો ચિંતાતુરજ રહ્યા કરે છે.

# ૭૩–તપસ્વી અબ્દુલ્લા મનાજેલ

તાપસવર અબ્દુલ્લા મનાજેલ અનેક પ્રકારના સદ્‌ગુણવાળા હતા. સાત્વિક શ્રદ્ધાળુ જનોમાં તેઓ અગ્રણી ગણાતા. વિષયસંપત્તિ ઉપર તેમને જેવો વિરાગ હતો, તેવોજ વિરાગ લોક–સંસર્ગમાટે પણ હતો. આથી તેઓ સાધારણ જનોના નિંદાપાત્ર બન્યા હતા. અબ્દુલ્લા મનાજેલ હમદુન કસ્સારના શિષ્ય હતા. બાહ્ય તથા અધ્યાત્મવિદ્યામાં તેમણે પાંડિત્ય પ્રાપ્ત કર્યું હતું. તેમણે અનેક હદિસો લખીં તથા સાંભળી હતી. તે કાળમાં તેમનાથી વધારે ચઢિયાતો કોઇ વૈરાગ્યવાન અને નિર્લેપ પુરુષ નહોતો.

એક દહાડો અબુ અલિલ સકફી કથા કહેતા હતા તે વખતે અબ્દુલ્લાએ તેમને કહ્યું કે "અબુ અલિલ ! મૃત્યુમાટે તૈયાર થાઓ; તેનાથી બચવાનો બીજો કોઇ ઉપાય નથી."

અબુ અલિલ—"તમેજ તે માટે તૈયાર થાઓ."

આ વાત સાંભળી અબ્દુલ્લા હાથ ઉપર માથું ટેકવી બોલ્યા કે "જુઓ, મારૂં મૃત્યુ થયું."

એ વચન પછી તેમણે તરતજ પ્રાણત્યાગ કર્યો !

અબ્દુલ્લા મનાજેલની તરફ અબુ અલ્લિ વિરોધભાવે જોતા, જોકે તેમના પ્રતિપક્ષી થવાની અબુ અલ્લિમાં તાકાત નહોતી. અબુ અલ્લિ સંસારબદ્ધ જીવ હતા, ત્યારે અબ્દુલ્લા મુક્ત પુરુષ હતા. અબુ અલ્લિનો ઉપદેશ પોતાનો સ્વાર્થ સાધવામાટે હતો, લોકોના કલ્યાણમાટે નહિ; તેથીજ અબુ અલ્લિ અબ્દુલ્લાથી જૂદા પડી ગયા હતા—વિરોધી બની ગયા હતા.

કોઈ માણસે પૂછવાથી તપસ્વી અબ્દુલ્લાએ ઉત્તર આપ્યો. ત્યારબાદ પેલા માણસે કહ્યું કે, એ વાત આપ એક વાર ફરી કહો. એટલે મહર્ષિ બોલ્યા કે દિલગીર છું કે, તમારી સાથે એક વાર પણ બોલ્યો છું.

એક માણસે અબ્દુલ્લાને એવો આશીર્વાદ આપ્યો કે, તમારી આશા પ્રભુ પૂર્ણ કરે. ત્યારે મહર્ષિ બોલ્યા કે "જો તત્ત્વજ્ઞાન પછી પણ કોઇ પ્રકારની આશા રહે તો તત્ત્વજ્ઞાન ક્યાં રહ્યું?"

અહમદ એબન આસાઉદ કહે છે કે, મેં સ્વપ્નમાં કોઇને આ પ્રમાણે બોલતાં સાંભળ્યું કે "અબ્દુલ્લાને કહો કે, તે પોતાનાં કાર્યો સમાપ્ત કરે. આ વર્ષ પૂરૂં થતાં તેમનું મરણ છે."

અહમદ કહે છે કે, અબ્દુલ્લા પાસે જઇને એ વાત કહેતાં તેઓ બોલ્યા કે "અહો,એટલો બધો સમય બાકી છે ? હજી એક વર્ષસુધી રાહ જોવી પડશે ?"

અબ્દુલ્લા મનાજેલ નેશાપુરમાં પરલોકવાસી થયા હતા. સામાન્ય જનોના કબ્રસ્તાનમાં તેમની સમાધિ કરવામાં આવી છે.

## આ મહાત્માનાં વચનામૃત

૧-ધર્મના ઉલ્લંઘનરૂપી પાપમાં ન પડાય અને ધર્મને અનુસરીનેજ ચાલી શકાય, તે માટેજ લોકો નમાજ, રોજા, પ્રાર્થના, પૂજા, નિત્યપાઠ, વૃત્ત, નિયમ, કથાશ્રવણ, વગેરે કાર્યો કરે છે. જેઓ એવાં કાર્યો કરતા નથી તેઓ ધર્મ-નીતિમાં મક્કમ નહિ રહી શકતાં જલદી અધર્મ તરફ ખેંચાઇ જાય છે.

૨-મનુષ્યોનો મોટો ભાગ દુર્ભાગ્ય ઉપરજ આસક્ત જણાય છે; કેમકે તેઓ એવાજ પદાર્થોને ઇચ્છે છે, અને એવીજ વર્તણુક રાખે છે, કે જેથી દુર્ભાગ્યજ તેમને વહેલું ભેટે !

૩-જે માણસ લાજ શરમની વાતો બહુ કરે છે છતાં ઈશ્વરથી તો જરા-પણ લજવાતો નથી, તેને જોઇને હું બહુજ આશ્ચર્ય પામું છું.

૪-સેવા કરવામાં વિનય સાચવવો, એ ખુદ સેવા કરતાં પણ વધારે કિંમતી વસ્તુ છે.

૫-હું પંડિતાઇનો અભિલાષી નથી, પણ વિનયનો અભિલાષી છું.

૬-જે માણસ લોકોમાં પોતાની વાહવાહ બોલાવવા ઇચ્છે, તે લોકોમાં હલકો પડે, એ તેના પોતાના કલ્યાણમાટે પણ જરૂરનું છે.

૭-આજ્ઞાધીનતા અને દેહાભિમાન બંને સાથે રહી શકતાં નથી.

૮-જે માણસ મોટાઇ કે અહંકાર-અભિમાનના થોડા પણ આવરણથી ઢંકાયેલો હોય તે પોતાના દોષ તો બિચારો જોઇજ શકતો નથી.

૯-આલોક અને પરલોક બંને સાથેનો સંબંધ છેદી નાખવો અને એ અનંત બ્રહ્માંડોના નાથમાંજ તૃપ્તિ અનુભવવી, એજ વાસ્તવિક વૈરાગ્ય છે.

૧૦-જે માણસ ભૂતકાળ અને ભવિષ્યકાળનાજ વિચારોમાં ડુબેલો રહે છે, તે વર્તમાન સમયને પણ ફોગટમાં ખોઇ દે છે.

૧૧-તમે બહારથી તો ભક્તિભાવ અને નમસ્કાર દર્શાવો છો, પરંતુ અંદ-રથી તો પોતાને પ્રભુ માનીને અહંભાવનું માથું ઉંચું રાખી રહ્યા છો, ભક્તમાં તો અધીનતાજ શોભે, અહંભાવ કે કર્તાપણું નજ શોભે.

૧૨-જેણે પ્રભુભક્તિનો રસ ચાખ્યો છે, તેને અન્ય બાબતોમાં રસ પડતો નથી.

૧૩–તમામ પદાર્થ સ્વેચ્છાથી ઈશ્વરાર્પણ કરવા એજ સાચી ભક્તિ છે.

૧૪–દાસ જ્યાંસુધી કોઇ પણ વસ્તુની અભિલાષા પોતાને માટે ન કરે, ત્યાંસુધીજ તે પ્રભુનો દાસ રહે છે. જ્યારે તે પોતાને માટે કાંઇ પણ ઇચ્છા કરે છે, ત્યારે તે પ્રભુનો ભક્ત મટી દુનીયાનો ભક્ત બની જાય છે.

૧૫–પ્રભુની ભક્તિમાં કે પ્રાર્થનાની દીનતામાં જે મધુરતા રહેલી છે, તેનો જે અનુભવ કરી શકતો નથી, તે સાચો ભક્ત નથી પણ બગ ભક્ત છે.

૧૬–જે સાધક સાક્ષાત્કાર સિવાયની પોતાની સઘળી અવસ્થાઓમાં અને સર્વ કામોમાં રહેલા અપરાધ જોઇ શકે છે, તેજ બધી બાબતમાં પ્રભુ પાસે ક્ષમા યાચી શકે છે, અને મેળવી શકે છે.

૧૭–કાંઈ પણ સાધના ન કરતાં નિર્જન ભૂમિમાં વૃથાજ નિવાસ કરવો, તેના કરતાં તો સંસારમાં રહેવું, એજ બહેતર છે.

૧૮–જે માણસ દુર્બળ હોવા છતાં પણ પ્રભુના કાર્યમાં જોડાય છે, તેને તેને બળ પણ મળીજ રહેશે; અને જે બળવાન છતાં પણ લૌકિક સ્વાર્થોમાંજ રચ્ચોપચ્યો રહે છે, તે તો છેવટે બલહીન અને લાંચ્છિતજ બને છે.

૧૯–માણસ જો સમગ્ર જીવનમાંથી એક ક્ષણ પણ પ્રભુપ્રત્યે પૂર્ણ વિશ્વાસ અને સરળતા દર્શાવી શકે તો તેટલું પણ તેને છેવટસુધી લાભ આપ્યા કરે છે.

## ૭૪–તપસ્વી અલ્લિ સહલ ઈસ્પહાની

તપસ્વી અલ્લી સહલ મહાન ત્યાગી, ગૂઢ તત્ત્વદર્શી અને રહસ્યોના ભંડારરૂપ હતા. મહર્ષિ જુન્નેદ સાથે તેમને સમાગમ થયો હતો અને તેઓ વચ્ચે સ્નેહભર્યો પત્રવ્યવહાર ચાલ્યો હતો. તેઓ અબુ તોરાબના સાથી અને મહર્ષિ જુન્નેદના બંધુ હતા. સાધનામાં તેમણે પૂર્ણતા પ્રાપ્ત કરી હતી. ધાર્મિક વિષયોમાં આંતરશુદ્ધિ થાય તથા એ શુદ્ધિની વૃદ્ધિ થાય એવીજ વાતો તે કહેતા. ઇરાનદેશમાં આવેલા ઇસ્પહાન નગરમાં તેમનો નિવાસ હતો. ઉસ્માનનો પુત્ર ઉમ્મર તેમનાં દર્શન કરવા ગયો હતો અને ઉમ્મરનું ત્રીસ હજાર તામ્રમુદ્રાનું દેવું તપસ્વી અલ્લિ સહલે ભરી આપ્યું હતું.

અલ્લિ સહલ કહે છે કે "મ્હારૂં મરણ તમારી પેઠે થશે એવું તમે ધારો છો ? તમને તો રોગો થાય છે અને અનેક માણસો તમારી સેવા–ચાકરી કરવા આવે છે; શું મ્હારે માટે પણ એ પ્રમાણે થશે ? કદી પણ નહિ. મને તો તે

એકાએક બોલાવશે અને હું પણ તરતજ ચાલ્યો જઇશ.”

એક દહાડો તેઓ રસ્તામાં ચાલ્યા જતા હતા, એટલામાં “લબ્બેક” એટલે “તમારી પાસે આવું છું” એવું ઉચ્ચારણ કરી તેમણે મસ્તક ભોંયે મૂક્યું તે મૂક્યુંજ. અબુલ હુસેન મજૈયન નામનો સાધુ કહે છે કે, આ વખતે હું તેમની પાસે હતો.

મેં તેમને કહ્યું કે “તમે અશહદો અન્લા ઇલાહા ઇલ્લિલ્લાહ” બોલો.

મહર્ષિ મંદ સ્મિત કરીને બોલ્યા કે “તું મ્હને કલ્મો પઢવાનું કહે છે? તેના મહિમાના સોગંદ ખાઇને હું કહું છું કે, મ્હારી અને તેની વચ્ચે મહિમાના આવરણુસિવાય બીજો કશો પડદો નથી.”

આટલું બોલીને તરતજ તેમણે દેહ છોડયો. ત્યારપછી અબુલ હુસેન બોલ્યો કે “મ્હારા જેવો એક હજામ ઇશ્વરપ્રેમી સાધકને શિખામણ દેવા લાગે, એ કેટલી શરમની વાત!” આટલું કહીને તે રોવા-કકળવા લાગ્યો.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧-સાધના સાધવામાં બળ અને ત્વરા આવે એ પ્રભુની કૃપા થવાનું લક્ષણ છે, અને ગૂઢ બાબતો ઉપર પ્રેમ ઉપજવો એ આંતરિક ચેતના ખીલ્યાનું લક્ષણ છે.

૨-નિશ્ચયાત્મક આત્મજ્ઞાન કરતાં સાક્ષાત્કાર ઘણોજ વધારે શ્રેષ્ઠ છે. સાક્ષાત્કાર કરનારા લોકો પરમાત્માની નિકટમાં નિકટ-પરમ ધામમાં પ્રવેશેલા-છે; ત્યારે નિશ્ચયાત્મક જ્ઞાનીઓ તો હજી દરવાજામાંજ ઉભેલા છે.

૩-જ્ઞાનીજનો ઇશ્વરી આજ્ઞા પ્રમાણે જીવન ગાળે છે, પ્રભુપ્રેમીઓ ગુણાનુવાદમાં જીવન ગાળે છે ત્યારે સાક્ષાત્કાર પામેલાઓ તો ખુદ પ્રભુમાંજ જીવન ગાળે છે.

૪-મેં સંપત્તિની પ્રાર્થના કરી તો તે તત્ત્વજ્ઞાનના રૂપમાં ફળી છે; ગૌરવની પ્રાર્થના કરી તો તે વૈરાગ્યના રૂપમાં ફળી છે; સુખની પ્રાર્થના કરી, તો તે ત્યાગના રૂપમાં ફળી છે; દોષો ટાળવાની પ્રાર્થના કરી હતી, તો તે મૌનભાવના રૂપમાં ફળી છે અને શાંતિની પ્રાર્થના કરી, તો તે સંસારપ્રતિ નિરાશાના રૂપમાં ફળી છે.



# ૭૫–તપસ્વી શેખ ખયર નસ્સાજ

તાપસવર શેખ ખયર નસ્સાજ ગૂઢ તત્ત્વોના પ્રકાશક, સ્વર્ગ–રાજ્યના માર્ગદર્શક, જ્ઞાન અને ધર્મના સંરક્ષક તથા ધર્મવૃક્ષના મૂળ અને શાખાને પોષનારા હતા. સાધુમંડળીના અગ્રણીતરીકે તેઓ ગણાયા. તેમની ભાષા મધુર હોઇને ઉપદેશ અસરકારક હતો. ધૈર્ય અને ગાંભીર્યમાં, વૈરાગ્ય અને નિષ્ઠામાં અને સાધનાની દઢતામાં તેમણે પૂર્ણતા પ્રાપ્ત કરી હતી. તેમનું જીવન દિવ્ય પ્રભાવથી છલોછલ ભરેલું રહેતું. તપસ્વીશ્રેષ્ઠ શબલી અને ઇબ્રાહીમ ખૈયાસના જીવનનો ફેરફાર તેમનાથીજ થયો હતો. શબલીના જીવનનો ફેરફાર થયો ત્યારે તેમણે મહર્ષિ જુન્નેદને યશ આપવામાટેજ તેને તેમની પાસે મોકલ્યો હતો. શેખ ખયર નસ્સાજ મહર્ષિ સરી સકતીના શિષ્ય હતા. જુન્નેદ તેમને માન આપતા. સાધુ અબુ હમ્જા બગદાદીના મનમાં તેમનેવિષે ઘણો ઉંચો ભાવ હતો. બગદાદમાં તેઓ નિવાસ કરતા. તેઓ ખયર નસ્સાજને નામે ઓળખાવાનું કારણ તો એ છે કે, પોતાની જન્મભૂમિ 'સારા'થી તેઓ કુફા નગરમાં ગયા, ત્યારે આ પ્રમાણે હકીકત બની હતી. શરીરે તેઓ કાળા હતા. નગરમાંથી જ્યારે તેઓ બહાર નીકળ્યા, ત્યારે તેમના અંગ ઉપર ફાટયું–તૂટયું એક વસ્ત્ર હતું. એક માણસે તેમને ગાંડા માનીને કહ્યું કે "તું કોઇ ચાકર જણાય છે." તેઓ બોલ્યા કે "હા, સાચું." પેલો માણસ બોલ્યો કે "તું પ્રભુથી નાઠો લાગે છે." તેઓ બોલ્યા કે "હા, હું પ્રભુ પાસેથી નાઠો છું." પેલો માણસ બોલ્યો કે "હું તને રાખું, પણ પછી પ્રભુને સોંપી દઉં." તપસ્વી શેખ ખયર બોલ્યા કે "ભલે, દીર્ઘકાળથી મારી એજ વાસના છે કે, કોઇ મને પ્રભુના હાથમાં સોંપી દે."આ સાંભળીને પેલો માણસ બોલ્યો કે "ત્યારે અત્યારથી તું મારો ચાકર. તારૂં નામ હું 'ખયર' પાડું છું."

જે સાચા વિશ્વાસુ જનો છે, તે જરા પણ અસત્ય આચરણ કરતા નથી. શેખ ખયરમાં એવો ઉચ્ચ વિશ્વાસ હતો અને તેથી તેમનાં વચનો અન્યથા થયાં નહિ. મહર્ષિ પેલા માણસને ઘેર ગયા, ત્યાં જઈ તેઓ વસ્ત્ર વણતાં શીખ્યા અને ઘણાં વર્ષસુધી એ ધંધો કર્યો. અરબ્બી ભાષામાં લુગડાં વણનારને "નસ્સાજ" કહે છે. પેલો માણસ જ્યારે "ઓ ખયર !" એવે સાદે બોલાવતો, ત્યારે આ મહાપુરુષ "લબ્બેક" એટલે "સેવામાં હાજર

છું" એવો ઉત્તર આપતા. પાછળથી પેલો ઘરધણી દુ:ખિત અને શરમિંદો બની જતો. ક્રમે ક્રમે તેમણે આ મહર્ષિનાં બુદ્ધિ, જ્ઞાન, વિનય, સત્યનિષ્ઠા અને ગૂઢ સાધના જોયાં; ત્યારે તો તે છેકજ શરમિંદો બની ગયો અને બોલ્યો કે "મેં ભૂલ કરી છે. તમે મારા નોકર થવાને લાયક નથી; પણ હું આપનો નોકર થવાને લાયક છું. આપની ઇચ્છા હોય ત્યાં પધારો."

ત્યારપછી તેઓ મક્કામાં ગયા અને ત્યાં ઘણું ઉંચું પદ પામ્યા. જુન્નેદ કહે છે કે, જ્યારે લોકો તેમને 'ખયર' એ નામથી બોલાવતા, ત્યારે તેઓ રાજી થતા; અને કહેતા કે, એક મુસલમાન ધર્મબંધુએ મને જે નામ આપેલું છે, તે ફેરવવા હું ચાહતો નથી. 'ખયર' નામનો અર્થ મંગળ છે.

કહેવાય છે કે, ખયર નસ્સાજમાં એવી અલૌકિક શક્તિ હતી કે તેઓ જ્યારે નદીતીરે આવતા, ત્યારે માછલાં તેમની પાસે કંઇ ને કંઇ ભેટ લઇ આવતાં.

ખયર કહે છે કે, એક દહાડો રાત્રે હું મારા ઘરમાં હતો. મારા મનમાં થયું કે, જાણે મહર્ષિ જુન્નેદ બારણે ઉભા છે; પણ મારી ભ્રાંતિ હશે, એમ સમજી મેં એ ભાવ મારા મનમાંથી કાઢી નાખ્યો. આમ ત્રણ વાર થયું એટલે હું ઘરબહાર નીકળ્યો અને જોઉં છું તો બહાર જુન્નેદ ઉભેલા છે! તેઓ બોલ્યા કે "તમને પહેલી વાર વિચાર આવ્યો,ત્યારે કેમ બહાર આવ્યા નહિ?"

ખયર નસ્સાજ કહે છે કે, હું એક દહાડો મસ્જીદમાં હતો, ત્યાં એક સાધુએ આવી વ્યાકુળપણે મારો આશરો લીધો અને કહ્યું કે "મહાત્મન્! આપ મારા ઉપર કૃપા કરો. હું મહાસંકટમાં પડયો છું, મારે ત્યાં સુખ–સંપત્તિ આવી છે અને વિપત્તિ રીસાઇ ગઇ છે! તો તે પાછી આવે તેમ કરો."

તપસ્વી શેખ ખયર નસ્સાજ એકસો વીસ વર્ષ જીવ્યા હતા. સાંજની નમાજ વખતે તેઓ મરવાની તૈયારીમાં હતા. ત્યારે કહેવાય છે કે, ફિરસ્તાઓએ–દેવદૂતોએ તેમના ઉપર છાંયડો કર્યો હતો. એ વખતે ઉશીકા ઉપરથી માથું ઉંચું કરીને તેમનાપ્રત્યે તેઓ બોલ્યા કે "પ્રભુ તમને ક્ષમા આપે; તમારૂં કાર્ય કરવામાં થોડી વાર વિલંબ કરો. તમે પણ પ્રભુના દાસ છો અને હું પણ પ્રભુનો દાસ છું. મારો પ્રાણ લેવાની આપને જેમ આજ્ઞા થઇ છે, તેમ મને પણ આજ્ઞા થઇ છે કે, વખતસર નમાજ પઢજે. તમને જે આજ્ઞા કરી છે તે તો ફરી શકશે નહિ; પરંતુ મારાપ્રત્યે થયેલી આજ્ઞા જો હું નમાજ ન પઢી લઉં તો બાતલ જાય છે; માટે તમે થોડી વાર થોભી જાઓ." ત્યારપછી તેમણે અજુ કરીને નમાજ પઢી અને નમાજ પૂરી થતાં તેમનો દેહ છૂટયો.

## આ મહાત્માનું એક વચનામૃત

૧-શ્રેષ્ઠ આચરણ કોનું હોય છે? જેઓ પોતાના આચરણમાં ભૂલો અને દુર્બળતાસિવાય બીજું જોતા, બોલતા, કે શોધતા નથી તેનું.

# ૭૬-તપસ્વી અબુ હમ્જા ખોરાસાની

તપસ્વી અબુ હમ્જા સાધુમંડળના અગ્રણી, સાધનામાં દૃઢ નિશ્ચયવાળા અને અત્યંત શ્રદ્ધાળુ પુરુષ હતા. તેમનો નિવાસ ખોરાસાનમાં હતો. ત્યાં તેઓ બધા લોકોને પ્રિય હતા. જ્ઞાનમાં તથા શુભ સાહસમાં તેમનો મુકાબલો કરી શકે એવો તે સમયે બીજો પુરુષ ન હતો. નિઃસંગતામાં અને શ્રદ્ધાળુતામાં તેમણે ઘણી દૃઢતા દર્શાવી હતી. કઠોર સાધનાઓ સાધવામાં અને અલૌકિક શક્તિ સંપાદન કરવામાં તેઓ ઘણાજ વિખ્યાત હતા. તેમનામાં સદ્‌ગુણો અસંખ્ય હતા. પોતાનો ઘણો સમય તેઓ નિર્જન સ્થાનમાં ગાળતા. મહર્ષિ જુન્નેદ તથા અબુ તોરાબની સાથે તેમનો સહવાસ થયો હતો.

અબુ હમ્જા એક વખત ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખીનેજ વિશાળ જંગલ ઉલ્લંઘવા પ્રવૃત્ત થયા. તેમણે એવો સંકલ્પ કર્યો કે, રસ્તે જતાં કોઇની પાસેથી કાંઇ પણ લેવું નહિ તથા કોઇના તરફ જોવું પણ નહિ. દોરી અને જળપાત્ર પણ તેમની સાથે ન હતું; પરંતુ એક રૂપાનો સિક્કો હતો. એ સિક્કો તેમની બહેને આપેલો હતો. અકસ્માત્ તેઓ નિર્ભરતા–નચિંતાઇવિષે મનમાં વિચારવા લાગ્યા અને મનોમન કહેવા લાગ્યા કે "હમ્જા! તને શરમ આવતી નથી? આખા નભોમંડળને અને બ્રહ્માંડને જે વગરથાંભલે અદ્ધર રાખે છે, તે સરજનહાર પ્રભુ શું પેલા રૂપાના સિક્કાસિવાય તારૂં પેટ નહિ ભરે?" તરતજ અબુ હમ્જાએ એ રૂપાનો સિક્કો જંગલમાં ફેંકી દીધો અને આગળ ચાલવા માંડયું. રસ્તે એક કુવો આવ્યો, અચાનક તેઓ કુવામાં પડી ગયા; પણ પ્રભુમાં પરમ વિશ્વાસ એટલે જરા પણ આઘાત થયો નહિ. થોડી વાર થઇ ત્યાં મન આર્ત્તનાદ કરવા લાગ્યું; પણ મહર્ષિ બહારથી તો ચૂપજ રહ્યા. કોઇ મુસાફર એ માર્ગે થઇને જતો હતો તે કુવા પાસે આવ્યો. તેણે વિચાર્યું કે, રસ્તામાં આવો સપાટ કુવો છે તો જરૂર ભૂલેચૂકે કોઇ અંદર પડી જશે; માટે આ કુવાનું

મોઢું ઢાંકી દેવું યોગ્ય છે.” આવો વિચાર કરીને ઝાડની કેટલીક ડાળીઓ કાપીને તેણે તેવડે કુવાનું મોઢું ઢાંકી દીધું! હવે તો અબુ હમ્જાનું મન બહુજ વ્યાકુળ થઇ ગયું અને તે બોલ્યું કે, પ્રભુએ કહ્યું છે કે “તમે પોતાની મેળે મૃત્યુને ભેટશો નહિ.” અબુ હમ્જા બોલ્યા કે “ ક્ષુદ્ર જીવન બચાવવા માટે કોઈની ખુશામત કરીશ નહિ તથા દીન વચનો બોલીશ નહિ. પ્રભુ ઉપરનો વિશ્વાસ હું ગુમાવીશ નહિ. વિશ્વાસ એજ શ્રેષ્ઠ સામગ્રી છે. જે કુવાની ઉપર રક્ષા કરનારો છે, તેજ કુવાની અંદર પણ રક્ષણ કરવાને સમર્થ છે.” આ પ્રમાણે મનને સમજાવી તેઓ શાંત થયા. કેટલોક કાળ ચાલ્યો ગયો. તેઓ તદ્દન નિરાધાર દશામાં હતા છતાં તેમનો વિશ્વાસ દૃઢજ રહ્યો. એક વાર અકસ્માત્ કોઈ મોટો સિંહ ત્યાં આવ્યો અને કુવા ઉપર થઈ ચાલવા લાગ્યો. ત્યાં કુવાના મોઢા ઉપર ઢાંકેલી ડાળીઓની વચમાં તેના બે પગ ભરાઇ ગયા અને આગળના બે પગોવડે કુવાનો કાંઠો સખત પકડી રાખ્યો. આ જોઈ અબુ હમ્જા બોલ્યા કે “હું આશ્રય આપવા કોઇને પણ વિનવીશ નહિ.” એટલામાં આવી આકાશ–વાણી સાંભળી. “ભલે, તું કોઇને ન વિનવજે, પણ પ્રભુ-ઈચ્છાની વિરુદ્ધ થઇશ નહિ. લટકતા સિંહના આ બે પગ તું હાથવડે પકડ.” પછી તેમણે પેલા સિંહના બે પગ હાથવડે પકડ્યા અને તેઓ કુવાની બહાર નીકળી ગયા.ત્યાં બીજી વાર આવી આકાશવાણી સાંભળી કે “અબુ હમ્જા! જયારે તેં મારા ઉપર વિશ્વાસ મૂકયો છે, ત્યારે તને બચાવવો એ મારી ફરજ છે. જો, જેના હાથથી માણસોનું મૃત્યુ થાય છે, તેનાજ હાથથી હું તારો ઉદ્ધાર કરૂં છું.” ત્યાર પછી પેલો સિંહ ત્યાંથી નીચે મોઢે ચાલ્યો ગયો.

કહેવાય છે કે, મહર્ષિ જુન્નેદે એક દિવસ જોયું કે માણસોના ખભા ઉપર શયતાન છલંગ મારીને ચઢી બેસે છે.તેને જોઇને મહર્ષિ જુન્નેદ બોલ્યા કે “અરે દુરાત્મા! હજારો માણસો તને જુએ છે, છતાં તને લજ્જા આવતી નથી?” શયતાને કહ્યું કે “બધા કાંઇ માણસો નથી. જેઓ મસ્જીદમાં બેઠેલા છે, તેઓજ માત્ર માણસ છે. તેમણેજ મને નિરાશ કરીને મારૂં મન દુભાવ્યું છે.”

પછી મહર્ષિ જુન્નેદે મસ્જીદે જઇ જોયું, તો ત્યાં અબુ હમ્જા ધ્યાનમગ્ન દશામાં બેઠેલા હતા.

અબુ હમ્જા અંગ ઢાંકવાને માત્ર એક કામળી રાખતા અને આખા વરસમાં તેઓ બહાર નીકળતા. નેશાપુર નગરમાં તેમનો પરલોકવાસ થયો હતો. તપસ્વી અબુ હફ્ઝાજની સમાધિ પાસે તેમની સમાધિ કરવામાં આવેલી છે.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–ઈશ્વરના ઉપર પ્રેમ ઉપજે, તે પછી પણ જો પાછું લોકોનાજ સહવાસમાં જીવન ગાળવામાં આવે,તો તો પછી હૃદય પાછું સંકુચિતજ થઇ જાય છે.

૨–પરમેશ્વરનો પરિચય પામવા તરફ જેનો એટલો બધો અનુરાગ જાગ્યો હોય કે જેથી ગૃહકુટુંબ અને ધનવૈભવ તરફ પણ જેને અરુચિ પ્રકટી નીકળે, એવો માણસ દુર્લભ છે–વિરલ છે.

૩–જેઓ નાનાં નાનાં પ્રાણીઓ ઉપર પણ પ્રેમ રાખે છે, તેનાજ ઉપર મહાનથી મહાન પ્રભુ પ્રેમ કરે છે.

૪–મહાયાત્રાનો વિશાળ પ્રદેશ હજી તમારે વંટાવવાનો બાકી છે; માટે ભાતાની તૈયારી સારી પેઠે અને સારામાં સારી કરો, કે જેથી આગળ આફત વેઠવી પડે નહિ.

---

# ૭૭–તપસ્વી અહમદ મશરૂક

તાપસવંર અહમદ મશરૂક તેમના સમયના શ્રેષ્ઠ ઋષિ હતા અને પુષ્કળ આદર પામ્યા હતા. તેઓ ખોરાસાનની સાધુમંડળીના આભુષણરૂપ હતા અને રાજવંશમાં જન્મેલા હતા. પછી તેઓ બગદાદમાં જઈ વસ્યા હતા. કુતુબ મદારના સહવાસમાં તેઓ રહ્યા હતા. તેમણે ચાળીસ સાધુપુરુષોની સેવા કરી હતી અને તેથી તેમના જીવનમાં ઘણો લાભ થયો હતો. આધ્યાત્મિક વિદ્યામાં અને લૌકિક વિદ્યાઓમાં તેઓ સમર્થ પંડિત હતા. સાધનાઓ સાધવામાં તથા સાત્વિક વૃત્તિઓને પોષવામાં તેમણે અપૂર્વ દઢતા પ્રદર્શિત કરી હતી.તાપસવર મહાસવી તથા સર્રી સકતીની સાથે તેમને સમાગમ થયો હતો.

નરશ્રેષ્ઠ અહમદ મશરૂક કહે છે કે, એક દિવસ કોઇ વૃદ્ધ પુરુષ મ્હારી પાસે આવ્યો અને સરસ વાતો કહેવા લાગ્યો. તેની વાતો મધુર તથા અંતરને આનંદ આપે તેવી હતી. છેલ્લે તે બોલ્યો કે "તમારા મનમાં જે વિચાર ઉદ્ભવ્યો હોય તે મને કહો."

મ્હારા મનમાં થયું કે, આ માણસ યાહુદી છે.આ વાત મેં બંધુવર જૂરીરને કહી. તેઓ દુઃખી થયા અને બોલ્યા કે "તો આ વિચાર તમારે એ વૃદ્ધ પુરુષને કહેવો હતો ને ?"

મેં કહ્યું કે "તેમને કહ્યાવિના તો હું રહી શકીશજ નહિ. પછી મેં તે વૃદ્ધને કહ્યું કે 'આપે મને કહ્યું છે કે, તમારા મનમાં જે જે વિચાર ઉપજે, તે તમે મને કહેજો;' એટલે હું કહું છું કે, મને એમ લાગ્યું કે આપ એક યાહુદી છો."

આ સાંભળીને તે વૃદ્ધ પુરુષ કેટલીક વાર નીચું જોઇ રહ્યો અને પછી મુખ ઉંચું કરીને બોલ્યો કે 'આપ સત્ય કહો છો.' એમ કહીને તે દીક્ષા-વચનો બોલીને ઇસ્લામધર્મમાં દાખલ થયો. પછી તેણે કહ્યું કે "હું ઘણા દેશોમાં ભ્રમણ કર્યા પછીજ આપની પાસે આવ્યો છું અને આપનાજ સહ-વાસથી સત્યને સમજી શકયો છું."

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–જે માણસ ઈશ્વરને ભૂલી જઈ અન્ય બાબતોમાં આનંદ લે છે, તેના બધા આનંદોનું પરિણામ દુઃખમાં આવે છે. ઈશ્વરની સેવા–પૂજામાં જેને પ્રીતિ ઉપજતી નથી, તેની બીજી બધી પ્રીતિઓનું પરિણામ ભયમાં આવે છે; અને જે પ્રભુમાં હૃદય જોડે છે, તેને સર્વ હરકતોથી પ્રભુ બચાવી લે છે.

૨–પ્રભુનું સન્માન કરવામાં પ્રભુના ભક્તોનું પણ સન્માન આવી જાય છે; પણ પ્રભુભક્ત–હરિજનોનું સન્માન કરવામાં તો પ્રભુના સન્માન ઉપરાંત પ્રભુ-ને પામવાનો મહત્ત્વપૂર્ણ દરવાજો પણ ખુલ્લી જાય છે.

૩–સંસાર અનેકવિધ જોખમ અને ભયથી ભરેલો છે તેથીજ સમજદાર મનુષ્યોની પ્રીતિ ઇશ્વર તરફ રહે છે અને સંસાર તરફ નથી રહેતી.

૪–જે નરકથી બ્હીતો નથી,તેનામાં સ્વર્ગમાં જવાની ગતિમતિ શાની હોય?

૫–તત્ત્વજ્ઞાનરૂપી વૃક્ષ ઉપર ચિંતનરૂપી જળ સિંચવાનું છે, પશ્ચાત્તાપ-રૂપી વૃક્ષ ઉપર પ્રાયશ્ચિત્તરૂપી પાણી સિંચવાનું છે અને પ્રેમરૂપી વૃક્ષ ઉપર યોગરૂપી વારિ સિંચવાનું છે.

૬–જેના ઉપર ઈશ્વરસિવાય બીજાનો અમલ ચાલી શકે નહિ, તેજ મહાપુરુષ છે.



# ૭૮–તપસ્વી અબ્દુલ્લા અહમદ મગરબી

તપસ્વી અબ્દુલ્લા અહમદ ધર્માચાર્યમંડળના નેતા, પુણ્યાત્મા, પવિત્રતાની જ્યોતિરૂપ અને તપસ્વીઓના ભૂષણરૂપ હતા. તેમના જીવનની પ્રભા વિચિત્ર હતી. સાધકોને શિક્ષણ આપવામાં તેઓ ઘણા નિપુણ હતા. આંતર અને બાહ્યશ્રદ્ધામાં તેમજ નિઃસંગતામાં એ સમયે તેમના જેવો સાધક બીજો કોઇ નહોતો. ઋષિવર્ય ઇબ્રાહીમ ખૈયાસ અને ઇબ્રાહીમ શયબાની-એ તેમના શિષ્ય બનીને જીવનને ઉજ્જવળ બનાવ્યું હતું. આ બંને ઇબ્રાહીમોએ મુક્તકંઠે અબ્દુલ્લા અહમદનું માહાત્મ્ય ગાયું છે.તેમનાં વચનો યુક્તિથી ભરેલાં, હૃદયસ્પર્શી અને સચોટ પ્રમાણયુક્ત હતાં. તેઓ એકસોવીસ વર્ષ જીવ્યા હતા, તેમણે આશ્ચર્યજનક કાર્યો કરેલાં છે. માત્ર ઝાડનાં ફળ–મૂળનુંજ તેઓ ભક્ષણ કરતા, બીજા પ્રકારના ભોજનને અડતા નહિ. તેમના શિષ્યો જૂદે જૂદે સ્થળેથી મૂળીઆં એકઠાં કરીને તેમને મોકલતા, તેથી તેમનો નિર્વાહ ચાલતો. હજ કરનારાઓ પહેરે છે, તેવો પોષાક પહેરીને તેઓ સહચરો સાથે દેશમાં ફર્યા કરતા.

અબ્દુલ્લા અહમદ કહે છે કે, મને વારસામાં એક ઘર મળ્યું હતું. મેં પચાસ મુદ્રાથી તે વેચી નાખ્યું અને એ મુદ્રાઓ કેડમાં રાખીને હું જંગલમાર્ગે જતો હતો; રસ્તામાં એક લૂંટારો મળ્યો અને બોલ્યો કે "બોલ, તારી પાસે શું છે?" મેં કહ્યું કે "પચાસ મુદ્રાઓ છે."

લૂંટારો—"લાવ, તે મ્હને આપ."

મ્હેં તેને મુદ્રાઓ આપી દીધી. મુદ્રાઓ જોઇને તે વિચારમાં પડયો. પછી પોતાના ઊંટને નીચે બેસાડી તે મને કહેવા લાગ્યો કે "આ ઉંટ ઉપર બેસી જાઓ." હું ઉંટ ઉપર બેઠો એટલે પેલી મુદ્રાઓ તેણે મ્હને પાછી આપી.

મ્હેં પૂછયું કે "કેમ, પાછી શામાટે આપો છો?"

લૂંટારો—"તમારી સચ્ચાઇ જોઇને મ્હારી બુદ્ધિ ફરી ગઇ છે."

પછી તે પણ મ્હારી સાથે મક્કા આવ્યો અને ઘણો કાળ મ્હારા સહવાસમાં રહ્યો. છેલ્લે તે એક પ્રભુપ્રેમી સાધુપુરુષ બન્યો.

વળી તેઓ કહે છે કે, એક દહાડો હું મોટા જંગલમાં ચાલ્યો જતો હતો. ત્યાં મેં એક હૃષ્ટપુષ્ટ શરીરવાળો યુવક જોયો. તે કાંઇ પણ ભાતાપોતાવિના

જંગલમાં ચાલ્યો જતો હતો. મેં તેને પૂછ્યું કે " હે મુક્ત પુરુષ ! તમે ક્યાં અને કોની પાસે જાઓ છો ?"

તે બોલ્યો કે " તું જરાક માથું ઉંચું કરીને ગમે તે બાજુ વિશ્વાસની દૃષ્ટિથી જો કે, ઇશ્વરસિવાય બીજું કાંઇપણ દેખાય છે ?"

અબ્દુલ્લાને ચાર પુત્રો હતા. એ દરેકને તેમણે એક એક જાતનો ઉદ્યોગ શીખવ્યો હતો. કોઇએ તેમને પૂછ્યું કે " મહાશય ! આપના પુત્રો થઇને આવો ધંધો કરે એ યોગ્ય છે ?"

મહર્ષિ—"ધંધો કરીને ગુજરાન ચલાવશે તો 'આ ફલાણાનો પુત્ર નવરો રખડે છે' એવું કહેવાશે નહિ; તેમજ લોકો ઉપર બોજારૂપ થઇ પડશે નહિ."

અબ્દુલ્લા અહમદ મગરબી સાયન પર્વત ઉપર પરલોકવાસી થયા હતા. તે સ્થળે તેમની સમાધિ બાંધવામાં આવી છે. 'મગરબ' શબ્દનો અર્થ પશ્ચિમ-દેશ એવો થાય છે, એટલે તેમને 'પશ્ચિમ પ્રદેશવાસી' એવા અર્થમાં 'મગ-રબી' કહેલા છે.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–તૃષ્ણાઓ ટાળ્યાવિનાજ જે ભક્ત હોવાનો દાવો કરે છે, તે ઢોંગી છે.

૨–જે માણસનો અહંભાવ ગયો હોય તેને પ્રભુ જે પણ કામ આપે તે કામ તે માથે ચઢાવે છે; અને ઇશ્વરેચ્છા તેને જે પણ કાર્યમાં જોડે તે કાર્ય તેને સન્માન આપનારૂં લાગે છે.

૩–ઈશ્વરનાજ મનન–ચિંતનમાં સમય ગાળવો, એજ સર્વોત્તમ કાર્ય છે.

૪–જે સાધક શ્રીમંતોની ખુશામત કરે છે, તે નરાધમ છે; અને જે સાધક સર્વ સાથે નમ્રતાથી વર્તે છે, તે નરોત્તમ છે.

૫–સાચા સંતો પ્રભુના પ્રતિનિધિ હોવાથીજ તેમની કૃપા પામનારને લાભ થાય છે.



# ૭૯–તપસ્વી અબુ અલિ જુરઝાની

તાપસવર અબુ અલિ જુરઝાની સાધુઓના શિરોમણિ, સૌના શ્રદ્ધાપાત્ર આચાર્ય અને અલૌકિક પ્રભાવવાળા પુરુષ હતા. તેઓ ખોરાસાનની ઋષિ-મંડળીમાંના એક હતા; તેમજ સાધનમાર્ગમાં વીરપુરુષ હતા. તેમણે ઘણા ગ્રંથો રચીને કીર્તિ પ્રાપ્ત કરી છે. તેઓ હકિમ તરમોજીના શિષ્ય હતા.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–ત્રણ બાબતો એકેશ્વરવાદમાં સમાયલી છે:–(૧) ભય, (૨) આશા અને (૩) પ્રેમ. પ્રભુની સદાય સર્વ તરફ દૃષ્ટિ છે અને અધર્મમાં પડવાથી સજા થાય છે, એવો વિચાર આવવાથી ભય ઉપજે છે; અને એ ભયજ પાપ તજવાના કારણરૂપ બને છે. સારાં કામ બદલ પ્રભુ ઇનામ પણ આપે છેજ, એવી આશા ઉપજવાથી સત્કાર્યો તરફ ઉત્સાહ જાગે છે; પ્રભુ કલ્યાણકારી છે, એવો વિચાર ઉપજવાથી પ્રભુપ્રત્યે પ્રેમ જાગે છે અને તેથી પ્રભુનો મહિમા વધારે સમજાઈને તેના દર્શનની આતુરતા વધી જાય છે.

૨–ભય પામેલો માણસ પાપથી દૂર રહેવામાં અટકતો નથી, આશાવાળો માણસ પ્રભુપ્રાર્થનામાં વિસામો લેવા માગતો નથી અને પ્રભુપ્રેમી પ્રભુના સ્મરણમાં રહેલો આનંદ લેતાં ધરાતો નથી; કારણ કે પ્રભુનો ભય એ પ્રજ્વલિત અગ્નિ જેવો છે, ઇનામની આશા પ્રદીપ્ત જ્યોતિ જેવી છે અને પ્રભુપ્રેમ તો જ્યોતિની પણ જ્યોતિ જેવો છે.

૩–સાધકના સૌભાગ્યનાં ચાર ચિહ્ન છે:–(૧) સાધનોની સહેજે સમજણ પડવી, (૨) ધર્મ પાળવામાં મહેનત ન જણાવી, (૩) સાધુજનો તરફ સ્નેહાળ થવું અને (૪) સર્વ સાથે સદાચરણથી વર્તવું.

૪–જે માણસ જાહેર રીતે પાપાચરણ કરે છે અને સજા પામે છે, છતાં પણ જે તેને ભૂલી જાય છે, તે સર્વથી વધારે કમનસીબ પ્રાણી છે.

૫–જે સાધુએ પોતાના પ્રાણો પ્રભુમાંજ સ્થાપેલા છે, જે સાધુનું પાર્થિવ જીવન પલટાઇ ગયું છે અને જેણે ઇશ્વરદર્શનથી અમૃતત્વ પ્રાપ્ત કરેલું છે; તેનાં તમામ કાર્યોમાં પ્રેરક, માલિક, કર્તા અને નેતા પણ પ્રભુજ હોય છે; કેમકે તેની પોતાની પાસે તો તેણે જરા પણ કર્તવ્ય,કર્તાપણું કે માલિકી જેવું કશુંજ રાખેલું હોતું નથી.

૬–જેણે પોતાનું સમગ્ર હૃદય પ્રભુને અર્પણ કરેલું છે અને દેહને લોકસેવામાં જોડેલો છે, તેજ ખરો ત્યાગી, દાતા અને તત્ત્વજ્ઞાની છે.

૭–ઈશ્વરનો વધારે પરિચય થાય છે, તેમ તત્ત્વજ્ઞાન પણ વધારે ઉંડું અને દઢ થતું ચાલીને ઘણીજ ઉંચી અવસ્થાને પ્રાપ્ત થાય છે. દેહભાવે પોતાને કનિષ્ઠ માનવો, એ પણ તત્ત્વજ્ઞાનનુંજ પરિણામ હોય છે.

૮–તમે પ્રભુમય રહેવામાંજ શ્રેષ્ઠતા સમજો. લૌકિક અસાધારણતાના કે ચમત્કારોના અભિલાષી થતા નહિ. કેમકે એવી ઈચ્છા જાગી, એટલે પછી તમારી ચિત્તવૃત્તિ પ્રભુના માર્ગમાં સ્થિરજ રહેવાની નહિ, કે જે સ્થિરતા તમારામાં આવેલી જોવાને ઈશ્વર ઇચ્છે છે. આધીનતા (એટલે કે પ્રભુની આજ્ઞા અને ઈચ્છાને આધીન રહેવું–થવું) એ પ્રભુભક્તિનું ધામ છે, ધીરજ એ તે ધામમાં પેસવાનું દ્વાર છે અને આત્મવિસર્જન એ તે મંદિરનો અંદરનો ભાગ છે કે જે ધામમાં સદાને માટે સર્વોત્તમ સુખ, ચેતના અને શાંતિજ શાંતિ રહ્યા કરે છે !

# ૮૦–તપસ્વી અબુ બકર કેતાની

તપસ્વી અબુ બકર કેતાની દઢ વ્રતવાળા તથા સાધકમંડળના મહાન આચાર્ય હતા. વળી તેઓ દયા અને દાક્ષિણ્યની જ્યોતિરૂપ, ગૂઢ તત્ત્વજ્ઞાનની ભૂમિકારૂપ તથા પરમ આધ્યાત્મિક પુરુષ હતા. તેઓ તીર્થભૂમિ મક્કાના ધર્માચાર્ય તેમજ વૈરાગ્ય, પ્રભુઆશ્રય અને સાત્વિકતામાં અદ્વિતીય હતા. કેતાની સાધુપ્રવરોમાં હાજીતરીકે ગણાતા હતા. તેઓ સત્કર્મશીલ વિવિધ વિદ્યાઓમાં પંડિત, સાધન–ભજનમાં અગ્રણી અને ઋષિધર્મમાં શ્રેષ્ઠ ગણાતા હતા. મહર્ષિ જુન્નેદ, અબુ શયિદ, ખર્રાજ અને નુરીના સમાગમનો લાભ તેમણે લીધો હતો. તેઓ 'ચેરાગે હરમ' અર્થાત્ 'કાબા મંદિરના દીપક' ગણાતા. તેઓ મક્કામાંજ રહ્યા હતા અને ત્યાંજ પરલોકવાસી થયા હતા.

મહર્ષિ અબુ બકર રાત્રિથી આરંભીને સવારસુધી નમાજ પઢતા અને આખું કુરાન પઢી જતા. કાબામંદિરની બારહજાર પ્રદક્ષિણાઓ તેમણે કરી હતી. ત્રીસ વર્ષસુધી તો તેઓ પાણી તથા દૂધ ઉપરજ રહ્યા હતા અને તેથી રાતદિવસમાં થઇને માત્ર એકજ વાર અજુ (અંગશુદ્ધિ) કરવી પડતી તથા

બીજાઓના જેવી નિયમિત નિદ્રા પણ લીધી નહોતી.

જ્યારે તેમણે હજ કરવા જવાની જનેતા પાસે રજા માગી, ત્યારે માતાએ રજા તો આપી; પરંતુ તે છતાં પણ માર્ગમાં તેમને ઠીક નહિ લાગતાં ઉદ્વેગ થવા લાગ્યો અને તેથી સ્નાન કરવાની જરૂર જણાઇ. આથી તેઓ વિચાર કરવા લાગ્યા કે, મેં ઉત્તમ સંકલ્પપૂર્વક આ યાત્રા શરૂ કરી નથી, માટે ઘેર પાછો જાઉં. ઘેર પાછા આવી જોયું તો જનેતા બારણા પાછળ શોકાતુર ચહેરે બેઠેલી છે. અબુ બકર બોલ્યા કે "માતુશ્રી! તમે મને રજા નહોતી આપી?"

જનેતા—" હા, રજા તો આપી હતી; પરંતુ તારાવિના ઘરમાં પેસવાનુંજ મને ગમ્યું નહિ, તેથી હું તો પછી અહીં આ બારણાનીજ પાછળ બેઠી છું અને સંકલ્પ કર્યો છે કે, મ્હારો પુત્ર પાછો આવતાંસુધી અહીંજ બેસી રહીશ."

પછી જનેતા જીવતી રહી ત્યાંસુધી અબુ બકર ઘેરજ રહ્યા અને તેના પરલોકવાસી થયા પછીજ તેઓ યાત્રાએ નીકળી પડયા.

સાધુ અબુલ હુસેન મઝીઅન કહે છે કે, હું ભાતાવિના માત્ર વિશ્વાસ ઉપરજ જંગલમાંથી પસાર થતો હતો. રસ્તામાં એક નાનકડું સરોવર આવ્યું, હું તેને તીરે જઇ બેઠો અને વિચારવા લાગ્યો કે, ભાતાપોતાવિનાજ હું આટલું જંગલ વટાવી ગયો, એ મેં કેવું મોટું કાર્ય કર્યું છે! એટલામાં સરોવરને સામે કાંઠેથી કોઇએ ઉંચે સ્વરે મ્હને કહ્યું કે " અરે હજામ! કેવા ખોટા સંકલ્પો કરે છે?"

મેં તાકીને જોયું તો અબુ બકર કેતાનીને જોયા. મને ઘણો પસ્તાવો થયો અને પછી ઇશ્વર તરફ ધ્યાન લગાડયું તથા અહંભાવ છોડી દીધો.

અબુ બકર કેતાની કહે છે કે, એક વાર મ્હને મ્હારા શરીરમાં તથા મનમાં ઘણીજ દુર્બળતા જણાવા માંડી. મેં ધાર્યું કે, આમ ને આમ કાબાની પ્રદક્ષિણા કર્યા પછીજ દુર્બળતા મટવા માટે પ્રાર્થના કરૂં.પછી પ્રદક્ષિણા કરતાં કરતાં હું દીનતાપૂર્વક પ્રાર્થના કરવા લાગ્યો, એટલામાં ઇશ્વરની નિકટતાએ મને પ્રાર્થના કરતો અટકાવ્યો અને મેં દૈવી વાણી સાંભળી કેઃ—

" મેં તને મ્હારો પોતાનો કરી લીધો છે. હવે તું શામાટે મ્હારાસિવાય બીજું કાંઇ ચાહે છે?"

અબુ બકર કહે છે કે, શ્રદ્ધાળુ મંડળીના નેતા અલિના ઉપર મને દ્વેષ રહેતો હતો. જે ઘરમાં હું રહેતો હતો, ત્યાં મને એક રાત્રે આ પ્રમાણે સ્વપ્ન

આવ્યું કે, જાણે પેગંબર મહમદ સાહેબ (સ૦ આ૦ સ૦) પોતાના પ્રચારક બંધુ અબુ બકર, ઉમ્મર, ઉસ્માન તથા અલ્લિ સાથે આવીને મને ભેટે છે. પછી અબુ બકર તરફ જોઇને મ્હને પૂછયું કે "આ કોણ છે ?" મેં કહ્યું કે "અબુ બકર." પછી ઉમ્મર તરફ આંગળી કરીને પૂછયું કે "આ કોણ છે ?" મેં કહ્યું કે "ઉમ્મર."

પછી ઉસ્માન તરફ આંગળી કરીને પૂછયું કે "આ કોણ છે ?" મેં કહ્યું કે "ઉસ્માન."

છેલ્લે અલ્લિ તરફ આંગળી કરીને પૂછયું કે "આ કોણ છે ?"

હું અલ્લિ તરફ અંતરમાં જે દ્વેષભાવ રાખતો હતો, તેને લીધે એનું નામ આપવાથી લજવાવા લાગ્યો. આ ભાવ તેઓ કળી ગયા, એટલે તેમણે અલ્લિની સાથે મને મિત્રતા કરાવી અને અમે બન્ને જણા પરસ્પર ભેટ્યા. ત્યારપછી તેઓ સર્વ ચાલ્યા ગયા.

પછી અલ્લિએ મને કહ્યું કે "ચાલો, પેલા પર્વત ઉપર જઇએ." એટલે અમે બન્ને જણા પર્વત ઉપર ચઢયા અને ત્યાંથી કાબાનાં દર્શન કર્યાં. પછી મેં જાગૃત થઇ જોયું, તો ખરેખાત હું એ પર્વત ઉપરજ હતો !

પુરુષશ્રેષ્ઠ અબુ બકર કહે છે કે, મ્હારી પાસે એક સાધુ પુરુષ આવ્યો. મ્હારા મનમાં તેનાવિષે વિરુદ્ધ વિચાર આવ્યો. કોઇ રીતે એ વિચાર દૂર થાય નહિ. પછી હું તે સાધુને ઘરમાં લઇ ગયો અને બોલ્યો કે "તમે મ્હારા માથા અને આંખો ઉપર તમારો પગ મૂકો."

તે બોલ્યો કે "હું તેમ કરીશ નહિ." પછી બહુ વિનતિ કરી એટલે તેણે મ્હારા મુખ ઉપર પોતાનો પગ મૂકયો, તેથી મારો વિરોધી વિચાર દૂર થઇને તેના ઉપર પ્રેમ ઉપજયો. પછી પવિત્રપણે ઉપાર્જન કરેલી બસો તામ્રમુદ્રાઓ મ્હારી પાસે હતી, તે મેં તેમના આસન ઉપર મૂકી અને કહ્યું કે "આને આપ ગ્રહણ કરો તથા આપના પોતાના ઉપયોગમાં વાપરજો."

તે સાધુ મ્હારા ઉપર કટાક્ષ ફેંકી બોલ્યા કે "તું આ સંપત્તિવડે મ્હારી કસોટી કરવા ઇચ્છે છે ?"

આટલું બોલીને નમાજ પઢવાનું આસન ખંખેરીને તે ચાલ્યો ગયો. આથી પછી વેરાઇ ગયેલી એ મુદ્રાઓ મેં વીણી લીધી.

અબુ બકર કેતાનીનો એક શિષ્ય હતો. તેનો મરણકાળ પાસે આવ્યો, ત્યારે તેણે નેત્રો ઉઘાડી કાબા મંદિર તરફ જોયું. એટલામાં ત્યાં એક ઉંટ

આવ્યું, તેણે પાટુ મારીને તેની આંખો ફોડી નાખી. એટલે અબુ બકર બોલ્યા કે "તેના ઉપર સ્વર્ગીય પ્રકાશ અને આધ્યાત્મિક ભાવ ઉતરવા લાગ્યો હતો; છતાં તેના તરફ દુર્લક્ષ કરીને એણે મંદિર તરફ દૃષ્ટિ સ્થાપી, માટેજ તેને તે શિક્ષા થઈ છે. જ્યારે મંદિરનો સ્વામી પોતેજ હાજર થતો હોય, ત્યારે તેના તરફ દૃષ્ટિ ન કરતાં મંદિર ઉપરજ દૃષ્ટિ કરવી, એ ગેરવ્યાજબી હતું."

એક વાર એક વૃદ્ધ પુરુષે અબુ બકરને આવીને પૂછયું કે "ભદ્ર પુરુષ ! આપ કેમ ઇબ્રાહીમ-મસ્જીદમાં જતા નથી ? ત્યાં ઘણા લોકો બેસીને હદિસ સાંભળે છે. જો આપ પણ ત્યાં જાઓ તો તેનું શ્રવણ કરી શકો. એક મહાન આચાર્ય આવેલા છે અને તે ઘણી સુંદર અને ઉંચી વાતો કહે છે."

અબુ બકરે મસ્તક ઉંચું કરીને પૂછયું કે *"ઇબ્રાહીમ-મસ્જીદમાં આવેલા એ વૃદ્ધ આચાર્ય કોનાં વચનો બોલે છે ?"

વૃદ્ધ—"એ આચાર્ય, અબ્દુલ રહેમાન જહરી અને અબુ હોરયરાનાં રચેલાં હદિસનાં વિવરણો તથા હજરત સાહેબની કહાણીઓ વર્ણવે છે."

મહર્ષિ—"મહાશય ! આપ બહુ છેટા સમયની વાતો સાંભળો છો; પણ હું તો અહીં હાલનીજ વાત સાંભળી રહ્યો છું."

વૃદ્ધ—"આપ અત્યારે કોની પાસેથી અને શી બાબતની વાતો સાંભળો છો ?"

અબુ બકર—"મારા અંતરદ્વારા ઇશ્વરી વાણી સાંભળી રહ્યો છું."

એક દહાડો ખભે ઉત્તરીય વસ્ત્ર મૂકીને અબુ બકર નમાજ પઢતા હતા, એવામાં એક ચોર ખભેથી એ વસ્ત્ર ઉપાડીને ચાલ્યો ગયો. તે બજાર તરફ વેચવા સારૂ જતો હતો, પરંતુ તરતજ તેનો હાથ જડ જેવો બની ગયો ! × આથી ચોરે તરતજ પાછા આવીને એ ઉત્તરીય વસ્ત્ર મહર્ષિના ખભા ઉપર પાછું મૂકયું. મહર્ષિ તો નમાજમાં તલ્લીન થયેલા હતા, એટલે ચોર પણ આવીને એક બાજુપર બેસી ગયો. પછી જ્યારે મહર્ષિ નમાજમાંથી મુક્ત થયા, ત્યારે તેણે રોવા માંડયું.

---

* મક્કાના કાબામંદિર પાસે એક સ્થળે ઇબ્રાહીમનાં પગલાં છે, તે સ્થળે ઇબ્રાહીમજી-મસ્જીદ આવેલી છે.

× જેઓ પ્રભુને અને પ્રભુભક્તોને વિષે પૂરતી માહિતી ધરાવતા નથી, તેમને આવા બનાવો ભાગ્યેજ સાચા લાગશે; કેમકે તેમની અક્કલમાં જડવાદ ઇ૦ ધૂળ-પથરા ભરાઈ ગયેલું હોય છે. લિ૦ ખરાબ **ભિક્ષુ—અખંડાનંદ**

અબુ બકરે પૂછયું કે "તું શામાટે રડે છે ? તને શું થયું છે ?"

ચોરે બધી હકીકત જાહેર કરી. મહર્ષિ બોલ્યા કે "પ્રભુના મહિમા અને ગૌરવના શપથ ખાઈને હું કહું છું કે, તેં ઉત્તરીય વસ્ત્ર લીધાની કે મૂકયાની મને ખબર પણ પડી નથી."

પછી તેમણે પ્રભુને ઉદ્દેશીને કહ્યું કે "હે પ્રભો ! આ ચોરે જેમ ચોરેલી વસ્તુ મને પાછી આપી છે, તેમ તું પણ એનું જે લીધું હોય તે પાછું આપ." પછી તરતજ ચોરનો હાથ હતો તેવો નિરોગી થઈ ગયો !

અબુ બકર કહે છે કે, મેં સ્વપ્નમાં એક મહારૂપવંત પુરુષને જોયો.

મેં પૂછયું કે "તમારૂં નામ શું ?"

તે પુરુષ—"મારૂં નામ અનન્યાશ્રય."

મેં પૂછયું કે "તમે કયાં રહો છો ?"

તે બોલ્યો કે "હું ધાર્મિક મનુષ્યોના હૃદયમાં વાસ કરૂં છું."

વળી ત્યાં મેં એક કદ્રૂપી કાળી સ્ત્રીને દીઠી.

મેં તેને પૂછયું કે "તું કોણ છે ?"

તે બોલી કે "હું પાપી પ્રવૃત્તિ છું."

મેં પૂછયું કે "તું કયાં રહે છે?"

તે બોલી કે "હું વિલાસપ્રિય લોકોમાં રહું છું."

ત્યારપછી હું જાગૃત થઈ ગયો; અને મેં સંકલ્પ કર્યો કે, હસવાનો ભાવ અત્યંત પ્રબળ ન થાય, ત્યાંસુધી મ્હારે કદીપણ હસવું નહિ.

તાપસવર અબુ બકર કહે છે કે, મેં એક રાત્રે સ્વપ્નમાં પેગંબર મહમદ સાહેબ(સ૦આ૦સ૦)ને જોયા અને પૂછયું કે "કેવા પ્રકારની પ્રાર્થના કરવાથી પ્રભુ મ્હારા અંતઃકરણમાંથી વાસનાઓને દૂર કરશે ?"

પેગંબરસાહેબ—"રોજ ચાળીસ વાર કહેવું કે, હે સચ્ચિદાનંદ પ્રભો! તમારાસિવાય અન્ય કોઇ મ્હારો આશ્રય પણ નથી અને ઉપાસ્ય પણ નથી. મારાપર એવી કૃપા કરો કે જેથી મ્હારૂં હૃદય સદા આપના રહસ્ય અને ગુણગાનથી પ્રકાશિત અને વિકસિત રહે."

અબુ બકર કહે છે કે, એક દિવસ કોઇ ગરીબ સાધુ મ્હારી પાસે આવી અશ્રુપાત કરીને બોલ્યો કે "દશ દિવસથી કશું ભોજન નહિ મળવાથી મેં કોઇ બંધુની પાસે આ દુઃખની કથા કહી હતી અને ઇશ્વરનિંદા પણ કરી હતી. પછી હું બજારમાં ગયો. ત્યાં ભોંયપર પડેલી એક તામ્રમુદ્રા જોઇ તેને મેં

ઉપાડી લીધી અને જોયું તો તેના ઉપર આ પ્રમાણે લખેલું હતું:-"શું પ્રભુ તારી ભૂખની હકીકત જાણતો નથી કે તું તેની નિંદા કરે છે?"

જ્યારે અબુ કેતાનીનું મરણ નજીક આવ્યું, ત્યારે કોઇએ આવીને તેમને પૂછ્યું કે "જીવનપર્યંત આપે કેવું આચરણ રાખેલું કે જેને લીધે આપ આવી ઉચ્ચતા પામી શકયા?"

તેઓ બોલ્યા કે "મ્હારૂં મૃત્યુ પાસે નહિ આવે, ત્યાંસુધી એ વાત હું કહીશ નહિ." પછી જ્યારે છેલ્લી ઘડી આવી, ત્યારે બોલ્યા કે "હું ચાળીસ વર્ષસુધી મ્હારા અંતઃકરણનો પહેરેગીર રહ્યો હતો. ઇશ્વરસિવાય બીજો જે કાંઇ વિચાર અંતરમાં આવતો, તેને હું પાછો ધક્કેલી મૂકતો. આથીજ મ્હારા હૃદયમાં પ્રભુ-સિવાય બીજું કશું રહી શકયું નહિ."

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–જે પ્રભુને તમે તમારો કરવા માગો છો, તેના પ્રથમ તમેજ થઇ રહો.

૨–સંસારીઓ સાથે સંબંધ રાખવો, એ પાપ સાથે પરિચય રાખવા જેવું છે. એ દુર્ગતિ તરફ દોરવી જનારૂં છે.

૩–અન્નપાણી ન મળે ત્યારે જે વધારે પ્રફુલ્લ રહે છે અને મરતાંસુધી સાધન-ભજનમાંજ મંડયો રહે છે; વળી જે દુઃખને પણ પ્રભુની કૃપા સમજી શકે છે અને મૃત્યુપ્રસંગે પણ જે હસતો દેખાય છે, તેજ ખરો વિરાગી છે.

૪–જેની પ્રકૃતિ જેટલી વધારે ઉન્નત, તેટલો તે વધારે સરળ હોય છે.

૫–પુણ્યાત્મા ઋષિઓ દેહભાવેજ પ્રભુના દાસ હોઇ આત્મભાવે મુક્તજ બનેલા હોય છે.

૬–પ્રેમપાત્રને માટે સ્વાર્થ છોડી દેવો એમાંજ સાચો પ્રેમ રહેલો છે.

૭–પ્રાયશ્ચિત્ત એ જોકે એકજ શબ્દ છે, તોપણ તેમાં આ છ ભાવો રહેલા છેઃ-(૧) પૂર્વે કરેલાં પાપોમાટે ખેદ, (૨) ફરીથી પાપમાં પ્રવૃત્ત ન થવાય તે માટે સાવધાની, (૩) ઇશ્વરમાટે આચરવાનાં કર્તવ્યોમાં જે ખામીઓ રહી હોય તે દૂર કરવી, (૪) અન્ય લોકો તરફ જે અઘટિત આચરણ થઈ ગયું હોય તેનો બદલો વાળી આપવો, (૫) શરીરનાં લોહી-માંસ જે અઘટિત ભોગથી વધાર્યાં હોય તેનો ક્ષય કરવો અને (૬) જે મને પાપની મધુરતા ચાખી છે, તે મનને સાધનાની કડવાશ પણ ચખાડવી.

૮–ઇશ્વરની સાધનામાંજ ઇશ્વરી જ્ઞાનની પૂર્ણતા રહેલી છે, માત્ર પુસ્તકો ભણવામાં કે મોટી મોટી વાતો કરવામાં નહિજ.

૯–પરમેશ્વર જ્યાંસુધી ક્ષમાનું દ્વાર ઉઘાડતો નથી, ત્યાંસુધી તે ભક્તની જીભને પ્રાર્થનામાટે છૂટી ચાલવા દેતો નથી અને પાપનો સ્વીકાર કરવામાં પ્રવૃત્ત કરતો નથી. અને જ્યારે ઇશ્વરપ્રત્યે સારી પેઠે દીનતા ઉપજે છે, ત્યારેજ દાન પણ સુપાત્રને કરી શકાય છે.

૧૦–સાંસારિક મોજશોખોથી જૂદા પડવું અને ઇશ્વરના વિયોગથી કંપાયમાન થવું, એ બાબતો બની શકવી, એ બીજી બધી તપશ્ચર્યા કરતાં ઉત્તમ છે.

૧૧–દેહથી સંસારમાં રહેજો, પણ અંતઃકરણથી તો પ્રભુ તરફજ રહેજો.

૧૨–લૌકિક કામના એ પાપરૂપી દૈત્યની દોરી છે. જે માણસ એથી દોરવાય છે, તે પાપરૂપી અસુરનેજ ભેટવા જાય છે.

# ૮૧–તપસ્વી અબુ મહમદ જુવિરી

તાપસવર અબુ મહમદ જુવિરી ઉજ્જવળ હૃદયવાળા, સાધુપ્રવર અને મહાપ્રેમી આચાર્ય હતા. તેઓ ધર્મસાધનોના ગૂઢ ભાવો જાણનારા અને વિવિધ વિદ્યાઓમાં નિપુણ હતા. આચાર્યપ્રવર મહર્ષિ જુન્નેદ પોતાના શિષ્યોને કહી ગયા હતા કે,અબુ મહમદ જુવિરીને તમે મ્હારી જગ્યાએ નીમજો.અબુ મહમદે મક્કામાં એક વરસ નિવાસ કર્યો હતો; ત્યારે તેઓ રાત્રે સૂતા ન હતા, તેમ કશી વાત પણ કરતા ન હતા. કાબામંદિર તરફ તેમણે કદી પીઠ કરી ન હતી, તેમજ પગ પણ લંબાવ્યા ન હતા.

અબુ બકર કેતાનીએ એક વાર તેમને પૂછયું કે, તમે આવી કઠણ સાધનાઓ શી રીતે કરી શકો છો? ત્યારે તેઓ બોલ્યા કે "દૃઢ નિષ્ઠાએજ મને એ બળ આપ્યું છે." જુન્નેદના અવસાન પછી તેમને સ્થાને અબુ મહમદનો અભિષેક થયો હતો અને તેમણે બગદાદમાં નિવાસ કર્યો હતો.

અબુ મહમદે કહ્યું છે કે, એક દિવસ ધોળું બાજપક્ષી મેં જોયું. ચાળીસ વર્ષસુધી મેં તેને પકડવાની મહેનત કરી; પરંતુ ફરી વાર તેને જોઇ શકયો નહિ, તેમજ પ્રાપ્ત પણ કરી શકયો નહિ. કોઇએ પૂછયું કે 'આ વાકયનું રહસ્ય શું?' તેઓ બોલ્યા કે એક દિવસ સાંજની નમાજ પઢયા પછી મારી ઝુંપડી પાસે બારણામાં એક યુવાન આવી ચઢયો. તેના પગ જોડાવિનાના, માથાના વાળ વીખરાયેલા અને મુખ ફિકકું હતું. તેણે આવીને અજુ કરી તથા બે વાર

નમાજ પઢી. પછી તે ઉપાસનામાટે મસ્તક નીચું કરી રહ્યો. એ રાત્રે રાજમંદિરમાં ભોજન હતું. ત્યાં તમામ તાપસવર્ગને નિમંત્રણ હતું. મેં તે ધ્યાનમગ્ન યુવક પાસે જઇ કહ્યું કે "સાધુ પુરુષ ! આપણે રાજભવનમાં ભોજન કરવા જવાનું છે.આપ પધારશો?" તે બોલ્યો કે "રાજભવનમાં જમવા આવવાની મારી ઇચ્છા નથી; પરંતુ મારે અસીદા નામની મિઠાઇ જમવાની ઇચ્છા છે. પછી તો જેવી આપની મરજી." મેં વિચાર્યું કે,આ માણસ નવોજ દીક્ષિત થયો લાગે છે; નહિ તો તે અમારી સાથે જમવા આવવાની ના ન પાડત અને પોતાનોજ વિચાર જણાવત નહિ. પછી એ વિષે વિશેષ વિચાર ન કરતાં હું જમવા ગયો. પાછા આવીને જોયું તોપણ તે યુવાન નીચે મુખે બેઠેલો હતો. હું સૂઈ ગયો તો સ્વપ્નમાં હજરત પેગંબર સાહેબ(સ૦આ૦સ૦)ને મેં જોયા. તેઓ ચાલ્યા આવતા હતા અને બે તેજસ્વી વૃદ્ધ પુરુષો તેમની પાછળ પાછળ આવતા હતા. તેમાંના એક પેગંબર ઈબ્રાહિમ હતા, બીજા મુસા પેગંબર હતા; અને એ સિવાય બીજા પણ એક લાખ ને વીસહજાર પેગંબરો તેમની સાથે હતા. હજરત મહમદ સાહેબ(સ૦આ૦સ૦)ની સામે જઈને મેં સલામ કરી; પણ મને જોવાંજ તેમણે મુખ ફેરવી લીધું. મેં વિનતિ કરી કે "મેં શો અપરાધ કર્યો છે?" તેઓ બોલ્યા કે "મારો એક પ્રેમી બંધુ તારી પાસે આવ્યો અને તારી પાસેથી અસીદાની ઇચ્છા કરી, તેમાં તેં કૃપણુતા બતાવી છે."

એ પછી હું જાગી ઉઠયો અને રોવા લાગ્યો. એટલામાં મારી ઝુંપડીનું બારણું ઉઘડયાનો અવાજ મારે કાને આવ્યો.જોયું તો પેલો યુવક ચાલ્યો જતો હતો. મેં બૂમ મારી કે "પ્રિય બંધુ ! જરા ઉભો રહે. હું તારી ઇચ્છા પૂર્ણ કરીશ." એટલે તે સાધુ મારા તરફ જોઇને બોલ્યો કે "એક સાધકે તમારી પાસે આવીને અસીદા માગી; તેનેમાટે જો એક લાખ અને વીસહજાર પેગંબર સાહેબોને હાજર થવું પડે અને તેમ થાય તોજ પેલાની ઇચ્છા પૂરી થઇ શકે,તો તો પછી એ વાત બહુજ ભારે કહેવાય."આટલું કહીને તરતજ તે સાધુ ચાલ્યો ગયો.

અબુ મહમદ કહે છે કે, બગદાદની એક સામાન્ય મસ્જીદમાં એક સાધક રહેતો હતો. શિયાળો હોય કે ઊનાળો હોય, પણ એક વસ્ત્રસિવાય તે બીજું રાખતો નહિ: તે આમ શામાટે કરે છે? એમ પૂછતાં તે બોલ્યો કે "પહેલાં હું સારાં સારાં વસ્ત્રો પહેરવાનો શોખીન હતો. એક રાત્રે મેં સ્વપ્ન જોયું. જાણે હું સ્વર્ગલોકમાં ગયો છું. ત્યાં મેં એક ટોળાને જમવા બેઠેલું જોયું. તેમની આગળ ભોજનપાત્રો મૂકેલાં હતાં. હું તેમની સાથે જમવા બેસવા તત્પર થયો; એટલા-

માં એક સ્વર્ગીય દૂતે આવી મારો હાથ ઝાલ્યો અને કહ્યું કે 'તું એ ટોળાની જાતનો માણસ નથી. તેઓ તો ટાઢ અને તડકામાં માત્ર એકજ વસ્ત્ર રાખે છે.' પછી જ્યારે હું જાગ્રત થયો, ત્યારે મેં સંકલ્પ કર્યો કે, બાકીના જીવનમાં હવે હું પણ એકજ વસ્ત્ર વાપરીશ."

મહર્ષિ જુવિરી એક વખત સભામાં ઉપદેશ આપતા હતા, ત્યારે એક યુવક ઉભો થઇને બોલ્યો કે "મારૂં મન હરાઇ ગયેલું છે, તો આપ પ્રાર્થના કરો, કે જેથી તે પાછું મળે." મહર્ષિ બોલ્યા કે "હું પણ એવાજ સંકટમાં પડયો છું."

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–પ્રથમના યુગમાં સ્વાભાવિક રીતેજ ધર્મને અનુસરતું સદાચરણ થતું, તે તો હવે નહિ જેવુંજ થઇ ગયું છે; બીજા યુગમાં પ્રતિજ્ઞા પાળવા પૂરતું સદાચરણ થતું તેવું પણ હવે જણાતું નથી; ત્રીજા યુગમાં ખાસ પુરુષાર્થ તરીકે સદાચરણ થતું તે પણ જતું રહ્યું છે અને ચોથા યુગમાં લોકલાજને ખાતર સદાચરણ થતું તે પણ હવે ગયું છે. અત્યારે તો જે કોઇ અલ્પસ્વલ્પ સદાચરણ થતું હોય, તો તે માત્ર પાપ અને નર્કનાજ ભયને લીધે થાય છે.

૨–સુખ અને દુઃખ બંને સુખાંજ ભાસે અને વિપત્તિમાં પણ ચિત્તની સ્થિરતા રહે, એજ સાચી સહિષ્ણુતા છે.

૩–પરમાત્મશ્રદ્ધાથી પ્રભુપ્રેમ અને અશ્રદ્ધાથી કપટીપણું આવે છે.

૪–પ્રભુનો ઉપકાર માનતાં માનતાં થાકી જવાય, ત્યારેજ પ્રભુનો જરાતરા ઉપકાર તમે માન્યો છે અને તેના તમારા ઉપરના ઉપકાર જરાતરા જાણો છો, એમ સમજવું.

૫–કોઇને દુઃખ દેવું નહિ; અને તમારી વિરુદ્ધ કોઇ વર્તે તેનો બદલો લેવા ન ઇચ્છતાં તે બાબતને ગુપ્ત રાખવી, એમાંજ સહનશીલતા છે.

૬–જે માણસ નિષિદ્ધ બાબતો છોડી દે છે, તેનુંજ અંતર શુદ્ધ થાય છે; અને જે માણસ ખોરાકમાં સ્વચ્છતા, સાત્વિકતા અને સંયમ સાચવે છે, તેજ સાધનાઓ સાધી શકે છે.

૭–અસાધારણ માણસો પહેલેથીજ પરમેશ્વર તરફ મનં લગાડે છે; અને સાધારણ માણસો તો જ્યારે સંસારમાંથી નિરાશ થાય છે, ત્યારેજ પ્રભુ તરફ વળે છે.

# ૮૨—તપસ્વી અબુ ઉમ્મર ઈચખચલ

તપસ્વી અબુ ઉમ્મર મહાન ઉદ્યમી, કાર્યકુશળ, દઢ પ્રતિજ્ઞાવાન, નિવૃત્તિ-પરાયણ અને દેશમાન્ય મહાજ્ઞાની આચાર્ય હતા. પવિત્ર ચારિત્ર્યવાળા ઋષિશ્રેષ્ઠતરીકે તેઓ પ્રસિદ્ધ થયા હતા. તેઓ તત્ત્વજ્ઞાન, સાત્વિકતા, અલૌકિકતા અને સાધન-ભજનના આદર્શરૂપ હતા. ખોરાસાનમાં આવેલા નેશાપુર નગરમાં તેમનો નિવાસ હતો. તેઓ તાપસવર અબુ ઉસ્માનના શિષ્ય હતા. મહર્ષિ જુન્નેદનાં તેમણે દર્શન કર્યાં હતાં, તેમની આધ્યાત્મિક દૃષ્ટિ બહુજ સૂક્ષ્મ હતી.

શેખ અબુલ કાસમ નસરાબાદી એક દિવસ સંગીત સાંભળતા હતા, તેમને ઉમ્મરે પૂછ્યું કે "તમે સંગીત શામાટે સાંભળો છો?"

નસરાબાદી બોલ્યા કે **"ભેગા થઇને બીજી-ત્રીજી કુથલી કરવી-સાંભળવી તેના કરતાં તો** (ધર્મનીતિનું કે પ્રભુકીર્તનનું)**સંગીત સાંભળવું ઘણુંજ સારૂં છે."**

અબુ ઉમ્મરે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે "ચાળીસ વર્ષસુધી મ્હારે પ્રભુ પાસે તેના સંતોષસિવાય બીજું કાંઈજ માગવું નહિ." તેમને એક પુત્રી હતી. તેને અબ્દુલ રહેમાન સલ્મી નામના આચાર્ય સાથે પરણાવી હતી. તે પુત્રી કૉલેરાના રોગે પીડાતી હતી. અનેક વૈદ્યોની દવાઓ કરી, પણ દરદ મટયું નહિ, ત્યારે તેને તેના પતિએ કહ્યું કે "આ રોગનું અકસીર ઔષધ તારા પિતાની પાસે છે."

સ્ત્રી—"શું ઔષધ?"

પતિ—"જો તારા પિતા એક પાપ કરે તો પરમેશ્વર તારૂં દરદ તુરત મટાડી દે."

પત્ની—"આ તો ભારે નવાઇની વાત!"

પતિ—"તારા પિતાની પ્રતિજ્ઞા છે કે, ચાળીસ વર્ષસુધી પ્રભુ પાસે માત્ર તેના સંતોષવિના કાંઇ પણ માગવું નહિ. જો એ પ્રતિજ્ઞાનો ભંગ કરીને તારા આરોગ્યમાટે તેઓ પ્રાર્થના કરે, તો જરૂર પ્રભુ તને નિરોગી બનાવે."

આ સાંભળી અબ્દુલ રહેમાનની સ્ત્રી સાંજે ડોળીમાં બેસીને પિતાને ઘેર ગઈ. તેને જોઇ અબુ ઉમ્મરે કહ્યું કે "વીસ વર્ષથી તું એક વાર પણ અહીં

આવી નથી અને આજે શાથી આવી?"

પુત્રી—"તમારા જેવા મારે પિતા છે અને અબ્દુલ રહેમાન જેવા ધર્માચાર્ય પતિ છે, તેથી મારૂં જીવન મને વહાલું લાગે છે; કારણકે જો જીવતી હોઉં તો એવા ધર્માત્મા પતિની સેવાનો લાભ વધારે ઉઠાવી શકું અને આપ જેવા પિતા પાસે પ્રભુસંબંધી ગૂઢ રહસ્યો વધારે સાંભળી શકું અને તેમ થવાથી પ્રભુના ધ્યાન–ભજનમાં વધારે રહેવાઇ પ્રભુની કૃપા વધારે મેળવી શકું. આવી સમજણને લીધે વધારે જીવવાની મારી ઇચ્છા છે અને તેથીજ હું આપની પાસે યાચના કરવા આવી છું કે તમે પ્રભુપ્રત્યે યાચના નહિ કરવાની પ્રતિજ્ઞા મૂકી દઇને મારા આરોગ્યની પ્રાર્થના કરો. જો આપ એમ કરો, તો જરૂર પ્રભુ મને નિરોગી કરે."

અબુ ઉમ્મર—"પ્રતિજ્ઞાનો ભંગ કરવો યોગ્ય નથી. વહેલું કે મોડું સૌને મરવાનું તો છેજ; તો પછી હે સમજદાર પ્રિય પુત્રી! તું પાછી તારે ઘેર જા, મને પાપમાં નાખીને તું મારૂં કુસંતાન બનીશ નહિ."

પુત્રી—"ભલે,હું વિદાય માગું છું. મને લાગે છે કે, મરણ હવે નજીક છે."

મહર્ષિ—"બેટા! જો એમજ થશે, તો તારી અંતિમ ક્રિયામાં હું પણ જઈશ અને નમાજ પઢીશ."

પછી તે કન્યા રજા લઇને પોતાને ઘેર ગઇ. ઈશ્વરેચ્છાથી ત્યાં તરતજ તેનો રોગ જતો રહ્યો અને તદ્દન સારી થઇ ગઇ તથા તેના પિતા કરતાં પણ ચાળીસ વર્ષ વધારે જીવી શકી!!+

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–જ્યાંસુધી માણસ પોતાના એકેએક દુનિયાઇ કામકાજને પ્રપંચ,

+ જ્યાં પ્રભુ તરફજ આગળ વધવાની ઇચ્છા રહેલી હોય, જેનો પિતા ભીષ્મપિતા જેવો અડગટેકી હોય, પવિત્ર ધર્માચાર્ય જેનો પતિ હોય અને એવાઓની સેવા અને સમાગમમાટે જે બાઈ જીવવા માગતી હોય; તથા પરમભક્ત પિતાને મળીને એ ઇચ્છા અને કારણો દર્શાવી આવી હોય; તો પછી એવા ભક્તાત્માની પુત્રી ઉપર આવે પ્રસંગે પ્રભુ આટલી કૃપા વગરમાગ્યે પણ ન કરી શકે, તો તો પછી બિચારાં અલ્પજ્ઞ–અલ્પશક્ત માનવીઓ આગળ આવા બનાવો પણ ક્યાંથીજ રજુ થયા હોત? અને હજારો–લાખોમાંના કોઇ કોઇ માનવી પણ તેનો મહિમા કેમ કરીને જાણી શકત? સામાન્ય સંસારી માનવો આગળ આવી બોધપ્રદ હકીકતો ક્યાંથી રજુ થવા પામત?

અધર્મ અને નાસ્તિકતાથી ભરપૂર સમજી શકતો નથી અને પોતાના લૌકિક મનોભાવને અહંતા-મમતાયુક્ત જોઇ શકતો નથી, ત્યાંસુધી કોઇ પણ સાધનાથી તેનું ચિત્ત શુદ્ધ થઈ શકતું નથી. જે મનોભાવમાં પ્રભુપ્રેમ કે તત્ત્વજ્ઞાનનો પ્રકાશ હોતો નથી, તે ભાવ બીજી રીતે ગમે તેટલો મહાન હોય, તોપણ તેથી પ્રભુના માર્ગમાં તો હાનિનોજ સંભવ વધારે છે.

૨-જે માણુસ ઇશ્વરે ફરમાવેલાં કાર્યો યોગ્ય વખતે કરતો નથી, તે માણુસ તે કાર્યની મધુરતા પણુ અનુભવી શકતો નથી.

૩-જે માણુસ અહંભાવમાંજ ગૌરવ માને છે, તે સહેજે પાપી થાય છે.

૪-જેના વિચારો પવિત્ર છે, તેની વાત પણુ પવિત્ર હોય છે અને તેનાં કાર્યો પણ સાત્વિક હોય છે.

૫-જો કોઈ માણુસ એમ પૂછે કે "તત્ત્વજ્ઞાનથી ઈશ્વરદર્શન કેટલુંક છેટું હશે ?" તો તેને કહો કે "મનન-ચિંતન, સેવા-પૂજા અથવા ધ્યાન-સ્મરણુ વખતે પણુ તેનાથી ઈશ્વરી પ્રતાપ અથવા પ્રભુનો પ્રભાવ જેટલો છેટો રહેતો હોય, તેટલું છેટું છે."

## ૮૩-તપસ્વી જાફ્ર જહ્દિ

તપસ્વી જાફ્ર જહ્દિ સત્કાર્યોમાં સાહસવાળા, જ્ઞાનના સાગરરૂપ, ગંભીરતાના અચળ પર્વતરૂપ, શાશ્વત ધનથી શ્રીમંત અને તે કાળના સાધકોમાં આચાર્યરૂપ હતા. તેઓ અદ્વિતીય જ્ઞાની અને વિવિધ વિદ્યાઓમાં નિપુણુ હતા. મહર્ષિ જુન્નેદના તેઓ ખાસ સાથી અને વૃદ્ધ મહાત્મા હતા.

મહર્ષિ જાફ્ર જહ્દિ સાઠ વાર મક્કે હજ કરવા ગયા હતા. હમ્જા અલ્બિ નામનો તેમને એક શિષ્ય હતો. એક રાત્રે એ શિષ્ય પોતાને ઘેર જવા તૈયાર થયો.

જાફ્ર—"આજની રાત્રિ તું અહીંઆંજ રહે."

પરંતુ પેલા શિષ્યની ઇચ્છા ઘેર જઇ અન્ન રાંધીને પોતાનાં ભૂખ્યાં છોકરાંને ખવરાવવાની હતી. આથી ગુરુની આજ્ઞા થતાં તે વિચારવા લાગ્યો કે "જો હું અહીં રાત રહીશ તો કાલે પ્રભાતની નમાજ પૂરી થતાંસુધી ગુરુ પાસેથી જવાશે નહિ; અને ઘેર બાળકો ભૂખ્યાં રહેશે; તેથી તે ફરીથી બોલ્યો કે "આર્ય ! હું જાઉં છું."

જાફર—"ના, અહીંજ રહે."

ત્યારે હમ્જાએ નિવેદન કર્યું કે "બહુ જરૂરનું કામ છે, કૃપા કરીને રજા આપો."

એમ કહીને પેલો શિષ્ય ઘેર ગયો અને ખોરાક રાંધવા મૂકયો. તૈયાર થતાં દાસીને તે ભોજન લાવવાની આજ્ઞા કરી. દાસી રાંધવાનું પાત્ર હાથમાં લઇને આવતી હતી, દરમિયાન તેને ઠેસ વાગી અને પાત્ર ભોંયે પડી ફૂટી ગયું! ખોરાક ભોંયે વેરાઇ ગયો!

આ જોઇ હમ્જા બોલ્યો કે "એ થાળીમાં ભરી લઇને અહીં લાવ.ધૂળવાળું થયું હશે,તો જરા ધોઇ લઇને ખાઈશું." એટલામાં અકસ્માત્ બહારથી કેટલાંક કૂતરાં દોડી આવ્યાં અને તે અન્ન ખાઈ ગયાં! આ જોઇને હમ્જા વિચારવા લાગ્યો કે "ખાવાનું તો બધુંજ ગયું. હવે અહીં શામાટે રહું ? ચાલ, ગુરુજી પાસેજ જાઉં અને સહવાસનો લાભ લઉં."

આમ વિચારીને તે મહર્ષિ પાસે આવ્યો. તેને જોઇને જાફર બોલ્યા કે "જે માણસ પોતાના આચાર્યને પોતાનું હૃદય સમર્પી શકતો નથી, તેના હૃદયનો વહાલો ખોરાક પ્રભુ કૂતરાંને આપી દે છે."

આથી હમ્જા શરમાઇ ગયો અને પશ્ચાત્તાપ કર્યો.

જાફર જલ્દિએ એક વાર સ્વપ્નમાં પેગંબર હજરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)ને જોયા; એટલે પૂછયું કે "ઋષિપણું એટલે શું?"

તેમણે કહ્યું કે, એ એક એવી અવસ્થા છે, કે જેમાં મનુષ્યપણું તદ્દન ક્ષીણ થઇ જાય છે અને દેવપણું પ્રકટી નીકળે છે.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–પ્રભુની સેવામાં જીવન સમર્પણ કરવું, માનુષી ભાવોથી મુક્ત થવું અને પ્રભુમાંજ નિષ્ઠા રાખવી, એ ઋષિપણું છે.

૨–જો કોઇ સાધકને તમે વધારે વખત અથવા વધુ પ્રમાણમાં આહાર કરતાં જુઓ તો જાણી લેજો કે, તેના ત્રણે કાળ કથળેલા છે. (૧) પૂર્વકાળમાં પણ સારી રીતે જીવન નહિં ગાળ્યું હોય, (૨) હવે પછી પણ તે સન્માર્ગમાં આગળ વધી શકશે નહિ અને (૩) પ્રાપ્ત થયેલી ધાર્મિક અવસ્થાને તે સાચવી શકશે નહિ.

૩–જો તમે પ્રભુનાજ અનન્ય ભક્ત થશો, તો પછી તમારે બીજાના દાસ નહિ થવું પડે.

૪–સાચા સાધુની કાંઈ પણ ઇચ્છા અને પરિશ્રમ હોય છે, તો તે પોતા-માટે નહિ પણ માનવબંધુઓનેજ માટે હોય છે.

૫–જ્યાંસુધી માણુસ લૌકિક જીવનમાંજ રહે છે, ત્યાંસુધી તે અલૌકિક સુખ–સંપત્તિનો આસ્વાદ લઇ શકતો નથી.

૬–જે માણુસ સાંસારિક સન્માન મેળવવા માટે સંસાર છોડે છે, તે તો સંસારપ્રેમીજ બની રહે છે, પ્રભુપ્રેમી નહિ.

૭–પરમેશ્વર પ્રત્યેક માણુસને ઉપયોગી થાય તેટલોજ પોતાનો પરિચય આપે છે. જેટલા પ્રમાણુમાં તે સારાં–નરસાં કર્મ કરે છે, તેટલાજ પ્રમાણુમાં પ્રભુ સંપત્તિ કે વિપત્તિના રૂપમાં તેનું ફળ આપે છે.

# ૮૪–તપસ્વી અબુ નસર સેરાજ

તાપસવર અબુ નસર સેરાજ વિદ્વાન તત્ત્વજ્ઞ, સાધુમંડળના અગ્રેસર અને ઉત્તમ આચાર્ય હતા. લોકો તેમને 'તાઉસ–ઉલ ફકરા' ( ધર્મસાધકોમાં મયૂરરૂપ ) કહેતા; અને ધર્મકાર્યોમાં તેમજ ભજન–સાધનમાં તેઓ અત્યંત ઉત્સાહી હતા. "લમા" નામક પ્રસિદ્ધ ગ્રંથ તેમણે રચ્યો છે. સરી સકતી, સહલ ઇત્યાદિ અનેક સત્પુરુષોનાં તેમણે દર્શન–સમાગમ કર્યાં હતાં. તુસ ગામમાં તેમનો નિવાસ હતો.

એક વાર રમજાન માસની શરૂઆતમાં તેઓ બગદાદમાં ગયા હતા અને ત્યાંની મોટી મસ્જીદના એકાંત ઓરડામાં તેમને ઉતારો અપાયો હતો. ઇદ આવી ત્યાંસુધી તેમણે સાધકોના આચાર્યનું કામ કર્યું હતું અને પાંચ વાર કુરાનનો પાઠ કર્યો હતો. રોજ રાત્રે નોકર એક એક રોટલો તેમના ઉતારાના દ્વારમાં મૂકી જતો.માસ પૂરો થતાં ઇદનો ઉત્સવ આવ્યો, ત્યારે જોયું તો ત્રીસે રોટલાઓ ત્યાંજ પડયા હતા–આખા મહિનાસુધી તેમણે કશું ખાધું નહોતું.

એક રાત્રે અબુ નસર સાધકમંડળ સાથે બેઠા હતા, ટાઢ સખ્ત પડતી હતી, પાસે અગ્નિ સળગાવ્યો હતો અને આધ્યાત્મિક વિષયની ઉંડી ચર્ચા ચાલતી હતી. ચર્ચા કરતાં કરતાં મહર્ષિ અબુ નસરના અંતરમાં અતિશય ભક્તિભાવ જાગ્રત થયો, તેથી તેમણે માથું નમાવીને ઇશ્વરને નમસ્કાર કર્યા. આમ કરતાં માથું સળગતા અગ્નિમાંપડયું.બેઠેલા સાધકોને ચિંતા થઇ કે, આખું

મ્હોં બળી ગયું હશે; પરંતુ તેઓએ નમસ્કારને અંતે માથું ઉંચું કર્યું, ત્યારે બધાએ જોયું કે, મ્હોંને જરા પણ આંચ આવી નહોતી. આનું કારણ પૂછતાં તેઓ બોલ્યા કે "જે કોઇ પ્રભુના મંદિરમાં પોતાનાં માન-અકરામને બાળી નાખે છે, તેનું મ્હોં અગ્નિ બાળતો નથી."

અબુ નશર કહે છે કે, "મ્હારી સમાધિભૂમિ પાસે જેનું શબ લવાશે, તેનું કલ્યાણ થશે." આથી હજુ પણ દરેક શબને તેમની દરગાહ આગળ ઉતારવામાં આવે છે.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧-ભક્તના હૃદયમાં જ્યારે પ્રભુપ્રેમની જ્વાળા પૂરજોસમાં ભભુકી ઉઠે છે, ત્યારે ઇશ્વરસિવાય બીજું જે કાંઇ તેમાં રહેલું હોય છે, તેને તે જ્વાળા બાળી ભસ્મ કરીને બહાર ફેંકી દે છે.

૨-નીતિ ત્રણ પ્રકારની છેઃ-(૧) **સંસારીઓની નીતિ**-એમાં વાણીની મીઠાશ, ચતુરાઇ, બાહ્ય બાબતોનું જ્ઞાન, ધનિકો, અમલદારો અને નૃપતિઓના ગુણાનુવાદ વગેરે. (૨) સમયનો સદુપયોગ, કહેવા મુજબ ચાલવું, શત્રુઓથી ઠગાવું નહિ, પ્રભુપ્રાર્થનામાં તથા હરિજનોને મળવા-હળવામાં વિનય દર્શાવવો, આ સર્વ **સારા માણસોની નીતિ** છે. (૩) આંતરિક શોધન, ગૂઢ રહસ્યોનું જ્ઞાન, ઇંદ્રિયનિગ્રહ, ચિત્તસંયમ, વાસનાનો ત્યાગ અને સાધના-આ સર્વ **ધર્માત્માઓની નીતિ** છે.

# ૮૫-તપસ્વી અબુલ અબ્બાસ કસ્સાર

તાપસવર અબુલ અબ્બાસ કસ્સાર ઇશ્વરના દરબારમાં સ્વીકારાયેલા, જ્ઞાનને આચરણમાં ઉતારનારા, ધાર્મિક મંડળીના નેતા અને શ્રદ્ધાપાત્ર આચાર્ય હતા. ઋષિમંડળમાં તેમનું ઘણું સન્માન હતું. પાંડિત્યમાં, સત્યનિષ્ઠામાં અને પુરુષાર્થમાં એ સમયે તેમના જેવું કોઇ નહોતું. જીવનની ઝીણી ઝીણી ભૂલો જોવામાં તેમની આશ્ચર્યજનક શક્તિ હતી.

જ્ઞાનમાં, સાધનમાં અને પ્રતિભામાં તેમનો દરજ્જો બહુ ઉંચો હતો. તેમને "આ મિલે મમલકત્" એટલે "દેશના અસાધારણ કાર્યકર્તા" એવું ઉપનામ અપાયું હતું. તપસ્વી શેખ અબુ શયિદ અને અબુલ ખૈયરના તેઓ

ધર્મગુરુ હતા. "કસ્સાર" શબ્દનો અર્થ અરબ્બીમાં "કસાઇ" થાય છે. આથી જણાય છે કે, તેમણે કોઇ વખતે કસાઇનું કામ કર્યું હશે.

અબુ શયિદને મહર્ષિ અબુલ અબ્બાસે કહ્યું કે, જો તને કોઇ પૂછે કે "તું પ્રભુને જાણે છે?" તો "જાણું છું" એમ પણ કહેતો નહિ અને "નથી જાણતો" એમ પણ કહેતો નહિ; કેમકે એ બન્ને વાતો ધર્મથી વિરુદ્ધ છે; માટે એટલુંજ કહેજે કે, ઇશ્વરે પોતાની કૃપાળુતાથી પોતાનું સ્વરૂપ–તત્ત્વ દર્શાવ્યું છે."

એક વાર મહર્ષિ અબુલ અબ્બાસ બાહ્ય–દુનિયાઇ–પદાર્થોના જ્ઞાનવિષે આલોચના કરતાં બોલ્યા કે, એ બાહ્યજ્ઞાન પણ ઉપયોગી વસ્તુ છે; કેમકે એનોજ આધાર લઇને ધર્મપ્રવર્તકોએ સાર અને અસારની સમજુત આપીને મનુષ્યોને સ્વર્ગરાજ્ય પ્રાપ્ત કરવાનું નિમંત્રણ આપેલું છે. આમ છતાં પણ જે લોકો એ પદાર્થોની અનિત્યતા અને દુઃખરૂપતાના જ્ઞાનથી દૂર રહીને એજ પદાર્થો ઉપર મોહિત રહ્યા કરે છે અને મહાસમર્થ પરમાત્માનો આધાર લઇ શકતા નથી, તેમની અધોગતિ ઉપરાંત વિનાશ પણ થાય તો નવાઇ નથી.

કોઇએ અબુલ અબ્બાસને પૂછયું કે "સ્વર્ગીય લોકો સ્વર્ગમાં જશે અને નારકીય લોકો નરકમાં જશે, ત્યારે ધર્મવીરો ક્યાં રહેશે ? "

આ પ્રશ્નનો ઉત્તર આપતાં તેઓ બોલ્યા કે "સ્વર્ગલોકમાં, નરકલોકમાં કે આ લોકમાં પણ જેનું સ્થાન નથી તેજ ખરા ધર્મવીર છે."

એક દિવસ મહર્ષિ અબુલ અબ્બાસ કસ્સાર નિર્જન પ્રદેશમાં હતા, એટલામાં શહેરના બાંગ પોકારનારે બાંગ પોકારી, ત્યારે તેઓ બોલ્યા કે "ઉચ્ચભૂમિ અને સાક્ષાત્કારનો પ્રદેશ છોડીને મ્હારે પાછું મંદિરમાં જવાનું જરૂરી થયું. કેવી કઠિન કામગીરી !"

આટલું બોલીને તરતજ તેઓ મસ્જીદ તરફ ગયા અને ત્યાં વસ્ત્ર પાથરીને નમાજ પઢવા લાગ્યા.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–તમારી ઇચ્છા હો કે ન હો, પણ તમારે પ્રભુની સાથે મેળ સાધ્યેજ છૂટકો છે. જ્યાંસુધી તમે તેમ નહિ કરો, ત્યાંસુધી કલેશજ પામ્યા કરવાના.

૨–પ્રભુ તમારૂં ભલું કરવા ચાહશે, એટલે તમને તમારી ઇંદ્રિયો અને તેના દુરૂપયોગ–સદુપયોગનું તથા લાભ અને હાનિનું જ્ઞાન આપશે; એટલુંજ નહિ પરંતુ તેને એક પછી એક પોતાના કાર્યમાં અને કાબુમાં લેશે. આ ઉપરાંત તમારી અહંતા–મમતાને અને તમારા અસ્તિત્વને પણ તે પ્રભુ

પોતાના પ્રભુત્વમાં એવું તો ઓગાળી-મિલાવી દેશે કે જેથી તમારે સ્થળે પ્રભુ પોતેજ વિલસી રહેશે-તમે પોતેજ પ્રભુરૂપ બની રહેશો. જ્યારે આ પ્રમાણે થશે, ત્યારેજ તમે તમારી કક્ષાના-પ્રભુને પામેલા (જીવન્મુક્ત કોટીના) મહાપુરુષોને યથાવત્ જોઇ-પિછાણી શકશો; તેમને જ્ઞાન-ચારિત્રમય સામર્થ્યના મેદાનમાં ગેડી-દડાની પેઠે હીલચાલ કરતા (જોરપૂર્વક ફેંકાતા, ઉપાડાતા, ઉછાળાતા, પછાડાતા, આમતેમ દોડતા અને અનેક પ્રકારે વપરાતા) જોશો; અને એ પણ સમજી શકશો કે, એને (ગેડીદડા પેઠે વપરાતા સાચા મહાત્માને) વાપરવાવાળો પણ તે સર્વજ્ઞ સર્વશક્ત સર્વેશ્વર છે.

૩-દરેક વેચાયલો ગુલામ પોતાના માલિક પાસેથી છૂટવા ચાહે છે, પણ હું તો મ્હારા માલિક પાસે દાસત્વરૂપી બંધનજ માગું છું. કારણ કે જે કોઇ પ્રભુના દાસત્વમાં બંધાયો છે, તેજ વાસ્તવિક સુખ-શાંતિમાં રહી શકે છે; અને જે છૂટો ફરે છે, તે તો સદા (હરાયા ઢોરની પેઠે) જોખમ અને સંકટજ વેઠયા કરે છે તથા એક વારને બદલે અનેક વાર માર ખાવા સારૂજ જીવે છે.

૪-તમારામાં અને મ્હારામાં માત્ર એક બાબતનો ભેદ છેઃ-તમે 'હું' એમ બોલો છો; અને હું 'તે' એવું બોલું છું. તમે પોતાનેજ જુઓ છો અને પોતાનાથીજ સાંભળો છો; ત્યારે હું તો માત્ર તેનેજ જોઉં છું અને તેનાથીજ સાંભળું છું. આપણી વચ્ચે (પ્રભુદર્શી વક્તા અને સામાન્ય શ્રોતાઓની વચ્ચે) માત્ર આટલોજ ફેર છે; બીજી રીતે તો હું પણ તમારાજ જેવો છું.

૫-ધર્મગુરુ એ દર્પણને સ્થાને છે. તેના દ્વારા જેટલા પણ પ્રમાણમાં તમે તમારામાં ઇશ્વરાનુરાગરૂપી જ્યોતિ મેળવી શકશો, તેટલાજ પ્રમાણમાં તમે તે પ્રભુનું દર્શન કરવાને શક્તિવાન થશો.

૬-જે સાધક એક વાર પણ સાચા મનથી સાધુસેવામાં પ્રવૃત્ત થાય છે, તેણે સો કરતાં પણ વધારે વાર નમાજ અથવા પ્રભુપ્રાર્થના કરેલી સમજવી.

૭-જે સાધક પ્રભુપ્રીત્યર્થે એક કોળીયો પણ પોતાના ખોરાકમાંથી બીજાને આપીને તેટલું ઓછું ખાય છે; તેનું તે કાર્ય, આખી રાત્રિ ઉપાસના કરે, તેથી પણ ઉત્તમ છે.

૮-તમો સંસારી માનવીઓને ત્યાં આવતા ત્યાગી-વૈરાગીઓને કદાચ અન્નપાણી નહિ તો માનપાન પણ જોઇએ છેજ; પરંતુ મારે તો હવે એકજ

વાતની જરૂર છે અને તે એ કે, મારામાં જરા પણ અહંતા–મમતાજ ન રહે.×

૯–હું જ્યારે પણ ખાનપાનાદિ કરૂં છું, ત્યારે તેમાં અપરાધનું મૂળ રહેલું જોઉં છું અને જ્યારે હું એ પદાર્થો તરફ હાથ લંબાવતો અટકું છું, ત્યારે પાછો પ્રભુપ્રાપ્તિનાં સર્વ સાધનોનાં મૂળ પ્રાપ્ત કરૂં છું.

૧૦–પેગંબર હજરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)નું કાંઈ મૃત્યુ થયું નથી. માત્ર તેમને જોવાવાળી તમારી આંખજ મીંચાઇ ગઈ છે.

૧૧–પ્રભુને એવા અનેક ભક્તો છે, કે જેમણે પોતાનો સંસાર અને સાંસારિક સુંદરતાઓ સંસારપ્રેમીઓને આપી દીધાં છે; સ્વર્ગ અને સ્વર્ગની સામગ્રીઓ સ્વર્ગેચ્છુઓને આપી દીધી છે; અને ઈશ્વરનું ઐશ્વર્ય ઐશ્વર્ય-પ્રેમીઓને આપી દીધું છે. કેમકે તેઓ તો માત્ર પોતાના પ્રભુમાંજ સર્વસ્વ સમજી લઈ તેનીજ પ્રાપ્તિમાં સુખ–સંતોષ પામીને સ્થિર થયેલા છે. તેઓ કહે છે કે, પ્રભુ તરફ ભક્તિભાવની જે છાપ અમારા અંતરમાં છપાઇ ચૂકી છે, તે પછી બીજા કશાની યાચના કરવી અમોને શોભતી નથી.

૧૨–જે મહાન પ્રભુ પોતાના પરમ ધનરૂપી ભક્તને જગત આગળ રજુ કરવાની–ખુલ્લો કરવાની કૃપા કરે છે, તે પ્રભુને હજારો હજાર ધન્યવાદ છે.

૧૩–સંતસમાગમ એ ઉત્તમ એટલા માટે છે કે તે સાધકને પ્રભુની તરફ દોરવે છે. જેના સમાગમથી તમે આંતર્બાહ્ય પવિત્ર રહો, તેવાનોજ સમાગમ કરતા રહેજો.

૧૪–લાખો–કરોડોમાંના માત્ર એકાદજ માણસને પ્રભુ પોતાના કામમાટે યોજે છે–તૈયાર કરે છે.

૧૫–સંસાર તો અપવિત્ર છેજ; પરંતુ જેનું અંતઃકરણ સંસારમાં આસક્ત હોય છે, તે તો વળી સંસારથી પણ વધારે અપવિત્ર છે.

૧૬–સંસારપ્રેમીઓ સાથે સાધકનો સંબંધ જેટલો વધારે હોય છે, તેટલો તે સાંસારિક લોકોમાં વધારે હલકો પડે છે.

૧૭–જ્યાંસુધી 'હું' અને 'તું'ની ભાવના જાગ્રત હોય છે, ત્યાંસુધીજ લાગણી દર્શાવનારી વાણી અને વાકચાતુર્ય માણસમાં રહી શકે છે; કેમકે જ્યારે એ પરાત્પર પ્રભુનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે એટલું પણ બોલી શકાતું નથી કે "મને તેનો સાક્ષાત્કાર થયો છે."

× તું તું કરતે તું ભયા, મુજમેં રહી ન હું; વારી તેરે નામપેં, જીત દેખું તિત તું.
ગુરુ નાનક

૧૮–જેનામાં શુભ જીવન જાગી ઉઠેલું હોય છે, તેની બધી આકાંક્ષાઓ સત્ય તરફજ હોય છે; તે તત્ત્વજ્ઞાનનેજ અનુસરતું જીવન જીવે છે અને તેની બધી ક્રિયાઓ પ્રભુનાજ પંથને પ્રકાશનારી નીવડે છે.

૧૯–દિવસમાં કે રાત્રિમાં એવું એક પણ મુહૂર્ત નથી, કે જે મુહૂર્તમાં તમારી પાસે તે પ્રભુનું આગમન થતું હોય નહિ.

૨૦–હું અંતઃકરણવડે પ્રભુમાં અને શરીરથી દીન–દુઃખીઓમાંજ વસીશ.

૨૧–હું તમો સંસારીઓ પાસે આવ્યો નથી; કેમકે ધાવણા બાળક પાસે સૌજન્ય ઇચ્છવું, એ તો અક્કલ ઉપર ધૂળ ફેરવવા જેવું છે. આવું છતાં પણ જે માણસ તમો સંસારીઓમાંજ રહેવા માગતો હશે, તે તો તમારી યાચના કરવાનોજ.

૨૨–મારા પ્રભુથી શયતાન તો પ્રથમથીજ હણાયેલો છે અને જેને પ્રભુએ હણેલો છે, તેના તરફ કાંકરા ફેંકવા,× એમાં કશીજ વીરતા નથી.

૨૩–સ્રષ્ટાએ જે કાંઇ સરજેલું છે તે તમામ કરતાં મને તો મારૂં અનસ્તિત્વ(નહિ હોવું)જ શ્રેષ્ઠ લાગે છે.

૨૪–હું આધ્યાત્મિક નદીને કાંઠે હાથમાં અસંગતા–અનાસક્તિનો કુહાડો લઇને ઉભો હતો. એ કુહાડાનો પહેલોજ ઘા કરતાં સ્વર્ગલોકથી તે પાતાળલોકસુધી ખાડો પડી ગયો; અને જ્યારે બીજી વાર એ કુહાડાનો ઘા કર્યો, ત્યારે તો એનું નામનિશાન પણ રહેવા પામ્યું નહિ! વૈરાગ્યની એ તો હજી શરૂઆતનીજ દશા હતી, છતાં પણ તે પ્રભુસિવાયની બધીજ બાબતો સ્વપ્ન પેરે અદૃશ્ય થઇ ગઇ!



× હાજી લોકો શયતાનના અત્યાચારથી બચવામાટે કાંકરા ફેંકે છે, તેને ઉદ્દેશીને આ વચન છે.

# ૮૬—તપસ્વી ફતેહ મોસલી

તાપસપ્રવર ફતેહ મોસલી મૂળ શાસ્ત્રોમાં તથા અન્ય શાસ્ત્રોમાં પંડિત અને ઈશ્વરભક્તિમાં મસ્ત હતા. ઇરાક પ્રદેશમાં મોસલ શહેર તેમનું જન્મસ્થાન હતું, તેથી તેમને લોકો "મોસલી" કહેતા. શુભ સાહસ અને ઉચ્ચ ભાવ તેમનામાં અસાધારણ હતાં. તેઓ ઋષિશ્રેષ્ઠ ગણાયા હતા. દૃઢ નિષ્ઠા, સાત્વિકતા અને કઠોર સાધનાઓ સાધવાનું બળ તેમનામાં હતું. ત્રિવિધ તાપોથી મુક્ત થવાની પ્રબળ વાસના તેમના અંતરમાં વસેલી હતી. લોકસંસર્ગથી તેઓ દૂર રહેતા અને (લોકપ્રતિષ્ઠારૂપી સુકરી વિષ્ઠાથી દૂર રહેવા માટે) તેઓ મોટા વહેપારીની પેઠે કુંચીઓનું મોટું ઝુમખું સાથે રાખતા તથા જ્યાં પણ જતા, ત્યાં નમાજના આસનની પાસે એ ઝુમખું મૂકતા કે જેથી કોઈ તેમને સાધુરૂપે ન ઓળખે !

એક દિવસે કોઇ સાધુ પુરુષે તેમને પૂછ્યું કે "તમે તમારી સાથે આટલી બધી કુંચીઓ શામાટે રાખો છો? એ કુંચીઓથી કયાં તાળાં તમારે ઉઘાડવાં છે?" ત્યારે તેમણે કશો પણ ઉત્તર આપ્યો નહિ !

કોઈ માણસે એક સાધુ પુરુષને પૂછ્યું કે "ફતેહ મોસલીમાં પાંડિત્ય છે કે?"

સાધુ પુરુષ—"હા, તેમનામાં ઘણું પાંડિત્ય છે અને તેને લીધેજ તેઓ સંસારનો ત્યાગ કરી શકયા છે."

સાધુપ્રવર અબ્દુલ્લા જુલ્લા કહે છે કે "એક દિવસ હું સરીં સકતીની ઝુંપડીએ ગયો હતો, થોડીક રાત્રિ ગઇ એટલે તેઓએ ઉત્તમ વસ્ત્ર પહેર્યું તથા ખભે ઉત્તરીય વસ્ત્ર નાખ્યું.

મેં પૂછ્યું કે "અત્યારે આપ કયાં પધારશો?"

તેઓ બોલ્યા કે "તપસ્વી ફતેહ મોસલી બિમાર છે, તેમની કુશળતા પૂછવા જાઉં છું."

થોડેક રસ્તે ચાલ્યા ત્યાં તો પહેરો ભરનારા સિપાઇએ તેમને પકડયા અને કોઇ મહાન ચોર સમજીને કેદખાનામાં પૂર્યા. પછી બીજે દિવસે અન્ય કેદીઓની સાથે તેમને પણ મારી નાખવાની આજ્ઞા થઇ. જલ્લાદ શસ્ત્ર લઇ આવ્યો અને હાથ ઉંચકી જ્યાં મારવા જાય છે, એટલામાંજ તે સ્તબ્ધ બની ગયો અને ઘા કરી શકયો નહિ!

કોઈએ તે જલ્લાદને પૂછ્યું કે "તું ઘા કેમ કરતો નથી?"

તે બોલ્યો કે "એક વૃદ્ધ પુરુષ સામે આવતા દેખાય છે અને તે હાથ ઉંચો કરીને કહે છે કે 'એને મારીશ નહિ.' આથી મારોજ હાથ ચાલતો નથી."

એટલામાં તો એ વૃદ્ધ પુરુષ ત્યાં આવી પહોંચ્યા.તે ફતેહ મોસલી હતા. પછી સર્રી સકતીને તે પોતાને ત્યાં લઇ ગયા અને પેલા સજા કરનારને ક્ષમા અપાવી.

મહર્ષિ ફતેહ મોસલી કહે છે કે, મેં એક વાર હજરત અલ્લિ સાહેબનાં સ્વપ્નમાં દર્શન કર્યાં. મેં તેમને કહ્યું કે "મને કાંઇ ઉપદેશ આપો."

તેઓ બોલ્યા કે "શ્રીમંત પુરુષો પ્રભુના કૃપાપાત્ર થવા માટે સાધુ પુરુષો તરફ નમ્ર વ્યવહાર કરે, એના જેવું ઉત્તમ બીજું કાર્ય નથી."

મેં કહ્યું કે "બીજું કાંઇ બોલો."

તેઓ બોલ્યા કે "ત્યાગી જનો પ્રભુના ઉપર નિર્ભર રહી ધનવાનો તરફ ઉપેક્ષા (નિઃસ્પૃહતા) રાખે, એના જેવી ઉત્તમ વાત બીજી નથી."

મહાત્મા ફતેહ મોસલી કહે છે કે, એક દિવસે હું કેટલાંક માણસો સાથે મસ્જીદમાં હતો,ત્યાં એક યુવક આવ્યો. તેણે ફક્કડ વસ્ત્રો પહેર્યાં હતાં. મને જોઇ-ને તે બોલ્યો કે "યાદ રાખજો કે, દુઃખી લોકોમાં પણ કાંઇક સત્વ છે. આવતે ફલાણે વારે ફલાણે વખતે ફલાણી શેરીમાં તમે મારે ઘેર તપાસ કરજો. ત્યાં મારૂં શબ હશે. એ શબ નવરાવીને આ વસ્ત્રો તેના ઉપર ઓઢાડજો અને પછી એ શબને કબરમાં મૂકાવજો."

ઉપર કહ્યા પ્રમાણે નક્કી કરેલે સમયે હું બીજાં થોડાં માણસો સાથે તેને મકાને ગયો. ત્યાં તેના કહેવા પ્રમાણેજ બન્યું હતું. સ્વહસ્તે મેં તેના શબને નવરાવ્યું અને પેલાં સુંદર વસ્ત્રો તેના શબ ઉપર ઓઢાડયાં. તે પછી તેને ઘોરમાં દફનાવવાને અમે તૈયાર થયા; પરંતુ એટલામાંજ તે એકદમ બેઠો થઇ જઇને મારો અંચળો પકડીને બોલ્યો કે "મહર્ષિ ફતેહ! પ્રભુની આગળ મારૂં પણ કાંઇક વજન પડે છે! આપે મારા તરફ જેવો વ્યવહાર કર્યો છે, તેવો તમારા તરફ હું જરૂર કરવાનો!"

વળી તે બોલ્યો કે "મનુષ્યો આ રીતે મરે છે અને આમ બચે છે." ત્યારબાદ તે મૌન રહ્યો.

એક દિવસ ફતેહ મોસલી રોતા હતા. લાલચોળ થયેલી તેમની આંખો-માંથી આંસુ પડતાં હતાં.

લોકોએ પૂછયું કે "આપ શામાટે રોજ રડયા કરો છો?"

મહર્ષિ—"જયારે મારાં પાપોનું મને સ્મરણ થાય છે, ત્યારે નેત્રોમાંથી

આંસુ વરસે છે. હું ચાહું છું કે, મારૂં રુદન સાચું નિવડો, કપટી ન નિવડો."

એક માણસે તપસ્વી ફતેહ મોસલી પાસે જઇ પચાસ મુદ્રાઓ મૂકી; ત્યારે તેઓ બોલ્યા કે "હદિસશાસ્ત્રમાં લખ્યું છે કે 'માગ્યાવિનાજ જો કોઇ માણસ બીજા માણસને કાંઇ આપે તો તે સ્વીકારવું જોઇએ. જો ન સ્વીકારે તો તે ઇશ્વરને ન સ્વીકારવા બરાબર છે.' માટે તમે મૂકેલી મુદ્રાઓમાંથી હું એક લઉં છું, બાકીની પાછી લઇ જાઓ."

મહર્ષિ ફતેહ મોસલી કહે છે કે, મેં ત્રીસ ધર્માચાર્યોનો સહવાસ કર્યો છે. તે બધા મહાપુરુષોજ હતા. તેમણે સૌએ મને ખાસ એક વાત કહી છે; અને તે એ કે **"વિષયી લોકોના સહવાસથી દૂર રહેજો અને ભોજન અલ્પ કરજો."**

મહર્ષિ ફતેહ મોસલીનો દેહ છૂટયા પછી કોઇએ તેમને સ્વપ્નમાં જોતાં પૂછયું કે "પરમેશ્વર આપની સાથે કેવું વર્તન રાખે છે?"

મહર્ષિ—પ્રભુએ મને પૂછયું કે "તું આટલું બધું શું કામ રડે છે ?"

મેં કહ્યું કે "પ્રભો ! મેં પાપો કર્યાં છે, એટલે શરમને લીધે રોઉં છું."

પ્રભુ બોલ્યા કે "ફતેહ! તારા અત્યંત પશ્ચાત્તાપને લીધે પાપો નોંધનાર દૂતો તારાં પાપોજ નોંધશે નહિ !"

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–સૌ મનુષ્યો જાણે છે કે, અન્નવિના પણ માણસ જીવી શકે છે. પરંતુ તેની સાથે આટલું નથી જાણતા કે, જે માણસ પોતાના અંતઃકરણને સાધુ–સમાગમથી અથવા ભક્તાત્માઓનાં ચરિત્રોથી વંચિત રાખે છે, તેમના અંતઃકરણનું તો શુભમાંથી મૃત્યુજ થવા માંડે છે–અર્થાત્ અધર્મ–અનીતિમાંજ તેઓ ડૂબતા ચાલે છે.

૨–મેં એક વિરક્તને પૂછયું કે "ઇશ્વરનો માર્ગ કયી દિશાએ આવ્યો ?"

૩–તે બોલ્યા કે "તારી નાકની દાંડી સામે–અર્થાત્ તું જે પણ તરફ જોઇશ તે તરફ પ્રભુ છે."

૪–જે માણસ વાત કરે તે પણ પ્રભુનીજ કરે, કાર્ય કરે તે પણ પ્રભુનુંજ કરે; અને માગણી કરે તે પણ પ્રભુ પાસેજ કરે, તેજ માણસ ખરો તત્ત્વજ્ઞાની છે.

૫–જે માણસ પૂર્ણ નિષ્કામ બનીને ઈશ્વરનું શરણુ લે છે, તેનાજ અંતઃકરણમાં પ્રભુપ્રેમ પ્રવેશી શકે છે. કેમકે જે માત્ર પ્રભુનેજ પામવાની કામનાવાળો હોય છે, તે તો પ્રભુસિવાયની બીજી બધીજ વસ્તુઓથી વિમુખ બને છે.

# ૮૭–તપસ્વી ઉમ્મર એબન ઉસ્માન મક્કી

તપસ્વી ઉમ્મર એબન ઉસ્માન મક્કી ઋષિકુળના ભૂષણ,જગતના જ્યોતિરૂપ, મહાતીર્થ મક્કાના ગૌરવરૂપ અને સર્વશ્રેષ્ઠ પુરુષ હતા. વિવિધ સદ્‌ગુણોમાં અને સાધુતામાં તેઓ તેમના સમયમાં શ્રેષ્ઠ ગણાયા હતા. સાધનાઓમાં તથા સાત્વિકતામાં તેમણે વિશેષતા મેળવી હતી. તેમણે અનેક ઉત્કૃષ્ટ ગ્રંથો રચેલા છે. મહર્ષિ જુન્નેદનું તેમણે અનુસરણ કર્યું હતું અને છેલ્લે તેમને સાધુ અબુ શયિદ ખર્રાજનો મેળાપ થયો હતો. મક્કા તીર્થના તેઓ ધર્માચાર્ય હતા.ઘણાં વર્ષસુધી ત્યાંજ સ્થિતિ કરી તેમણે એકાંતમાં સાધનાઓ સાધી હતી.

એક વાર તાપસવર ઉમ્મરે કાબામંદિરથી મહર્ષિ જુન્નેદ જુરીરી અને શબલીના ઉપર આવી મતલબનો પત્ર લખ્યો હતોઃ–

પત્ર

વહાલા બિરાદરો,

આપ *ઈરાકના ધર્માચાર્યો તથા માનવંત લોક છો. ×હીજાઝની તથા કાબામંદિરની સુંદરતાનાં દર્શન કરવા જેઓ ઇચ્છે છે તેમને કહેજો કે, તેઓ અનેક બાહ્યદુઃખો તથા અડચણો ભોગવ્યાવિના દર્શન કરી શકશે નહિ; પણ જેઓ ઈશ્વરની સાન્નિધ્યમાં તેના ગૌરવભર્યા મંદિરમાં જવા ચાહે છે, તેઓ તો આધ્યાત્મિક ક્લેશો ભોગવ્યાવિના જઇ શકશે નહિજ. લિ૦ તમારો ઉમ્મરના વંદન

મહર્ષિ ઉમ્મરે કાગળના છેવટના ભાગમાં લખ્યું હતું કે "આપનામાં જેઓ ઉચ્ચ સાહસી પુરુષો હોય, તેમને કહેજો કે, બેહજાર જ્વાળામુખી પર્વતો અને બેહજાર ભયંકર સમુદ્રો જ્યાં જતાં માર્ગમાં આવે છે, તે રસ્તે તમે આવો. જો એટલો ઉચ્ચ ભાવ ન હોય તો તમે ઇચ્છા કરશોજ નહિ; કેમકે માત્ર એકલી ઇચ્છાથી કશું વળવાનું નથી."

મહર્ષિ જુન્નેદની પાસે આ પત્ર પહોંચ્યો, ત્યારે તેમણે ઈરાકના બીજા

---

* અરબ્બી ભાષામાં "ઈરાક" શબ્દવડે "નદીકાંઠો" અથવા "જંગલનો પ્રદેશ" એવું સમજાય છે. જે ભાગ અરબસ્તાનમાં દજલા નદીને કાંઠે આવેલો છે, તેને ઈરાક કહે છે; અને તેમાંજ બગદાદ શહેર આવેલું છે. તુર્કસ્તાનમાં જયહુન નદીના કિનારાને પણ 'ઈરાક' કહેલ છે. આ પ્રમાણે અરબસ્તાન તથા તુર્કસ્તાનમાં બે ઈરાકપ્રદેશો છે. આ સ્થળે અરબસ્તાની ઈરાકસંબંધી ઉલ્લેખ છે.

× અરબસ્તાનમાં મક્કા, મદિના અને તાયીફ, એ ત્રણે સ્થાનની વચ્ચે આવેલો પ્રદેશ તેમજ 'નજદ અને ઘોર પ્રદેશમાં જે ભૂમિ આવેલી છે, તેને હીજાઝ કહે છે.

ધર્માચાર્યોને બોલવ્યા અને તેમની સમક્ષ આ પત્ર વાંચ્યો, ત્યારે સૌ આશ્ચર્ય-ચકિત થયા. પછી જુન્નેદ બોલ્યા કે "કહો, જ્વાળામુખી પર્વતોનો મર્મ શો ?" શ્રોતાઓ બોલ્યા કે "એનો મર્મ અહંપદનો નાશ છે. જ્યાંસુધી મનુષ્યો બે હજાર વાર અહંપદનો વિનાશ કરે નહિ અને બેહજાર વાર આત્મવિચાર કરે નહિ, ત્યાંસુધી તે ગૌરવવાળા મંદિરમાં પ્રવેશ કરી શકે નહિ."

જુન્નેદ કહે છે કે "મ્હારાથી આ બેહજારમાંથી એક વાર પણ તે કાર્ય થઇ શકયું નથી."

જુરીરી બોલ્યા કે "તોપણ તમે તો કાંઇક ધર્મસંપત્તિ પ્રાપ્ત કરી છે અને આ રસ્તાનું કેટલુંક અંતર કાપ્યું છે; પરંતુ હું તો હજુસુધી ત્રણ પગલાંથી વધારે ચાલી શકયો નથી." ત્યારે શબલી રોતા રોતા બોલ્યા કે "હાય હાય, તમે તો એક પર્વતનું પણ ઉલ્લંઘન કર્યું છે; પરંતુ મેં તો હજુસુધી તે પર્વતને દૂરથી પણ જોયો નથી."

જ્યારે ઉમ્મર ઇસ્પહાનમાં આવ્યા હતા, ત્યારે ત્યાં એક યુવક પીડાવશ થઇ પથારીમાં પડયો હતો. તેની ખબર કાઢવા તેઓ એક વાર ગયા. પેલા યુવકે કહ્યું કે "આપ કોઇ કલાવંત ગવૈયાને કહો, એટલે તે આવી મ્હને એક ચીજ સંભળાવે."

મહર્ષિએ ગવૈયાને એક અરબ્બી કવિતા સંભળાવીને કહ્યું કે "તું આ કવિતા સરસ રાગથી અને આલાપપૂર્વક તેની પાસે ગાજે." આ કવિતા ગવાયા પછી પેલો યુવક તરતજ સાજો થઇ ગયો.

આથી આશ્ચર્યચકિત થઇ તેના પિતાએ એ યુવકને ઉમ્મરના હાથમાં સોંપ્યો. છેલ્લે એ યુવક એક સાધુ પુરુષ બન્યો.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–જ્યારે સાધકની દૃષ્ટિમાં ઇશ્વરી જ્ઞાન અને ઇશ્વરદર્શનનું મહત્ત્વ વધારે દેખાય છે, ત્યારેજ તેનું મન પુષ્પની પેઠે ખીલે–ખુલે છે; અને તેમ થયા પછી તેના દૃષ્ટિમાર્ગમાં બીજું જે કંઇ આવે છે, તેના તરફ તે દૃષ્ટિ પણ કરતો નથી.

૨–પ્રભુપ્રેમીઓના ભાવાવેશની દશા વર્ણવી શકાય નહિ. શ્રદ્ધાળુઓની સ્થિતિ તેના કરતાં ઉતરતી હોવાથી તેમનાથી પણ એ દશા બરાબર સમજી શકાતી નથી; છતાં પણ નિશ્ચયાત્મક જ્ઞાન અને તેના નિદિધ્યાસનદ્વારા અનુભવાતા આંતરિક ભાવો, એ તો માત્ર સાક્ષાત્કારની શરૂઆતનીજ અવસ્થા હોય છે.

# ૮૮—તપસ્વી મમ્શાદ દનયરી

તાપસવર મમ્શાદ દનયરી પ્રભુપ્રેમી, ધર્મવીર, જગતના સંપત્તિસ્વરૂપ, પુરુષશ્રેષ્ઠ અને પુણ્યાત્મા મંડળીના મહાન આચાર્ય હતા. સદ્‌ગુણોમાં, સુચારિત્રમાં, સાધન–ભજનમાં, સેવામાં અને શાસ્ત્રમાં તેમની મહાન ખ્યાતિ હતી. અનેક સાધુપુરુષોનો તેમણે સહવાસ કર્યો હતો. દનયર ગામમાં તેમનો નિવાસ હતો, માટે તેઓ 'દનયરી' કહેવાયા છે.

તપસ્વી મમ્શાદ પોતાની ઝુંપડીનું બારણું બંધજ રાખતા; દ્વારમાં કોઇ આવે તો અંદરથી પૂછતા કે "તું પ્રવાસી છે કે નિવાસી છે? નિવાસી હોય તો ભલે આવ; અને પ્રવાસી હોય તો આ કુટિરમાં તને જગા મળશે નહિ. કારણ કે તું થોડાક દિવસ રહીને ચાલ્યો જશે, ત્યારે તારા વિયોગની પીડા સહેવાને હું સમર્થ નથી."

એક માણસે મહર્ષિ મમ્શાદ પાસે આશીર્વાદ માગ્યો, ત્યારે તેઓ બોલ્યા કે "ચાલ્યો જા, ઈશ્વરી માર્ગનો મુસાફર થા. મમ્શાદના આશીર્વાદની તારે જરૂર નથી."

તે માણસે પૂછ્યું કે "ઇશ્વરનો માર્ગ કયી તરફ છે?" તેઓ બોલ્યા કે "જ્યાં તું રહેતો નથી તે તરફ." આ ઉત્તર સાંભળીને તે માણસ ચાલ્યો ગયો અને લોકસંસર્ગ છોડી દઇને નિર્જનતાનો આશ્રય લીધો. સાચા મનથી પ્રભુને ઇચ્છનાર અને બીજી બધી બાબતો અને સગવડો તજી દેનાર માટે બનતું આવ્યું છે તેમ તે સાચી અને સર્વોપરિ સંપત્તિ તેને પણ પ્રાપ્ત થઇ. પ્રભુમાં તલ્લીન બનીને પરમ શાંતિ પ્રાપ્ત કરી. મહાત્મા મમ્શાદ કહે છે કે, એક દહાડો એક સાધક મ્હારી પાસે આવ્યો અને બોલ્યો કે "મહાશય! મ્હારી ઇચ્છા છે કે, આપ મ્હારેમાટે કાંઇક મિષ્ટાન્ન તૈયાર કરવાનું કહો." ત્યારે અકસ્માત્ હું બોલી ઉઠયો કે "ઇચ્છા અને મિષ્ટાન્ન?" સાધક આ ઉત્તર સાંભળીને સ્તબ્ધજ થઈ ગયો અને "વાસના અને મિષ્ટાન્ન" "વાસના અને મિષ્ટાન્ન" એમ બોલતો બોલતો જંગલ તરફ ચાલ્યો ગયો અને એમ બોલતાં બોલતાંજ તેણે પ્રાણ છોડયો.

મહર્ષિ મમ્શાદ કહે છે કે, કેટલુંક દેવું થતાં મ્હારૂં મન ચિંતાતુર બન્યું. પછી સ્વપ્નમાં મ્હને કોઇ આ પ્રમાણે કહેતું સંભળાયું કે "ઓ કરક-

સરીયા માણુસ! એટલું તો હું સહેજે ભરી દઇશ. તું એ વિષે ફિકર-ચિંતા કરતો નહિ. મ્હારી પાસે માગી લે. મ્હારો આપવાનો ધર્મ છે અને તારો લેવાનો ધર્મ છે."

આ સાંભળ્યા પછી હું બેફિકર બની ગયો. પછી હું જે કાંઇ શાકપાંદડું કે રોટી વગેરે લેતો, તેની સાથે કશોજ હિસાબ નહિ ગણતાં એ જે કાંઇ માગે તે આપી દેતો.

મરણકાળે તેમને સગાંસંબંધીઓએ પૂછ્યું કે "તમને રોગની પીડા કેવીક થાય છે?"

મહર્ષિ બોલ્યા કે "રોગવિષે મ્હને કશું પૂછો નહિ, ઇલ્લિલ્લાહ બોલો." પછી તેઓ ભીંત તરફ મુખ ફેરવીને બોલ્યા કે "હે પ્રભો! મારૂં બધુંજ મેં તમારામાં ડૂબાવી દીધું છે. જે માણુસ તારા ઉપર પ્રેમ કરે છે, તેનું એ પ્રમાણેજ થાય છે. ત્રણ વર્ષથી મારી પાસે સ્વર્ગ આવી ઉભું છે, પણ મેં તેના તરફ દૃષ્ટિપાત પણ કર્યો નથી. ત્રીસ વર્ષથી મેં મારૂં હૃદય ખોયું છે, તે પાછું મેળવવાની મેં ઇચ્છા કરી નથી. તમામ પ્રેમીઓ એવુંજ ઇચ્છે છે કે, સત્યસ્વરૂપ પ્રભુમાંજ અમે હૃદય અર્પીએ-હૃદય ખોઇએ! તો હું શામાટે પાછો એ હૃદયને શોધવા જાઉં?"

આ પ્રમાણે બોલતાં બોલતાં તેમણે દેહ છોડયો. કેવું અહોભાગ્ય!

કોઇ કહે છે કે, હીજરી સન ૨૯૯ માં ત્યારે કોઇ કહે છે કે હિજરી સન ૨૮૯ માં તેઓ પરલોકવાસી થયા.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧-ઇષ્ટદેવતાઓના અનેક પ્રકાર છે. કોઈનો ઇષ્ટદેવ સાડાત્રણ હાથનો માણુસ હોય છે, તો કોઇના ઇષ્ટદેવ બાળગોપાળ છે! કોઈનો ઇષ્ટદેવ ધનસંપત્તિ છે, તો કોઇનો ઇષ્ટદેવ પત્ની છે! કોઇનો ઇષ્ટદેવ ધંધો-રોજગાર છે, તો કોઇનો ઇષ્ટદેવ લોકકીર્તિ વગેરે હોય છે. દરેક માણુસ કોઈ ને કોઇ પદાર્થને ઇષ્ટતા આપીને ઉપાસે છે. અને સાચી સમજણુ આવતાંસુધી અવળી સમજણે ગળામાં નાખેલી આવી તેવી ઇષ્ટતાઓ અને જડ પ્રતિમાઓ ઉપરની આસક્તિ દૂર થવી મુશ્કેલ છે.

૨-જે માણુસ સાંસારિક પદાર્થો ઉપર આસકત થતો નથી, એટલુંજ નહિ પણુ ઉલટો પોતાના દેહ અને આયુષ્યને સુદ્ધાં દુઃખરૂપ અને દોષમય સમજીને તેના ઉપર પણુ અસંતુષ્ટ રહે છે, તેજ સાચો વિરાગી-વિગતરાગી છે.

૩–સદાચારી ધર્મોપદેશક અને ધર્માચાર્યનું સન્માન કરવું, ભ્રાતૃવર્ગનું માન સાચવવું, સંદેહવાળી વસ્તુ લેવા હાથ ન લંબાવવો, ધર્મની આજ્ઞાઓ આચરણમાં ઉતારવી અને લૌકિક પ્રવૃત્તિઓથી સદા દૂર રહેવું, એ ધર્મ-સાધકોની નીતિ છે.

૪–મારા જ્ઞાનને અને અહંભાવને બાજુ મૂકી શકું તેમ હોઉં, ત્યારેજ હું ધર્માચાર્યનો ઉપદેશ સાંભળવા જતો અને શુભ પરિણામ તથા પ્રભુ-કૃપાની આશા રાખતો.

૫–જે માણુસ અહંભાવ તથા ચંચળ ચિત્ત સાથે ધર્માચાર્ય પાસે જાય છે, તે માણુસ સત્સંગ અને સદ્‌બોધનો સાચો લાભ ઉઠાવી શકતો નથી.

૬–સાધુ(સારા માણુસો)ના સંગથી સાધુતા આવે છે અને અસાધુના સંગથી અસાધુતા આવે છે.

૭–જ્યાંસુધી તમારૂં અંતઃકરણ સાંસારિક બાબતોથી ઉપરામ થઇને પ્રભુ-ના માર્ગમાં આસક્ત અને સ્થિર થાય નહિ તથા પરમેશ્વરે આપી રાખેલા કોલ-કબુલાતમાં તમને દૃઢ વિશ્વાસ આવે નહિ, ત્યાંસુધી તમે ગમે તેટલી ક્રિયાઓ, ઉપાસનાઓ, નમાજો, અપવાસો અને રોજાઓ વગેરે કર્યા કરો; કથા–કીર્તન સાંભળ્યા કરો; તથા ગમે તેટલી બાબતોનું સૂક્ષ્મ જ્ઞાન એકઠું કર્યા કરો, પણ ઋષિઓની કૃપા, આચરણ, અવસ્થા કે પદવી તમે પામી શકવાના નથી.

૮–આ ત્રિવિધ ઉપાયોથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છેઃ–(૧) પ્રભુએ રચેલા અદ્‌ભુત પદાર્થો(અનેકવિધ પ્રાણીઓ, પદાર્થો, સૂર્યો, તારાઓ, બ્રહ્માંડો)ની વિચારણા અને ચર્ચા કરવાથી; (૨) સદા અને સર્વત્ર વ્યાપી રહેલા ચૈતન્યનો અને નિયમોનો પરિચય અને મનન કરવાથી અને (૩) પોતાના પંડની ઉત્પત્તિ, સ્થિતિ અને પરિણામવિષે તપાસ અને વિચાર કરવાથી.

૯–માણુસ પ્રભુને પામવામાટે જે કાંઇ કરે છે તેનું નામ યોગ અને તે સિવાયની જે પણ બાબતો અને માર્ગોમાં જોડાવું એનું નામ વિયોગ.

૧૦–પ્રભુને પામવાનો માર્ગ લાંબો પણ છે અને ટુંકો પણ છે; સહેલો પણ છે અને અઘરો પણ છે.

૧૧–આંતરિક પવિત્રતા જાળવવી, ઈશ્વરેચ્છા પ્રમાણે વર્તવું અને નાછુટકે-જ સાધારણ લોકોને મળવું, એ પણ ઋષિપણું છે.

૧૨–પોતાના ગુણ અને જ્ઞાન દર્શાવવાથી દૂર રહેવું, લોકો જુએ જાણે

કે પીછાણે નહિ, એવી રહેણી-કરણી રાખવી; અને ખાસ જરૂરસિવાયની બીજી બધી બાબતોથી દૂર રહેવું, એ પણ ઋષિપણું છે.

૧૩-લૌકિક વિચાર, પ્રવૃત્તિ તથા સુખ-સ્વાદને વિદાયગીરી આપવી; એજ પ્રભુપર વિશ્વાસ હોવાનું અથવા નિર્ભર રહેવાનું લક્ષણ છે.

# ૮૯-તપસ્વી અબુ ઈસાક ઈબ્રાહીમ શયબાની

તાપસવર અબુ ઇસાક ઇબ્રાહીમ મહાન તપસ્વી અને સર્વમાન્ય આચાર્ય હતા. ઇંદ્રિયનિગ્રહમાં, ધ્યાન-ભજનમાં અને વૈરાગ્યમાં તેમણે પરાકાષ્ઠા બતાવી હતી. તેમના પિતાનું નામ શયબાન હતું. સાધુ અબ્દુલ્લા મુબારક કહેતા કે, અબુ ઈસાક પવિત્ર સાધકોમાં અને નીતિમાન લોકોમાં ઈશ્વરી પ્રમાણ જેવા છે.તેમનું જીવન ભાવપ્રધાન હતું અને તેઓ સદા ધ્યાન-ભજનમાં નિમગ્ન રહેતા.

અબુ ઇસાક ઇબ્રાહીમ કહે છે કે, ચાળીસ વર્ષસુધી હું મક્કા શહેરમાં અબ્દુલ્લા મગરબીની સેવામાં રહ્યો ત્યાંસુધી મેં લોકોના જેવો સામાન્ય ખોરાક લીધો ન હતો; કાબા મંદિરની અગાશી નીચે સૂઇ જતો અને કોઈ વાર પણ લોલુપતાવશ થઇને ખાધું ન હતું. માત્ર એકજ વાર એવું બન્યું છે.

તુર્કસ્તાનમાં એક વાર મસુરની દાળ ખાવાની ઇચ્છા થવાથી એક વાસણ ભરીને તે ખાધી. પછી હું બજારમાં ગયો. ત્યાં એક સ્થળે મેં મોટાં મોટાં પાત્રો જોયાં. એ વખતે કોઇએ કહ્યું કે, આ બધાં પાત્રો મદિરાથી ભરેલાં છે.

આ સાંભળી મને વિચાર આવ્યો કે, મ્હારે એ બદલ સજા કરવી જોઇએ. પછી મેં લાકડીવડે એ બધાં પાત્રો ભાગી નાખ્યાં. મદિરા વેચનાર પહેલાં તો મને કોઇ અમલદાર ધારીને છાનોમાનો જોઇ રહ્યો. પણ પછી મને સામાન્ય મનુષ્યતરીકે જાણતાંજ તે લાકડી લઇને મારાપર કૂદી પડયો, અને બસો ફટકા માર્યા પછી કેદખાનામાં પણ મોકલ્યો. ત્યાં કેટલોક કાળ હું કેદીતરીકે રહ્યો. અબુ અબ્દુલ્લા મગરબીએ એ વાત જાણતાં લાગવગ વાપરીને છોડાવ્યો. પછી તેમની પાસે જતાં તેમણે પૂછયું કે "ભાઈ! તમારી આવી દશા શાથી થઇ?"

મેં કહ્યું કે "મસુરની દાળ પેટ ભરીને ખાધી તેથી મનમાં જોશ આવી ગયો. તેની સજાતરીકે બસો ફટકા ખાધા અને જેલજાત્રા કરી."

પુરુષશ્રેષ્ઠ અબુ ઇસાક ઇબ્રાહીમ જ્યારે મક્કાની હજ કરવા જતા, ત્યારે પ્રથમ મદિના જતા અને ત્યાં હજરત મહમદ સાહેબ(સ૦ આ૦ સ૦)ની કબરનાં દર્શન કરીને પછીજ મક્કા જતા અને હાજીવ્રતનું પાલન કરતા. ત્યાંથી પાછા મદિના આવતા અને "અસ્સલામ્ અલયકમ્ યા રસુલિલ્લાહ" એમ કહીને સલામ કરતા; એટલે હજરત સાહેબ( સ૦ આ૦ સ૦)ની કબરમાં-થી "અલયકમ્ સલામ્ યા ઇબ્ન શયબાન" અર્થાત્ "હે શયબાનના પુત્ર! તને સલામ" એવો અવાજ આવતો.

અબુ ઇસાક ઇબ્રાહીમ કહે છે કે, હું એક દિવસ જળાશયમાં સ્નાન કરતો હતો, ત્યારે મેં એક ચંદ્ર જેવી શાંતિ અને કાન્તિવાળો યુવક જોયો. તે મને જોઇને ઉચ્ચ સ્વરે બોલ્યો કે "બાહ્યજળથી ક્યાંસુધી નહાયા કરીશ? હવે અંતઃકરણને પણ ધોવાની મહેનત કર, કે જેથી તારો ઉદ્ધાર થાય."

મેં પૂછ્યું કે "તમે દેવ છો, મનુષ્ય છો કે કોણ છો?"

તેણે કહ્યું કે " હું એમાંનો કોઇ પણ નથી. પરમાત્માની ચરણરજમાંનો એક કણમાત્ર છું."

મેં કહ્યું કે "ત્યારે તો આપ સ્વર્ગીય સ્વારાજ્ય પામેલા જણાઓ છો."

તેણે કહ્યું કે "ઇબ્રાહીમ ! તું પણ બાહ્ય પ્રદેશમાંથી ચિત્ત ઉઠાવી લઇ તેને અંતરપ્રદેશમાં વાળી દે, એટલે તું પણ એ રાજ્ય અવશ્ય પામી શકીશ."

કોઇએ અબુ ઇસાક પાસે ઉપદેશની માગણી કરી, ત્યારે તેઓ બોલ્યા કે "ઈશ્વરનુંજ સદા સ્મરણ કર્યા કરો; અને તેને ભૂલો ત્યારે મૃત્યુનું સ્મરણ કરો."

## આ મહાત્માનું વચનામૃત

૧–એક ઈશ્વરમાંજ વિશુદ્ધ અને પૂરો પ્રેમ રાખી તેનાજ ધ્યાન–ભજનમાં જોડાઇ રહેવાથી આધ્યાત્મિક જ્ઞાનનો ઉદય અને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. આ સંસારમાં પરમાત્માસિવાય બીજું જે કાંઇ છે તે તો બધું તમને અ-ધર્મમાં અને ભ્રાંતિજાળમાંજ નાખી દેનારૂં અને ફસાવી રાખનારૂં છે.



# ૯૦—તપસ્વી અબુલ ખયર આકતા

તપસ્વી અબુલ ખયર આકતા ધર્મપ્રેમીઓના માર્ગદર્શક, અગ્રગણ્ય ભક્ત અને મહાન આચાર્ય હતા. તેઓ મગરબનિવાસી હતા. તેમણે તપસ્વી એબન જુલ્લાના સહવાસનો લાભ લીધો હતો. વનનાં પશુપંખીઓ પણ તેમના તરફ પ્રીતિ રાખતાં. સર્પ અને સિંહોનો પણ તેઓ સહવાસ રાખતા. અનેક પ્રકારનાં પ્રાણીઓ નિર્ભયતાથી તેમની સમીપ આવતાં.

તેઓ જે પર્વતમાં રહેતા ત્યાં એક સમયે એક રાજા ગયો. તેણે પ્રત્યેક ફકિરને એકેક મહોર આપી, તેમ અબુલ ખયર પાસે પણ મૂકી. તેઓ વીસ હાથ દૂર ઉભેલા એક ફકીર તરફ તે મહોર ફેંકી દઇને નગર તરફ ચાલ્યા ગયા.

એક વાર દૈવયોગે એવું બન્યું કે, અજુ કર્યાવિનાજ તેમણે કુરાન હાથમાં લીધું. પછી તેઓ બજારમાં ગયા. બજારમાં ચોરી થયેલી તેથી લોકો ચોરને શોધતા હતા. અબુલ ખયરને જોતાંજ "ચોર, ચોર" કરી માણસો તેમને વિંટાઇ વળ્યાં. અબુલ ખયરની સાથે કેટલાક સાધકો હતા તેમને પણ લોકોએ પકડયા.

અબુલ ખયર બોલ્યા કે "હું આ લોકોનો ઉપરી છું, તેઓ નિર્દોષ હોવાથી એમને છોડી મૂકો, હું તમારી સાથે આવવા તૈયાર છું."

પછી સાધકોને તેમણે કહ્યું કે "આ લોકો કરે તેમ કરવા દેજો; બોલતા નહિ."

મહર્ષિને લોકો રાજદરબારમાં લઇ ગયા અને ત્યાં લોકોના માત્ર અનુમાન-ભર્યા કથન ઉપરથીજ સજાતરીકે તેમના હાથ કાપી નાખવામાં આવ્યા! તેમને હાથવગરના બનીને આવેલા જોતાંજ સાધકો વ્યાકુળ બની વિલાપ કરવા લાગ્યા.

મહર્ષિ—"શોક શામાટે કરો છો? આ તો ખુશી થવા જેવી બાબત છે. જો તેમણે હાથ ન કાપતાં માથું કે હૃદય કાપ્યું હોત તો કેવી દશા થાત? હાથપગ ધોયાવિનાજ પવિત્ર કુરાનનો સ્પર્શ કરનારને આવીજ સજા થવી ઘટે." 'આકતા' શબ્દનો અર્થ અરબ્બીમાં 'કપાયલા હાથવાળો' હોવાથી એ પછી તેઓ 'આકતા' કહેવાવા લાગ્યા.

મહર્ષિ અબુલ ખયરના હાથ ઉપર કોઢ જણાતાં વૈદ્યોએ તેટલો ભાગ કાપી નાખવાની જરૂર દર્શાવી; પણ તેમણે ના પાડી. આથી શિષ્યોએ કહ્યું કે "મહર્ષિ નમાજ પઢતા હોય, તે વખતે તે ભાગ કાપવાથી તેઓ બોલશે નહિ."

પછી જ્યારે તેઓ નમાજ પઢવા લાગ્યા, ત્યારે હકીમોએ તેટલો ભાગ કાપી નાખ્યો. એ સમયે મહર્ષિ અબુલ ખયરે ચુંકારો પણ કર્યો નહિ.

## આ મહાત્મા ઈન્નાં વચનામૃત

૧–જુવાનીમાં જે પ્રભુઆજ્ઞા પાળતો નથી, તે વૃદ્ધાવસ્થામાં દુઃખી થાય છે.

૨–જે માણસ પ્રભુપ્રેમ, તત્ત્વજ્ઞાન ઇત્યાદિવિષે વાતોજ કરી જાણે છે અને વર્તી જાણતો નથી, તેનું પોલ વહેલે–મોડે ખુલીજ જાય છે.

૩–જ્યાંસુધી પ્રભુની મહત્તા સમજાય નહિ અને ચિંતવાય નહિ, ત્યાં-સુધી માણસનું અંતઃકરણ પવિત્ર થઈ શકતું નથી.

૪–જે માણસ સાચા સંત–સાધુનાં સેવા–સમાગમ કરતો નથી, તે પોકળ પાંડિત્યમાં અને મિથ્યાભિમાનમાંજ ડૂબતો ચાલીને છેવટે ધિક્કારજ પામે છે.

૫–વિશ્વાસ, એ પ્રભુ અને ભક્ત વચ્ચેની એક એવી અજબ બાબત છે, કે જેનું પૂર્ણ રહસ્ય તો પ્રભુસિવાય કોઇ પણ જાણી શકતું નથી.

## મહાત્મા અબુ બકર સિદલાનીનાં કેટલાંક વચનામૃત

૧–તમે પરમેશ્વરમાંજ અંતઃકરણને જોડી રાખો અને તેમ ન કરી શકો ત્યારે ધ્યાન–ભજન માં રહેનારા ભક્તાત્માઓનો (સાધકો અથવા સિદ્ધાત્મા-ઓનો) સમાગમ સેવો.

૨–જે માણસ જ્ઞાન તો મેળવે છે, પણ નિષિદ્ધ કામોથી દૂર રહેવાની કાળજી રાખતો નથી, તેને છૂટવાનો કશો ઉપાય નથી.

૩–પૃથ્વી ઉપર જેટલાં માણસો છે, તેટલા ધર્મમાર્ગ છે અને તે દરેક માર્ગ ઈશ્વરથીજ શરૂ થાય છે; નહિ કે માણસોથી.

૪–તમે એવોજ પ્રયત્ન કરો કે જેથી સર્વે અવસ્થામાં પોતાની ખામીઓ અને પ્રભુના ઉપકારો તથા મહત્તા યાદ રહી શકે.

૫–તત્ત્વજ્ઞાન તો જ્યાં ત્યાંથી મળી આવશે, પરંતુ જેટલા પ્રમાણમાં સાચી જિજ્ઞાસા અને સાધુતા આવી હોય, તેટલાજ પ્રમાણમાં માણસ તે જ્ઞાનને ખરા અર્થમાં સમજી શકે છે અને પચાવી–પાલન કરી શકે છે.

૬–હું એવું ઇચ્છું છું કે, સાધકની પ્રત્યેક કૃતિ અને સ્થિતિ પ્રભુનેજ પામવાના ઉદ્દેશથી થાય. એવા ઉદ્દેશવિનાની જે પણ કૃતિ અને સ્થિતિ થશે, તે સર્વ વૃથાજ જશે.

૭–જે માણસ પ્રયોજન જેટલીજ વાત કરે છે અને નિષ્પ્રયોજન બોલવા-થી દૂર રહે છે, તેજ ખરો બુદ્ધિમાન છે.

૮–સાચા સાધકનું મુખ્ય લક્ષણ એજ છે કે, તે બીજા બધાઓથી દૂર રહી માત્ર સાચા સંત–સાધુનોજ સહવાસ–સમાગમ સેવે છે.

૯–તમે સંસાર અને સંસારીઓથી દૂર રહેવામાંજ જીવનની સફળતા જુઓ; કેમકે એમ કરશો તોજ તમારામાં ઉચ્ચ જીવનનો સંચાર થઇ શકશે.

૧૦–લૌકિક જીવનથી છૂટકારો મેળવવો એજ સાધનાનું મુખ્ય દ્વાર છે; કેમકે સાધક અને ઇશ્વરની વચ્ચે લૌકિક જીવન એજ મોટો અંતરાય હોવાથી જ્યાંસુધી એ અંતરાયનો નાશ ન થાય, ત્યાંસુધી પ્રભુના માર્ગમાં પ્રકાશ મળવો ને આગળ વધાવું મુશ્કેલ છે.

૧૧–મ્હારે માટે તો આખું જગતજ શત્રુરૂપ અને અંતરાયરૂપ રહ્યું, ત્યાં પછી તેનાથી દૂર રહેવા સિવાય મ્હારાથી બીજું બનીજ શું શકે !!

૧૨–તમારૂં (સાધકજનોનું) દરેક કાર્ય એવી રીતે થવું જોઇએ કે જે લોકો જાણવાજ પામે નહિ; કેમકે વાત બહાર ગઇ કે તેમાં વધઘટ થવાનીજ.

# ૯૧–તપસ્વી અબુ હમ્જા મહંમદ બગદાદી

તાપસવર અબુ હમ્જા મહંમદ પ્રભુપ્રેમથી ભરપૂર અને મહાજ્ઞાની તથા ઉત્તમ પંડિત હતા. તાપસમંડળીમાં તેમનું ઘણું માન હતું. બગદાદમાં તેમનો નિવાસ હતો. તેમના પિતાનું નામ ઈબ્રાહીમ હતું. હારેસ મહાસવીની પાસેથી તેમણે ધર્મદીક્ષા લીધી હતી. મહાત્મા સરી,મહાત્મા નુરી,મહાત્મા ખયર અને મહાત્મા નસ્સાજ તેમજ બીજા અનેક મહાત્માઓનો તેમણે સમાગમ કર્યો હતો. બગદાદમાં આવેલી રસાફ઼ નામની મસ્જિદમાં તેઓ ઉપદેશ આપતા. જ્યારે ઈમામ અહમદ હંબલ કોઈ વિષયનું પ્રતિપાદન કરી શકતા નહિ, ત્યારે તેમની મદદ લેતા. અબુ હમ્જાની વાતો કાનને મધુરી લાગે એવી તથા હૃદયને તૃપ્તિ આપે એવી હતી.

એક દિવસ મહાત્મા અબુ હમ્જા, મહાત્મા હારેસ મહાસવીની પાસે ગયા. ત્યાં પિંજરામાં શ્યામ રંગનું એક પક્ષી હતું તે અકસ્માત્ ચીત્કાર કરી ઉઠયું; એટલે અબુ હમ્જા ઉચ્ચ સ્વરે બોલ્યા કે "લબયક ઇયા સૈય્યાદ" (એટલે હે પ્રભો ! હું આપની સેવામાં હાજર છું.)

એ સાંભળતાંજ હારેસ મહાસવી એકદમ છરો લઇને અબુ હમ્જાને મારવા તત્પર થયા ! આ જોઇ મહર્ષિ હારેસના શિષ્યોએ તેમના ચરણો પકડી લીધા અને હાથમાંથી છરી લઇ લીધી.

પછી હારેસે અબુ હમ્જાને કહ્યું કે "ધર્મભ્રષ્ટ પામર ! ઇસ્લામી બન."

એ સાંભળીને શિષ્યો બોલ્યા કે "દેવ! અમે અબુ હમ્જાને પ્રેમી સાધુ અને એકેશ્વરવાદી જાણીએ છીએ."

હારેસ મહાસવી—"હા, હું પણ એમજ જાણું છું. પરંતુ તેણે અનેકેશ્વરવાદીઓના જેવું કાર્ય કેમ કર્યું? માત્ર એકલા પંખીનાજ અવાજમાં તેમણે પરમેશ્વરની વાણી કેવી રીતે સાંભળી? કેમકે ઈશ્વર કાંઈ એકજ જગાએ રહેલો નથી. પ્રભુ અને તેના બંદાઓની કથાસિવાય પ્રભુપ્રેમીને બીજા કશાથી શાંતિ વળતી નથી અને તેની આધીનતા આવ્યા સિવાય સાચો ભાવાવેશ પણ આવી શકતો નથી. સાંસારિક બધી વસ્તુઓ પ્રભુના માર્ગમાં આવરણરૂપ એટલા માટે ગણાય છે કે તે હોય ત્યાંસુધી તે પ્રભુમાં એકનિષ્ઠ અને તલ્લીન થઈ શકતો નથી."

અબુ હમ્જા—"હું પહેલાં તો યોગ્ય માર્ગ ઉપર હતો, પરંતુ મારૂં આ કાર્ય ભૂલેલા મુસાફર જેવુંજ થયું છે, તેથી એને માટે હું પશ્ચાત્તાપ કરૂં છું."

અબુ હમ્જાએ એક વાર કહ્યું હતું કે, મેં પ્રભુનાં દર્શન કર્યાં છે. ત્યારે તેમણે કહ્યું હતું કે "અબુ હમ્જા! તું શયતાનની છેતરપીંડીનું અનુકરણ કરીશ નહિ."

પછી ઉપલી વાત સામાન્ય લોકોની જાણમાં આવતાં તેમણે મહર્ષિ અબુ હમ્જાને ઘણુંજ દુઃખ આપ્યું હતું.

મહર્ષિ અબુ હમ્જા કાનને મધુર લાગે એવીજ વાતો કહેતા. એક દિવસે એમણે એવી દૈવી વાણી સાંભળી કે "અબુ હમ્જા! બેશક તું ઘણી ઉત્તમ રીતે બોલી શકે છે; પરંતુ મૌન રાખવું એ તેના કરતાં પણ વધારે ઉત્તમ છે."

એ પછી તેમણે મૌન લીધું હતું અને એજ અઠવાડીઆમાં હીજરી સન ૧૮૯માં એક શુક્રવારને દિવસે તેમને કંઇક વાગવાથી પાટ ઉપરથી પડી ગયા અને દેહ છૂટી ગયો.

## આ મહાત્માનાં થોડાંક વચનામૃત

૧–દુઃખીઓ અને ત્યાગીઓ સાથે ભાઇબંધી કરવી એ કઠણ કામ છે. સત્યનિષ્ઠ અને સદાચારી સિવાય બીજાથી તે બની શકતું નથી.

૨–પ્રભુ જેને સ્વાદ કે બોલવાની લોલુપતા વગરની જીભ, સંતોષી હૃદય અને અસંગ્રહી સ્વભાવ,એ ત્રણ વાનાં આપે છે, તેજ સર્વ આફતોથી બચી શકે છે.

૩–સાચા સાધુનાં લક્ષણો આ પ્રમાણે છેઃ–દુનિયાઇ ગૌરવ પ્રાપ્ત થતાં તે પોતાને ગૌરવહીન થયેલો માને છે; શક્તિ અને દૈવી સંપત્તિ હોવા છતાં પણ તે નિર્બળ ને ગરીબની પેઠે રહે છે અને પ્રસિદ્ધિ મળે તોપણ ગુપ્તની

પેઠે રહે છે. ઢોંગી સાધુનાં લક્ષણો આથી ઉલટાજ પ્રકારનાં હોય છે.

૪–જ્યારે અન્ન મળતું નહિ ત્યારે મારી જાતને હું કહેતો કે, આ અપવાસ તને ઇશ્વરી બક્ષીસરૂપે મળ્યા છે. વિચાર કરવાથી પણ મને એમજ જણાતું કે, તે અપવાસના દિવસોથી જેટલો મને લાભ થયો છે, તેટલો લાભ જમવાના દિવસોથી થયો નથી. કેમકે અપવાસને દિવસે મન સ્વસ્થ રહેવાથી મને સાધન--ભજનમાં ખૂબ આનંદ આવતો.

# ૯૨–તપસ્વી અબુ અલ્લિ અહમદ રૂદબારી

તાપસવર અબુ અલ્લિ અહમદ ધૈર્ય તથા ગાંભીર્યમાં પર્વત જેવા અને પાંડિત્યમાં રત્નાકર જેવા હતા. તેઓ સદા ઈશ્વિરનાજ ધ્યાન–ચિંતનમાં રહેતા. તેમણે તપાદિ સાધનો પુષ્કળ સાધ્યાં હતાં. તેઓ ચતુર ધર્માચાર્ય અને સદાચરણમાં કુશળ હતા. બગદાદ તેમની જન્મભૂમિ હતું. તેઓ મિસરમાં જઇ રહ્યા હતા. ગૂઢ તત્ત્વોની ચર્ચા કરતાં તેઓ ઘણી ઉચ્ચ વાતો કહેતા. મહર્ષિ જુન્નેદ તથા અબુ હુસેન નુરીનો સહવાસ સેવવા ઉપરાંત બીજા પણ અનેક સંત–સાધુઓના દર્શન–સમાગમનો લાભ તેમણે લીધો હતો.

તેમણે કહ્યું છે કે, એક વાર એક ફકિરનું મરણ થયું, ત્યારે તેને કબ્રસ્તાનમાં લઇ ગયા અને ઉંધે મોઢે દફનાવવા ગોઠવણ કરવા માંડી. એમ કરવાથી મરનાર ઉપર ઈશ્વરની વિશેષ દયા થશે, એવી માન્યતા હતી. એટલામાં પેલા શબે આંખો ઉઘાડીને કહ્યું કે "જે ઈશ્વર મ્હારા ઉપર પ્રેમ રાખે છે, તેની પાસે તમે મને ખરાબ અવસ્થામાં શામાટે મૂકો છો ?" આ અવાજ સાંભળીને મેં પૂછ્યું કે "મૃત્યુ પછી પણ શું જીવન હોઇ શકે ?" પુનઃ તેણે કહ્યું કે "પ્રભુના બધાજ પ્રેમીઓ જીવતા છે."

અબુ અલ્લિ અહમદ કહે છે કે, ઘણાં વર્ષસુધી મને મારા શરીરની પવિત્રતામાટે શંકા રહ્યા કરતી હતી. એક દિવસ એક ઠેકાણે હું અગિયાર વાર નાહ્યો અને સૂર્યોદયસુધી ખોટી થયો; તોપણ શુદ્ધિ બરાબર થયેલી લાગી નહિ. આથી મેં પ્રાર્થના કરી કે "હે પ્રભો ! મને શાંતિ આપો." એટલે ગેબી વાણી સંભળાઈ કે "શાન્તિ તો પરમાત્માના જ્ઞાનમાં અને મેળાપમાંજ રહેલી છે."

મરણસમયે મસ્તક તેમની બહેનના ખોળામાં હતું ત્યારે તેઓ નેત્ર ઉઘા-

ડીને બોલ્યા હતા કે, ફિરસ્તાઓને (દેવદૂતોને) નજરે જોઉં છું. તેઓ કહે છે કે 'ચાલો, તમને એવે સ્થળે લઇ જઇએ કે જ્યાં પરીઓ–અપ્સરાઓ તમારી રાહ જોતી ઉભી છે' પરંતુ મ્હારૂં અંતઃકરણ એમ કહે છે કે 'હે પ્રભો! તમારાસિવાય બીજા કશા તરફ હું દૃષ્ટિ કરનાર નથી. જેને પ્રાપ્ત કરવામાટે આખું જીવન ગાળ્યું છે, તેનેજ જઈ મળવાનું મૂકીને વચમાં–સ્વર્ગના સુખવિલાસમાં–મ્હારે ફસાઇ પડવું નથી.' આટલું કહીને તેમણે શરીર છોડયું. હિજરી સન ૩૨૮ માં તેમનો દેહાંત થયો.

## આ મહાત્માનાં કેટલાંક વચનામૃત

૧–આપણે ધારેલા સમયે સાચા સંત–સાધુનો મેળાપ થવો, તેમજ મેળાપ થયા પછી ધારેલા સમયે તેમનાથી છૂટા પડી શકાવું, એ બંને બાબતો મુશ્કેલ છે.

૨–એક કાંબળો, કષ્ટસાધ્ય ભોજન, સંસારનું વિસ્મરણ, ધર્મનું પાલન અને પેગંબર તથા મહાપુરુષોનું અનુસરણ, એ સાચા જ્ઞાનીઓની નીતિ હોય છે.

૩–જે સાધક પાંચ દિવસના કડાકાથી કકળી ઉઠે, તેને તો પાછો બજારમાંજ વિદાય કરી દેવો કે જ્યાં માગી ખાય.

૪–મેળાપની પ્રતિજ્ઞા લઇને પરમ સખા(પરમાત્મા)નેજ આંગણે અડ્ડો લગાવી બેસવું; તેનાજ ઉંબરામાં માથું મૂકી રાખવું અને સેંકડો વાર તરછોડે તોપણ ત્યાંથી ખસવું નહિ, એ સાચા જિજ્ઞાસુની નીતિ હોય છે.

૫–પાસે કશુંજ નહિ છતાં જે કોઇ પાસે કશું માગતો નથી; અને કોઇ વગરમાગ્યે આપે, તોપણ તેને નહિ સંઘરવામાં જે અડગ રહે છે; તેજ ખરો આસ્તિક ને એકનિષ્ઠ જ્ઞાની છે.

૬–જે જ્ઞાન પ્રભુને સૌથી શ્રેષ્ઠ અને મહાન દર્શાવે છે અને બીજા તમામ પદાર્થોને ક્ષુદ્ર દર્શાવી તેમનો મોહ ત્યજવા પ્રેરે છે તથા પાપપ્રત્યે ભય અને પ્રભુપ્રત્યે આશા ઉપજાવે છે, તેજ જ્ઞાન તમો–સાધકો–માટે ઉપયોગી જાણજો.

૭–સાચો સાધુ પોતાના અલૌકિક ગુણોને ગુપ્ત રાખે છે અને અવગુણોજ લોકો આગળ પ્રકટ કરે છે, એ વાતની માહિતી પણ તેમને પોતાનેજ હોય છે.

૮–ઇશ્વરે પણ પોતાની પેઠે પોતાના બંદાઓની પણ યોગ્યતા ગુપ્તજ રાખવાની વ્યવસ્થા કરી છે; અને તેથીજ તેવા મહાજનો તરફ બધાઓની

દૃષ્ટિ જવા પામતી નથી, અને જાય તોપણ તેમને જાણી–પિછાણી શકતી નથી.

૯–માણુસનું મન જ્યારે સંસાર તરફ પૂરેપૂરૂં અનાસક્ત બને છે, ત્યારેજ તેના હૃદયમાં ગૂઢ જ્ઞાનનો ઉદય થાય છે; મનમાં સ્વર્ગીય રહસ્યો પ્રકટ થાય છે અને આચરણમાં સેવાભાવ પ્રકટ થાય છે. આ ત્રણ બાબતો તેનામાં પ્રકટ થાય તોજ આ ત્રણ બાબતો તેનાથી બની શકે છેઃ–(૧) પોતાની ખામીઓ સમજાય છે, (૨) અલૌકિક ઇશ્વરી રહસ્યો સમજાય છે અને (૩) બાહ્યવ્યવહાર પણ તેનેજ અનુસરતો થાય છે.

૧૦–જ્યારે સંગીતને લીધે હૃદયમાં ઉચ્ચ ભાવોનો આવેશ થાય છે, ત્યારે પણ પ્રેમપાત્ર પ્રભુનાં ગૂઢ રહસ્યો તેના આગળ પ્રકટ થાય છે.

૧૧–ઇશ્વરે પોતાને માટે જે કાંઇ નિર્માણ કર્યું હોય તે સિવાય બીજું કશું પણ જે ઇચ્છતો નથી તે સાધુ પુરુષ છે; અને જે પ્રભુસિવાય આ લોકની કે પરલોકની કોઇપણ વસ્તુસ્થિતિ ઇચ્છતો નથી તે વીરપુરુષ છે.

૧૨–ખરાબ મનુષ્યો સાથે સમય ગાળવો પડે, એ તો પરીક્ષામાં બેસવા જેવું અથવા તો કસોટીમાં કસાવા જેવું છે.

# ૯૩–તપસ્વી અબુલ ફઝલ હુસેન સરખસી

તપસ્વી અબુલ ફઝલ હુસેન પુષ્કળ સત્કાર્ય કરનારા, દુઃખી જનોનો દુઃખભાર વહેનારા, સૌના શ્રદ્ધાપાત્ર અને શ્રેષ્ઠ ધર્માચાર્ય હતા. સાત્વિકતા, આધ્યાત્મિકતા, પ્રભુપ્રેમ અને પુરુષાર્થની બાબતમાં તેઓ ઉચ્ચતમ અવસ્થાએ પહોંચેલા હતા. તેઓની વાણી મધુર છતાં તેમાં જ્ઞાન પણ સંપૂર્ણ દેખાઇ આવતું. સરખસ નામનું સ્થાન તેમની જન્મભૂમિ હતું. તપસ્વી અબુ સઇદના તેઓ માર્ગદર્શક હતા. અબુ સઇદને કાંઇ પણ મુશ્કેલી આવતાં તેઓ અબુલ ફઝલની કબર આગળ જઇને તેની પ્રદક્ષિણા કરતા, તેથી તેમની મુશ્કેલી દૂર થતી. તેમનો જે પણ શિષ્ય હજ કરવાનું વ્રત લેતો, તેને તેઓ કહેતા કે "તું પ્રથમ અબુલ ફઝલ હુસેનની સમાધિનાં દર્શન કરીને તે પછીજ હજ કરવા જજે, કેમકે એથી તારી ધારણા નિર્વિઘ્ને સફળ થશે."

એક દિવસ કોઇએ અબુ સઇદને પૂછ્યું કે "તમે આવી યોગ્યતા ક્યાંથી પ્રાપ્ત કરી ?" ત્યારે અબુ સઇદે કહ્યું કે "હું એક વાર નદીને કિનારે કિનારે જતો હતો, ત્યારે સામે કિનારે મહાત્મા અબુલ ફઝલ હુસેન ચાલતા હતા.

તેમની મીઠી નજર મ્હારા ઉપર પડી, તેથીજ હું આ રસ્તે આગળ વધી શકયો.”

ઈમામ ખાજોમી કહે છે કે, નાનપણમાં એક દિવસે હું એક ઝાડ ઉપર તેની ડાળ કાપવા ચઢયો, એવામાં આચાર્ય અબુલ ફઝલ ત્યાં આવ્યા; હું ઝાડ ઉપર હોવાથી તેમણે મ્હને દીઠો નહિ અને એકાંત સમજીને ઈશ્વર-ધ્યાનમાં મગ્ન થયા તથા દેહભાન પણ ભૂલી ગયા. કેટલીક વાર એ સ્થિતિમાં રહ્યા પછી તેઓ મસ્તક ઉંચું કરીને પ્રફુલ્લ અંતઃકરણે બોલ્યા કે “હે પ્રભો! હજામને આપવા જોગી જુજ રકમ પણ તું મને આપતો નહિ અને બીજા તારે રસ્તે ચાલનાર મારા બંધુઓને પણ આપતો નહિ.”

ઉપલી પ્રાર્થના કરી રહ્યા પછી તરતજ મેં એ વૃક્ષનાં તમામ પાંદડાં અને ડાળો સુવર્ણમય બની ગયેલાં જોયાં અને મહર્ષિને પણ એવુંજ જણાયું; એટલે તેઓ બોલ્યા કે “અહો, કેવો વિચિત્ર બનાવ! પ્રભો! તારી આટલી બધી અવકૃપા શામાટે? હું તાંબાની પાઇ પણ આપવાની ના કહું છું, ત્યારે તું તો ચોતરફ સોનુંજ સોનું દર્શાવે છે! તને તો બસ કશું કહેવાયજ નહિ!”

સરખસમાં એક યુવક હતો. તે સદા પ્રભુપ્રેમમાંજ મસ્ત રહેતો અને નમાજ પઢતો નહિ. એક વાર લોકોએ તેને પૂછયું કે “તું નમાજ કેમ પઢતો નથી?”

યુવક—“પાણી કયાં છે તે હું અજુ કરૂં?”

લોકો તેનો હાથ પકડી તેને એક હોજ પાસે લઇ ગયા અને જળથી ભરેલું પાત્ર બતાવ્યું. તે યુવક તો પુષ્કળ સમય સુધી હાથમાં તે પાત્ર લઇને જડની પેઠે ત્યાંજ ઉભો રહ્યો! પછી મહર્ષિ અબુલ ફઝલે કહ્યું કે “આને તો ઘેર પહોંચાડવો એજ કર્તવ્યછે, કારણ કે ધર્મવિધિઓથી એ પર થયેલો—આગળ વધી ગયેલો છે.”

એક દિવસે સરખસનિવાસી લુકમાન, મહર્ષિ અબુલ ફઝલ પાસે આવ્યો અને જોયું તો એક રંગેલું વસ્ત્ર હાથમાં લઈને તેઓ બેઠા હતા.

લુકમાને પૂછયું “આપ આ રંગેલા વસ્ત્રમાં શું શોધો છો?”

મહર્ષિ—“તમે એનાથી દૂર રહીને જે શોધી રહ્યા છો તેજ.”

લુકમાન—“આવા વિપરીત ભાવનું શાથી કહો છો?”

મહર્ષિ—“‘શું શોધો છો?’ એવો વિપરીત ભાવ—કટાક્ષભરેલો પ્રશ્ન તો તમારોજ છે. તમે જરા મિથ્યાભિમાનની મોહનિદ્રામાંથી જાગો, કે જેથી તમારા અંતરમાંની અવળી માન્યતાઓ દૂર થાય અને આપોઆપજ જાણી શકો કે, તમે અને હું શું શોધી રહ્યા છીએ!”

એક દિવસે કોઇ માણસ અબુલ ફઝલ પાસે આવ્યો અને બોલ્યો કે

